વીર સંવત ૨૪૭૫
વિક્રમ સંવત ૨૦૦૫



સને ૧૯૪૯
પ્રતિ. ૧૦૦૦





મુદ્રકઃ—
ગોવિન્દલાલ મોહનલાલ જાની
: શ્રી ક્રિશ્ના પ્રિન્ટરી :
રતનપોળ : અમદાવાદ.

: પ્રાપ્તિસ્થાન :
લુહારની પોળ : જૈન ઉપાશ્રય.
ઠે. લુહારની પોળ : અમદાવાદ.

શેઠ સુરજમલ ભગુભાઈ સુતરીયા

તરફથી ભેટ.



જન્મ : સવત ૧૯૪૬ ના શ્રાવણ સુદ ૧૫

સ્વ: સવત. ૨૦૦૮ ના અષાડ વદ ૫



# બે બોલ.

આજથી છ વર્ષ અગાઉ પરમપૂજ્ય પં. શ્રીમદ્ મંગળવિજયજી ગણિવરના ઉપદેશ અને પ્રેરણાથી શ્રાદ્ધવિધિ છપાવવાનું નક્કી કર્યું હતું. અને તે માટે તેમના ઉપદેશથી આઠસો રૂપીયા પણ મળ્યા હતા. છાપવા માટે કાગળ પણ ખરીદ્યા હતા, પરંતુ હું તિથિચર્ચાના વાતાવરણમાં અટવાયેલો હોવાથી અને પુસ્તકમાં આઠસો રૂપીયે કાંઇ નહિ થાય તેમ ધારી તે રૂપીયા જેમના હતા તેમને વર્ષબાદ પાછા આપ્યા હતા. આમ છતાં આ ગ્રંથ પરત્વેની રૂચિ તો ખસીજ ન હતી અને શ્રાદ્ધવિધિ છપાવવા યોગ્ય છે તે વાત તો મનમાં રહ્યાજ કરતી હતી.

વિ. સં. ૨૦૦૩માં લુવારની પોળના ઉપાશ્રયે પરમપૂજ્ય તીર્થોદ્ધારક ચારિત્ર ચૂડામણિ પ્રાતઃસ્મરણીય આચાર્યદેવ વિજયનીતિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય પરમપૂજ્ય આગમજ્ઞાતા ભદ્રિક પરિણામી આચાર્યદેવ વિજય હર્ષસૂરીશ્વરજી મહારાજના શિષ્ય પરમપૂજ્ય વિદ્વદ્વર્ય આચાર્યદેવ વિજય મહેંદ્રસૂરીશ્વરજી મહારાજ ચાતુર્માસ રહ્યા. તેમને ચાતુર્માસ દરમિયાન જીર્ણ શીર્ણ અને દુઃષ્પ્રાપ્ય શ્રાદ્ધવિધિ ગ્રંથને ફરી સંસ્કૃતમાં છપાવવાનો વિચાર થયો. અને તે માટે ઉપાશ્રયની કમીટિને વાત કરી.

શ્રાદ્ધવિધિ ગ્રંથ સંસ્કૃત અને ગુજરાતી બંને અગાઉ છપાઇ ચુકેલા હતા પરંતુ આજે તે બેમાંથી એકે ગ્રંથ મળતો ન હોવાથી ઉપાશ્રયની કમીટિએ સંસ્કૃત ગ્રંથ છપાય તે સારૂં છે. છતાં આ ગ્રંથ ગુજરાતીમાં છપાય તો, જેને માટે આ ગ્રંથ ગ્રંથકારે રચ્યો છે તે શ્રાવકો તેનો વધુ સારો લાભ લઇ શકે આથી કમીટિએ શ્રાદ્ધવિધિ ભાષાંતર છપાવવાનું અને શ્રાદ્ધવિધિ સંસ્કૃત છપાય તેમાં પણ મદદ આપવાનું નક્કી કર્યું.

આ શ્રાદ્ધવિધિ ગ્રંથનું ભાષાન્તર આજથી ચાલીસ વર્ષ અગાઉ ૧ ચીમનલાલ મારફતીયા તરફથી ૨ વિદ્યાશાળા તરફથી ૩ જૈન પત્રની ઓફીસ તરફથી બહાર પડયું હતું. આ ત્રણે ગ્રંથોમાંથી એક પણ ગ્રંથ આજે પચીસ વર્ષથી મળતો નથી.

ઉપાશ્રયની કમીટિ તરફથી શ્રાદ્ધવિધિના મુદ્રણનું કામ સોંપાયા છતાં છ મહિના સુધી તો આ શ્રાદ્ધવિધિ ગ્રંથને કઇ રીતે છપાવવો તેનો હું નિર્ણય કરી શકયો નહિં. પહેલાં તો એવો વિચાર આવ્યો કે શ્રાવકધર્મને પ્રતિપાદન કરનારા ગ્રંથોને એકઠા કરી બધા ગ્રંથોને જોઈ તેમાંથી શ્રાવક ઉપયોગી ગ્રંથ તૈયાર કરવો. પણ આ કામ મને સોંપાયેલ



કામની મર્યાદા બહારનું હતું. શ્રાદ્ધવિધિ કોઈની છાપેલ પ્રેસમાં મોકલી છપાવવામાં આજથી પચાસ વર્ષ પહેલાં છપાયેલ ગ્રંથને એમનમ છપાવવામાં ગતાનુગતિકતા લાગી. ત્રીજો વિચાર એ પણ આવ્યો કે શ્રાદ્ધવિધિની ગાથા અને ટીકાને લક્ષમાં રાખી તેનો ભાવાર્થ અનુવાદ તૈયાર કરવો. આમાં જ્યાં ઘટે ત્યાં વધુ વિવેચન પણ કરવું આ ત્રીજા વિચારનો અમલ કરવો તેવું માની ગ્રંથની શરૂઆત કરી પણ શરૂ કરતાં જ મનમાં થયું કે જેને સંસ્કૃત અનુવાદ સમજવો હશે તેને આ મુશ્કેલ થશે.

આમ અક્ષરશઃ અનુવાદમાં સામાન્ય અભ્યાસીને કઠિન થવાનો ભય, મૂળ અને ટીકાને અનુસરી સ્વતંત્ર રીતે લખવામાં મૂળ ઉપરથી ગ્રંથ બેસાડવાને ઈચ્છનાર વાચકને અનુપયોગી, તેમજ મૂળ ગ્રંથકારના આશયને અન્યાય અપાઇ જાય તેવી આશંકા અને બીજા ગ્રંથો જોઈ સ્વતંત્ર ગ્રંથ તૈયાર કરવામાં શ્રાદ્ધવિધિ ગ્રંથનો આશય માર્યો જવાનું અને ગ્રંથકારે ઘણા ગ્રંથ જોઈ આ તૈયાર કરેલ છે તેને ઉપેક્ષી નવું કરવું તે નિરર્થક જણાયાથી આ ત્રણે વિચાર પડતા મુકી ગ્રંથનો અનુવાદના પેરેગ્રાફ પેરેગ્રાફ દીઠ હેડીંગો બાંધી છપાવવાનું શરૂ કર્યું. સાથે સાથે એ પણ રાખ્યું કે મૂળ ગ્રંથમાં જ્યાં ઉદાહરણ કે કેટલીક વસ્તુઓ અતિદેશથી બનાવેલી હતી તેને ૧-૨-૩ આંક મુકી ટિપ્પણમાં સ્પષ્ટ કરવાનું રાખ્યું.

ગ્રંથની શરૂઆતથી જ ગ્રંથકારે જે જે ગ્રંથનો ઉપયોગ કર્યો છે. તે બધા ગ્રંથોનાં સ્થળ જોઇ તેનો નિર્દેશ કરવો તેમ વિચાર્યું હતું પણ આ કામ માટે ખુબ પુસ્તક સંગ્રહ અને અતિ પરિશ્રમ જોઇએ આથી શરૂઆતમાં તો થોડા ગ્રંથ માટે કર્યું. પણ પછી તે કામને પહોંચી નહિ વળવાને કારણે જતું કર્યું છે.

આ ગ્રંથમાં સચિત્તઅચિત્તવિચાર, સ્વપ્નવિચાર. જાપ વિચાર,દેવદ્રવ્ય વિચાર, તિથિ-ક્ષયવૃદ્ધિ વિચાર, પ્રતિક્રમણ વિધિ વિચાર, પૂજાવિધિ વિચાર, વિગેરે ઘણાએ એવા આંતર વિષયો છે કે જેની ચર્ચા અને વધુ સ્પષ્ટીકરણ આવશ્યક છે છતાં પણ ગ્રંથકારે કરેલ સ્પષ્ટીકરણથી જ સંતોષ માન્યો છે. કારણકે આ બધા વિચારોનું વધુ સ્પષ્ટીકરણ કરવા જતાં કોઇ નવીન ચર્ચાને અગર સુતેલી ચર્ચાને સ્થાન મળવાનો સંભવ છે. તેથી ગ્રંથકારે જણાવેલ વિગત સિવાય નવું કાંઈ દાખલ કર્યું નથી. તેમજ આ પૈકી કેટલીક વસ્તુઓ એવી પણ છે કે એનો ચોક્કસ નિર્ણય કરવો અતિકઠણ છે. આ કારણથી જ પ્રશસ્તિમાં ગ્રંથકારને પોતાને પણ કહેવું પડ્યું છે કે 'विधिवैविध्यात् श्रुतगतनैयत्यादर्शनाच्च यत्किंचित् ॥ अत्रोत्सूत्रमसुद्यत तन्मिथ्यादुष्कृतंमेऽस्तु. આથી આ બધા વિચારોમાં ગ્રંથકારનું શું મંતવ્ય છે તેજ અક્ષરશઃ રજુ કર્યું છે. માત્ર દેવદ્રવ્યના સંબંધમાં ટિપ્પણમાં અમે દેવદ્રવ્ય ભક્ષણ કેટલું અનર્થ કરનાર છે તે બતાવવા પ્રયત્ન કર્યો છે અને તેના શાસ્ત્ર-પાઠનો નિર્દેશ કર્યો છે.

આજથી પાંચસો વર્ષ પહેલાં રચાયેલ આ ગ્રંથને જોતાં આપણને ઘણું ઘણું તેમાંથી જાણવા મળે છે. તે વખતે આજનો વૈજ્ઞાનિક યુગ નહોતો, દેશ પરદેશનો ઝડપી પરિચય નહોતો, પુસ્તકના પઠન પાઠનનાં ઝડપી સાધનો રેડીયો, મુદ્રણ વિગેરે નહોતાં, છતાં પાંચસો વર્ષ પહેલાના આપણા પૂર્વજો કેટલા સંસ્કારિત, બુદ્ધિવૈભવવાળા, પરોપકાર-પરાયણ અને દુરંદેશી હતા. આજથી પાંચસોવર્ષ પહેલાના આપણા પૂર્વજો જેમની તેમને માથે જવાબદારી હતી તે કુટુંબની કેવી રીતે ફરજ અદા કરતા હતા? કુટુંબના પોષણ માટે કેવો વ્યાપાર કરવામાં માનતા હતા? અને વ્યાપાર તથા જીવનમાં અઢળક સંપત્તિ અને અધિકાર મળ્યા બાદ તેનું સાફલ્ય કયા ઉપયોગ કરવાથી થતું હતું? તે સર્વે આમાંથી આપણને સારી રીતે જોવા મળે છે. આજથી પાંચસો વર્ષ પહેલાનાં આપણાં શ્રાવકો કેવા દૈનિક કાર્યક્રમ, પર્વ કાર્યક્રમ, ચાતુર્માસિક કૃત્ય, વર્ષકૃત્ય અને જન્મકૃત્યને આદર્શ કૃત્ય તરીકે લેખતા હતા. અને કરતા હતા તે પણ આપણને દૃષ્ટિગોચર થાય છે.

આ ગ્રંથમાં શ્રાવક ધર્મને ઉપયોગી સર્વ વિષયો હોવા છતાં આ ગ્રંથની પ્રસ્તાવનામાં ધર્મ-સંબંધીની સમજ, શ્રાવક ધર્મની ઉપયોગિતા, ગ્રંથકારનો પરિચય, શ્રાવકના સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મનું નિરૂપણ, શ્રાવકનાં છ કૃત્યો, દશ પ્રકારની આરાધના અને શ્રાદ્ધવિધિની મૂળ ગાથાનો સંક્ષિપ્ત અર્થ આપી શ્રાદ્ધવિધિ ગ્રંથને વધુ સુવાચ્ય બનાવવાનો અમે પ્રયત્ન કર્યો છે. આમ છતાં તેની ખરી ઉપયોગિતાતો વાંચક તેને વાંચી મનન કરી જીવનમાં ઉતારે ત્યારેજ થયેલી માનીશું.

આ શ્રાદ્ધવિધિ એ શ્રાવક જીવનનો આદર્શ છે. આ આદર્શ એ બતાવે છે કે શ્રાદ્ધવિધિ પ્રમાણે જીવન જીવનાર શ્રાવક આ ભવમાં આદરણીય, સુખી, સંતોષી, અને પરોપકારી બની પરભવમાં મુકિતને મેળવે છે.

આ શ્રાદ્ધવિધિ ગ્રંથ ગ્રંથકારે પૂર્વના ઘણા ગ્રંથો જોઈ અવગાહી તૈયાર કરેલ હોવાથી શ્રાવક ઉપયોગી સર્વ વસ્તુનો સંગ્રહ તેમાં આવી જાય છે. આ ગ્રંથ આજે છેલ્લા પચીસ વર્ષથી દુઃપ્રાપ્ય હતો. તેથી લુવારની પોળના ઉપાશ્રયની કમિટિએ શ્રાવક જીવનના સર્વાંગને સ્પર્શતો આ ગ્રંથ છપાવ્યો છે. અને સૌ કોઈ શ્રાવકો તેને વાંચી મનન કરી લાભ મેળવે તે આશયે તેને પડતર કિંમતે આપવાનો વિચાર રાખ્યો છે.

આ પુસ્તક પ્રકાશનનું કાર્ય સોંપવા બદલ લુવારની પોળ અને તેની કમીટિનો આભાર માનવા સાથે આ ગ્રંથના મુદ્રણમાં પ્રેસદોષ, દૃષ્ટિદોષ કે પ્રમાદથી જે કાંઈ સ્ખલના થઇ હોય તેની વાંચકો પાસે ક્ષમા માગી અંતે આ શ્રાવક ઉપયોગી ગ્રંથ વાંચકો વાંચી શ્રાવકકરણી માટે ઉજમાળ બની ગ્રંથ પ્રકાશનને સફળ બનાવે એજ અંતિમ અભ્યર્થના.

તા. ૧૬-૮-૪૯

પં. મફતલાલ ઝવેરચંદ.
ખેતરપાળની પોળ-અમદાવાદ.

# શ્રાદ્ધવિધિની વૃત્તિમાં સાક્ષિપાઠ તરીકે ગ્રંથકારે આપેલ ગ્રંથો

# શ્રાદ્ધવિધિમાં આવેલી કથાઓ

# પ્રસ્તાવના

जाएण जावलाए, दो चेव नरेण सिक्खिअव्वाइं ।
कम्मेण जेण जीवइ, जेण मएण सग्गइं जाइ ॥१॥

'આ લોકમાં ઉત્પન્ન થયેલ મનુષ્યે બે વાત જરૂર શિખવી જોઈએ એક તો પોતાનો સુખે નિર્વાહ થાય અને બીજી મરણ પછી સદ્ગતિ થાય.'

શ્રાદ્ધવિધિ પૃષ્ઠ ૩૦૭

આચારાંગ સૂત્રમાં સુધર્મા સ્વામિએ પ્રથમ સૂત્રમાં જણાવ્યું છે કે; 'હે આયુષ્યમન ! જંબુ! આ જગતમાં કેટલાય જીવોને એની ખબર નથી કે હું કયાંથી આવ્યો છું? અને કયાં જવાનો છું? અર્થાત મારો આત્મા પુનર્જન્મ પામનારો છે કે નહિ? હું પૂર્વે કોણ હતો? અને અહિંથી ચ્યવીની જન્માંતરમાં કોણ થઈશ?'

જગતમાં આપણે આપણી સમક્ષ સેંકડો માણસોને જન્મતાં જોઈએ છીએ અને મરતાં પણ નિહાળીએ છીએ. ગઈકાલે તંદુરસ્ત, સશકત અને નખમાં પણ રોગ ન હોય તેવા માણસો ઘડીભરમાં ચાલ્યા જતાં આપણે નજરોનજર દેખીએ છીએ પણ આપણને અતર્મુખ બની એવો વિચાર નથી આવતો કે 'આ માણસો મરીને કયાં જાય છે? કયાંથી આવ્યા હશે? તેમજ હું પણ એક દીવસ જરૂર મરીશ. અને મરીને કયાં જઈશ? આ જે મારૂં તંદુરસ્ત શરીર છે, સાધન સંપત્તિ છે, પરિવાર છે નોકર ચાકર છે તે શાથી મળ્યું? હું અહિં આવ્યો કયાંથી? અને અહિં કેટલો વખત ટકીશ.'

માનવજાત બુદ્ધિમાન છે. તે પોતાના પ્રત્યેક પ્રસંગોમાં ગણતરી મુકે છે. વ્યાપારમાં કે વ્યવહારમાં તેની બુદ્ધિ પ્રમાણે ગણતરી વિના કામ કરતો નથી. ધંધો કરતા પહેલાં પોતાની શક્તિ, નાણાંનું ભંડોળ સંજોગ અને ભવિષ્ય આ બધાનો વિચાર કરે છે. સગાના સંબંધો બાંધતાં સામાનો સ્વભાવ, યોગ્યતા અને વ્યવહારને ધ્યાન રાખી સંબંધ બાંધે છે, આ વ્યાપાર અને વ્યવહારને તે સાચી રીતે સમજે છે કે 'सम्मीलने नयनयोः नहि किञ्चिदस्ति' આંખ મીંચાયા પછી કાંઈ નથી. તેમ છતાં તેમાં પુરી ચીવટ રાખે છે. જ્યારે પોતાના માટે 'હું કોણ? કયાંથી આવ્યો? અહીં કેટલો વખત ટકીશ? મારી આ સ્થિતિનું કારણ શું? અને હું અહિથી કયાં જઈશ?' તેનો ભાગ્યે જ વિચાર કરે છે. કદાચ આવો વિચાર કોઈ શુભ પળે મગજમાં આવે તો તે તેમાં ઉંડો ઉતરતો નથી પણ તેને પડતો મુકી બીજે વિચારે લાગી જાય છે. જ્યારે વ્યાપાર કે વ્યવહારની કોઈ ગણતરીમાં પોતાને ગેડ ન બેસે તો પોતાના સંબંધીઓને, અનુભવીઓને અગર તેના નિષ્ણાતોને પૂછી અભિપ્રાય મેળવી ચોકક્સ કરે છે.

બુદ્ધિમાન તો તે કહેવાય કે જે લાંબી દૃષ્ટિ પહોંચાડી ભવિષ્યના લાભનો વિચાર કરે. બુદ્ધિશાળી વ્યાપારી ભવિષ્યના લાભની ખાતર પ્રતિષ્ઠા જમાવવામાં ખુબ ખર્ચ કરે છે. તાત્કાલિક અન્યાયથી મળતો લાભ જતો કરે છે અને તે સમજે છે કે અત્યારે

મેળવેલો લાભ ક્ષણિક છે પણ પ્રતિષ્ઠા જમાવ્યા પછી જે લાભ મળશે તે ચિરંજીવ રહેશે. તેજ પ્રમાણે તે જો પોતાના જીવન તરફ પણ બુદ્ધિનો ઉપયોગ કરે તો તેને આપોઆપ સમજાય છે કે ધન, સંપત્તિ, વિષય, પુત્રપરિવાર, માન, મોભો, વિગેરે ઐહિક દુનીયાનાં સુખો તે ક્ષણિક લાભ છે. પરંતુ ખરેખર માનવ ભવ પામ્યાનો સાચો લાભ તો તે ભવમાં પરભવનું સાર્થક કરાય તેજ છે. જો આ વિચારે તો તેની પોતાની અનેક પ્રવૃત્તિમાં કાપ મુકાઈ જાય. તે પ્રત્યેક પ્રવૃત્તિને 'આ જન્મમાં લાભ આપનારી છતાં પરભવને બગાડનાર મારી કઈ પ્રવૃત્તિ છે અને આ જન્મમાં લાભ આપવા સાથે પરભવને સુધારનારી કઇ પ્રવૃત્તિ છે.' તે લક્ષથી જોતો થઈ જાય. અને જેમાં ન સમજણ પડે તે માટે ગુરુની ગવેષણા કરી હું કોણ ? ક્યાંથી આવ્યો ? વિગેરેનો પ્રત્યુત્તર મેળવી માનવપણાની બુદ્ધિમત્તાનું સાફલ્ય પરભવની સુધારણા તરફ લક્ષ આપી સાર્થક કરે.

આપણે સારી રીતે જાણીયે છીએ કે ભારતવર્ષ ઐહિક જીવન પરાયણ દેશ નથી. આ દેશમાં જન્મનાર માણસને આ ભવ પરભવ આત્મા વિગેરે શબ્દો કાને પડયા વિના કે તેના કલ્યાણ માટે ધર્મના આલંબનોનું દર્શન ભાગ્યેજ થયા વિના રહે છે. ભારતનું નાનામાં નાનું ગામડું કે જંગલ દેવની પ્રતિમા વિનાનું કે ધર્મના આખ્યાન વિનાનું ભાગ્યે જ હોય છે. કોઇ જગ્યાએ દેવાલય હશે તો કોઈ જગ્યાએ છેવટે દેવનો ગોખલો પણ હશે જ. તેમ જ ભારતને ખૂણે ખૂણે રામાયણ, મહાભારત કે કોઇને કોઇ ધર્માખ્યાન કરનાર બાવા, જતિ, બ્રાહ્મણ કે પરિવ્રાજક પણ હશે જ. ભારતવર્ષમાં જન્મનારને આ રીતે દેવ અને ધર્મના સંસ્કાર તેના વાતાવરણમાં જ મળે છે.

લાખો વર્ષો પૂર્વે પણ 'હું ક્યાંથી આવ્યો છું અને ક્યાં જઇશ' તેની ખોજ માટે અનેક રાજકુમારોએ, રાજાઓએ અને બુદ્ધિમાનોએ ઘર છોડયાં છે. જંગલનો વાસ સેવ્યો છે. વર્ષોની તપશ્ચર્યાઓ કરી છે અને પોતાની શક્તિ મુજબ જુદાં જુદાં તત્ત્વ જગત આગળ ધર્યાં છે.

ભારતવર્ષમાં આમ જુદાં જુદાં ધરાયેલાં તત્ત્વો બ્રાહ્મણ ધર્મ, જૈનધર્મ અને બૌદ્ધ ધર્મના નામે રજુ થયાં છે. આ તત્ત્વનું પાન કરી ભારત વર્ષની પ્રજાએ ધર્મ તરફ પોતાનું જીવન પરોવી, આ જગતની માયા મમતાને ઓછી કરી ભક્તિ, ઉપાસના કે સેવામાં ચિત્ત પરોવ્યું છે. જૈનશાસ્ત્ર કહે છે કે, 'ગમે તે ધર્મ પ્રત્યેની રૂચિ તે પણ જીવનની ઉજવળ દશા સૂચવે છે.'

'હું ક્યાથી આવ્યો અને ક્યાં જવાનો છું.' આ તત્ત્વની ગવેષણામાં અનેક ઉપનિષદો રચાયાં, વેદની ઋચાઓ રચાઇ, સ્મૃતિઓ રચાઇ, બૌદ્ધના અનેક ગ્રંથો રચાયા પણ આનો યુક્તિયુક્ત સંગત અને સાચો ઉકેલ તો જૈનધર્મેજ આપ્યો છે, કેમકે જૈનધર્મેજ બ્રહ્મા વિષ્ણુ અને મહેશની પૂજાની ઉત્પત્તિ, પાછળ છૂપાયેલ અનુક્રમે સ્થિતિ અને નાશ તત્ત્વની ખરી પિછાન કરાવી. ઉત્પત્તિ ધર્મ તે બ્રહ્મા, સ્થિતિસ્થાપક તત્ત્વ તે વિષ્ણુ, અને નાશ ધર્મ તે શંકર છે તે સમજાવ્યું છે. તેમજ જૈનધર્મેજ બૌદ્ધધર્મના જીવન અસંગત ક્ષણિકવાદને જગત ભરના વિષયો, ધન, સંપત્તિ, યૌવન અને અધિકાર

ક્ષણિક છે તે જણાવી માનવોને વિવેકશૂન્ય બનતા અટકાવી સાચે માર્ગે દોરી છે. સુખની પાછળ તલસતા અને યજ્ઞયાગાદિમાં હિંસા કરી ધર્મને માનતા માનવોને સુખનો માર્ગ જ્ઞાન દર્શન અને ચારિત્ર જ છે તે વાત જગત્ આગળ જૈનધર્મે જ ધરેલ છે. ઈશ્વર જગતનો કરનાર છે નિયંતા છે, અને તેની પ્રેરણાથીજ આ જગત્ ચાલે છે તે માન્યતાને દૂર કરી ઈશ્વર જગત્નો બનાવનાર નહિ પણ બતાવનાર છે. સર્વજ્ઞ છે. તે વાત પણ જૈન ધર્મેજ જગત્ આગળ રજુ કરી માનવોને સાચો ધર્મ માર્ગ બતાવ્યો છે. માયા મૃષાવાદ અને રાગદ્વેષથી ધમધમતા અનેક પ્રકારના દેવો, આરંભ સમારંભમાં રાચતા, ક્રોધથી ધમધમતા અને પેટ માટે અનેક પ્રકારના વ્યવસાય કરતા ગુરૂઓ અને હિંસામય ધર્મથી ભૂલા પડેલા માનવોને રાગદ્વેષ રહિત દેવ, કંચન કામિનીના ત્યાગી તે ગુરૂ અને દયા ધર્મ તે ધર્મ તે વાત પણ જૈનધર્મેજ બતાવી છે. સાચું મુનિજીવન અને સાચું ગૃહસ્થજીવન કેવું હોય તે વાત પણ સાચા ત્યાગી સાધુ અને સાચા ગૃહસ્થી શ્રાવકોને બનાવી સાચા મુનિ અને સાચા ગૃહસ્થી જીવનની પિછાણ પણ જૈનધર્મેજ આપી છે. વૈકુંઠ સ્વર્ગ અને મોક્ષના સુખની ભ્રમણા મૂલક માન્યતાઓનું નિરસન કરી સાચું સુખ કયું અને માણસે કોને માટે પ્રયત્ન કરવો જોઈએ તેની ખરી સમજ પણ જૈન ધર્મેજ વિવિધ ગ્રંથો રચી જગત આગળ રજુ કરેલ છે.

જીવ માત્રની ઝંખના સુખની પ્રાપ્તિની અને દુઃખથી દુર રહેવાની હોય છે. છતાં સુખ અને દુઃખની તેની કલ્પના ભિન્ન ભિન્ન હોય છે. ખણજની વ્યાધિવાળો ઘડીક ખણવામાં સુખ પામે છે. પણ ખણી રહ્યા પછી લોહી નીકળતાં જેને સુખ માનતો હતો. તેનાથી તે અટકી દુઃખ માને છે. તેમ ધનસંપત્તિ, વિષય અને પરિવાર આ સૌ દુન્યવી સુખો ખણજનાં સુખ સરખાં છે નિર્ધન ધન ન હોવાથી ધનસંપત્તિને સુખ માને છે. પણ તે પ્રાપ્ત થતાં તેને કોઇ ભોગવનાર ન હોય ત્યારે ધનસંપત્તિ કરતાં પુત્રની પ્રાપ્તિને તે સુખમય માને છે. ધન સંપત્તિ અને પુત્ર પ્રાપ્તિ થયા છતાં રૂવે રૂવે રોગ ફાટી નીકળતાં આરોગ્ય તેને મનઃ કિંમતી બને છે. આમ આ જગતની સુખ માન્યતા એક મળતાં બીજામાં અને બીજું મળતાં ત્રીજામાં ફેરફાર પામે છે, આથી આ માનવ લોકમાં ગમે તેટલી સંપત્તિ, વૈભવ અને પરિવાર હોય છતાં ક્ષેત્રજન્ય કાંઇક ને કાંઇક તો દુઃખ રહેવાનુંજ. માટે જ્યાં ક્ષેત્રજન્ય સુખજ હોય તેવું સ્થાન તે સ્વર્ગ અને ક્ષેત્રજન્ય જ્યાં અત્યંત દુઃખ હોય તે નરક. ક્ષેત્રજન્ય સ્વર્ગના સુખને મેળવ્યા છતાં તે સુખ નિત્ય કે નિરંતર નથી. તેવું જ્યારે તેને ભાન થાય છે ત્યારે માણસને આપોઆપ મોક્ષ પ્રત્યે ભાવના જાગે છે. અને તે સમજે છે કે જે સુખ પામ્યા પછી ફરી જવાનું નથી. અને ફરી ફરી જન્મ મરણ કરવાનાં નથી તે મોક્ષજ ખરેખર ઉપાદેય છે.

આ મોક્ષસુખની પ્રાપ્તિ પ્રાણી જ્યારે સર્વ કર્મનો ક્ષય કરે ત્યારે થાય છે. આથી મોક્ષના અભિલાષુકને કર્મનો ક્ષય અને નવા આવતા કર્મને રોકવા તે તેનું ખાસ કર્તવ્ય બને છે. કારણકે સંસારમાં અનેક પ્રકારની રખડપટ્ટી તે આ કર્મનો પ્રતાપ છે.

કર્મ એટલે ક્રિયા. મન વચન કાયાની વિવિધ પ્રવૃત્તિ તેને ક્રિયા કહે છે. જે માણસ આ ક્રિયાઓને સમજી અશુભ ક્રિયાઓનો ત્યાગ કરે અને શુભ ક્રિયાઓમાં જોડાય તે અનુક્રમે કર્મનો ક્ષય કરી મોક્ષ પામે છે. આ સાચી ક્રિયામાં જોડાવું અને ખોટીથી અટકવું તેની સાચી સમજ જેનાથી આવે તેને શાસ્ત્રકાર મહારાજ ધર્મ કહે છે. ધર્મનું લક્ષણ આપતાં તેમણે જણાવ્યું છે કેઃ 'दुर्गतिपतज्जंतुजातधारणात् सुगतिधानाच्च धर्म' જે દુર્ગતિ પડતાં પ્રાણીઓને રોકે અને સુગતિમાં લઇ જાય તે ધર્મ.

વિષયકષાયમાં પ્રવર્તેલી જીવની જે ક્રિયાઓ હોય તે ખોટી ક્રિયાઓ છે અને તે જીવને દુર્ગતિમાં લઈ જાય છે. કારણકે, તેમાં ધમધમતો જીવ જરા પણ વિકાસ સાધી શકતો નથી. જે ક્રિયાઓ પરોપકાર પરાયણ અને આત્મચિંતન રૂપ હોય તે સાચી ક્રિયાઓ છે. આ સાચી ક્રિયાઓ જીવને સુગતિમાં લઇ જાય છે. કારણકે આવી ક્રિયાઓથી તે જીવને વૈરપરંપરા અને અધઃપાત થતો નથી. જીવ જ્યારે સારી નરસી ક્રિયાઓથી પર બની કેવળ આત્માભિમુખ બને છે ત્યારે સ્વર્ગથી પણ ઉંચે મોક્ષ તરફ પ્રયાણ કરે છે. આમ જીવ અંતર્મુખ બની પોતાની ક્રિયાઓ તરફ લક્ષ આપે તો આપોઆપ સમજી શકશે કે 'હું કયાંથી આવ્યો છું? અને ક્યાં જવાનો છું.' જેનામાં ઉદારતા, સરળતા, પરોપકારતા, ગુણીયલતા અને ધર્મપ્રવૃત્તિ હશે તે આપોઆપ સમજશે કે હું દેવગતિ વિગેરે ઉત્તમ ગતિમાંથી આવ્યો છું અને મારી પ્રવૃત્તિ આવીજ સારી હશે તો હું દેવગતિમાં જઇશ. પણ જેનામાં ક્રુરતા, નિંદા, સ્વાર્થીપણું, પાપરસિકતા અને તીવ્ર આરંભ હશે તે પણ આપોઆપ સમજશે કે, મારી આ પ્રવૃત્તિ પૂર્વનું મારૂં નરકનું આગમન સૂચવે છે. અને હજુ પણ હું આવી પ્રવૃત્તિ ચાલુ રાખીશ તો નરકે જઇશ.

અંતર્મુખ બનેલ જીવને જ્યારે સમજાય કે અમુક અમુક પ્રવૃત્તિઓ સદ્ગતિ આપે છે, અને અમુક અમુક પ્રવૃત્તિઓ દુર્ગતિ આપે છે. અને અમુક પ્રવૃત્તિઓ મોક્ષને આપે છે. ત્યારે પરાક્રમી પુરૂષતો ભાગ્યે જ દુર્ગતિની પ્રવૃત્તિમાં જરા પણ રોકાય છે. પરંતુ જીવની એવી પણ કેટલીક અવસ્થાઓ છે કે જેમાં જીવને આવી સમજ આવ્યા છતાં તેમાં પોતાનો પૂર્ણ પુરૂષાર્થ અજમાવી શકતો નથી. જીવની દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકરૂપ ચાર ગતિ છે. દેવલોકમાં રહેલા જીવોને આવી સાચી સમજ આવે તો પણ દેવભવજન્ય એવાં પ્રતિબંધક કારણો હોય છે કે તે જરા પણ વિરતિ કરી શકતો નથી. અને જે વિરતિ કરી શકતો નથી તે સર્વથા ક્રિયાઓનો ત્યાગ કે વિશિષ્ટ કર્મનો ક્ષય કરી શકતો નથી. અને આથી તે સદ્ગતિ કે મોક્ષ પામી શકતો નથી. તેજ પ્રમાણે નરકભવમાં પણ જીવને પોતાના હિતની સાચી સમજ થાય તો પણ તે ત્યાં પ્રબળ પશ્ચાતપ સિવાય વધુ કરી શકતો નથી. તિર્યંચભવ પણ વિવેકશૂન્ય અને પરાધીન હોવાથી તેમાં જેટલું જોઇએ એટલું પુરૂષાર્થ અજમાવી શકાતું નથી આથી સંપૂર્ણ આત્મહિત માટે ચારે ગતિમાં માનવભવ એજ અત્યુત્તમ છે. અને એ કારણથીજ તેને દશદૃષ્ટાન્તે દુર્લભ કહેવામાં આવ્યો છે.

ચારે ગતિમાં ધર્મના સાધન માટે અજોડ માનવભવ પામ્યા પછી કેવળ કલ્યાણની ઝંખના રાખનાર અને પરમશ્રેય માટે મથનાર પુરૂષોને શાસ્ત્રમાં* ઉત્તમ પુરૂષો કહ્યા છે. આમાં

---

* मोक्षायैव तु घटते विशिष्टमतिरुत्तमः पुरुषः. તત્ત્વાર્થકારિકા.

પણ જે પુરૂષો અતિ પરાક્રમી હોય છે તે મારા તારાથી ધમધમતા સંસારને છોડી કલ્યાણ માર્ગે વળે છે. તેને સાધુ, યતિ, અણગાર વિગેરે કહેવામાં આવે છે. અને જે તેવા સાધુ-પદની ભાવના છતાં તેને સ્વીકારી ન શકે અને ગૃહવાસમાં રહ્યા છતાં પરભવના કલ્યાણ માટે પ્રયત્ન કરે છે તેને શ્રાવક, શ્રાદ્ધ, આગારી અને શ્રમણોપાસક વિગેરે કહેવામાં આવેછે.

સંસારથી નિરપેક્ષ, મારા તારાથી પર, કંચન અને લોષ્ઠમાં સમાનદષ્ટિ રાખનાર જીવમાત્ર ઉપર કરૂણા રાખનાર અને કેવળ આત્મહિતમાં પરોવાયેલ પુરૂષો સાધુ, અણગાર અને મુનિ મહાત્માઓના નામે ઓળખાય છે. જે માણસો આવું પરાક્રમ નથી કરી શકતા છતાં જે સંસારમાં રહ્યા છતા જીવન આચરણ અને વ્યવહારથી અન્યને સુગંધિત બનાવે અને જેના દર્શન અને પરિચય માત્રથી બીજાને કલ્યાણ પમાડે તેવો ગૃહસ્થ તે શ્રાવક છે. આ ગૃહસ્થધર્મ ઉપરની અચળ શ્રદ્ધાને લઇ શ્રાદ્ધ, ગૃહવાસમાં રહેતો હોવાથી આગારી, પરમ મુનિ મહાત્માઓનો પરમ ઉપાસક અને અનુમોદક હોવાથી શ્રમણોપાસક અને શ્રદ્ધા વિવેક અને કરણીને લઇ શ્રાવક કહેવાય છે.

આ ગૃહસ્થધર્મ શાસ્ત્રોમાં બે રીતે બતાવવામાં આવ્યો છે. એક સામાન્ય ધર્મ અને બીજો વિશેષ ધર્મ. સામાન્ય ધર્મ તેને કહેવામાં આવ્યો છે કે જે ધર્મથી શ્રાવકનું આચરણ નિરૂપદ્રવી લોકરૂચિકર અને તેને દેખતાં તેની પ્રવૃત્તિ તરફ સહેજે લોકો ખેંચાય તેવું હોવું જોઈએ. આ સામાન્ય ધર્મને-માર્ગાનુસારિ ધર્મ પણ કહે છે. વિશેષ ધર્મ તે છે કે જેમાં શ્રાવકે પોતાનું જીવન અનેક પ્રકારના વ્રત, નિયમ, તપ અને ત્યાગથી એવું નિયંત્રિત કર્યું હોય કે તે કેવળ આજીવન મુનિ થવાની અશક્તિના કારણે જ ગૃહવાસ વિતાવતો હોય છે. અગર ગૃહસ્થ તરીકેની પોતાની ફરજમાં ચુકવાથી લોકો અધર્મ ન પામે તે માટેજ વ્યવહારશુદ્ધ બની ગૃહવાસ સેવતો હોય છે.

જ્ઞાન અને ક્રિયા ધર્મના બે અંગ છે. ક્રિયા વિનાનું જ્ઞાન જ્ઞાન વિનાની ક્રિયા એ એક પૈડાવાળા રથ સમાન છે. જ્ઞાન એ ક્રિયાની સાચી સમજ આપે છે અને ક્રિયા એ જ્ઞાનનું ફળ આપે છે. કેમકે ક્રિયા વિનાનો જ્ઞાની નિષ્ફળ બની અનેક ગતિમાં રખડે છે, અને જ્ઞાન વિનાનો ક્રિયાવાન માણસ અતિ પરિશ્રમે અલ્પફળ મેળવે છે. આ સાધુધર્મ અને શ્રાવકધર્મ જ્ઞાનપૂર્વકનો અનુષ્ઠાનધર્મ-ક્રિયાપ્રધાન ધર્મ છે. કેમકે તેમાં હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહનું સ્વરૂપ, તેના અનર્થો અને દુષ્ટ અધ્યવસાયોને સમજી તેનો સર્વથા ત્યાગ કે અલ્પ ત્યાગ કરવાનો હોય છે.

જૈનશાસ્ત્રમાં દાન, શિયળ, તપ અને ભાવ, સાધુધર્મ અને ગૃહસ્થધર્મ એમ જુદી જુદી રીતે ધર્મના પ્રકારો બતાવ્યા છે. છતાં પણ તે એક બીજામાં અંતર્ધાન થતા હોય છે, કારણ કે જૈન આગમ ગ્રંથોમાં આ બધી વસ્તુઓ દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ કથાનુયોગ અને ચરણકરણાનુયોગમાં સમાય છે. દ્રવ્યાનુયોગ એ તત્વજ્ઞાન છે. ગણિતાનુ-યોગ એ જગતની સ્થિતિનું ભાન કરાવનાર છે. કથાનુયોગ જગતમાં કલ્યાણ માર્ગે પ્રવર્તેલા જીવોને દીવાદાંડી સમાન આલંબનભૂત છે અને ચરણકરણાનુયોગ ધર્મમાર્ગે પ્રવર્તેલા માનવોને વ્રતધર્મની વિધિ અને તેની ઉપયોગિતા જણાવનાર છે. આગમગ્રંથોમાં સાધુ-

દર્શના સાથે શ્રાવકધર્મનું પણ ઠેર ઠેર નિરૂપણ આવે છે. અને તે આવશ્યકસૂત્ર ઉપાસક દશાંગ, જ્ઞાતાધર્મ. સૂત્રકૃતાંગ અને સમવાયાંગ વિગેરે સૂત્રામાં જુદા જુદા અધિકારામાં નજરે પડે છે.

આ આગમ ગ્રંથા બાદ પૂર્વાચાર્યોએ પણ સાધુધર્મ અને શ્રાવકધર્મના નિરૂપણ માટે અનેક ગ્રંથાની રચના કરી છે. આ શ્રાવકધર્મનું નિરૂપણ પૂર્વધર મહર્ષિ ઉમાસ્વાતિવાચકે શ્રાવકપ્રજ્ઞપ્તિ અને તત્ત્વાર્થમાં, ચૌદસો ચુમ્માલીસ ગ્રંથ પ્રણેતા હરિભદ્રસૂરિએ પંચાશક, શ્રાવકધર્મવિધાન અને ધર્મબિન્દુમાં, કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર અને ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રમાં, તપાગચ્છ નાયક દેવેંદ્રસૂરિએ ધર્મરત્ન પ્રકરણ અને શ્રાદ્ધદિનકૃત્યમાં, રત્નસિંહસૂરિએ આચારોપદેશમાં વિગેરે અનેક ગ્રંથામાં નિરૂપણ કરેલ છે. આ ઉપરાંત મુનિસુંદરસૂરિ જિનમંડન ગણિ, કુલમંડનગણિ, જિનલાભસૂરિ, ઉપાધ્યાય માનવિજયજી અને વિજયલક્ષ્મીસૂરિ વિગેરે એ અનુક્રમે ઉપદેશરત્નાકર, શ્રાદ્ધગુણ વિવરણ, સમ્યક્ત્વ સપ્તતિ, આત્મપ્રબોધ, ધર્મસંગ્રહ અને ઉપદેશપ્રાસાદ વિગેરે અનેક ગ્રંથામાં પણ સાધુ ધર્મ અને શ્રાવક ધર્મનું વર્ણન કરેલ છે.

આ શ્રાદ્ધવિધિ ગ્રંથ આ રત્નશેખરસૂરિમહારાજે બનાવેલ છે. આ ગ્રંથ નથી કેવળ ગૃહસ્થના સામાન્ય ધર્મ—ન્યાય સંપન્નવિભવ વિગેરે ગુણાને પ્રતિપાદન કરનાર કે નથી વિશેષધર્મ-બારવ્રત વિગેરેને પ્રતિપાદન કરનાર. આ ગ્રંથમાં તો સામાન્ય અને વિશેષધર્મયુક્ત ગૃહસ્થની જીવનચર્યા કેવી હોય તેનું વર્ણન છે. શ્રાવકધર્મનું જીવન જીવનાર ગૃહસ્થના આરિસા સમાન આ ગ્રંથ વાંચકને વાંચનવખતે પોતાની નિર્મળ પ્રતીતિ આપ્યા વિના ભાગ્યેજ રહે છે. ગ્રંથકારે આ ગ્રંથમાં ગાથા તો માત્ર ૧૮ જ આપી છે. છતાં ટીકામાં તે તે વિષયોનું સ્પષ્ટીકરણ અને તેને લગતી બધીજ વિગતો ખુબ વિસ્તૃત રીતે સ્પષ્ટ કરી છે, આ ગ્રંથમાં ગૃહસ્થ જીવન જીવનાર ગૃહસ્થ કેવો વ્યવહાર નિપુણ, ઉચિતાચરણી, દેશાદિવિરૂદ્ધનો ત્યાગી, શ્રાવકધર્મ નિપુણ, સુદ્ધ મનોરથ સેવનાર અને તે મનોરથને પાર પાડનાર હોય તે વાત અનેક યુક્તિઓ, દષ્ટાંતો, શાસ્ત્રાધારો અને નીતિવચનો આપી સાબિત કરી છે.

આ ગ્રંથમાં શુકરાજ, દશાર્ણભદ્ર અને રત્નસારની કથા સિવાય બાકી બધી કથાઓ ઘણી ટુંકી ટુંકી કથાઓ છે અને તે તે વિષયને સ્પષ્ટ કરવા પુરતી આપી છે. આ ગ્રંથમાં દેવસુંદરસૂરિ, મહણસિંહ, પેથડશ્રેષ્ઠી, ભીમાસોની વગેરેના અનેક પ્રસંગો ઐતિહાસિક પણ આપ્યા છે.

આ ગ્રંથમાં અનેક દષ્ટાંતો અને સાક્ષિપાઠ આપી ગ્રંથને ખુબજ રોચક સાથે પ્રમાણ પુરસ્સર બનાવ્યો છે. આચાર્ય રત્નશેખરસૂરિએ આ ગ્રંથની રચના અગાઉ આજ સુધીના સર્વ ગ્રંથોને અવગાહ્યા છે અને તેનું નવનીત ગ્રંથોના સંક્ષિપાઠ આપી આમાં દાખલ કર્યું છે, હવે આ ગ્રંથના રચયિતા આ રત્નશેખરસૂરિ મહારાજ ક્યારે થયા? અને ક્યાં થયા? તેનું ટુંક વિવેચન તેમણે ગ્રંથને અંતે પ્રશસ્તિમાં જગચ્ચંદ્રસૂરિના નામથી શરૂઆત કરી નિર્દેશ કરેલછે. આથી જગચ્ચંદ્રસૂરિથી માંડીને તેમના સુધીનું સંક્ષિપ્ત વિવેચન અહિં આપીએ છીએ.

# ગ્રન્થકર્તાનો પરિચય

આ ગ્રંથના કર્તા આ રત્નશેખરસૂરિ મહારાજ છે. આ રત્નશેખરસૂરિ નામના બે આચાર્યો આપણે ત્યાં પ્રસિદ્ધ છે. એક શ્રીશ્રીપાળચરિત્ર અને ગુણસ્થાનક ક્રમારોહના કર્તા રત્નશેખરસૂરિ અને બીજા શ્રાદ્ધવિધિ શ્રાદ્ધપ્રતિક્રમણ વિગેરે ગ્રંથોના કર્તા રત્નશેખરસૂરિ. શ્રીશ્રીપાળચરિત્ર અને ગુણસ્થાનક ક્રમારોહના કર્તા રત્નશેખરસૂરિ મહારાજ શ્રી વજ્રસેનસૂરિ મહારાજના પટ્ટધર છે જ્યારે આ ગ્રંથકર્તા રત્નશેખરસુરિ મુનિસુંદરસૂરિ મહારાજના પટ્ટધર છે.

આ ગ્રંથકર્તા રત્નશેખરસૂરિ મહારાજ તપાગચ્છમાં થયેલા મુનિસુંદરસૂરિના પટ્ટધર છે. અને તે *બાવનમી પાટે થયા છે તે વાત ઠેર ઠેર પટ્ટાવલીઓમાં નજરે પડે છે.

આ તપાગચ્છ નામ નિર્ગ્રન્થ મુનિઓનું છઠ્ઠું નામ છે. તે આ રીતે–શ્રમણ ભગવાન મહાવીરને અગિઆર ગણધર ભગવંતો હતા. તેમાં ભગવાને સુધર્મ નામના પાંચમા ગણધર ભગવંત દીર્ઘાયુષી અને જેમની પટ્ટપરંપરા દુપ્પસહસૂરિ સુધી ચાલનારી હોવાથી તેમને ગણની અનુજ્ઞા આપી. સુધર્માસ્વામિના સાધુઓ જગતમાં નિર્ગ્રંથ નામે પ્રસિદ્ધ થયા. આ પછી તેમની આઠમી પાટે શ્રીસુસ્થિતઆચાર્ય થયા ત્યારે તેમના ગણનું નામ કૌટિક પડયું. ચૌદમી પાટે જ્યારે શ્રી ચંદ્રસૂરિ થયા ત્યારે તે ગણ ચંદ્રગચ્છના નામે ઓળખાયો. સોળમી પાટે શ્રી સામંતભદ્રાચાર્ય થયા તે દેવકુળ અને વનમાં રહેનારા થવાથી તેમનો ગચ્છ વનવાસી ગચ્છ નામે ઓળખાયો. ૩૬મી પાટે જ્યારે ગચ્છનાયક સર્વદેવસૂરિ થયા ત્યારથી આ ગચ્છ વડગચ્છના નામે ઓળખાયો આ પછી ૪૪મી પાટે જગચ્ચંદ્રસૂરિ થયા. આ તપસ્વી આચાર્યના સમયમાં વિ. સં. ૧૨૮૫ની સાલથી આ ગચ્છ તપાગચ્છના નામે ઓળખાય છે અને તે નામ અદ્યાપિ ચાલે છે.

આ જગચ્ચંદ્રસૂરિ તથા દેવેન્દ્રસૂરિ.

આ. જગચ્ચંદ્રસૂરિ હીરલા તપા જગચ્ચંદ્રસૂરિના નામે પ્રસિદ્ધ હતા. આ જગચ્ચંદ્રસૂરિએ દેવભદ્ર ઉપાધ્યાયની સહાય લઈ ક્રિયોદ્ધાર કર્યો તેથી તેમના નામ આગળ હીરલા પદ મુકાયું. તેમજ બત્રીસ દિગંબર આચાર્યોની સાથેના વાદમાં હીરાની પેઠે તેજસ્વી નિવડ્યા તેથી પણ તેમના નામ આગળ હીરલા પદ મુકાયું, આ. જગચ્ચંદ્રસૂરિ જીંદગી સુધી આયંબિલનો તપ કરનારા હતા તેથી મેવાડના રાજા જૈત્રસિંહે તેમને તપા એવું બિરૂદ આપ્યું. આથી તેમનો ગચ્છ પણ બૃહત્ ગચ્છ અગર તપાગચ્છના નામે ઓળખાયો. આ. જગચ્ચંદ્રસૂરિને આ. દેવેન્દ્રસૂરિ અને વિજયચંદ્રસૂરિ

---

* बावण्णोत्ति श्री मुनिसुंदरसूरिपट्टे द्विपंचाशत्तमो श्री रत्नशेखरसूरिः;
(ધર્મસાગરકૃત તપાગચ્છ પટ્ટાવલી)

ત્યારે બે શિષ્ય હતા. આ જગચ્ચંદ્રસૂરિ પછી ૪૫મી પાટે દેવેન્દ્રસૂરિ થયા. આ. દેવેન્દ્રસૂરિએ ઉજ્જયિનીના શ્રેષ્ઠિ જિનભદ્રના પુત્ર વીરધવળને વિ.સં. ૧૩૦૨ની સાલમાં દીક્ષા આપી અને તેનું નામ વિદ્યાનંદ પાડ્યું. આ પછી તેમણે વીરધવળના ભાઈ ભીમસિંહને પણ દીક્ષા આપી અને તેનું નામ ધર્મકીર્તિ પાડ્યું. આ વિદ્યાનંદને આ. શ્રી દેવેન્દ્રસૂરિએ પાલણપુરમાં વિ. સં. ૧૩૨૩ની સાલમાં આચાર્ય પદવી આપી અને ધર્મકીર્તિને ઉપાધ્યાયપદ આપ્યું. પરંતુ દૈવની ગતિ ન્યારી છે. તે મુજબ આચાર્યપદ પામ્યા પછી ફક્ત તેર દીવસે વિદ્યાનંદસૂરિ સ્વર્ગે સિધાવ્યા. આ. પછી આ દેવેન્દ્રસૂરિએ પોતાની પાટે ધર્મકીર્તિ ઉપાધ્યાયને ધર્મઘોષસૂરિ નામ રાખી આચાર્ય પદવી આપી.

આ દેવેન્દ્રસૂરિએ ૧ શ્રાદ્ધદિન કૃત્ય સૂત્ર–વૃત્તિ, ૨ પાંચ કર્મગ્રંથ સવૃત્તિ ૩ સિદ્ધ પંચાશિકા ૪ ધર્મરત્ન પ્રકરણ વૃત્તિ વિગેરે અનેક ગ્રંથો બનાવ્યા છે જેમાંના બધા જ ઉપલબ્ધ છે. આ. દેવેન્દ્રસૂરિ વિ સં. ૧૩૨૭માં માળવામાં સ્વર્ગે સિધાવ્યા.

આચાર્ય દેવેન્દ્રસૂરિના વખતમાં લઘુશાલિક અને વૃદ્ધશાલિક એવી બે શાખાઓ થઈ. વૃદ્ધશાલિક શાખાના અગ્રેસર વિજયચંદ્રસૂરિ થયા. અને લઘુશાલિક શાખાના અગ્રેસર દેવેન્દ્રસૂરિ થયા જો કે આ વિજયચંદ્રસૂરિને ગુરૂશ્રી જગચ્ચંદ્રસૂરિએ પોતાની હયાતિમાંજ જુદા પાડયા હતા

આચાર્ય વિજયચન્દ્રસુરિ.

આ વિજયચન્દ્રસૂરિ પૂર્વ અવસ્થામાં મંત્રી વસ્તુપાળના નામાદાર હતા. અને ખંભાતના રહીશ હતા. મેવાડમાંથી જગચ્ચંદ્રસૂરિ જ્યારે ગુજરાતમાં પધાર્યા ત્યારે વસ્તુપાળ મંત્રીએ તેમનું ખુબ ખુબ સન્માન કર્યું. આ પ્રસંગે તેમના ઉપદેશથી મંત્રીના નામાદારે દીક્ષા લીધી. થોડાજ વખતમાં તે શાસ્ત્ર નિપુણ બન્યા. આચાર્ય જગચ્ચંદ્રસૂરિએ દેવેન્દ્રસૂરિ પછી તેમને આચાર્યપદસ્થિત કર્યા; આ આચાર્યપદ મહોત્સવ મંત્રીશ્વર વસ્તુપાળે ખુબ ધામધુમપૂર્વક કર્યો હતો. દેવેન્દ્રસૂરિએ શ્રાદ્ધદિન કૃત્ય ગ્રંથ લખ્યો તેમાં શોધકર્તા તરીકે આચાર્ય વિજયચંદ્રસૂરિનું નામ આપ્યું છે. પણ પછીથી તે શિથિલાચારી બન્યા લાગે છે. આ વિજયચંદ્રસૂરિને વજ્રસેન, પદ્મચંદ્ર અને ક્ષેમકીર્તિ વિગેરે શિષ્યો થયા. આ ક્ષેમકીર્તિએ બૃહત્કલ્પ ઉપર વૃત્તિ રચી છે.

આચાર્ય જગચ્ચંદ્રસૂરિ અને આ દેવેન્દ્રસૂરિના સમય દરમિયાન જૈન શાસનને ઉજ્વળ કરનાર વસ્તુપાળ તેજપાળ મંત્રીનો સમય છે. આ બન્ને બાંધવોએ આ બન્ને આચાર્યોના સમયમાં ઘણાં ઘણાં ઉજ્વળ કૃત્યો કર્યાં છે. તેથી તેમનો ટુંક પરિચય અહિં આપીએ છીએ.

મંત્રી વસ્તુપાળ અને તેજપાળ.

વસ્તુપાળ તેજપાળના પૂર્વજ ચંડપ મૂળ અણહિલપુર પાટણના વતની હતા. આ

નિયુક્ત કરાયેલ હતો. તેને જિનેશ્વરદેવ સિવાય દેવ નહોતો, હરિભદ્રસૂરિ સિવાય ગુરૂ નહોતા. અને સિદ્ધરાજ સિવાય રાજા નહોતો, આ સોમને સીતા નામે ગૃહિણી હતી, તેનાથી તેને અશ્વરાજ નામે પુત્ર થયો. અશ્વરાજ વ્યાપાર પ્રધાન જીવન જીવનાર હોવાથી ઘણું ધન કમાયો. અશ્વરાજ દંડપતિ આભુ શેઠની પુત્રી કુમારદેવીને પરણ્યો. અશ્વરાજ જતે દીવસે તેને રાજાએ આપેલ સુંહાલકપુરમાં (કંથરાવી પાસે 'સુણોક' ગામ જે હાલ ઠાકરડાઓનું ગામડું છે તે) રહ્યો. અશ્વરાજને કુમારદેવીથી લાવણ્યસીંગ, મલ્લદેવ, વસ્તુપાળ (વસ્તિગ) અને તેજપાળ નામના ચાર પુત્રો તથા જાલ્હણા, માઉ, સાઉ, ધનદેવી, સોહગા, વયજુકા, અને પરમલદેવી નામે સાત પુત્રીઓ થઈ. અશ્વરાજ પોતાનો કબીલો નાની વયમાં મુકી મૃત્યુ પામ્યો. આથી કુમારદેવી પોતાના પરિવારને લઈ પાટણથી નીકળી મંડલીમાં (માંડલમાં) રહેવા લાગી.

અશ્વરાજનો પ્રથમ પુત્ર લુણિગ બાલ્યાવસ્થામાં મૃત્યુ પામ્યો. બીજો પુત્ર મલ્લદેવ લીલાદેવી અને પ્રતાપદેવી નામે બે સ્ત્રીઓને પરણ્યો હતો. લીલાદેવીથી મલ્લદેવને પૂર્ણસિંહ નામે પુત્ર થયો. આ પૂર્ણસિંહ અલ્હણા નામે સ્ત્રીને પરણ્યો અને તેને પેથડ નામે પુત્ર થયો. જે આબુની પ્રતિષ્ઠા વખતે હાજર હતો. અશ્વરાજનો આ બીજો પુત્ર મલ્લદેવ પણ યુવાવસ્થામાં પ્રવેશ કરતાંજ મૃત્યુ પામ્યો. આથી અશ્વરાજના પરિવારમાં માત્ર વસ્તુપાળ અને તેજપાળ બે પુત્રો અને દીકરીઓ રહી.

ઉંમર લાયક થતાં વસ્તુપાળ અને તેજપાળ પાટણના રાજા ભીમદેવની સેવામાં રહ્યા. (ભીમદેવ જો કે પાટણનો રાજા હતો તો પણ તે માત્ર નામનો હતો કારણકે પાટણમાં ખરેખરૂં વર્ચસ્વ તો તે વખતે કુમારપાળ રાજાના માસીના પુત્ર અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદનું હતું અને લવણપ્રસાદનો યુવરાજ વીરધવળ ધોળકામાં શાસન ચલાવતો હતો. અર્થાત્ આ અરસામાં લવણપ્રસાદ અને વીરધવળનીજ ગુજરાતમાં હાક વાગતી હતી. છતાં તે પાટણના રાજાઓને વફાદાર હતા.) આ બન્ને બાંધવોને કુશળ અને તેજસ્વી દેખી ધોળકાના વીરધવળે ભીમદેવ પાસે તેની માગણી કરી. ભીમે તે બે બાંધવો વીરધવળને સોંપ્યા. આથી તે બન્ને ધોળકા જઈ રહ્યા. સમયજતાં વીરધવળે વસ્તુપાળ તેજપાળને મંત્રીપદે સ્થાપ્યા. મંત્રી પદ લેતાં વસ્તુપાળે વીરધવળની સાથે સ્પષ્ટતા કરતાં કહ્યું કે 'રાજન્ ! આ કળિયુગનો સમય છે. આજે સ્વામિભક્ત સેવકો વિરલા મળે છે અને કદરદાન સ્વામી પણ વિરલ હોય છે. આજે અમારી પાસે ત્રણ લાખ રૂપીયા છે. અમે તમારી ભક્તિથી સેવા કરીશું. પણ કોઈ કાળે આપની કફા મરજી થાય તો તમારે અમોને અત્યારનું અમારૂં દ્રવ્ય લઈ જવા દેવું. હું આપની ધનના કારણે સેવા કરવા નથી માગતો. પણ આપ દુષ્ટોનું મર્દન કરી ન્યાયનું આલંબન કરી ધર્મ પરાયણ રહી ધરિત્રીનો ઉદ્ધાર કરવા

---

* કુમારદેવી વિધવા હતી આમ જે કેટલાક કહે છે તે સત્ય નથી. કારણકે પ્રાચીન ગ્રંથકારો તે વાત જણાવતા નથી.

આગતા હો તો અમે આપની સેવા સ્વીકારવા તૈયાર છીએ.' રાજાએ બન્ને ભાઇઓને તેમના કહ્યા મુજબ ખાત્રી આપી. એટલે તેમણે વિ. સં. ૧૨૭૬ માં મંત્રીપદ સ્વીકાર્યું.

વિ સં. ૧૨૭૬માં મંત્રીપદે નીમાવ્યા પછી થોડા જ વખતમાં વસ્તુપાળ અને તેજપાળે ખંભાતનો કબજો લીધો. અને વસ્તુપાળ વીરધવળની સંમતિથી ખંભાતમાં રહ્યા. આ અરસામાં દક્ષિણના રાજા સિંહનની સાથે વીરધવળ લડાઇમાં રોકાયો હતો તેનો લાભ લઈ ભરૂચના રાજા શંખે ખંભાતની માગણી કરી. પરંતુ વસ્તુપાળે તે નકારી. આથી બન્ને વચ્ચે યુદ્ધ થયું. આ યુદ્ધમાં વસ્તુપાળ તેની સાથે જાતે યુદ્ધમાં ઉતર્યો અને તેણે શંખનો પરાભવ કર્યો તેજપાળે તેજ પ્રમાણે ગોદ્રહના (ગોધરા) રાજા ઘૂંઘલની સાથે યુદ્ધ ખેલી પરાભવ કર્યો. આ પ્રમાણે ભદ્રેશ્વરના રાજા ભીમસેન સાથે અને યવનો સાથેના યુદ્ધમાં પણ આ બંને ભાઈઓ વિજયી નીવડયા હતા.

વસ્તુપાળને **લીલાવતીદેવી** અને **વેજલદેવી** નામે બે સ્ત્રીઓ હતી. લીલાવતીદેવીથી મંત્રીને જૈત્રસિંહ નામે પુત્ર થયો તેજપાળને **અનુપમા** અને **સુહડા** નામે બે સ્ત્રીઓ હતી. અનુપમાદેવીથી તેજપાળને લાવણ્યસિંહ નામે અને સુહડાદેવીથી **સુહડસિંહ** પુત્ર અને બઉલિકા નામની પુત્રી થઈ હતી.

વસ્તુપાળ અને તેજપાળે મંત્રીપણામાં ધન મેળવ્યા ઉપરાંત તેમનું ભાગ્ય પણ ધનમે વધુ ને વધુ ખેંચી લાવ્યું હતું. એક વખતે હડાલકમાં ( હડાલા કાઠિઆવાડ ) ધન દાટવા જતાં મંત્રીશ્વરને તેમાંથી અઢળક દ્રવ્ય મળ્યું. આથી તેણે પોતાનું ધન સૌ જોઈ શકે તેવે ઠેકાણે અનુપમાદેવીની સલાહથી આબુ વિગેરેમાં ધર્મ માર્ગે ખર્ચ્યું.

તીર્થકલ્પમાં જિનપ્રભસૂરિએ વસ્તુપાળસંકીર્તનમાં જણાવ્યું છે કે વસ્તુપાળ અને તેજપાળે ૧ સવા લાખ જિન બિંબો કરાવ્યાં. ૨ શેત્રુંજય તીર્થમાં ૧૦ ક્રોડ ૯૬ લાખ, ગીરનાર તીર્થમાં ૧૨ ક્રોડ ૮૦ લાખ, આબુ ઉપર લુણિગ વસહિમાં ૧૨ ક્રોડ ૯૩ લાખ, ખર્ચ્યા. ૩ ૯૮૪ પૌષધ શાળાઓ કરાવી. ૪૫૦૦ દંતમય સિંહાસનો કરાવ્યાં. ૫૦૫ સમવસરણો કરાવ્યાં, ૭૦૦ બ્રાહ્મણશાળાઓ કરાવી, ૭૦૦ સદાવ્રતો કરાવ્યાં, ૭૦૦ મઠો કરાવ્યા, ૩૦૦૨ શિવમંદિરો કરાવ્યાં, ૧૩૦૪ શિખરબદ્ધ જિન મંદિરો કરાવ્યાં, ૨૩૦૦ જીર્ણચૈત્યોદ્ધાર કરાવ્યા, ૧૮ ક્રોડ સુવર્ણવ્યય કરી ત્રણ ઠેકાણે જ્ઞાન ભંડારો બનાવ્યા અને મંત્રીશ્વર ૫૦૦ બ્રાહ્મણોને રોજ વેદ પાઠ કરાવતા હતા ૪ વર્ષમાં ત્રણવાર મોટી સંઘપૂજા કરાવતા હતા, ૧૫૦૦ કાર્પટિકોને રોજ ભોજન કરાવતા હતા. ૧૩ તીર્થયાત્રાઓ સંઘપતિ બનીને તેમણે કરી હતી. ૬૪ મસજીદો બંધાવી હતી, દક્ષિણમાં શ્રીપર્વતસુધી, પશ્ચિમમાં પ્રભાસ સુધી, ઉત્તરમાં કેદાર સુધી અને પૂર્વમાં વાણારસી સુધી વસ્તુપાળના ગુણગાન થતાં હતાં વસ્તુપાળે તેના જીવનમાં સર્વ મળી. ૩૦૦ ક્રોડ ૧૪ લાખ ૧૮ હજાર અને આઠસો રૂપીયાનું ખર્ચ કર્યું હતું. વસ્તુપાળ મંત્રીશ્વરને પ્રાગ્વાટજ્ઞાતિ અલંકાર, સરસ્વતી-કંઠાભરણ વિગેરે ૨૪ બિરૂદો મળ્યાં હતાં.

ભીમદેવના મહામંડળેશ્વર સોમસિંહની અનુમતિ લઈ આ બે મંત્રીશ્વરોએ વિમલવસહીની જોડે કરોડો રૂપીયા ખર્ચી લુણિગવસહી નામે ભવ્ય મંદિર વિ. સં. ૧૨૮૬ માં બંધાવ્યું અને તેની પ્રતિષ્ઠા વિ સં. ૧૨૮૭ માં નાગેન્દ્રગચ્છના હરિભદ્રસુરિના શિષ્ય વિજયસેનસૂરિ પાસે કરાવી. વિ. સં. ૧૨૮૪ માં તારંગામાં પદ્માવતીની મૂર્તિ કરાવી, અને સં. વિ. સં ૧૨૮૫ માં ત્યાં બે ગોખ કરાવ્યા, વિ. સં. ૧૨૮૫ માં શેરીસામાં બે ગોખલા બંધાવ્યા, વિ. સં. ૧૨૮૮ માં ગિરનાર પર્વત પર પ્રતિમાની પ્રતિષ્ઠા કરી, વિ. સં. ૧૨૮૯ માં ખંભાતમાં ભવ્ય પૌષધશાળા બનાવરાવી અને ૧૨૮૯ થી ૧૨૯૪ સુધીમાં આબુ ઉપર કેટલીક દેવકુલિકાઓ બંધાવી.

વસ્તુપાળે પોતાના પિતા અશ્વરાજ સાથે ૧૨૪૯ અને ૧૨૫૦ માં શત્રુંજય ગિરનારની યાત્રા કરી અને પોતે સંઘપતિ બની શત્રુંજય અને ગિરનારની યાત્રા વિ. સં. ૧૨૭૭, ૧૨૯૦, ૧૨૯૧, ૧૨૯૨, ૧૨૯૩ માં કરી. આ ઉપરાંત એકલા શત્રુંજયની સપરિવાર સંઘપતિ બની. વિ. સં. ૧૨૮૩, ૮૪, ૮૫, ૮૬, ૮૭, ૮૮, ૮૯ માં કરી. વિ. સં. ૧૨૮૬ ના મહા સુદ પાંચમે વસ્તુપાળ સ્વર્ગવાસ પામ્યા અને વિ. સં. ૧૩૦૪ માં તેજપાળ સ્વર્ગવાસ પામ્યા.

વસ્તુપાળ અને તેજપાળના જીવન ચરિત્ર માટે પોતાનું બનાવેલું નરનારાયણાનંદકાવ્ય, સોમેશ્વરકૃત કીર્તિકૌમુદીકાવ્ય ( વિ. સં. ૧૨૮૨ ), ગીરનાર તથા આબુની બે પ્રશસ્તિઓ ( વિ. સં. ૧૨૮૮), અરિસિંહકૃત સુકૃતસંકીર્તન ( વિ. સં. ૧૨૮૫ ), જયસિંહકૃત હમીરમદમર્દન નાટક તથા વસ્તુપાળ પ્રશસ્તિ કાવ્ય, ઉદયપ્રભસૂરિકૃત ધર્માભ્યુદય કાવ્ય તથા સુકૃતકીર્તિકલ્લોલિની કાવ્ય, બાલચંદ્રસૂરિકૃત વસંત વિલાસ, મેરુતુંગ. કૃત પ્રબંધ ચિંતામણિ, જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પ, રાજશેખરકૃતચતુર્વિંશતિપ્રબંધ વિગેરે ૨૧–૨૨ ગ્રંથો ઉપલબ્ધ થાય છે.

વસ્તુપાળ અને તેજપાળ પોતાના પિતૃપક્ષીયગુરૂ નાગેંદ્રગચ્છીય વિજયસેનસૂરિ, માતૃપક્ષીય ગુરૂ નરચંદ્રસૂરિ, જયસિંહસૂરિ, બાલચંદ્રસૂરિ અમરસૂરિ, ઉદયપ્રભસૂરિ, જગચ્ચંદ્રસૂરિ, દેવેન્દ્રસૂરિ, વિજયચંદ્રસૂરિ વિગેરે વિગેરે સર્વમુનિ પુંગવોના વિશેષ પરિચયમાં હતા.

મંત્રી વસ્તુપાળ અને તેજપાળના સમયમાં અનેક તાડપત્રી પ્રતો વિગેરે ખુબ ખુબ સાહિત્ય લખાયું છે અને વિવિધ નવું નવું સાહિત્ય સર્જાયું છે.

જગડુશા.

આ. વિજયદેવેન્દ્રસૂરિના સમયમાં ભદ્રેશ્વરમાં શ્રીમાળી જગડુ શાહ થયો વિ. સં. ૧૩૧૨ થી ૧૩૧૫ માં ભયંકર દુષ્કાળ પડ્યો માણસો અને ઢોરો ઠેર ઠેર મરવા લાગ્યાં ત્યારે જગડુશાહે ઠેર ઠેર દાનશાળાઓ ખોલી જીવોને બચાવ્યા. તેણે શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી સંઘપતિ પદ મેળવ્યું હતું, જીર્ણમંદિરોના જીર્ણોદ્ધાર કરાવ્યા હતા. તેણે જૈનધર્મની પ્રભાવના માટે શિવમંદિરો મસ્જીદો પણ બંધાવી હતી. (વધુ માટે જુઓ સર્વાનંદસૂરિકૃત જગડુચરિત્ર.)

ધર્મઘોષસૂરિ.

આચાર્ય દેવેન્દ્રસૂરિ પછી તેમની પાટે છેતાલીસમા પટ્ટધર ધર્મઘોષસુરિ થયા તેમણે સંઘાચારભાષ્યવૃત્તિ, શ્રુતુસ્તિશતિ જિનસ્તુતિ, કાલસસતિ, દેવેન્દ્રેરનિશં સ્તોત્ર વિગેરે ગ્રંથો લખ્યા છે. આ ધર્મઘોષસૂરિ પેથડ શેઠના પ્રતિબોધક ગુરુ હતા. તે માંત્રિક તપસ્વી અને પ્રભાવિક પુરૂષ હતા. ધર્મઘોષસૂરિ વિ. સં. ૧૩૫૭માં સ્વર્ગગમન પામ્યા હતા.

પેથડશેઠ.

અવંતિમાં નાન્દુરી નગરમાં ઉકેશ વંશમાં દેદ નામે એક દરિદ્ર શ્રાવક હતો. એક વખત કોઈ યોગીએ સુવર્ણરસ સિદ્ધિ કરી તેને આપ્યો. રાજા આગળ કોઇએ 'દેદને જમીનમાંથી નિધિ મળ્યો છે' તેવી ચાડી ખાધી. રાજાએ દેદને જેલમાં નાંખ્યો. દેદ સ્તંભન પાર્શ્વનાથની સ્તુતિના પ્રભાવથી છૂટયો અને ખંભાત ગયો, અહિં તેને પૃથ્વીધર (પેથડ) નામે પુત્ર થયો. દેદના મૃત્યુ પછી લક્ષ્મી જતી રહી. પેથડ નિર્ધન બન્યો. એક વખત વિજાપુરમાં ચાતુર્માસ માટે રહેલા ધર્મઘોષસૂરિની દેશના સાંભળી તેણે પરિગ્રહ પરિમાણ વ્રત લીધું. જતે દિવસે પેથડ માંડવગઢનો મંત્રી થયો તેમજ ચિત્રાવેલી મેળવી*ચોરાશી જિનમંદિરો કરાવ્યાં છપ્પન ઘડી સોનું ખર્ચી ઇન્દ્રમાળા પહેરી, શત્રુંજય ઉપર એકવીશ ઘડી સોનું ખર્ચી શાંતિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યુ. માંડવગઢમાં જ્યારે ધર્મઘોષસૂરિ પધાર્યા ત્યારે, બહોંતેર હજાર રૂપીયા ખર્ચી પ્રવેશોત્સવ કર્યો. પેથડે સાત મોટા જ્ઞાનભંડારો કરાવ્યા. ૩૬ હજાર સોનામહોર મુકી ભગવતીસૂત્ર ધર્મઘોષસૂરિ પાસે સાંભળ્યું અને અગિઆરે અંગો ગુરુમહારાજ પાસે શ્રવણ કર્યાં, દેવગિરિમાં મહાન પ્રાસાદ બંધાવ્યો.

એક વખત એક ગૃહસ્થ તરફથી ચતુર્થવ્રત ધારીઓને વેષની પ્રભાવના થઈ. આ ગૃહસ્થે પેથડને પણ મહા ધર્મિષ્ટ માની વેષ મોકલ્યો. આ વખતે પેથડની ઉંમર બત્રીશ વર્ષની હતી પેથડે તેજ વખતથી ચોથું વ્રત સ્વીકાર્યું.

પેથડને ઝાંઝણ નામે પુત્ર થયો, આ પુત્ર પણ પેથડ જેવોજ દાતા, પરાક્રમી અને ધર્મપ્રભાવક હતો, (આના સબંધમાં વધુમાટે જુઓ ઉપદેશ તરંગિણી, સુકૃત સાગર તથા પેથડ પ્રબંધ.)

આ ધર્મઘોષસૂરિ સબંધી ચમત્કારના અનેક પ્રસંગો છે. તેમને એક વખત સર્પદંશ થયો. તે સર્પદંશ વિષવેલથી ઉતાર્યો પણ ત્યારથી જીંદગી ભર સુધી છ એ વિષયનો ત્યાગ કર્યો. ઉજ્જૈનીમાં કોઇ માંત્રિકયોગીથી સાધુઓની વારે ઘડી પજવણી થતી હતી તે ઉજ્જૈનીમા જઈ ધર્મઘોષસૂરિએ દુર કરી અને યોગી તેમને નમી ક્ષમા યાચવા લાગ્યો. છેવટે વિ. સં. ૧૩૫૭ માં ધર્મઘોષસૂરિ સ્વર્ગગમન પામ્યા.

સોમપ્રભસૂરિ.

શ્રી ધર્મઘોષસૂરિની પાટે સુડતાલીસમા સોમપ્રભસૂરિ થયા. તેમનો જન્મ વિ. સં.

* આ ચોરાશી જિનમંદિરો અને તેના મૂળ નાયક સબંધી સોમતિલકસુરિએ ૧૬ કાવ્યનું સ્તોત્ર રચ્યું છે જે ગુર્વાવલીમાં છે.

૧૩૧૦ માં દીક્ષા વિ. સં. માં, ૧૩૨૧માં અને આચાર્યપદ વિ.સં. ૧૩૩૨માં થયું હતું ગુરુ મહારાજે તેમને મંત્ર પુસ્તક આપવા માંડયું પણ તેમણે મારૂં શુદ્ધ ચારિત્ર તેજ મંત્ર પુસ્તક છે તેમ જણાવી ન લીધું. આથી ગુરૂએ મંત્ર પુસ્તકને જલશરણ કર્યું

સોમપ્રભસુરિએ यतिजितकल्प, यत्राखिले. વિગેરે સ્તુતિઓ, ૨૯ યમક સ્તુતિ વિગેરે ગ્રંથો રચ્યા છે.

એક વખત સોમપ્રભસૂરિ ભીમપલ્લીમાં (ભીલડીયામાં) હતા ત્યારે તેમણે અગાઉથી જ્ઞાનબળે તેને ભંગ થશે તે જાણી લીધો હતો. તેમજ ચિતોડમાં બ્રાહ્મણોની સભામાં જય મેળવ્યો હતો.

વિ. સં. ૧૩૫૭માં તેમણે પોતાના શિષ્ય વિમલપ્રભને આચાર્યપદારૂઢ કર્યા. પરંતુ તે અલ્પઆયુષ્યવાળા નિવડયા. આ પછી તેમણે પરમાણંદ, પદ્મતિલક અને સોમતિલકને આચાર્યપદ ઉપર સ્થાપ્યા. પરંતુ તેમાંથી સોમતિલકસૂરિ એકજ દીર્ઘાયુષી નીવડયા.

આ સોમપ્રભસૂરિના સમય દરમિયાન યવનોએ ગુજરાતમાં પ્રવેશ કર્યો. ધર્મને મુશ્કેલીમાં મુકયો. કુમારપાળ, વસ્તુપાળ, તેજપાળ વિગેરે મંત્રીશ્વરોએ બંધાવેલાં મંદિરો આફતમાં મુકયાં.

**સમરોશા ઓસવાળ.**

વિ. સં. ૧૩૫૬માં કરણઘેલાનો નાગર પ્રધાન માધવ અલ્લાઉદીનને ગુજરાતના પાટણમાં લઇ આવ્યો અને આ પછી ગુજરાતમાંથી હિન્દુરાજ્યનો અંત આવ્યો. વિ. સં. ૧૩૫૬માં અલ્લાઉદ્દીન ખીલજીના લશ્કરથી તેના ભાઈ ઉલગખાન તથા નસરતખાને ગુજરાતને કબજો લીધો. યવનોએ વિ સં. ૧૩૬૦માં ચિત્તોડ, વિ.સં. ૧૩૬૬–૬૮માં જાલોર લીધું. આમ ચારે બાજુ મુસ્લીમ રાજ્ય પ્રસર્યું. અલપખાન નામનો ગુજરાતનો સુબો પાટણમાં આવ્યો. વિ. સં. ૧૩૬૯માં આબુમાં વિમળવસહી અને લુણિગ વસહીને મ્લેચ્છોએ ભાંગી તેમજ વિ. સં. ૧૩૬૯ માં પરમપાવન સિદ્ધાચળ ઉપર આદીશ્વરની પ્રતિમાને પણ ભાંગી.

સમય એવો આવી લાગ્યો કે બહાદુર ક્ષત્રિયો તલવાર પણ લઈ ન શકવા માંડયા. આ અરસામાં સમરસિંહ ઓસવાળ ઝળકયો. સમરસિંહ ઓસવાળના મૂળ પૂર્વજ તો સલક્ષણ પાલણપુરના વતની હતા. તેના પ્રપૌત્ર દેસળને સહજપાળ, સાહેણ અને સમરસિંહ નામે ત્રણ પુત્રો થયા. સહજપાળ દક્ષિણમાં, સાહણ ખંભાતમાં અને સમરસિંહ પાટણમાં રહ્યો. આ સમરસિંહ પાટણના સુબા અલપખાનનો મૂખ્ય સેવક બન્યો. તેણે જ્યારે શત્રુંજયનો ભંગ થયેલો સાંભળ્યો ત્યારે એને ખુબ લાગી આવ્યું. તેણે અલપખાન પાસે શત્રુંજયની આશાતનાની વાત કહી, અલપખાને તેને તેનો જીર્ણોદ્ધાર કરવામાં મદદનીશ થવા વચન આપ્યું. સમરસિંહે આરાસણની ખાણના સ્વામિને પોતાનો કરી સુંદર આરસ મેળવી ભવ્ય આદીશ્વર ભગવાનની પ્રતિમા ભરાવી. વિ. સં, ૧૩૭૧માં પોતાના પિતા દેસળને

સંઘપતિ બનાવી પોતાના બંધુઓ સહિત સંઘ કાઢી ઉપકેશગચ્છના સિદ્ધિસુરિ પાસે તે તથા બિંબની પ્રતિષ્ઠા કરાવી. આ પછી સમરાશાહે ફરી ૧૩૭૫ માં શત્રુંજયની યાત્રા કરી અને બીજાં પણ ઘણાં જિનમંદિરોનો ઉદ્ધાર કર્યો. ( આ સમરસિંહના વધુ ચરિત્ર માટે જુઓ નાભિનંદનોદ્ધાર પ્રબંધ )

વિ. સં. ૧૩૭૮માં ભાંગેલી વિમલવસહીનો જિર્ણોદ્ધાર મહણસિંહના પુત્ર લાલિગ અને ધનસિંહના પુત્ર વીજડે કરાવ્યો, અને લુણિગવસહિનો જીર્ણોદ્ધાર ચંડસિંહના પુત્ર સંઘપતિ* પીથડે કરાવ્યો. આ વાત વિ. સં. ૧૩૭૮ નો લેખ આજે પણ તે મંદિરમાં છે તે જણાવે છે.

આમ મુસ્લીમ રાજ્ય થતાં શરૂ શરૂમાં સાહિત્ય પ્રવૃત્તિ હતવિહત થઈ. ભંડારો કેટલાક નાશ પામ્યા. પરંતુ થોડા સમય બાદ ઠાળે પડતાં તે પ્રવૃત્તિ શાસ્ત્રીય ગ્રંથોને બદલે લોકરૂચિ ગ્રંથો તરફ વળી. તેથી આ પછી તે સમયની દેશી ભાષામાં અને જન-ઉપયોગી ઉપદેશના વધુ ગ્રંથોની રચના થવા લાગી.

સોમતિલકસૂરિ.

સોમપ્રભસૂરિની પાટે અડતાલીસમા સોમતિલકસૂરિ થયા.

ખરતરગચ્છીય જિનપ્રભસૂરિએ વિવિધ રચેલાં સ્તોત્રો અને કલ્પો આ પ્રતાપી પુરૂષને સમર્પણ કર્યાં હતા. આ ઉપરાંત સોમતિલકસૂરિએ બ્રહત્નવ્યક્ષેત્રસમાસ, સપ્તતિ શતસ્થાનક, શ્રી પૃથ્વીધર સાધુના સ્તોત્ર વિગેરે ગ્રંથોની રચના કરી છે.

સોમતિલકસૂરિનો જન્મ વિ. સં. ૧૩૫૫માં, દીક્ષા વિ. સં. ૧૩૬૯માં, આચાર્યપદ વિ સં. ૧૩૭૩માં અને નિર્વાણ વિ. સં. ૧૪૨૪માં થયું હતું.

આ શ્રી સોમતિલકસૂરિએ ત્રણ શિષ્યોને આચાર્યપદે સ્થાપ્યા. ૧ ચંદ્રશેખરસૂરિ ૨ જયાનંદસૂરિ ૩ દેવસુંદરસૂરિ.

---

* આને માટે કહેલાનો ઉપાશ્રય ડાબડો ૧૩ પ્રતિ નં ૮ અનુયોગદ્વારા મૂળ તેને અંતે એક ૩૪ શ્લોક પ્રમાણ પ્રશસ્તિ છે, તેમાં વિ. સં. ૧૩૭૭ વિ. સં. ૧૫૭૧ સુધીના સંડેરના પ્રાગ્વાટ વંશીય આભુના સંતાનોની કાર્યવાહીની નોંધ આપી છે.

સંડેરમાં પોરવાડ વંશી આભુ શેઠ છે તેને આસડ નામે પુત્ર થયો. તેને ખ્યામોખ તથા વર્ધમાન નામે પુત્ર થયા ખ્યામોખના પુત્ર ચંડસિંહને ૭ પુત્ર થયા, પેથડ, નરસિંહ, રત્નસિંહ, મલ્લ, મુંજાલ, અને વિક્રમસિંહ તેમાં પેથડે સંડેરમાં ઉચ્ચ મંદિર કરાવ્યું, વીજાપુરમાં ચૈત્ય કરાવ્યું અને રીરીમય મહાવીરની પ્રતિમા પધરાવી, તથા આબુ ઉપર લુણીગવસહિનો ઉદ્ધાર કર્યો. તથા ભીમ શેઠે બનાવરાવેલ પિત્તલમય બિંબને હેમથી દઢ કર્યું, કર્ણદેવના રાજ્ય વખતે મહાવીર ભગવાનની પ્રતિમાની શુભ લગ્ને પ્રતિષ્ઠા કરાવી. તેમજ ગિરનાર અને શત્રુંજયનો સંઘ કાઢયો તથા વિ· સં ૧૩૭૭ માં દુકાળ પડ્યો ત્યારે લાખો માણસોને અનાજ આપી સ્વસ્થ કર્યા, આગમના ચાર ભંડારો લખાવ્યા, વિગેરે વિગેરે.

આ. ચંદ્રશેખરસૂરિનો જન્મ, વિ. સં. ૧૩૭૩માં થયો હતો, તેમની દીક્ષા વિ. સં. ૧૩૮૫માં અને આચાર્ય પદવી વિ. સં. ૧૩૯૩માં આપવામાં આવી હતી. વિ. સં. ૧૪૨૩માં તેમનું સ્વર્ગગમન થયું હતું.

આ. જયાનંદસુરિનો જન્મ વિ. સં, ૧૩૮૦માં થયો હતો. તેમની દીક્ષા વિ. સં. ૧૪૦૨માં અને આચાર્ય પદવી. વિ ૧૪૨૦માં થઈ હતી. તેમણે સ્થૂલિભદ્રચરિત્ર વિગેરે ગ્રંથો લખ્યા છે. આ આચાર્ય જયાનંદસૂરિને સોમસુરિ જેવા પ્રભાવક શિષ્યો થયા હતા આચાર્ય જયાનંદસુરિ વિ સં. ૧૪૪૧માં સ્વર્ગે સિધાવ્યા હતા. આ આચાર્યના ઉપદેશથી આબુના વંશજ નર્ણદે લાખો ગ્રંથ પ્રમાણુ ગ્રંથો લખાવ્યા હતા.

આ. સોમતિલકસૂરિ વિ. સં. ૧૪૨૪માં સ્વર્ગગમન પામ્યા. તે સ્વર્ગગમન ગયા તે વખતે આકાશમાં પ્રકાશ ફેલાયો અને આકાશ વાણી થઈ કે સોમતિલકસુરિ સૌધર્મેન્દ્રના સામાનિક દેવ થયા છે.

## દેવસુંદરસુરિ.

સોમતિલકસૂરિની પાટે ૪૯મા દેવસુંદરસૂરિ થયા. આ દેવસુંદરસૂરિ આચાર્ય મહાપ્રભાવક પુરૂષ હતા આમના સમયમાં લાખો ગ્રંથો પુસ્તક ઉપર લખાયાં છે આજે પણ ભંડારોમાં ઠેર ઠેર તેમના ઉપદેશથી કાગળ ઉપર લખાયેલી પ્રતિઓ નજરે પડે છે. ગુરૂ મહારાજની પુસ્તક લખાવવાની આ પ્રવૃત્તિને તેમની પછી તેમના શિષ્યોએ પણ જોશ આપ્યું હતું. જેને લઈ હજારો ગ્રંથો લખાયા અને ઠેરઠેર ગ્રંથ ભંડારો ઉભા થયા છે.

આ દેવસુંદરસૂરિનો જન્મ વિ. સં. ૧૩૯૬માં થયો હતો. દીક્ષા વિ. સં. ૧૪૦૬માં અને વિ. સં. ૧૪૨૦માં આચાર્ય પદવી થઇ હતી. અને તે જયાનંદસૂરિના કાળધર્મ બાદ એટલે વિક્રમ સં. ૧૪૪૧માં તે ગચ્છનાયક થયા.

આ દેવસુંદરસૂરિ મહામંત્રબળી તેજસ્વી અને પ્રભાવક હતા. વિ. સં, ૧૪૫૭માં આ પ્રભાવક પુરૂષ સ્વર્ગે સિધાવ્યા હતા.

આ દેવસુંદરસૂરિનું વિસ્તૃત જીવન ચરિત્ર વિ, સં. ૧૪૬૬માં રચેલી ગુર્વાવલીમાં મુનિસુંદરસૂરિએ આપ્યું છે.

આ દેવસુંદરસૂરિને જ્ઞાનસાગર, કુલમંડન, ગણુરત્ન, સોમસુંદર અને સાધુરત્ન એ પાંચ શિષ્યો હતા, આ દેવસુંદરસુરિના શિષ્ય હતા તેમ ગુર્વાવળી અને શ્રાદ્ધવિધિકાર જણાવે છે. પરંતુ સોમસૌભાગ્ય કાવ્ય કે જેમાં સોમસુંદરસૂરિનું જીવન ચરિત્ર જન્મથી માંડીને આપ્યું છે તેમાં સોમસુંદરસુરિએ જયાનંદસુરિના શિષ્ય છે. તેમજ જ્ઞાનસાગરસુરિ એ ચંદ્રશેખરસુરિના શિષ્ય છે. તેમ જણાવ્યું છે. આથી આ પાંચેના આચાર્યપદ દાતા દેવસુંદરસૂરિ હતા. તેમજ ગચ્છનાયક જે હોય તેના બધાય શિષ્યો જ ગણાય તેને લઇ પાંચ આચાર્યો તેમના ગચ્છનાયકના કાળમાં થયેલા હોવાથી શિષ્ય તરીકે ઉલ્લેખિત થયા છે.

દેવસુંદરસુરિએ પોતાના હસ્તે પાંચ આચાર્યને સ્થાપ્યા હતા. ૧ જ્ઞાનસાગરસુરિ, ૨ કુલમંડનસુરિ, ૩ ગુણરત્નસુરિ, ૪ સોમસુંદરસુરિ, ૫ સાધુરત્નસુરિ.

ગુર્વાવલીકાર જણાવે છે તે મુજબ.

૧ *આ. જ્ઞાનસાગરસૂરિનો જન્મ વિ સં ૧૪૦૫માં, દીક્ષા વિ સં. ૧૪૧૭માં, આચાર્ય-પદ ૧૪૪૧ અને સ્વર્ગગમન વિ સં. ૧૪૬૦માં થયું હતું

આચાર્ય સોમસુંદરસુરિ વિગેરેના જ્ઞાનસાગરસુરિ÷અધ્યાપક ભણાવનાર હતા. આ. જ્ઞાનસાગરસુરિએ આવશ્યક, ઓઘનિર્યુક્તિ વિગેરે ઉપર ચૂર્ણિઓ લખી છે.

૨ કુલમંડનસૂરિ–આમનો જન્મ વિ. સં. ૧૪૦૯માં, દીક્ષા વિ. સં. ૧૪૧૭ માં, અને આચાર્યપદવી વિ. સં. ૧૪૪૨ માં થઇ હતી. આ આચાર્ય નિર્વાણ વિ. સં. ૧૪-૫૫ માં પામ્યા હતા.

આચાર્ય કુલમંડનસુરિએ સિદ્ધાંત આલાપઉદ્ધાર ( ગુર્વાવલી શ્લો. ૩૬૮ ) શ્રાદ્ધગુણ વિવરણ, વિચારામૃતસંગ્રહ વિગેરે ગ્રંથો રચ્યા હતા.

૩ ગુણરત્નસૂરિ.

આ આચાર્ય ડ વિકથા અને ક્રોધ માટે પ્રબળ સંયમી હતા. વાદમાં તે પ્રબળ હતા, પ્રખર તાર્કિક હતા. સ્વદર્શન અને પરદર્શનના જ્ઞાનમાં નિપુણ હતા. અતિ શક્તિવાળા અને અપ્રમાદી હતા. તેમના ગ્રંથોમાં ક્રિયારત્નસમુચ્ચય, ષડ્દર્શનસમુચ્ચય બૃહદ્વૃત્તિ, વિગેરે છે. આ આચાર્યે ભુવનસુંદર આચાર્યના વિદ્યાગુરૂ હતા, આમની આચાર્યપદવી વિ. સં. ૧૪૫૭ માં થઈ હતી

૪ સાધુરત્નસૂરિ–આ આચાર્યનો જન્મ વિ.સં. ૧૪૩૦માં, દીક્ષા વિ.સં. ૧૪૩૭માં, ઉપાધ્યાપદ વિ. સં. ૧૪૫૦માં અને આચાર્ય પદવી વિ. સં. ૧૪૫૭માં થઈ હતી.

આ આચાર્ય સાધુરત્ને યતિજીતકલ્પવૃત્તિ નવ તત્ત્વ અવચૂરિ વિગેરે ગ્રંથો બનાવ્યા છે. યતિજીતકલ્પવૃત્તિ ૧૪૫૬ માં બનાવી છે. અન તેને માંડણ નામના ગૃહસ્થે લખાવી છે.

આ ઉપરાંત ×ગુર્વાવલીમાં જણાવ્યા મુજબ દેવસુંદરસુરીના પરિવારમાં દેવશેખર ગણિ, શ્રુતસુંદર વાચક, જયચંદ્ર વાચક, ભુવનસુંદર વાચક, જિનસુંદર વાચક, જયવર્મ, શ્રુત સાગર, દેવપ્રભ, રત્નસુંદર, ક્ષેમંકર, સર્વશેખર, કમલચંદ્ર, જ્ઞાનકીર્તિ સાધુસુંદર, અભય સુંદર, આનંદવલ્લભ, સહજધર્મ વિગેરે અનેક પ્રતાપી મુનિઓ હતા.

ગુર્વાવલીમાં અંતે સુરસુંદરસુરિના પરિવારમાં કેવા કેવા સાધુઓ હતા કયા કયા શ્રાવકો હતા વિગેરે સર્વવૃતાન્ત આપ્યો છે. (આથી વિશેષ જિજ્ઞાસુઓએ મુનિસુંદરસુરિ કૃત ગુર્વાવલી જોઇ લેવી ).

---

* ગુર્વાવલી શ્લોક ૩૨૭ થી

÷ સોમ સૌભાગ્ય કાવ્ય સર્ગ ૫. શ્લોક ૭–૮. ગુર્વાવલી શ્લોક ૩૪૫

ડ जगदुत्तरो हि तेषां नियमोऽवष्टम्भरोषविकथानाम्. ગુર્વા ૩૮૧

× ગુરવાવલી શ્લોક. ૪૧૯

સોમસુંદરસૂરિ.

આ. શ્રી દેવસુંદરસુરિની પાટે પચાસમા પટ્ટધર શ્રી સોમસુંદરસુરિ થયા છે.

આ સોમસુંદરસુરિના જીવન ચરિત્ર માટે તેમના શિષ્ય પ્રતિષ્ઠાસોમે વિ. સં. ૧૫૫૪ માં સોમસૌભાગ્ય કાવ્ય નામે ગ્રંથ બનાવ્યો છે.

આ સોમસુંદર મૂળ પાલનપુરના વતની હતા. તેમના પિતાનું નામ સજ્જન શેઠ અને માતાનું માલ્હણદેવી હતું. તેમનો જન્મ વિ. સં. ૧૪૩૦ ના મહા વદિ-૧૪ ને શુક્રવારે થયો હતો. તેમણે વિ. સં. ૧૪૩૭ માં પાલનપુરમાં *જયાનંદસુરિ પાસે પોતાની બહેન સાથે દીક્ષા અંગીકાર કરી હતી. દીક્ષા પછી જ્ઞાનાભ્યાસ માટે ગચ્છનાયક દેવસુંદરસુરિએ તેમને જ્ઞાનસાગરસુરિને સોંપ્યા હતા. વિ સં. ૧૪૫૭ માં તેમને આચાર્ય પદવી દેવસુંદરસુરિ મહારાજે આપી હતી. આ પદપ્રદાન પાટણમાં થયું હતું અને તેમાં અઢળક ધન પાટણના નરસિંહ શેઠે ખર્ચ્યું હતું.

આચાર્યપદારૂઢ થયા પછી તરત જ ગચ્છાધિપતિપણાનું સૌભાગ્ય તેમને નસીબે હતું. તેથી તેમની આચાર્યપદવી પછી દેવસુંદરસૂરિ સ્વર્ગે સિધાવ્યા અને સોમસુંદરસુરિ ગચ્છનાયક થયા.

આ. સોમસુંદરસુરિએ વડનગરમાં દેવરાજ શેઠે કરેલ મહોત્સવપૂર્વક વિ. સં. ૧૪૭૮ માં મુનિસુંદરને આચાર્ય પદવી આપી. આ પછી ઇડરના ગોવિંદ શેઠના મહોત્સવપૂર્વક તારંગામાં વિ. સં. ૧૪૭૯ માં જયચંદ્રને આચાર્ય પદવી આપી. નીંબશેઠે કરેલા મહોત્સવપૂર્વક ભુવનસુંદરને આચાર્ય પદવી આપી. ગુણરાજ શેઠના કરેલા મહોત્સવપૂર્વક મહુવામાં જિનસુંદરવાચકને આચાર્ય પદવી આપી; ચંપકશ્રેષ્ઠિના આગ્રહથી જિનકીર્તિને આચાર્ય પદવી આપી અને રાણકપુરમાં ધરણેન્દ્ર શેઠના આગ્રહથી સોમદેવ વાચકને આચાર્ય પદવી આપી.

× વિ. સં. ૧૪૭૯ માં સોમસુંદરસુરિએ તારંગામાં અજિતનાથ ભગવાનની અંજન શલાકા કરી પ્રતિષ્ઠા કરી. આ પ્રતિષ્ઠા મહોત્સવ ઈડરના શેઠ ગોવિંદે ભવ્ય રીતે કર્યો હતો. અને તેમાં તેણે ઘણા ગામના સંઘોને આમંત્રણ આપ્યું હતું.

વિ. સં. ૧૪૯૬ માં સોમસુંદરસુરિએ રાણકપુરનું ૧૪૪૪ થાંભલાવાળા ત્રિભુવનદીપક પ્રાસાદની પ્રતિષ્ઠા કરાવી હતી. આ ઉપરાંત મેવાડ, દેલવાડા, મહુવા, ઇડર, આબુ, ગિરનાર, શત્રુંજય, ચિત્તોડ, ઘોઘા, વિગેરે ઠેકાણે પ્રતિષ્ઠાઓ કરાવી હતી.

---

*શ્રાદ્ધવિધિકાર, ધર્મસાગરીયપટ્ટાવલીકાર વિગેરેમાં મુનિસુંદરસુરિને સોમસુંદરસુરિના શિષ્ય કહે છે. પણ ખરીરીતે તે તેમના આચાર્યપદદાતા હતા તથા તે ગચ્છનાયક હોવાથી તેમના શિષ્ય તરીકે ગણાવ્યા છે.

× તારંગામાં અજિતનાથ ભગવાનની મૂર્તિની નીચે ખંડિત નોંધ છે. श्री ज- पं गोइंदेन भार्या जायलदेप्रमुखकुटुंबयुतेन श्रेयार्थं...सूरिभि.

વડનગરના દેવરાજ, ઇડરના ગોવિંદ શેઠ, અમદાવાદના ગુણરાજ વિગેરે સોમસુંદરસૂરિની સાન્નિધ્યતામાં સંઘ કાઢી સંઘવી થયા હતા.

આચાર્ય દેવસુંદરસુરિથી માંડીને ગ્રંથો લખાવવાનું, પ્રતિમાઓ ભરાવવાનું અને જિનમંદિરો બંધાવવાનું કાર્ય શરૂ થયેલ તે સોમસુંદરસૂરિના સમયમાં ખુબ વિસ્તાર પામ્યું હતું. મુનિસુંદરસૂરિના ઉપદેશથી ખંભાતના પર્વતે ૧૧ અંગો વિગેરે ઘણા ગ્રંથો લખાવ્યા હતા.

સોમસૌભાગ્ય કાવ્યના રચયિતા પ્રતિષ્ઠાસોમ. દસમા સર્ગમાં સોમસુંદરસુરિ પછી. ૧ મુનિસુંદરસુરિ, ૨ જયચંદ્રસૂરિ, ૩ ભુવનસુંદરસુરિ, ૪ જિનસુંદરસુરિ ૫ વિશાળરાજસુરિ ૬ ગુણોદયનંદીસૂરિ ૭ રાજશેખરસુરિ. ૮ સોમદેવસૂરિ ૯ લક્ષ્મીસાગરસુરિ વિગેરેને ગણાવે છે.

ગુર્વાવળી. વિ. સં. ૧૪૬૪ મુનિસુંદરસુરિએ રચી છે. વિ.સં. ૧૪૬૪માં મુનિસુંદરસુરિ આચાર્ય થયા ન હતા. એટલું જ નહિં પણ તે સામાન્ય સાધુ હતા કારણકે ગુર્વાવલીમાં તેઓ પોતાને *શ્રીદેવશેખરવાચકના શિષ્ય મુનિસુંદર તરીકે ગણાવે છે. આ ગુર્વાવળીની રચના વખતે મુનિસુંદરસૂરિ જયચંદ્ર, ભુવનસુંદર, જિનસુંદરને વાચક તરીકે ઉલ્લેખે છે. આથી લાગે છે કે પોતાના કરતાં પણ આ મહાત્માઓ દીક્ષા પર્યાયે અને પદસ્થપણે મોટા હશે.

ગુરૂગુણરત્નાકરકાવ્ય. વિ. સં. ૧૫૪૧માં સોમદેવસૂરિના શિષ્ય ચારિત્રહંસ શિષ્ય સોમદેવગણિએ લખ્યું છે. તેમાં લક્ષ્મીસાગરસુરિનું વર્ણન આપ્યું છે. આમાં લક્ષ્મીસાગરસુરિની ઉપાધ્યાય પદવી વિ.સં. ૧૫૦૧માં થઇ છે તે વખતે જે આચાર્યો છે તેના વર્ણનમાં મુનિસુંદરસુરિ, જયચંદ્રસુરિ, જિનકીર્તિસુરિ વિશાળરાજસુરિ, રત્નશેખરસુરિ, ઉદયનંદિસુરિ સોમદેવસુરિ, ગુણોદયનંદીસુરિ વિગેરેનું વર્ણન આપ્યું છે.

સોમસુંદરસુરિનું સ્વર્ગગમન વિક્રમ સં. ૧૪૯૯માં થયું હતું. આમ ૬૯ વર્ષના પૂર્ણ આયુષ્યમાં ૪૨ વર્ષ તે ગચ્છનાયક રહ્યા હતા. તે કાર્ય દરમિયાન તેમણે શિથિલાચારને દૂર કરવા સંઘમર્યાદાપટ્ટક તૈયાર કર્યું હતું. તેની ૩૬ કલમો છે.

રત્નશેખરસુરિ—

આ શ્રાદ્ધવિધિ ગ્રંથના કર્તા રત્નશેખરસુરિ મહારાજનો જન્મ. વિ. સં. ૧૪૫૭ (૧૪૫૨)માં થયો હતો. તેમણે વિ. સં. ૧૪૬૩ માં દીક્ષા લીધી હતી. તેમને વિ. સં. ૧૪૮૩માં પંડિતપદ અને વિ. સં. ૧૪૯૩ માં તેમને ઉપાધ્યાય પદ મળ્યું હતું. તેમની આચાર્યપદવી વિ. સં. ૧૫૦૨માં થઇ હતી.

આ ગ્રંથકાર રત્નશેખરસૂરિના દીક્ષા દાતા ગુરૂ સાધુરત્નસૂરિ મહારાજ છે. વિદ્યા દાતા ગુરૂ ભુવનસુંદર આચાર્ય છે. અને આચાર્યપદ દાતા મુનિસુંદરસૂરિ મહારાજ છે.

---

*अहो तेषां कराम्भोजवासानां सुप्रभावता ।
जातो यैर्मौलियोग्यो अहकं मुनिसुंदरः ॥ ४२१ ॥ ગુર્વાવલી.

કારણકે ગ્રંથકારે પ્રશસ્તિમાં પોતે ' यैर्मादृशोऽप्यकृष्यत करप्रयोगेण भवकूपात् ' આ શબ્દથી સંસારમાંથી કાઢનાર સાધુરત્નસુરિ તેમના દીક્ષા ગુરૂ છે અને 'विदध यज्ज्ञाननिधि मद्दादिशिष्या उपाजीवन्' આ પદથી ભુવનસુંદર તેમના વિદ્યાદાતા ગુરૂ છે. અને જેમના શાસનકાળમાં સદા ગ્રંથકારે ઉન્નતિ સાધી છે તે મુનિસુંદરસુરિ ગચ્છનાયક તથા આચાર્યપદ દાતા હોવાથી તેમણે તેમના પણ શિષ્ય તરીકે પોતાને ગણાવ્યા છે.

શ્રાદ્ધવિધિમાં દરેક દ્વારના અંતે इतिश्री तपागच्छाधिप श्रीसोमसुंदरसूरि, श्री मुनिसुंदरसूरि-श्रीजयचन्द्रसूरि-श्रीभुवनसुंदरसूरि-शिष्य ' श्रीरत्नशेखरसूरिविरचितायां श्राद्धविधिप्रकरणवृत्तौ दिनकृत्यप्रकाशकः प्रथमः प्रकाशः ' આ પ્રમાણે લખ્યું છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે તેમના દીક્ષા દાતા ગુરૂ સાધુરત્નસુરિ ભલે હોય પણ તેમના ઉપર ઉપકાર તો સોમસુંદરસૂરિ, મુનિસુંદરસુરિ જયચન્દ્રસુરિ અને ભુવનસુંદરસુરિનો છે.

વિક્રમ સં. ૧૪૯૬માં સોમસુંદરસુરિએ રત્નશેખરસુરિને ઉપાધ્યાય પદવી આપી આ સંબંધમાં સોમસૌભાગ્ય મહાકાવ્યમાં નીચેના શ્લોકો છે.

श्री रत्नशेखरस्य प्राज्ञशिरः शेखरस्य विबुधविधोः ।<br>
श्री गुरुरदात्तदानीं वाचकपदमतुलशुभलग्ने ॥ ६७ ॥<br>
स्वच्छं श्री तपगच्छं समग्रमपि पर्यधापयन्मुदितः ।<br>
वस्त्रैर्महादिदेवो, नृदेवसभ्यो महेभ्योऽसौ ॥ ६८ ॥

અર્થ—તે સમયે અનુપમ શુભલગ્નમાં પ્રાજ્ઞ પુરૂષોના મસ્તક મુગુટરૂપ રત્નશેખરસુરિને વાચકપદ અર્પણ કર્યું. અને રાજાના માનવંત મહાદેવ શેઠે હર્ષ પામી સ્વચ્છ એવા સમગ્ર તપાગચ્છને વસ્ત્રની પહેરામણી કરી.

આ રીતે આ. રત્નશેખરસુરિ સોમસુંદરસુરિ મહારાજના શાસનકાળમાં સાધુપણામાં ઉછર્યા હતા અને ઉપાધ્યાયાદિ પદપ્રદાન પણ તેમણે તેમનાથી મેળવ્યું હતું માટે તેમણે તેમનું સ્મરણ કર્યું છે.

આ પછી તેમણે સોમસુંદરસુરિના પાંચ શિષ્યોનાં નામ પ્રશસ્તિમાં આપ્યા છે અને બારમા શ્લોકમાં एषां श्री गुरुणां प्रसादतः षट्खतिथिमिते श्राद्धविधिसुत्रविवृतिं व्यधित रत्नशेखरसूरिः' આ પદથી આ પાંચે આચાર્યો તેમના અતિ ઉપકારક છે તેમ જણાવ્યું છે. આ પાંચ આચાર્યો તે—

૧ મુનિસુંદરસુરિ, ૨ જયચંદ્રસુરિ, ૩ ભુવનસુંદરસુરિ, ૪ જિનસુંદરસુરિ ૫ જિનકીર્તિસુરિ.

૧. મુનિસુંદરસુરિ.

સોમસુંદરસૂરિ પછી ૫૧મી પાટે મુનિસુંદરસુરિ થયા છે તેમનો જન્મ. વિ. સં. ૧૪૩૬માં, દીક્ષા ૧૪૪૩માં, ઉપાધ્યાયપદ ૧૪૬૬માં અને આચાર્યપદ વિ. સં. ૧૪૭૦માં થયું હતું. તેમનું સ્વર્ગગમન ૧૫૦૩માં થયું હતું.

સોમસુંદરસુરિ મહારાજ વિ. સં. ૧૪૯૯ સુધી હયાત હતા. આથી ગચ્છનાયકપણાનો બોજો તેમણે ચારવર્ષ વહ્યો હતો. તેમણે ઉપદેશરત્નાકર, અધ્યાત્મ કલ્પદ્રુમ, જયાનંદકેવળિ વિગેરે ઘણા ગ્રંથો બનાવ્યા છે. એમના દરેક ગ્રંથોમાં 'जयश्र्यङ्कित' છે, તેમના દરેક ગ્રંથો વૈરાગ્યભરપુર, ઉપદેશબાહુલ્ય અને પ્રતિભા સંપન્ન છે.

આ મુનિસુંદરસુરિ સહસ્રાવધાની અને કાળીસરસ્વતી વિગેરે બિરૂદને ધારણ કરનારા હતા. તેમને પદ્માવતી દેવીઓ વિગેરે શાસન દેવીઓ પ્રત્યક્ષ થતી હતી, તેમણે 'સંતિકરં સ્તોત્ર'ની રચના કરી દેવકુલપાટકમાં શાંતિ પ્રસરાવી હતી.

આચાર્ય મુનિસુંદરસૂરિ વિ.સં. ૧૫૦૩માં સ્વર્ગગમન પામ્યા હતા. સોમસુંદરસૂરિના હયાતિ કાળમાં યુવરાજપણાનો અને તેમના પછી ગચ્છનાયક તરીકેના તેમનો ઉપકાર ગ્રંથકાર ઉપર મહદ્ છે. ગ્રંથકારના આચાર્ય પદ પ્રદાતા પણ મુનિસુંદરસુરિ મહારાજ છે તેથી તેમનું ગ્રંથકારે સ્મરણ કરેલ છે.

જયચન્દ્રસુરિ.

આ મુનિવરને સોમસુંદરસુરિ મહારાજે તારંગામાં આચાર્ય પદવી આપી હતી. વ્યાખ્યાનપદ્ધતિ, પ્રત્યાખ્યાન સ્થાન વિવરણ, પ્રતિક્રમણ વિધિ વિગેરે ગ્રંથો તેમના લખેલા છે. ષડાવશ્યક બાળબોધના કર્તા હેમહંસગણિ વિગેરે આ આચાર્યનાજ શિષ્યો છે. ગુરૂગણ રત્નાકર કાવ્યમાં તો તેના કર્તા ગ્રંથકાર રત્નશેખરસુરિને *જયચંદ્રસુરિના પટ્ટધર તરીકે ઓળખાવે છે. આથી લાગે છે કે મુનિસુંદરસુરિના હયાતિકાળમાં રત્નશેખરસુરિ જયચન્દ્રસુરિના અતિ પ્રીતિપાત્ર હશે.

ભુવનસુંદરસુરિ.

આ આચાર્ય રત્નશેખરસુરિના વિદ્યાગુરૂ છે જે વાત શ્રાદ્ધવિધિની પ્રશસ્તિથી નક્કી થાય છે. પરંતુ ગ્રંથકાર શ્રાદ્ધપ્રતિક્રમણના મંગલાચરણમાં 'त्तेपामेपोऽन्तिषदन्तिमो' લખી પોતાને ભુવનસુંદરસુરિના છેલ્લા શિષ્ય તરીકે ઓળખાવે છે. આથી લાગે છે કે ગ્રંથ કારને ગ્રંથ લખતી વખતે સાધુરત્નસૂરિ હયાત ન હોવા જોઈએ, અને ગ્રંથકાર ગુરૂના હયાતિ બાદ ભુવનસુંદરસુરિ સાથે રહી અભ્યાસ કર્યો હશે. અને તેમની સાથે રહેતા હોવાથી વિદ્યા ગુરૂનેજ ગુરૂને તરીકે ગણાવ્યા જણાય છે, આ ઉપરાંત પણ ભુવનસુંદરસુરિ વડીલ આચાર્ય છે

આચાર્ય ભુવનસુંદરસુરિએ વ્યાખ્યાનદીપિકા, મહાવિદ્યાવિડંબન, પરબ્રહ્મોત્થાપન વિગેરે ગ્રંથો લખ્યા છે.

જિનસુંદરસુરિ.

આચાર્ય જિનસુંદરસુરિને અગિયાર અંગના ધારક તરીકે ગ્રંથકારે ગણાવ્યા છે. અર્થાત અન્ય શાસ્ત્રો કરતાં જૈન આગમ ગ્રંથોમાં આ આચાર્ય મહાનિપુણ હોવા જોઈએ. ગુર્વાવલીમાં જ્યારે મુનિસુંદરસુરિ સામાન્ય સાધુ હતા. ત્યારે પણ આ મહાત્મા ઉપાધ્યાય

---

* भातिस्म तेऽत्र जयचंद्रगणेन्द्रपट्टे ॥
श्रीरत्नशेखरवरास्तपगच्छनाथाः ॥ १०० ॥

પદભૂષિત હતા. રત્નશેખરસુરિએ જિનસુંદરસુરિ સમુદાયના વડીલ અને પ્રેરણાદાયક હોવાથી તેમનું સ્મરણ કર્યું જણાય છે. જિનસુંદરસુરિને સંવેગરંગગણિ વિગેરે શિષ્યો હતા.

## જિનકીર્તિસુરિ.

આચાર્ય જિનકીર્તિસુરિ સંબંધી ગુર્વાવળીમાં ઉલ્લેખ નથી પણ ગુરૂગુણકાવ્યમાં જણાવ્યું છે કે :—

मुक्त्यर्थमेव विहितान्यतिदीर्घशास्त्राण्युच्चश्रियेऽत्र जिनकीर्तियतीश्वरास्ते ॥ ९४॥

કેવળ મુક્તિને માટે અતિ દીર્ઘશાસ્ત્રોને રચે છે તે જિનકીર્તિસુરિ કલ્યાણ માટે થાઓ.

આ જિનકીર્તિસુરિ પરમવૈરાગી, તપસ્વી અને શાસનમાં સૌરભ ફેલાવનાર મહાત્મા હશે અને તે પોતાં કરતાં વડીલ અને ગ્રંથ રચના કાળે વિદ્યમાન હશે માટેજ તેમને ગ્રંથકારે યાદ કર્યા જણાય છે.

આ જિનકીર્તિસૂરિએ ગચ્છ નાયકના વચનથી ગિરનાર ઉપર પૂર્ણચંદ્ર કોઠારીએ જે મંદિર બંધાવ્યું હતું તેની પ્રતિષ્ઠા કરી હતી.

આ રત્નશેખરસૂરિના જીવન પરિચય માટે તેમના ગ્રંથની લખેલી પ્રશસ્તિઓ, સોમ સૌભાગ્ય કાવ્ય, ગુરૂગુણ રત્નાકર કાવ્ય, ધર્મસાગરીય પટ્ટાવળી અને તે ઉપરાંત કેટલીક છૂટી છવાઇ વિગતો સિવાય બીજું સાહિત્ય નથી.

તેમના બનાવેલ ગ્રંથોમાં હાલ ઉપલબ્ધ તરીકે આ ૧ અર્થદીપિકા, ૨ વિધિકૌમુદી (શ્રાદ્ધ વિધિ) અને આચારપ્રદીપ આ ત્રણ ગ્રંથો છે.

અર્થદીપીકા—(વંદિત્તાસૂત્ર ટીકા) વિ. સં. ૧૪૯૬માં બનાવી છે કારણ કે તેની પ્રશસ્તિમાં षडंकविश्वमिते श्रीरत्नशेखरगणिः वृत्तिमिमामकृत कृतितुष्टये લખ્યું છે.

શ્રાદ્ધવિધિ વિ. સં. ૧૫૦૬ માં બનાવેલ છે. કારણકે આ ગ્રંથ પ્રશસ્તિમાં

षड्खतिथिमिते वर्षे (१५०६) श्राद्धविधि सूत्रवृत्तिं व्यधित रत्नशेखरसुरिः

આચાર પ્રદીપ ગ્રંથ વિ. સં. ૧૫૧૬ની સાલમાં બનાવેલ છે કારણ તે ગ્રંથની પ્રશસ્તિમાં एषां श्रीगुरुणां प्रसादत्तः षट्कुतिथिमिते (१५१६) वर्षे जग्रन्थ ग्रन्थमिमं सुगमं श्री रत्नशेखरसुरिः

રત્નશેખરસુરિએ ગણિપણામાં શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ બનાવેલ છે અને શ્રાદ્ધવિધિ તથા આચાર પ્રદીપ આચાર્ય પદ પામ્યા પછી બનાવેલ છે. આમ છતાં વિ. સં. ૧૪૯૬ માં બનાવેલ શ્રાદ્ધપ્રતિક્રમણમાં શ્રાદ્ધવિધિનો અને વિ. સં. ૧૫૧૬ માં રચેલ આચાર પ્રદીપનો ઉલ્લેખ શ્રાદ્ધવિધિમાં કેમ આવ્યો તેની સહેજે શંકા થાય. પરંતુ આનો ખુલાસો એ હોઇ શકે કે શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિ પુરી કરી હોય તે અગાઉ તેમણે રચવા ધારેલા બે ગ્રંથોનો વિષયાનુક્રમ તૈયાર કર્યો હોય અને તેથી તેમણે તેની નોંધ શ્રાદ્ધ

પ્રતિક્રમણ કે શ્રાદ્ધવિધિમાં આપી હોય તે બનવાજોગ છે. રચના સંવત ગ્રંથની સમાપ્તિને લઈ આપ્યો હોય. તેથી પ્રથમ શ્રાદ્ધ પ્રતિક્રમણ પછી શ્રાદ્ધવિધિ અને છેલ્લે આચાર પ્રદીપ પૂર્ણ કર્યો હશે.

આ રત્નશેખરસૂરિએ ઠેરઠેર પ્રતિષ્ઠાઓ કરાવી હતી કારણકે તેમના હાથે પ્રતિષ્ઠિત થયેલ અનેક જિનબિંબો ઉપર તેમના નામનો ઉલ્લેખ છે.

આ રત્નશેખરસૂરિ ગચ્છનાયક, પ્રતિભા સંપન્ન અનેક શિષ્યોના ગુરૂ છતાં સમર્થ વિદ્વાન હતા કારણકે તેમણે ગ્રંથમાં આપેલ સાક્ષિપાઠો ઉપરથી તેમની વિદ્વત્તાનો આપણને ખ્યાલ સહેજે આવી શકે છે.

આ રત્નશેખરસૂરિ પછી તપાગચ્છના નાયક આચાર્ય લક્ષ્મીસાગરસૂરિ થયા. એમના પરિવારમાં ૧૧ આચાર્ય ૧૫ ઉપાધ્યાય ૨૯૬ ગીતાર્થો અને હજારો મુનિઓ હતા.

આમ તપાગચ્છની પરસી પાટે રત્નશેખરસૂરિએ પોતાની ઉજ્વળતા સાથે જૈન શાસનને ઉજ્વળ કર્યું હતું.

---

# ગૃહસ્થ ધર્મ.

## સામાન્ય ધર્મ.

અવિરૂદ્ધ શાસ્ત્રવચનને અનુસરી મૈત્ર્યાદિભાવ સહિત જે આચરણ તે ધર્મ.

શાસ્ત્રમાં આ ધર્મ બે પ્રકારનો જણાવ્યો છે. એક ગૃહસ્થ ધર્મ અને બીજો સાધુધર્મ.

કેવળ પરભવના કલ્યાણ માટે મથનારા અને ઘર, કુટુંબ, સંપત્તિ, રાગ, દ્વેષ અને મોહ છોડી કલ્યાણ સાધનારા જે પુરૂષો છે તે સાધુ મહાત્માઓ છે. જેઓ આ પ્રકારે કરી શકતા નથી અને ઘરમાં રહી પોતાના બાલ બચ્ચા કુટુંબ, સ્ત્રી અને પરિવાર વિગેરેને પોષણ કરવાની જવાબદારી ઉઠાવવા સાથે પોતાથી શકય હોય તે ધર્મોનુષ્ટાન કરે છે તે ગૃહસ્થ ધર્મ છે. કુટુંબ, અને વ્યવહારની પ્રશંસાપૂર્વક જવાબદારીને વહન કરવી તેને ગૃહસ્થનો સામાન્ય ધર્મ કહે છે. અને આ જવાબદારી ઉઠાવવા ઉપરાંત અનેક વ્રત તપ નિયમ અને ત્યાગથી પોતાનું જીવન નિયંત્રિત કરે તેને ગૃહસ્થનો વિશેષધર્મ કહે છે.

ગૃહસ્થના સામાન્ય ધર્મમાં માર્ગાનુસારિના પાંત્રીસ ગુણ સમાય છે. તે પાંત્રીસ ગુણ આ પ્રમાણે છે.

### માર્ગાનુસારિના ૩૫ ગુણ.

૧ દરેક પ્રકારના વ્યાપારમાં નિતિને છોડવી નહિ, દગો પ્રપંચ અને ઠગ વિદ્યાથી પ્રાપ્ત કરેલી લક્ષ્મી લાંબો સમય ટકતી નથી, અનીતિનું ધન ન્યાયથી પ્રાપ્ત કરેલા ધનને પણ ઘસડી જાય છે, માટે ન્યાયથી ધન મેળવવું.

૨ જ્ઞાની, સદાચારી, ગંભીર અને ઉદાર, પુરૂષોના આચારોની પ્રશંસા કરવી, તેમના સુંદર આચારોનું અનુકરણ કરવા પ્રયત્ન કરવો.

૩ અન્ય ગોત્રવાલા પરંતુ સમાન કુલ અને એક સરખા આચારવાલા સાથે પોતાની પુત્રપુત્રીનો વિવાહ કરવો કે જેથી ભવિષ્યમાં ધર્મસંબંધી ઝઘડો પણ ન થાય, અને પોતાની સંતતિ જૈન ધર્મમાં મક્કમ રહે.

૪ સર્વ પ્રકારના પાપોથી ડરતા રહેવું.

૫ જે દેશમાં વસતા હોઇએ તે દેશ પ્રમાણે વસ્ત્ર આભુષણ અને ખાવાની, પીવાની રીતી રાખવી, પણ તે ધર્મથી વિરૂદ્ધ તો નજ હોવી જોઈએ.

૬ કોઇ પણ માણસની નિંદા કરવી નહિ, તેમાં રાજા પ્રધાન આદિની તો ખાસ કરીને નિંદા કરવી જ નહિ.

૭ જે ઘરમાં પેંસવા નીકળવાના અનેક રસ્તા હોય તેવા ઘરમાં વસવું નહિં. કારણકે ચોર પ્રમુખને તેવા ઘરમાં પેંસવાની તથા સ્ત્રી આદિકને ગેરવર્તણુંક ચલાવવાની સુગમતા પડે. તેમજ ચારે બાજુથી ઢાંકેલ હોય તેવા સ્થાનમાં રહેવાથી અગ્નિ આદિના ઉપદ્રવમાંથી નીકળવું કઠીન પડે. તથા પાડોશમાં સારા માણસ રહેતા હોય તેવા ઘરમાં રહેવું,

૮ સદાચારી માણસોની જ સોબત કરવી દુરાચારી અને મિથ્યાદષ્ટિઓનો સંગ તજવો.

૯ જન્મદાતા માતા-પિતાની પૂજા એટલે ઉચિત સેવા કરનારા થવું.

૧૦ દુકાળ, મારી, મરકી, શત્રુ રાજા આદિના લશકરની ચડાઈ વિગેરેનો ઉપદ્રવ જ્યાં ન હોય ત્યાં રહેવું, જેથી ધર્મ, અર્થ અને કામનો વિનાશ ન થાય.

૧૧ નિંદિત કાર્યોમાં પ્રાણાંતે પણ પ્રવૃત્તિ કરવી નહિ.

૧૨ આવકનો વિચાર કરીને ખર્ચ કરનારા થવું. આવક કરતાં વધુ ખર્ચ કરનારો દેવાદાર અને દુઃખી બની જાય છે. ઉદાર બનવું પણ ઉડાઉ ન બનવું.

૧૩ પોતાના પૈસા પ્રમાણે વેશ રાખવો, ગરીબ હોય અને નવલશા ધનજી થઇને ફરે તો પણ નિંદા થાય અને ધનાઢ્ય હોય અને મવાલીના વેશમાં ફરે તો પણ નિંદા થાય.

૧૪ બુદ્ધિના આઠ ગુણોને ધારણ કરવા

૧ શાસ્ત્ર સાંભળવાની ઈચ્છા, ૨ શાસ્ત્ર સાંભળવું, ૩ તેનો અર્થ સમજવો, ૪ તે અર્થને યાદ રાખવો, ૫ ઉહાતર્ક કરી સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરવું, ૬ અપોહ-વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું, ૭ અર્થનું જ્ઞાન કરવું, ૮ તત્વનો નિશ્ચય કરવો.

૧૫ હંમેશાં ધર્મને સાંભળનારા થવું, ધર્મ સાંભળવાથીજ પુન્ય પાપનો માર્ગ જાણી શકાય છે.

૧૬ પ્રથમ ભોજન પચી ગયા પછી જ બીજી વખત જમવું, ખરી રૂચી વિના જમવાથી અજીર્ણ થાય છે, અને તેનાથી તબીયત બગડે છે, અને તબીયત બગડવાથી ધર્મ કાર્યમાં અંતરાય પડે છે.

૧૭ જે કાળે ખાવાનો સમય હોય ત્યારેજ ખાવું. ટાઈમ બે ટાઇમ ન ખાવું

૧૮ ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થને એવી રીતે સાધવા કે એક બીજાને (પીડા) હરકત ન પહોંચે, ધર્મની મુખ્યતા સમજવી, કારણકે ધર્મ હશે તો ધન, અને ધન હશે તો કામ, માટે ધર્મને નુકશાન પહોચતું હોય તે વખતેઅર્થ અને કામ ( વિષય વિલાસ ) ને જતા કરવા.

૧૯ યથાશકિત દાન દેવું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાને સુપાત્ર બુદ્ધિથી દેવું, અન્ય દુઃખી આત્માઓને દયાની બુદ્ધિથી આપવું.

૨૦ હંમેશાં કોઇ વાતમાં કદાગ્રહ ન રાખવો, સાચું એ મારૂં માનવું પણ મારૂં એજ સાચું એમ નહિ માનવું.

૨૧ હંમેશાં ગુણીજનોનોજ પક્ષપાત કરવો, નિર્ગુણી નો પક્ષપાત કરવાથી તેને પાપમાં ઉત્તેજન મલે છે.

૨૨ જે દેશમાં જવાની રાજાની મના હોય ત્યાં ન જવું, જે કાળે જે કરવાની આજ્ઞા હોય તેમ કરવું. ધર્મને સાચવીને દેશકાળ જોવા.

૨૩ પોતાની શકિત અગર તો અશકિતને તપાસીને જ કોઇ પણ કાર્યમાં પ્રવૃતિ કરવી શકિત ઉપરાંત પ્રવૃત્તિ કરવાથી ધન અને શરીરને નુકશાન પહોંચે છે.

૨૪ વ્રતધારી, વૃદ્ધ પુરુષો અને જ્ઞાની પુરૂષોના પૂજક થવું.

૨૫ પોતાના આશરે રહેલા પોષવા લાયક સર્વનું પોષણ કરવું, પોતાનુંજ પેટ ભરીને બેસી ન રહેવું.

૨૬ દરેક કાર્ય કરતા પહેલાં પરિણામનો વિચાર કરવો.

૨૭ વિશેષજ્ઞ થવું, જેથી કૃત્ય, અકૃત્ય, ભક્ષ્ય, અભક્ષ્ય, માન, અપમાનની સમજ પડે.

૨૮ કોઇએ કરેલા ઉપકારને વીસરનારા ન થવું

૨૯ સદાચારથી, વિનયથી, અને વિવેકથી લોકોને પ્રિય થવું, ખોટા કામમાં પણ હાંજી હા કરી લોકપ્રિય થનારા બન્નેનું બગાડે છે.

૩૦ કદી નિર્લજ્જ બનવું નહિ.

૩૧ દુઃખી જીવો ઉપર દયાળુ થવું.

૩૨ શાંત મુદ્રાવાલા થવું, કષાયવાલી પ્રકૃતિ કરવી નહિ.

૩૩ પરોપકાર કરવામાં સદા કટીબદ્ધ રહેવું.

૩૪ બાહ્ય શત્રુની ઉપેક્ષા કરી, ( જતા કરી ) રાગ–દ્વેષ-ક્રોધ–માન–માયા લોભ ઇર્ષ્યા આદિ અભ્યંતર શત્રુનો નાશ કરવા તૈયાર થવું.

૩૫ પાંચ ઇંદ્રિયોનાં વિષયો ઉપર સંયમ કેળવનારા થવું.

આ માર્ગાનુસારિ ગુણવાળો જીવ ધર્મદેશનાને યોગ્ય અને ઉત્તમ પુરૂષોની ગણતરીમાં ગણાય છે. અને તે જીવ અનુક્રમે ગુણવૃદ્ધિ મેળવી વિશેષ ગૃહિ ધર્મને પાળવા સમર્થ બને છે.

## વિશેષધર્મ.

શ્રાવકનો વિશેષ ગૃહીધર્મ સમ્યકૃત્વસહિત બાર વ્રત સ્વરૂપે છે આ સમ્યકૃત્વ અને બાર વ્રતનું સ્વરૂપ શ્રી હરિભદ્રસૂરિ રચિત પંચાશક ગ્રંથના પ્રથમ પંચાશકમાં સ્પષ્ટ રીતે આપેલું છે તેથી પ્રથમ પંચાશકનો ગાંથાર્થ તથા સંક્ષેપમાં સમકિત તથા બારવ્રતનું સ્વરૂપ તેના અતિચારો સાથે નીચે આપીએ છીએ.

# શ્રાવક ધર્મવિધિ.

( શ્રી હરિભદ્રસુરિકૃત પ્રથમ પંચાશકનું ભાષાંતર )

૧. ચરમ તીર્થંકર શ્રી વર્ધમાનસ્વામીને નમસ્કાર કરીને, સમ્યક્ત્વાદિક ભાવાર્થ સહિત શ્રાવક ધર્મને સૂત્ર તથા ટીકાના આધારે સંક્ષિપ્ત સરલ વ્યાખ્યાયુક્ત સૂત્રમર્યાદા મુજબ સંક્ષેપથી હું વર્ણવીશ. આદિ શબ્દથી શ્રાવક યોગ્ય પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત હું વખાણીશ. શ્રાવક ધર્મના અભ્યાસી થઇને દશવિધ યતિધર્મનું પાલન કરવા લાયક થઇ શકે એ હેતુથી પ્રથમ શ્રાવક ધર્મ પ્રકરણ કહીશ.

૨. અતિતીવ્ર કર્મના વિનાશથી જે સાવધાન થઈ પરલોક હિતકારી જિનવચન યથાર્થ કપટ રહિતપણે સાંભળે છે તે અહિં શ્રાવક ધર્મ વિચારના પ્રસ્તાવમાં ઉત્કૃષ્ટ શ્રાવક લેખાય છે. તેમાં પ્રથમ લક્ષણથી અને ફળથી સમ્યક્ત્વનું નિરૂપણ કરે છે.

૩. મિથ્યાત્વ મોહનીય કર્મના દળીયાનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થવાથી, સર્વજ્ઞ-કથિત જીવાદિક તત્ત્વોની યથાર્થ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ પ્રકટે છે; એટલે તેમાં અસત્ આગ્રહ દુરાગ્રહ રહેતો નથી અને શુશ્રુષાદિક ગુણો અતિશય વધે છે. તે શુશ્રુષાદિક ગુણોને જ શાસ્ત્રકાર વખાણે છે.

૪. સદ્બોધકારી ધર્મશાસ્ત્ર સાંભળવાની ભારે ઉત્કંઠા, શ્રુતચારિત્ર લક્ષણ ધર્મ પ્રત્યે અત્યંત રાગ અને યથાસમાધિ–પ્રસન્નતાપૂર્વક દેવગુરૂની સેવા–ભક્તિ કરવામાં અતિ આદર, સમક્તિ પ્રાપ્ત થયે થાય જ. ફક્ત અણુવ્રતાદિક વ્રતપ્રાપ્તિ માટે ભજના એટલે તે વ્રતો સમક્તિ પ્રાપ્ત થયે કદાચિત પ્રાપ્ત થાય અથવા ન પણ થાય તે ભજનાનું કારણ કહે છે.

૫. તે અણુવ્રતની પ્રાપ્તિનો તો સમક્તિપ્રાપ્તિ યોગ્ય કર્મક્ષયોપશમની અપેક્ષાએ અધિકતર ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમથી જ થવા પામે છે. અર્થાત્ પરિણામભેદથી સમક્તિ પ્રાપ્તિના નિમિત્તભૂત કર્મના ક્ષયોપશમ માત્રથી વ્રતપ્રાપ્તિ થવા ન પામે, પણ તેથી અધિકતર ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમબળથી વ્રતપ્રાપ્તિ થવા પામે. એ જ વાતનું સમર્થન શાસ્ત્રકાર કરે છે.

૬. આયુષ્યવર્જિત મોહનીય પ્રમુખ સાતે કર્મોની પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડ સાગરોપમની સ્થિતિ ઉપરાંતની શેષ સઘળી કર્મસ્થિતિ યથાપ્રવૃત્તિ કરણે કરી જીવ ખપાવે. પછી અપૂર્વકરણે કરી ગ્રંથિભેદપૂર્વક જીવ સમક્તિ પામે. પછી ૨ થી ૯ પલ્યોપમ જેટલી વધારે કર્મસ્થિતિ ખપાવ્યાથી અણુવ્રતોનો લાભ થાય અને અસંખ્ય સાગરોપમ જેટલી ચરિત્રમોહનીય સ્થિતિ ખપાવ્યાથી ભાવથી મહાવ્રતોની

પ્રાપ્તિ થઇ શકે. 'દ્રવ્યથી અણુવ્રત અને મહાવ્રતની પ્રાપ્તિ તો કર્મની સ્થિતિ વધારે હોય છતાં પણ સંભવે છે.' (ટીકાકાર)

### પાંચ અણુવ્રત.

૭. સ્થૂળ પ્રાણાતિપાતવિરમણાદિક પાંચ અણુવ્રતો જ મૂલગુણ જાણવા અને બીજા દિગ્વિરિમાણાદિક એ મૂળગુણરૂપ અણુવ્રતોના પુષ્ટિકારક ગુણવ્રત અને શિક્ષાવ્રત રૂપ ઉત્તર ગુણ જાણવાં. તેમાં પ્રથમ અણુવ્રતનું સ્વરૂપ જણાવતાં શાસ્ત્રકાર કહે છે.

૮ સ્થૂળ પ્રાણવધથી વિરમવારૂપ પ્રથમ અણુવ્રત છે. તે પ્રાણવધ સંકલ્પથી અને આરંભથી બે પ્રકારે છે. તેમાં વધ કરવાની બુદ્ધિરૂપ સંકલ્પ અને ખેતી પ્રમુખ આરંભ. એ બંને રીતે સ્થૂલપ્રાણાતિપાતવિરમણવ્રત અંગીકાર કરનાર શ્રાવક સ્થૂળ પ્રાણવધને પ્રતિજ્ઞાપૂર્વક પરિહરે. પ્રશ્ન—આવશ્યક ચૂર્ણિમાં સંકલ્પથી સ્થૂળ પ્રાણવધ વિરમણની પ્રતિજ્ઞા કહી અને આરંભથી સ્થૂળ પ્રાણવધ વિગેરેની પ્રતિજ્ઞા કેમ કહી નહીં ? ઉત્તર—ગૃહસ્થ આરંભ વર્જી ન શકે માટે. સંકલ્પથી તો તે આગમ રીતે સ્થૂળ પ્રાણવધથી વિરમે જ છે. તે જ આગમોક્ત વધવર્જન વિધિ અને તેની ઉત્તરવિધિ દર્શાવતા છતાં ગ્રંથકાર કહે છે.

૯ ધર્માત્મા ગુરૂ સમીપે ધર્મોપદેશનું શ્રવણ કરી વૈરાગ્યભીનો થયેલ શ્રાવક ચાતુર્માસાદિક અલ્પકાળ પર્યંત કે લાંબો વખત જીવિતવ્ય પર્યંત ઉપર મુજબ સ્થૂલપ્રાણવધ વિરતિની પ્રતિજ્ઞા કરીને તેના પાંચ અતિચારો, ભાવશુદ્ધિવડે સમજીને તજે. તે પાંચ અતિચારો હવે જણાવે છે.

૧૦ ક્રોધાદિ કષાયવડે દૂષિત મનવાળો થઇ શ્રાવક, પશુ કે મનુષ્યાદિકને વધ, બંધન, અંગચ્છેદ, અતિભાર આરોપણ તથા ભાતપાણીનો અંતરાય નિર્હેતુક ન કરે ખાસ હેતુસર બંધાદિક કરતાં છતાં સદયપણાથી તે કરે તો અતિચાર નથી.

૧૧ બીજા અણુવ્રતમાં કન્યા, ગૌ, ભૂમિ સંબંધી અસત્ય તથા થાપણમોસો અને કૂટસાક્ષી એમ સ્થૂળ મૃષાવાદ વિરમવાનું સંક્ષેપથી પાંચ પ્રકારે જાણવું. એના પાંચ અતિચાર કહે છે.

૧૨ સહસા આળ ચઢાવવું, સ્વસ્ત્રી કે મિત્રાદિકની ગુહ્ય વાત જાહેર કરવી, વિશ્વાસઘાત કરવો, ખોટો ઉપદેશ દેવો અને ખોટા દસ્તાવેજ કરવા. એ બધા અજાણતાં કરે તો અતિચાર અને જાણી જોઇને કરે તો વ્રત ભંગ થાય. હવે ત્રીજું અણુવ્રત કહે છે.

૧૩ સ્થૂળ અદત્તાદાનવિરમણ સચિત્ત—લવણાદિક, અચિત્ત—સુવર્ણાદિક સંબધી એમ બે પ્રકારનું કહ્યું છે. તેમાં મિશ્ર-વસ્ત્ર અલંકારાદિક યુક્ત પુત્ર પુત્રી સંબંધી અદત્તાદાન સમાવેશિત થયેલું જાણવું તેના પાંચ અતિચાર કહે છે.

૧૪ ચોરોએ ચોરી આણેલું કેશર પ્રમુખ સસ્તી કિંમતે લેવું, ચોરી કરાવવી, વિરૂદ્ધ રાજ્ય-સ્થાનમાં જવું. ખોટાં માનમાપાં કરવાં, સારી—નરસી વસ્તુનો ભેળ—સંભેળ કરવો

અને એની હલકી મિશ્ર વસ્તુ સારી કહીને વેચવી ત્રીજા વ્રતના રક્ષકે એ અતિચારો વર્જવા જોઇએ. હવે ચોથા અણુવ્રતનું નિરૂપણ કરે છે.

૧૫ ચતુર્થ અણુવ્રત મધ્યે ઔદારિક ( મનુષ્ય અને પશુ સંબંધી ) તથા વૈક્રિય ( દેવ સંબંધી ) દ્વિવિધ પરસ્ત્રીથી ( ને પરપુરૂષથી ) વિરમવાનું કહ્યું છે. તે સ્વદાર ( ને સ્વપતિ ) સંતોષવ્રત લેખાય છે. આ વ્રતના અતિચારો શાસ્ત્રકાર કહે છે.

૧૬ થોડા વખત માટે પોતે રાખેલી વેશ્યા તથા અન્યે ભાડે રાખેલી વેશ્યા, કુલાંગના ( કુમારિકા ) કે અનાથ ( વિધવા ) સ્ત્રીનું સેવન, સ્ત્રી-પુરૂષ વિવાહ-સંબંધ જોડી દેવા અને કામભોગ-શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શના સેવનમાં અત્યંત આસક્તિ કરવી. એ સર્વે અતિચારો યથાસંભવ ( સ્વદારા ને સ્વપતિ સંતોષીને ) વર્જવા યોગ્ય છે. સ્ત્રીને પોતાની શોક્યના વારાના દિવસે સ્વપતિ અપરિગ્રહિત લેખાય, તેથી તેના વારાને ઉલ્લંઘી પતિને ભોગવતાં અતિચાર થાય અને બીજા તો અતિક્રમાદિકવડે અતિચાર થવા પામે છે. હવે પાંચમું અણુવ્રત વખાણે છે.

૧૭ અસત્ આરંભથી નિવર્તાવનારૂં ઇચ્છાપરિમાણ વ્રત, ચિત્ત-વિત્તાદિકને અનુસારે સ્વસ્વરૂચિ ને સ્થિતિ મુજબ ક્ષેત્રાદિક વસ્તુવિષયક હોઈ શકે છે-કરી શકાય છે. એના અતિચારો અનેક પ્રકારે શાસ્ત્રકારો કહે છે.

૧૮ ક્ષેત્રાદિ, રૂપ્ય-સુવર્ણાદિ, ધન-ધાન્યાદિ, દ્વિપદ-ચતુષ્પદાદિ તથા કુપ્ય તે આસનશયનાદિક ઘરવખરીનું જે પરિમાણ કર્યું હોય તેને અનુક્રમે એક બીજા સાથે જોડી દેવા વડે, બીજાને અમુક સંકેતથી સોંપી દેવા વડે, બાંધી મૂકવા વડે અથવા સાટું કરી સામાના ઘરે સ્થાપી રાખવા વડે, ગર્ભાધાન કરાવવા વડે તથા સ્વમતિકલ્પિત પર્યાયાંતર કરવા-કરાવવા વડે ઉલ્લંઘન કરનારને વ્રતની સાપેક્ષતાથી અતિચાર-દૂષણ લાગે. તે યથાર્થ વ્રતની રક્ષા કરવા ઇચ્છનાર શ્રાવક વર્જે.

## ત્રણ ગુણવ્રત

૧૯. ઊંચે ( પર્વતાદિક ઉપર ), નીચે ( વાવ-કુવાદિકમાં ) અને તીરછું ( પૂર્વ-પશ્ચિમ ઉત્તર-દક્ષિણ દિશામાં ) ચાતુર્માસાદિક કાળની મર્યાદા બાંધી પરિમાણ કરેલા ક્ષેત્રની હદથી બહાર અધિક નહીં જવા સંબંધી નિયમ કરવો તે પ્રથમ ગુણવ્રત કહેવાય છે.

૨૦. ઊંચે, નીચે કે તીરછું જવા સંબંધી કરેલી હદનું ઉલ્લંઘન કરવું, કરેલી ક્ષેત્રમર્યાદાની બહારથી અમુક ચીજ મંગાવવી અને મુકરર કરેલી હદની બહાર કોઈ ચીજ મોકલાવવી તથા જરૂર પડતાં ક્ષેત્રવૃદ્ધિ કરવી ( અમુક દિશામાં અધિક પ્રયાણ કરવાની છૂટ લેવી ) અને કોઈ વખત કોઇ રીતે વ્યાકુળતા, પ્રમાદ કે અતિમંદતાથી કરેલ દિશિ-પરિમાણને વિસરી જવું-ભૂલી જવું કે ( મેં પચાસ યોજન સુધી જવાનું રાખ્યું છે કે સો યોજન સુધીનું ? ) ( જવા પ્રસંગે એમ શંકા થયેલ હોય તો પચાસ જોજનથી અધિક

જતાં અતિચાર ને સોથી અધિક જતાં વ્રતભંગ સમજવો. ) ઉપર મુજબ પાંચ અતિચાર સમજી સુજ્ઞ શ્રાવકે વ્રતશુદ્ધિ અર્થે તે અતિચારો વર્જવા. અતિચાર રહિત વ્રતનું પાલન કરવું.

૨૧. ભોજન અને કર્મ આશ્રિ જેમાં નિયમ કરવાનો છે તે બીજા ગુણવ્રતમાં કંદમૂળાદિક ૩૨ અનંતકાય અને ૨૨ પ્રકારનાં અભક્ષ્ય ભોજન તજવાનો અને કર્મ આશ્રિ ખર-નિર્દય-કઠોર કાર્ય-આરંભ તજવાનો સમાવેશ કરેલો સમજવો.

૨૨. શ્રાવકે મુખ્યપણે નિર્દોષ આહાર અને નિર્દોષ વ્યાપાર-વ્યવસાય કરવો ઘટે. તેને આશ્રયિ અતિચારો કહે છે. સચિત્ત ( સજીવ કંદ પ્રમુખ ), સચિત્ત સંબંધિત ( સચિત્ત વૃક્ષ ઉપર રહેલ ગુંદાદિ અથવા પાકાં ફળ પ્રમુખ ), તથા અપક્વ ( અગ્નિથી નહીં પાકેલ ), દુઃપક્વ ( નહીં જેવું પાકેલ ) અને તુચ્છ ધાન્યોનું ભક્ષણ શ્રાવકે વર્જવાનું છે તેમજ કર્મથી અંગારકર્મ, વનકર્મ, ભાડીકર્મ, ફોડીકર્મ અને સાડી (શાટક) કર્મ પ્રમુખ મહાઆરંભવાળા ૧૫ કર્માદાન વ્યાપાર પણ વર્જવાના છે. અનાભોગાદિક યોગે થાય તો અતિચાર રૂપ પણ જો નિઃશંકપણે તેવા મહાઆરંભવાળા પાપવ્યાપાર કરે તો વ્રતભંગ થાય

૨૩. ખાસ પ્રયોજન વગર નકામો આત્મા જેથી દંડાય તેનું નામ અનર્થદંડ. તેનાથી વિરમવારૂપ ત્રીજું ગુણવ્રત કહેવાય છે. અપધ્યાન-દુષ્ટ ચિન્તવન ૧, પ્રમાદાચરણ ( મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા લક્ષણ ) ૨ હિંસન ધર્મક-હિંસાકારક વસ્તુનું પ્રદાન. ૩ તથા પાપ-ઉપદેશરૂપ ૪ અનર્થદંડ ચાર પ્રકારે થાય છે તે સારી રીતે સમજીને શ્રાવકે તેને તજવા જરૂર ખપ કરવો ઘટે છે.

૨૪. કામચેષ્ટા-તેવાં ઉત્તેજક વચન હાસ્યાદિ ૧ તથા મુખનેત્રાદિકના વિકારવાળી ભાંડચેષ્ટા ૨, વ્રતધારી શ્રાવકે ન જ કરવી, સંબંધ વગરનું નકામું ન બોલવું ૩, હળ હથિયાર પ્રમુખ સજ્જ કરી માગ્યા આપવાથી હિંસાની પુષ્ટિ થાય તે ન આપવા ૪ તથા ભોગ-ઉપભોગની સામગ્રી વગર જરૂરની-વધારે પડતી કરવાથી તેથી થતી હિંસા વધે ૫ તેથી ઉપરોક્ત અનર્થદંડના પાંચે અતિચારો શ્રાવકે સમજીને તજવા.

## ચાર શિક્ષાવ્રત.

૨૫ પાપવ્યાપારને તજવા અને નિષ્પાપ (મન-વચન કાયાના) વ્યાપારને આદરવારૂપ સામાયિક તે પ્રથમ શિક્ષાવ્રત જાણવું. રાગ-દ્વેષથી દૂર થયેલ જીવને જે ક્રિયામાં પ્રતિક્ષણ અનુપમ સુખદાયી અપૂર્વ જ્ઞાન-દર્શન ચારિત્રપર્યાયોનો આત્મલાભ થવા પામે તે સામાયિક જાણવું. શ્રાવકે મન-વચન-કાયાથી પાપવ્યાપાર કરવા-કરાવવાનો નિષેધ અને સ્વાધ્યાય -ધ્યાનાદિકનો સ્વીકાર કરી નિયમિત સમય સુધી સામાયિકમાં રહેવાનું હોય છે. સામાયિક ભાવમા વર્તતો શ્રાવક સાધુ સમાન કહેલો છે.

૨૬. આના અતિચાર-મન-વચન-કાયાનું દુષ્પ્રણિધાન-પાપકર્મમાં પ્રવર્તાવવાનું સાવધાનતાપૂર્વક વર્જવું. સામાયિક અવશ્ય કરવાનું યાદ ન કરાય અથવા કર્યું કે નહીં

તે ભૂલી જવાય અને કરાય તે અનવસ્થિત ભાવે—ઢંગધડા વગર કરાય તે અતિચારો પણ વ્રતધારી શ્રાવકે જરૂર વર્જવા.

૨૭. છઠ્ઠા દિગ્‌પરિમાણવ્રતમાં ગ્રહણ કરેલ દિશાપરિમાણને સંક્ષેપી દિવસે દિવસે જરૂરજોગું ઓછા પ્રમાણવાળું કરવું તે બીજું દેશાવગાસિક શિક્ષાવ્રત જાણવું મતલબ કે છઠ્ઠા વ્રતના પ્રસંગે લાંબા વખત માટે કરેલ દિશાપ્રમાણને આ દશમા વ્રતમાં દિવસે દિવસે બની શકે તેટલું ઘટાડી દેતા રહી તેને અતિચાર રહિત શ્રાવકજનોએ પાળવાનું છે.

૨૮. આ દેશાવગાસિક વ્રતમાં નિયમિત ક્ષેત્રની બહારથી કંઇ અણાવવાનું, આપણી પાસેથી કંઈક બહાર મોકલવાનું, શબ્દ સંભળાવી ( સાદ કરી ) બીજાને બોલાવી લેવાનું, ખોંખારો ખાઇને કે પોતાનું રૂપ દેખાડીને પોતાનું છતાપણું જાહેર કરી ઇચ્છિત કરવા–કરાવવાનું તેમ જ કાંકરો વિગેરે નાંખી સામાને ચેતવી ધાર્યું કામ કરવાનું શ્રાવકે વર્જવાનું છે.

૨૯. આહાર અને શરીરસત્કારનો ત્યાગ, બ્રહ્મચર્યનું પાલન તથા પાપારંભ વર્જવારૂપ પૌષધ દેશથી તેમજ સર્વથી એ બે પ્રકારે થઈ શકે છે. દેશથી પૌષધમાં સામાયિકની ભજના ( કરે કે ન કરે ) પણ સર્વથી પૌષધમાં તો સામાયિક અવશ્ય કરવું જોઈએ, અન્યથા તેના ફળથી વંચિત રહેવાય. સર્વથી આહાર ( ત્યાગ ) પૌષધમાં ચૌવિહાર ઉપવાસ કરવો ઘટે. દેશથી હોય તે તેમાં તિવિહાર ઉપવાસ, આયંબિલ, નીવી કે એકાશન પ્રમુખ યથાશક્તિ તપ કરી શકાય. એમ બાકીના ત્રણે પ્રકારના પૌષધ પ્રસંગે પણ સમજી લેવું. આઠમ પાખી પ્રમુખ પર્વદિવસે પૌષધ કરનારા શ્રાવકો આહારનો સર્વથી કે દેશથી ત્યાગ કરે છે. બાકીના ત્રણે પ્રકારનો પૌષધ તો સર્વથી જ કરવામાં આવે છે. ચારે પ્રકારના દેશથી કે સર્વથી પૌષધનું સ્વરૂપ સમજી ખપી જનોએ તેનો યથાશક્તિ આદર કરવો ઘટે છે.

૩૦. અપ્રતિલેખિત દુષ્પ્રતિલેખિત શય્યા–સંથારો, અપ્રમાર્જિત દુષ્પ્રમાર્જિત શય્યા–સંથારો, અપ્રતિલેખિત દુષ્પ્રતિલેખિત ઉચ્ચાર પાસવણ ભૂમિ તથા અપ્રમાર્જિત દુષ્પ્રમાર્જિત ઉચ્ચાર પાસવણ ભૂમિ વાપરવાનું આ પ્રસ્તુત પૌષધ વ્રતમાં વર્જવાનુ છે. વળી ઉક્ત ચાર પ્રકારના પૌષધ આગમ રીતે યથાવિધિ કરવામાં થતી ઉપેક્ષા પણ વર્જવાની છે. મતલબ કે, જયણાપૂર્વક સાવધાનતાથી પૌષધ કરણી શ્રાવકજને કરવી ઘટે છે. શય્યા, સંથારો કે વસતિ–ભૂમિ જીવ રહિત પ્રથમ નજરે જોઇ તપાસી લેવી તે પ્રતિલેખિત અને રજોહરણ ચરવળાદિક વડે તે જયણાપૂર્વક સાફ કરી લેવી તે પ્રમાર્જિત સમજવી. જેમ તેમ જયણા રહિત સંભ્રાન્ત ચિત્તે નજરે જોવી ને સાફ કરવી તે દુષ્પ્રતિલેખિત અને દુષ્પ્રમાર્જિત સમજવી. એજ રીતે લઘુનીતિ ને વડીનીતિ માટેની ભૂમિ આશ્રયિ સમજવું.

૩૧. શુદ્ધ ન્યાયોપાર્જિત અને આધાકર્મ પ્રમુખ દોષ રહિત પ્રસ્તાવોચિત અથવા ક્ષેત્ર કાળ ઉચિત એવી અન્ન, પાન, વસ્ત્ર, ઔષધ પ્રમુખ વસ્તુ સાધુજનોને આપવી તે શ્રાવક યોગ્ય ચોથું શિક્ષાવ્રત જાણવું. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર આશ્રયિ શુદ્ધ સ્વવૃત્તિ અનુષ્ઠાનથી ઉપાર્જિત તે ન્યાયોપાર્જિત દ્રવ્ય જાણવું. ખરા અવસરે અથવા દેશ

કાળ ઉચિત વસ્તુ સુપાત્રે આપવાથી મહાઉપકારક થવા પામે છે, તેથી તે દ્રવ્ય અમૂલ્ય લેખી શકાય છે.

૩૨. સજીવ-પૃથ્વી પ્રમુખ ઉપર સ્થાપી રાખેલ, તથા સચિત્ત જળ પ્રમુખવડે ઢાંકેલ ભાતપાણી સાધુને આપવાથી, સાધુ ઉચિત ભિક્ષા સમય વીતાવી દેવાથી, નહિ દેવાની બુદ્ધિથી અન્નાદિક પોતાની વસ્તુ પારકી કહેવી અને દેવાની બુદ્ધિથી પારકી વસ્તુ પોતાની કહેવી તેથી, તેમ જ મત્સર ધરીને દાન દેવાથી અતિચાર લાગે છે. એ પાંચે અતિચારો પ્રસ્તુત વ્રત સંબંધી યથાર્થ સમજીને વર્જવા.

૩૩. અખંડ વિરતિપરિણામથી ઉપર જણાવેલા સઘળા શુદ્ધ બારે વ્રતોમાં અતિચાર ન જ થાય અગર થવા ન જ પામે, માટે જ તે સર્વત્ર વર્જવાનું કહ્યું છે. નિર્મળ પરિણામવાળા શ્રાવકજનો તો સ્વાભાવિક રીતે જ તે અતિચારોમાં પ્રવૃત્તિ ન કરે.

૩૪. ઉક્ત સમ્યક્ત્વ અણુવ્રતાદિકની પ્રાપ્તિના ઉપાય, અભ્યુત્થાન, વિનય, પરાક્રમ અને સાધુસેવનાદિક કહેલાં છે. તથા અંગીકાર કરેલ સમ્યક્ત્વ વ્રતાદિકની રક્ષા કરવાના ઉપાય હિતકારી કલ્યાણસ્થાનનું સેવન, વગર કારણે પરઘરમાં પ્રવેશનો પરિહાર, ક્રીડા-ચાળચેષ્ટા અને વિકારભર્યાં વચન બોલવાનો ત્યાગ વિગેરે છે; તેથી પૂર્વોક્ત ઉપાય વડે તે વ્રતાદિકનું રક્ષણ કરવું અને ત્રિવિધ (મન-વચન-કાયાથી) ત્રિવિધે (કરવા, કરાવવા ને અનુમોદવા વડે) અથવા ત્રિવિધ દ્વિવિધે અથવા ત્રિવિધ એકવિધે અથવા દ્વિવિધ ત્રિવિધે ઇત્યાદિ ભેદોવડે યથાશક્તિ ને યથાસંભવ તે તે વ્રતોનું ગ્રહણ-અંગીકરણ કરવું. તથા સમ્યક્ત્વમૂળ બાર વ્રતો સ્વીકાર્યા પછી તેનું સ્મરણાદિ કર્યા કરવું. અપ્રત્યાખ્યાત વિષયને પણ યથાશક્તિ તજવારૂપ યતના કરવી. તથા વિષય-સમ્યક્ત્વ વ્રત સંબંધી, જીવાજીવાદિ તત્ત્વસંબંધી અને સ્થૂળ સંકલ્પિત પ્રાણી આદિ સંબંધી સમજવો. અહીં પ્રસ્તુત પ્રકરણમાં નહીં વર્ણવેલ હોય તે પણ આગમમાંથી બુદ્ધિવંતોએ જાણી લેવો. કુંભકારના ચક્રભ્રામક દંડના દૃષ્ટાન્તે જેમ દંડથકી ચક્રભ્રમણ થાય છે તેમ આગમથી પૂર્વોક્ત સમ્યક્ત્વ વ્રતની પ્રાપ્તિ અને તેના ઉપાયાદિકનું જ્ઞાન થાય છે.

**હવે સમ્યક્ત્વ ને વ્રતધારી શ્રાવકને પરિણામની સ્થિરતા માટે જે કરવું જોઇએ તે સંબંધી ઉપદેશની પ્રસ્તાવનાર્થે કહે છેઃ—**

૩૫. સમ્યક્ત્વયુક્ત અણુવ્રત ગ્રહણ કર્યા બાદ તથાપ્રકારે પ્રયત્ન કરવાથી અછતો એવો પણ વિરતિપરિણામ થવા પામે છે અને અશુભ કષાયાદિ કર્મની પ્રબળતાથી તથાવિધ પ્રયત્ન વગર છતો પણ વિરતિ પરિણામ પડી જાય છે તેની ખાત્રી વ્રત, વ્રતઉપદેશક ને વ્રતધારીની અવજ્ઞા-અનાદર કે અવર્ણવાદ કરવાની વૃત્તિ ઉપરથી થઇ શકે છે. વિરતિપરિણામના અભાવે વ્રત ગ્રહણ કેમ કરાય ? એવી શંકાનું સમાધાન એ છે કે —અન્યના ઉપરોધાદિકથી તેનો સંભવ છે એ રીતે દ્રવ્યથી સાધુ કે શ્રાવકયોગ્ય વ્રતગ્રહણ અનંતી વાર થયેલા સંભળાય છે.

પ્રસ્તાવિક ઉપદેશ નિમિત્તે શાસ્ત્રકાર કહે છેઃ—

૩૬. શ્રાવકે ગ્રહણ કરેલાં સમ્યક્ત્વ અને અણુવ્રતોનું નિરંતર સ્મરણ અને બહુ-

માન કરવું; તથા તેથી વિપરીત એવા મિથ્યાત્વ અને પ્રાણાતિપાતાદિક પ્રત્યે અભાવ રાખવો તેમજ તેથી નીપજતા જન્મમરણાદિક-ભયંકર પરિણામો સંબંધી વિચાર કરતા રહેવું.

૩૭. પરમગુરૂ-તીર્થંકર પ્રભુની ભક્તિ, સુસાધુ-મુમુક્ષુજનોની સેવા તથા ઉપર ઉપરના ચઢતા ગુણસ્થાનની પ્રાપ્તિ નિમિત્તે એટલે સમ્યક્ત્વ પ્રાપ્ત થયે છતે અણુવ્રતો માટે અને અણુવ્રતો પ્રાપ્ત થયે છતે મહાવ્રતો માટે પ્રયત્ન કરવો.

**એમ ઉત્તરોત્તર ગુણ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવારૂપ ઉપરોક્ત ઉપદેશનું ફળ દર્શાવવા વડે કહે છે કેઃ—**

૩૮. એ રીતે ગ્રહણ કરેલ વ્રતનું નિત્ય સ્મરણ અને બહુમાન કરવારૂપ પ્રયત્ન વડે અછતા પણ વ્રતપરિણામ પેદા થાય છે અને પેદા થએલ ભાવપરિણામ કદાપિ ઢીલા પડતા નથી; તેથી જ બુદ્ધિશાળિજનોએ નિત્ય સ્મૃત્યાદિક પ્રયત્નમાં સદાય ઉદ્યમ કરવો.
ઉક્ત વ્રતો સંબંધી શેષકર્તવ્ય (અવશિષ્ટ હકીકત) દર્શાવતા છતાં ગ્રંથકાર કહે છેઃ—

૩૯. આ શ્રાવકધર્મમાં પ્રાયે અણુવ્રતો અને ગુણવ્રતો જીવિતપર્યંત સેવવાના હોય છે ફક્ત બાકી રહેલાં શિક્ષાવ્રતો ( પુનઃ પુનઃ અભ્યાસવા યોગ્ય હોવાથી ) અલ્પ કાળ સેવવાના હોય છે, તેમાં સામાયિક અને દેશાવગાસિકવ્રત વારંવાર ઉચ્ચારાય છે અને પૌષધ તથા અતિથિસંવિભાગ નિયત દિવસે કરાય છે. સાધુના મહાવ્રતો તો કાયમને માટે જ હોય છે. બારે પ્રકારનો શ્રાવક ધર્મ કહ્યે છતે સંલેખનાને કહેવાનો અવસર આવવાથી તે વિષે શાસ્ત્રકાર કહે છે કે:—

૪૦ અંતે—જીવિતવ્યના અંત વખતે અનશનપૂર્વક સંલેખના નામની ક્રિયા શ્રાવકને અવશ્ય કરવાની હોતી નથી. કેમકે તથાવિધ પરિણામવાળો કોઈક શ્રાવક પ્રવ્રજ્યા-દીક્ષા આદરે છે-તે કરે છે. તેથી સંલેખના સંબંધી હકીકત આ ટુંક પ્રકરણમાં કહી નથી. અતઃ શ્રાવક ધર્મને લગતી ઉપર જણાવેલી હકીકત ઉપરાંત બાકી વિધિવિશેષ હવે કહીએ છીએ.

૪૧. શ્રાવકે તેવા ગામ નગરાદિકમાં જ વસવું કે જ્યાં સાધુજનોનું આવાગમન થતું હોય, વળી જેમાં જિનમંદિરો હોય અને બીજા સાધર્મીજનો પણ વસતા હોય. એવા સ્થાનમાં નિવાસ કરતાં શું ફળ થાય ? તો કહે છે કે સદ્ગુણોની વૃદ્ધિ થાય, તો તે શી રીતે ? તો કહે છે કેઃ—નિઃશંક ભાવથી સાધુઓને વાંદવાથી પાપ નાશ પામે અને પ્રાસુક (નિર્દોષ) આહાર-પાણી આપવાથી કર્મની નિર્જરા (કર્મક્ષય) થાય, જ્ઞાન દર્શન ચારિત્રની રક્ષા અને પુષ્ટિ થાય, તેમજ મિથ્યાત્વ કુમતિનો નાશ અને સમ્યક્ત્વની વિશુદ્ધિ થાય વિગેરે એવા ગામ નગરાદિકમાં નિવાસ કરી રહેનાર શ્રાવકનું દિનકૃત્ય (કર્તવ્ય) શાસ્ત્રકાર વખાણે છે.

૪૨-૪૩ પંચ પરમેષ્ઠી નમસ્કાર રૂપ નવકારના સ્મરણપૂર્વક જાગવું, પછી હું શ્રાવક છું, અમુક વ્રત નિયમ આદરેલા છે વિગેરે સંભારવું, પછી લઘુ-વડી શંકારૂપ દેહચિંતા ટાળી શુદ્ધિ સાચવી સમાધિપૂર્વક ચૈત્યવંદનાદિક ભાવ અનુષ્ઠાન અને વિધિપૂર્વક પચ્ચખાણ કરવું, પછી દેરાસરે જવું, પછી પાંચ અભિગમ સાચવી વિધિપૂર્વક તેમાં પ્રવેશ કરવો. અને પુષ્પ માળાદિક વડે પ્રભુ પૂજા કરી, પ્રસિદ્ધ વિધિથી ચૈત્યવંદન કરવું, પછી ગુરૂ સમીપે (પ્રથમ પોતે ઘરે ધારેલું) પચ્ચખ્ખાણ કરવું, પછી શાસ્ત્ર-વ્યાખ્યાન સાંભળવું,

કે જેથી સત્ક્રિયામાં રુચિ-પ્રીતિ થવાના હેતુરૂપ સદ્બોધ થાય, પછી સાધુજનોને શરીરના આરોગ્ય તથા સંયમના નિરાબાધતા સંબંધી પૃચ્છા નમ્રભાવે કરવી. તેમજ તેમને ઉચિત ઔષધ-ભૈષજ, આહાર પાણી પ્રમુખ નિઃસ્વાર્થભાવે આપવાનો વિવેક કરવો. એ રીતે સ્વઉચિત કર્તવ્ય લક્ષપૂર્વક કરવું.

૪૪-૪૫. પછી શ્રાવક પૂર્વે દર્શાવેલ પંદર કર્માદાનને તજી, પ્રાયઃ નિર્દોષ આજીવિકા નિમિત્તે વ્યવસાય કરે, નહીં તો ધર્મહાનિ અને શાસન હીલના થાય, પછી અવસરે પ્રકૃતિને માફક આવે એવું સાદું ને સાત્વિક ભોજન કરે. પછી યથાશક્તિ (ગંઠીસહિયં વિગેરે) પચ્ચખ્ખાણ સાવધાનપણે કરે. પછી અવસરે દેશસરે જાય અને સાધુ સમીપે શાસ્ત્ર સાંભળે અથવા જ્યાં પ્રાયે આગમ વ્યાખ્યાન થતું હોય તે ચૈત્યગૃહે જઈ સાધુ પાસે શાસ્ત્ર શ્રવણ કરે, પછી સાંજે-સંધ્યા સમયે યથાયોગ્ય પ્રભુપૂજા-ભકિત અને ચૈત્યવંદન કરી. ગુરુ સમીપે આવી, વંદન નમસ્કારપૂર્વક સામાયિકાદિક ષડ્ આવશ્યક કરણી પ્રમાદ રહિત કરે. પછી વૈયાવચ્ચાદિક કરવા વડે થાકેલા અને તે થાક દૂર કરવા ઈચ્છતા એવા સાધુજનોની કે તથાવિધ શ્રાવકાદિકની વિશ્રામણાં ભકિત કરવી અને નવકાર મહામંત્રનું ધ્યાન તથા સ્વાધ્યાય પ્રમુખ પોતાની યોગ્યતા મુજબ ધર્મવ્યાપાર કરવો. પછી પોતાને ઘરે જવું અને ત્યાં દેવ, ગુરૂ, ધર્માચાર્ય તથા બીજા ધર્મોપકારી જનોનાં ગુણોનું મનમાં સ્મરણ કરીને તેમજ વ્રત નિયમો યાદ કરીને વિધિપૂર્વક શયન કરવું.

૪૬. રાત્રિએ સ્ત્રી પરિભોગરૂપ મૈથુનનો ત્યાગ કરવો તેમાં બળાત્કારે પ્રવૃત્તિ કરવાના સ્ત્રી પુરુષવેદાદિ મોહનીય કર્મની નિંદા કરવી, અને સ્ત્રી કલેવરનું સ્વરૂપ મનમાં ચિંતવવું, તથા અબ્રહ્મ મૈથુનથી સર્વથા વિરમેલી સુસાધુજનો પ્રત્યે અંતરંગ પ્રીતિલક્ષણ બહુમાન કરવું.

૪૭. પછી નિદ્રા ટાળી જાગ્રત્ થયેલા શ્રાવકે કર્મ અને ચેતનના પરિણામાદિક સુક્ષ્મ પદાર્થોમાં ચિત્ત સ્થાપવું અથવા સંસારનું સ્વરુપ સારી રીતે ચિંતવવું અથવા ખેતીપ્રમુખ કે બીજા કૂલેશોને શમાવવા સમર્થ થાય તેવા વિચારો કરવા.

૪૮. તથા ક્ષણે ક્ષણે થતી વયહાનિનો, પ્રાણી વધાદિક વિપરીત આચરણાનો, ફળ પરિણામનો આત્મ કલ્યાણ સાધી લેવા માટે મનુષ્ય જન્માદિક અમૂલ્ય તક મળી છે તેનો લાભ લઈ લેવાનો, અપાર સંસાર સાગર મધ્યે બેટ સમાન જિનાગમની પ્રાપ્તિનો તથા શ્રુત ચારિત્ર લક્ષણ ધર્મના આલોક પરલોક સંબંધી વિવિધ ગુણ ઉપકાર અને ફળરુપ ક્ષેમાદિકનો સારી રીતે વિચાર કરવામાં ચિત્તને જોડવું.

૪૯. રાગાદિક બાધક દોષો નિવારક ભાવના ભાવવાથી અને ધર્માચાર્ય પ્રયત્નશીલ સાધુઓના માસ કલ્પાદિક વિહાર સંબંધી શાન્ત વિચારણાથી અજરામર પદદાયક સંવેગ વૈરાગ્ય ઉપજે છે.

૫૦ પ્રાંતમાં કહેવું કે નવકાર મહામંત્રના સ્મરણપૂર્વક જાગવું. ઈત્યાદિક વિધિ અનુષ્ઠાન જે ઉપર કહેલ છે તે પ્રમાણે નિરંતર કરનાર શ્રાવકને સંસાર ભ્રમણનો અંત કરવામાં અમોઘ અકસીર ઉપાય રૂપ સર્વ વિરતિ ચારિત્રના પરિણામ તે ભવમાં કે પછીના ભવમાં અવશ્ય પેદા થાય છે. (શ્રાવક યોગ્ય આચારવિચારમાંથી).

## સમ્યક્ત્વ મૂળ બાર વ્રતોનું સ્વરૂપ તથા તેના અતિચારો.

સમ્યક્ત્વ—૧ શુદ્ધદેવ, શુદ્ધગુરૂ અને શુદ્ધધર્મ ઉપર અચળ શ્રદ્ધા તે સમ્યક્ત્વ. અથવા ૨ જે જિનેશ્વરોએ કહ્યું તે સાચું તે સમ્યક્ત્વ. તેમજ ૩ વીતરાગ પ્રભુ પ્રણીત પદાર્થોનું વારંવાર ચિંતવન સુદૃષ્ટિયુક્ત પુરૂષોની સેવા તથા સમ્યક્ત્વથી ભ્રષ્ટપુરૂષોના પરિચયના ત્યાગરૂપ સમ્યક્ત્વ કહેવાય છે.

આ સમકિતના ૪ શ્રદ્ધા, ૩ લિંગ, ૧૦ વિનય, ૩ શુદ્ધિ, ૫ દુષણ, ૮ પ્રભાવના, ૫ ભૂષણ, ૬ જયણા, ૬ આગાર, ૬ ભાવના, ૬ સ્થાન, એમ ૬૭ ભેદ છે.

૪ શ્રદ્ધા—૧ પરમાર્થ સંસ્તવ, ( તત્ત્વપરિચય ) ૨ સુગુરૂ સેવા, ૩ સમક્તિથી પડી ગયેલાનો ત્યાગ અને ૪ મિથ્યાદૃષ્ટિનો ત્યાગ.

૩ લિંગ—શુશ્રુષા, ચારિત્ર ધર્મનો અનુરાગ, વૈયાવચ્ચ કરવાનો નિયમ.

૧૦ વિનય—અરિહંત, સિદ્ધ, ચૈત્ય, શ્રુત, ચારિત્ર, સાધુ, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવચન અને દર્શનનો વિનય.

૩ શુદ્ધિ—જિન, જિનમત અને જિનમતમાં રહેલા સિવાય બાકી આ જગતમાં સર્વ અસાર છે તેમ ચિંતવવું તે.

૫ દૂષણ—શંકા, કાંક્ષા, વિચિકિત્સા, પ્રશંસા અને સંસ્તવરૂપ પાંચ અતિચાર.

૮ પ્રભાવના—પ્રવચની, ધર્મકથી, વાદી, નિમિત્તી, તપશ્ચર્યાવાન, વિદ્યાવાન, સિદ્ધ, અને કવી એ આઠ સમ્યકત્વની પ્રભાવના કરનાર છે.

૫ ભૂષણ—જિન શાસનમાં કુશળતા, પ્રભાવના, તીર્થસેવા, સ્થિરતા અને ભક્તિ એ પાંચ સમક્તિના ભૂષણ છે.

૬ જયણા—૧ અન્ય તિર્થને, અન્ય તિર્થના દેવતાને અને કુતીર્થીઓએ ગ્રહણ કરેલ અહંત પ્રતિમાને હું વાંદીશ નહિ. ૨ નમીશ નહિ. ૩ અન્ય તિર્થી સાથે બોલાવ્યા વગર બોલીશ નહિ. ૪ તેમની સાથે ભાષણ કરીશ નહિ. ૫ તેમને અનુકંપા સિવાય અશન પાન આપીશ નહિ. અને ૬ તેના ગંધ પુષ્પાદિકને જોઈશ નહિં.

૬ આગાર—૧ રાજાભિયોગ, ૨ ગણાભિયોગ, ૩ બલાભિયોગ, ૪ દેવાભિયોગ ૫ કાંતારવૃત્તિ અને ૬ ગુરૂ નિગ્રહથી અન્ય ધર્મીને વંદના નમસ્કારાદિની છૂટ તે.

૬ ભાવના- સમ્યક્ત્વ એ (મોક્ષનું–ચારિત્રધર્મનું) મૂળ છે, દ્વાર છે, પ્રતિષ્ઠાન છે.આધાર છે, પાત્ર છે અને નિધિ છે એવી ભાવના ભાવવી તે.

૬ સ્થાન—૧ અસ્તિ–જીવ છે ૨ નિત્ય છે ૩ કર્તા છે; ૪ ભોકતા છે, ૫ મોક્ષ છે અને ૬ મોક્ષનો ઉપાય છે આ સમ્યક્ત્વના છ સ્થાન છે.

સમ્યક્ત્વના. પાંચ અતિચાર—૧ શંકા ૨ કાંક્ષા ૩ વિચિકિત્સા ૪ મિથ્યાદૃષ્ટિ પ્રશંસા તથા ૫ અન્ય ધર્મીઓનો પરિચય.

( પાંચ અણુવ્રત )

૧ સ્થૂળ પ્રાણાતિપાત વિરમણ વ્રત—મોટી જીવહિંસાથી અટકવું. નિરપરાધિ ત્રસ-જીવને સંકલ્પપૂર્વક મારવાની બુદ્ધિએ મારવો નહિં.

પહેલા વ્રતના પાંચ અતિચાર—૧ વધ ૨ બંધ, ૩ અવયવોનું છેદન ૪ અતિભાર ભરવો ૫ ભોજન પાણીનો વિચ્છેદ–અંતરાય.

૨ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત—મોટા જુઠાણાથી અટકવું. ૧ કન્યા સંબંધી જુઠું ૨ ગાય વિગેરે પશુ સંબંધી જુઠું ૩ ભૂમિ ખેતર વિગેરે સંબંધી જુઠું ૪ થાપણ ઓળવવા સંબંધી જુઠું ૫ તેમ જ ખોટી સાક્ષિ સંબંધી જુઠું. આ પાંચ પ્રકારના મોટા જુઠાણાથી અટકવું. તેમજ પ્રિય હિત અને તથ્ય તેને સત્ય કહે છે તેનું પાલન કરવું.

બીજા વ્રતના પાંચ અતિચાર—૧ સહસાત્કાર ૨ રહસ્યભાષણ ૩ સ્ત્રીની ગુપ્ત અથવા સાર્મિક વાત પ્રગટ કરવી ૪ મૃષા ઉપદેશ ૫ તેમ જ ખોટા લેખ લખવા તે.

૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત—૧ મોટી ચોરી થકી અટકવું તે ૨ પડી ગયેલું, સ્થાપન કરેલું, દાટેલું, ભૂલાઇ ગયેલું, ઘરમાં રહેલું આ સર્વ પારકું ધન સારા માણસોએ આપ્યા વિના ન લેવું. ૩ તેમજ ચાર પ્રકારના સ્વામી, જીવ, તીર્થંકર અને ગુરૂ અદત્તમાંથી સ્વામિઅદત્તથી અટકવું તથા ખાતર પાડવું ખીસું કાતરવું વિગેરેથી દૂર રહેવું તે સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત છે.

ત્રીજા વ્રતના અતિચાર—૧ સ્તેનાહૃત ૨ તસ્કર પ્રયોગ ૩ તત્પ્રતિરૂપકવ્યવહાર ૪ વિરૂદ્ધગમન ૫ ખોટાં માનમાપાં.

૪ સ્થૂલ મૈથુન વિરમણ વ્રત—પોતાની સ્ત્રીમાં સંતોષ અને પરસ્ત્રીનો ત્યાગ.

ચોથા વ્રતના પાંચ અતિચાર—૧ નહિં ગ્રહણ કરાયેલ સ્ત્રીસાથે ગમન ૨ થોડાકાળ માટે ગ્રહણ કરાયેલ સ્ત્રીસાથે ગમન ૩ અનંગક્રીડા–વિષયદૃષ્ટિથી અંગ નિરખવાં ૪ પારકા વિવાહ કરવા ૫ કામભોગની તીવ્ર ઇચ્છા.

૫ સ્થૂલ પરિગ્રહ વિરમણ વ્રત—મોટા પરિગ્રહથી અટકવું તે. તથા પ્રાપ્ત થયેલ વસ્તુ ઉપર મુર્છા અને નહિં પ્રાપ્ત થયેલ વસ્તુ ઉપર તૃષ્ણા તે પરિગ્રહ છે, અને તે મુર્છા કે તૃષ્ણાના કારણો ધન, ધાન્ય, દાસ, દાસી, જમીન, મકાન, રૂપું, સોનું, રાચરચીલું વિગેરે છે. તેનો નિયમ કરવો તે પરિગ્રહ પરિમાણ.

પાંચમા વ્રતના અતિચાર—૧ ધનધાન્યના પરિમાણનું અતિક્રમણ, ૨ ક્ષેત્ર વાસ્તુના પરિમાણનું અતિક્રમણ, ૩ રૂપા અને સોનાના પરિમાણનું અતિક્રમણ, ૪ તાંબુ વિગેરે ધાતુનું પરિમાણથી અધિક રાખવું તેમજ ૫ દ્વિપદ ચતુષ્પદ પરિમાણાતિક્રમણ.

( ત્રણ ગુણવ્રત )

૬ દિગ્પરિમાણવ્રત—જે વ્રતમાં દશે દીશામાં જવા આવવાના કરેલ નિયમની મર્યાદાનું ઉલ્લંઘન ન કરાય તે દિગ્પરિમાણ વ્રત.

છઠ્ઠા વ્રતના અતિચાર—૧ મર્યાદા કરતાં વધારે ઉંચે જવું ૨ મર્યાદા કરતાં વધારે નીચે જવું. ૩ ચાર દિશાની તિર્છી મર્યાદા ઉલ્લંઘની, ૪ બધી દિશાને ભેગી કરી એક દિશા વધારવી, ૫ દિશાના પરિમાણુનો ખ્યાલ ન રાખવો.

૭ ભોગોપભોગપરિમાણવ્રત—શરીરની શક્તિ પ્રમાણે ભોગોપભોગના સાધનોનો નિયમ કરાય તેને ભોગોપભોગ પરિમાણ વ્રત કહે છે. એક વાર ભોગવાય તે ભોગ અને વારંવાર ભોગવાય તે ઉપભોગ. રાત્રિભોજન અભક્ષ્ય અનંતકાય વિગેરે વસ્તુનો ત્યાગ તેમજ ચૌદ નિયમોની ધારણા તે આ વ્રતમાં સમાય છે.

સાતમા વ્રતના અતિચાર— ૧ સચિત્ત આહાર, ૨ સચિત્ત પ્રતિબદ્ધ આહાર ૩ અપક્વ આહાર, ૪ દુષ્પક્વ આહાર ૫ તથા તુચ્છૌષધિભક્ષણ તેમ જ ૧૫ કર્માદાન મળી ૨૦ અતિચાર.

૮ અનર્થદંડ વિરમણ વ્રત—૧ આર્તરૌદ્ર ધ્યાન, ૨ પાપકર્મનો ઉપદેશ, ૩ હિંસાના સાધનો આપવાં અપાવવાં, ૪ પ્રમાદ આચરણ. આ ચાર સ્વજન, શરીર, ધર્મ કે વ્યવહારાદિકના કારણે થાય તે અર્થદંડ છે. પણ શરીરાદિ પ્રયોજન વિના ફોગટ સેવવામાં આવે તો તેને અનર્થદંડ કહે છે આ ચાર અનર્થદંડનો ત્યાગ કરવો તેને અનર્થદંડ વિરમણ વ્રત કહે છે.

આઠમા વ્રતના અતિચાર—૧ કંદર્પ, ૨ કૌકુચ્ય-કુચેષ્ટા કરવી, ૩ મૌખર્ય, ૪ ખપ કરતાં વધારે અધિકરણો રાખવાં, ૫ ભોગ ઉપભોગના સાધનોને વધારે પડતાં રાખવાં.

( ચાર શિક્ષાવ્રત )

૯ સામાયિક વ્રત—આર્તરૌદ્રધ્યાનનો ત્યાગ કરી તેમજ સાવદ્યકર્મનો ત્યાગ કરી એક મુહૂર્ત પર્યન્ત જે સમભાવમાં રહેવું તેને સામાયિક વ્રત કહે છે.

નવમા વ્રતના અતિચાર—૧ મનઃ દુષ્પ્રણિધાન. ૨ વચન દુષ્પ્રણિધાન ૩ કાયાદુષ્પ્રણિધાન, ૪ અનવસ્થા, ૫ તેમજ સ્મૃતિવિહીન.

૧૦ દેશાવગાસિક વ્રત—એકાસણું ઉપવાસ આદિ પચ્ચખ્ખાણ કરી આઠ સામાયિક અને બે પાતકમણ જે વ્રતમાં કરવામાં આવે અથવા છઠ્ઠા દિગ્વ્રતમાં કરવામાં આવેલ પરિમાણનો રાત્રે અને દીવસે સંક્ષેપ કરવો તેને દેશાવગાસિક વ્રત કહે છે.

દસમા વ્રતના અતિચાર—૧ આનયન પ્રયોગ. ૨ પ્રેષ્યપ્રયોગ, ૩ શબ્દાનુપાત. ૪ રૂપાનુપાત, ૫ પુદ્‌ગલપ્રક્ષેપ.

૧૧ પૌષધોપવાસ વ્રત—ચાર પર્વમાં ઉપવાસાદિ તપ કરવું, ૨ પાપવાળા સદોષ વ્યાપારનો ત્યાગ કરવો. ૩ બ્રહ્મચર્ય પાળવું અને ૪ સ્નાનાદિક શરીરની શોભાનો ત્યાગ કરવો એમ પૌષધવ્રત ચાર પ્રકારે છે.

અગિઆરમા વ્રતના પાંચ અતિચાર—૧ સંથારાની વિધિમાં પ્રમાદ કરવો. ૨ શય્યાસંથારો વિધિપૂર્વક પ્રમાર્જવો નહિ. ૩ દસ્ત પેશાબની જગ્યાની પડિલેહણા ન કરવી. ૪ દસ્ત પેશાબની જગ્યા બરાબર પ્રમાર્જવી નહિ. ૫ પૌષધ ઉપવાસની સારી રીતે પાલના ન કરવી.

૧૨ અતિથિ સંવિભાગ વ્રત—ચાર પ્રકારનો આહાર, પાત્ર, વસ્ત્ર અને વસતિ અતિથિ સાધુઓને આપવી તેને અતિથિ સંવિભાગ વ્રત કહે છે.

બારમા વ્રતના અતિચાર—૧ સચિત્ત નિક્ષેપ, ૨ સચિત્ત પિધાન, ૩ અન્યવ્યપદેશ, ૪ મત્સરદાન અને ૫ કાલાતિક્રમ.

સંલેખનાવ્રત—શ્રાવક અન્તે કર્મનિર્જરાની બુદ્ધિએ સર્વ વસ્તુઓનો ત્યાગ કરી સાગારિક અણસણ સ્વીકારે તેને સંલેખના વ્રત કહે છે.

સંલેખના વ્રતના પાંચ અતિચાર—૧ આલોકના સુખની ઇચ્છા ૨ પરલોકના સુખની ઇચ્છા. ૩ અણુસણવ્રતનું બહુમાન દેખી જીવવાની ઇચ્છા ૪ અણુસણવ્રતના દુઃખથી મરણની ઇચ્છા, ૫ કામભોગની ઇચ્છા.

જ્ઞાનાચારના ૮ દર્શનાચારના ૮ ચારિત્રાચારના ૮ તપાચારના ૧૨ વીર્યાચારના ૩ આ અતિચારોનું વર્ણન વિસ્તૃત રીતે આરાધનામાં આપ્યું છે, આ પાંચ આચાર અને બારવ્રત તે ગૃહસ્થનો વિશેષ ધર્મ છે.

આ વિશેષ ધર્મ પાલવા માટે કેવો ગૃહસ્થ યોગ્ય ગણાય ? તે માટે શાસ્ત્રમાં શ્રાવકધર્મને યોગ્ય પુરૂષોના ૨૧ ગુણો બતાવવામાં આવ્યા છે. તે આ પ્રમાણે—

૧ અક્ષુદ્ર—શ્રાવક તુચ્છ હૃદયવાલો ન હોય પરન્તુ દિલાવર હૃદયવાલો હોય.

૨ રૂપવાન—પાંચ ઇંદ્રિયો જેને સંપૂર્ણ મલી હોય.

૩ પ્રકૃતિસૌમ્ય—સ્વભાવે શાંત, હોય, ચીઢીયા સ્વભાવવાળો ન હોવો જોઇએ.

૪ લોકપ્રિય—દાન, સદાચાર, વિનય, મિષ્ટ બોલનાર આદિ ગુણોને ધારણ કરનારો હોય જેથી લોકમાં પ્રિય બની શકે છે.

૫ અક્રુર—સ્વભાવથી દયાલુ હોય પણ ક્રુર ન હોય.

૬ ભીરૂ—પાપની કાર્યવાહીથી તેમજ અપયશથી ડરનારો હોય.

૭ અશઠ—ઠગ વિદ્યા કરી અન્યને છેતરનારો ન હોય.

૮ સદાક્ષિણ્ય—કોઈની પણ પ્રાર્થનાનો છતી શક્તિએ ભંગ કરનારો ન હોય.

૯ લજ્જાળુ—અપકાર્યને કરતાં ડરનારો હોય.

૧૦ દયાળુ—તમામ જીવો ઉપર અનુકમ્પા રાખનારો હોય, દુઃખીને જોઈને જેનું હૃદય પીગળતું હોય એટલુંજ નહિ પરન્તુ શક્તિ હોય તો તેના દુઃખને દૂર કરવા તૈયાર થાય.

૧૧ મધ્યસ્થ—વિપરીત વૃત્તિવાલા પ્રાણીઓની કર્મની ગહનગતિનો વિચાર કરી તેના ઉપર દ્વેષ નહિ કરનારો હોય.

૧૨ ગુણાનુરાગી—સર્વ જીવો થોડા ઘણા અવગુણથી ભરેલા તો હોય છે માટે જ્યાં ગુણો દેખાય તેનેજ ગ્રહણ કરવા, તત્પર રહેનારો, નિર્ગુણી ઉપર ઉપેક્ષા ભાવ રાખનારો હોય.

૧૩ સત્કથ—વિકથાઓને છોડી ધર્મ કથાને જ કરનારો હોય.

૧૪ સુપક્ષયુક્ત—સુશીલ અને અનુકુલ પરિવારવાલો હોય.

૧૫ સુદીર્ઘદર્શી—લાભાલાભનો વિચાર કરીને કાર્ય કરનારો હોય, આંખ મીચીને ભુસકો મારનારો ન હોય.

૧૬ વિશેષજ્ઞ—ગુણને, દોષને, ધર્મને, અધર્મને સારી પેઠે સમજનારો હોય.

૧૭ વૃદ્ધાનુગ—જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ અને ચારિત્ર વૃદ્ધ આત્માઓનો સેવક હોય, તેમની આજ્ઞાને અનુસરનારો હોય.

૧૮ વિનીત—આપણાથી અધિક ગુણવાલાની ઉચિત સેવા, વિનય, વિવેક અને મર્યાદા સાચવનારો હોય

૧૯ કૃતજ્ઞ—કોઇએ આપણા ઉપર સહેજ પણ ઉપકાર કર્યો હોય તેને મોટા રૂપમાં બતાવવો અને તે ઉપકારને કદી ભુલવો નહિ, બની શકે તો બદલો વાળવા પ્રયત્ન કરવો, પરન્તુ અપકાર કરવાની નીચે હદે તો જવું જ નહિ.

૨૦ પરહિતકારી—બદલાની જરા પણ આશા રાખ્યા વિના ગમે તેનું પ્રસંગ આવે હિત–ભલું કરવામાં તત્પર હોય.

૨૧ લબ્ધલક્ષ્ય—દરેક પ્રકારના ધર્મ કૃત્યમાં સુશિક્ષિત હોય, જે કાંઈ ધર્મ ક્રિયા કરે તે ધ્યેય બિન્દુને લક્ષ્યમાં રાખીને કરે, ઈંગિત આકારથી અન્યના માનસિક ભાવોને જાણવા વાલો હોય.

આ સામાન્ય વિશેષ ધર્મયુક્ત શ્રાવક છે તે સમજવા શાસ્ત્રમાં ભાવશ્રાવકનાં ૧૭ લક્ષણ અને ૬ લિંગ બતાવ્યાં છે તે આ પ્રમાણે છે.

### ૧૭ લક્ષણ

૧ સ્ત્રી. ૨ ઇંદ્રિય ૩ અર્થ–પૈસો ૪ સંસાર ૫ વિષય ૬ આરંભ ૭ ઘર ૮ દર્શન ૯ ગાડરીયો પ્રવાહ આ સર્વના અનર્થથી દૂર રહે. તેમજ ૧૦ આગમ પુરઃસર પ્રવૃત્તિ ૧૧ યથાશક્તિ દાનાદિ પ્રવૃત્તિ ૧૨ વિધિ. ૧૩ અરાગી અદ્વેષી. ૧૪ મધ્યસ્થ ૧૫ અનાસક્ત ૧૬ પરાર્થ કામોપભોગી અને ૧૭ વેશ્યાવત ઘરવાસ પાળનારો હોય.

### ભાવશ્રાવકનાં છલિંગ

૧ કૃતવ્રતકર્મ, ૨ શીયળવાન, ૩ ગુણવાન, ૪ ઋજુવ્યવહારવાળો ૫ ગુરૂશુશ્રુષાવાળો અને ૬ પ્રવચન કુશળ હોય.

આ સત્તર લક્ષણ અને છલિંગ જેનામાં દેખાય તે ભાવશ્રાવક છે. તેમ સમજાય છે.

# શ્રાવકનાં છ કૃત્ય.

## ૧–૨ દિનકૃત્ય–રાત્રિકૃત્ય

આ સામાન્ય વિશેષ ધર્મયુક્ત શ્રાવકની દિનચર્યા કેવી હોય તે સંબંધી. શ્રાદ્ધ દિનકૃત્ય, યોગશાસ્ત્ર ધર્મસંગ્રહ, શ્રાદ્ધ વિધિ અને આચારોપદેશમાં સર્વ વિગત આપી છે તે કે આ બધા ગ્રંથોમાં દર્શાવેલ વિધિ મુખ્યત્વે તો એક સરખી છે.

૧ બ્રાહ્મ મુહૂર્તે ઉઠવું. ૨ ઉઠતાંની સાથે નવકાર ગણવા. ૩ પોતાના વ્રત નિયમ સંભારવા. ૪ પેશાબ, ઝાડાની શંકા દૂર કરવી. ૫ રાઇ પ્રતિક્રમણ કરવું તેમાં કુસ્વપ્નાદિનો કાયોત્સર્ગ તથા પ્રત્યાખ્યાનાદિ કરવું ૬ પ્રતિક્રમણ બાદ મંગળ સ્તુતિ કરવી. ( ભગવાન મહાવીર. ગૌતમાદિ ગણધરો. પૂર્વાચાર્યો અને સતીઓના ગુણ ગર્ભિતપદો કહેવાં ૭ દેરાસરે જઈ જિનદર્શન કરવું. ચૈત્યવંદન કરવું અને ભગવાનની સાક્ષિએ પચ્ચક્ખાણ ઉચ્ચરવું.

દેવદર્શન વિધિ

શુદ્ધ વસ્ત્ર પહેરી ફુળ નૈવેદ્ય અક્ષત વિગેરે ગ્રહણ કરીને જિનેશ્વર ભગવંતના દર્શન કરવા જવું, જિનમંદિરના પ્રથમ દ્વારમાં પ્રવેશ કરતાં સંસારવ્યવહારની અથવા ઘર સંબંધીની સર્વ ક્રિયાઓ ત્યાગ કરવા માટે ‘ નિસીહિ ’ આ શબ્દ બોલવો, મધ્ય દ્વારે મૂળ નાયકના દર્શન કર્યા બાદ મંદિર ફરતી ત્રણ પ્રદક્ષિણા દેવી. આ પછી મધ્યદ્વારે થઈ રંગમંડપમાં પ્રવેશ કરતાં પહેલાં બીજી ‘નિસીહિ’ દહેરાસર સંબંધી વ્યાપારના ત્યાગ માટે કહેવી. પ્રભુથી સાડા ત્રણ હાથ દૂર ઉભા રહીને સુંદર રાગવાળા અને જેમાં પ્રભુનાં ગુણોનું વર્ણન હોય તેવા શ્લોકોથી કે પદોથી પ્રભુની સ્તુતિ કરવી. પછી ચોખાનો સ્વસ્તિક કરી જ્ઞાનદર્શન ચારિત્રની ત્રણ ઢગલી કરી ઉપર સિદ્ધસિલાની આકૃતિ કાઢવી તે ઉપર નૈવેદ્ય મૂકવું. પછી દ્રવ્યપૂજાના ત્યાગરૂપ ત્રીજી નિસીહિ કહી ત્રણ ખમાસમણ દઈ ચૈત્યવંદન કરવું.

૮ આ પછી ઘેરે આવી દંતશુદ્ધિ આદિ કરવી, નોકર ચાકરોને સૂચના આપવી. તથા ભોજન આચ્છાદન વિગેરે સંબંધી ઘરની ચિંતા કરવી ૯ આ પછી ગુરૂનાં દર્શને જવું. અને ગુરૂવંદન કરવું.

ગુરૂવંદન વિધિ

૧ ગુરૂ સમીપે જઘન્ય અવગ્રહ—સાડા ત્રણ હાથ છેટે ઉભા રહી પ્રથમ બે ખમાસમણ દેવાં, પછી—

૨ “ ઇચ્છકાર સુહરાઇ ” નો પાઠ કહેવો પછી.

૩ ખમાસમણ દઈ ઉભા રહી ઇચ્છા૦ સંદિ૦ ભગવાન અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર રાઇઅં ખામેઉં ? ઇચ્છં કહી અબ્ભુટ્ઠિઓ ખામવો.

વંદન પછી ગુરૂની પાસે પચ્ચક્ખાણ લેવું, ઉપદેશ સાંભળવો, સુખ સાતા પૂછવી, તેમની ભક્તિ કરવી. ૧૦ આ પછી ઘેરે આવી સ્નાન કરી પૂજા કરવી.

# શ્રી. જિન-પૂજન-વિધિ

શ્રાવકકુલના સુંદર આચારોમાં શ્રીજિનપૂજા એ સૌથી જરૂરી આચાર છે. મહાપુન્યના ઉદયથી જૈનકુલ પામેલાએ હંમેશાં શ્રી જિનપૂજા કરવી જોઈએ પ્રભુ પૂજા વિનાનો દિવસ ખાલી જાય તો એનું જૈનના બાળકને બહુજ દુઃખ લાગવું જોઈએ.

એ પૂજા વિધિપૂર્વક સાત શુદ્ધિ સાચવીને કરવી જોઈએ.

ચોસઠ પ્રકારી પૂજામાં કહ્યું છે કેઃ—

'સાતે શુદ્ધિ સમાચરી રે પૂજીશું અમે રંગ લાલ'

## સાત શુદ્ધિના નામો

અંગ વસન મન ભૂમિકા, પૂજોપરકણ સાર;
ન્યાયદ્રવ્ય વિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર ૧.

૧. અંગશુદ્ધિ—શરીર બરાબર શુદ્ધ થઈ રહે એટલા માપસર જળથી સ્નાન કરીને કોરા રૂમાલથી શરીરને બરાબર લુંછવું તથા ન્હાવાનું પાણી ઢોળતાં જીવ જંતુની વિરાધના ન થાય એ ધ્યાનમાં રાખવું.

૨. વસ્ત્રશુદ્ધિ—પૂજા માટે પુરૂષોએ બે વસ્ત્ર અને સ્ત્રીઓએ ત્રણ વસ્ત્ર તથા રૂમાલ રાખવા. પુરૂષોએ મુખકોશ માટે રૂમાલ રાખવાનો નથી. પૂજા માટેનાં વસ્ત્ર સફેદ, ફાટયાં કે બળ્યા વગરના તથા સાંધ્યા વિનાનાં રાખવાં. હંમેશાં ચોકખાં રહે તેમ કરવું, એ વસ્ત્રો બીજા કોઈ કામમાં પહેરવાં નહિ. પૂજાનાં કપડાં પહેરીને વગર નહાયેલાને અડવું નહિ.

૩. મનશુદ્ધિ—જેમ બને તેમ મનને પૂજામાં સ્થિર કરવું. પૂજા કરતી વખતે બીજું બધું ભૂલી જવું.

૪. ભૂમિશુદ્ધિ—દહેરાસરમાં કાજો બરાબર લીધો છે કે કેમ તે જોવું. પૂજાના સાધનો લેવા મૂકવાની જગ્યા પણ જેમ બને તેમ શુદ્ધ રાખવી.

૫. ઉપકરણશુદ્ધિ—પૂજામાં જોઈતાં ઉપકરણો કેસર, સુખડ, પુષ્પ, ધૂપ, અગરબત્તી, દીપક, ચોખા, ફળ, નૈવેદ્ય વગેરે જેમ બને તેમ ઉંચી જાતના પોતાના ઘરના લાવવા કળશ, ધૂપધાણા, ફાનસ, અંગલુંછણા વિગેરે સાધનો ખૂબ ઉજળાં ચકચકાટ રાખવાં. જેમ ઉપકરણની શુદ્ધિ વધારે તેમ આહ્‌લાદ વધારે થાય અને ભાવની વૃદ્ધિ થાય.

૬. દ્રવ્યશુદ્ધિ—જિનપૂજા આદિ શુભકાર્યમાં વપરાતું દ્રવ્ય જો ન્યાયથી ઉપાર્જન કરેલું હોય તો ભાવની બહુજ વૃદ્ધિ થાય છે.

૭. વિધિશુદ્ધિ—સ્નાન કરીને શુદ્ધ ઉજળાં વસ્ત્ર પહેરી, પૂજાના ઉપકરણો લઈ, શુભ ભાવના ભાવતાં જિનમંદિરે જવું. રસ્તામાં કોઈ અશુદ્ધ વસ્તુનો સ્પર્શ ન થઈ જાય એ ધ્યાનમાં રાખવું.

દેરાસરમાં પેસતાં પ્રથમ 'નિસીહિ' કહેવી. છેટેથી પ્રભુનું મુખ જોતાં ભક્તિપૂર્વક બે હાથ ભેગા કરી મસ્તકે લગાડી 'નમો જિણાણં' બોલવું.

જ્યાં પ્રદક્ષિણા ફરી શકાય ત્યાં ત્રણ પ્રદક્ષિણા દેવી.

પ્રદક્ષિણા કરતાં અને ફર્યા પછી દહેરાસરમાંથી આશાતના ટાળવા બનતું કરવું.

પછી મૂળનાયક સન્મુખ જઈ સ્તુતિના શ્લોકો બોલવા. પુરૂષોએ જમણી અને સ્ત્રીઓએ ડાબી બાજુએ ઉભા રહેવું. સ્તુતિ બોલતી વખતે પોતાનું અર્ધું અંગ નમાવવું.

પછી બીજી વખત 'નિસીહિ' કહી, દ્રવ્યપૂજામાં જોડાવું પૂજા કરનારે પોતાના કપાલમાં, ગળે, છાતીએ અને નાભિએ એમ ચાર તિલક કરવાં. વિધિપૂર્વક અષ્ટપ્રકારી પૂજા હંમેશાં કરવાને ચૂકવું નહિ.

## અષ્ટપ્રકારી પૂજાનો ક્રમ.

અષ્ટપ્રકારી પૂજા એટલે આઠ પ્રકારોથી શ્રીજિનેશ્વરદેવની પૂજા કરવી. એ આઠ પ્રકારોમાં પહેલા ત્રણ પ્રકારોની પૂજાને અંગપૂજા કહેવાય છે. બાકીના પાંચ પ્રકારોની પૂજાને અગ્રપૂજા કહેવાય છે.

### અંગપૂજા.

૧. જલપૂજા—પ્રથમ પંચામૃતથી (દૂધ, દહીં, સાકર ઘી, પાણી ભેગા કરેલા) ન્હવણ કરી ચોક્ખા પાણીથી ન્હવણ કરવું. ત્રણ અંગલુંછણા પોતાના હાથેજ બહુમાનપૂર્વક બરાબર કરવાં

૨. ચંદનપૂજા—કેસર બરાસ સુખડ વિગેરેથી વિલેપન પૂજા કરવી. નવ અંગે તિલક કરવાં. પૂજા કરતાં નખ કેસરમાં બોળાય નહિ અને નખ પ્રભુને અડે નહિ તથા કેસરના છાંટા પડે નહિ, એ ધ્યાનમાં રાખવું.

૩. પુષ્પપૂજા—સરસ, સુગંધિવાળાં અને અખંડ પુષ્પો ચઢાવવાં. નીચે પડેલ પુષ્પ ચઢાવવું નહિ

[ઉપર જણાવેલી ત્રણ પૂજા પ્રભુના અંગને સ્પર્શ કરીને અડકીને કરવાની હોવાથી 'અંગપૂજા' કહેવાય છે. અને બીજી પાંચ પૂજા પ્રભુની આગળ રહીને કરાતી હોવાથી 'અગ્રપૂજા' કહેવાય છે.]

[જેને શરીરમાંથી રસી ઝરતી હોય તેણે અંગપૂજા પોતાના ચંદન–પુષ્પ આદિથી બીજા પાસે કરાવવી અગ્રપૂજા તથા ભાવપૂજા પોતે કરવી]

### અગ્રપૂજા.

૪. ધૂપપૂજા—ગભારાની બહાર પ્રભુની ડાબી બાજુએ ઉભા રહી ધૂપ કરવો.

૫. દીપકપૂજા—પ્રભુની જમણી બાજુએ ઉભા રહી દીપક પૂજા કરવી.

૬. અક્ષતપૂજા—અખંડ ચોખાવડે સાથીયો, નંદાવર્ત્ત વિગેરે કરવું.

૭. નૈવેદ્યપૂજા—સાકર, પતાસા, ઉત્તમ મિઠાઇ વિગેરે નૈવેદ્ય સાથીયા ઉપર મૂકવું.

૮. ફળપૂજા—બદામ, સોપારી, શ્રીફળ અને પાકાં ફળો સિદ્ધશિલા ઉપર મૂકવાં.

આઠેય પ્રકારની પૂજાની વિધિ બરાબર સાચવવી

આ આઠે પ્રકારી પૂજા કરતાં–જ્ઞાન કલસ ભરી આતમા, સમતા રસ ભરપુર; શ્રી જિનને નવરાવતાં, કર્મ હોય ચકચૂર ૧. વિગેરે દરેક પૂજાના દૂહા બોલી તે તે પૂજા કરવી.

૧૧ પૂજા બાદ પરિવાર સાથે ભક્ષ્યાભક્ષ્યના વિચારપૂર્વક મુનિ મહારાજને દાન આપી ભોજન કરવું ૧૨ ભોજન બાદ ગંઠસી વિગેરે પચ્ચક્ખાણુ કરી બે ઘડી ઘરે વિશ્રાન્તિ લેવી. ઉનાળાનો દિવસ હોય તો થોડી વાર ઉંઘવું અને બીજી ઋતુ હોય તો ન ઉંઘતાં ઘરના માણુસો સાથે ઉચિત વાતચીત કરવી. અને પુત્રપરિવાર આદિને શિખામણુ તથા હિત વચન કહેવાં. ૧૩ આ પછી ન્યાયપૂર્વક ધન સંપાદન કરવામાં જોડાવું. આ ધન મેળવવામાં વ્યવહારશુદ્ધિ, દેશાચાર અને ઉચિતાચરણુનું ખાસ ધ્યાન રાખવું. ગૃહસ્થ જીવન જીવનારને પોતાનો પરિવાર ન સીદાય તે ધ્યાન રાખી અર્થ ઉપાર્જન કરવું કર્તવ્યરૂપ છે. ૧૪ ચાર ઘડી દીવસ બાકી રહે ત્યારે દુકાનેથી ઘેર આવી સાંજનું વાળુ–ભોજન કરવું ૧૫ ભોજન બાદ વિશ્રાંતિ લઈ જિનમંદિરે જઈ ધૂપ દીપાદિથી દ્રવ્યપૂજા તથા ચૈત્યવંદન આદિથી ભાવપૂજારૂપ સાંજની જિનેશ્વર ભગવાનની પૂજા કરવી ૧૬ આ પછી ઉપાશ્રયે ગુરૂ મહારાજની સાથે સાંજનું દેવસી પ્રતિક્રમણુ કરવું. ૧૭ પ્રતિક્રમણુ બાદ ગુરૂની સેવા ભક્તિ કરવી અને ત્યારબાદ થોડો સમય પૂર્વે ભણેલ ઉપદેશમાળા, શ્રાવક દિનકૃત્ય વિગેરે જે કાંઈ આવડતું હોય તેનું પુનરાવર્તન કરવું. ૧૮ આ પછી ઘેરે આવી ઘરના માણુસો સાથે ધર્મ સંબંધી વાતચીત કરે અને પોતાની આવડત મુજબ ધર્મોપદેશ આપી ધર્મમાં સ્થિર કરે. ૧૯ ત્યારબાદ પગ ધોઇ ચાર શરણાં, સંથારા પોરિસી વિગેરે ગણી નવકારનું ધ્યાન ધરતો શુદ્ધ પથારીમાં સુઇ જાય. ૨૦ કદાચિત રાત્રે નિદ્રા ઉડી જાય તો કામરાગને જીતવાના, કષાયને છોડવાના, સંસારની વિષમતાના અને હું ગૃહસંસારમાંથી કયારે છૂટો થઈ સંયમ માર્ગે વિચરીશ તેના વિચાર કરી ભાવિત અંતઃકરણુ બનાવે. તેમજ સ્ત્રી આદિના અશુચિભાવને વિચારી બ્રહ્મચર્યમાં દૃઢ રહે.

૩ પર્વકૃત્ય.

બીજ, પાંચમ, આઠમ, અગિઆરસ. ચૌદસ, પૂનમ, અમાસ, ચૌમાસી ચૌદશ, જ્ઞાન પંચમી, ઓળી, પર્યુષણુ, કલ્યાણુક દિવસો વિગેરે પર્વ કહેવાય છે. આ પર્વના દીવસે વિશેષે કરી ધર્મકૃત્ય કરવું. પૌષધ કરવો, આરંભ સમારંભ ઓછા કરવા. બ્રહ્મચર્યનું પાલન કરવું, શક્તિ મુજબ તપ કરવું વિગેરે. આ સર્વ વાત પ્રકાશ ત્રીજામાં ગ્રંથકારે જણાવેલ છે.

૪ ચૌમાસી કૃત્ય.

કાર્તિક, ફાગણુ અને અષાડ આમ ત્રણુ ચૌમાસી ગણાય છે. તેમાં પણુ વર્ષાચોમાસું જીવોની ઉત્પત્તિવાળું હોવાથી તેમાં વિશેષે ધર્મકરણી કરવી. આનો અધિકાર દર ચઉમાસી. ચૌદશે વ્યાખ્યાનમાં વંચાય છે તેજ વાતને અહિં ગ્રંથકારે ચોથા પ્રકાશમાં સંગ્રહેલ છે.

૫ વર્ષ કૃત્ય.

૧ સંઘપૂજા કરવી, ૨ સાધાર્મિક વાત્સલ્ય કરવું. ૩ યાત્રાએ કરવી, ૪ સ્નાત્ર મહોત્સવ કરવા, ૫ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી, ૬ મહા પૂજા કરવી, ૭ રાત્રિ જાગરણુ કરવું.

૮ શ્રુતજ્ઞાનની પૂજા કરવી, ૯ ઉજમણું કરવું, ૧૦ શાસનની પ્રભાવના કરવી, ૧૧ આલોચણા લેવી વિગેરે આ સર્વ વાત સવિસ્તર પાંચમા પ્રકાશમાં ગ્રંથકારે જણાવેલ છે.

૬ જન્મકૃત્ય.

શ્રાવકે જીવન દરમિયાન સવિશેષે શું શું કરવું તે જન્મકૃત્યમાં જણાવેલ છે. ગૃહસ્થ જીવન જીવનાર શ્રાવકે સૌ પ્રથમ ૧ નિવાસ સ્થાન કરવું, ૨ ગૃહસ્થ જીવન જેણે જીવવું હોય તેણે ધન કમાવું જોઈએ માટે તેણે જેનાથી પોતાનો શુદ્ધ રીતે નિર્વાહ થાય તેવી વિદ્યાઓ-કળાઓ શિખવી, ૩ ગૃહસ્થ જીવન જીવનાર ઘરસંસાર માંડયા વગર રહેવાનો નથી તો તેણે સમાન શીલ કુલ આચાર યુકત કુટુંબની કન્યા સાથે વિવાહ કરવો. ૪ ગૃહસ્થ જીવનમાં ડગલે અને પગલે એક બીજાની મદદની જરૂરિયાત રહે છે, માટે શ્રાવકે બને તેટલા મિત્રો વધારવા અને દુશ્મન ન કરવા, ૫ મેળવેલી ધન સંપત્તિનું સાર્થક દાનમાં અને પૂણ્યમાં છે માટે જેનાથી અનેક માણુસો બોધિબીજ પામે છે તે જિનમંદિર કરાવવું, ૬ તેમાં પ્રતિમા પધરાવવી, ૭ અને જેનાથી અનેક માણુસો ધર્મ પામે તે રીતે ભવ્ય મહોત્સવ પૂર્વક પ્રતિષ્ઠા કરાવવી ૮ સંસારમાં સૌ કોઈ રાચેલામાચેલા છે. અને વિષય કષાયમાં સૌ કોઈ દોડાદોડ કરે છે માટે શ્રાવકે પોતે દીક્ષા લેવાનો વિચાર કરવો. કોઈ કારણુસર પોતે દીક્ષા ન લે તો છેવટે પોતાનાં પુત્રાદિક કોઈ પણ દીક્ષા લેતા હોય તો તેમને રોકવા નહિ પણ તેનો ભવ્ય દીક્ષા મહોત્સવ કરવો. ૯ જૈનશાસનના પરમ ઉપકારી સાધુ મહારાજોમાં જે વિશેષે તેજસ્વી હોય તેનો પદ મહોત્સવ પોતાની મિલ્કત ખરચી ભવ્ય રીતે ઉજવવો. અને લોકોને જણાવવું કે આ મહાપુરૂષો સર્વ જગતના પરમોપકારી પુરૂષો છે. ૧૦ આ પંચમકાળમાં જિન આગમ અને જિનપ્રતિમા બે પરમ તરવાના સાધન છે. માટે આ આગમ ગ્રંથો પરંપરાએ સચવાઈ રહે માટે પુસ્તકો લખાવવાં. ૧૧ સર્વ કોઈ શ્રાવકો નિરાબાધપણે ઉત્સાહથી ધર્મકરણી કરે અને પરસ્પર ધર્મચર્ચા કરી કલ્યાણ સાધે તે માટે ભવ્ય અને પવિત્ર પૌષધશાળા કરાવવી, ૧૨-૧૩ જાવજ્જીવ સમકિત તથા લીધેલ વ્રતને સાવધાનતા પૂર્વક પાળવાં, ૧૪ ગમે તેટલી પૂણ્ય કરણી કર્યા છતાં કોઈ પૂણ્યકરણી દીક્ષાને તુલ્ય નથી માટે શ્રાવક છેવટે દીક્ષા લેવાનો વિચારકરે. ૧૫ કોઇ કારણુસર દીક્ષા ન જ લઇ શકે તો શકય હોય તેટલા સર્વ આરંભ સમારંભ ત્યાગ કરે, ૧૬ અને જેમ બને તેમ જલદી બ્રહ્મચર્યના વ્રત લેવાનો ઉદ્યમ રાખે, ૧૭ તથા ઉગ્ર તપશ્ચર્યારૂપ શ્રાવકની પ્રતિમાઓ અગર તે શકિત ન હોય તો બીજી કોઇ મોટી તપશ્ચર્યા જીવનમાં કરે. ૧૮ અંતકાળ નજીક આવે ત્યારે શ્રાવક બને ત્યાંસુધી તો દીક્ષા જ લે પણ કદાચ દીક્ષા ન જ લઇ શકે તો સાગારિક અણુસણુ લે અગર તીર્થભૂમિમાં જઈ સર્વ ત્યાગ કરે. આપણુ ન બને તો જેનાથી પોતાનું કલ્યાણુ થાય તેવી દશ પ્રકારની આરાધના તો અવશ્ય કરે.

આ દશ પ્રકારની આરાધનાની વિસ્તૃત સમજ આ ગ્રંથમાં આગળ પેજ ૭૩ થી આપવામાં આવી છે.

---

## ઉચ્ચપાયરીના જીવના ૩૨ વિશેષણો

૧ આત્માનંદી, ૨ સ્વરૂપમગ્ન, ૩ સ્થિરચિત્ત, ૪ નિર્મોહી, ૫ જ્ઞાની, ૬ શાંત, ૭ જિતેંદ્રિય, ૮ ત્યાગી, ૯ ક્રિયારૂચિ, ૧૦ તૃપ્ત, ૧૧ નિર્લેપ, ૧૨ નિસ્પૃહ, ૧૩ મૌની, ૧૪ વિદ્વાન, ૧૫ વિવેકી, ૧૬ મધ્યસ્થ, ૧૭ નિર્ભય, ૧૮ અનાત્મશંસી, ૧૯ તત્વદષ્ટિ, ૨૦ સર્વ ગુણ સંપન્ન, ૨૧ ધર્મધ્યાની, ૨૨ ભવોદ્વિગ્ન, ૨૩ લોકસંજ્ઞા ત્યાગી, ૨૪ શાસ્ત્રચક્ષુ, ૨૫ નિષ્પરિગ્રહી, ૨૬ સ્વાનુભવી, ૨૭ યોગનિષ્ટ, ૨૮ ભાવયાજ્ઞિક, ૨૯ ભાવ પૂજા પરાયણ, ૩૦ ધ્યાની, ૩૧ તપસ્વી, અને ૩૨ સર્વનયજ્ઞ.

## મન્હજિણાણંની સજ્ઝાયમાં જણાવેલ ધર્મકૃત્યો.

૧ તીર્થંકરની આજ્ઞા માનવી, ૨ મિથ્યાત્વનો ત્યાગ કરવો, ૩ સમ્યક્ત્વને ધારણ કરવું, ૪ સામાયિક, ચઉવિસત્થો, વંદન, પ્રતિક્રમણ, કાઉસ્સગ્ગ અને પચ્ચક્ખાણમાં હંમેશા ઉધુક્ત રહેવું, ૫ પર્વદીવસે પૌષધ કરવો, ૬ સુપાત્રે દાન દેવું, ૭ શિયળ પાળવું, ૮ તપ કરવો, ૯ ભાવના ભાવવી, ૧૦ સ્વાધ્યાય કરવો, ૧૧ નમસ્કાર મંત્રનો જાપ જપવો, ૧૨ પરોપકાર કરવો, ૧૩ જીવરક્ષા કરવી, ૧૪ જિનેશ્વર ભગવાનની પૂજા કરવી, ૧૫ જિનેશ્વર ભગવાનની સ્તુતિ કરવી, ૧૬ ગુરૂની સ્તુતિ કરવી, ૧૭ સાધર્મિક વાત્સલ્ય કરવું, ૧૮ સર્વ વ્યવહાર શુદ્ધ રાખવો, ૧૯ રથયાત્રા કાઢવી, ૨૦ તીર્થયાત્રા કરવી, ૨૧ ઉપશમ ભાવ રાખવો, ૨૨ વિવેક રાખવો, ૨૩ સંવર ભાવના રાખવી, ૨૪ ભાષા સમિતિ સાચવવી, ૨૫ છકાય જીવોની દયા પાળવી, ૨૬ ધાર્મિક માણસોનો સંસર્ગ રાખવો, ૨૭ પાંચ ઈંદ્રિયોનું દમન કરવું, ૨૮ ચારિત્રના પરિણામ રાખવા, ૨૯ સંઘ ઉપર બહુમાન રાખવું, ૩૦ પુસ્તકો લખવાં, લખાવવાં, અને ૩૧ તીર્થને વિષે પ્રભાવના કરવી.

## સુશ્રાવકના બીજા ૨૧ ગુણો.

૧ નવતત્વનો જાણ, ૨ ધર્મ કરણીમાં તત્પર, ૩ ધર્મમાં નિશ્ચલ, ૪ ધર્મમાં શંકારહિત, ૫ સુત્રના અર્થનો નિર્ણય કરનાર, ૬ અસ્થિ–હાડપિંજી સુધી ધર્મિષ્ઠ, ૭ આયુષ્ય અસ્થિર છે ધર્મ સ્થિર છે, એમ ચિંતવનાર, ૮ સ્ફાટિક રત્નના સમાન નિર્મલ–કુડ કપટ રહિત, ૯ નિરંતર ઘરના બારણા ઉઘાડા રાખનાર, ૧૦ એક માસમાં પાંચ પૌષધ કરનાર, ૧૧ જ્યાં જાય ત્યાં અપ્રીતિનું કારણ ન થાય, તેવી રીતે રહેનાર ૧૨ લીધેલાં વ્રતોને શુદ્ધ પાળનાર, ૧૩ મુનિને શુદ્ધ વસ્તુ, પાત્ર, અન્નાદિકનું દાન આપનાર, ૧૪ ધર્મનો ઉપદેશ કરનાર, ૧૫ સદા ત્રણ મનોરથો ચિંતવનાર, ૧૬ હંમેશ પાંચે તીર્થોના ગુણગ્રામ કરનાર, ૧૭ નવા નવા સૂત્ર સાંભળનાર, ૧૮ નવીન ધર્મ ઉપાર્જન કર્તાંને સહાયક, ૧૯ બે ટંક પ્રતિક્રમણ કરનાર, ૨૦ સર્વ જીવોપર મૈત્રી ભાવ ધરનાર, ૨૧ શક્તિ અનુસાર તપસ્યા કરી ભણવા ગણવામાં ઉદ્યમ રાખનાર એકવીસ ગુણોવાળો શ્રાવક છે.

---

# શ્રાવકધર્મને પ્રતિપાદન કરનાર કેટલાક મુખ્ય મુખ્ય ગ્રંથો.

શ્રાવકપ્રજ્ઞપ્તિ:—આ ગ્રંથ ઉમાસ્વાતિવાચકનો બનાવેલ છે. તેમણે તત્વાર્થ, પ્રશમરતિપ્રકરણ વિગેરે અનેક ગ્રંથો બનાવેલ છે. ઉમાસ્વાતિ મહારાજ પૂર્વધર પુરૂષોની ગણતરીમાં ગણાય છે. ઉમાસ્વાતિવાચક શ્રમણ ભગવાન મહાવીર પછી ૩૫૦ વર્ષે થયેલા છે.

આ ગ્રંથ કુલ ૪૦૫ શ્લોક પ્રમાણ છે.

શરૂઆતના ૧૦૫ શ્લોકમાં સમ્યકત્વનું સ્વરૂપ અને તેને અનુસરી નવતત્વનું સ્વરૂપ અને કર્મના ભેદ બતાવ્યા છે ૧૦૬ થી ૨૫૯ શ્લોક સુધી અનેક દલીલો પૂર્વક પ્રથમ વ્રતનું સ્વરૂપ બતાવ્યું છે. ૨૬૦ થી ૩૪૦ સુધીમાં બીજા વ્રતથી માંડીને બારે વ્રતનું સ્વરૂપ બતાવ્યું છે. આ પછી ૩૪૧માં શ્લોકથી ૪૦૩ શ્લોક સુધી શ્રાવકની સમાચારી બતાવેલ છે.

આ ગ્રંથ શ્રાવક ધર્મને પ્રતિપાદન કરનારા ગ્રંથો પૈકી અતિ પ્રાચીન ગ્રંથ છે.

પંચાશક.—આ ગ્રંથના રચયિતા હરિભદ્રસૂરિ છે. તે વિ. સં. ૧૦૫૫માં થયેલા છે. આ ગ્રંથ ઉપર ટીકા અભયદેવસૂરિએ રચેલ છે. આ પંચાશકના પ્રથમ પંચાશકમાં શ્રાવક ધર્મનો અધિકાર આપવામાં આવ્યો છે. આમાં તેમણે સમ્યકૃત્વ, બારવ્રત અને શ્રાવક કરણી એમ ત્રણ વસ્તુ પ્રતિપાદન કરેલ છે. આ ગ્રંથની ટીકામાં એકેક વસ્તુ ખુબ યુક્તિપુરઃસ્સર સ્થાપવામાં આવી છે.

ધર્મબિન્દુ:—આ ગ્રંથના રચયિતા પણ હરિભદ્રસૂરિજી છે, આના ઉપર મુનિચંદ્રસૂરિએ વિસ્તૃત ટીકા રચેલી છે.

આ ગ્રંથ સૂત્રાત્મક છે અને તેના આઠ અધ્યાય પાડવામાં આવ્યા છે.

પહેલા અધ્યાયમાં શ્રાવકના સામાન્ય ધર્મ—ન્યાયોપાર્જિત ધન મેળવવું વિગેરે માર્ગાનુસારીના ગુણોનુ વર્ણન આપેલ છે. બીજા અધ્યાયમાં દેશનાની વિધિ અને પાંચ આચારનું સ્વરૂપ બતાવેલું છે ત્રીજો અધ્યાય શ્રાવકના વિશેષ ધર્મ, સમ્યકૃત્વ મૂળ બારવ્રતના સ્વરૂપમય છે. આમાં સમ્યકૃત્વનું તથા બારવ્રતનુ સ્વરૂપ અને શ્રાવકની કરણી બતાવેલ છે. આ પછીના બીજા અધ્યાયો સાધુ ધર્મને પ્રતિપાદન કરનાર છે.

શ્રાવકધર્મ વિધિ:—આ ગ્રંથના મૂળ કર્તા શ્રીહરિભદ્રસૂરિજી મહારાજ છે. અને ટીકાકાર માનદેવસૂરિ છે.

આ ગ્રંથ ૧૨૦ ગાથા પ્રમાણ છે. આમાં શ્રાવકની યોગ્યતા તથા સમ્યકૃત્વ મૂળ બારવ્રત અને તેના અતિચારોનું વર્ણન આપેલ છે. અને તેને અનુલક્ષી બીજું પણ વિવેચન કરેલ છે.

ગાથા ૧૧૧ થી ૧૨૦માં શ્રાવકનું દિનકૃત્ય અને રાત્રિકૃત્ય આપેલ છે.

ઉપદેશપદ:—આ ગ્રંથના કર્તા હરિભદ્રસૂરિ છે અને ટીકાકાર મુનિચંદ્રસૂરિજી છે. હરિભદ્રસૂરિએ ૧૪૪૪ ગ્રંથો બનાવ્યાનું સંભળાય છે. અત્યારે પણ તેમના ૨૭ ગ્રંથો લગભગ ઉપલબ્ધ છે.

આ ઉપદેશ પદમાં પણ બીજા ઉપદેશની સાથે માર્ગાનુસારીના બોલ સમ્યકૃત્વનું સ્વરૂપ, બારવ્રતનું સ્વરૂપ વિગેરે બતાવ્યું છે ગા. ૫૪૯—૬૦૦.

**ધર્મરત્ન પ્રકરણ:**—આ ગ્રંથના રચયિતા **શાંતિસૂરિ** માહારાજ છે. આ ગ્રંથ ઉપર ૯૭૦૦ શ્લોક પ્રમાણ ટીકા છે. અને તેના રચયિતા વિજયદેવેન્દ્રસૂરિ મહારાજ છે. આ દેવેન્દ્રસૂરિનો સમય વિ. સં. ૧૨૭૦ થી ૧૩૨૭ સુધીનો છે.

આચાર્યશ્રી વિજયદેવેન્દ્રસૂરિએ પાંચ કર્મગ્રંથ સટીક, શ્રાદ્ધદિન કૃત્ય સટીક, ત્રણભાષ્ય, પાક્ષિક પ્રતિક્રમણ સૂત્રવૃત્તિ વિગેરે અનેક ગ્રથો બનાવ્યા છે.

આ ધર્મરત્ન પ્રકરણના પ્રથમભાગ અને દ્વિતીયભાગ શ્રાવકધર્મના નિરૂપણમાં રોકવામાં આવ્યા છે. અને તેનો ત્રીજો ભાગ ભાવસાધુનો અધિકારવાળો હોવાથી સાધુઓ માટે રોકવામાં આવ્યો છે.

પ્રથમ ભાગમાં ધર્મની વ્યાખ્યા બાદ ધર્મને યોગ્ય કોણ તે જણાવતાં સૌ પ્રથમ

**'धम्मरयणस्स जुग्गो अक्खुद्दो'** ગાથા ૪ થી ૩૨ ગાથા સુધી ધર્મરત્નને યોગ્ય ૧ અક્ષુદ્ર ૨ રૂપવાન ૩ પ્રકૃતિસૌમ્ય વિગેરે ૨૧ ગુણોએ કરી યોગ્ય હોય તે શ્રાવકધર્મને માટે યોગ્ય ગણાય તેમ જણાવ્યું છે. આ ૨૧ ગુણોનું વિસ્તૃત વિવેચન કથા સહિત પ્રથમ ભાગમાં આપવામાં આવ્યુ છે. આ પ્રથમ ભાગમાં એકેક ગુણ ઉપર એકેક કથા અને ગુણોનું સ્પષ્ટીકરણ બતાવેલ છે.

આ ધર્મરત્ન પ્રકરણના બીજા ભાગમાં ભાવશ્રાવકના કૃતવ્રતકર્મા, શીલવાન, ગુણવાન, ઋજુ-વ્યવહારી, ગુરુસેવાકારી અને પ્રવચન કુશળ રૂપ ૭ લિંગોને તેના પેટા ભેદો સહિત સમજાવવામાં આવેલ છે, અને એકેક ભેદ ઉપર વિશિષ્ટ વિવેચનો સાથે કથાઓ આપવામાં આવી છે. ભાવ-શ્રાવકના ૭ લિંગ બાદ ભાવશ્રાવકના ૧ સ્ત્રીને વશ ન થવું ૨ ઇંદ્રિયોને રોકવી વિગેરે સત્તર લક્ષણોનું વિવેચન કરેલ છે.

**શ્રાદ્ધદિન કૃત્ય:**—આ ગ્રંથઆચાર્ય દેવેન્દ્રસૂરિ મહારાજે ધર્મરત્ન પ્રકરણ ગ્રંથ વિશાલકાય બનાવ્યા પછી કેવળ શ્રાવકનેજ ઉપયોગી આ ગ્રંથ સવૃત્તિક બનાવ્યો છે.

આ ગ્રંથનું નામ શ્રાદ્ધદિનકૃત્ય રાખી અઠ્ઠાવીશ દ્વારોનું વર્ણન કરેલ છે. આ અઠ્ઠાવીશ દ્વારોમાં પર્વકૃત્ય, ચાતુર્માસિકકૃત્ય, વર્ષકૃત્ય અને જન્મકૃત્ય શ્રાદ્ધવિધિમાં જણાવ્યાં છે તે સર્વ સમાતાં હોવા છતાં દિનકૃત્ય મુખ્ય હોવાથી શ્રાદ્ધદિનકૃત્ય રાખેલ છે.

**યોગશાસ્ત્ર:**—આ યોગશાસ્ત્રના કર્તા કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રસૂરિ મહારાજ છે. તે વિ. સં. ૧૧૪૫ ના કાર્તિક શુદી ૧૫ ના રોજ ધંધુકામાં જન્મ્યા હતા. વિ. સં. ૧૧૫૪ માં દીક્ષિત થયા હતા. વિ. સં. ૧૧૬૨ માં આચાર્યપદારૂઢ થયા હતા. અને ૧૨૨૯ માં ચોરાશી વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે સિધાવ્યા હતા. તેમણે તેમના જીવન દરમિયાન સિદ્ધહેમ વિગેરે અનેક ગ્રંથો લખ્યા છે તે પૈકી આ ગ્રંથ કુમારપાળ રાજાની વિજ્ઞપ્તિથી બનાવેલ છે. આ ગ્રંથમાં બાર પ્રકાશ છે. તેમાં શરૂઆતના ત્રણ પ્રકાશમાં શ્રાવકનો સામાન્ય ધર્મ ન્યાય સંપન્ન વિભવ વગેરે અને વિશેષ ધર્મ—બારવ્રત વિગેરે આપ્યાં છે ત્રીજા પ્રકાશના શ્લોક ૧૨૧-૧૫૪

ब्राह्मे मुहूर्त्ते उत्तिष्ठेत् परमेष्ठिस्तुतिं पठन् ॥
किंधर्मा किंकुलश्चाऽस्मि किंव्रतोऽस्मिति च स्मरन् ॥ १२१ થી–૧૫૪

આ શ્લોકો શ્રાદ્ધવિધિના શ્લોકો સાથે લગભગ મળતા આવે છે.

આ યોગશાસ્ત્રનું પરમાર્હત્ કુમારપાળ રાજા રોજ સ્મરણ કરતા હતા.

ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર—આ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર ૩૬૦૦૦ શ્લોક પ્રમાણ કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે પરમાર્હત્ કુમારપાળ મહારાજાની વિજ્ઞપ્તિથી રચ્યું છે. આમાં ૨૪ તીર્થંકર ૧૨ ચક્રવર્તી ૯ બળદેવ ૯ વાસુદેવ અને ૯ પ્રતિવાસુદેવનાં જીવન ચરિત્રો પૂર્વભવોના વર્ણન સાથે આપવામાં આવ્યાં છે.

ચોવીશ તીર્થંકરોના જીવન ચરિત્રમાં જ્યારે તીર્થંકર ભગવાનને કેવળજ્ઞાન થાય ત્યારે દેવો સમવસરણ રચે છે. પર્ષદા બેસે છે અને ભગવાન **नमो तित्थस्स** કહી સિંહાસન ઉપર બીરાજે છે. ત્યારે સૌ પ્રથમ ઇન્દ્ર મહારાજા ઉભા થઇ ભગવાનની સ્તુતિ કરે છે અને દેશના આપવાની વિજ્ઞપ્તિ કરે છે અને ત્યારબાદ તીર્થંકર ભગવાન દેશના આરંભે છે.

આ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રમાં આમ ચોવીસે તીર્થંકર ભગવાનોની દેશના કલિકાલ હેમચંદ્રસૂરિ મહારાજે આપી છે. કોઈ તીર્થંકરની દેશનામાં જ્ઞાન, દર્શન અને ચારિત્રનું સ્વરૂપ છે તો કોઇમાં બાર ભાવનાનું સ્વરૂપ બતાવ્યું છે. પર્વ છઠ્ઠાના સર્ગ સાતમામાં મુનિસુવ્રત સ્વામિની દેશનામાં સમ્યક્ત્વ મૂળ બાર વ્રત અને ન્યાય સંપન્ન વૈભવ વિગેરેનું વર્ણન આપેલ છે.

ધર્મવિધિ પ્રકરણ– આ ધર્મ વિધિ પ્રકરણ **શ્રીપ્રભસૂરિનો** રચેલ છે. આ શ્રીપ્રભસૂરી અપભ્રંશ ભાષામાં લખાયેલ કુમારપાળ પ્રતિબોધ કાવ્યના રચનાર સોમપ્રભસૂરિના શિષ્ય છે, આના ટીકાકાર આચાર્ય ઉદયસિંહસૂરિ છે. તેમણે આ ગ્રંથ વિ. સં. ૧૨૬૮ ચંદ્રાવતીમાં લખ્યો છે.

આ ગ્રંથમાં શરૂઆતમાં દાન શિયળ તપ અને ભાવનું સ્વરૂપ ભેદ અને દષ્ટાંત સમજાવ્યા બાદ ધર્મને યોગ્ય કોણ તે જણાવી ધર્મના સાધુ અને શ્રાવક બે ભેદ છે તે બતાવ્યા છે, ત્યારપછી ગાથા ૪૨–૫૦ સમકિત મૂળ બારવ્રતનું સ્વરૂપ બતાવ્યું છે.

ઉપદેશ સપ્તતિકા—આ ગ્રંથ વિ, સં ૧૫૪૭ સોધર્મગણિએ રચ્યો છે. તેમાં સો ઉપરાંત કથાઓ છે આ ગ્રંથમાં ગાથા ૪૨ થી બાર વ્રતની શરુઆત કરી છે. જો કે આ ગ્રંથમાં બધીજ વસ્તુ શ્રાવક ધર્મને યોગ્ય હોય તેજ પ્રતિપાદન કરવામાં આવી છે. ધર્મના મનોરથો કરવા, નિયાણું ન કરવું. આઠ મદનો ત્યાગ કરવો વિગેરે વિગેરે જણાવ્યું છે.

શ્રાદ્ધ ગુણ વિવરણ:—આ શ્રાદ્ધ ગુણ વિવરણના કર્તા **શ્રીજિન** મંડનગણિ છે. આ જિન મંડનગણિ આ. શ્રી રત્નશેખરસૂરિ જે સંપ્રદાયમાં થયા છે તે સંપ્રદાયના આગેવાન શ્રી દેવસુંદરસૂરિના શિષ્ય સોમસુંદરસૂરિના શિષ્ય છે. શ્રી જિનમંડન ગણિએ આ ગ્રંથ વિ. સં. ૧૪૯૮માં અણહિલપુર પાટણમાં બનાવ્યો હતો.

આ ગ્રંથમાં તેમણે યોગશાસ્ત્રના પ્રથમ પ્રકાશમાં **न्यायसंपन्नविभवः शिष्टाचारप्रशंसकः। कुलशीलसमैः सार्द्धं कृतोद्वाहोऽन्यगोत्रजैः ॥४७॥** થી ૫૬ સુધીના શ્લોકોમાં દર્શાવેલ શ્રાવકના સામાન્ય ધર્મ રૂપ–ન્યાય સંપન્ન વિભવ વિગેરે ૩૫ ગુણોનું સવિસ્તર વર્ણન કરેલ છે. અને એકેક ગુણ ઉપર કથા આપી સર્વ ગુણોની સુંદર સમજ આપેલી છે.

આ શ્રી જિનમંડનગણિએ યોગશાસ્ત્ર, ષડાવશ્યક ઉપદેશમાળા, અને નવ તત્ત્વ વિગેરે ઉપર ટબા વિગેરેની રચના કરેલી છે.

શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર વૃત્તિ:—આ ગ્રંથ શ્રાદ્ધવિધિકાર પૂ. રત્નશેખરસૂરિ મહારાજે વિ. સં. ૧૪૯૬ માં રચેલ છે. અને આનું સંશોધન મુનિશ્રી લક્ષ્મીભદ્રે કર્યું છે.

પૂ. આ. રત્નશેખરસૂરિએ રચેલા શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિ, શ્રાદ્ધવિધિ અને આચાર પ્રદીપમાં

આ ગ્રંથ સૌ પ્રથમ લખાયેલ છે. કારણ કે, શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર, વિ. સં. ૧૪૯૬માં, શ્રાદ્ધવિધિ વિ. સં ૧૫૦૬ માં અને આચાર પ્રદીપ વિ. સં. ૧૫૧૬ માં રચ્યો છે.

આ ગ્રંથની ૧૫૦૬ માં લખાયેલ એક પ્રાચીન પ્રતિ ડહેલાના ઉપાશ્રયના ડાં ૧૨ ની ખીજી પ્રતિ છે. આ પ્રતિને અંતે એક સુંદર ઐતિહાસિક પ્રશસ્તિ છે. આ પ્રશસ્તિમાં જણાવ્યું છે કે 'પાટણમાં પોરવાડ વંશીય મંડન, વત્સ, ડુંગર, પર્વત અને નર્બદ પાંચ ભાઈ હતા. તેમાં ત્રીજા ડુંગર સંઘવીને મંચુ નામે પત્ની હતી. આમના પુત્ર ગુણરાજે પોતાના પૌત્રાદિ સહિત લાખ ગ્રંથો લખાવ્યા છે.

આ ડુંગર સંઘવીના પૂર્વજોનાં ૧૩૭૭ થી ૧૫૭૧ સુધીનાં વૃતાંત ઠેર ઠેર પ્રતિઓમાં ઉપલબ્ધ થાય છે, કારણ કે આજ કુટુંબના કાન્હા નામના શ્રાવકે સં. ૧૫૭૧ માં વિવેકરત્નસૂરિના ઉપદેશથી ડા ૧ ના ત્રીજી પ્રતિ લખાવ્યાની નોંધ છે. આમ ખીજી પણ ઘણી પ્રતિઓમાં આ કુટુંબના હાથે થયેલાની સત્કૃત્યોની નોંધ મળી આવે છે.

આ શ્રાદ્ધપ્રતિક્રમણુસૂત્રવૃત્તિમાં વંદિત્તાની પચાસ ગાથાઓની ટીકા છે ગ્રંથકારે વૃત્તિમાં શ્રાવકોના વિશેષ ધર્મ રૂપ સમ્યકૃત્વ મૂલ બાર વ્રતોનું અતિવિશદ્દ સ્પષ્ટીકરણ અને તેની સાથે શ્રાવકને ઉપયોગી અનેક વિષયોને પ્રતિપાદન કરેલ છે. તેમજ દરેક વિષય સૌ કોઇ સહેલાઇથી સમજી શકે માટે દરેક વ્રત ઉપર એકેક કથા આપી તેનું સ્પષ્ટીકરણ કરેલ છે.

**આચારોપદેશઃ**—આ ગ્રંથના કર્તા રત્નસિંહસૂરિ શિષ્ય ચારિત્રગણિ છે. આ ચારિત્રગણિ, વિક્રમ સંવત ૧૫૧૦માં થયેલા છે તે વાત રત્નસિંહસૂરિની પ્રશસ્તિથી સમજાય છે.

ચારિત્રગણિએ આ ગ્રંથને ૭ વર્ગમાં બનાવ્યો છે પહેલા વર્ગમાં ૬૨ શ્લોક આપ્યા છે, આ ૬૨ શ્લોકોમાં પ્રથમ પ્રહરની શ્રાવક કરણી આપવામાં આવી છે, ખીજા વર્ગમાં ૬૪ શ્લોક આપવામાં આવ્યા છે એમાં ખીજા પ્રહરની શ્રાવકની કરણી આપવામાં આવી છે. ત્રીજા વર્ગમાં ૫૪ શ્લોકો આપેલા છે. આમાં બાકીના બે પ્રહરની કરણી તથા શ્રાવકના ૨૧ ગુણ અને ન્યાયસંપન્નવિભવ વિગેરેનું વર્ણન આપેલ છે. ચોથા વર્ગમાં ૨૮ શ્લોકોમાં રાત્રિકૃત્યનું વર્ણન આપેલ છે અને પાંચમા વર્ગના ૩૪ શ્લોકોમાં પર્વકૃત્ય જણાવેલ છે. છઠ્ઠા વર્ગના ૨૩ શ્લોકમાં શ્રાવકનું સદાકાળનું કર્તવ્ય જણાવી ગ્રંથ પૂર્ણ કરેલ છે.

આ આચારોપદેશ ગ્રંથમાં શ્રાદ્ધવિધિની પેઠે છએ દ્વાર સંક્ષેપમાં આપવામાં આવ્યાં છે.

**ધર્મસંગ્રહ**—આ ૧૪૬૦૦ શ્લોક પ્રમાણ ધર્મસંગ્રહ ગ્રંથ વિ. સં. ૧૭૩૧ વૈ. શુ. ૩ના દીવસે રાજનગરીમાં ઉ. માનવિજયજી ગણિવરે લખ્યો છે અને તે ગ્રંથનું સંશોધન ઉ. મહામહોપાધ્યાય ન્યાય વિશારદ યશોવિજય ઉપાધ્યાય ગણિવરે કરેલ છે.

આ ધર્મસંગ્રહ બે ભાગમાં અને ત્રણ અધિકારમાં વહેંચાયેલ છે. પહેલા ભાગમાં ગ્રંથકારે શ્રાવકધર્મની વિસ્તૃત વ્યાખ્યા આપી શ્રાવકધર્મના સામાન્યધર્મ અને વિશેષધર્મ એમ બે ભેદ પાડયા છે. પ્રથમ અધિકારમાં સૌ પ્રથમ ધર્મની વ્યાખ્યાબાદ સામાન્યધર્મમાં ૧ ન્યાય સંપન્નવૈભવ મેળવવો ૨ સરખા કુલાચારવાળા પરંતુ અન્યગોત્રીય સાથે વિવાહ કરવો વિગેરે સામાન્ય ગૃહધર્મ બતાવ્યો છે અને ત્યારબાદ નિશ્ચય અને વ્યવહારથી ધર્મનું સ્વરૂપ તથા આદ્ધિધાર્મિક, યોગદૃષ્ટિઓ, દેશનાની વિધિ અને શ્રાવકધર્મની યોગ્યતા અયોગ્યતાનો વિચાર દર્શાવી પ્રથમ અધિકાર પૂર્ણ કર્યો છે.

બીજો અધિકાર સમ્યકૃત્વ, બારવ્રતનું વિસ્તૃત સ્વરૂપ, તેના અતિચારો, ૩૬૩ પાખંડિના ભેદો, કર્માદાન, સાતક્ષેત્ર, શ્રાવકદિનચર્યા, આશાતના, વ્યવહારશુદ્ધિ, દિનકૃત્ય, રાત્રિકૃત્ય, પર્વકૃત્ય, ચાતુર્માસિકકૃત્ય, વાર્ષિકકૃત્ય અને જન્મકૃત્ય જણાવી પૂર્ણ કર્યો છે.

આ બે અધિકારમાં શ્રાવકને યોગ્ય સર્વ વિચાર અનેક શાસ્ત્રપાઠો, વિવિધ દલીલો, રહસ્યો અને સુંદર નિચોડપૂર્વક દર્શાવ્યો છે શ્રાવક અને સાધુધર્મને પ્રતિપાદન કરનારા અદ્યાવધિ પૂર્વાચાર્યોને હાથે તૈયાર થયેલ સકલ ગ્રંથોમાં આ ગ્રંથ શિરોમણિ છે. કેમકે તેમાં પૂર્વાચાર્યોના સર્વ ગ્રંથોનું અવગાહન, સ્વાનુભવ અને ચિંતનનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ ગ્રંથમાં ૧૦૩ ગ્રંથની સાક્ષિઓ અને ૨૬ ગ્રંથકારોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

આ ગ્રંથનું સંશોધન ન્યાય વિશારદ ન્યાયાચાર્ય ઉ. યશોવિજયજી ગણિવરે કરેલ છે. એટલું જ નહિં પણ તેમને જ્યાં જ્યાં વિશેષ ઉમેરવા જેવું લાગ્યું ત્યાં ત્યાં તેમણે ઉમેરો કર્યો છે અને આ ઉમેરાને મુદ્રિત પ્રતિમાં [ ] આ કોંસથી દર્શાવેલ છે.

આ ગ્રંથની પ્રસ્તાવના લખતાં પ.પૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવ **સાગરાનંદ** સૂરીશ્વરજી કહે છે કે **यदुतावधि मुद्रिता ये ग्रन्था एतद्भाण्डागारकार्यवाहकैरन्याभिश्च संस्थाभिः परं तेषु सर्वेषु ग्रन्थोऽयमेव मूर्धाभिषिक्तो.** 'આજ સુધી આ સંસ્થાના કાર્યવાહકોએ અને બીજી સંસ્થાઓએ સાધુ અને શ્રાવકધર્મને પ્રતિપાદન કરનારા ગ્રથ બહાર પડયા છે તેમાં આ ગ્રંથ શિરોમણિરૂપ છે.

**ઉપદેશપ્રાસાદઃ**—આ ઉપદેશપ્રાસાદ ગ્રંથના કર્તા આચાર્ય વિજયલક્ષ્મીસૂરિજી છે. તે તપાગચ્છની દેવસુર અને અણસુર શાખા પૈકી અણસુર શાખામાં થયેલા છે. – વિજયાનંદસૂરિ, વિજયરાજસૂરિ, વિજયમાનસુરિ, વિજયઋદ્ધિસૂરિ, વિજયસૌભાગ્યસૂરિ અને તેના વિજયલક્ષ્મીસૂરિ થયા છે.

આ. આચાર્ય વિજયલક્ષ્મીસૂરિએ અતિસુગમ અને સર્વને ઉપયોગી નીવડે તેવો ઉપદેશ પ્રાસાદ ગ્રંથ બનાવ્યો છે. આ ગ્રંથમાં તેમણે ૩૬૦ દીવસના ત્રણસો સાઠ વ્યાખ્યાનો આપ્યાં છે. આ ગ્રંથને ૨૪ સ્થભ અને પાંચ ભાગમાં વહેંચવામાં આવ્યો છે. વ્યાખ્યાન ૧ થી ૬૧ સુધી સમ્યક્ત્વનું સ્વરૂપ અને તેના ૬૭ ભેદોનું સ્વરૂપ વિવિધ દૃષ્ટાંત અને યુક્તિઓ દેખાડી બતાવ્યું છે. વ્યાખ્યાન ૬૨ થી ૧૬૫ સુધી બાર વ્રતનું સ્વરૂપ અતિચાર અને તેને અંગેના વિવિધ વિષયોનુ સ્પષ્ટીકરણ તથા તે તે વ્રત ઉપર ભિન્ન ભિન્ન કથાઓ આપી રોચક બનાવેલ છે. આ પછી વ્યાખ્યાન ૧૬૫ થી ૧૯૫ સુધી, ભોજન વિધિ, સ્નાન વિધિ, પૂજા વિધિ, જ્ઞાનની વિધિ, યાત્રા વિધિ, અને દેવદ્રવ્ય સંબંધી વિચાર દર્શાવ્યો છે. આ પછી બાકીના વ્યાખ્યાનોમાં પણ જ્ઞાન, દર્શન, તપ અને વીર્યાચાર સંબધીનુ વિસ્તૃત વિવેચન કથાઓ સાથે આપવામા આવેલ છે.

ટુંકમાં ઉપદેશ પ્રાસાદ સમગ્ર શ્રાવક ધર્મના પ્રતિપાદન રૂપ જ છે. આ ગ્રંથને વિવિધ દૃષ્ટાંતો આપી ખુબ રોચક બનાવેલ હોવાથી આજે પણ મુનિપુંગવો સવિશેષે વ્યાખ્યાનાદિમાં વાંચે છે.

આ ઉપરાંત પણ તત્ત્વાર્થ, ઉપદેશ રત્નાકર, સમ્યક્ત્વ સપ્તતિ, ધનપાળ કવિકૃત શ્રાવક આચાર સ્તોત્ર વિગેરે ઘણા ગ્રંથોમાં શ્રાવકધર્મનો અધિકાર આવે છે તેમજ વાસુપૂજ્ય ચરિત્ર, શાંતિનાથ ચરિત્ર, પાર્શ્વનાથ ચરિત્ર, સુપાર્શ્વનાથ ચરિત્ર વિગેરે લગભગ બધાં સ્વતંત્ર તીર્થંકરના ચરિત્રમાં પૂર્વભવના અધિકારમાં સમ્યક્ત્વ તથા બારવ્રતોનુ સ્વરૂપ કથાસહિત બતાવવામાં આવે છે.

તેમજ આગમ ગ્રંથોમાં ઉપાસક દશાંગ, આવશ્યકસૂત્ર, સમવાયાંગ, જ્ઞાતાધર્મ, સૂયગડાંગ અને ભગવતીસૂત્રમાં શ્રાવકધર્મનો અધિકાર આવેછે. આ સિવાય પણ છૂટક છૂટક અનેક ઠેકાણે આગમોમાં શ્રાવકધર્મનો અધિકાર આવે છે. તે વાત શ્રાદ્ધવિધિકારે ટીકામાં આપેલ ગ્રંથની સાક્ષિ ઉપરથી સ્પષ્ટ થાય છે.

# શ્રાદ્ધવિધિ પ્રકરણ.

## વિષયાનુક્રમણિકા.

---

## પ્રકાશ ૨



---

## પ્રકાશ ૩

# શ્રાદ્ધવિધિ

## [ મૂળ તથા સંક્ષિપ્ત અર્થ ]

**મંગળ અને અભિધેય.**

सिरिवीरजिणं पणमिअ, सुआओ साहेमि किमवि सड्ढविहिम् ।
रायगिहे जगगुरुणा, जह भणियं अभयपुट्ठेणं ॥ १ ॥

ભાવાર્થ—શ્રી વીરભગવાનને નમસ્કાર કરીને રાજગૃહનગરમાં અભયકુમારના પુછવાથી જગદ્ગુરૂ મહાવીર પરમાત્માએ જે રીતે ઉપદેશ કર્યો તે રીતે સિદ્ધાંતના વચનને તથા ગુરૂના ઉપદેશને અનુસરીને શ્રાદ્ધવિધિ ( શ્રાવક સામાચારી ) ગ્રંથને સંક્ષેપમાં કહીશ. આ ગ્રંથમાં શું શું કહેવાનું છે તે રૂપ ગ્રંથનાં દ્વારો કહે છે.

दिण रत्ति पव्व चाउमासग वच्छर—जम्मकिच्चदाराइं ।
सड्ढाणुग्गहट्ठा सड्ढविहिए भणिज्जंति ॥ २ ॥

ભાવાર્થ—૧ દીનકૃત્ય. ૨ રાત્રિકૃત્ય. ૩ પર્વકૃત્ય. ૪ ચાતુર્માસિક કૃત્ય ૫ વાર્ષિક કૃત્ય અને ૬ જન્મકૃત્ય એમ આ છ દ્વારો શ્રાવકના અનુગ્રહ માટે આ શ્રાદ્ધવિધિ ગ્રંથમાં જણાવવામાં આવે છે.

**શ્રાવકધર્મને યોગ્ય કોણ ? તે કહે છે.**

सड्ढत्तणस्स जुग्गो, भद्दगपगई विसेसनिऊणमई ।
नयमग्गरई तह, दढनियमवयणट्ठिइ विणिदिट्ठो ॥ ३ ॥

ભાવાર્થ—ભદ્રકપ્રકૃતિ (સરળ), વિશેષનિપુણમતિ (કુશળ), ન્યાયમાર્ગમાં પ્રેમવાળો (ન્યાયી) અને પોતાના વચનમાં દૃઢ રહેનારો શ્રાવકધર્મને યોગ્ય કહ્યો છે.

દૃષ્ટિરાગી, ધર્મનો દ્વેષી, જડ અને પૂર્વવ્યુદ્ગ્રાહિત એ ચાર ધર્મને પામવા માટે અયોગ્ય છે. પરંતુ જે ભદ્રકપ્રકૃતિવાળો, કુશળ, ન્યાયી અને પોતાના વચનમાં દૃઢ રહેનારો હોય તે શ્રાવક ધર્મને યોગ્ય કહ્યો છે. આ ચારે ગુણમાં શ્રાવકના ૧ અક્ષુદ્ર ૨ રૂપવાન ૩ પ્રકૃતિસૌમ્ય ૪ લોકપ્રિય વિગેરે ૨૧ ગુણો સમાઈ જાય છે, તેથી શ્રાવકના ૨૧ ગુણોવાળો અગર આ ચાર ગુણોવાળો જે હોય તે શ્રાવક ધર્મને યોગ્ય છે.

**શ્રાવકના ભેદો અને શ્રાવકનું સ્વરૂપ.**

नामाई चउभेओ, सड्ढो भावेण इत्थ अहिगारो ।
तिविहो अ भावसड्ढो, दंसण—वय—उत्तरगुणेहिं ॥ ४ ॥

ભાવાર્થ—નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ રીતે શ્રાવકના ચાર પ્રકાર છે. અહિં

ભાવશ્રાવકનો અધિકાર છે. આ ભાવશ્રાવક દર્શન ભાવશ્રાવક, વ્રત ભાવશ્રાવક અને ઉત્તર ગુણ ભાવશ્રાવક એ રીતે ત્રણ પ્રકારે છે.

અહિં શ્રાવક તથા શ્રાદ્ધ શબ્દનો અર્થ આ પ્રમાણે કરવામાં આવ્યો છે.

૧ આઠ પ્રકારના કર્મનો શુભ યોગથી જે ક્ષય કરે તે શ્રાવક. ૨ જે મુનિઓ પાસેથી સારી રીતે શ્રાવકની સમાચારી સાંભળે તે શ્રાવક. ૩ જે શ્રદ્ધા રાખે, સુપાત્રમાં ધનનો વ્યય કરે અને ખરાબ કર્મનો ક્ષય કરે તે શ્રાવક. ૪ તેમજ ધર્મને વિષે જે શ્રદ્ધા રાખે તે શ્રાદ્ધ કહેવાય છે.

આ શ્રાવક અને શ્રાદ્ધ શબ્દનો અર્થ ભાવશ્રાવકને અનુલક્ષીને કરવામાં આવ્યો છે. અને આ ભાવ શ્રાવકના દર્શન, વ્રત અને ઉત્તર ગુણ તેને લઇ ત્રણ પ્રકાર છે.

'દિન કૃત્ય' ની વિધિ.

नवकारेण विबुद्धो, सरेइ सो सकुलधम्मनियमाई ।
पडिक्कमिअ सुइपूइअ, गिहे जिणं कुणइ संवरणं ॥ ५ ॥

ભાવાર્થ—નવકાર ગણીને જાગ્રત થવું. પછી પોતાના કુળ નિયમાદિ સંભારવા ત્યાર બાદ પ્રતિક્રમણ કરી પવિત્ર થઇ જિન મંદિરમાં જિનેશ્વરને પૂજી પચ્ચક્ખાણ કરવું.

બ્રાહ્મ મુહૂર્તે ઉઠવું. ઉઠતાંની સાથે નવકાર ગણવા. અને ત્યારબાદ હું શ્રાવક છું વિગેરે વિચાર કરવો અને ત્યાર પછી કાયચિંતા ( પેશાબ પાણી ) કરવી, આ પછી સ્વપ્નનો વિચાર, નાડીતત્ત્વ વિગેરેનો વિચાર અને ધર્મજાગરિકા પછી રાઇ પ્રતિક્રમણ કરવું. (રાઈ પ્રતિક્રમણમાં સામાયિક બાદ રાત્રે કુસ્વપ્ન દુસ્વપ્ન આવ્યાં હોય તો તેનો વિચાર કરી કાઉસ્સગ્ગ કરવો. આ પછી પ્રતિક્રમણમાં જ્યારે પચ્ચક્ખાણ આવશ્યક આવે ત્યારે ચૌદ નિયમ, નવકારશી. અને દેશાવકાશિકનું પચ્ચક્ખાણ કરવું આ પચ્ચક્ખાણ કરતા વખતે સચિત્ત અચિત્તનો વિચાર, અભક્ષ્ય અને અનંતકાયનો વિચાર તથા અશન પાન ખાદિમ સ્વાદિમનો વિચાર કરવો.) જેને પ્રતિક્રમણ ન કરવું હોય તેણે કુસ્વપ્ન દુસ્વપ્નનો કાઉસ્સગ્ગ કરવો અને ચૈત્યવંદન કરવું. પ્રતિક્રમણ બાદ મળમૂત્રનો ત્યાગ, હાથ પગ ધોવા તથા સ્નાન વિગેરેથી પવિત્ર થઈ શુદ્ધ વસ્ત્ર પહેરી સાત શુદ્ધિપૂર્વક ગૃહચૈત્યમાં પૂજા કરવી. અને ભગવાન સમક્ષ પ્રતિક્રમણમાં કરેલ પચ્ચક્ખાણ ફરી ઉચ્ચરવું.

विहिणा जिणं जिणगिहे, गंतुं अच्चेइ उचिअचिंतरओ ।
उच्चरइ पच्चक्खाणं दढपंचाचारगुरुपासे ॥ ६ ॥

ભાવાર્થ—આ પછી શ્રાવક વિધિપૂર્વક જિન મંદિરે જઈ ઉચિત વિચારણાપૂર્વક જિનેશ્વર ભગવાનની પૂજા કરે અને ગુરુની પાસે પંચાચારમાં દૃઢ રહી પચ્ચક્ખાણ કરે.

ઋદ્ધિવંત શ્રાવક હોય તો તેણે ઋદ્ધિપૂર્વક જિન મંદિરે જવું અને જતી વખતે પોતાની સાથે પોતાના પુત્ર મિત્ર વિગેરે પરિવારને સાથે લઇ જવો. જિનમંદિરે પહોં-

આ પછી પાંચ અભિગમ સાચવી ' નિસિહી ' કહી 'નમો જિણાણં' બોલવાપૂર્વક પ્રવેશ કરી ત્રણ પ્રદક્ષિણા દેવી. અને ભગવાનની ગુણગંભીર સ્તુતિ કરવી સ્તુતિ કર્યા બાદ દહેરાસરના બહારના મંડપમાં કચરો બરાબર વળાયો છે કે કેમ ? તેની તપાસ કરવી તથા દેરાસરનું નામું લખાતું વિગેરેની સાર સંભાળ લેવી અને દ્રવ્યપૂજાની સામગ્રી કેસર વિગેરે તૈયાર કર્યા બાદ બીજી નિસીહિ કહી ગભારામાં દાખલ થવું, ત્યાં અંગપૂજા તથા અગ્રપૂજા કરે. આ પૂજા કર્યા બાદ શ્રાવક ત્રીજી નિસીહિ કરી ગભારામાંથી નીકળી જમણી બાજુએ રહી અવગ્રહ સાચવી ભાવપૂજારૂપ ચૈત્યવંદન. નાટક ગીત વિગેરે કરે. આ ભાવપૂજા અષ્ટપ્રકારી વિગેરે ભેદે કરીને અનેક પ્રકારે થાય છે. આ પૂજા વિધિપૂર્વક થાય તે માટે શ્રાવકે ચૈત્ય-વંદનભાષ્યના બેહજાર ચમ્મોતેર ભેદનો વિચાર તેમજ જિન મંદિરની આશાતનાનો વિચાર કરવો તેમજ દેવદ્રવ્ય જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્ય સંબંધીની પણ સમજ મેળવવી.

જિનપૂજા બાદ જ્ઞાનાચારાદિ પાંચ આચારમાં દૃઢ બનેલ શ્રાવક ગુરૂવંદન ભાષ્યમાં જણાવેલ વિધિ મુજબ વંદન કરી ગુરૂની પાસે પચ્ચક્ખાણ લે અને તેમની સામે બેસી ધર્મોપદેશ સાંભળે તથા કાંઈક નવીન અભ્યાસ કરે. આ પછી મુનિ મહારાજને સંયમના નિર્વાહની પૃચ્છા કરે અને તેમને ઔષધ વિગેરે જે કાંઈ જરૂર હોય તેની વ્યવસ્થા કરે તથા ગુરૂને ઘેરે નિમંત્રણ કરી વિધિપૂર્વક વહોરાવે.

ववहारसुद्धि-देसाइविरुद्धचाय-उचियचरणेहिं ।
तो सुणइ अत्थचिंतं, निव्वाहिंतो निअं धम्मं ॥ ७ ॥

ભાવાર્થ—શ્રાવક વ્યવહારશુદ્ધિ દેશાદિવિરૂદ્ધ વસ્તુનો ત્યાગ અને ઉચિતાચરણપૂર્વક પોતાના ધર્મનો બાધ ન આવે તે રીતે ધન ઉત્પન્ન કરવાની વિચારણા કરે.

ધાર્મિક કૃત્યબાદ શ્રાવક પોતાના વ્યવહારિક કૃત્યમાં પ્રવર્તે અને ધન મેળવવાની વિચારણામાં જોડાય. કારણકે ગૃહસ્થજીવન ધન સંપાદન કર્યા વગર નભી શકતું નથી. આ ધન સંપાદનમાં શ્રાવકને ત્રણ વસ્તુ અવશ્ય ધ્યાન રાખવી. ૧ વ્યવહારશુદ્ધિ. ૨ દેશાદિ વિરૂદ્ધ ત્યાગ. અને ૩ ઉચિતાચરણ. કારણકે ધર્મિષ્ઠ ગણાતો શ્રાવક વ્યવહારશુદ્ધિ ન રાખે તો તેની નિંદા સાથે ધર્મની પણ નિંદા થાય. અને જો દેશાદિવિરૂદ્ધ વસ્તુના ત્યાગ તરફ લક્ષ ન આપે તો ધન સંપાદન કરેલું હોય તે પણ જાય, નિંદાય અને કોઈક વખત મુશ્કેલીમાં મુકાય. તેમજ જે માણસ ઉચિતાચરણ જાણતો નથી તે માણસ સંપત્તિશાળી દાનવીર અને પરોપકારી હોય છતાં તે ઠેકાણે ઠેકાણેથી પાછો પડે છે અને નિંદાય છે.

मज्झण्हे जिणपूआ, सुपत्तदाणाइ जुत्ति भुंजित्ता ।
पच्चक्खाइ अ गीअत्थअंतिए कुणइ सज्झायं ॥ ८ ॥

ભાવાર્થ—વ્યવહાર ચિંતા બાદ શ્રાવક ઘેર આવી સૌ પ્રથમ ભગવાન આગળ નૈવેદ્ય ધરી બીજી વાર પૂજા કરી. સુપાત્રદાન આપવાની વ્યવસ્થા કરી ભોજન કરે અને શક્તિ મુજબ ભોજન બાદ સુગુરૂ પાસે જઈ પચ્ચક્ખાણ કરે અને સ્વાધ્યાય કરે.

મધ્યાહ્નની પૂજા કરી, ગુરૂમહારાજને વહોરાવી શ્રાવક પોતે વિધિપૂર્વક ભોજન કરે ભોજનબાદ-ગુરૂ મહારાજને વાંદી દિવસ ચરિમ અગર ગંઠસીનું પચ્ચક્ખાણ લે અને ત્યાર પછી શ્રાવકના કર્તવ્ય જણાવનાર. યોગશાસ્ત્ર, દિનકૃત્ય વિગેરેનો પોતાની અનુકુળતા મુજબ સ્વાધ્યાય કરે

संझाइ जिणं पुणरवि, पूयइ पडिक्कमइ कुणइ तह विहिणा ।
विस्समणं सज्झायं, गिहंगओ तो कहइ धम्मं ॥ ९ ॥

ભાવાર્થ—શ્રાવક સંધ્યા વખતે ફરીથી જિન પૂજા કરે. પછી વિધિપૂર્વક સાંજનું પ્રતિક્રમણ કરે અને પ્રતિક્રમણ બાદ ગુરૂ મહારાજના પગ દબાવવા વિગેરે સેવા ભક્તિ કરે. અને પૂર્વ ભણેલાનો સ્વાધ્યાય કરે. આ પછી ઘેર જઈ ઘરના માણસોને ધર્મોપદેશ કહે.

મુખ્ય માર્ગે શ્રાવકે હંમેશાં એકાસણાં કરવાં જોઈએ પણ જો તે ન કરી શકે તો છેલ્લી બે ઘડી પહેલાં વાળુ કરી ચૌવિહાર કરે.

૨ રાત્રિ કૃત્ય.

ચૌવિહાર કર્યા બાદ સૂર્યાસ્ત વખતે વંદિ—તુસૂત્ર આવે તે પ્રમાણે ધ્યાન રાખી દેવસી પ્રતિક્રમણ કરે. આ પ્રતિક્રમણની વિધિ સંબંધી પ્રાચીન ગાથાઓ કળિકાળ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રની વૃત્તિમાં સંગ્રહેલી છે. પ્રતિક્રમણ બાદ મુનિ મહારાજની સેવાવેયાવચ્ચ કરી ખરો શ્રમણોપાસક બને. આ પછી પ્રથમ ભણેલાં શ્રાદ્ધદિનકૃત્ય, ઉપદેશમાળા વિગેરે ગ્રંથો જે યાદ હોય તેનું પુનરાવર્તન કરે અગર સંયમરથ વિગેરેની વૈરાગ્ય વર્દ્ધિની ગાથાઓનું ચિંતવન કરે. આ પછી ઘેરે આવી ઘરના માણસો આગળ વ્યાખ્યાન આદિના પ્રસંગો વર્ણવે અગર તેમની આગળ પોતાની આવડત મુજબ ધર્મોપદેશ આપે.

पायं अबंभविरओ, समये अप्पं करेइ तो निद्दं ।
निद्दोवरमे थी तणु—असुइत्ताइ चिंचितिज्जा ॥ १० ॥

ભાવાર્થ—આ પછી સુશ્રાવક ઘણું કરીને સ્ત્રી સંભોગથી દૂર રહી અવસર થાય ત્યારે અલ્પ નિદ્રા લે. કદાચ રાત્રે નિદ્રા ઉડી જાય તો સ્ત્રીના શરીરની અશુચિ ભાવના ભાવી બ્રહ્મચર્યમાં સ્થિર રહે.

ધર્મોપદેશ કરી રહ્યા બાદ. લગભગ પહોર રાત્રિ જાય ત્યારે શ્રાવક પવિત્ર પથારીમાં બેસી દેવ ગુરૂનું સ્મરણ કરી નિયમોને સંક્ષેપી 'जइ मे हुज्ज पमाओ'ની ગાથા ભણી સાગારિક અણસણ સ્વીકારી અલ્પ નિદ્રા લે. કારણવશાત્ રાત્રે નિદ્રા ઉડી જાય તો કામ બુદ્ધિ ઉપર જય મેળવવા સ્ત્રીના શરીરની અશુચિનો અને બ્રહ્મચર્યવાન પુરૂષોનાં દૃષ્ટાંતો સંભાળી કામ રાગ ઉપર જય મેળવે, કષાયને ત્યાગી સમતા રસમાં ઝીલનાર મહાપુરૂષોનાં ચરિત્ર સંભાળી કષાય ઉપર વિજય મેળવે, સંસારની વિષય સ્થિતિનો

વિચાર કરી વૈરાગ્ય ભાવનાને દૃઢ કરે અને હું સંસારમાં ક્યાં સુધી પડયો રહીશ તે વિચારવાપૂર્વક સંયમ ભાવનાનો વિચાર કરે.

૩ પર્વકૃત્ય.

पव्वेसु पोसहाइ, बंभअणारंभ तवविसेसाइ ।
आसोअ चित्त अट्ठाहिअ पमुहेसु विसेसेणं ॥ ११ ॥

ભાવાર્થ—સુશ્રાવકે પર્વ દિવસોને વિષે તેમાં પણ વિશેષે કરીને આસો તથા ચૈત્ર માસની ઓળીમાં પોષધ આદિ કરવું. બ્રહ્મચર્યનું પાલન કરવું આરંભનો ત્યાગ કરવો અને વિશેષે તપસ્યા કરવી

જીવન ચંચળ માની સુશ્રાવકે હંમેશાં ધર્મકરણી કરવી જોઈએ પણ કદાચ તે ન બને તો બીજ પાંચમ આઠમ અગિઆરસ ચૌદસ અને પુનમ અમાસરૂપ બાર પર્વને વિષે, જિનેશ્વર ભગવાનના કલ્યાણકના દિવસોએ, ચૈત્રી આસોની ઓળીને વિષે અને પર્યુષણાદિકના દિવસોમાં સવિશેષ ધર્મકરણી કરવી જોઈએ.

આ પર્વના દિવસે આરંભ સમારંભનો ત્યાગ કરવો, યથાશક્તિ તપ કરવો, પૂજા સેવા કરવી, બ્રહ્મચર્ય પાળવું, સચિત્તનો પરિહાર કરવો, પૌષધ કરવો વિગેરે નિયમો પાળવા.

૪ ચાતુર્માસિક કૃત્ય.

पइचउमासे समुचिअ, नियमगहो पाउसे विसेसेण ।

ભાવાર્થ—શ્રાવકે દરેક ચોમાસામાં તથા ઘણું કરી વર્ષાકાળના ચોમાસામાં ઉચિત નિયમ ગ્રહણ કરવા.

જો શ્રાવકે પ્રથમ પરિગ્રહપરિમાણ વિગેરે નિયમો ગ્રહણ કર્યા હોય તો ચોમાસામાં તેનો સવિશેષ સંક્ષેપ કરવો અને નિયમ ન લીધા હોય તો લેવા. જે નિયમ જે સમયે લેવાથી બહુ ફળ થાય તથા જે નિયમ ન લેવાથી ઘણી વિરાધના થાય તેને ઉચિત નિયમ કહે છે.

ચોમાસામાં આરંભ સમારંભનો ત્યાગ કરવો, આર્દ્રા નક્ષત્ર બેસતા પહેલાં કેરીનો ત્યાગ કરવો, રાયણ ન ખાવી, ગાડાં બળદ વિગેરેને ન જોડવા વિગેરે વિગેરે નિયમો. તથા જ્ઞાનાચાર દર્શનાચાર વિગેરે પંચાચારના વિશિષ્ટ નિયમો ગ્રહણ કરી ચોમાસામાં વિશેષે સંશુદ્ધ જીવન ગાળવું.

૫ વર્ષકૃત્ય

पइवरिसं संघच्चण, साहम्मिअभत्तिजत्ततिगं ॥ १२ ॥
जिणगिहिण्हवणं, जिणधणवुड्ढी—महपूअ—धम्मजागरिआ ।
सुअपूआ उज्जवणं, तह तित्थपभावणा सोही ॥ १३ ॥

ભાવાર્થ—૧ સુશ્રાવકે વર્ષોવર્ષ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાની ભક્તિ અને બહુમાન કરવા પૂર્વક સંઘપૂજા કરવી. ૨ વર્ષોવર્ષ સાધર્મિ ભાઈઓને મદદ કરવા પૂર્વક સાધર્મિક

વાત્સલ્ય કરવું. ૩ વર્ષમાં અઠ્ઠાઈ મહોત્સવ, રથયાત્રા અને એકાદ તીર્થયાત્રા જરૂર કરવી. ૪ વર્ષમાં એકાદવાર પણ મોટા આડંબરથી સ્નાત્ર મહોત્સવ કરવો. ૫ વર્ષે વર્ષે અનેકવિધ ઉછામણી બોલી દેવ દ્રવ્યમાં વૃદ્ધિ કરવી ૬—૭ મહાપૂજા તથા રાત્રિ જાગરણ કરવું. ૮નવા ગ્રંથ લખાવવા. તથા જ્ઞાનની પૂજા કરી શ્રુતજ્ઞાનની પૂજા કરવી. ૯ જ્ઞાન દર્શન અને ચરિત્રના તપ સંબંધી વિવિધ ઉદ્યાપન કરવાં. ૧૦ ગુરૂ મહારાજનો પ્રવેશોત્સવ ખુબ ઠાઠમાઠથી કરી શાસનની પ્રભાવના કરવી ૧૧ તેમજ વર્ષ દરમિયાન થયેલી સ્ખલના દોષ કે વિરાધના ગુરૂ સમક્ષ રજુ કરી શુદ્ધ અંત કરણ પૂર્વક આલોચના લેવી.

૬ જન્મ કૃત્ય.

जम्मंमि वासठाणं, तिवग्गसिद्धीइ कारणं उचिअं ।
उचिअं विज्जागहणं, पाणिग्गहणं च मित्ताइ ॥ १४ ॥

ભાવાર્થ—૧ ધર્મ અર્થ અને કામની સિદ્ધિ થાય તે માટે સૌ પ્રથમ શ્રાવકે ભૂમિના દોષ વિનાનું વાસ્તુશાસ્ત્રના નિયમ સાચવી યોગ્ય નિવાસસ્થાન કરવું આ નિવાસસ્થાન પણ બને ત્યાં સુધી જો તૈયાર મળતું હોય તો બંધાવવાની કડાકૂટમાં ન પડવું. ૨ ધર્મ અર્થ અને કામની સિદ્ધિને અર્થે જેથી પોતાનો સુખે નિર્વાહ થાય અને મરણ પછી સદ્‌ગતિ થાય તેવી વિદ્યાઓ—કળાઓ હુન્નરો શિખવા. ૩ ત્રણ વર્ગની સિદ્ધિને માટે અન્ય ગોત્રવાળા છતાં કુળ, શીલ, સંપત્તિ, આચાર વિગેરેથી સમાન સાથે પોતાના પુત્ર પુત્રી આદિનો વિવાહ કરવો. ૪ અવસરે અવસરે મદદરૂપ થઇ પડે તે માટે શ્રાવકે હંમેશાં મિત્રો કરવા. આ મિત્રો ઉત્તમ પ્રકૃતિના ગંભીર અને બને ત્યાં સુધી સાધર્મિકને બનાવવા.

चेइयं पडिमं पइट्ठा, सुआइ पव्वावणा य पयठवणा ।
पुत्थयलेहण–वायण पोसहसालाइ कारवणं ॥ १५ ॥

ભાવાર્થ—૫ શ્રાવકે પોતાની જીંદગીમાં પોતાની શક્તિ મુજબ જિન મંદિર બનાવવું. પોતાની સંપત્તિ સારી હોય તો પત્થર કે સારા આરસમય જિનપ્રાસાદ બનાવે અને તે પ્રમાણે જો શકિત ન હોય તો તે છેવટે નાનામાં નાનું પણ જિનમંદિર અવશ્ય બનાવે. આ જિનમંદિર બનાવતાં એટલું ખાસ ધ્યાન રાખવું કે તેના કારીગરોનું મન ન દુભાવવું, જમીન અને વાસ્તુ-શાસ્ત્રની શુદ્ધિનો ખ્યાલ રાખવો અને તેમાં વપરાનાર લાકડું પત્થર વિગેરે નવાં અને શુદ્ધ વાપરવાં. નવું જિન મંદિર બંધાવતાં પહેલાં શ્રાવકે બને ત્યાં સુધી જીર્ણ દેરાસર હોય તો તેનો જીર્ણોદ્ધાર કરવાનું અવશ્ય રાખવું. કારણકે નવીન જિનમંદિર કરતાં પણ જીર્ણોદ્ધાર કરાવવામાં મહાન્‌પુણ્ય કહ્યું છે. ૬ જન્મમાં કોઈને કોઈ જિન પ્રતિમા ભરાવવી. પોતાની શક્તિ હોય તો રત્નની, મણિની કે સુવર્ણની ભરાવવી અને તે શકિત ન હોય તો છેવટે પાષાણની પણ જિન પ્રતિમા ભરાવવી. ૭ જન્મમાં કોઈ ને કોઈ જિન મંદિરની શાસન પ્રભાવના થાય તેવી રીતે ભવ્ય મહોત્સવ પુર્વક પ્રતિષ્ઠા કરાવવી. તેમજ જિનમંદિરના નિભાવ માટે શક્તિ મુજબ સંપત્તિ આપવી. ૮ જેના કુળમાં કોઇને કોઈએ દીક્ષા લીધી હોય તે કુળ ઉત્તમ ગણાય છે. આથી પોતાના કુટુંબમાં પોતાના પુત્ર, પુત્રી, ભાઈ, ભત્રીજો, સ્વજન

કે મિત્ર અથવા જે બીજો કોઈ હોય તેનો દીક્ષા મહોત્સવ ખુબ ઠાઠમાઠપૂર્વક ઉજવવો. ૯ જીંદગીમાં પોતાને હાથે શાસનપ્રભાવના થાય તેવા મહોત્સવ પૂર્વક કોઈને પણ ગણી પંન્યાસ, ઉપાધ્યાય કે આચાર્યપદારોપણનો મહોત્સવ કરવો. ૧૦ પોતાના જીવન દરમિયાન શ્રાવકે કોઇને કોઈ આગમ કે ચરિત્ર વિગેરેના ગ્રંથ લખાવી શ્રુતપૂજા કરવી. ભણનારને અનુકુળતા કરી આપી શ્રુત ભક્તિ બતાવવી. ૧૧ જીવન દરમિયાન જ્યાં અનેક પુરૂષો એકઠા થઈ ધર્મ આરાધી શકે તેવી સુંદર પૌષધશાળા બનાવવી.

आजम्मं सम्मत्तं, जहसत्ति वयाइ दिक्खगह अहवा ।
आरंभचाउ बंभं पडिमाई अंतिआरहणा ॥ १६ ॥

ભાવાર્થ—૧૨-૧૩ જીવન દરમિયાન. ૬૭ ભેદોવાળું સમ્યક્ત્વ સ્વીકારવું તથા બાર વ્રત સ્વીકારી વ્રતી બનવું. ૧૪ જેમણે બાળપણામાં દીક્ષા લઇ સ્વશ્રેય સાધ્યું. હોય તેમની અનુમોદના પૂર્વક જીવનમાં દીક્ષા લેવાનો નિર્ણય કરવો. કોઈ કારણસર દીક્ષા ન લેવાય તો જ્યાં સુધી દીક્ષા ન લેવાય ત્યાં સુધીના વિવિધ અભિગ્રહો ધારણ કરવા અને સંસારવાસને કેદખાના સમાન સમજી પોતાનો નિર્વાહ કરવો, ૧૫ કોઈ કૌટુમ્બિક કારણસર દીક્ષા ન લઈ શકે તો ગૃહસ્થ અવસ્થામાં રહ્યા છતાં સર્વ આરંભનો ત્યાગ કરવાની કોશીષ કરે. સર્વ આરંભ સમારંભ ન છોડી શકે તો પોતાથી શક્ય હોય તે સર્વનો ત્યાગ કરે. ૧૬ શ્રાવક આજીવન બ્રહ્મચર્ય પાળવાનો પ્રયત્ન કરે તે ન પાળી શકે તો પેથડશ્રેષ્ઠિએ જેમ બત્રીસ વર્ષની ઉંમરે બ્રહ્મચર્ય લીધું તેમ જેમ બને તેમ જલદી બ્રહ્મચર્યના ભાવ રાખી બ્રહ્મચર્ય લે. ૧૭ શ્રાવકની અગિઆર પડિમાને વહન કરે. અને તે ન બને તો આસક્તિ ઘટે તે માટે વિવિધ ઉત્કટ તપશ્ચર્યામાં પોતાનું જીવન પસાર કરે. ૧૮ આયુષ્યનો અંત નજીક આવે ત્યારે ઘરકુટુંબ સૌ તજી દીક્ષા લે અને અણુસણનો સ્વીકાર કરે. જો તેમ ન બને તો શત્રુંજ્યાદિ તીર્થે જઈ શુદ્ધ ભૂમિ જોઇ ચારે આહારના ત્યાગ રૂપ અણુસણ કરે. અને તે પણ કદાચ ન બને તો શાસ્ત્રમાં જણાવ્યા મુજબ દસ પ્રકારની અંતિમ આરાધના કરે.

ઉપસંહાર.

एअं गिहिधम्मविहिं, पइदिअहं निव्वहंति जे गिहिणो ।
इहभवि परभवि निव्वुइसुहं, लहुं ते लहन्ति एवं ॥ १७ ॥

**ભાવાર્થ**—જે શ્રાવક પ્રતિદિન આ ગ્રંથમાં કહ્યા મુજબ શ્રાવક ધર્મની વિધિને આચરે છે તે આ ભવમાં સુખ સંપત્તિ અને પરભવમાં મોક્ષસુખને પામે છે.

અર્થાત શ્રાવકધર્મ વિધિને આચરનાર સંતોષને લઈ આ ભવમાં સુખશાંતિ મેળવે છે અને પરભવમાં તે સંસ્કાર દૃઢીભૂત થવાથી કલ્યાણ સાધી મોક્ષ મેળવે છે.

---

# દશવિધ આરાધના.

## ૧. અતિચાર આલોવવા.

કેટલાએક જીવો અંત સમયે આરાધના કેમ કરવી ? અથવા કેવી રીતે કરાવવી ? તે જાણી શકતા નથી, માટે તેવા જીવોના હિતને માટે સામાન્યથી અંત સમયની આરાધના પ્રકરણો તથા મહા ગીતાર્થ પુરૂષોના વચન અનુસાર બતાવીએ છીએ.

नमिऊण भणइ एवं, भयवं समउच्चियं समासंसु ।
ततो चागरइ गुरू, पज्जंताराहणा एवं ॥ १ ॥

શ્રી ગુરૂ મહારાજને નમસ્કાર કરીને આ પ્રમાણે શિષ્ય કહે—હે ભગવન્ ! મને સમયને ઉચિત આદેશ કરો ( આરાધના કરાવો ) ત્યારે ગુરૂ મહારાજ છેવટની આરાધના આ પ્રમાણે કરાવે છે—૧.

आलोइसु अइआरे, वयाइ उच्चरसु खमिसु जीवेसु ।
वोसिरिसु भाविअप्पा, अट्ठारसपावठाणाइं ॥ २ ॥

૧ અતિચાર આલોવો, ૨ વ્રત ઉચ્ચરો, ૩ જીવાયોનિ ખમાવો, આત્માને શુભ ભાવનાવાળો કરીને ૪ અઢાર પાપ સ્થાનક વોસિરાવો—૨.

चउसरण दुक्कडगरिहणं च, सुकडाणुमोयणं कुणसु ।
सुहभावणं अणसणं, पंच नमुक्कारसरणं च ॥ ३ ॥

૫ ચાર શરણ આદરો ૬ પાપની નિંદા કરો, ૭ સુકૃતની અનુમોદના કરો, ૮ શુભ ભાવના ભાવો, ૯ અણસણ કરો, અને ૧૦ પંચ પરમેષ્ટિનું ધ્યાન કરો.—૩

આ દશ પ્રકારમાં પ્રથમ અતિચાર આળોવવા તે આ પ્રમાણે

नाणंमि दंसणंमि य, चरणंमि तवंमि तहय विरियंमि ।
पंचविहं आयारे, अइआरालोयणं कुणसु ॥ ४ ॥

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાંચ પ્રકારના આચારને વિષે અતિચારની આલોચના કરો.—૪

આ પાંચ આચાર સંબંધી અને શ્રાવકનાં બાર વ્રતો સંબંધી અતિચાર જરા વિસ્તારથી બતાવવામાં આવે છે :—

### ૧. જ્ઞાનાચાર.

૧ કાળ ૨ વિનય. ૩ બહુમાન. ૪ ઉપધાન. ૫ ગુરૂને નહી ઓળવવા. ૬ શુદ્ધ સૂત્ર ઉચ્ચારણ ૭ અર્થનું ચિંતવન. ૮ સૂત્ર તથા અર્થ બન્નેનું ચિંતવન—આ આઠ પ્રકારના જ્ઞાનાચારમાં આચાર રહિત હું કાંઇ ભણ્યો હોઉં, તથા સૂત્ર પ્રકરણાદિકનો ગુરૂગમથી ધાર્યા વિના કદાચ ઉલટો અર્થ કર્યો હોય, કોઇએ સમજાવ્યા છતાં ઉલટા અર્થમાં આગ્રહ પકડ્યો હોય, છતી શક્તિએ અન્નાદિક મેં જ્ઞાનીઓને ન આપ્યું હોય અને જ્ઞાની-

ઓની મેં અવજ્ઞા કરી હોય, તથા મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યંવ અને કેવળ–આ પાંચ જ્ઞાનની અશ્રદ્ધા કરી હોય, હાંસી કરી હોય, જ્ઞાનના ઉપગરણ પાટી પોથી કવળી વિગેરેની આશાતના કરી હોય–ઇત્યાદિક જે કાંઈ જ્ઞાનાચાર સંબંધી દોષ લાગ્યો હોય તેનો હું મિચ્છામિ દુક્કડં દઊં છું.

૨ દર્શનાચાર.

जं समत्तं निस्संकियाइ, अट्ठविहगुणसमाउत्तं ।
धरियं मए न सम्मं, मिच्छामि दुक्कडं तस्स ॥

૧ નિઃશંકિત, ૨ નિઃકંખિત, ૩ નિવિતિગિચ્છા, ૪ અમૂઢદિટ્ઠિ, ૫ ઉપબૃંહણા, ૬ અસ્થિરીકરણ, ૭ વાત્સલ્ય, ૮ પ્રભાવના–આ પ્રકારના ગુણે સહિત જે સમકિત છે તે મેં ધારણ ન કર્યું હોય તેનો મિચ્છામિ દુક્કડં દઊં છું.

દર્શનાચારનો અર્થ—

૧ નિઃશંકિત — જિનવચનમાં શંકારહિતપણું.
૨ નિકંખિત — પરમતની અભિલાષા રહિતપણું
૩ નિવિતિગિચ્છા—સાધુસાધ્વીની નિંદા ન કરવી તથા ધર્મના મૂળમાં સંદેહ નહિ કરવો.
૪ અમૂઢદિટ્ઠિ — અન્યમતના ચમત્કાર તથા મંત્ર દેખી મૂઢદ્રષ્ટિપણું નહિ કરવું.
૫ ઉપબૃંહણા — સમકિતદ્રષ્ટિ જીવોની શુભ કરણી દેખી તેની અનુમોદના કરવી પ્રશંસા કરવી વિગેરે.
૬ સ્થિરીકરણ -- સિદાતા સ્વામી ભાઈઓને હરકોઈ રીતે ટેકો આપી ધર્મમાં સ્થિર કરવા.
૭ વાત્સલ્ય–સાધર્મી બંધુઓનું ભાવ સહિત ભકિતપૂર્વક વાત્સલ્ય કરવું
૮ પ્રભાવના–પવિત્ર જિનશાસનની ઉન્નતિ થાય તેમજ જાહોજલાલિ વધે તેવા કાર્યો કરવાં.

આ આઠ દર્શનના આચારમાં મેં જે કાંઇ વિપરીતપણે કર્યું હોય, છતી શક્તિએ કરવા લાયક કાર્ય ન કર્યું હોય તેને આત્મસાક્ષિએ ખમાવું છું.

શ્રી અરિહંત દેવાધિદેવની પ્રતિમાની ભાવથી પૂજા ન કરી હોય અગર અભક્તિ કરી હોય તે દોષનો મારો મિચ્છામિ દુક્કડં થાઓ. વળી ચૈત્યદ્રવ્યનો વિનાશ કર્યો હોય તથા વિનાશ કરતા બીજા માણસોની ઉપેક્ષા કરી હોય, તે દોષનો મારે મિચ્છામિ દુક્કડં થાઓ. જિનમંદિરાદિકની કોઈ આશાતના કરતો હોય તેને છતી શકિતએ મેં નિષેધ ન કર્યો હોય, તે દોષને મિચ્છામિ હું દુક્કડં આપું છું.

૩ ચારિત્રાચાર.

जं पंचहिं समिईहिं, तीहिं गुत्तिहिं संगयं सययं ।
परिपालियं न चरणं, मिच्छामि दुकडं तस्स ॥

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સહિત નિર્મળ ચારિત્ર મેં ન પાળ્યું હોય તે દોષનો મારે મિચ્છામિ દુક્કડં થાઓ.

૪ તપચાર.

છતી શક્તિએ અવશ્ય તપશ્ચર્યા કરવી જોઇએ તે તપાચાર કહેવાય. શકિત હોવા છતાં તપશ્ચર્યા ન કરી હોય તેનો હું મિચ્છામિ દુક્કડં દઉં છું.

૫ વીર્યાચાર.

ધાર્મિક કાર્યમાં પોતાનું જેટલું સામર્થ્ય હોય તેટલું ગોપવ્યા વિના વાપરવું તે વીર્યાચાર કહેવાય. તે પ્રમાણે જે ન કર્યું હોય તેનો હું મિચ્છામિ દુક્કડં દઉં છું.

હવે બારવ્રત સંબંધી આલોચના કહે છે.

પ્રાણાતિપાત આલોચના.

મહાઆરંભના કામ આદર્યાં હોય, જેવાં કે ઘર ચણાવ્યાં હોય, ટાંકા, ભોંયરા, વાવ, કુવા તળાવ, વિગેરે કરાવ્યાં હોય તથા મીલ, જીન, સંચા, પ્રેસ બનાવ્યા હોય વિગેરે વિગેરે જેમાં જીવોની હિંસા પારાવાર થઇ હોય, તથા બેઇંદ્રિય જીવો, તેઇંદ્રિય જીવો, ચૌરેન્દ્રિય જીવો, પંચેન્દ્રિય જીવોની ત્રણે કાળમાં જે કાંઇ વિરાધના કરી હોય તે સર્વપાપોને મન, વચન, કાયાએ કરી ખમાવું છું.

મૃષાવાદ આલોચના.

ક્રોધથી, લોભથી ભયથી, હાસ્યથી જે કાંઈ જુઠું બોલ્યા હોઇએ તે સર્વને મન, વચન, કાયાએ કરીને ખમાવું છું.

અદત્તાદાન આલોચના.

કુડકપટથી દગા પાસલા કરી જે કાંઈ અદત્તાદાન લીધું હોય તે મન, વચન કાયાએ કરી ખમાવું છું.

મૈથૂન આલોચના.

પરસ્ત્રીગમન કર્યું હોય તથા વિશેષ કામક્રીડા કરી હોય, સ્વદારા વિષે અસંતોષ રાખ્યો હોય, કામક્રીડા કરી અતીવ ખુશી થયો હોઉં, દ્રષ્ટિવિપર્યાસ કર્યો હોય ઇત્યાદિ મૈથુનવૃત્તિથી જે કાંઇ દોષો લાગ્યા હોય તેનો ત્રિવિધે ત્રિવિધે મન, વચન. કાયાએ કરી મિચ્છામિ દુક્કડં દઉં છું. અર્થાત તે મારૂ સર્વ પાપ નિષ્ફળ થાઓ.

પરિગ્રહ આલોચના.

ધન ધાન્યાદિક પરિગ્રહને વિષે અતિ અભિલાષા ધરી હોય પરિગ્રહનું પરિમાણ લઇને વધુ થયે કુંટુંબીઓના નામે કરી દીધું હોય અથવા પોતે મર્યાદા ઓળંગી ગયો હોઉં આમ તે સંબંધી જે કાંઇ દોષો લાગ્યા હોય તેનો મન, વચન, કાયાએ-કરીને મિચ્છામિ દુક્કડં આપું છું.

ઉત્તરગુણ તથા રાત્રિભોજન આલોચના.

રાત્રિભોજન કીધાં હોય, તેમજ રાત્રિભોજન કરીને ખુશી થયા હોઇએ, રસનેન્દ્રિયની લાલચે અભક્ષ્યાદિક નહિં ખાવા લાયક વસ્તુઓનું ભક્ષણ કર્યું હોય, વ્રતો લઈ ને વિસાર્યાં હોય, સૂર્યાસ્ત થયા પછી ખાધું હોય ઈત્યાદિ રાત્રિભોજન સંબંધી દોષ લાગ્યા

હોય તથા કપટ હેતુ ક્રિયા કીધી હોય, પચ્ચખ્ખાણુ ભાંગ્યાં હોય, આપવખાણુ કીધાં હોય, બીજાની ઋદ્ધિ દેખી, ઈર્ષ્યાઓ કરી હોય-ઈત્યાદિ જે કોઈ દોષો લાગ્યા હોય તે દોષોને મન, વચન, કાયાએ કરી ત્રિવિધે ત્રિવિધે ખમાવું છું. મારા આત્માને નિઃશલ્ય કરૂં છું

આજ પ્રમાણે દિગ્‌વિરમણવ્રત, ભોગોપભોગ પરિમાણવ્રત અનર્થદંડ વિરમણવ્રત, સામાયિકવ્રત, દેશાવકાશિકવ્રત, પૌષધોપવાસ અને અતિથિ સંવિભાગવ્રત આમ બારે વ્રતના તથા સંલેષણા અને પંચાચારના મળી કુલ એકસો ચોવીસ અતિચારોમાંથી જે કોઇ અતિચાર લાગ્યા હોય અતિક્રમ કે વ્યતિક્રમ કર્યો હોય તે સર્વનો હું મિચ્છામિ દુક્કડં દઉં છું.

---

## ૨ વ્રત ઉચ્ચારવાં.

બીજા અધિકારે વ્રતો પ્રથમ ન લીધા હોય તો લેવાં અને લીધેલાં હોય તો યાદ કરી ફરીથી ફેરફાર કરીને વિશુદ્ધ રીતે લેવાં. અંત્ય વખતે પચ્ચખ્ખાણુ આપવાં તે પણ અવસર જોઇને અમુક ટાઇમ સુધીનાં આપવાં.

**પહેલું સ્થુલ પ્રાણાતિપાત વિરમણ વ્રત.**

કોઇ ત્રસ જીવ નિરપરાધી નિરપેક્ષીને હણવાની બુદ્ધિથી હણવો નહિ. હણાવવો નહિં. કોઈ કાર્ય કરતાં કે શરીરાદિકના રોગોને ઉપચાર કરતાં કરાવતાં પ્રમાદથી હણાઇ જાય તો તેનો આગાર.

**બીજું સ્થુલ મૃષાવાદ વિરમણ વ્રત.**

પાંચ પ્રકારનું મોટકું જુઠું ન બોલવું તે—

૧ કન્યા સંબંધી જુઠું બોલવું નહિ.
૨ ભૂમિ સંબંધી જુઠું બોલવું નહિ.
૩ ચાર પગવાળા જાનવરો સંબંધી જુઠું બોલવું નહિ.
૪ ખોટી સાક્ષિ પૂરવી નહિ, તથા કુડો લેખ લખવો નહિ.
૫ કોઇની થાપણ ઓળવવી નહિં.

આ પાંચે પ્રકાર બરાબર પાળવા.

**ત્રીજું સ્થુલ અદત્તાદાન વિરમણ વ્રત.**

રાજ્યદંડ ઉપજે તેવી કોઈ પણ વસ્તુની ચોરી કરવી નહિ. તાળું તોડવું નહિ, ખીસ્સાં કાતરવાં નહિ ઈત્યાદિ બરાબર સાચવવું.

**ચોથું સ્થુલ મૈથુન વિરમણ (સ્વદારા સંતોષ) વ્રત.**

પરસ્ત્રી સંબંધી બ્રહ્મચર્ય પાળવું. આ અવસરે જાવજ્જીવ બ્રહ્મચર્ય ઉચ્ચરી લેવું.

**પાંચમું પરિગ્રહ પરિમાણ વ્રત.**

ધન ધાન્ય વધારે મેળવવા માટે ઉદ્યમ ન કરવો, હોય તેટલાથી સંતોષ માનવો પછી અવસરે તે પણ વોસિરાવવો.

છઠ્ઠું દિશા પરિમાણ વ્રત.

દિશાનું પરિમાણ કરી લેવું, પ્રથમ કરેલ હોય તો તેનો સંક્ષેપ કરવો. (ઘટાડવું)

સાતમું ભોગોપભોગ પરિમાણ વ્રત.

ચૌદ નિયમ ધારવા, પંદર કર્માદાનને વર્જવા. ચાર મહાવિગય વિગેરે બાવીશ અભક્ષ્યનો ત્યાગ કરવો. ઇત્યાદિ.

આઠમું અનર્થદંડ વિરમણ વ્રત.

૧ અપધ્યાન, ૨ પાપોપદેશ, ૩ હિંસ્રપ્રદાન, ૪ પ્રમાદાચરિત એ અનર્થ દંડના ચાર ભેદ શાસ્ત્રમાં કહ્યા છે. તેમાંથી જેટલા દૂર થાય તેટલા કરવા. તે ઉપરાંત–

૧ જુગટું રમવું નહિ, ૨ પશુ પંખી પાંજરે નાંખવા નહિ, ૩ નાટક નાચ વિગેરે તમાસા જોવા નહિં. ૪ ફાંસી આપે ત્યાં જોવા જવું નહિં ઇત્યાદિ પણ વિશેષે વર્જવું.

નવમું સામાયિક, દસમું દેશાવકાશિક, અગ્યારમું પૌષધ, બારમું અતિથિ સંવિભાગ આ ચાર વ્રતો અંત સમયે આદરી શકાય તેવાં નથી. માટે તે વ્રતોની ભાવના રાખી આત્મામાં ચિંતવન કરવું, અમુક ટાઇમે ચિત્તની સ્વસ્થતા હોય તો સમભાવ રૂપ સામાયિક કરવું, વળી વિચારવું કે ઘરમાં જે કાંઈ ચીજો અધિકરણ વિગેરે મેં મોકળા રાખ્યાં છે તે તમામ મારો દેહ પડી ગયે વોસિરે વોસિરે કરૂં છું. આ વ્રત પચ્ચખ્ખાણ એટલા માટે છે કે જેમ ખેતરને વાડ કરી હોય તો ખેતરમાં જાનવર ન પેસે ને ચોર ચોરી ન જાય. વળી ઘરની આગળ કંપાઉન્ડ બાંધવામાં આવે છે જેથી એમ પ્રતિભાસ થાય છે, જે આટલી હદ આપણી છે. તેની બહાર આપણો હક્ક નથી. તેવી રીતે વ્રત પચ્ચખ્ખાણ લેવાથી લાંબી ઈચ્છા ન થાય, નવા નવા મનોરથો–તરંગોરૂપી ચોર આત્માને દુઃખી ન કરે, તેમ વળી આત્મા પણ તેવી સ્થિતિમાં સમજી શકે કે આ ઉપરાંત મારે પ્રતિજ્ઞા છે.

---

## ૩ સર્વ જીવ ક્ષમાપના.

खामेसु सव्वसत्ते, खमेसु तेसिं तुमे वि गयकोहो ।
परिहरियपुव्ववेरो, सव्वे मित्तित्ति चिंतिसु ॥

'ક્રોધ રહિત પણે સર્વ પ્રાણીમાત્રને ખમાવો; અને તે જીવોના કરેલા અપરાધને ખમો, પૂર્વનું કોઈ ભવનું પણ વેર તજી દઈને સર્વ મિત્ર છે એમ ચિંતવો.'

શ્રી વાસુપૂજ્ય ચરિત્રમાં જેવી રીતે વાસુપૂજ્ય સ્વામીના જીવ પદ્મોત્તર રાજાએ અણુસણ કરતાં અવ્યવહાર રાશિના જીવોથી માંડી તમામ જીવોની સાથે ખમતખામણાં કર્યાં છે. તેમ હું પણ સર્વ જીવોની સાથે ખમતખામણા કરૂં છું.

ઘણા કાળ સુધી અવ્યવહાર રાશિમાં (નિગોદમાં) રહેલા એવા મારા આત્માએ અનંત જંતુના સમૂહને જે કાંઈ ખેદ ઉપજાવ્યો હોય તે સર્વને ખમાવું છું. વ્યવહાર રાશિમાં આવી પૃથ્વીકાયને ધારણ કરતાં એવા મારા આત્માએ પાષાણ લોહું માટીરૂપે

થઇ જે જે પ્રાણીઓને ખેદ ઉપજાવ્યો હોય તે સર્વે ખમાવું છું. નદી, સમુદ્ર, તળાવ, કુવા, વિગેરેમાં જળરૂપે થઇ મારા આત્માએ જે કોઈ જીવોની વિરાધના કરી હોય તે સર્વે ખમાવું છું. પ્રદીપ, વિજળી, દાવાનલ વિગેરેમાં અગ્નિકાય રૂપે થયેલા મારા આત્માએ જે જીવોનો વિનાશ કર્યો હોય તે સર્વે મન, વચન, કાયાથી ખમાવું છું. મહાવૃષ્ટિ. હિમ, ગ્રીષ્મ, ધૂલિ, દુર્ગંધ વિગેરેના સહકારી એવા મારા આત્માએ વાયુકાયમાં રહી જે જીવોનો વિનાશ કર્યો હોય તે સર્વેને ખમાવું છું. વનસ્પતિ થઈ ને દંડ, ધનુષ્ય, બાણ, રથ, ગાડાં વિગેરે રૂપે થયેલા મારા શરીરે જે જીવોને પીડા કરી હોય તે સર્વેને ખમાવું છું. તથા કર્મના વશ થકી ત્રસપણાને પામીને રાગ, દ્વેષ અને મદ વડે અંધ બનેલા મારા આત્માએ જે જીવોને પીડા કરી હોય અથવા હણ્યા હોય તે સર્વેને ત્રિવિધે ત્રિવિધે મન, વચન, કાયાએ કરી ખમાવું છું. તે સર્વે જીવો ચોરાશી લાખ જીવાયોનિમાં રહેલાં મારો અપરાધ ક્ષમા કરો. સર્વે પ્રાણીઓને વિષે મારે મૈત્રીભાવ છે. કોઈની સાથે વૈરવિરોધ નથી. વળી જિનેશ્વર ભગવાનની પ્રતિમા તથા ચૈત્ય તથા મુકુટ આદિ વસ્તુઓમાં મારૂં શરીર પૃથ્વીકાય રૂપે આવ્યું હોય તેની અનુમોદના કરૂં છું તથા જળરૂપે થયેલ મારી કાય જિનેશ્વરે ભગવાનના સ્નાનાદિ ક્રિયામાં ભાગ્યયોગે આવેલ હોય તો તેનું હું અનુમોદન કરૂં છું. વળી જિનેશ્વર ભગવાનની આગળ ધૂપ ઉત્ક્ષેપમાં તથા દીપક વિગેરેમાં મારી કાયા અગ્નિકાય રૂપે આવેલ હોય તેની અનુમોદના કરૂં છું, તથા તીર્થયાત્રામાં નીકળેલ સંઘના પરિશ્રમના નિવારણમાં વાયુકાય રૂપે મારી કાયા કદાચ ઉપયોગમાં આવી હોય તો તેની હું અનુમોદના કરૂં છું. તથા વનસ્પતિકાય રૂપે થયેલ મારી કાયા મુનિરાજોના પાત્રમાં તથા દાંડામાં તથા જિનેશ્વર ભગવાનની પૂજાનાં ફુલ વિગેરેમાં ઉપયોગી થઇ હોય તેની હું અનુમોદના કરૂં છું. આ પ્રમાણે અનંત ભાવમાં ઉત્પન્ન કરેલ જે દુષ્કૃતના થઇ હોય તેને હું નિંદુ છું અને કદાચિત્ કોઇ વખતે થયેલ સુકૃત હોય તેની હું અનુમોદના કરૂં છું.

—(०)—

## ૪ અઢાર પાપ સ્થાનક આલોવવાં.

૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલહ, ૧૩ અભ્યાખ્યાન, ૧૪ પૈશુન્ય, ૧૫ રતિ અરતિ, ૧૬ પરપરિવાદ. ૧૭ માયામૃષાવાદ, ૧૮ મિથ્યાત્વશલ્ય. આ અઢાર પાપનાં સ્થાનકો છે. આને સેવી મેં પાપ ઉપાર્જન કર્યાં છે. આ અઢારે પાપસ્થાનકોને સેવી મેં જે કાંઈ આ ભવ પરભવ કે ભવોભવ દુષ્કૃત કર્યું હોય તેને હું નિંદુ છું. કાંઈ અપરાધ કર્યો હોય તેને હું ખમાવું છું.

## ૫ ચાર શરણાં

પ્રથમ અરિહંત શરણ

रागदोसारीणं हंता कम्मट्ठगाई अरिहंता ।
विसयकसायारिणं, अरिहंता हुंतु मे सरणं ॥

રાગ અને દ્વેષરૂપી આત્માના વૈરીઓને હણુનાર અને આઠ કર્માદિક શત્રુને હણુનાર તથા વિષય કષાયાદિક વૈરીઓને હણુનાર એવા અરિહંત ભગવાનનું મને શરણુ થાઓ.

रायसिरिमवकसित्ता, तवचरणं दुच्चरं अणुचरित्ता ।
केवलसिरिमरहंता, अरिहंता हुंतु मे सरणं ॥

રાજ્યાલક્ષ્મીનો ત્યાગ કરી દુષ્કર તપ અને ચારિત્ર સેવીને કેવલજ્ઞાનરૂપ લક્ષ્મીને યોગ્ય થયા એવા અરિહંતનું મને શરણુ હો. તથા ઈન્દ્રને સ્તુતિ અને વંદન કરવાને યોગ્ય તથા શાશ્વત સુખ પામવાને યોગ્ય એવા અરિહંત પરમાત્માનું મને શરણુ થાઓ, સમવસરણુમાં બેસીને પાંત્રીસ વાણીના ગુણે કરી સહિત ધર્મકથાને કહેતા, ચોત્રીશ અતિશયો વડે કરી યુકત એવા અરિહંત પરમાત્મા મને શરણુભૂત થાઓ. એક વચને કરી પ્રાણીઓના અનેક સંદેહોને એક કાળે છેદી નાખતા અને ત્રણુ જગતના જીવોને ઉપદેશ આપતા અરિહંત પરમાત્માનું મને શરણુ થાઓ. વચનામૃત વડે જગતના જીવોને શાંતિ પમાડતા અને અનેક પ્રકારના ગુણોમાં જીવોને સ્થાપન કરતા તથા જીવલોકનો ઉદ્ધાર કરતા એવા અરિહંત પરમાત્માનું મને શરણુ થાઓ.

વળી અતિ અદ્‌ભુત ગુણુવાળા અને પોતાના યશરૂપી ચંદ્રવડે તમામ દિશાઓને પ્રકાશ કરતાં અનંતા અરિહંતોને શરણુપણે મેં અંગિકાર કર્યા છે. વળી તજ્યા છે. જન્મ મરણુ જેમણે તથા તમામ દુઃખોથી પીડાયેલા પ્રાણીઓને જે શરણુભુત છે અને ત્રણુ જગતના જીવોને અપૂર્વ સુખ આપનાર છે એવા અરિહંત પરમાત્માઓને મારો નમસ્કાર હો.

**બીજું સિદ્ધ શરણુ.**

कम्मट्टखयसिद्धा, साहावियनाणदंसणसमिद्धा ।
सव्वट्ठलद्धिसिद्धा, ते सिद्धा हुंतु मे सरणं ॥

આઠ કર્મનો ક્ષય કરીને સિદ્ધ થયેલા અને સ્વાભાવિક જ્ઞાન દર્શનની સમૃદ્ધિવાળા તથા સર્વ અર્થની લબ્ધિઓ સિદ્ધ થઈ છે. જેમને તેવા સિદ્ધ પરમાત્માનું મને શરણુ હો.

तियलोअमत्थयत्था, परमपयत्था अचिंतसामत्था ।
मंगलसिद्धपयत्था, सिद्धा सरणं सुहपसत्था ।

ત્રણુ ભુવનનાં અગ્રભાગ ઉપર રહેલા તથા પરમ પદ કહેતાં મોક્ષમાં રહેલા એટલે સકળ કર્મનો ક્ષય કરી સિદ્ધ થયેલા તથા અચિંત્ય સામર્થ્યવાળા અને મંગળભૂત સિદ્ધ સ્થાનમાં રહેનારા, અનંત સુખે કરી પ્રશસ્ત શોભાયમાન એવા સિદ્ધ પરમાત્માનું મને શરણુ થાઓ.

**ત્રીજું સાધુ મુનિરાજનું શરણુ**

जिअलोअबंधुणो कुगइ सिंधुणो पारगा महाभागा ।
नाणाइएहिं सिवसुखसाहगा साहुओ सरणं ॥

સમગ્ર જીવલોકના બંધુ અને કુગતિરૂપ સમુદ્રના પાર પામનાર મહાભાગ્યવાળા અને જ્ઞાન, દર્શન ચારિત્રવડે મોક્ષ સુખના સાધનાર એવા મુનિરાજો મને શરણભૂત હો.

केवलिणो परमोही, विउलमइ सुयहरा जिणमयंमि ।
आयरियउवज्झाया, ते सव्वे साहुणो सरणं ॥

કેવળજ્ઞાનીઓ તથા પરમાવધિજ્ઞાનવાળા તથા વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનવાળા તથા શ્રુતજ્ઞાનને ધારણ કરનારા તથા જિનમતને વિષે રહેલા આચાર્યો અને ઉપાધ્યાયો તે સર્વે સાધુઓ મને શરણભૂત થાઓ.

चउदसदसनवपुव्वी, दुवालसिक्कारसंगिणो जे अ ।
जिणकप्पाऽहालंदिअ, परिहारविसुद्धि साहू अ ॥

ચૌદ પૂર્વી, દશ પૂર્વી, નવ પૂર્વી તથા બાર અંગના ધારણ કરનાર, અગ્યાર અંગના ધારનાર તથા જિનકલ્પી, યથાલંદી, પરિહાર વિશુદ્ધિ ચારિત્રવાળા તથા ક્ષીર શ્રવ, મધ્વાશ્રવ લબ્ધિવાળા સંભિન્ન શ્રોત લબ્ધિવાળા તથા કોષ્ઠબુદ્ધિવાળા તથા ચારણ મુનિઓ તથા વૈક્રિયલબ્ધિવાળા તથા પદાનુસારીલબ્ધિવાળા સાધુઓ મને શરણભૂત થાઓ.

તથા તોડયું છે સ્નેહરુપ બંધન જેમણે તથા નિર્વિકારી સ્થાનમાં રહેનાર તથા સજ્જન પુરુષોને આનંદ આપનાર અને આત્મરમણતામાં રમનાર મુનિરાજો મને શરણ ભૂત થાઓ, તથા ત્યાગ કર્યો છે વિષય કષાયો જેમણે, તથા ત્યાગ કર્યો છે સ્ત્રી સંગના સુખના આસ્વાદનો જેમણે, તથા હર્ષ, શોક, પ્રમાદ વિગેરેને દૂર કરનારા મુનિરાજો મને શરણભુત થાઓ.

આ પ્રમાણે સાધુનું શરણ કરીને પછી હર્ષયુક્ત ચિત્તવાળો થયો થકો કેવલી-ભાષિત ધર્મનું શરણ સ્વીકારવા માટે નીચે પ્રમાણે કહે છે :—

ચોથું કેવલીભાષિત ધર્મનું શરણ.

निद्दलिअकलुसकम्मो, कयसुहजम्मो खलीकयअहम्मो ।
पमुहपरिणामरम्मो, सरणं मे होउ जिणधम्मो ॥

અતિશય દળી નાંખ્યા છે માંઠા કર્મ જેણે તથા કર્યો છે શુભ જન્મ જેણે તથા દૂર કર્યો છે અધર્મ જેણે ઇત્યાદિક પરિણામે સુંદર જિનધર્મ મને શરણભુત થાઓ.

पसमिअकामप्पमोहं, दिट्ठादिट्ठेसु न कलियविरोहं ।
सिवसुहफलयममोहं, धम्मं सरणं पवन्नोहं ॥

વિશેષે કરીને કામનો ઉન્માદ સમાવનાર તથા દેખેલા અથવા નહિ દેખેલા પદાર્થોનો નથી કર્યો વિરોધ જેમાં તથા મોક્ષ સુખરૂપ ફળને આપનાર એવા સફળ ધર્મનું મને શરણ થાઓ.

આત્માએ વિચાર કરવો કે ભવાંતર જતાં મને કોઈ શરણભૂત–આધારભૂત થાય તેમ નથી, માટે ખરૂં શરણ આ ચારનું જ કરૂં કે જેથી મારી શુભ ગતિ થાય.

## ૬ સુકૃતની અનુમોદના.

આખા ભવમાં જે જે કૃત્યો—સારાં કૃત્યો કર્યાં હોય તેની અનુમોદના કરવી. જેમકે તીર્થયાત્રા કરી હોય, સુપાત્રે દાન આપ્યું હોય, શિયળ વ્રત પાળ્યું હોય, માસ ખમણ, સોલ, આઠ, છ, ચાર, ત્રણ, બે વિગેરે ઉપવાસો તથા આયંબિલાદિકની તપશ્ચર્યા કરી હોય, શુદ્ધ ભાવના ભાવી હોય, ગિરિરાજની નવાણું યાત્રા કરી હોય, ઉપધાન તપ, શાસન પ્રભાવના વિગેરે જે જે શુભ કાર્યો તીર્થંકર ગણધરના આગમને અનુસરી શુભ ભાવનાથી આત્માના હિતને માટે કર્યાં હોય તેની અનુમોદના કરૂં છું. આત્માનું ઉભય લોકમાં હિત કરનારા આગમોના નામ નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | અંગના નામ. | ૧૦ | પયન્ના |
| ૧ | શ્રી આચારાંગ સૂત્ર | ૧ | શ્રી ચઉસરણ પયન્નો |
| ૨ | ,, સુયગડાંગ ,, | ૨ | ,, આઉર પચ્ચક્ખાણ ,, |
| ૩ | ,, ઠાણાંગ ,, | ૩ | ,, મહાપચ્ચક્ખાણ ,, |
| ૪ | ,, સમવાયાંગ ,, | ૪ | ,, ભત્તપરિજ્ઞા ,, |
| ૫ | ,, ભગવતી ,, | ૫ | ,, તંદુલવેયાલ ,, |
| ૬ | ,, જ્ઞાતા ધર્મકથાંગ | ૬ | ,, ગણિવિજ્જા ,, |
| ૭ | ,, ઉપાસકદશાંગ ,, | ૭ | ,, ચંદવિજય ,, |
| ૮ | ,, અંતગડદશાંગ ,, | ૮ | ,, દેવેન્દ્રસ્તવ ,, |
| ૯ | ,, અનુત્તરોવવાઇય ,, | ૯ | ,, મરણસમાધિ ,, |
| ૧૦ | ,, પ્રશ્ન વ્યાકરણ ,, | ૧૦ | ,, સંથારા ,, |
| ૧૧ | ,, વિપાક ,, | ૬ | છેદસૂત્ર |
| ૧૨ | ઉપાંગનામ | ૧ | શ્રી દશાશ્રુતસ્કંધ છેદ સૂત્ર |
| ૧ | શ્રી ઉવવાઈ સુત્ર | ૨ | ,, બૃહત્કલ્પ ,, ,, |
| ૨ | ,, રાયપસેણી ,, | ૩ | ,, વ્યવહાર ,, ,, |
| ૩ | ,, જીવાભિગમ ,, | ૪ | ,, જીતકલ્પ ,, ,, |
| ૪ | ,, પન્નવણા ,, | ૫ | ,, લઘુનિશીથ ,, ,, |
| ૫ | ,, સુરપન્નતિ ,, | ૬ | ,, મહાનિશીથ ,, ,, |
| ૬ | ,, જંબૂદ્વીપપન્નતિ ,, | ૪ | મૂળસુત્ર |
| ૭ | ,, ચંદપન્નતિ ,, | ૧ | શ્રી આવશ્યક મૂલ સૂત્ર |
| ૮ | ,, નિરયાવલી ,, | ૨ | ,, દશવૈકાલિક ,, ,, |
| ૯ | ,, કપ્પવડિંસિયા ,, | ૩ | ,, ઉત્તરાધ્યયન ,, ,, |
| ૧૦ | ,, પુપ્ફિયા ,, | ૪ | ,, પિંડનિર્યુક્તિ ,, ,, |
| ૧૧ | ,, પુપ્ફચુલિયા ,, | | કુલ ૪૩ |
| ૧૨ | ,, વન્હિદસા ,, | ૪૪ | શ્રી નંદી સૂત્ર |
| | | ૪૫ | શ્રી અનુયોગદ્વાર સૂત્ર |

ઉપર જણાવેલ ૪૫ આગમો વીતરાગ પરમાત્માના વચનથી અલંકૃત છે તેમાંથી ૧-૨-૩ અથવા સંપૂર્ણ શ્રવણ કર્યાં હોય તે મારા આત્માને શરણભૂત થાઓ.

## ૭ દુષ્કૃતની નિંદા.

આખી જીંદગીમાં જે જે પાપકર્મો કર્યાં હોય તેની આત્મસાક્ષિએ નિંદા કરવી તે આ પ્રમાણે :—

"ઉત્સૂત્ર પ્રરૂપણા કરી હોય, તથા પોતાની બુદ્ધિ પ્રમાણે અર્થના અનર્થ કર્યા હોય, હળ, હથિઆર ઘંટી વિગેરે જીવોનો સંહાર થાય તેવાં અધિકરણો વસાવ્યાં હોય, પાપો કરીને કુટુંબને પોષ્યા હોય, ઈત્યાદિ દુષ્કર્મો આ ભવ તથા પરભવમાં કે ભવોભવમાં કીધાં હોય તે તમામ દુષ્કર્મોને મન, વચન, કાયાએ કરી આત્મસાક્ષિથી નિંદુ છું એ પ્રમાણે પશ્ચાતાપ કરવો.

## ૮ શુભ ભાવના.

ભાવશુદ્ધિ કરવી એટલે સમતાવાળા પરિણામ કરવા, સુખ દુઃખનું કારણ જીવને પોતાનાં કરેલાં કર્મ સિવાય બીજું કોઈ નથી. માટે હે આત્મા! જે જે દુઃખ આવે તે સમભાવે સહન કરજે. જેવું કરીશ તેવું ફળ પામીશ. માટે કોઈ ઉપર દ્વેષ નહિં કરતાં સમતા ભાવમાં લીન રહેજે.

## ૯ અનશન (આહાર ત્યાગરૂપ) કરવું.

યોગ્ય અવસરે અમુક વખત સુધી ચારે આહારના અથવા ત્રણ આહારનાં પચ્ચખાણ કરવાં. અત્યારે જીવોથી ચાર આહારના જાવજીવ સુધીના પચ્ચખ્ખાણ કરી શકાય નહિ. કારણકે તેવું સંઘયણ નથી તેમ તેવું જ્ઞાન નથી. માટે અમુક ટાઈમ સુધીનાં પચ્ચખ્ખાણ કરવાં કરાવવાં.

## ૧૦ નમસ્કાર કરવા.

દશમા અધિકારે નમસ્કાર રૂપ મહામંત્રનું સ્મરણ કરવું. તેનું ધ્યાન કરવું. શુભ યોગથી એક નવકાર પણ ગણવાથી ઘણાં કર્મો તેજ વખત ભસ્મીભૂત થઈ જાય છે. છેલ્લા સમયમાં જીવોએ અપૂર્વ ચિંતામણિ રત્નથી અધિક નવકાર મંત્રનું ધ્યાન છોડવું નહિ. તેમાંજ લયલીન થવું.

ઉપર પ્રમાણે દશ અધિકાર પ્રથમ મૂળ ગાથામાં બતાવેલ છે તે વિસ્તારથી બતાવ્યા. આ દશ અધિકાર જીવોને શુભ ગતિમાં લઇ જનારા હોવાથી દરેક ભવ્ય જીવોએ તેને મન, વચન, કાયાએ કરી આદરવા.

આ અવસરે દશ અધિકારનું (પુણ્ય પ્રકાશનું) સ્તવન તથા પદ્માવતીનું જીવરાશિ ખમાવવાનું સ્તવન વિગેરે સમય હોય તો સાંભળવું—સંભળાવવું.

---

# શ્રી શ્રાદ્ધવિધિ શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧ | ૨૬ | સુગુરૂશ્ચ | સુગુરુંશ્ચ |
| ૨ | ૨ | થું | છું |
| ૩ | ૨૫ | દોઇ | કોઇ |
| ૪ | ૧ | પામી | પાળી |
| ૫ | ૮ | મહાચિંતામર્ણિં | મહાચિંતામણિ |
| ૧૦ | ૩ | ભદ્રપ્રકૃતિ | ભદ્રકપ્રકૃતિ |
| ૧૧ | ૧૦ | યેગાથી | યોગથી |
| ૧૨ | ૨૯ | જડયો | જડયો |
| ૧૨ | ૩ | ભગવાને | દેવે |
| ૧૩ | ૮ | ખેડયાં | ખેદાં |
| ૧૩ | ૧૯ | જિહમા | જિહવા |
| ૧૩ | ૨૫ | દેવલિ | કેવલિ |
| ૧૩ | ,, | પુનર્ભવ | પુર્વભવ |
| ૧૩ | ૨૭ | ,, | ,, |
| ૧૩ | ૭ | કનકમાળા | કમલમાળા |
| ૧૪ | ૭ | તીર્થધિરાજ | તીર્થાધિરાજ |
| ૨૪ | ૧૧ | પમાડયો | પમાડયો |
| ૧૬ | ૧૭ | જયપરાજય | જય |
| ૨૦ | ૨૯ | શ્રાવક | શ્રાવક |
| ૨૨ | ૨૬ | પકડવા | પકડવા આવનાર |
| ૩૦ | ૯ | નોકરવાળી | નવકારવાળી |
| ૩૨ | ૧૪ | સ્રી | સ્ત્રી |
| ૩૪ | ૧૮ | તે | ત્યાં |
| ૩૪ | ૧૯ | આપી | આવી |
| ૩૫ | ૨૮ | કુરવપ્ન | કુસ્વપ્ન |
| ૩૬ | ૨૦ | શુભ | અશુભ |
| ૩૭ | ૨૦ | વ્યાપાંર | વ્યાપાર |
| ૩૮ | ૩૩ | ભોગેણું | ભોગેણ |
| | | ગારેણું | ગારેણ |
| ૩૯ | ૧૫ | સ્નાત્રવૂજા | સ્નાત્રપૂજા |
| ૪૦ | ૨૯ | પ્રતિંદિંનં | પ્રતિદિન |
| ૪૧ | ૧૭ | કેટવાક | કેટલાક |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૫ | ૨૯ | સમ્યકત્વ | સમ્યક્ત્વ |
| ૫૦ | ૨૬ | પેતાની | પોતાની |
| ૫૧ | ૧ | પચ્ચકૂખાણ | પચ્ચક્ખાણ |
| ૫૧ | ૧૦ | પ્રમાંદ | પ્રમાદ |
| ૫૧ | ૧૪ | ઉંપવાસ | ઉપવાસ |
| ૫૨ | ૫ | શિંઘ્ર | શિઘ્ર |
| ૫૨ | ૮ | જોઠીમધ | જેઠીમધ |
| ૫૨ | ૧૯ | સ્રી | સ્ત્રી |
| ૫૪ | ૧૯ | અવંબિલ | આયંબિલ |
| ૫૫ | ૨૩ | ભૂમિં | ભૂમિ |
| ૬૨ | ૧૨ | મ્હુરા | મ્હારા |
| ૬૩ | ૨ | વંદનનો | ચંદનનો |
| ૬૫ | ૩૨ | ચૈત્યવંદનવ | ચૈત્યવંદન |
| ૬૬ | ૬ | અંલુહણાથી | અંગલુહણાથી |
| ૬૬ | ૨૩ | વસ્ર | વસ્ત્ર |
| ૭૨ | ૧૦ | બૃહદ્હાષ્યમાં | બૃહદ્ભાષ્યમાં |
| ૭૨ | ૩૨ | જમાડવાની | જમાડવાથી |
| ૮૨ | ૨૦ | તપાપગચ્છ | તપાગચ્છ |
| ૮૩ | ૮ | આચર્યો | આચાર્યો |
| ૮૪ | ૧૮ | અપવા | અથવા |
| ૮૪ | ૨૧ | સામાધિક | સામાયિક |
| ૮૭ | ૨૨ | કાઉંસગ્ગ | કાઉસગ્ગ |
| ૯૦ | ૧૨ | નિંશ્ચય | નિશ્ચય |
| ૯૯ | ૧ | જણવવા | જણાવવા |
| ૯૯ | ૨૧ | જીનેશ્વંર | જીનેશ્વર |
| ૧૦૧ | ૨૭ | રાજાધરરાજા | રાજધરરાજા |
| ૧૦૫ | ૨૦ | ઉંત્કૃષ્ટ | ઉત્કૃષ્ટ |
| ૧૦૭ | ૩૧ | ઉત્સૂવ | ઉત્સૂત્ર |
| ૧૦૮ | ૨૬ | દ્રારા | દ્વારા |
| ૧૧૨ | ૯ | કણુલ | કબુલ |
| ૧૧૪ | ૨૯ | નણદંસણ | નાણદંસણ |
| ૧૨૦ | ૨૯ | તિર્યંગ્ર | તિર્યંચ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધિ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૨૨ | ૨૪ | પકૂવાન્ન | પકૂવાન્ન |
| ૧૨૩ | ૩ | ત્યા | ત્યાં |
| ૧૨૫ | ૧૦ | કાર્યાનો | કર્યાનો |
| ૧૨૫ | ૨૬ | ઠકકુર | ઠકુર |
| ,, | ,, | સમકિત | ૦ |
| ૧૨૮ | ૭ | સાંજરે | સાંજે |
| ૧૨૮ | ૧૯ | ત્યાંરબાદ | ત્યારબાદ |
| ૧૨૯ | ૨૭ | સુભદ્રાએ | યશોમતિએ |
| ૧૩૦ | ૧૧ | ફૂર્યો | ફર્યો |
| ૧૩૧ | ૨૪ | બ્રાહ્મણ | બ્રાહ્મણ |
| ૧૩૨ | ૨૭ | એક | એક |
| ૧૩૬ | ૨૬ | અરોગ્ય | આરોગ્ય |
| ૧૩૭ | ૨૫ | કર્યું | કર્યું |
| ૧૪૦ | ૧૦ | દિવમે | દિવસે |
| ૧૪૧ | ૧૦ | આરિ | આદિ |
| ૧૪૧ | ૩૧ | ઉત્પન | ઉત્પન્ન |
| ૧૪૨ | ૧ | રત્નકંબલ | રત્નકંબલ |
| ૧૪૨ | ૩ | મ્યવી | મરી |
| ૧૪૩ | ૨૫ | સ્ત્રીઓ | સ્ત્રીઓ |
| ૧૪૫ | ૨૪ | યોગોદ્વહન | યોગોદ્વહન |
| ૧૪૬ | ૧૧ | કોઈ | કાઈ |
| ૧૪૭ | ૯ | આં | આ |
| ૧૪૮ | ૨૨ | વ્યપાર | વ્યાપાર |
| ૧૪૯ | ૧૦ | અભવ્ય | અભક્ષ્ય |
| ૧૫૨ | ૨ | ડાહા | ડાહ્યા |
| ૧૫૩ | ૧૧ | થોડાં | થોડાં |
| ૧૫૩ | ૨૩ | તેનુ | તેનું |
| ૧૫૬ | ૨૩ | વર્ષાદિ | વર્ષાદિ |
| ૧૫૭ | ૧૫ | બ્યધીર્યા | ધીર્યા |
| ૧૫૮ | ૩૦ | તુથા | તથા |
| ૧૫૮ | ૩૧ | ત્યાર | ત્યારે |
| ૧૫૮ | ૩૨ | તારીઋણુ | ઋણુ |
| ૧૫૯ | ૬ | તર્થા | તથા |
| ૧૫૯ | ૨૨ | ન જોઈએ | જોઇએ |
| ૧૫૯ | ૩૦ | ધમાર્થે | ધર્માર્થે |
| ૧૫૯ | ૩૧ | શસ્ત્ર | શસ્ત્ર |
| ૧૫૯ | ૩૪ | અર્થા | અર્થાત |
| ૧૬૩ | ૭ | કૂલેશ | કૂલેશ |
| ૧૬૫ | ૧૮ | દુર્દૈવ | દુર્દૈવ |
| ૧૬૮ | ૧૯ | વિશ્વાસપાત | વિશ્વાસઘા |
| ૧૭૦ | ૨ | ઐશ્વર્ય | ઐશ્વર્ય |
| ૧૭૦ | ૩૨ | સુખમૃદ્ધિ | સુખસમૃદ્ધિ |
| ૧૭૪ | ૧ | માર્ગમા | માર્ગમાં |
| ૧૭૪ | ૯ | વણિકૂ | વણિક |
| ૧૭૪ | ૧૨ | કાબરચિત્ર | કાબરચિત્ર |
| ૧૭૪ | ૩૧ | જિનમંદિર | જિનમંદિ |
| ૧૭૬ | ૧૬ | સ્ત્રીને | સ્ત્રીને |
| ૧૭૭ | ૪ | મધ્યાહ્ન | મધ્યાહ્ન |
| ૧૭૯ | ૧૯ | ધાગે છે. | લાગે છે. |
| ૧૮૪ | ૧૧ | આપ્યા | આપ્યા |
| ૧૮૫ | ૩ | થયુ | થયું |
| ૧૮૬ | ૨ | ઘેરચાકરી | ઘેર ચાકરી |
| ૧૮૬ | ૨૨ | નિશ્ચય | નિશ્ચય |
| ૧૮૬ | ૨૩ | તુંબડું | તુંબડું |
| ૧૮૬ | ૨૪ | ત્યાં | ત્યાં |
| ૧૮૭ | ૨૧ | વિક્રમ | વિક્રમ |
| ૧૮૭ | ૩૦ | તે | તો |
| ૧૮૮ | ૧૬ | સમક્તિ | સમકિત |
| ૧૮૮ | ૧૬ | વાત | વાતે |
| ૧૮૯ | ૨૭ | ઉંદ્યમ | ઉદ્યમ |
| ૧૮૯ | ૨૯ | ઉંત્કર્ષ | ઉત્કર્ષ |
| ૧૯૦ | ૩ | નિંદા | નિંદા |
| ૧૯૧ | ૨૫ | ઉચિંતાચરણુના | ઉચિતાચરણુના |
| ૧૯૧ | ૨૫ | ઉચિનાચરણુથી | ઉચિતાચરણુથી |
| ૧૯૧ | ૨૬ | ઉચિતાચરણુ | ઉચિતાચરણુ |
| ૧૯૧ | ૨૭ | સંબંધ | સંબંધી |
| ૧૯૨ | ૩ | નચન | વચન |
| ૧૯૨ | ૨૮ | છૂટયું | છુટયું |

નમઃ શ્રી પાર્શ્વનાથાય

# શ્રાદ્ધવિધિ પ્રકરણ

[ સ્વોપજ્ઞટીકાસહિત ]

[ શ્રી રત્નશેખરસૂરિ મહારાજાએ આ ગ્રંથ મૂળ અઢાર ગાથામાં બનાવેલ છે. અને તેઓએ આ ગ્રંથમાં શ્રાવકધર્મનું નિરૂપણ કરેલ હોવાથી તેનું નામ **શ્રાદ્ધવિધિ** રાખેલ છે. આ અઢારગાથામાં શ્રાવકનાં છ દ્વારોને સંક્ષિપ્ત રીતે જણાવ્યાં છે છતાં તેની વિસ્તીર્ણ સમજ માટે તેમણે પોતેજ ૬૭૬૧ શ્લોકપ્રમાણ **વિધિ-કૌમુદિ** નામની સંસ્કૃતમાં ટીકા બનાવી છે. આ ગ્રંથ શ્રાવકધર્મનું સ્વરૂપ સમજવા માટે ખૂબજ ઉપયોગી છે તેથી અહિં તેનો ભાવાર્થ પૂર્વકનો અનુવાદ આપવામાં આવે છે. ] **ટીકાની શરૂઆત કરતાં ટીકાકાર મહારાજ આદિ શ્લોકવડે પંચપરમેષ્ઠિની સ્તુતિરૂપમંગલ કરે છે.**

**अर्हत्सिद्धगणीन्द्रवाचकमुनिप्रष्ठाः प्रतिष्ठास्पदं ।**
**पञ्चश्रीपरमेष्ठिनः प्रददतां प्रोच्चैः गरिष्ठात्मतां ॥**
**द्वेधा पञ्च सुपर्वणां शिखरिणः प्रोद्दाममाहात्म्यत—**
**श्चेतः चिन्तितदानतश्च कृतिनां ये स्मारयन्त्यन्वहम् ॥ १ ॥**

**અર્થ**—જે, પંડિત પુરૂષોને પોતાના ઉત્તમમાહાત્મ્યથી પાંચ મેરૂપર્વતોને, અને ચિત્તમાં ચિંતવેલ વસ્તુના દાનથી કલ્પવૃક્ષોને એમ બે પ્રકારે હંમેશાં સ્મરણ કરાવે છે તે યશકીર્ત્તિના સ્થાનરૂપ શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિવર્ય એ પાંચ શ્રી પરમેષ્ઠિ ભગવંતો ભવ્યજીવોને જેનાથી અત્યંત મોટી પ્રતિષ્ઠા થાય તેવી ( આત્મગુણની સ્થિરતાની ) પદવી આપો.

**श्रीवीरं सगणधरं प्रणिपत्य श्रुतगिरं च सुगुरूंश्च ॥**
**विवृणोमि स्वोपज्ञं, श्राद्धविधिप्रकरणं किंचित् ॥ २ ॥**

**અર્થ**—ગણધરસહિત શ્રી વીરપરમાત્માને, શ્રુતવાણીને અને સદ્‌ગુરૂને ( મારા ગુરૂને ) નમસ્કાર કરીને પોતાના–મારા રચેલા શ્રાદ્ધવિધિ પ્રકરણનું કાંઇક વિવરણ કરૂં છું.

**હવે ટીકા કરવાનું કારણ જણાવે છે.**

**युगवरतपागणाधिपपूज्यश्रीसोमसुंदरगुरूणाम् ॥**
**वचनादधिगततत्त्वः, सत्त्वहितार्थं प्रवर्त्तेऽहम् ॥ ३ ॥**

અર્થ—યુગપ્રધાન તપાગચ્છાધિપતિ પૂજ્ય શ્રી સોમસુંદર ગુરૂ મહારાજના વચનથી તત્ત્વપામીને પ્રાણીઓના હિત–કલ્યાણને માટે આ ગ્રંથની રચના કરૂં છું.

**ગ્રંથની પ્રથમ ગાથા.**

**सिरिवीरजिणं पणमिअ, सुआओ साहेमि किमवी सड्ढविहिम् ।**
**रायगिहे जगगुरुणा, जह भणियं अभयपुट्ठेणं ॥ १ ॥**

**[ श्रीवीरजिनं प्रणम्य, श्रुतात् कथयामि किमपि श्राद्धविधिम् ।**
**राजगृहे जगद्गुरुणा. यथाभणितं अभयपृष्टेन ॥ ]**

**અર્થ**—શ્રી વીરભગવાનને નમસ્કાર કરીને, રાજગૃહ નગરમાં અભયકુમારના પુછવાથી શ્રી મહાવીર પરમાત્માએ જે રીતે ઉપદેશ કર્યો તે રીતે [1]સિદ્ધાંતના વચનને તથા ગુરૂ સંપ્રદાયને અનુસરીને **શ્રાદ્ધવિધિ** ( શ્રાવક સામાચારી ) ગ્રંથને સંક્ષેપમાં કહીશ.

**વિશેષાર્થ**–'શ્રી વીરભગવાનને નમસ્કાર કરીને' એ પદથી મંગળ અને 'શ્રાદ્ધવિધિને કહીશ' એથી અભિધેય–ગ્રંથમાં કહેવા યોગ્ય જણાવ્યું. બાકીનાથી પ્રયોજન અને સંબંધ સમજવાં.

"**श्री वीरजिनं**" એ પદથી (શ્રી) કેવળજ્ઞાન અને અશોકવૃક્ષ વિગેરે આઠ પ્રાતિહાર્ય અને વાણીના પાંત્રીસ ગુણરૂપ અતિશય લક્ષ્મીથી સહિત [**वीरजिनं**] ચરમતીર્થંકર ભગવાન મહાવીર પરમાત્મા સમજવા. અહિં વીરપદ જે ગ્રહણ કર્યું છે તે કર્મવિદારણને લઇ સાર્થક છે. કારણકે 'કર્મનો નાશ કરે, તપ વડે શોભે અને તપ પરાક્રમથી યુક્ત હોય તેને શાસ્ત્રમાં **વીર** કહેલ છે' અને જે રાગાદિ શત્રુઓને જીતે તે **જિન** કહેવાય. આ વીરપણું દાનવીર, યુદ્ધવીર અને ધર્મવીરના ભેદને લઇ ત્રણ પ્રકારે છે. આ ત્રણે પ્રકાર ભગવાનમાં હોવાથી તેમને વીર કહે છે. કહ્યું છે કે 'ક્રોડો સોનૈયાના દાનથી જગતના દારિદ્રયચિન્હને દૂર કરવાથી (દાનવીર), સત્તામાં રહેલ સ્ફુરાયમાન મોહનીયાદિ કર્મશત્રુઓનો નાશ કરવાથી (યુદ્ધવીર) તેમજ કેવળજ્ઞાનના હેતુભૂત દુસ્તપ તપને નિસ્પૃહ મન વડે તપવાથી (ધર્મવીર), આ પ્રમાણે ત્રણે પ્રકારના વીરયશને ધારણ કરનાર ત્રણ લોકના ગુરૂ વીરજિનેશ્વર ભગવાન જયવંતા વર્તો.'

---

૧ સૂયગડાંગસૂત્ર, ઉપાસકદશાંગસૂત્ર, અને વિપાકઆદિ સૂત્રમાં શ્રાવકસામાચારીનો ઉલ્લેખ છે. વધુ વિગતમાટે પ્રસ્તાવના જુઓ.

આ પ્રમાણે 'વીરજિન' એ શબ્દથી અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, પૂજાતિશય અને વચનાતિશય આ ચારે અતિશયો મહાવીર પરમાત્માને વિષે છે તેમ જણાવ્યું.

પ્રથમ ગાથામાં મંગળ અભિધેય કહ્યા છતાં વિશેષે કરીને આ ગ્રંથમાં શું શું કહેવાનું છે તે રૂપ ગ્રંથનાં દ્વારો કહે છે.

दिण-रत्ति-पव्व-चउमासग-वच्छर-जम्मकिच्चदाराइं ।
सड्ढाणुग्गहट्ठा, सड्ढविहिए भणिज्जंति ॥ २ ॥

[ दिनरात्रिपर्वचतुर्मासकवत्सरजन्मकृत्यद्वाराणि ।
-श्राद्धानुग्रहार्थं श्राद्धविधौ भण्यन्ते ॥ २ ॥ ]

અર્થ—૧ દિનકૃત્ય ૨ રાત્રિકૃત્ય ૩ પર્વકૃત્ય ૪ ચાતુર્માસિક કૃત્ય ૫ વાર્ષિક કૃત્ય અને ૬ જન્મકૃત્ય એમ આ છ દ્વારો શ્રાવકના અનુગ્રહ માટે આ 'શ્રાદ્ધવિધિ' ગ્રન્થમાં જણાવવામાં આવે છે.

મંગળ અને અભિધેય કહ્યા પછી વિદ્યા રાજ્ય અને ધર્મ પાત્રને આપવાં જોઇએ માટે હવે શ્રાવકધર્મના પાત્રનું વર્ણન કરે છે.

सड्ढत्तणस्स जुग्गो, भद्दगपई विसेसनिउणमई ।
नयमग्गरई तह, दढनियवयणट्ठिई विणिदिट्ठो ॥

[ श्राद्धत्वस्य योग्यः, भद्रकप्रकृतिः विशेषनिपुणमतिः ।
न्यायमार्गरतिस्तथा दृढनिजवचनस्थितिर्विनिर्दिष्टः ॥३॥

અર્થ—ભદ્રકપ્રકૃતિ ( સરળ ) વિશેષ નિપુણમતિ ( કુશળ ), ન્યાયમાર્ગમાં પ્રેમવાળો ( ન્યાયી ) અને પોતાના વચનમાં દૃઢ રહેનારો શ્રાવકધર્મને યોગ્ય કહ્યો છે.

વિશેષાર્થ—૧ ભદ્રકપ્રકૃતિ—માધ્યસ્થ્યાદિ સમભાવ ગુણવાળો સરળ અને કદાગ્રહ રહિત હોય તેને ભદ્રકપ્રકૃતિ કહે છે. ૧ દૃષ્ટિરાગી ૨ ધર્મનો દ્વેષી ૩ મૂઢ (જડ), અને ૪ પૂર્વ વ્યુદ્ગ્રાહિત—સદ્ગુરુના લાભ પહેલાં જેનું ચિત્ત બીજા કોઈ મતમાં દૃઢ થયેલ (ભરમાયેલ) હોય તે, આ ચાર ધર્મને પામવા માટે અયોગ્ય છે. પણ જે મધ્યસ્થ ( ભદ્રકપ્રકૃતિવાળો ) હોય તે યોગ્ય છે.

૧. દૃષ્ટિરાગી ધર્મ પામી શકતો નથી તેના ઉપર દૃષ્ટાન્ત તરીકે [૨]ભુવનભાનુ કેવળીનો જે જીવ પૂર્વભવમાં વિશ્વસેન નામનો રાજપુત્ર હતો તે

---

૨ દૃષ્ટિરાગી ધર્મ પાળી શકતો નથી તેના ઉપર

## ભુવનભાનુ કેવળીના જીવ વિશ્વસેનનું દૃષ્ટાન્ત

[ ભવભાવના ગ્રંથમાં અનિત્ય ભાવનાના પ્રસંગમાં ભુવનભાનુ કેવળીનું ચરિત્ર આપવામાં આવ્યું છે. આમાં ભુવનભાનુ કેવળી વિજયપુરના ચંદ્રમૌલિ રાજા આગળ પોતાનો જીવ અવ્યવહાર રાશિમાંથી નીકળ્યો ત્યાંથી માંડી કેવળજ્ઞાન પામ્યા સુધીનું પોતાનું વૃત્તાંત ઉપમિતિ ભવપ્રપંચની શૈલિએ જણાવે છે. જે ટુંકમાં નીચે મુજબ છે ]

વિજયપુર નામના નગરમાં ચંદ્રમૌલિ નામનો રાજા રાજ્ય કરતો હતો. એક વખતે ઉદ્યાનપાલકે આવી જણાવ્યું કે 'ઉદ્યાનમાં કેવળી ભગવંત પધાર્યા છે.' રાજા ઉદ્યાનમાં ગયો કેવળી ભગવંતને વંદન કરી બેઠો અને પુછયું કે 'હે ભગવન્ મને કોણ શરણભૂત થશે અને મારો નિસ્તાર કરશે' ભગવાને જવાબ આપ્યો કે 'મને શરણભૂત થઈ મારો નિસ્તાર કર્યો તે તમને પણ શરણભૂત થઈ તમારો નિસ્તાર કરશે' પછી કેવળી ભગવંત, ઉપમિતિની શૈલિએ પોતાનું વૃત્તાન્ત જણાવે છે.

આજથી અનંતકાળ પહેલાં ચારિત્ર ધર્મ રાજાના સૈન્યનો સહાયક થઈને મોહ-શત્રુના સૈન્યનો ક્ષય કરી શકશે તેમ માની કર્મપરિણામ મહારાજાએ અસંવ્યવહાર્ય-નિગોદમાંથી સંવ્યવહાર્ય નિગોદમાં મને મૂકયો. આ સમાચાર સાંભળી મોહરાજાએ કુપિત થઈને ત્યાંને ત્યાં અનંતકાળ સુધી મને ગોંધી રાખ્યો. પછી કર્મ પરિણામ રાજા પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પંચેન્દ્રિય તિર્યંચ, નરક અને અનાર્ય મનુષ્યોમાં મને લઈ ગયો. વચમાં વારંવાર મોહરાજા કુપિત થઈને ઘણીવાર નિગોદમાં લઈ જતો હતો. આમ અનંત પુદ્ગલ પરાવર્ત્ત ગયા પછી આર્યક્ષેત્રમાં અનંતીવાર મનુષ્યપણું પામ્યો છતાં ત્યાં પણ મોહરાજાએ કુલદોષથી; જાતિદોષથી, જાત્યંધત્વથી અને બીજા અનેક દોષથી ધર્મના નામ માત્રને જણાવ્યા વિના પૂર્વની પેઠે ફરી એકેંદ્રિયાદિકમાં લઈ જઈ મને અનેક પુદ્ગળ પરાવર્ત્ત ભમાવ્યો.

એમ કરતાં એક વખત શ્રીનિલય નગરમાં ધનતિલક શ્રેષ્ઠિનો વૈશ્રમણ નામે હું પુત્ર થયો. ત્યાં 'સ્વજન ધન ભવન યૌવન વનિતાદિ બધું અનિત્ય સમજીને હે પ્રાણીઓ આપત્તિથી રક્ષણ કરનાર એવા ધર્મનું રક્ષણ કરો' આ પ્રમાણેનો ઉપદેશ સાંભળી ધર્મ કરવાની બુદ્ધિ થઈ અને સ્વયંભુ ત્રિદંડીનો શિષ્ય થયો. ત્યાં પણ મનુષ્ય જન્મ હારીને અનંતકાળ રખડયા પછી વિજયવર્ધનપુરમાં સુબળ શ્રેષ્ઠિનો નંદન નામે પુત્ર થયો ત્યાં આગળ યથાપ્રવૃત્તિકરણું કરી ગ્રન્થિ પ્રદેશ સુધી પહોંચ્યો પણ છેદી ન શકયો ત્યાંથી પાછો ફરી અનંતીવાર એકેંદ્રિયાદિકમાં રખડયો આમ રખડતાં રખડતાં હું વિશ્વસેન કુમાર થયો.

ત્રિદંડીનો ભક્ત થયો. તેને ગુરૂમહારાજે ઘણી મહેનતથી પ્રતિબોધ્યો અને સ્વીકારેલ સમકિતને વિષે દઢ કર્યો છતાં પણ પૂર્વપરિચિન ત્રિદંડીના વચનથી પાછો તેના ઉપર દૃષ્ટિરાગ થયો અને તેથી સમકિત વમી અનંતકાળ સુધી સંસારમાં ભમ્યો.

## વિશ્વસેનનો ભવ

મલયાપુર નગરમાં ઇન્દ્ર નામના રાજા અને વિજયા નામની રાણીને પુત્ર થયો. તેનું નામ વિશ્વસેન રાખ્યું. સમય જતાં ઇન્દ્રરાજા મૃત્યુ પામ્યા અને વિશ્વસેન રાજા બન્યો. અને તે વિશ્વભૂતિ નામના ત્રિદંડીનો પરમ ઉપાસક થયો. પ્રસંગ મળતાં વૈરાગ્ય અને ગુરૂ ઉપદેશથી યથાપ્રવૃત્તાદિકરણ કરીને વિશ્વસેન સમ્યકૃત્વ પામ્યો. નિરંતર ગુરૂના ભાવનાવાહી ઉપદેશથી દઢ બની એ સમ્યક્ત્વને મહાચિંતામણિ રત્નની પેઠે સાચવવા લાગ્યો. અને મિથ્યાત્વી ગુરૂ તેમજ મિથ્યાત્વી ધર્મથી દૂર રહી તેમાં દૂષણ ન લાગે તે માટે પૂરતી કાળજી રાખવા લાગ્યો. આ વાત વિશ્વભૂતિ ત્રિદંડીએ સાંભળી અને તેથી તે પોતાના ઉપાસકને ફરી પોતાનો કરવા મલયાપુર નગરમાં આવ્યો, ત્યાં આવી તેણે ઘોર તપશ્ચર્યા અને મંત્ર તંત્રથી નગરના લોકને ખેંચવા માંડ્યા. નગરના ઘણા લોકો તેના દર્શને ગયા. સમ્યક્ત્વની મલિનતાના ભયે રાજા ન ગયો. છેવટે થાકી વિશ્વભૂતિએ રાજાને કહેવરાવ્યુ કે 'પૂર્વ પરિચયનો આમ જલદી અંત આવી ગયો ? મળવામાં કે વાતચિતમાં શું નુકશાન થશે ?' રાજા દાક્ષિણ્યતાથી ગયો એટલે ત્રિદંડીએ અનેક ચમત્કાર અને મંત્રો શિખવ્યા, રાજા લોભાયો અને તેને પૂર્વનો કુદૃષ્ટિરાગ સ્ફૂર્યો. સમક્તિ વમી નાંખ્યું અને પહેલાં કરતાં પણ વધુ વિશ્વભૂતિનો ભક્ત બન્યો એટલુંજ નહિ પણ જૈનધર્મ અને ગુરૂની નિંદામાં તત્પર થયો અને ધર્મ હારી ગયો. **આ રીતે દૃષ્ટિરાગી ધર્મ પાળી શકતો નથી.**

વિશ્વસેનના ભવ પછી અનુક્રમે ધન શ્રેષ્ઠિનો પુત્ર સુભગ થયો ત્યાં વિષયરાગથી ધર્મને હારી જઇ ગૃહપતિનો પુત્ર સિંહ, જિનદત્તસૂતા જિનશ્રી, ધનંજય પુત્ર કુબેર, ધનાઢયનો પુત્ર કુબેર, અને શ્રેષ્ઠિપુત્ર સોમદત્ત થઇ ક્રોધ માન માયા લોભથી સમ્યક્ત્વરત્ન હારી ગયો. ત્યારપછી ધનશ્રેષ્ઠિના સુત સુંદરના ભવમાં હિંસાથી, મણિભદ્રના ભવમાં મૃષાવાદથી, રોહિણીશ્રાવિકાના ભવમાં વિકથાથી હારતાં હારતાં પુંડરિકના ભવમાં સર્વવિરતિ થઇ ચૌદપૂર્વ ભણ્યો. ત્યારપછી સિંહવિક્રમ, ભાનુકુમાર, ઇન્દ્રદત્ત થઇ સર્વાર્થસિદ્ધમાં જઇ અલિનરેન્દ્ર થયો. અને અલિનરેન્દ્ર થયા પછી કુવલયચંદ્ર કેવળી પાસેથી પોતાનો વૃતાન્ત સાંભળી ચારિત્ર પાળી કેવળજ્ઞાન પામ્યો અને આજે ગુણનિષ્પન્ન નામથી મને **ભુવન ભાનુકેવળી** કહે છે, 'હે રાજા જિનશાસન મને શરણભૂત થવાથી મારો નિસ્તાર થયો તેમ તારો પણ તેથી નિસ્તાર થશે.' છેવટે ચંદ્રમૌલિ રાજાએ કેવળી ભગવંત પાસે દીક્ષા લીધી અને કેવળજ્ઞાન પામ્યો.

૨. ધર્મનો દ્વેષી ધર્મ પાળી શકતો નથી, તેના માટે દૃષ્ટાન્ત તરીકે શ્રી ભદ્રબાહુ સ્વામીનો ભાઈ [3]વરાહમિહિર ધર્મનો દ્વેષી હોવાથી પ્રતિબોધ ન પામતાં સંસારમાં ભમ્યો.

૩. મૂઢ—ગુરૂ વચનનો ભાવાર્થ જાણી શકતો નથી. આના ઉપર એક ગામડિયાના પુત્રનું લોકપ્રસિદ્ધ ઉદાહરણ છે—એક ગામડિયાનો પુત્ર હતો. તે ઘણોજ જડ હોવાથી સહજ વાત પણ કાંઈ સમજતો નહતો. એક દિવસે રાજસેવાને અર્થે તેની માતાએ તેને શિખામણ આપી કે, "હે પુત્ર ! દરબારમાં વિનય કરવો." એણે પૂછ્યું, "વિનય તે શું ?" માતાએ કહ્યું. "જુહાર કરવો, નીચું જોઈ ચાલવું અને

---

૩ ધર્મદ્વેષી ધર્મ પાળી શકતો નથી તે ઉપર

### વરાહમિહિરની કથા

ભદ્રબાહુ અને વરાહમિહિર બન્ને જ્ઞાતિએ બ્રાહ્મણ અને સગા ભાઇ હતા. વૈરાગ્ય પામી બન્ને જણાએ શ્રી યશોભદ્રસૂરિ મહારાજ પાસે દીક્ષા લીધી. ગુણી અને યોગ્ય માની યશોભદ્રસૂરિ મહારાજે ભદ્રબાહુ સ્વામીને પોતાના પટ્ટધર સ્થાપ્યા આ કારણથી અને ચારિત્રના ભગ્ન પરિણામથી વરાહમિહિર ચારિત્રનો ત્યાગ કરી જૈનધર્મનો દ્વેષી થયો. દીક્ષા છોડયા બાદ જ્યોતિષશાસ્ત્રથી પોતાનો નિર્વાહ કરવા લાગ્યો તેમાં તેણે સારી પ્રસિદ્ધિ મેળવી અને વરાહમિહિરસંહિતા જેવા જ્યોતિષ ગ્રંથો પણ રચ્યા. એકદા રાજાને ત્યાં પુત્ર જન્મ્યો બધા આશીર્વાદ આપવા ગયા વરાહમિહિર પણ ગયો. ભદ્રબાહુસ્વામિએ સાધુ આચારને ઉચિત ન હોવાથી તેમ ન કર્યું. વરાહમિહિરને જૈનધર્મનો દ્વેષ હોવાથી જૈન આચાર્ય ભદ્રબાહુની નિંદા દ્વારા તેણે રાજાના કાન ભંભેર્યા અને કહ્યું કે જૈન સાધુઓ વ્યવહારશૂન્ય છે. ભદ્રબાહુસ્વામિએ જણાવ્યું કે કોઇનું મરણ કહેવું વ્યાજબી નથી પણ જ્યારે ખોટી રીતે જૈનધર્મની નિંદા થાય છે તો કહું છું કે 'રાજકુમારનું આયુષ્ય અલ્પ છે અને તે બિલાડીથી મૃત્યુ પામશે તેમ તેનું ગ્રહબળ હોવાથી ખોટા આશીર્વાદ આપી જુઠા બનવું તે વ્યાજબી નથી માટે આવ્યા નથી.' બન્યું પણ એમજ કે રાજાએ ઘણા પ્રયત્નથી બિલાડીદ્વારા રક્ષા કર્યા છતાં લોહમય બીલાડીથી આચાર્યે કહેલ સમયે રાજકુમારનું મૃત્યુ થયું. આ ઉપરાંત બીજી પણ વરાહમિહિરના જ્યોતિષના જ્ઞાનમાં સ્ખલના બતાવી. આથી તે વધુ જૈનધર્મદ્વેષી થયો અને અંતે મરી વ્યંતર થઇ સંઘમાં તેણે મરકીનો ઉપદ્રવ કર્યો અને તે ઉપદ્રવને શ્રી ભદ્રબાહુ સ્વામિએ 'ઉંવસગ્ગહર' બનાવી શાંત કર્યો. **આ રીતે વરાહમિહિરની પેઠે ધર્મદ્વેષી ધર્મ પામી શકતો નથી.**

રાજાની મરજી માફક વર્ત્તવું વગેરે વિનય જાણવો." તે એક વખત રાજ્યસેવાને અર્થે જ્યાં દરબાર હતો, તે નગર તરફ જવા નીકળ્યો, માર્ગમાં શિકારી લોકો હરણનો શિકાર કરવા સારૂ તાકીને ગૂપચૂપ બેઠા હતા, એટલામાં પેલા ગામડિયાના છોકરાએ તેમની આગળ મ્હોટે અવાજે "ભાઇયો, જુહાર!" એમ કહ્યું, તે શબ્દ સાંભળવાથી આસપાસ આવેલાં હરણો નાસી ગયાં. તેથી ગુસ્સે થયેલા શિકારીઓએ ઘણોજ માર્યો. પેલા છોકરાએ ખરી વાત હતી તે કહી ત્યારે તેમણે તેને છોડયો અને કહ્યું કે, "એવું કામ દેખાય ત્યારે છાનું જવું." આગળ જતાં ધોબીઓને દેખી તે ચોરની માફક જવા લાગ્યો. તે ધોબીઓનાં લુગડાં ચોરોએ પહેલાં ચોર્યાં હતાં, તેથી તેમણે ચોર જાણી પેલા છોકરાને પકડ્યો. તેણે ખરી વાત કહી ત્યારે ધોબીઓએ તેને કહ્યું, "અરે આવા અવસરે 'પાણીવડે ઘણુંજ ધોવાઈ ગયાથી શુદ્ધ થાઓ' એમજ કહેવું." આગળ જતાં ખેડુત લોકો ખેતરમાં ધાન્ય વાવતા હતા, તે દેખી પેલા છોકરાએ ધોબીઓના કહેવા પ્રમાણે કહ્યું કે, "પાણીવડે ઘણુંજ ધોવાઈ ગયાથી શુદ્ધ થાઓ." તે સાંભળી ખેડુતોએ તેને ઘણોજ માર માર્યો. છેવટે તેણે ખરી વાત કહી, ત્યારે ખેડુતોએ તેને છોડયો અને કહ્યું:–"આવા અવસર ઉપર 'ઘણું ઘણું થાઓ' એમ કહેવું." આગળ જતાં મડદું જોઈ પેલા છોકરાએ "ઘણું ઘણું થાઓ" એમ કહ્યું. તે સાંભળી મડદાને પહોંચાડનારા લોકોએ (શ્મશાનીયાઓએ) તેને કહ્યું કે, "એવું ન થાઓ એમ કહેવું." આગળ જતાં વિવાહનો પ્રસંગે "એવું ન થાઓ" એમ કહેવાથી તેને ઘણો માર પડયો, અને શિખામણ પણ મળી કે, "એવા અવસર ઉપર 'હમ્મેશાં એમજ થાઓ' એમ કહેવું" આગળ જતાં હાથ પગમાં બેડીથી બંધાયેલા એક કેદીને જોઇને તેણે કહ્યું કે, "હમ્મેશાં એમજ થાઓ" તે સાંભળી પેલા બંદીવાને તેને શિખામણ આપી કે, "એવું દેખી 'શીઘ્ર છુટી જાઓ' એમ કહેવું." પછી કેટલાક લોકો મૈત્રી કરતા હતા, તેમને જોઈ પેલા છોકરાએ 'શીઘ્ર છુટી જાઓ' એમ કહ્યું, ત્યારે તેમણે તેને ઘણો માર મારીને છોડી દીધો. પછી તે એક સરદારના પુત્રની ચાકરી કરવા રહ્યો. એક વખત ઘણો દુકાળ પડયો, ત્યારે ઘણા ધાન્યના અભાવથી સરદારના પુત્રની સ્ત્રીએ રાબડી તૈયાર કરી અને પોતાના પતિને બોલાવવા માટે પેલા ગામડિયાના છોકરાને કહ્યું. તે વખતે સરદાર પુત્ર સભામાં બેઠો હતો. ત્યાં આવી પેલા જડ પુરુષે બૂમ પાડી કે, "રાબડી તૈયાર થઈ છે." આથી શરમાયેલા સરદાર પુત્રે તેને ઘણો માર્યો, પીટ્યો, અને કહ્યું કે, "આવી વાત અવસર જોઇને કાનમાં કહેવી." પછી પ્રભાત સમયે સરદાર પુત્રના ઘરમાં આગ લાગી ત્યારે પેલા મૂર્ખાએ એકાંત મળી, ત્યારે ઘણી ધીરજથી સરદાર

પુત્રના કાનમાં પેલી વાત કહી, એટલામાં ઘર બળી ગયું. ત્યારે સરદાર પુત્રે તેને શિખામણ આપી કે, "એવું કાંઈ થાય તો તુરતજ આપણે તેના ઉપર ધૂળ, પાણી વગેરે નાંખવું." એક વખત સરદાર પુત્ર ન્હાઈ ધોઈ પોતાના માથાના વાળને સુગંધી ધૂપ દેતા હતા, ત્યારે પોતાના શેઠના માથા ઉપર ધૂમાડો જોઈ પેલાએ "હાય હાય" કરી ઘણી ઉતાવળથી પોતાના શેઠના માથા ઉપર છાણ અને ધૂળનો ટોપલો નાંખી પાણી રેડયું. આ ગામડીયાના પુત્ર જેવા મૂઢ પુરુષ ધર્મ શિખામણને લાયક નથી.

૪ પૂર્વવ્યુદ્ગ્રાહિતમાં ગોશાલકે નિયતિવાદમાં દૃઢ કરેલા નિયતિવાદી વગેરેનોદાખલો જાણવો.

આ રીતે ચારે પુરુષો ધર્મને લાયક નથી પણ [૪]આર્દ્રકુમારાદિની પેઠે જે પુરુષ મધ્યસ્થ-ભદ્રકપ્રકૃતિ હોય, અર્થાત્ જેને કોઈપણ મત ઉપર રાગ અથવા દ્વેષ નથી, તેજ પુરુષ ધર્મ પામવાને લાયક જાણવો, માટે મૂળ ગાથામાં 'ભદ્રક-પ્રકૃતિ' હોય તેજ ધર્મયોગ્ય એમ કહ્યું છે. ૧

**વિશેષ નિપુણમતિ** એટલે હેય (ત્યાગ કરવા યોગ્ય) અને ઉપાદેય (આદરવા યોગ્ય) વસ્તુઓમાં શો તફાવત છે, તે જાણવામાં જેની મતિ નિપુણ હોય, તેજ ધર્મને લાયક જાણવો, આથી ઉપર કહેલા ગામડિયાના પુત્ર જેવા -મૂઢને ધર્મનો અધિકાર નથી. ૨

વ્યવહારની શુદ્ધિ રૂપ ન્યાયમાર્ગ ઉપરજ જેને અભિરુચિ હોય, પણ અન્યાય માર્ગ ઉપર બિલકુલ ન હોય તે **ન્યાયમાર્ગ રતિ** અને પોતાનું વચન પાળવાના કામમાં જેની દૃઢ પ્રતિજ્ઞા હોય તે **દૃઢ નિજવચન સ્થિતિ** એ બન્ને પુરુષ ધર્મને લાયક જાણવા. ૩-૪

૧ ભદ્રકપ્રકૃતિ, ૨ વિશેષ નિપુણમતિ, ૩ ન્યાયમાર્ગ રતિ અને ૪ દૃઢ નિજવચન સ્થિતિ આ ચાર વિશેષણોમાં આગમમાં જણાવેલા શ્રાવકના એકવીશે ગુણોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

---

**૪ મધ્યસ્થતા ઉપર આર્દ્રકુમારની કથા**

(સૂયગડાંગ સૂત્રનું છઠ્ઠું અધ્યયન આર્દ્રકુમાર સંબંધીનું છે તે અધ્યયનમાં ગોશાળક, બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મ સાથેની આર્દ્રકુમારની ખુબજ તાત્ત્વિક ચર્ચા છે, સૂયગડાંગસૂત્રના ટીકાકાર શીલાંકાચાર્ય મહારાજે શરૂઆતમાં આર્દ્રકુમારની કથા આપી છે તેને સંક્ષેપમાં અહિં આપવામાં આવે છે.)

મગધ દેશમાં વસંતપુર ગામમાં સામાયિક નામનો કુટુંબી વસતો હતો. કાલક્રમે વૈરાગ્ય પામી ધર્મઘોષ આચાર્ય પાસે સ્ત્રી સાથે દીક્ષા લઈ તે સાધુ થયો. એક વખત સાધ્વી બનેલી પોતાની સ્ત્રીને જોઈ તેને મોહ ઉત્પન્ન થયો એ વાતની

## આગમમાં શ્રાવકના એકવીશ ગુણો આ પ્રમાણે બતાવ્યા છે.

૧. અક્ષુદ્ર (ઉદાર દિલનો), ૨. રૂપવાન (જેના અંગોપાંગ તથા પાંચે ઈંદ્રિયો વિકાર રહિત અને સારી છે એવો), ૩. પ્રકૃતિસૌમ્ય સ્વભાવથી જ પાપકર્મથી દૂર રહે તથા ચાકર વગેરે લોકો જેની રાજી ખુશીથી સેવા ચાકરી કરી શકે એવો), ૪ લોકપ્રિય (દાન, શીલ વિનય વિગેરે ગુણોથી લોકોના મનમાં પ્રીતિ ઉત્પન્ન કરનારો), ૫. અક્રૂર (મનમાં સંક્લેશ ન રાખનારો), ૬ ભીરૂ (પાપથી અને અપયશથી ડર રાખનારો), ૭ અશઠ (કોઇને ઠગે નહીં એવો), ૮ સદાક્ષિણ્ય (કોઇ કાંઇ ચીજ માગે તો 'તેનો ઇચ્છાભંગ ન થવો જોઇએ' એવો ડર રાખનારો), ૯. લજ્જાળુ (મનમાં શરમ હોવાથી ખોટા કાર્યને વર્જનારો), ૧૦. દયાળુ, ૧૧. મધ્યસ્થ અને સૌમ્યદ્રષ્ટિ, (એવો પુરૂષ ધર્મતત્ત્વનો જાણ થઇ દોષનો ત્યાગ કરે છે) ૧૨. ગુણરાગી અને નિર્ગુણની ઉપેક્ષા કરનારો, ૧૩. સત્કથ (ધર્મ સંબંધીજ વાત જેને પ્રિય છે એવો), ૧૪. સુપક્ષયુક્ત (જેનો પરિવાર શીલવંત અને ઉપરીની મરજી માફક ચાલનારો છે એવો), ૧૫. સુદીર્ઘદર્શી (દૂરદર્શી હોવાથી થોડી મહેનતમાં ઘણો લાભ થાય એવું કાર્ય કરનારો), ૧૬. વિશેષજ્ઞ (પક્ષપાતી ન હોવાથી વસ્તુની અંદર રહેલા ગુણ દોષોને યથાર્થપણે જાણનારો), ૧૭. વૃદ્ધાનુગ (દીક્ષાપર્યાયવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ, એમની સેવા કરનારો), ૧૮. વિનીત (પોતાના કરતાં જેમાં વધારે ગુણ હોય, તેનું આદરમાન કરનારો), ૧૯. કૃતજ્ઞ (પોતાના ઉપર કરેલા ઉપકારને નહીં ભૂલનારો), ૨૦. પરહિતાર્થકારી (કાંઈ લાભની આશા ન

---

જાણુ તેની સ્ત્રીને થતાં પોતાને કારણે પોતાનો પતિ વ્રત ભંગ કરશે એમ માની તેની સ્ત્રીએ ખાવાપીવાનું છોડી પ્રાણ ત્યાગ કર્યો. સાધુએ પણ આ બનાવથી ખિન્ન થઈ આહારપાણી ત્યાગ કરી પોતાનો પ્રાણ ત્યાગ કર્યો.

બીજે જન્મે સાધ્વી વસંતપુરમાં એક શેઠની પુત્રી તરીકે જન્મી અને પેલો સાધુ આર્દ્રકપુરના રાજાનો પુત્ર આર્દ્રકુમાર થયો. એકવાર તે કુમારે પોતાના પિતાને પોતાના મંત્રીદ્વારા શ્રેણિક રાજાને અમૂલ્ય ભેટો મોકલતો જોયો. એટલે કુતુહલથી તેણે પણ તે રાજાના પુત્ર માટે કંઈક ભેટ મોકલી. શ્રેણિક રાજાના પુત્ર અભયકુમારે ખુશ થઈ આર્દ્રકુમારની ભેટ બદલ આદીશ્વર ભગવાનની સુવર્ણપ્રતિમા મોકલાવી અને કહ્યું કે 'એકાંતમાં આ ભેટણું જો જો.' ભેટમાં પ્રતિમાના દર્શન થતાં આર્દ્રકકુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું અને તેથી તે નગર છોડી ચાલી નીકળ્યો.

રાખતાં પારકું હિત કરનારો ) અને ૨૧ લબ્ધલક્ષ (ધર્મકૃત્યની બાબતમાં જેને સારી શિખામણ મળેલી છે એવો ).

**આ એકવીશે ગુણો ભદ્રપ્રકૃતિ વગેરે ઉપર કહેલા ચાર ગુણોમાં ઘણાખરા સમાઈ જાય છેઃ તે આ રીતેઃ—**

જે માણસ (૧) **ભદ્રકપ્રકૃતિ હોય**, તેનામાં ઘણું કરીને ૧ અક્ષુદ્રપણું, ૩ પ્રકૃતિસૌમ્યપણું, ૫ અક્રૂરપણું ૮ સદાક્ષિણ્યકપણું ૧૦ દયાળુપણું, ૧૧ મધ્યસ્થ સૌમ્યદ્રષ્ટિપણું, ૧૭ વૃદ્ધાનુગપણું, અને ૧૮ વિનીતપણું એ આઠ ગુણો હોય છે. જે માણસ (૨) **વિશેષનિપુણમતિ હોય**, તેનામાં ૨ રૂપવાન્પણું ૧૫ સુદીર્ઘદર્શીપણું, અને ૧૬ વિશેષજ્ઞપણું, ૧૯ કૃતજ્ઞપણું. ૨૦ પરહિતાર્થકારીપણું અને ૨૧ લબ્ધલક્ષ્યપણું, એ છ ગુણો પ્રાયઃ જોવામાં આવે છે. જે માણસ (૩) **ન્યાયમાર્ગરતિ હોય**, તેનામાં ૬ ભીરૂપણું ૭ અશઠપણું, ૯ લજ્જાળુપણું, ૧૨ ગુણરાગીપણું અને ૧૩ સત્કથપણું, એ પાંચ ગુણો ઘણું કરી દેખાય છે, જે માણસ (૪) **દ્રઢનિજવચનસ્થિતિ** હોય તેનામાં ૪ લોકપ્રિયપણું અને ૧૪ સુપક્ષયુક્તપણું એ બે ગુણો પ્રાયે જોવામાં આવે છે. માટે મૂળ ગાથામાં શ્રાવકોના એકવીશે ગુણોને બદલે ચાર વિશેષણોથી ચારજ ગુણ ગ્રહણ કર્યા છે, જે માણસમાં ૧ ભદ્રકપ્રકૃતિપણું ૨

---

દેવતાએ આકાશવાણીથી 'ભોગાવલીકર્મ બાકી છે તમે દીક્ષા ગ્રહણ ન કરો' તેમ વારંવાર કહ્યા છતાં આર્દ્રકુમારે દીક્ષા ગ્રહણ કરી. ભવિતવ્યતાના યોગે એકદા વસંતપુરના તે શેઠના બગીચામાં કાયોત્સર્ગધ્યાને રહ્યા. આ બગીચામાં શેઠની પુત્રી પોતાની સખીઓ સાથે બાળક્રીડા કરતાં વૃક્ષનું ઠુંઠું માની સાધુનો પગ પકડી 'આ મારો વર' એમ બોલી ઉઠી કે તુર્ત નજીકમાં રહેલ દેવે સાડાબાર ક્રોડ સોનૈયાનો વરસાદ કર્યો. રાજા લોભથી તે દ્રવ્ય લેવા આવ્યો. દેવતાએ આ ધન શ્રેષ્ઠિ-પુત્રીનુ છે એમ કહી રાજાને રોકી શેઠને અપાવ્યું. મુનિ આર્દ્રકુમાર અનુકુલ ઉપસર્ગવાળું સ્થાન દેખી ત્યાંથી વિહાર કરી ગયા. વખત જતાં બાલિકા ઉંમર લાયક થઈ ત્યારે પિતા તેના માટે વરની શોધ કરવા લાગ્યો. પુત્રીએ કહ્યું કે 'હું તો નાનપણથી તે મુનિને વરી ચૂકી છું અને તેનું દ્રવ્ય દેવતા કનેથી આવેલું તમારી પાસે પણ છે માટે બીજા વરનો વિચાર કરશો નહિ' પિતાએ પ્રત્યુત્તરમાં કહ્યું 'ભલે તેમ રાખીએ પણ તે મુનિને તું કઈ રીતે ઓળખીશ.' પુત્રીએ જવાબ આપ્યો કે 'હું તેના પગ અને તેના પગની રેખા ઉપરથી બરાબર ઓળખી કાઢીશ, અને તેમ છતાં નહિં મળે તો બ્રહ્મચારિ જીવનથી સંતોષ માનીશ.' પિતાએ આખરે તે કાર્યની સિદ્ધિ માટે ભિક્ષાદાન આપવા માટે તેને રોકી.

વિશેષનિપુણમતિપણું અને ૩ ન્યાયમાર્ગરતિપણું એ ત્રણ ગુણો ન હોય, તે કેવળ કદાગ્રહી, મૂઢ તથા અન્યાયી હોવાથી શ્રાવક-ધર્મ પામવા યોગ્ય નથી, તથા જે ૪ દ્રઢપ્રતિજ્ઞ ન હોય તે કદાચ શ્રાવકધર્મને અંગીકાર કરે તો પણ જેમ ઠગ લોકોની મૈત્રી, ઘેલા માણસને સારો વેષ અને વાંદરાના ગળામાં પહેરાવેલો હાર, એ જેમ ઘણીવાર ટકી શકતાં નથી, તેમ તે માણસ પણ યાવજ્જીવ ધર્મ પાળી શકતો નથી.

મૂળ ગાથામાં કહેલ ચાર ગુણધારી હોય, તે જેમ સારી તૈયાર કરેલી ભીંત ચિત્રામણને, મજબૂત પૂરેલો પાયો મહેલ ચણવાને અને તાપ વિગેરે દઇને ચોખ્ખું કરેલું સોનું માણિકયરત્નને લાયક બને છે તેમ તે માણસ પણ શ્રાવક ધર્મ પામવા યોગ્ય છે. એવો માણસ સદ્ગુરૂ વિગેરે સામગ્રીના યોગથી [૫]ચુલ્લક વિગેરે દશદષ્ટાંતથી દુર્લભ એવું સમકિતાદિક પામે છે. અને શુકરાજ જેમ પૂર્વ-ભવે પાળ્યું તેમ પાળે છે.

---

બાર વર્ષ બાદ આર્દ્રકકુમારમુનિ એજ ઘરે ભિક્ષા લેવા આવી ચડયા. બાલિકાએ પગના ચિન્હથી તેમને ઓળખ્યા. મુનિ તો આહાર લઈ ચાલી નીકળ્યા પણ બાળા પરિવાર સાથે તેમની પાછળ ગઈ. આર્દ્રકુમારને દેવતાનાં વચન સાંભળ્યાં અને ચારિત્ર પરિણામથી તેઓ ભગ્ન થયા. શ્રેષ્ઠિપુત્રી સાથે લગ્ન કરી ગૃહવાસ સ્વીકાર્યો અને તેમને એક પુત્ર થયો. પુત્ર ચાર પાંચ વર્ષનો થતાં તેમણે દીક્ષા લેવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. ચતુર સ્ત્રી રેંટીયો કાંતવા માંડી. માતાને કાંતતી દેખી પુત્રે પુછ્યું કે 'આ શું કરે છે?' માતાએ જવાબ આપ્યો કે 'તારા પિતા આપણને છોડી ચાલ્યા જાય છે તું કમાઈ શકે તેમ નથી આથી કાંતી હું તારૂં અને મારૂં ભરણ પોષણ કરીશ' બાળકે માતાના કાંતેલા સૂતરના દોર લઈ પિતાની આસપાસ વીંટયા અને બોલી ઉઠયો કે 'હવે શી રીતે જશો?' આર્દ્રકુમારે જોયું કે તેની આસપાસ બાળકે સૂતરના બાર આંટા કર્યા છે આથી બાર વર્ષ રહેવાનો નિશ્ચય કર્યો. બાર વર્ષ પુરા થતાં ફરી દીક્ષા ગ્રહણ કરી ચાલી નીકળ્યા. માર્ગે જતાં શ્રેણિક રાજાના માણસોએ હાથીને પકડી બાંધ્યો હતો તે આર્દ્રકકુમારને જોતાં તુર્ત બંધન તોડી નાસી છૂટયો. રાજાએ આર્દ્રકુમારને આનું કારણ પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે 'કાચા સૂતરના તાંતણાથી બંધાયેલ મને છૂટો થયેલો જોઈ હાથીએ પરાક્રમ કરી શૃંખલા તોડી નાંખી કારણકે સ્નેહબંધનરૂપ કાચા તાંતણા તોડવા જેટલા કઠીન છે તેટલી આ શૃંખલા કઠીન નથી.' છેવટે શુદ્ધ ચારિત્ર પાળી આર્દ્રકુમારે કલ્યાણ સાધ્યું. **આર્દ્રકુમાર મધ્યસ્થ હોવાથી ભગવાનની પ્રતિમા દેખતાં બોધ પામ્યો તેમ મધ્યસ્થ ધર્મ પામી શકે છે.**

---

૫ ૧ ચુલ્લક. ૨ પાસા ૩ ધાન્ય. ૪ દ્યુત. ૫ રત્ન. ૬ સ્વપ્ન. ૭ ચક્ર. ૮ કુર્મ. ૯ યુગ અને ૧૦ પરમાણુ આ દશદષ્ટાન્તે મનુષ્યભવ વિગેરે દુર્લભ કહેલ છે.

# શુકરાજની કથા+

ભરતક્ષેત્રમાં ક્ષિતિપ્રતિષ્ઠિત નામનું નગર હતું, ત્યાં ઋતુધ્વજ રાજાનો પુત્ર મૃગધ્વજ નામનો રાજા રાજ્ય કરતો હતો. વસંતઋતુમાં રાજા અંતઃપુરના પરિવાર સાથે એક વખત ઉદ્યાનમાં ફરવા ગયો, ત્યાં આગળ આંબાના વૃક્ષનીચે બેઠેલ અપ્સરા સરખી પોતાની રાણીઓને દેખી રાજા મલકાયો અને વિચારવા લાગ્યો કે 'જગત્‌માં આવી સુંદર પદ્મિણી રાણીઓ ભાગ્યેજ કોઇને ત્યાં હશે' આ સમયે આંબાના વૃક્ષ ઉપર બેઠેલા પોપટે કહ્યું કે 'કુવામાં રહેલા દેડકાને બીજું કોઈ જળાશય મોટું લાગતું નથી તેમ હે રાજા ! જગત્‌ની સ્ત્રીઓને નહિ દેખેલ હોવાથી તું મનઃકલ્પિત અહંકારથી ફુલાય છે પણ જો ગાંગલિ ઋષિની પુત્રી કમલમાલાને તું જુવે તો તારા અંતઃપુરના રૂપ પ્રત્યે તારૂં અભિમાન ઉતરી જશે.' રાજા ઘોડા ઉપર પાછળ અને પોપટ આગળ એમ જોત જોતામાં વનમાં પાંચસો જોજન ગયા પછી એક ઋષભદેવ ભગવાનનું મંદિર આવ્યું ત્યાં રાજાએ ભગવાનનાં ભકિત ભાવપૂર્વક દર્શન કર્યાં. પછી દર્શનબાદ ગાંગલિઋષિ રાજાને પોતાના આશ્રમમાં લઈ ગયો. ત્યાં તેનો ઉચિત સત્કાર કરી ઋષિએ કમળમાળા રાજા વેરે પરણાવી. અને રાજાને દાયજામાં પુત્રની સંતતિ આપનાર એક મંત્ર આપ્યો. અને છેવટે રાજા અને કમળમાળાને ઋષિએ વિદાય આપી.

રાજાએ ઋષિને ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનો માર્ગ પુછયો. ઋષિ કહે મને બીલકુલ માહિતી નથી. પોપટ આગળ થયો અને રાજા તથા કમળમાળા પાછળ પાછળ ચાલ્યાં. છેટેથી ક્ષિતિપ્રતિષ્ઠિત નગર દેખતાં પોપટ અટકયો, અને જણાવ્યું કે 'હે રાજા ! તારી ચંદ્રાવતી રાણી તેના ભાઈ ચંદ્રશેખરને તમારી ગેરહાજરીનો લાભ લઈ સૈન્ય સાથે રાજ્યનો કબજો આપવા લઈ આવી છે આથી નગરમાં શત્રુ સૈન્ય સાથે હાલ યુદ્ધ થાય છે.' રાજા ચમકયો. પોપટે કહ્યું 'ફીકર ન કરો સૌ સારૂં થશે' તેટલામાં તો પોતાનું સૈન્ય સામે તેને મળ્યું અને ચંદ્રશેખર ભેટણું લઈ રાજાને પગે પડી કહેવા લાગ્યો કે 'મહારાજ ! આપની ગેરહાજરીમાં શત્રુઓ ગેર-લાભ ન લે તેથી નગરરક્ષા માટે હું આવેલો, તેનો આપના સૈન્યે ઉલટો અર્થ કર્યો અને આ અથડામણ ઉભી થઇ' શંકા છતાં સરલ રાજાએ તે વાતની ઉપેક્ષા કરી અને પોપટ તરફ જોયું તો પોપટ જણાયો નહિ. રાજાએ માન્યું કે ઉપકા-રનો બદલો ન લેવો પડે માટે આ ઉપકારી ચાલ્યો ગયો જણાય છે. તપાસ કરી પણ તે ન જડયો તે નજ જડયો.

+ ગ્રંથમાં આ કથા ખુબ વિસ્તૃત છે તેનેજ અહિ સંક્ષેપી લેવામાં આવી છે.

સમય જતાં એક દીવસે મૃગધ્વજ રાજાએ ગાંગલિઋષિએ આપેલ મંત્રનો જાપ કર્યો અને તેના પ્રતાપે ચંદ્રાવતી સિવાય સર્વે રાણીઓને એકેક પુત્ર થયો. આજ પ્રસંગે કમળમાળાને એક સ્વપ્નુ આવ્યું તેમાં તેને ભગવાને કહ્યું કે 'આ શુક લે પછી તને હંસ આપીશ' રાજાએ સ્વપ્નાનો અર્થ એ કહ્યો 'કે તારે બે પુત્ર થશે અને તે બન્ને તેજસ્વી થશે.' કમળમાળાએ ગર્ભ ધારણ કર્યો પુરે મહીને પુત્ર જન્મ્યો અને તેનું નામ શુકરાજ રાખ્યું. શુકરાજ રાજકુટુંબ ઉચિત વૈભવથી ઉછરતાં ઉછરતાં પાંચ વર્ષનો થયો ત્યારે રાજા અને કનકમાળા વસંતઋતુ આવે ઉદ્યાનમાં ફરવા નીકળ્યાં અને તેજ આંબાના ઝાડ નીચે બેઠયાં આનંદ અને હર્ષના અતિરેકમાં રાજાએ કનકમાળાને કહ્યું 'પ્રિયે! આ તેજ આમ્રવૃક્ષ છે કે જ્યાં આગળ મને પોપટે તારી ભાળ આપી હતી અને મને આશ્રમમાં લઇ જઈ તને મેળવી આપી કૃતાર્થ કર્યો' પિતાના ખોળામાં રહેલા પુત્ર શુકરાજ આ વચન સાંભળી એકદમ મૂર્છિત થયો. રાજા રાણીએ બહાવરા બની અનેક ઉપચાર કર્યા ત્યારે આંખ ખોલી ભૂતાવેષ્ટની માફક આમ તેમ કુમારે જોયા કર્યું. તેને ઘણું બોલાવ્યા છતાં તેણે અક્ષરનો ઉચ્ચાર ન કર્યો, તે નજ કર્યો. આ પછી ઘણા ઘણા ઉપચારો કર્યા છતાં રાજકુમારની વાચા બંધ થવાનું કોઇ નિદાન ન કરી શકયું. અને કુમારની વાચા સદંતર બંધ થઇ.

સમય જતાં દુઃખ ઓછું થયું અને ફરી કૌમુદી મહોત્સવપ્રસંગે કમળમાળા અને શુકરાજ સાથે રાજા ઉદ્યાનમાં ફરવા નીકળ્યો. તે આમ્રવૃક્ષને દૂરથી જોતાં શુકરાજની જિહ્વા બંધ થયાનું દુઃખ તાજું થયું અને તેથી ત્યાં નહિ જવાનો રાજા નિર્ણય કરે છે તેવામાં ત્યાંથી દેવદુંદુભિનો અવાજ સાંભળ્યો. રાજાએ તપાસ કરી તો ત્યાં શ્રીદત્ત મુનિમહારાજને કેવળજ્ઞાન થયું છે તે પ્રસંગને અનુલક્ષી દેવમહોત્સવ હોવાનું જણાયું. રાજા રાણી બન્નેએ પુત્ર સાથે પર્ષદામાં બેસી ધર્મોપદેશ સાંભળ્યો, દેશનાને અંતે મૃગધ્વજ રાજાએ શ્રી દત્ત કેવળી ભગવંતને શુકરાજની જિહ્વા બંધ થવાનું કારણ પુછયું,

શ્રીદત્ત કેવલી ભગવાને તેમને—રાજા રાણીને શુકરાજનો પુનર્ભવ કહ્યો અને જણાવ્યું કે—

## શુકરાજનો પુનર્ભવ

"ભદ્દિલપુર નગરમાં જિતારિ નામે રાજા રાજ્યકરતો હતો. તે હંસી અને સારસી નામે વિજયદેવ રાજાની રંભાસમી પુત્રીઓને પરણ્યો હતો. એકદા

સંખેશ્વરની યાત્રા કરી સિદ્ધાચળ તરફ જતાં સંઘમાં બીરાજતા શ્રુતસાગર આચાર્યની ધર્મદેશનામાં સિદ્ધાચળ તીર્થના એકવીસ નામને મહિમા અને શત્રુંજયના નામની પ્રસિદ્ધિ પોતાના નામથી થશે તે સાંભળી તેનાં દર્શન ન થાય ત્યાં સુધી આહાર પાણી ન લેવાનો તેણે અભિગ્રહ કર્યો, રાજાના પ્રાણ બચાવવા તીર્થરક્ષક યક્ષે દેવમાયાથી માર્ગમાં સિદ્ધાચળ વિકુર્વ્યો. રાજાએ સત્ય તીર્થ માની પોતાનો અભિગ્રહ યક્ષ વિકુર્વિત તીર્થદ્વારા પુર્ણ કર્યો અને રાજા વિમળપુર નગર વસાવી વિકુર્વિત તીર્થધિરાજની સાનિધ્યતામાં રહેવા લાગ્યો. કર્મની ગતિ વિચિત્ર છે તે મુજબ અંત સમયે અણસણ પૂર્વક પ્રભુનું ધ્યાનસ્મરણ કરવા છતાં દેવમંદિરના શિખર ઉપર રહેલ પોપટ ઉપર તેનો જીવ ભરાયો અને રાજા મરી પોપટ જાતિમાં જન્મ પામ્યો. તેની બે રાણીઓ કાળક્રમે ધર્મ આરાધી દેવલોકમાં ઉત્પન્ન થઇ અને તેમણે પોપટને પ્રતિબોધ પમાડયો. પોપટ તીર્થભક્તિ અને અંતે અણસણ કરી દેવલોકમાં દેવ થયો. હંસીનો જીવ દેવલોકમાંથી ચ્યવી હે રાજા ! તું મૃગધ્વજ રૂપે થયો અને સારસી મરી કમળમાળા થઇ અને આ તમારા બન્નેનો મેળાપ કરાવનાર પોપટ તે બીજો કોઇ નહિ પણ જિતારિ રાજાનો જીવ દેવ હતો તે મરી તમારા પુત્રરૂપે શુકરાજા થયો છે. તમારી આંબાના વૃક્ષ નીચેની વાતથી કુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું અને તમને બન્નેને પોતાની પૂર્વભવની સ્ત્રીઓ જાણી વિમાસણમાં પડયો કે હું તેમને પિતા અને માતા કેમ કહું ? આથી તેણે પોતાની વાણી બંધ કરી છે. પણ " હે શુકરાજ કુમાર આ સંસાર વિચિત્ર છે. માતા પિતા પુત્ર સ્ત્રી ભાઇબહેન પુત્રી વિગેરે મરીને બીજા ભવમાં અનેકવિધ સંબંધે ઉત્પન્ન થાય છે પણ વ્યવહારિક સત્યને અનુસરીને વ્યવહાર કરવામાં વાંધો નથી મારા વૈરાગ્યનું કારણ પણ આવા સંયોગજ છે. માટે તું તારી જિહ્વા ખુલ્લી કર " મુનિના વચન સાંભળી શુકરાજે ભગવંતને **'इच्छामि खमासमणो'** બોલવા પૂર્વક વંદન કર્યું અને કેવલી ભગવંતે કહેલ વાત સાક્ષાત્ દેખતો હોય તે રીતે ફરીથી માતપિતાને કહી સંભળાવી પોતાની જિહ્વા ખુલ્લી કરી, મૃગધ્વજ રાજાએ કેવલી ભગવંતને સાથે સાથે પુછી લીધુ કે 'મને વૈરાગ્ય કયારે થશે' જવાબમાં ભગવાને ઉત્તર આપ્યો કે 'ચંદ્રાવતીના પુત્રને જોશો ત્યારે તમને દઢ વૈરાગ્ય થશે.' ત્યારબાદ કેવલી ભગવાને અન્યત્ર વિહાર કર્યો.

સમય જતાં કમળમાળાને બીજો પુત્ર જન્મ્યો તેનું નામ હંસરાજ પાડયું. રામલક્ષ્મણની જોડી પેઠે શુકરાજ હંસરાજ પ્રીતિથી વધવા લાગ્યા. તેવામાં ગાંગલિ-ઋષિ મૃગધ્વજ રાજાના દરબારમાં આવી ગોમેધયક્ષ મુખ્ય વિમળાચળ તીર્થે જવાનો

છે અને તીર્થની રક્ષા માટે એક પુત્ર લઈ આવવાની તેણે મને સ્વપ્નામાં આજ્ઞા કરી છે ' તો હે મૃગધ્વજ રાજા ! તીર્થ રક્ષા માટે એક પુત્રને આપો ' રાજા રાણીએ પુત્ર વિયોગના દુઃખને સમાવી તીર્થ રક્ષામાટે શુકરાજને મોકલ્યો. શુકરાજ તીર્થની રક્ષા અનન્ય ભક્તિપૂર્વક કરવા લાગ્યો, અને તે દરમિયાન વાયુવેગ વિદ્યાધર પાસેથી આકાશગામિની વિદ્યા મેળવી અને તેની બેન વાયુવેગા તથા શત્રુમર્દન રાજાની પુત્રી પદ્માવતીને પરણ્યો, આકાશગામિની વિદ્યાને બળે શુકરાજ અને વાયુવેગ તીર્થયાત્રા કરતાં કરતાં પોતાનો સમય ભક્તિભાવમાં વીતાવે છે એ અરસામાં એક વખત વૈતાઢય તીર્થની યાત્રા કરવા જતા હતા ત્યારે કોઇ તેજસ્વી સ્ત્રીએ 'હે શુકરાજ ! હે શુકરાજ ! ' એમ બુમો પાડી બોલાવતી સાંભળી શુકરાજ અને વાયુવેગ થોભ્યા અને તેને પુછ્યું કે 'તમે કોણ છો? ' સ્ત્રીએ જવાબ આપ્યો કે "હું ચક્રેશ્વરી દેવી છું અને ગોમેધ યક્ષની આજ્ઞાથી કાશ્મીર દેશની અંદર આવેલ વિમળાચળ તીર્થની રક્ષા કરવા માટે જતી હતી ત્યારે ક્ષિતિપ્રતિષ્ઠિત નગર ઉપર થઈ પસાર થતાં રસ્તામાં એક સ્ત્રીના રોવાનો શબ્દ સાંભળી હું નીચે ઉતરી. મેં તેને રડવાનું કારણ પુછ્યું ત્યારે તેણે કહ્યું કે 'મારા પ્રાણથી પ્યારા પુત્ર શુકરાજને ગાંગલિઋષિ તીર્થ રક્ષા માટે લઈ ગયા છે તેની કશી મને ખબર અંતર ન હોવાથી હું રડી રહી છું. ' મેં તેને આશ્વાસન આપતાં જણાવ્યું કે 'તમે બીલકુલ ફીકર કરશો નહિ તમારો પુત્ર તેજસ્વી અને પૂણ્યશાળી છે તે સુખી જ હશે આમ છતાં હું ત્યાંજ જાઉં છું અને તેને તુર્ત તમારી પાસે મોકલું છું" ' હે શુકરાજ! માતા પિતાના ઉપકારનો બદલો વાળી શકાતો નથી માટે તમે તુર્ત માતા પાસે જઈ તેમના આત્માને શાંતિ પમાડો.' શુકરાજે કહ્યું "હે દેવિ ! માતા ઉપકારિણી છે તે સત્ય છે પણ નજીક આવેલ તીર્થના દર્શન કરી હું તુર્ત જાઉં છું." ભગવંતનાં ભક્તિ અને ઉલ્લાસથી દર્શન પૂજન કરી પાછા વળતાં વિદ્યાધર સસરા અને ગાંગલિઋષિની અનુમતિ લઈ પિતાએ કરેલ ઉત્સવપૂર્વક શુકરાજ નગરમાં આવ્યો અને માતાપિતાને વંદન કરી તેમના આત્માને સાંત્વન આપી સુખપૂર્વક વિચારવા લાગ્યો.

કેટલાક સમય બાદ મૃગધ્વજ રાજા અને કમળમાળા રાણી બન્ને શુકરાજ અને હંસરાજ કુમાર વિગેરેના પરિવાર સાથે ઉદ્યાનમાં વિચરે છે. તેવામાં વીરાંગ સરદારના પુત્ર શુરકુમારે હંસરાજ ઉપર હલ્લો કર્યો અને બન્ને પરસ્પર એક બીજાને હંફાવે તેવીરીતે લડવા લાગ્યા. છેવટે શુકરાજના મંત્રબળની સહાયથી હંસરાજે શુરને ઉપાડીને દૂર ફેંક્યો. ગાત્ર તુટવાથી તેની શાન ઠેકાણે આવી અને તેણે ગદ્‌ગદ અવાજે મૃગધ્વજરાજા શુકરાજ અને હંસરાજની ક્ષમા યાચી. મૃગધ્વજ રાજાએ શુરને પુછ્યું તારો પિતા

વિરાંગ મારો સેવક છે આપણે પરસ્પર મૈત્રી હોવાથી કાંઈ લડવાનું કારણ નથી છતાં તેં એકાએક કેમ આ પ્રમાણે કર્યું? ” શૂરે કહ્યું ‘ પૂર્વ ભવનું વૈરયાદ આવવાથી મેં હંસ-કુમાર ઉપર હલ્લો કર્યો ’ રાજાએ પુછ્યું ‘તે તેં શી રીતે જાણ્યું ? ’ શુરે કહ્યું કે “ અમારા નગરમાં શ્રીદત્ત કેવલી મહારાજ પધાર્યા હતા તેમને મેં મ્હારો પૂર્વભવ પુછ્યો પૂર્વભવમાં જિતારિરાજાનો સિંહ નામનો પ્રધાન આ હંસકુમાર હતો. હું તે વખતે જિતારિ રાજાનો દુત હતો. વિમળપુરનગરમાં જિતારિ રાજાના મૃત્યુ પછી સિંહપ્રધાને ભદ્દિલપુર તરફ પ્રયાણ કર્યું. થોડે ગયા પછી તેણે વિસરી ગયેલી કિંમતી વસ્તુ લેવા મને પાછો મોકલ્યો. હું ત્યાં ગયો પણ તે વસ્તુ મને ન મળી. મેં પ્રધાનને વસ્તુ પ્રાપ્ત નથી થઈ તેમ જણાવ્યું પણ તેણે મારી વાત સાચી ન માની અને મને ખુબ માર્યો. હું થોડા વખત પછી મૃત્યુ પામી ભદ્દિલપુરના જંગલમાં સર્પ થયો. તે જંગલમાં એક વખત સિંહ પ્રધાન આવ્યો તેને દેખતાં મારૂં વૈર તાજું થયું અને તેને મેં ડંસ દઇ તેના તત્કાળ પ્રાણ લીધા, સિંહપ્રધાન મૃત્યુ પામી વિમળાચળની વાવડીને વિષે હંસ તરીકે ઉત્પન્ન થયો, ત્યાં વાવડી અને તીર્થ દેખી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું અને તેથી પશ્ચાતાપ થવાથી ચાંચમાં ફુલ લઇ ભગવાનને ચડાવવાની અપૂર્વભક્તિપૂર્વક મૃત્યુ પામી તે સૌધર્મ દેવલોકમાં દેવરૂપે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવી અહિં આપનો પુત્ર હંસકુમાર થયો. આ હંસકુમાર તે સિંહ પ્રધાન છે તેની જાણ થતાં વૈર નિર્યાતનમાટે મેં હંસ-કુમાર ઉપર હલ્લો કર્યો પણ જય પરાજય પૂર્વના પૂણ્ય વિના મળતો નથી. હવે હું શ્રી દત્ત કેવલી પાસે દીક્ષા લઈ શેષ જીવન સારીરીતે પસાર કરીશ.” મૃગધ્વજ રાજા તથા બન્ને કુમારોએ પણ શુરની ક્ષમા માગી. મૃગધ્વજ રાજા વિચારવા લાગ્યો કે ‘કેવલી ભગવાને મને ચંદ્રાવતીના પુત્રને જોઈશ ત્યારે વૈરાગ્ય થશે તેમ કહ્યું છે તેને તો હજુ સુધી પુત્રનો સંભવ નથી. અને મારે કયાં સુધી આવા સંસારના કડવા અનુભવો સહન કરવાના અને સાંભળવાના રહેશે ’ આ વિચાર કરે છે તેટલામાં એક યુવાને આવી રાજાને નમસ્કાર કર્યા રાજાએ ‘ તું કોણ છે ? ’ તેમ પુછ્યું તેટલામાં આકાશવાણી ઉત્પન્ન થઇ કે ‘ હે રાજન્! આ કુમાર ચંદ્રાવતીનો પુત્ર છે. તે નિઃશંક છે છતાં તને શંકા ઉપજતી હોય તો ઇશાન કોણમાં પાંચ યોજન ઉપર જે કદળીવન છે ત્યાં યશોમતી યોગિની રહે છે તેને પુછી સર્વવાત નિઃશંક કર ’ રાજા આશ્ચર્ય પામી ઇશાનકોણમાં ગયો અને ત્યાં યોગિનીને જોઇ. રાજાને જોઇ તુર્ત યોગિની બોલી કે “ હે રાજન ! જે આકાશવાણી તેં સાંભળી તે તદ્દન સત્ય છે. છતાં નિઃશંકતા માટે આ યુવાન ચંદ્રાવતીનો પુત્ર કેમ અને કઇ રીતે છે તે માટે હું કહું તે સાંભળો. ચંદ્રપુર નગરમાં સોમચંદ્રરાજા હતો તેને ભાનુમતી રાણી હતી. હેમવંતક્ષેત્રમાંથી એક યુગલ ચ્યવી ભાનુમતીના ગર્ભમાં ઉત્પન્ન થયું.

જન્મબાદ તેના માતાપિતાએ તેનું નામ ચંદ્રશેખર અને ચંદ્રાવતી પાડયું. ઉંમર લાયક થતાં ચંદ્રાવતીનું લગ્ન હે રાજા ! તારી સાથે થયું અને ચંદ્રશેખરનું યશોમતી રાજકન્યા સાથે થયું. પૂર્વ ભવના સ્નેહથી ચંદ્રશેખર ચંદ્રાવતીને પરસ્પર કામવાસના જાગૃત્ થઇ, ચંદ્રશેખરે કામદેવયક્ષને પ્રસન્ન કરી 'ચંદ્રાવતીનો પુત્ર રાજાને ન મળે ત્યાં સુધી અદૃશ્ય રહી યથેચ્છરીતે વર્તતાં તને કોઇ દેખશે નહિ.' તેવું તેણે વરદાન મેળવ્યું અનુક્રમે ચંદ્રાવતી સાથે યથેચ્છ સુખ વિલસતાં તેને પુત્ર થયો તેનું નામ ચંદ્રાંક પાડયું અને તે પુત્રને પોતાની પરિણીત સ્ત્રી યશોમતીને સોંપ્યો. યશોમતિ પતિ અને પુત્ર સુખથી રહિત હોવાથી પોતાના બાળકની પેઠે તે છોકરાને તેણે ઉછેર્યો. આમ છતાં આ બધું દેવપ્રભાવથી અજ્ઞાત રહ્યું. જોતજોતામાં ચંદ્રાંકકુમાર યુવાન થયો, યશોમતીનું ચિત્ત યુવાન ચંદ્રાંકકુમારને દેખી વિહ્વળ બન્યું અને તેણે વિચાર્યું કે 'જે પતિ મને છેતરી ભગિનીને ભોગવે છે તેને છેતરી મારા નહિ એવા કુમાર સાથે મને ભોગ ભોગવતાં શો વાંધો છે?' એમ વિચારી કામવિહ્વળ બનેલ યશોમતીએ ચંદ્રાંક આગળ પોતાનો દુષ્ટ વિચાર રજુ કર્યો. ચંદ્રાંક ચમકયો અને બોલી ઉઠયો કે 'તું માતા થઈ આવો નીચ વિચાર કરતાં કેમ શરમાતી નથી?' યશોમતીએ જવાબમાં કહ્યું કે 'હું તારી માતા નથી તારી માતા તો ચંદ્રાવતી છે' આ પછી ચંદ્રાંકકુમાર મને તિરસ્કારી તમારી શોધ માટે નીકળ્યો. હું પણ પતિ પુત્ર અને સંસારસુખથી વિયોગી થવાથી વિહ્વળ બની યોગિની થઈ. "હે રાજા? યશોમતી તેજ હું યોગિની છું. જે યક્ષે આકાશવાણીથી તમને કહ્યું તેણેજ મને સર્વ વાત કહી છે અને તે મેં તમને સંભળાવી" રાજા ક્રોધે ભરાયો અને ખેદ પામ્યો પણ યોગિનીએ સાંત્વન આપતાં કહ્યું કે "હે રાજા સંસાર વિચિત્ર છે તેમાં પુત્ર પિતા વિગેરે કોઈ કોઈનું નથી માટે હવે તમે તમારૂં કલ્યાણ સાધો." ત્યારપછી યોગિનીએ પોતાની યોગિનીની રીતમુજબ રાજા આગળ ગીત કહ્યું તે આ રીતે—

"કવણકેરા પુત્તમિત્તા રે, કવણ કેરી નારી;
મોહે મોહ્યો મેરી મેરી, મૂઢ ભણે અવિચારી ॥ ૧ ॥.
જાગ જાગને જોગી હો, જોઇને જોગ વિચારા;
મેલ્હી અમારગ આદરી મારગ, જિમ પામો ભવપારા ॥૨॥
અતિહિ ગહના અતિહિ કૂડા, અતિહિ અથિર સંસારા;
ભામું છાંડી યોગજુ માંડી, કીજે જિનધર્મ સારા ॥૩॥ જાગ૦
મોહે મોહિઓ કોહે ખોહિઓ, લોહે વાહિઓ ધાઈ;
મુહિઆ બિહું ભવિ અવર કારણિ, મુરખ દુઃખિઓ થાઈ ॥૪॥ જાગ૦

એકને કાજે બિન્હે ખંચે, ત્રણે સંચે ચારે વારે ॥
પાંચે પાળી છએ ટાળી, આપે પાર ઉતારે ॥ ૫ ॥ જાગ૦"

યોગિનીની વાણી સાંભળી મૃગધ્વજ રાજા દૃઢ વૈરાગી થયો. રાણી અને શુકરાજ પુત્રને બોલાવી ત્યાંને ત્યાં પોતાનો દીક્ષા લેવાનો નિર્ણય જાહેર કર્યો. મંત્રી વિગેરેએ આગ્રહપૂર્વક નગરમાં દીક્ષા લેવાનું જણાવી રાજાને નગરમાં લઈ ગયા. રાજાએ તુર્ત શુકરાજાનો રાજા તરીકે અભિષેક કર્યો અને સવારે દીક્ષા માટેની તૈયારી કરી. રાત્રિએ રાજાની ધ્યાનપરંપરા વૃદ્ધિગંત થઈ અને ધર્મધ્યાન શુક્લધ્યાને ચડતાં ચડતાં ગૃહસ્થપણામાંજ મૃગધ્વજને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. દેવદુંદુભિ ગર્જી અને રાજાને દેવતાએ વેષ આપ્યો. ત્યારબાદ મૃગધ્વજ કેવળીભગવાને દેશના આપી અને તે દેશનાના અંતે કમલમાલારાણી, હંસરાજ અને ચંદ્રાંકકુમારે દીક્ષા લીધી. શુકરાજે સમ્યક્ત્વ પૂર્વક બારવ્રત અંગીકાર કર્યાં અને કેવળીભગવાન મૃગધ્વજ રાજર્ષિ જગત્‌ને પવિત્ર કરતા વિચરવા લાગ્યા. કોઈના પણ કાને ચંદ્રશેખર કે ચંદ્રાવતીનું વૃત્તાન્ત તેમણે જણાવ્યું નહિ.

મૃગધ્વજ રાજર્ષિની પાસે ચંદ્રાંકકુમારે દીક્ષા લીધેલી જાણી ચંદ્રશેખર સમજી ગયો કે હવે હું અદૃશ્ય રહી શકીશ નહિ. તેણે ફરી ફરી દેવીની આરાધના કરી શુકરાજનું રાજ્ય મેળવવાનું વરદાન માગ્યું. દેવીએ કહ્યું કે 'શુકરાજ દૃઢ સમ્યક્ત્વી છે તેનું રાજ્ય અપાવવાની મારામાં શક્તિ નથી બાકી છળથી તને ઠીક લાગે તે કર,' એક પ્રસંગે શુકરાજ તેની બે સ્ત્રીઓ સહિત સિદ્ધાચળ તીર્થની યાત્રાએ જવા છુપચુપ નીકળ્યો. ચંદ્રાવતીને આની ખબર પડી અને તેણે ચંદ્રશેખરને તે વાત જણાવી. ચંદ્રશેખર શુકરાજનું રૂપ કરી રાજ્ય ચલાવવા લાગ્યો, લોકો તેને શુકરાજ સમજવા લાગ્યા. એક રાત્રે કૃત્રિમ શુકરાજ બુમાબુમ કરી કહેવા લાગ્યો કે 'અરે આ વિદ્યાધર મારી સ્ત્રીઓ અને વિદ્યાઓ લઈ જાય છે માટે પકડો પકડો.' મંત્રી વિગેરે દોડી આવ્યા રાજાને શાંત પાડયા અને કહ્યું કે 'વિદ્યા અને સ્ત્રીઓ ભલે ગઈ પણ આપ તો કુશળ છો ને?' રાજા કહે 'હા! કુશળ છું પણ વિદ્યાઓ અને સ્ત્રીઓ વિના શું કરું?' મંત્રીએ કહ્યું 'આપ કુશળ તો સર્વ કુશળ.' આમ કપટથી રાજકુળને ઠગી ચંદ્રાવતી સાથે રહેવા લાગ્યો. શુકરાજ વિમળાચળ તીર્થની યાત્રા કરી સસરાને ઘેર ગયો ત્યાં કેટલાક દીવસ રહી પોતાના નગરના ઉદ્યાનમાં આવ્યો ત્યારે ગોખે બેઠેલા બનાવટી શુકરાજે બુમો પાડી 'અરે મંત્રી જે વિદ્યાધર મારી બે સ્ત્રીઓ અને વિદ્યાઓ લઇ ગયો હતો તે ફરી મને ઉપદ્રવ કરવા આવ્યો છે માટે તેને સમજાવી પાછો વાળ', મંત્રી ખરા શુકરાજ પાસે ગયો અને નમસ્કાર કરી કહેવા લાગ્યો કે 'વિદ્યા અને

સ્રીથી આપ સંતોષ પામો, હવે અમને વધુ હેરાન ન કરો.' સાચા શુકરાજે કહ્યું 'અરે ! મંત્રી તું કેમ મૂઢ બન્યો છે, મને અને આ રાણીઓને તું સાવ ભૂલી જાય છે, આ તો બનાવટી રાજા બન્યો છે.' આમ ઘણું ઘણું કહ્યા છતાં શુકરાજના વચન ઉપર મંત્રીને વિશ્વાસ ન બેઠયો. શુકરાજે વિચાર્યું કે 'બળથી જો હું રાજ્ય લઈશ અગર તેને મારી નાખીશ તો પ્રજા અને રાજ્યમંડળમાં એજ વિશ્વાસ રહેશે કે-સાચો સ્વામી તો ગયો, આતો બનાવટી છે માટે હવે મારે થોડો વખત રાહ જોવી જોઇએ,' આ રીતે મન વાળી સત્ય શુકરાજ પાછો વળ્યો. પરંતુ રાજ્યભ્રષ્ટ થયાનું અને સુનું રાજ્ય મુકી ચાલ્યા આવ્યાના સહસાત્કારનું ખુબ દુઃખ થયું, આ અવસરમાં તેને પોતાના પિતા શ્રી મૃગધ્વજ કેવલી મળ્યા. તેમને વંદન કરી તેણે પોતાનો વૃત્તાન્ત કહ્યો. કેવળી ભગવંત ચંદ્રશેખરની બધી બીના જાણતા હોવા છતાં તે તેને ન કહી અને કહ્યું કે 'જીતારિ, રાજાથી આગળના ભવમાં તું શ્રીગ્રામ ગામનો ભદ્રક ઠાકુર હતો. તારે એક ઓરમાન ભાઇ હતો. બન્ને ભાઇઓને તમારા પિતાએ ભાગ વ્હેંચી આપ્યા હતા. એક વખતે તે ઓરમાન ભાઇ શ્રીગામ આગળથી પસાર થયો ત્યારે તેં તેને મશ્કરીમાં રોકી રાખ્યો અને કહ્યું કે 'હું મોટો ભાઈ બેઠો છતાં તારે રાજ્યની ચિંતા શામાટે કરવી પડે?' તે અકળાઈ ગયો અને તેણે માની લીધું કે "જરૂર આ મારૂં રાજ્ય પચાવી પાડશે, હું શું કામ અહિં આવ્યો? હવે શું કરૂં? ક્યાં જાઉં? તેમ વિલાપ કરવા લાગ્યો." તેં છેવટે બે ઘડી બાદ તેને છોડી મુક્યો. આ મશ્કરીથી કરેલ કર્મના ઉદયે તને રાજ્યનો વિરહ થયો છે પણ ધર્મથી અંતરાય તુટે માટે ધર્મ કર." કેવલી ભગવંતને 'હું શું ધર્મ કરૂં?' તે પુછતાં તેમણે કહ્યું કે 'વિમળાચળ તીર્થ અહિંથી નજીક છે ત્યાં જઇ ઋષભદેવ ભગવાનની સ્તુતિ કર અને ત્યારપછી છ માસ લગી તે ગિરિરાજમાં રહી પરમેષ્ઠિ મંત્રનો જાપ કર, છમાસને અંતે ગુફામાં પ્રકાશ દેખાશે અને શત્રુ ચાલ્યો જશે.' શુકરાજાએ શ્રદ્ધાથી છમાસ લગી તે પ્રમાણે કર્યું અંતે પ્રકાશ દેખાયો, આ તરફ દેવીએ ચંદ્રશેખરને કહ્યું કે 'તું અહિંથી ચાલ્યો જા હવે તારૂં શુકરાજનું રૂપ ટકશે નહિં,' હડધૂત થયેલ ચંદ્રશેખર ચાલી નીકળ્યો અને સાચો શુકરાજ આવી પહોંચ્યો. પ્રજાએ માત્ર એટલું જાણ્યું કે 'કોઇક સત્ય શુકરાજની ગેરહાજરીમાં રાજ્યભવનમાં ઘુસી ગયું હતું તે નીકળી ગયું', શુકરાજને રાજ્ય મળ્યા પછી તેની તીર્થપ્રત્યેની ભક્તિ ખુબ દૃઢ થઈ, અને તે પોતાના પરિવાર પ્રજાજન અને મિત્રરાજાઓ સહિત સિદ્ધાચળની યાત્રા કરવા નીકળ્યો. પોતાના કુકર્મથી કચવાતો ચંદ્રશેખર પણ યાત્રાએ સાથે નીકળ્યો. તીર્થરાજના દર્શન પૂજન કરી સૌ પાવન થયા અને શુકરાજે **'જે પરમપાવન ગિરિરાજના ધ્યાનથી શત્રુનો જય થયો માટે આનું નામ**

શત્રુંજય હો' તેમ ઘોષણાપૂર્વક પ્રસિદ્ધ કર્યું. આદીશ્વર ભગવાનના દર્શન અને પૂજન કરવાથી શુદ્ધભાવની વૃદ્ધિ થતાં ચંદ્રશેખરને પોતાના પાપનો અત્યંત પશ્ચાતાપ થવા લાગ્યો. તે અવસરે મહોદય નામના મુનિરાજના મુખે 'અહિ તીવ્ર તપસ્યાથી ગમે તેવાં પાપ નાશ પામે છે.' તે વચન સાંભળી વૈરાગ્યરંગિત થઇ તેણે તેમની પાસે દીક્ષા ગ્રહણ કરી ઉગ્ર તપસ્યા કરી. અંતે તીર્થમાં કરેલ શુદ્ધ તપના પ્રભાવે ભગિની ભોક્તા ચંદ્રશેખર છેવટે કેવળજ્ઞાન પામી મુક્તિ સુખને પામ્યો.

શુકરાજે વિમળાચળમાં રથયાત્રા અને સાધર્મિકવાત્સલ્ય વગેરે કરવાપૂર્વક વિવિધરીતે શાસનની ઉન્નતિ પૂર્વક તીર્થયાત્રા કરી. શુકરાજને છેવટે પદ્માવતીથી પદ્માકર અને વાયુવેગાથી વાયુસાર પુત્ર થયો. વાયુસારને યુવરાજ પદ આપી બે સ્ત્રીઓ સાથે વૈરાગ્યરંગિત થઇ શુકરાજે દીક્ષા ગ્રહણ કરી. શુકરાજ દીક્ષાબાદ શત્રુંજય તીર્થે યાત્રાર્થે ગયા અને ત્યાં શત્રુંજય તીર્થ ઉપર જેમ ચઢતા ગયા તેમ હૃદયમાં શુક્લધ્યાનમાં આગળ વધતાં કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. પછી ચિરકાળ વિચરી શુકરાજ અને તેની બે સ્ત્રીઓ મોક્ષ સુખને પામી. શત્રુંજય નામની પ્રસિદ્ધિ કરનાર શુકરાજે ભદ્રકપ્રકૃતિને લઇ સમકિત અને ત્યારબાદ ઉત્તરોત્તર ગુણ વિકાસ સાધી મુક્તિને મેળવી. **આ પ્રમાણે ભદ્રક-પ્રકૃતિ ઉપર શુકરાજની કથા.**

**હવે શ્રાવકના ભેદો પૂર્વક શ્રાવકનું સ્વરૂપ જણાવે છે**

**नामाई चउभेओ, सड्ढो भावेण इत्थ अहिगारो।**
**तिविहो अ भावसड्ढो, दंसण वय उत्तरगुणेहिं ॥ ४ ॥**

**[ नामादिचतुर्भेदः श्राद्धः भावेण अत्र अधिकारः।**
**त्रिविधश्च भावश्राद्धः दर्शनव्रतउत्तरगुणैः ]**

**અર્થ:**—શ્રાવક, નામ સ્થાપના દ્રવ્ય, અને ભાવ એ રીતે ચાર પ્રકારે છે. અહિં ભાવશ્રાવકનો અધિકાર છે અને આ ભાવ શ્રાવક દર્શન, વ્રત અને ઉત્તર-ગુણને લઈ ત્રણ પ્રકારે છે.

**શ્રાવકના પ્રકાર**

**ભાવાર્થ:**—શ્રાવક ૧ નામ, ૨ સ્થાપના, ૩ દ્રવ્ય, અને ૪ ભાવ એ રીતે ચાર પ્રકારે છે. જેમ, કોઇ ઇશ્વરદાસ નામ ધરાવે, પણ દરિદ્રિનો દાસ હોય, તેમ જેનામાં શાસ્ત્રમાં કહેલાં શ્રાવકનાં લક્ષણ ન હોય, પણ કેવળ શ્રાવક નામથી ઓળખાય તે **૧ નામ શ્રાવક.** ચિત્રામણની અથવા કાષ્ઠ પાષાણાદિકની જે શ્રાવકની મૂર્તિ તે, **૨ સ્થાપના શ્રાવક.** ચંડપ્રદ્યોત રાજાની

આજ્ઞાથી અભયકુમારને પકડવા માટે કપટવડે [૬]શ્રાવિકાનો વેષ ધારણ કરનારી ગણિકાની પેઠે અંદરથી ભાવશૂન્ય અને બહારથી શ્રાવકની કરણી કરે તે, **૩ દ્રવ્ય શ્રાવક.** જે ભાવથી શ્રાવકની ધર્મ ક્રિયા કરવામાં તત્પર હોય તે, **૪ ભાવ શ્રાવક.** કેવળ નામધારી, ચિત્રામણની અથવા જેમાં ગાયોનાં લક્ષણ નથી તે ગાય જેમ પોતાનું કામ કરી શકતી નથી, તેમ ૧ નામ, ૨ સ્થાપના અને ૩ દ્રવ્ય શ્રાવક પણ પોતાનું ઇષ્ટ ધર્મકાર્ય કરી શકતો નથી, માટે અહિં ભાવશ્રાવકનોજ અધિકાર જાણવો.

**ભાવ શ્રાવકના પ્રકાર**

૧ દર્શન શ્રાવક, ૨ વ્રત શ્રાવક અને ૩ ઉત્તરગુણ શ્રાવક એમ ભાવશ્રાવકના ત્રણ પ્રકાર છે. શ્રેણિકમહારાજાદિકની પેઠે કેવળ સમ્યક્ત્વધારી હોય તે ભાવથી **૧ દર્શન શ્રાવક.** સુરસુંદર કુમારની સ્ત્રીઓની પેઠે સમ્યક્ત્વ મૂળ પાંચ અણુવ્રતનો ધારક હોય, તે ભાવથી **૨ વ્રત શ્રાવક.** સુરસુંદર કુમારની સ્ત્રીઓની સંક્ષિપ્ત કથા નીચે પ્રમાણે છેઃ—

એક વખત કોઇ મુનિરાજ સુરસુંદર કુમારની સ્ત્રીઓને પાંચ અણુવ્રતનો ઉપદેશ કરતા હતા, ત્યારે એકાંતમાં છાનો ઉભો રહી સુરસુંદર જોતો હતો અને તેથી તેના મનમાં મુનિરાજ ઉપર ઇર્ષા ઉત્પન્ન થઈ તેણે મનમાં ચિંતવ્યું કે, "આ મુનિના શરીર ઉપર હું લાકડીના પાંચ પાંચ પ્રહાર કરીશ." મુનિરાજે પ્રથમ પ્રાણાતિપાત વિરમણ નામનું અણુવ્રત દ્રષ્ટાંત સહિત કહ્યું, ત્યારે સ્ત્રીઓએ તે અંગીકાર કર્યું. તેથી સુરસુંદરે વિચાર કર્યો કે, "એ સ્ત્રીઓ ગમે તેવી રોષે ભરાણી હશે, તો પણ વ્રત લીધેલું હોવાથી કોઈ પણ વખત મને મારશે નહીં." એમ વિચારી હર્ષથી પાંચમાંથી એક પ્રહાર ઓછો કર્યો. એવી રીતે એકેક વ્રતની પાછળ એકેક પ્રહાર ઓછો કરતો ગયો. આખરે તે સ્ત્રીઓએ તો પાંચે અણુવ્રત લીધાં. ત્યારે મને "ધિક્કાર થાઓ, મેં માઠું ચિંતવ્યું." એમ સુરસુંદર ઘણોજ પશ્ચાત્તાપ કરી મુનિરાજને ખમાવી વ્રત લઇ અનુક્રમે સ્ત્રીઓ સહિત સ્વર્ગે ગયો.

સુદર્શનશેઠ આદિક શ્રાવકની પેઠે જે સમ્યક્ત્વ મૂળ પાંચ અણુવ્રત તથા ઉત્તર ગુણ એટલે ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર વ્રત ધારણ કરે, તે ભાવથી **૩ ઉત્તરગુણ શ્રાવક** જાણવો. અથવા સમ્યક્ત્વ મૂળ બારવ્રતને ધારણ કરે તે ભાવથી ૨ વ્રત શ્રાવક જાણવો. અને આનંદ, કામદેવ, કાર્તિકશ્રેષ્ઠિ ઇત્યાદિકની પેઠે જે સમ્યક્ત્વ મૂળ બારવ્રત

---

૬ ચંડપ્રદ્યોત રાજાએ મગધ ઉપર ચઢાઈ કરી, પણ અભયકુમારની બુદ્ધિથી ભેદ નીતિવડે વિના લડાઈએ ચંડપ્રદ્યોત આક્રમણ કરવું છોડી પોતાની નગરીએ ચાલ્યો ગયો. પાછળથી ચંડપ્રદ્યોતને ખબર પડી કે અભયકુમારે તેને ઠગ્યો છે, માટે તેને બાંધી પકડી લાવવા ઉદ્‌ઘોષણા કરી. એક વેશ્યાએ રાજાની આ ઉદ્‌ઘોષણાનો સ્વીકાર કર્યો. અભયકુમાર બુદ્ધિચતુર અને કુશળ હોવાથી વેશ્યાએ વિચાર્યું કે ધર્મબુદ્ધિ સિવાય બીજીરીતે તેને ઠગી નહિ શકાય માટે તેણે ધર્મક્રિયાનાં ઉપયોગી સૂત્રોનો અભ્યાસ કર્યો. અને શ્રાવિકાનો સ્વાંગ સજી શ્રેણિક રાજાના કરાવેલા જિનમંદિરમાં ચૈત્યવંદન કરવા બેઠી. ખુબ ભક્તિપૂર્વક સ્તવનોથી જિનભક્તિમાં તન્મય બનેલી તેને દર્શન માટે આવેલા અભયકુમારે દીઠી.

તથા સર્વ સચિત્ત પરિહાર, એકાશન પચ્ચક્ખાણ, ચોથું વ્રત, ભૂમિશયન, શ્રાવક પ્રતિમાદિક અને બીજા વિશેષ અભિગ્રહને ધારણ કરતો હોય, તો તે ભાવથી ૩ ઉત્તરગુણ શ્રાવક જાણવો.

**બાર વ્રતના ભાંગા**

બારવ્રતમાં એક બે ઇત્યાદિવ્રત અંગીકાર કરે તો પણ ભાવથી વ્રતશ્રાવક ગણાય. આ ૭બારવ્રતના એકેક, દ્વિક, ત્રિક, ચતુષ્ટય ઇત્યાદિ સંયોગમાં દ્વિવિધ ત્રિવિધ ઇત્યાદિ ભાંગા તથા ઉત્તરગુણ અને અવિરતિ રૂપ બે ભેદ મેળવવાથી શ્રાવકવ્રતના સર્વ મળીને તેરસો ચોરાશી ક્રોડ, બાર લાખ, સત્યાશી હજાર, બસેને બે ભાંગા થાય છે.

---

દર્શન કરી નિકળ્યા બાદ તે કપટ શ્રાવિકાને અભયકુમારે ભોજનનું નિમંત્રણ આપ્યું, અને તેનું નામઠામ પુછ્યું. કપટનિધાન ગણિકાએ કહ્યું કે, "હું પૃથ્વીભૂષણ નગરના શેઠની પુત્રી સુભદ્રા છું. પિતાએ વસુદત્ત વ્યવહારિના પુત્ર સાથે પરણાવી પણ નસીબયોગે થોડાજ વખતમાં તે મૃત્યુ પામ્યો, હું શોક અને દુઃખથી મારા દીવસો પસાર કરતી હતી તેવામાં એક ધર્મધુરંધર સાધ્વીજીએ મને ઉપદેશ આપ્યો કે 'આમ ખેદથી માનવભવ શામાટે એળે કાઢે છે? ધર્મમાં ચિત્ત પરોવ અને આત્માનું કલ્યાણ સાધ.' આ પછી હું, મારા દિવસો ધર્મક્રિયામાં પસાર કરૂં છું. જુદાજુદા તીર્થોની યાત્રા કરતાં શ્રેણિક મહારાજા અને તમારા ધર્મધુરંધરપણાની ખ્યાતિ સાંભળી હું અહિં આવી અને ધર્મિ એવા તમારા દર્શનથી મારો જન્મ ખરેખર કૃતાર્થ થયો છે." અભયકુમારે ભોજન અવસરે કપટ-શ્રાવિકાના ઉતારે જઈ સપરિવાર તેને પોતાને ત્યાં ભોજન માટે નિમંત્રણ આપ્યું. મહાઅમાત્ય અભયકુમાર પીરસતી વખતે જાતે હાજર રહ્યો. કપટશ્રાવિકા દરેક રસવતીમાં કેટલા દિવસનો આટો છે, સચિત્ત છે કે અચિત્ત છે, વિગેરે પુછી તપાસી પછીજ લેતી. આ પ્રમાણેની તેની ચોક્કસાઈ અને ધર્મ લાગણીથી મહાઅમાત્યને તેના ઉપર વધુ ભક્તિ ઉત્પન્ન થઈ. કેટલાક વખત પછી કપટ નિધાન તેણીએ આગ્રહપૂર્વક મહાઅમાત્ય અભયકુમારને પોતાને ત્યાં ભોજનનું નિમંત્રણ આપ્યું. ધર્મભગિની માની મહાઅમાત્ય અભયકુમારે તેનો સ્વીકાર કર્યો. ભોજનને અંતે અભયકુમારને તેણે ચંદ્રહાસ મદિરા પાયો. અને તેથી અભયકુમાર નિદ્રાધીન થઈ ભાન ભૂલ્યો કે તુર્ત તેણે બીજાદ્વારથી રથદ્વારા જલદીથી ચંડપ્રદ્યોતને નગરે પહોંચાડ્યો અને ચંડપ્રદ્યોતને સોંપ્યો. મદિરાનું ઘેન ઉતરતાં અભય-કુમારને ખ્યાલ આવ્યો કે તે શ્રાવિકા સાચી શ્રાવિકા નહોતી પણ મને પકડવા શ્રાવિકારૂપ ધારી વેશ્યા હતી. અહિં **ભાવશૂન્ય અને બહારથી શ્રાવકની કરણી કરતી હોવાથી ગણિકા તે દ્રવ્યશ્રાવિકા ગણાય.**

૭ શ્રાવક વિરત અને અવિરત એ રીતે બે પ્રકારે છે. આનંદ, કામદેવ વિગેરે વિરત શ્રાવક અને કૃષ્ણ, સત્યકિ શ્રેણિક વિગેરે અવિરત શ્રાવકો છે, તેમજ દ્વિવિધ, ત્રિવિધ વિગેરે પ્રકારોને લઈને શ્રાવકના આઠ ભેદ પડે છે. તે ૧ દ્વિવિધ, ત્રિવિધ ૨ દ્વિવિધ દ્વિવિધ. ૩ દ્વિવિધ એકવિધ. ૪ એકવિધ ત્રિવિધ. ૫ એકવિધ દ્વિવિધ. ૬ એકવિધ એકવિધ. ૭ ઉત્તરગુણ. ૮ અવિરત. કરવું કરાવવું તે દ્વિવિધ અને મન, વચન અને

## શ્રાવકનું ત્રિવિધ ત્રિવિધે પચ્ચક્ખાણ

**શંકાઃ**—શ્રાવકવ્રતમાં ત્રિવિધ ત્રિવિધ એ ભાંગાનો ભેદ કેમ કોઈ ઠેકાણે નથી ઘટાવવામાં આવ્યો?

**સમાધાનઃ**—પોતે અથવા પુત્રાદિકની પાસે પૂર્વે આરંભેલા કાર્યમાં શ્રાવક અનુમતિનો નિષેધ કરી શકે નહીં, માટે ત્રિવિધ ત્રિવિધ ભાંગો લેવામાં નથી આવ્યો.

જોકે [૮]પ્રજ્ઞપ્ત્યાદિ ગ્રંથમાં શ્રાવકને ત્રિવિધ ત્રિવિધ પચ્ચક્ખાણ પણ કહ્યું છે, પરંતુ તેની વિશેષ વિધિ છે, તે આ રીતેઃ—જે શ્રાવક દીક્ષા લેવાનીજ ઇચ્છા કરતો હોય, પણ કેવળ પુત્રાદિ સંતતિનું પાલન કરવામાટે ગૃહવાસમાં અટકી રહ્યો હોય, તે ત્રિવિધે ત્રિવિધે પચ્ચખ્ખાણ કરી શ્રાવક પ્રતિમાનો અંગીકાર કરે. અથવા કોઇ શ્રાવક સ્વયંભૂરમણ સમુદ્રમાં રહેલા મત્સ્યના માંસાદિકનું કિંવા મનુષ્યક્ષેત્રની બહાર સ્થૂલહિંસાદિકનું કોઇ અવસ્થામાં પચ્ચક્ખાણ કરે તો, તે ત્રિવિધ ત્રિવિધ ભાંગાથી કરે. આવી રીતે ત્રિવિધ ત્રિવિધ પચ્ચક્ખાણનો વિષય ઘણો અલ્પ હોવાથી તે અહિં કહેવામાં આવ્યો નથી. મહાભાષ્યમાં પણ કહ્યું છે કે, "કેટલાક કહે છે કે, 'શ્રાવકને ત્રિવિધ પચ્ચખાણ નથી,' પણ એમ નથી. કારણ કે પન્નત્તિમાં વિશેષઆશ્રયથી ત્રિવિધ ત્રિવિધનું કથન કર્યું છે. કોઇ શ્રાવક વિશેષ અવસ્થામાં સ્વયંભૂરમણ સમુદ્રની અંદર આવેલા મત્સ્યના માંસની પેઠે મનુષ્ય ક્ષેત્રની બહાર હસ્તિદંત, ચિત્રાનું ચામડું, ઇત્યાદિ નહિ મળી શકે એવી વસ્તુનું અથવા કાગડાનું માંસ વગેરે પ્રયોજન રહિત વસ્તુનું પચ્ચખાણ ત્રિવિધ ત્રિવિધે કરે તો દોષ નથી. કેટલાક એમ કહે છે કે, કોઇ ગૃહસ્થ દીક્ષા લેવાંને તત્પર હોય, તો પણ કેવળ પુત્રાદિક સંતતિનું રક્ષણ કરવાને અર્થેજ (દીક્ષા ન લેતાં) શ્રાવક પ્રતિમા વહે, તો તેને પણ ત્રિવિધે ત્રિવિધ પચ્ચક્ખાણ હોય."

## સૂત્રમાં બીજી રીતે જણાવેલ શ્રાવકના પ્રકારો

**શંકાઃ**—આગમમાં તો બીજી રીતે શ્રાવકના ભેદો કહેલા છે.? [૯]શ્રીઠાણાંગ સૂત્રમાં કહ્યું છે કે—શ્રમણોપાસક ચાર પ્રકારના કહ્યા છે. તે આ રીતે ૧ માતા પિતા સમાન,

---

કાયાથી તે ત્રિવિધ. આ રીતે બીજા ભાંગાઓનું પણ સમજવું. એક વ્રતના દ્વિવિધ ત્રિવિધ ભેદે છ ભાંગા થાય તેમ પાંચે વ્રતોમાં તેવા ભેદો કરીએ તો ૩૦ ભેદ અને એક ઉત્તરગુણ તેમજ એક અવિરત મેળવવાથી ૩૨ શ્રાવકના ભેદ થાય છે. આજ રીતે બારે વ્રતોને આશ્રયિને ભંગ કરવામાં આવે તો ૧૩૮૪૧૨૮૭૨૦૨ તેરસો ચોરાસી ક્રોડ બાર લાખ સત્યાસી હજાર બસોને બે ભાંગા થાય. તેની રીત–એક વ્રતના છ ભાંગા છે હવે બે વ્રતના ભાંગા લાવવા હોય તો છને સાતે ગુણી છ નાંખવાથી થાય. એટલે ૪૮ ભાંગા થાય, ત્રણ વ્રતના ભાંગા માટે ૪૨ને સાતે ગુણી છ ઉમેરીએ એટલે ૩૪૨ થાય. આ રીતે અગીઆરમી વાર કરીએ એટલે ઉપર જણાવેલ ભાંગા આવી રહેશે.

૮ પ્રજ્ઞપ્તિથી 'શ્રાવક પ્રજ્ઞપ્તિ' ગ્રંથ સમજવો તે ગ્રંથના પૃ. ૫૭ શ્લોક ૩૩૪–૩૩૫ ૩૩૬માં ત્રિવિધ ત્રિવિધ પચ્ચક્ખાણનો ભેદ જણાવ્યો છે.

૯ ઠાણાંગસૂત્ર સૂત્ર ૩૨૧ પૃષ્ઠ ૨૪૨.માં શ્રાવકના આ ચારે પ્રકારો જણાવ્યા છે.

૨ બંધુ સમાન, ૩ મિત્ર સમાન અને ૪ સપત્ની સમાન, અથવા બીજી રીતે ચાર પ્રકારના શ્રમણોપાસક કહ્યા છે. તે જેમ કે, ૧ આરિસા સમાન, ૨ ધ્વજા સમાન, ૩ થાંભલા સમાન, અને ડાંખરા સમાન.

**સમાધાનઃ**—ઉપર કહેલા ચાર ભેદ શ્રાવકનો સાધુની સાથે જે વ્યવહાર છે તેને આશ્રયિ જાણવા.

**શંકાઃ**—ઉપર કહેલા શ્રાવકના ભેદ તમે કહેલા ભેદમાંના કયા ભેદમાં સમાય છે?

**સમાધાનઃ**—વ્યવહારનયને મતે આ (ઉપર કહેલા ભેદો) ભાવ શ્રાવક જ છે. કેમકે, તેવા પ્રકારનો વ્યવહાર છે. નિશ્ચયનયને મતે શોકય સમાન અને ઝાંખરા સમાન મિથ્યાદૃષ્ટિ સરખા દ્રવ્યશ્રાવક અને બાકી રહેલા સર્વે ભાવશ્રાવક જાણવા. આ ભેદોની સમજ આ રીતે છે. સાધુનાં જે કાંઈ કાર્ય હોય, તે મનમાં વિચારે, વખતે સાધુનો કાંઈ પ્રમાદ દીઠામાં આવે. તો પણ સાધુ ઉપરથી રાગ ઓછો ન કરે, અને જેમ માતા પોતાના બાળક ઉપર તેમ જે મુનિરાજ ઉપર અતિશય દયાના પરિણામ રાખે, **૧ તે શ્રાવક માતા પિતા સરખો જાણવો.** જે શ્રાવક સાધુ ઉપર મનમાં તો ઘણો રાગ રાખે, પરંતુ બહારથી વિનય સાચવવામાં મંદ આદર દેખાડે, પણ સાધુનો કોઈ પરાભવ કરે, તો તે સમયે તુરત ત્યાં જઈ મુનિરાજને સાહાય કરે **૨ તે શ્રાવક બંધુ સરખો જાણવો.** જે શ્રાવક પોતાને, મુનિના સ્વજન કરતાં પણ અધિક ગણે, અને કાંઈ કામકાજમાં મુનિરાજ એની સલાહ ન લે તો અહંકારથી રોષ કરે, **૩ તે શ્રાવક મિત્ર સરખો જાણવો.** જે ગર્વીષ્ઠ શ્રાવક, સાધુનાં છિદ્ર જોયા કરે, સાધુની પ્રમાદથી થએલી ભૂલ હમ્મેશાં કહ્યા કરે અને તેમને તણખલા સમાન ગણે, **૪ તે શ્રાવક શોકય સરખો જાણવો.** બીજા ચાર વિકલ્પમાં, ગુરૂએ કહેલો સૂત્રાર્થ જેવો કહ્યો હોય તેવોજ જે શ્રાવકના મનમાં ઉતારે તે સુશ્રાવકને સિદ્ધાંતમાં **આરિસાસમાન** વર્ણવ્યો છે.૧ જે શ્રાવક ગુરૂના વચનનો બરાબર નિર્ણય કરે નહીં તેથી પવન જેમ ધ્વજાને આમતેમ ભમાવે, તેમ અજ્ઞાની લોકો જેને ભમાવે તે શ્રાવક **ધ્વજા સમાન** જાણવો.૨ ગીતાર્થ મુનિરાજ ગમે તેટલું સમજાવે તો પણ જે પકડેલો હઠ છોડે નહીં, પરંતુ મુનિરાજ ઉપર દ્વેષભાવ પણ ન રાખે, તે શ્રાવક **સ્તંભ સમાન** જાણવો.૩ જે શ્રાવક સદ્ધર્મનો ઉપદેશ કરનારા મુનિરાજ ઉપર પણ "તું ઉન્માર્ગ દેખાડનારો, નિન્હવ, મૂઢ અને મંદધર્મી છે." એવા નિંદાના શબ્દ બોલે, તે શ્રાવક **કંટક સમાન** જાણવો.૪ જેમ પાતળુ વિષ્ટાદિ અશુચિ દ્રવ્ય, સ્પર્શ કરનાર માણસને પણ લેપ કરે છે, તેમ સારો ઉપદેશ કરનારને પણ જે દૂષણ આપે, તે કંટક સમાન કહેવાય છે, નિશ્ચયનયમતે શોકય સમાન અને કંટક ઝાંખરા સમાન એ બન્ને મિથ્યાત્વી જાણવા. અને વ્યવહારથી તો શ્રાવક કહેવાય છે, કારણકે, તે જિનમંદિરાદિક વગેરે સ્થળે જાય છે.

**શ્રાવક અને શ્રાદ્ધ શબ્દનો અર્થ**

(હવે '**શ્રાવક**' એ શબ્દનો અર્થ કહે છે.) 'શ' અને 'સ' એ બે સરખા જાણીને શ્રાવક શબ્દનો અર્થ આ રીતે થાય છે. પ્રથમ સકાર માનીને "**स्रवति अष्टप्रकारं**

कर्मेति श्रावकः" એટલે દાન, શીયલ, તપ, અને ભાવના ઇત્યાદિ શુભ યોગથી આઠ પ્રકારના કર્મનો ત્યાગ કરે, તે શ્રાવક જાણવો." બીજો શકાર માનીને "श्रृणोति यतिभ्यः सम्यक् समाचारीमिति श्रावकः એટલે સાધુ પાસેથી સમ્યક્ પ્રકારે સામાચારી સાંભળે તે શ્રાવક જાણવો." એ બન્ને અર્થ ભાવશ્રાવકની અપેક્ષાથી જાણવા. વળી "જેનાં પૂર્વે બંધાયેલાં અનેક પાપો ખપે છે, અર્થાત્ જીવ પ્રદેશથી બહાર નીકળી જાય છે, અને જે વ્રતોથી નિરંતર વીંટાયલો છે, તે શ્રાવક કહેવાય છે; "જે પુરૂષ સમ્યક્ત્વાદિક પામીને દરરોજ મુનિરાજ પાસે ઉત્કૃષ્ટ સામાચારી સાંભળે છે, તેને પણ જાણ લોકો શ્રાવક કહે છે." તેમજ જે પુરૂષ (શ્રા એટલે) સિદ્ધાંતના પદનો અર્થ વિચારીને જે પોતાની આગમ ઉપરની શ્રદ્ધા પરિપક્વ કરે, (વ એટલે) નિત્ય સુપાત્રને વિષે ધનનો વ્યય કરે, અને (ક એટલે) રૂડા મુનિરાજની સેવા કરીને પોતાનાં માઠાં કર્મ છોડે અર્થાત્ ખપાવે, એ માટેજ તેને ઉત્તમ પુરૂષો શ્રાવક કહે છે." અથવા "જે પુરૂષ શ્રા એટલા પદનો અર્થ ચિંતવીને પ્રવચન ઉપરની શ્રદ્ધા પરિપક્વ કરે, તથા સિદ્ધાંત સાંભળે, 'વ' એટલે સુપાત્રે ધનનો વ્યય કરે, અને દર્શન—સમકિત આદરે, 'ક' એટલે માઠાં કર્મને છોડે, અને ઇન્દ્રિયાદિકનો સંયમ કરે, તેને વિચક્ષણ પુરૂષો શ્રાવક કહે છે." હવે 'શ્રાદ્ધ' શબ્દનો અર્થ કહે છે. જેની સદ્ધર્મને વિષે શ્રદ્ધા છે, તે શ્રાદ્ધ કહેવાય છે. મૂળ શબ્દ શ્રદ્ધા હતો તેને प्रज्ञाश्रद्धार्चावृत्तेर्णः એ વ્યાકરણસૂત્રથી ણ પ્રત્યય કર્યો, ત્યારે પ્રત્યયના ણ કારનો લોપ અને આદિની વૃદ્ધિ થવાથી શ્રાદ્ધ એવું રૂપ થાય છે. શ્રાવક શબ્દની પેઠે શ્રાદ્ધ શબ્દનો પણ ઉપર કરેલો અર્થ ભાવ શ્રાવકની અપેક્ષાથીજ જાણવો. માટેજ અહિં ગાથામાં કહ્યું કે અહિં ભાવ શ્રાવકનો અધિકાર છે.

**ચોથી ગાથામાં શ્રાવકનું સ્વરૂપ કહ્યું. હવે પાછળ બીજી ગાથામાં 'દિવસકૃત્ય' 'રાત્રિકૃત્ય' ઇત્યાદિ છ વિષય કહેવામાં આવ્યા છે, તેમાં પ્રથમ દિવસકૃત્યની વિધિ કહે છે.**

**नवकारेण विबुद्धो, सरेइ सो सकुलधम्मनियमाई ।**
**पडिकमिअ सुईपूइअ, गिहे जिणं कुणइ संवरणं ॥ ५ ॥**

**[ नवकारेण विबुद्धः स्मरति स स्वकुलधर्मनियमादीन् ।**
**प्रतिक्रम्य शुचिःपूजयित्वा गृहे जिनं करोति संवरणं ॥५॥ ]**

**અર્થઃ**—નવકાર ગણીને જાગૃત્ થવું. પછી પોતાના કુળનિયમાદિને સંભારવા ત્યારબાદ પ્રતિક્રમણ કરી પવિત્ર થઈ જિનમંદિરમાં જિનેશ્વરને પૂજી પચ્ચક્ખાણ કરવું.

**ભાવાર્થ**—"'नमो अरिहंताणं' ઇત્યાદિ નવકાર ગણીને જાગૃત થયેલો શ્રાવક પોતાના કુળ, ધર્મ, નિયમ ઇત્યાદિકનું ચિંતવન કરે' ઇત્યાદિ પ્રથમ ગાથાર્ધનું વિવરણ આ પ્રમાણે છે.

## ઉઠવાનો સમય અને વહેલા ઉઠવાથી લાભ

શ્રાવકે નિદ્રા થોડી લેવી. પાછલી રાત્રે પહોર રાત્રિ બાકી રહે તે વખતે ઉઠવું. તેમ કરવામાં આલોક સંબંધી તથા પરલોક સંબંધી કાર્યનો બરોબર વિચાર થવાથી તે તે કાર્યની સિદ્ધિ તથા બીજા પણ ઘણા ફાયદા છે, અને તેમ ન કરવામાં, આવે તો આલોક અને પરલોક સંબંધી કાર્યની હાનિ વગેરે ઘણા દોષો છે. લોકમાં પણ કહ્યું છે કે—

"कम्मीणां धण संपडइ, धम्मीणां परलोअ जिहिं ॥
सुत्तां रवि उग्गमइ, तिहिं नर आओ न ओय" ॥१॥

**અર્થ**—મજૂર લોકો જો વહેલા ઉઠીને કામે વળગે તો, તેમને ધન મળે છે, ધર્મિ પુરૂષો વહેલા ઉઠીને ધર્મકાર્ય કરે તો, તેમને પરલોકનું સારૂં ફળ મળે છે; પરંતુ જેઓ સૂર્યોદય થયા છતાં પણ ઉઠતા નથી, તેઓ બળ, બુદ્ધિ, આયુષ્ય અને ધનને હારી જાય છે. ૧

નિદ્રાવશ થવાથી અથવા બીજા કાંઈ કારણથી જો પૂર્વે કહેલા વખતે ન ઉઠી શકે તો, પંદર મુહૂર્તની રાત્રિમાં જઘન્યથી ચૌદમે બ્રાહ્મમુહૂર્તે (અર્થાત્ ચાર ઘડી રાત્રિ બાકી રહે) ત્યારે તો જરૂર ઉઠવું જોઈએ.

## દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવનો ઉપયોગ

ઉઠતાંની સાથે શ્રાવકે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી તથા ભાવથી ઉપયોગ કરવો. તે આ પ્રમાણેઃ–"હું શ્રાવક છું, કે બીજો કોઇ છું ?" એવો વિચાર કરવો તે **દ્રવ્યથી ઉપયોગ** "હું પોતાના ઘરમાં છું કે બીજાના ઘેર ? મેડા ઉપર છું કે, ભોંય તળીએ ?" એવો વિચાર કરવો તે **ક્ષેત્રથી ઉપયોગ.** "રાત્રિ છે કે દિવસ છે ?" એવો વિચાર કરવો તે **કાળથી ઉપયોગ.** "કાયાના, મનના અથવા વચનના દુઃખથી હું પીડાયલો છું કે નહી ?" એવો વિચાર કરવો તે **ભાવથી ઉપયોગ.** એવો ચતુર્વિધ વિચાર કર્યા પછી નિદ્રા બરાબર ગઇ ન હોય, તો નાસિકા પકડીને શ્વાસોશ્વાસને રોકે. તેથી નિદ્રા તદ્દન જાય ત્યારે દ્વાર (બારણું) જોઇને કાયચિંતા વગેરે કરે. સાધુની અપેક્ષાથી **ઓઘનિર્યુક્તિમાં** કહ્યું છે કે– "દ્રવ્યાદિનો ઉપયોગ, અને શ્વાસોશ્વાસનો નિરોધ કરવો."

## રાત્રે કાર્ય પ્રસંગે કેવીરીતે બોલવું યા બોલાવવું.

રાત્રે જો કાંઇ બીજા કોઈને કામકાજ જણાવવું પડે તો, તે બહુજ ધીમા સાદે જણાવવું. ઊંચા સ્વરથી ખાંસી, ખુંખાર; હુંકાર અથવા કોઈ પણ શબ્દ ન કરવો, કારણ કે તેમ કરવાથી ગરોળી વગેરે હિંસક જીવ જાગે અને માખી પ્રમુખ ક્ષુદ્ર જીવોને ઉપદ્રવ કરે, તથા પડોશના લોકો પણ જાગૃત્ થઈ પોત પોતાના કાર્યનો આરંભ કરવા લાગે. જેમકે, પાણી લાવનારી તથા રાંધનારી સ્ત્રી, વેપારી, શોક કરનાર, મુસાફર, ખેડૂત, માળી, રહેંટ ચલાવનાર, ઘરટ્ટ પ્રમુખ યંત્રને ચલાવનાર, સલાટ, ઘાંચી, ધોબી, કુંભાર, લુહાર, સૂથાર, જુગારી, શસ્ત્ર તૈયાર કરનાર, કલાલ, માછી, કસાઈ, શિકારી, ઘાતપાત કરનાર, પરસ્ત્રીગમન કરનાર, ચોર, ધાડ પાડનાર, ઇત્યાદિ લોકોને પરંપરાએ પોત

પોતાના નિંદ્ય વ્યાપારને વિષે પ્રવૃત્તિ કરાવવાનો તથા બીજા પણ નિરર્થક અનેક દોષ લાગે છે. **શ્રીભગવતી સૂત્રમાં** કહ્યું છે કે–"ધર્મી પુરૂષો જાગતા અને અધર્મી પુરૂષો સુતા હોય તે સારા જાણવા. એવીરીતે વત્સદેશના રાજા શતાનિકની બ્હેન જયંતીને શ્રીમહાવીરસ્વામીએ કહ્યું છે."

### ૧૦કઇ નાડી અને કયા તત્ત્વથી શું લાભ થાય તેનો વિચાર.

નિદ્રા જતી રહે, ત્યારે સ્વરશાસ્ત્રના જાણ પુરુષે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચે તત્ત્વોમાં કયું તત્ત્વ શ્વાસોશ્વાસમાં ચાલે છે? તે તપાસવું. કહ્યું છે કે– "પૃથ્વીતત્ત્વ અને જળતત્ત્વને વિષે નિદ્રાનો ત્યાગ કરવો શુભકારી છે, પણ અગ્નિ વાયુ અને આકાશ તત્ત્વોને વિષે તો તે દુઃખદાયક છે. શુક્લપક્ષના પ્રાતઃકાળમાં ચંદ્ર નાડી અને કૃષ્ણપક્ષના પ્રાતઃકાળમાં સૂર્ય નાડી સારી જાણવી. શુક્લપક્ષમાં અને કૃષ્ણપક્ષમાં ત્રણ દિવસ પડવે, બીજ અને ત્રીજ સુધી પ્રાતઃકાળમાં અનુક્રમે ચંદ્રનાડી અને સૂર્યનાડી શુભ જાણવી. અજવાળી પડવેથી માંડીને પહેલા ત્રણ દિવસ (ત્રીજ) સુધી ચંદ્રનાડીમાં વાયુતત્ત્વ વહે, તે પછી ત્રણ દિવસ (ચોથ પાંચમ અને છઠ) સુધી સૂર્યનાડીમાં વાયુતત્ત્વ વહે, એ રીતે આગળ ચાલે તો શુભ જાણવું. પણ એથી ઉલટું એટલે પહેલા ત્રણ દિવસ સૂર્યનાડીમાં વાયુતત્ત્વ અને પાછલા ત્રણ દિવસમાં ચંદ્રનાડીમાં વાયુતત્ત્વ એ પ્રમાણે ચાલે તો દુઃખદાયી જાણવું. ચંદ્રનાડીમાં વાયુતત્ત્વ ચાલતાં છતાં જો સૂર્યનો ઉદય થાય તો સૂર્યના અસ્તસમયે સૂર્યનાડી શુભ જાણવી તથા જો સૂર્યને ઉદયે સૂર્યનાડી વહેતી હોય તો અસ્તને સમયે ચંદ્રનાડી શુભ જાણવી."

### વાર, સંક્રાંતિ અને ચંદ્રરાશિમાં રહેલ નાડીનું ફળ.

કેટલાકના મતે વારને અનુક્રમે સૂર્ય ચંદ્રનાડીના ઉદયને અનુસરી ફળ જણાવેલ છે તે આ રીતેઃ—'રવિ, મંગલ, ગુરૂ અને શની આ ચાર વારને વિષે પ્રાતઃ-કાળમાં સૂર્યનાડી તથા સોમ, બુધ અને શુક્ર એ ત્રણ વારને વિષે પ્રાતઃકાળમાં ચંદ્રનાડી હોય તે સારી,' કેટલાકના મતે સંક્રાંતિના અનુક્રમથી સૂર્ય ચંદ્રનાડીનો ઉદય કહેલ છે. તે આ રીતે—'મેષ સક્રાંતિ વિષે પ્રાતઃકાળમાં સૂર્યનાડી અને વૃષભ સંક્રાંતિને વિષે ચંદ્ર નાડી સારી ઇત્યાદિ.' કેટલાકને મતે ચંદ્રરાશિના પરાવર્ત્તનના ક્રમથી નાડીનો વિચાર છે, જેમ કે–'સૂર્યના ઉદયથી માંડીને એકેક નાડી અઢી ઘડી નિરંતર વહે છે. રહેંટના ઘડા જેમ અનુક્રમે વારંવાર ભરાય છે, અને ખાલી થાય છે તેમ નાડીઓ પણ અનુક્રમે ફરતી રહે છે. છત્રીશ ગુરૂ વર્ણ (અક્ષર)નો ઉચ્ચાર કરતાં જેટલો કાળ લાગે છે, તેટલો કાળ પ્રાણવાયુને એક નાડીમાંથી બીજી નાડીમાં જતાં લાગે છે.'

---

૧૦ અહિં સ્વરોદય સંબંધમાં જુદાજુદા ૨૨ શ્લોકોને ગ્રંથકારે બતાવ્યા છે, તે પૈકી ૨૩, ૨૪, ૨૫, ૨૮. ૩૦, ૩૧, ૩૨, ૩૬, ૪૨, ૪૩, ૧૦૦, ૧૦૧, ૧૦૩, ૧૦૯, ૧૦૭ આ પન્દર શ્લોકો વિવેક વિલાસગ્રંથના છે.

## પાંચ તત્ત્વોનું સ્વરૂપ, ક્રમ, કાળ, તથા તેનું ફળ

એવીરીતે પાંચ તત્ત્વોનું પણ સ્વરૂપ જાણવું, તે આ પ્રમાણે–"અગ્નિતત્ત્વ ઉંચું, જળતત્ત્વ નીચું, વાયુતત્ત્વ આડું, પૃથ્વીતત્ત્વ નાસિકાપુટની અંદર અને આકાશતત્ત્વ ચારે બાજુ વહે છે. વહેતી સૂર્ય અને ચંદ્રનાડીમાં અનુક્રમે વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી અને આકાશ એ પાંચ તત્ત્વો વહે છે. અને એ ક્રમ હરહંમેશનો જાણવો. પૃથ્વીતત્ત્વ પચાસ, જળતત્ત્વ ચાલીશ, અગ્નિતત્ત્વ ત્રીશ, વાયુતત્ત્વ વીશ અને આકાશતત્ત્વ દસ પળ વહે છે. સૌમ્ય (સારા) કાર્યને વિષે પૃથ્વી અને જળતત્ત્વથી ફળની ઉત્પત્તિ થાય છે. ક્રૂર તથા અસ્થિર એવા કાર્યને વિષે અગ્નિ, વાયુ અને આકાશ એ ત્રણ તત્ત્વોથી સારૂ ફળ થાય છે. આયુષ્ય, જય, લાભ, ધાન્યની ઉત્પત્તિ, વૃષ્ટિ, પુત્ર, સંગ્રામ, પ્રશ્ન, જવું અને આવવું એટલા કાર્યમાં પૃથ્વીતત્ત્વ અને જળતત્ત્વ શુભ જાણવાં; પણ અગ્નિતત્ત્વ અને વાયુતત્ત્વ શુભ નથી. પૃથ્વીતત્ત્વ હોય તો કાર્યસિદ્ધિ ધીરે ધીરે અને જળતત્ત્વ હોય તો તરતજ જાણવી."

## ચંદ્ર, સૂર્યનાડી વહે ત્યારે ક્યાં કરવા યોગ્ય કાર્યો છે ?

"પૂજા, દ્રવ્યોપાર્જન, વિવાહ, કિલ્લાદિનું અથવા નદીનું ઉલ્લંઘન, જવું, આવવું, જીવિત, ઘર, ક્ષેત્ર ઇત્યાદિકનો સંગ્રહ, ખરીદવું, વેચવું, વૃષ્ટિ, રાજાદિકની સેવા, ખેતી, વિષ, જય, વિદ્યા, પટ્ટાભિષેક ઈત્યાદિ શુભ કાર્યમાં ચંદ્રનાડી વહેતી હોય તો શુભ છે. તેમજ કોઇ કાર્યનો પ્રશ્ન અથવા કાર્યનો આરંભ કરવાને સમયે ડાબી નાસિકા વાયુથી પૂર્ણ હોય, તથા તેની અંદર વાયુનું જવું આવવું, સારી પેઠે ચાલતું હોય તો નિશ્ચે કાર્યસિદ્ધિ થાય." "બંધનમાં પડેલા, રોગી, પોતાના અધિકારથી ભ્રષ્ટ થએલા, એવા પુરુષોના પ્રશ્ન, સંગ્રામ, શત્રુનો મેળાપ, સહસા આવેલો ભય, સ્નાન, પાન, ભોજન, ગઇ વસ્તુની શોધ ખોળ, પુત્રને અર્થે સ્રીનો સંયોગ, વિવાદ તથા કોઇ પણ ક્રૂર કર્મ એટલી વસ્તુમાં સૂર્યનાડી સારી છે."

## સૂર્ય તથા ચંદ્ર બન્ને નાડીમાં કરવાયોગ્ય વિશિષ્ટ કાર્યો

કોઇ ઠેકાણે એમ કહેલ છે કે "વિદ્યાનો આરંભ, દીક્ષા, શાસ્ત્રનો અભ્યાસ, વિવાદ, રાજાનું દર્શન, ગીત ઇત્યાદિ, મંત્ર યંત્રાદિકનું સાધન, એટલા કાર્યમાં સૂર્યનાડી શુભ છે, જમણી અથવા ડાબી જે નાસિકામાં પ્રાણવાયુ એક સરખો ચાલતો હોય, તે બાજુનો પગ આગળ મૂકીને પોતાના ઘરમાંથી નીકળવું. સુખ લાભ અને જયના અર્થી પુરુષોએ પોતાના દેવાદાર, શત્રુ, ચોર, વિવાદ કરનારા ઇત્યાદિકને પોતાની શુન્ય [શ્વાસોશ્વાસ રહિત] નાસિકાના ભાગમાં રાખવા. કાર્યસિદ્ધિની ઇચ્છા કરનારા પુરુષોએ સ્વજન,

---

જમણી નાસિકામાં પવન વહેતો હોય તેને સૂર્યનાડી કહે છે. અને ડાબી નાસિકામાં પવન વહેતો હોય તેને ચંદ્રનાડી કહે છે. આ એક નાડી અઢી ઘડી રહે છે. પ્રથમ ચંદ્રનાડી વહેતી હોય તો અઢી ઘડી પછી સૂર્યનાડી અને સૂર્યનાડી વહેતી હોય તો અઢી ઘડી પછી ચંદ્રનાડી વહે છે. આ અઢી ઘડીની દરેક નાડીમાં પૃથ્વીતત્ત્વ પચાસ પળ,

પોતાનો સ્વામી, ગુરુ તથા બીજા પોતાના હિતચિંતક એ સર્વ લોકોને પોતાની જે નાસિકા વહેતી હોય, તે નાસિકાના ભાગમાં રાખવા. પુરુષે બિછાના ઉપરથી ઉઠતાં જે નાસિકા પવનના પ્રવેશથી પરિપૂર્ણ હોય, તે નાસિકાના ભાગનો પગ પ્રથમ ભૂમિ ઉપર મૂકવો."

## નવકાર ગણવાનો વિધિ

શ્રાવકે ઉપરોક્ત વિધિથી નિદ્રાનો ત્યાગ કરીને પરમ મંગલને અર્થે બહુમાનપૂર્વક નવકાર મંત્રનું વ્યક્ત વર્ણ ન સંભળાય (કોઈ બરાબર ન સાંભળે) એવી રીતે સ્મરણ કરવું. કહ્યું છે કે—'બિછાના ઉપર બેઠેલા પુરૂષે પંચપરમેષ્ટિનું ચિંતવન મનમાં કરવું. એમ કરવાથી સુતેલા માણસના સંબંધમાં અવિનયની પ્રવૃત્તિ રોકાય છે.' બીજા આચાર્યો તો "એવી કોઈ પણ અવસ્થા નથી કે, જેની અંદર નવકાર મંત્ર ગણવાનો અધિકાર નથી, એમ માનીને "નવકાર હમેંશ માફક ગણવો" એમ કહે છે.' આ બન્ને મતો **પ્રથમ પંચાશકની** વૃત્તિમાં કહ્યા છે. **શ્રાદ્ધદિનકૃત્યમાં** તો એમ કહ્યું છે કે, "શય્યાનું સ્થાનક મૂકીને નીચે ભૂમિ ઉપર બેસી ભાવબંધુ તથા જગતના નાથ નવકાર મંત્રનું સ્મરણ કરવું." **યતિદિનચર્યામાં** તો આ રીતે કહ્યું છે કે, 'રાત્રિને પાછલે પહોરે બાળ, વૃદ્ધ ઇત્યાદિ સર્વે લોકો જાગે છે. માટે તે સમયે ભવ્ય જીવો સાત આઠ વાર નવકાર મંત્ર કહે છે.' એવી રીતે નવકાર ગણવાનો વિધિ જાણવો.

## જપના પ્રકાર—કમલબંધજપ હસ્તજપ વગેરે.

નિદ્રા કરીને ઉઠેલો પુરૂષ મનમાં નવકાર ગણતો શય્યા મૂકે, પછી પવિત્ર ભૂમિ ઉપર ઉભો રહી અથવા પદ્માસનાદિ સુખાસને બેસી પૂર્વ દિશાએ, ઉત્તર દિશાએ અથવા જ્યાં જિનપ્રતિમા હોય તે દિશાએ મુખ કરે. અને ચિત્તની એકાગ્રતા વગેરે કરવાને અર્થે ૧કમળબંધથી અથવા ૨ હસ્તજપથી નવકાર મંત્ર ગણે. ૧તેમાં કલ્પિત અષ્ટદળ કમળની કર્ણિકાના મધ્ય ઉપર પ્રથમપદ સ્થાપન કરવું, પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર દિશાના દળ ઉપર અનુક્રમે બીજું, ત્રીજું, ચોથું અને પાંચમું પદ સ્થાપન કરવું અને, નૈઋત્ય, વાયવ્ય, અગ્નિ અને ઈશાન એ ચાર કોણ દિશામાં બાકી રહેલાં ચાર પદ અનુક્રમે સ્થાપન કરવાં. શ્રી હેમચંદ્રસૂરિજીએ **યોગશાસ્ત્રના** આઠમા પ્રકાશમાં કહ્યું છે કે, "આઠ પાંખડીના શ્વેતકમળની કર્ણિકાને વિષે ચિત્ત સ્થિર રાખીને ત્યાં પવિત્ર સાત અક્ષરનો મંત્ર—**નમો अरिहंताणं**નું ચિંતવન કરવું. પૂર્વાદિ ચાર દિશાની ચાર પાંખડીને વિષે અનુક્રમે સિદ્ધાદિ ચાર પદનું, અને વિદિશાને વિષે બાકીનાં ચાર પદનું ચિંતવન કરવું. મન, વચન અને કાયાની શુદ્ધિથી જો એ રીતે એકસો આઠ વાર મૌન રાખીને નવકારનું ચિંતવન કરે, તો તેને ભોજન કરતાં છતાં પણ

---

પાણીતત્ત્વ ચાલીસપળ, અગ્નિતત્ત્વ ત્રીસપળ, વાયુતત્ત્વ વીસ પળ, અને આકાશતત્ત્વ દસ પળ વહે છે. સ્વરોદયશાસ્ત્રમાં કઈ નાડી કયા દિવસે, કઇ સંક્રાન્તિમાં અને કયા વારે પ્રભાતે વહેતી હોય તો શું ફળ મળે? તથા કયું તત્ત્વ ક્યારે વહેતું હોય ત્યારે શું ફળ મળે? તે ઉપર વિચાર કરવામાં આવેલ છે. આ સંબંધી ખુબ વિસ્તૃત વર્ણન **અંગવિજ્જાપયન્નામાં** છે.

ઉપવાસનું ફળ અવશ્ય મળે છે."૨ [૧૧]નંદ્યાવર્ત, શંખાવર્ત, ઇત્યાદિ પ્રકારથી હસ્તજપ કરે, તો પણ ઇષ્ટસિદ્ધિ આદિક ઘણા ફળની પ્રાપ્તિ થાય છે. કહ્યું છે કે—"જે ભવ્ય હસ્તજપને વિષે નંદ્યાવર્ત બાર સંખ્યાએ નવ વાર એટલે હાથ ઉપર ફરતાં રહેલાં બાર સ્થાનક (વેઢા)ને વિષે નવ ફેરા અર્થાત્ એક સો આઠ વાર નવકાર મંત્ર જપે, તેને પિશાચાદિ વ્યંતરો ઉપદ્રવ કરે નહિ. બંધનાદિ સંકટ હોય તો નંદ્યાવર્ત્તને બદલે તેથી વિપરીત (અવળા) શંખાવર્ત્તથી અથવા મંત્રના અક્ષરના કિંવા પદના વિપરીત ક્રમથી નવકાર મંત્રનો લક્ષાદિ સંખ્યા સુધી પણ જપ કરવો. એટલે ક્લેશનો નાશ વગેરે તુરતજ થાય.

ઉપર કહેલો કમળબંધ જપ અથવા હસ્તજપ કરવાની શક્તિ ન હોય તો, સૂત્ર, રત્ન, રૂદ્રાક્ષ ઇત્યાદિકની નોકરવાળી પોતાના હૃદયની સમશ્રેણિમાં રાખી પહેરેલા વસ્ત્રને કે, પગને સ્પર્શ કરે નહિ, એવી રીતે ધારણ કરવી. અને મેરૂનું ઉલ્લંઘન ન કરતાં વિધિ પ્રમાણે જપ કરવો. કેમકે–" અંગુલિના અગ્રભાગથી, વ્યગ્રચિત્તથી, તથા મેરૂના ઉલ્લંઘનથી કરેલો જપ, પ્રાયે અલ્પ ફળનો આપનારો થાય છે. લોક સમુદાયમાં જપ કરવા કરતાં એકાંતમાં જપ કરવો તે, મંત્રાક્ષરનો ઉચ્ચાર કરીને કરવા કરતાં મૌનપણે કરવો તે, અને મૌનપણે કરવા કરતાં પણ મનની અંદર કરવો તે શ્રેષ્ઠ છે." એ ત્રણે જપમાં પહેલા કરતાં બીજો અને બીજા કરતાં ત્રીજો શ્રેષ્ઠ જાણવો. " જપ કરતાં થાકી જાય તો ધ્યાન કરવું અને ધ્યાન કરતાં થાકી જાય તો જપ કરવો. તેમજ એ કરતાં થાકી જાય તો સ્તોત્ર

---

૧૧ હસ્તજપ ૧ આવૃત્ત, ૨ શંખાવૃત્ત, ૩ નંદાવૃત્ત, ૪ ૐવૃત્ત અને ૫ હ્રીંવૃત્ત એ રીતે પાંચ પ્રકારે થાય છે. આ આવૃત્ત જમણા હાથની આંગળીઓથી ગણાવો જોઇએ.

હાથમાં ચાર આંગળી અને એક અંગુઠો હોય છે, દરેક આંગળીમાં ત્રણ વેઢા તેમાં કનિષ્ઠા આંગળીના મૂળના વેઢાથી આ રીતે નવકાર ગણવા.

૧ આવૃત્ત

| | | | |
|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૬ |
| ૨ | ૧૧ | ૧૨ | ૭ |
| ૧ | ૧૦ | ૯ | ૮ |
| કનિષ્ઠા, | અનામિકા, | મધ્યમા, | તર્જની. |

૨ શંખાવૃત્ત

| | | | |
|---|---|---|---|
| ૬ | ૭ | ૮ | ૯ |
| ૫ | ૨ | ૧ | ૧૦ |
| ૪ | ૩ | ૧૨ | ૧૧ |
| કનિષ્ઠા, | અનામિકા, | મધ્યમા, | તર્જની. |

કહેવું એમ ગુરૂ મહારાજે કહ્યું છે," શ્રી પાદલિપ્તસૂરિજીએ કરેલી **પ્રતિષ્ઠાપદ્ધતિમાં** 'માનસ ઉપાંશુ અને ભાષ્ય એમ જાપના ત્રણ પ્રકાર જણાવ્યા છે. કેવળ મનોવૃત્તિથી ઉત્પન્ન થયેલ અને માત્ર પોતેજ જાણી શકે તેને **માનસજાપ** કહે છે. બીજો સાંભળે નહિ તેવી રીતે મનમાં બોલવાપૂર્વક જે જાપ કરવામાં આવે તેને **ઉપાંશુ જાપ** કહે છે. તથા બીજા સાંભળી શકે તેવી રીતે જાપ કરવામાં આવે તેને **ભાષ્ય જાપ** કહેવામાં આવે છે. પહેલો માનસ જાપ શાંતિવિગેરે ઉત્તમ કાર્યો માટે, બીજો ઉપાંશુ જાપ પુષ્ટિ વિગેરે મધ્યમ કોટિના કામોને માટે, અને ત્રીજો ભાષ્ય જાપ જારણ મારણ વિગેરે અધમ કોટિના કાર્યો માટે સાધક તેનો ઉપયોગ કરે છે. માનસ જાપ ખુબ પ્રયત્ન સાધ્ય છે, અને ભાષ્ય જાપ હલકા ફળ આપનારો છે, માટે સાધારણ શક્તિવાળા મનુષ્યોએ ઉપાંશુ જાપનો ઉપયોગ કરવો જોઇએ."

**નવકારના સોળ, છ ચાર અને એક અક્ષરનો વિચાર.**

ચિત્તની એકાગ્રતા માટે સાધકે નવકારનાં પાંચ અથવા નવપદને પણ અનાનુપૂર્વીથી ગણવાં જોઇએ, અને સાધક તે ત્યાંસુધી કરે કે નવકારના પદ અને અક્ષરને પણ ફેરવીને ગણે. **યોગ શાસ્ત્રના આઠમા પ્રકાશમાં** "अरिहंत सिद्ध आयरिअ उवज्झाय साहु એ પંચ પરમેષ્ઠિના નામરૂપ સોળ અક્ષરની વિદ્યાનો બસોવાર જાપ કરે તો ઉપવાસનું ફળ મળે, તેમજ 'अरिहंत सिद्ध' એ છ અક્ષરનો મંત્ર ચારસોવાર અને अ એ એક અક્ષરના નવકારના મંત્રને એકાગ્રતાથી ભવ્યજીવ જાપ કરે તો ઉપવાસનું ફળ મળે તેમ જણાવ્યું છે." આ ફળ જીવની સદ્પ્રવૃત્તિ માટે જણાવેલ છે, બાકી તો વાસ્તવિક રીતે નવકાર જપનું ફળ સ્વર્ગ અને મોક્ષ છે. આ **યોગશાસ્ત્રના** આઠમા પ્રકાશમાં **असिआउसाय नमः** ને અંગે જણાવ્યું છે કે 'अ' નાભિકમળને વિષે, 'सि' મસ્તકને વિષે, 'आ' મુખકમળમાં,

---

**૩ નંદાવર્ત**

| | | | |
|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૧૨ |
| ૨ | ૭ | ૬ | ૧૧ |
| ૧ | ૮ | ૯ | ૧૦ |
| કનિષ્ઠા, | અનામિકા, | મધ્યમા, | તર્જની. |

**બીજી રીતે નંદાવર્ત્ત**

| | | | |
|---|---|---|---|
| | ૭ | ૮ | ૧ |
| | ૬ | ૯ | ૨ |
| | ૫ | ૪ | ૩ |
| કનિષ્ઠા, | અનામિકા, | મધ્યમા, | તર્જની. |

'હ્રુ' હૃદયકમળમાં, અને 'સ્રા' કંઠને વિષે સ્થાપીને પણ ધ્યાન કરવું. આ ઉપરાંત સર્વ કલ્યાણકારક મંત્ર બીજો ચિંતવી કોઇપણ રીતે ચિત્તની એકાગ્રતા ચિંતવવી.

નવકાર મંત્ર ગણી જેને આ ભવ સંબંધીની મુશ્કેલીઓને દુર કરવાની ભાવના હોય તેણે 'ૐ નમોઅરિહંતાણું' પૂર્વક ગણવું. પણ જેને કેવળ નિર્વાણનીજ ભાવના હોય તેણે 'ૐકાર પદ' આગળ મુકવાની જરૂર નથી. આવી રીતે વર્ણ પદ વિગેરે જુદાં જુદાં પાડી ચિત્તની એકાગ્રતા કરવાની અનેક રીતિઓ યોજવી, આ ચિત્તની એકાગ્રતા માટે શાસ્ત્રમાં ખુબ મહત્ત્વ આપ્યું છે. કહ્યું છે કે, 'ક્રોડો પૂજા સમાન એક સ્તોત્ર, ક્રોડો સ્તોત્ર સમાન એક જાપ, ક્રોડો જાપ સરખું એક ધ્યાન અને તેવા ક્રોડો ધ્યાન સમાન એક લય એટલે ચિત્તની એકાગ્રતા છે.

**ધ્યાનના સ્થળ અને કાળાદિકનો વિચાર—**

ચિત્તની એકાગ્રતા માટે સૌથી મુખ્ય પોતાનું આત્મબળ જોઇએ છતાં પણ સામાન્ય માણસો માટે ભૂમિ અને કાળ પણ જરૂરી રહે છે, આથી ચિત્તની એકાગ્રતામાટે જન્મ કલ્યાણકભૂમિઓ, તીર્થસ્થાનો તેમજ પવિત્ર તથા એકાંત સ્થળનો સાધકે ઉપયોગ કરવો જોઇએ. **ધ્યાનશતકમાં** આ સંબંધે કહ્યું છે કે—'તરૂણ સ્ત્રી, પશુ, નપુંસક વિગેરેથી રહિત મુનિનું સ્થાન હોવું જોઈએ. અને ધ્યાન અવસ્થામાં પણ આવુંજ સ્થાન આવશ્યક છે.' આ સ્થાન અને કાળની અપેક્ષા સામાન્ય જનમાટે છે પણ 'જેમણે મન, વચન અને કાયાના યોગ સ્થિર કર્યા હોય અને ધ્યાનમાં નિશ્ચય રહી શકતા હોય તેવા મુનિરાજો તો ગમે તેવા માણસોથી ભરપુર લત્તામાં, અરણ્યમાં, સ્મશાનમાં કે શૂન્ય સ્થળમાં એક સરખી રીતે ચિત્તની સ્થિરતા કેળવી શકે છે, આથી જ્યાં મન, વચન અને કાયાની

૪ ૐ વૃત્ત

| | | | |
|---|---|---|---|
| ૧૨ | ૩ | ૪ | ૫ |
| ૧૧ | ૨ | ૧ | ૬ |
| ૧૦ | ૯ | ૮ | ૭ |
| કનિષ્ઠા, | અનામિકા, | મધ્યમા, | તર્જની. |

૫ હ્રીં વૃત્ત

| | | | |
|---|---|---|---|
| ૪ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૬ | ૭ | ૮ |
| ૧૨ | ૧૧ | ૧૦ | ૯ |
| કનિષ્ઠા, | અનામિકા, | મધ્યમા, | તર્જની. |

સ્થિરતા રહે અને કોઈપણ જીવને પોતાનાથી હરકત ન થાય તેવું સ્થાન ધ્યાનમાટે યોગ્ય છે. જેવીરીતે સ્થાનમાટે કહ્યું તેવીજરીતે કાળમાટે પણ જાણવું. જે સમયે મન વચન અને કાયાના યોગ ઉત્તમ સમાધિમાં રહેતા હોય તે સમયે ધ્યાન કરવું. ધ્યાનમાટે રાત્રિ કે દિવસનો કોઈ જાતનો કાળભેદ નથી. સાધકે એટલું ખાસ વિચારવું કે જે સમય પોતાના દેહને પીડાકારી ન હોય, તે સમય ધ્યાનમાટે યોગ્ય સમજવો. ધ્યાન પદ્માસને કરવું, ઉભા રહીને કરવું, બેસીને કરવું કે કઈ રીતે કરવું તેનો પણ ખાસ નિયમ નથી. કારણકે સર્વ-કાળમાં, સર્વદેશમાં અને ભિન્ન ભિન્ન સર્વ અવસ્થામાં સાધક મુનિઓ કેવળજ્ઞાન પામ્યા છે. માટે ધ્યાનના સંબંધમાં દેશનો, કાળનો અને દેહની અવસ્થાનો કોઈપણ નિયમ સિદ્ધાંતમાં કહ્યો નથી, અર્થાત્ મન, વચન અને કાયાના યોગ સમાધિમાં રહે તે સ્થાને, તે કાળે અને તે અવસ્થામાં ધ્યાન કરવું.

## દરેક અવસ્થામાં નવકારની ઉપકારતા

નવકારમંત્રનું સ્મરણ આ લોક અને પરલોક બન્નેમાં ઘણુંજ ઉપકારક છે.

**મહાનિશીથ** સૂત્રમાં કહ્યું છે કે—'નવકારમંત્રનું ભાવથી ચિંતવન કર્યું હોય તો ચોર, જંગલી પ્રાણી, સર્પ, જળ, અગ્નિ, બંધન, રાક્ષસ, સંગ્રામ અને રાજા વિગેરેનો ભય નાશ પામે છે.' તેમજ બીજા ગ્રંથમાં પણ જણાવ્યું છે કે 'બાળકનો જન્મ થાય ત્યારે નવકાર ગણવા કારણકે તેથી ઉત્પન્ન થનાર જીવને ભવિષ્યમાં સારા ફળની પ્રાપ્તિ થાય, અને મરણ સમયે પણ તેને નવકાર સંભળાવવા કારણકે તે સંભળાવવાથી સદ્અધ્યવસાય થતાં સદ્ગતિ મળે. કોઈ ઓચિંતી આપત્તિ આવી પડે તો પણ નવકાર ગણવાથી તે આપત્તિનો ભય ઓછો થાય છે અને આપત્તિ નાશ પામે છે, ઋદ્ધિસિદ્ધિના પ્રસંગમાં પણ હરહંમેશ નવકારમંત્રનું સ્મરણ કરવું. તેમ કરવાથી ઋદ્ધિ સ્થિર રહેવા પૂર્વક વૃદ્ધિ પામે છે.'

## નવકાર ગણવાથી કેટલું પાપ ખપે તે વિચાર

શાસ્ત્રમાં જણાવ્યું છે કે 'નવકારનો એક અક્ષર ગણવાથી સાત સાગરોપમની સ્થિતિવાળું પાપ ખપે, તેનું એક પદ ગણવામાં આવે તો પચાસ સાગરોપમની સ્થિતિવાળું પાપ ઓછું થાય. તેમજ એક સંપૂર્ણ નવકાર પાંચસો સાગરોપમની સ્થિતિવાળું કર્મ ખપાવે છે. જે માણસ વિધિપૂર્વક જિનનમસ્કારની પૂજા કરે અને એક લાખ નવકાર મંત્ર ગણે તો તે શંકારહિત તીર્થંકર નામકર્મ બાંધે છે. જે જીવ આઠ ક્રોડ આઠ લાખ આઠ હજાર આઠસો આઠ (૮૦૮૦૮૮૦૮) વાર નવકાર મંત્ર ગણે તે ત્રીજે ભવે મુક્તિ પામે છે.'

## નવકાર સ્મરણથી આ લોક અને પરલોકફળ સંબંધી દૃષ્ટાન્ત

નવકાર માહાત્મ્ય ઉપર આ લોકના ફળ સંબંધમાં શ્રેષ્ઠિપુત્ર શિવકુમારનું દૃષ્ટાન્ત છે. 'શિવકુમાર જુગટું વિગેરે રમવાથી ભયંકર દુર્વ્યસની બન્યો હતો, પિતાએ તેને શિખામણ આપી કે તું ખોટા માર્ગે છે તો કોઈને કોઈ ભયંકર મુશ્કેલીમાં આવી પડે ત્યારે

નવકાર મંત્ર ગણજે. સમય જતાં પિતા મૃત્યુ પામ્યા. શિવકુમાર ધન ખોઈ બેઠો, અને ધનની લાલચે કોઈ સુવર્ણ પુરૂષ સાધતા ત્રિદંડીનો ઉત્તર સાધક થયો. અંધારી ચોથની રાત્રિએ શ્મશાનમાં ત્રિદંડીએ તેને શબના પગ ઘસવાનું કામ ભળાવ્યું ત્રિદંડીની ગોઠવણ એવી હતી કે શબ મંત્રવિધિ પૂર્ણ થયે ઉત્તર સાધકને હણે અને તેમાંથી સુવર્ણપુરૂષ થાય, તે મેળવી અખંડ સુવર્ણ નિધાન પ્રાપ્ત કરવું. શબનો પગ ઘસતાં શિવકુમારના મનમાં ભયનો સંચાર થયો. તેને પિતાનું વચન યાદ આવ્યું, આથી તેણે મનમાં નવકાર મંત્રનો જાપ શરૂ કર્યો. શબ ઉભું થયું પણ ઉત્તરસાધકને નવકાર મંત્રની શક્તિના પ્રતાપે હણી શક્યું નહિ. શબે ક્રોધિત થઈ ત્રિદંડીને હણ્યો અને તેમાંથી સુવર્ણપુરૂષ થયો, આ સુવર્ણપુરૂષ શિવકુમારે ગ્રહણ કર્યો. ત્યારપછી શિવકુમાર સુધરી ગયો, ધર્મમાં સ્થિર થયો અને તેણે લક્ષ્મીનો ઉપયોગ જિનમંદિર બંધાવવા વિગેરે સારા કાર્યમાં કર્યો.'

પરલોકના ફળ-સંબંધમાં વડ ઉપર રહેલ સમળીનું દૃષ્ટાંત છે—'સિંહલાધિપતિ રાજાની પુત્રી પિતા સાથે સભામાં બેઠી હતી, તેવામાં એક પુરૂષને સભામાં છીંક આવી. છીંક પછી તુર્ત તે પુરૂષે '**નમો અરિહંતાણં**' કહ્યું, આ પદ સાંભળતાં રાજકુમારીને મુર્છા આવી અને તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. મૂર્છા વળ્યા પછી રાજકુમારીએ પિતાને પોતાના પૂર્વભવની વાત કહી અને જણાવ્યું કે હું પૂર્વભવમાં શમળી હતી એક પારધીએ મને બાણ માર્યું હું મુર્છા ખાઇને નીચે પડી તરફડતી હતી તેવામાં એક મુનિરાજે મને નવકારમંત્રનું સ્મરણ કરાવ્યું. આ સ્મરણથી હું આપને ત્યાં પુત્રીરૂપે અવતરી છું, ત્યારપછી રાજકુમારી પચાસ વહાણ ભરી પોતાના શમળીપણાનો દેહ જ્યાં આગળ પડ્યો હતો તે ભરૂચ આવી અને ત્યાં તેણે શમલિકાવિહાર કરાવ્યો.

આ રીતે 'ઉઠતાં નવકાર મંત્ર ગણવો જોઇએ' તેની વ્યાખ્યા થઈ.

### ધર્મજાગરિકા

નવકારમંત્રના સ્મરણ પછી ધર્મ જાગરિકા કરવી. ધર્મ જાગરિકા એટલે પાછલી રાત્રે પોતાના કર્ત્તવ્યનો વિચાર કરવો તે, તે આ પ્રમાણે—હું કોણ? મારી જાતિ કયી? મારૂં કુળ કયું? મારા દેવ કોણ? ગુરૂ કયા? ધર્મ કયો? મેં કયા કયા નિયમો અને અભિગ્રહો કર્યા છે? હું હાલ કેવી અવસ્થામાં વર્તું છું? મેં મારાં કર્તવ્ય કર્યાં છે કે નહિ? મારા હાથે કોઈ અયોગ્ય કાર્ય થયું છે કે નહિ? મારે તત્કાળ કરવાયોગ્ય કાર્યમાં કાંઈ બાકી રહ્યાં છે કે નહિ? શક્તિ છતાં પ્રમાદને લઈ ન કરતો હોઉં એવું કોઈ કાર્ય છે કે નહિં? લોકોમાં મારૂં સારૂં અને ખોટું શું ગવાય છે? લોકો ગમે તે જોતા હોય પણ મારામાં સારૂં ખોટું શું છે? મને દુર્ગુણનો નિશ્ચય થયા છતાં હું કયો દુર્ગુણ છોડતો નથી? આજે કયી તિથિ છે? અને તે તિથિએ કયા અરિહંત ભગવાનનું કયું કલ્યાણક છે? મ્હારે આજે શું કરવું જોઇએ? વિગેરે વિગેરે વિચાર કરે તે ધર્મજાગરિકા.

આ ધર્મજાગરિકા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ રીતે ચાર પ્રકારે છે. પોતાના કુળ, ધર્મ, વ્રત ઈત્યાદિનું ચિંતવન તે ભાવ ધર્મજાગરિકા, સદ્‌ગુરૂ આદિનું ચિંતવન તે દ્રવ્ય ધર્મજાગરિકા. હું કયા દેશમાં ? કયા શહેરમાં ? કયા ગામમાં ? અને કયે સ્થળે છું તે વિચારણા તે ક્ષેત્ર જાગરિકા. હાલ કેટલા વાગ્યા છે, પ્રભાતકાળ છે કે રાત્રિ. અને રાત્રિ છે તો કેટલી બાકી છે તે વિચાર તે કાળજાગરિકા. મૂળ ગાથામાં **सकुलधम्मनियमाइ** એ પદમાં 'આદિ' શબ્દ છે. તેથી ઉપર કહેલા સર્વે વિચારોનો અહિં સંગ્રહ કરવામાં આવ્યો છે.

ધર્મજાગરિક કરવાથી કર્તવ્ય અકર્તવ્યનો ખ્યાલ, પોતાના દોષ અને નુકશાન કરનાર કાર્યો તજવાની ઈચ્છા, તથા પોતે ગ્રહણ કરેલ વ્રતનિયમોને પૂર્ણપણે પાળવાની તમન્ના સાથે નવા ગુણોની પ્રાપ્તિ અને ધર્મ ઉપાર્જન થાય છે. **ઉપાસકદશાંગ**વિગેરેમાં આનંદ કામદેવ વિગેરે ધર્મીશ્રાવકો આવા પ્રકારની ધર્મજાગરિકા કરવાને લઈ શ્રાવકપ્રતિમાદિ વિશેષ ધર્મ આચરણ કરી શકયા છે માટે ધર્મજાગરિકા અવશ્ય કરવી જોઈએ.

## કુસ્વપ્ન દુઃસ્વપ્ન અને અનિષ્ટ ફળસૂચક સ્વપ્નના પરિહાર માટેનો કાયોત્સર્ગ

ધર્મજાગરિકા પછી પ્રતિક્રમણ કરનાર શ્રાવકે રાઇ પ્રતિક્રમણ કરવું. જે રાત્રિ પ્રતિક્રમણ ન કરતો હોય તેમણે રાત્રે રાગાદિમય [12]કુસ્વપ્ન, દ્વેષાદિમય [13]દુઃસ્વપ્ન અને ભવિષ્યમાં જેનું ઘણું ખરાબ ફળ હોય તેવાં અનિષ્ટ સ્વપ્ન આવ્યાં હોય તો તેનો વિચાર કરવો. કુસ્વપ્ન રાત્રે આવ્યું હોય તો એકસો આઠ શ્વાસોશ્વાસનો ( સાગરવર ગંભીરા સુધીના લોગસ્સનો ચાર વખત ) કાઉસ્સગ્ગ કરવો અને દુઃસ્વપ્ન કે અનિષ્ટ સૂચક સ્વપ્ન આવ્યું હોય તો, સો શ્વાસોશ્વાસનો (ચંદેસુ નિમ્મલયરા સુધીના લોગસ્સનો ચારવખત) કાઉસ્સગ્ગ કરવો.

**વ્યવહાર ભાષ્યમાં** કહ્યું છે કે "પ્રાણાતિપાત (હિંસા), મૃષાવાદ (અસત્ય વચન) અદત્તાદાન (ચોરી), મૈથુન (સ્રીસંભોગ), અને પરિગ્રહ (ધન. ધાન્યાદિકનો સંગ્રહ ) એ પાંચે સ્વપ્નમાં પોતે કર્યાં, કરાવ્યાં અથવા અનુમોદ્યાં હોય તો એક સો શ્વાસોશ્વાસનો કાઉસ્સગ્ગ કરવો. મૈથુન (સ્રીસંભોગ) પોતે કર્યું હોય તો સત્તાવીસ શ્લોકનો (એકસો આઠ શ્વાસોશ્વાસનો) કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગમાં પચ્ચીસ શ્વાસોશ્વાસ પ્રમાણવાળો લોગસ્સ ચાર વાર ગણવો. અથવા અથવા પચ્ચીસ શ્લોક પ્રમાણવાળાં દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનમાં કહેલાં [14]પાંચ મહાવ્રત ચિંતવવાં. અથવા સ્વાધ્યાય રૂપ ગમે તે પચ્ચીસ શ્લોક ગણવા." એવી રીતે **વ્યવહાર ભાષ્યની વૃત્તિમાં** પણ કહ્યું છે. **પ્રથમ પંચાશકની** વૃત્તિમાં પણ કહ્યું છે કે, "કોઇ વખતે મોહનીય કર્મના ઉદયથી સ્રી સેવારૂપ કુસ્વપ્ન આવે તો, તેજ વખતે ઉઠી ઇર્યાવહિ પૂર્વક પ્રતિક્રમણ કરી એકસો આઠ શ્વાસોશ્વાસનો કાઉસ્સગ્ગ કરવો." કાઉસ્સગ્ગ કર્યા પછી અને

---

૧૨ સ્વપ્નમાં સ્રી સંભોગ, સ્રી પરિચય તથા મોહમાયા અને લોભના પ્રસંગો અનુભવ્યા હોય તે. ૧૩ સ્વપ્નમાં યુદ્ધ, અભિમાન, ઈર્ષા, કલહ વિગેરે કાર્ય કર્યાં હોય.

૧૪ **अजयं चरमाणो** અ થી......**सिद्धो हवइ सासओ** સુધી પચ્ચીસ ગાથાઓ ગણવી.

રાત્રિ પ્રતિક્રમણની વેળા થાય ત્યાં સુધી ઘણી નિદ્રા વગેરે પ્રમાદ થાય તો ફરી કાઉસ્સગ્ગ કરવો. કોઈ વખતે દિવસે નિદ્રા લેતાં કુસ્વપ્ન આવે, તો પણ એવી રીતેજ કાઉસ્સગ્ગ કરવો એમ જણાય છે, પણ તે તેજ વખતે કરવો કે, સંધ્યાસમયે પ્રતિક્રમણને અવસરે કરવો ? તે બહુશ્રુત જાણે.

**સ્વપ્નવિચાર:**

[15]વિવેકવિલાસ ગ્રંથમાં કહ્યું છે કે, "સારૂં સ્વપ્ન જોયું હોય તો પાછું સૂઈ રહેવું નહીં, અને સૂર્યોદય થાય ત્યારે તે (સ્વપ્ન) ગુરૂ આગળ કહેવું. દુઃસ્વપ્ન જોવામાં આવે તો એથી ઉલટું કરવું, એટલે તે જોતાંજ સૂઇ રહેવું, અને તે કોઇ આગળ કહેવું નહીં. જેના શરીરમાં કફ, વાત, પિત્તનો પ્રકોપ અથવા કોઈ જાતનો રોગ ન હોય, તથા જે શાંત, ધાર્મિક અને જિતેંદ્રિય હોય તેજ પુરૂષનાં શુભ અથવા અશુભ સ્વપ્ન સાચાં થાય છે."

૧ અનુભવેલી વાતથી, ૨ સાંભળેલી વાતથી, ૩ દીઠેલી વાતથી, ૪ પ્રકૃતિના અજીર્ણાદિ વિકારથી, ૫ સ્વભાવથી, ૬ નિરંતર ચિંતાથી, ૭ દેવતાદિકના ઉપદેશથી, ૮ ધર્મકરણીના પ્રભાવથી તથા ૯ અતિશય પાપથી. એવા નવ કારણથી મનુષ્યોને નવ પ્રકારનાં સ્વપ્ન આવે છે. પહેલાં છ કારણથી દીઠેલાં શુભ અશુભ સ્વપ્ન નિષ્ફળ જાણવાં અને છેલ્લાં ત્રણ કારણથી દીઠેલાં શુભ અશુભ સ્વપ્ન પોતાનું ફળ દેનારાં જાણવાં. રાત્રિના પહેલા, બીજા, ત્રીજા અને ચોથા પહોરે દીઠેલાં સ્વપ્ન અનુક્રમે બાર, છ, ત્રણ અને એક માસે પોતાનાં ફળ આપે છે, રાત્રિની છેલ્લી બે ઘડીએ દીઠેલું સ્વપ્ન દસ દિવસમાં ફળે છે, અને સૂર્યોદયને સમયે દીઠેલું સ્વપ્ન તત્કાળ ફળ આપે છે. ઉપરાઉપરી આવેલાં, દિવસે દીઠેલાં, મનની ચિંતાથી, શરીરના કોઇ વ્યાધિથી અથવા મળમૂત્રાદિકના રોકાણથી આવેલાં સ્વપ્ન ફોગટ જાણવાં. પહેલાં શુભ અને પછી અશુભ આવે, અથવા પહેલાં શુભ અને પછી અશુભ આવે તો જે પાછળથી આવે તેજ ફળ આપનાર જાણવાં. ખોટું સ્વપ્ન આવે તો તેની શાંતિ કરવી જોઇએ." **સ્વપ્નચિંતામણિ** શાસ્ત્રમાં કહ્યું છે કે, "અનિષ્ટ સ્વપ્ન જોતાંજ રાત્રિ હોય તો ફરીવાર સૂઇ જવું. અને તે સ્વપ્ન કોઇને ક્યારે પણ કહેવું નહીં. કારણ કે, તેમ કરવાથી તેનું ફળ થતું નથી." જે પુરૂષ સવારમાં ઊઠીને જિનભગવાનનું ધ્યાન અથવા સ્તુતિ કરે, કિંવા પાંચ નવકાર ગણે, તો તેનું દુઃસ્વપ્ન ફોગટ થાય છે, દેવ ગુરૂની પૂજા તથા યથાશક્તિ તપસ્યા કરવી. એ રીતે "જે લોકો હમેશાં ધર્મકરણીમાં રમી રહે છે, તેમને આવેલાં માઠાં સ્વપ્ન પણ સારાં ફળનાં આપનારાં થાય છે. દેવ, ગુરૂ, ઉત્તમ તીર્થ, તથા આચાર્ય એમનું નામ લઇને તથા સ્મરણ કરીને જે લોકો સૂવે છે, તેમને કોઇ કાળે પણ માઠું સ્વપ્ન આવતું નથી."

**પ્રાતઃકાળે ઉઠયા પછી પોતાનો હસ્ત જોવો તથા વડીલોને નમસ્કાર કરવો:**

(ખસ વગેરે થઇ હોય તો તેને થુંક લગાડીને ઘસવું, અને શરીરના અવયવ દૃઢ થવાને અર્થે બે હાથથી અંગમર્દન કરવું.) પુરૂષે પ્રાતઃકાળમાં પહેલાં પોતાનો જમણો હાથ

૧૫ વિવેકવિલાસ શ્લોક ૧૪ થી ૨૨ અક્ષરશઃ આપવામાં આવ્યા છે.

જોવો, અને સ્ત્રીએ ડાબો હાથ જોવો. તે હાથ પોતાનું પુણ્ય પ્રગટ દેખાડે છે. જે લોકો માતા, પિતા ઇત્યાદિ વૃદ્ધ લોકોને નમસ્કાર કરે છે. તેને તીર્થયાત્રાનું ફળ મળે છે. માટે તે (નમસ્કાર) પ્રતિદિન કરવો. 'જે લોકો વૃદ્ધ પુરૂષની સેવા કરતા નથી, તેમનાથી ધર્મ વેગળો રહે છે, જે લોકો રાજસેવા કરતા નથી, તેમનાથી લક્ષ્મી વેગળી રહે છે, અને જે લોકો વેશ્યાની મિત્રતા રાખતા નથી, તેમનાથી વિષયવાસનાની તૃપ્તિ દુર રહે છે.'

## વિરતિને દેવો પણ નમસ્કાર કરે છે:

રાત્રિ પ્રતિક્રમણ કરનારે પચ્ચક્ખાણનો ઉચ્ચાર કરતાં પહેલાં સચિત્તાદિ ચૌદ નિયમ લેવા જોઇએ. પ્રતિક્રમણ નહિં કરનારે પણ સૂર્યોદયની પહેલાં ચૌદ નિયમ ગ્રહણ કરવા જોઈએ. શક્તિ મુજબ નવકારસી, ગંઠીસહિઅ, બિયાસણું, એકાસણું, ઈત્યાદિ પચ્ચક્ખાણ કરવું, તથા સચિત્ત દ્રવ્યનો અને વિગય વગેરેનો જે નિયમ રાખેલો હોય, તેમાં સંક્ષેપ કરીને દેશાવકાશિક વ્રત કરવું. વિવેકી પુરૂષે પહેલાં સદ્દગુરૂની પાસે યથાશક્તિ સમક્તિ મૂળ બારવ્રત રૂપ શ્રાવકધર્મનું ગ્રહણ અવશ્ય કરવું. કારણકે, તેમ કરવાથી ચારિત્રનો લાભ થવાનો સંભવ રહે છે.

ચારિત્રનું ફળ ઘણું મોટું છે, મન વચન કાયાના વ્યાપાર ચાલતા ન હોય, તો પણ અવિરતિથી નિગોદિયા વગેરે જીવની પેઠે ઘણો કર્મબંધ અને બીજા મહાદોષ થાય છે, વધુમાં જે ભવ્ય જીવ ભાવથી વિરતિનો (દેશવિરતિનો અથવા સર્વવિરતિનો) અંગીકાર કરે, તેની વિરતિ કરવાને અસમર્થ એવા દેવતાઓ પણ ઘણી પ્રશંસા અને નમસ્કાર કરે છે.

## વસ્તુનો ત્યાગ કર્યા છતાં પચ્ચક્ખાણ ન કર્યું હોય તો ફળ મળતું નથી:

એકેંદ્રિય જીવો બિલકુલ આહાર કરતા નથી, તોપણ તેમને ઉપવાસનું ફળ મળતું નથી, એ અવિરતનું ફળ જાણવું. એકેંદ્રિય જીવો મન વચન કાયાથી સાવદ્ય વ્યાપાર કરતા નથી, તોપણ તેમને ઉત્કૃષ્ટથી અનંતકાળ સુધી તે કાયામાં રહેવું પડે છે. એનું કારણ અવિરતિ જાણવું. જો પરભવે વિરતિ કરી હોત તો, તિર્યંચ જીવો આ ભવમાં કશા (ચાબૂક). અંકુશ, પરોણી ઈત્યાદિકનો પ્રહાર તથા વધ, બંધન, મારણ ઇત્યાદિ સેંકડો દુઃખ ન પામત. સદ્દગુરૂનો ઉપદેશ વગેરે સર્વ સામગ્રી છતાં પણ અવિરતિ કર્મનો ઉદય હોય તો દેવતાની પેઠે વિરતિ સ્વીકારવાનો પરિણામ થતો નથી, માટેજ શ્રેણિક રાજા ક્ષાયિક સમ્યગ્દષ્ટિ છતાં તથા વીર ભગવાનનું વચન સાંભળવું ઈત્યાદિ ઉત્કૃષ્ટ યોગ છતાં પણ માત્ર કાગડાના માંસની પણ બાધા લઇ શકયા નહિં.

## વિરતિ અભ્યાસથી સાધ્ય થાય છે:

અવિરતિને વિરતિથી જિતાય છે અને વિરતિ અભ્યાસથી સાધ્ય થાય છે. અભ્યાસથીજ સર્વ ક્રિયામાં નિપુણતા ઉત્પન્ન થાય છે. લખવું, ભણવું, ગણવું, ગાવું, નાચવું ઈત્યાદિ સર્વ કળા કૌશલ્યમાં એ વાત સર્વેલોકોને અનુભવસિદ્ધ છે. અભ્યાસથી સર્વ ક્રિયાઓ સિદ્ધ થાય છે, અભ્યાસથીજ સર્વ કળાઓ આવડે છે, અને અભ્યાસથીજ ધ્યાન, મૌન

ઇત્યાદિ ગુણોની પ્રાપ્તિ થાય છે, માટે કઈ ચીજ એવી છે કે જે અભ્યાસથી ન બને ? જો નિરંતર વિરતિના પરિણામ રાખવાનો અભ્યાસ કરે, તો પરભવે પણ તે પરિણામની અનુવૃત્તિ થાય છે. કહ્યું છે કે-"જીવ આ ભવમાં જે કોઇ ગુણનો અથવા દોષનો અભ્યાસ કરે છે, તે અભ્યાસના યોગથીજ પરભવે તે વસ્તુ પામે માટે યથાશક્તિ અને ઇચ્છા પ્રમાણે વિવેકી પુરૂષે બારવ્રત સંબંધી નિયમ ગ્રહણ કરવા જોઈએ.

**વ્રતનિયમના પાલનમાં ચોખવટ અને સાવધાનતા રાખવી:**

આ સ્થળે શ્રાવકે અને શ્રાવિકાએ પોતાની ઇચ્છાથી પરિમાણ કેટલું રાખવું ? તેની સવિસ્તર વ્યાખ્યા કરવી જોઇએ. જેથી સારી પેઠે સમજી ઈચ્છા માફક પરિમાણ રાખી, નિયમનો સ્વીકાર કરવામાં આવે તો તેનો ભંગ ન થાય. નિયમો વિચાર કરીને એવી રીતે લેવા કે, જેથી આપણે પાળી શકીએ. સર્વ નિયમોમાં ૧ [૧૬]સહસાનાભોગાદિ ચાર આગાર છે અને તે એટલા માટે રાખવામાં આવ્યા છે કે અનુપયોગથી અથવા સહસાત્કારાદિકથી નિયમમાં રાખેલી વસ્તુ નિયમથી વધારે લેવાય, તોપણ નિયમનો ભંગ થતો નથી, પણ અતિચાર થાય છે, આમ છતાં જાણી જોઇને નિયમ કરતાં વધારે લેશમાત્ર ગ્રહણ કરે તો નિયમનો ભંગ થાય છે. કોઈ સમયે પાપકર્મના વશથી જાણતાં નિયમનો ભંગ થાય, તોપણ ધર્માર્થી જીવે તે નિયમ પછીથી પણ અવશ્ય પાળવો. પાંચમ અને ચૌદશ ઈત્યાદિ પર્વતિથિએ જેણે ઉપવાસ કરવાનો નિયમ લીધો હોય, તેને કોઈ સમયે તપસ્યાની તિથિએ બીજી તિથિની ભ્રાંતિ વગેરે થવાથી, જો સચિત જળપાન, તાંબૂલ ભક્ષણ, ઈત્યદિ ભોજન વગેરે થાય, અને પછી તપસ્યાનો દિવસ જણાય, તો મુખમાં કોળીઓ હોય તે પણ ગળી જવો નહીં પરંતુ તે કાઢી નાંખીને પ્રાસુક જળથી મુખશુદ્ધિ કરવી અને તપસ્યાની રીતિ પ્રમાણે રહેવું. જો કદાચિત્ ભ્રાંતિથી તપસ્યાને દિવસે પૂરેપૂરૂં ભોજન કરે, તો બીજે દિવસે દંડને અર્થે તપસ્યા કરવી, અને સમાપ્તિને અવસરે તે તપ વર્ધમાન (જેટલા દિવસ પડી ગયા હોય, તેટલાની વૃદ્ધિ કરીને) કરવું. એમ કરે તો અતિચાર માત્ર લાગે, પણ નિયમનો ભંગ થાય નહિં. "આજે તપસ્યાનો દિવસ છે, એમ જાણ્યા પછી એક દાણો પણ ગળી જાય, તો નિયમનો ભંગ થવાથી નરક ગતિનું કારણ થાય છે." "આજે તપસ્યાનો દિવસ છે કે નહીં ?" અથવા "એ વસ્તુ લેવાય કે નહીં ?" "એવો મનમાં સંશય આવે, અને તે (વસ્તુ) લે તો નિયમભંગાદિ દોષ લાગે. ઘણો મંદવાડ, ભૂત પિશાચાદિકના ઉપદ્રવ થવાથી પરવશપણું અને સર્પદંશાદિકથી અસમાધિપણું થવાને લીધે તપ ન થાય તો પણ ચોથા આગારનો (सव्वसमाहिवत्तियागारेणं) ઉચ્ચાર કર્યો છે. માટે નિયમનો ભંગ ન થાય. એવી રીતે સર્વે નિયમને વિષે જાણવું. વળી નિયમનો ભંગ થાય તો મોટો દોષ લાગે છે, માટે થોડો નિયમ લઇને તે બરાબર પાળવામાંજ ઘણો ગુણ છે, ધર્મના સંબંધમાં તારતમ્ય અવશ્ય જાણવું જોઇએ. માટેજ (પચ્ચક્ખાણમાં) આગાર રાખેલા છે.

૧૬-૧ અન્નત્થણાભોગેણં, ૨ સહસાગારેણં, ૩ મહત્તરાગારેણં, અને ૪ સવ્વસમાહિવત્તિયાગારેણં.

### વ્રત નિયમ પાળવાસંબંધી કમળશ્રેષ્ઠિનું દૃષ્ટાન્તઃ

કમળશ્રેષ્ઠિએ "સમીપ રહેલા કુંભારના માથાની ટાલ જોયા વિના મારે ભોજન ન કરવું." એવો નિયમ માત્ર કૌતુકથીજ લીધો હતો, તોપણ તેથી તેને અર્ધ નિધાનની પ્રાપ્તિ થઈ, અને તેથી તે નિયમ સફળ થયો. તો પુણ્યને અર્થે જો નિયમ લેવામાં આવે તો તેનું કેટલું ફળ કહેવું? કહ્યું છે કે–"પુણ્યની ઈચ્છા કરનાર પુરૂષે ગમે તે નિયમ પણ અવશ્ય ગ્રહણ કરવો. તે (નિયમ) ગમે તેટલો નાનો હોય તોપણ કમળશ્રેષ્ઠિની પેઠે ઘણા લાભને અર્થે થાય છે." પરિગ્રહ પરિણામવ્રતને વિષે દૃઢતા રાખવા ઉપર રત્નસાર શ્રેષ્ઠીનું દૃષ્ટાંત છે તે આગળ કહીશું.

### શ્રાવકે કેવા પ્રકારના નિયમો ગ્રહણ કરવા?

શ્રાવકે નિયમ આ પ્રમાણે લેવા. ૧ મિથ્યાત્વ છોડી દેવું. ૨ દરરોજ શક્તિ પ્રમાણે દિવસમાં ત્રણ, બે અથવા એકવાર ભગવાન્‌ની પૂજા, તથા દેવદર્શન કરવાં. ૩ સંપૂર્ણ દેવવંદન ચૈત્યવંદન કરવાનો નિયમ રાખવો. ૪ જો જોગવાઇ હોય તો સદ્‌ગુરૂને મોટી અથવા નાની વંદના કરવી. ૫ જોગવાઇ ન હોય તો સદ્‌ગુરૂનું નામ ગ્રહણ કરીને નિત્ય વંદના કરવી. ૬ દરરોજ, વર્ષાકાળના ચાતુર્માસમાં અથવા [1]પંચપર્વી ઈત્યાદિકને વિષે અષ્ટ પ્રકારી પૂજા, અથવા સ્નાત્રપૂજા કરવી. ૭ યાવજ્જીવ દરવર્ષે નવું આવેલું અન્ન, પક્વાન અથવા ફળાદિક ભગવાન્‌ને અર્પણ કર્યા વગર ન લેવું. ૮ નિત્ય, નૈવેદ્ય સોપારી વગેરે ભગવાન આગળ મૂકવું. ૯ નિત્ય, ત્રણ ચોમાસામાં અથવા સંવત્સરી અને દીવાળી આદિકને વિષે અષ્ટમંગલિક મૂકવા. ૧૦ નિત્ય, પર્વતિથિએ અથવા વર્ષની અંદર કેટલીક વાર ખાદ્ય (સુખડી), સ્વાદ્ય (સુખવાસ) વગેરે સર્વ વસ્તુ દેવને અને ગુરૂને અર્પણ કરીને (બાકી રહેલી) પોતાના ભોગમાં લેવી. ૧૧ દર મહિને અથવા દર વર્ષે મોટી ધ્વજા ચઢાવી ઘણા વિસ્તારથી સ્નાત્ર મહોત્સવપૂર્વક મોટી પૂજા તથા રાત્રિજાગરણ વગેરે કરવું. ૧૨ દરરોજ અથવા મહિનામાં કિંવા વર્ષમાં કેટલીક વાર ચૈત્યશાળા પ્રમાર્જવી અને સમારવી. ૧૩ પ્રતિમાસે અથવા પ્રતિવર્ષે મંદિરને વિષે અંગલૂહણાં, દીવાને અર્થે રૂની પૂણી, કેટલાક દીવાનું તેલ, ચંદન, કેશર ઇત્યાદિક આપવું. ૧૪ પૌષધશાળાને વિષે મુહપત્તિ, નવકારવાળી કટાસણાં, તથા ચરવલા ઇત્યાદિકને અર્થે કેટલાંક વસ્ત્ર, સૂત્ર, કંબળ, ઉન ઈત્યાદિ મૂકવાં. ૧૫ વર્ષાકાળમાં શ્રાવક વગેરે લોકોને બેસવાને માટે કેટલીક પાટ વગેરે કરાવવી. ૧૬ પ્રતિવર્ષે છેવટે સૂત્રાદિકથી પણ સંઘની પૂજા કરવી, તથા કેટલાક સાધર્મિકોનું વાત્સલ્ય કરવું. ૧૭ દરરોજ કેટલાએક કાયોત્સર્ગ કરવા, તથા ત્રણસે ગાથાની સજ્ઝાય ઇત્યાદિક કરવું. ૧૮ દરરોજ દિવસે નવકારસી પ્રમુખ તથા રાત્રે દિવસચરિમ પચ્ચક્‌ખાણ કરવું. ૧૯ દરરોજ બે ટંક પ્રતિક્રમણ કરવું. ઇત્યાદિ નિયમ શ્રાવકે પ્રથમ લેવા. પછી યથાશક્તિ બારવ્રતને સ્વીકારવાં. તેમાં સાતમા (ભોગોપભોગ વિરમણ) વ્રતને વિષે સચિત્ત, અચિત્ત અને મિશ્ર વસ્તુ પ્રકટ કહીછે તે સારી રીતે જાણવી.

---

૧ બીજ, પાંચમ, આઠમ, અગીઆરશ અને ચૌદશ.

**સચિત્ત અચિત્ત અને મિશ્રનો વિચાર:**

પ્રાયે સર્વ ધાન્ય, ધાણા, જીરૂં, અજમો, વરિયાળી, સવા, રાઇ, ખસખસ ઇત્યાદિ સર્વે અનાજ, સર્વે ફળ અને પત્ર, લવણ, ખારી, ખારો, રાતો સૈંધવ, સંચળ વગેરે અકૃત્રિમ ખાર, માટી, ખડી, ગેરૂ તેમજ લીલાં દાતણ વગેરે વ્યવહારથી **સચિત્ત** છે. પાણીમાં પલાળેલા ચણા તથા ઘઉં વગેરે ધાન્ય, ચણા, મગ વગેરેની દાળ પાણીમાં પલાળેલી હોય, તો કોઇક ઠેકાણે અંકુરનો સંભવ હોવાથી તે **મિશ્ર** છે. પ્રથમ લવણાદિકનો હાથ અથવા **બાફ** દીધા વિના, કિંવા રેતીમાં નાંખ્યા વિના શેકેલા ચણા, ઘઉં, જાર ઇત્યાદિકની ધાણીઓ, ખારાદિક દીધા વિનાના તલ, ઓળા,(લીલા ચણા) પોંખ, પઉંઆ, શેકેલી મગફળી, પાપડી વગેરે, મરી રાઇ વગેરેનો વઘાર માત્ર દઇને તૈયાર કરેલાં ચીભડાં વગેરે તથા જેની અંદર **બીજ** સચિત્ત છે, એવાં સર્વ પાકાં ફળ **મિશ્ર** ( કાંઇક સચિત્ત કાંઇક અચિત્ત ) છે. જે દિવસે તલપાપડી કરી હોય તે દિવસે તે મિશ્ર હોય છે. અન્ન અથવા રોટલી વગેરેમાં નાંખી રાખવામાં તો તે બે ઘડી ઉપરાંત અચિત્ત થાય છે. દક્ષિણ, માળવા ઇત્યાદિ દેશોમાં ઘણો ગોળ નાંખવાથી બીજી પણ જે વસ્તુ પ્રબળ અગ્નિના સંયોગ વિના અચિત્ત કરેલી હોય, તે બે ઘડી સુધી મિશ્ર અને પછી અચિત્ત થાય છે, એવો વ્યવહાર છે. તેમજ કાચાં ફળ, કાચું ધાન્ય, ઘણું મર્દન કરેલું એવું પણ મીઠું ઈત્યાદિ ચીજ કાચા પાણીની પેઠે અગ્નિ વગેરે પ્રબળ શાસ્ત્ર વિના અચિત્ત થતાં નથી. શ્રી **ભગવતી સૂત્રના** ઓગણીસમાં શતકના ત્રીજા ઉદ્દેશામાં કહ્યું છે કે—'વજ્રમયી શીલા ઉપર અલ્પ પૃથ્વીકાય રાખી તેને વજ્રમય પથ્થરથી જો એકવીસ વાર ચૂર્ણ કરીએ, તો તે પૃથ્વીકાયમાં કેટલાક જીવો એવા રહે છે કે, જેને પથ્થરનો સ્પર્શ પણ થયો નથી!' હરડે, ખારેક, ખીસમીસ, દ્રાક્ષ, ખજૂર, મરી, પીંપર, જાયફળ, બદામ, વાવડીંગ, અખોડ, નિમજાં, અંજીર, જળદાળુ, પીસ્તાં, ચિનીકબાલા, સ્ફટિક જેવાં સેંધવ વગેરે, સાજીખાર, બીડલવણ ( ભઠ્ઠીમાં પકાવેલું મીઠું ) બનાવટી ખાર, કુંભાર વગેરે લોકોએ તૈયાર કરેલી માટી વગેરે, સો યોજન ઉપરથી આવેલી એલચી, લવિંગ, જાવંત્રી, સુકી નાગરમોથ, કોંકણ વગેરે દેશમાં પાકેલાં કેળાં, ઉકાળેલાં શીંગોડાં, સોપારી ઇત્યાદિ વસ્તુ હોય તો **અચિત્ત** માનવાનો વ્યવહાર છે.' શ્રી કલ્પમાં કહ્યું છે કે,[17] લવણાદિ વસ્તુ સો યોજન ગયા પછી ( ઉત્પત્તિ સ્થાનમાં મળતો હતો તે ) આહાર ન મળવાથી, એક પાત્રમાંથી બીજા પાત્રમાં નાંખવાથી અથવા એક વખારમાંથી બીજી વખારમાં નાંખવાથી, પવનથી, અગ્નિથી તથા ધૂમાડાથી **અચિત્ત** થાય છે. ( વળી એજ વાત વિસ્તારથી કહે છે) લવણાદિક વસ્તુ પોતાના ઉત્પત્તિ સ્થાનથી પરદેશ જતાં પ્રતિદિન પ્રથમ થોડું, પછી તે કરતાં વધારે, તે પછી તે કરતાં પણ વધારે, એમ કરતાં અનુક્રમે અચિત્ત થતાં સો યોજન ઉપર જાય છે.

૧૭ શાસ્ત્રમાં બતાવેલ આ અચિત્તનું વિધાન છે પણ અચિત્ત ભક્ષણ કરનારે અચિત્તની પુરી ખાત્રી કર્યા વિના સંદિગ્ધ ભાવે તેનું ભક્ષણ કરવું ન જોઇએ. લવણ વગેરે પૂર્ણપાક થયા વિના વાપરવાં નહિં.

ત્યારે તો તે સર્વથા **અચિત્ત** થાય છે. તત્કાળ કરેલી ઘણા ગોળવાળી તલપાપડી તેજ દિવસે પણ **અચિત્ત** ગણવાનો વ્યવહાર છે. વૃક્ષ ઉપરથી તત્કાળ ગ્રહણ કરેલો ગુંદ, લાખ, છાલ વગેરે તથા તત્કાળ કાઢેલો લિંબુ, લીમડો, નાળિએર, કેરી, શેરડી વગેરેનો રસ, તેમજ તત્કાળ કાઢેલું તલાદીકનું તેલ, તત્કાળ ભાગેલું અને નિર્બીજ કરેલું નાળિએર, શીંગોડાં, સોપારી વગેરે, નિર્બીજ કરેલાં પાકાં ફળ, ઘણું ખાંડીને કણીયા રહીત કરેલું જીરૂં, અજમો વગેરે બે ઘડી સુધી મિશ્ર અને તે પછી **અચિત્ત** ગણવાનો વ્યવહાર છે.

**શંકાઃ**—શસ્ત્રનો સંબંધ નહિ થયો હોવા છતાં કેવળ સો યોજન ઉપર જવા માત્રથી લવણાદિક વસ્તુ અચિત્ત થાય છે તે શી રીતે?

**સમાધાનઃ**—જે વસ્તુ જે દેશમાં ઉત્પન્ન થાય છે, તેને તે દેશ, ત્યાંનાં હવા પાણી વગેરે માફક આવે છે, તે વસ્તુને ત્યાંથી પરદેશ લઈ જઈએ તો તેને પૂર્વે જે દેશ હવા પાણી વગેરેનો પુષ્ટિ આપનારો આહાર મળતો હતો તેનો વિચ્છેદ થવાથી તે વસ્તુ અચિત્ત થાય છે. એક પાત્રથી બીજા પાત્રમાં અથવા એક વખારમાંથી બીજી વખારમાં એમ વારંવાર ફેંકાવાથી પણ લવણાદિ વસ્તુ અચિત્ત થાય છે. તેમજ પવનથી, અગ્નિથી અને રસોડા વગેરે સ્થાનકને વિષે ધૂમાડો લાગવાથી પણ લવણાદિક વસ્તુ અચિત્ત થાય છે. "લવણાદિ" એ પદમાં "આદિ" શબ્દનું ગ્રહણ કર્યું છે તેથી હરતાળ, મનશીલ, પીંપર, ખજુર, દ્રાક્ષ, હરડે એ વસ્તુ પણ સો યોજન ઉપરાંત ગયાથી **અચિત્ત** થાય છે એમ જાણવું; પણ એમાં કેટવાક વાપરવા યોગ્ય અને કેટલાક નહિ વાપરવા યોગ્ય છે. પીંપર, હરડે ઇત્યાદિ વાપરવા યોગ્ય છે, અને ખજૂર, દ્રાક્ષ વગેરે નહિ વાપરવા યોગ્ય છે.

**હવે સર્વે વસ્તુનું પરિણામ થવાનું સાધારણ (સર્વેને લાગુ પડે એવું) કારણ કહે છે.** ગાડામાં અથવા બળદ વગેરેની પીઠ ઉપર વારંવાર ચઢાવવા ઉતારવાથી, ગાડામાં અથવા બળદ ઉપર લાવેલા લવણાદિ વસ્તુના ભારને વિષે માણસ બેસવાથી, બળદના તથા માણસના શરીરની ઉષ્ણતા લાગવાથી, જે ચીજનો જે આહાર છે તે ન મળવાથી અને ઉપક્રમથી લવણાદિ વસ્તુનો પરિણામ થાય છે, અર્થાત્ તે અચિત્ત થાય છે. ઉપક્રમ એટલે શસ્ત્ર, તે [શસ્ત્ર] સ્વકાય ૧, પરકાય ૨, અને ઉભયકાય ૩, એવા ભેદથી ત્રણ પ્રકારનું છે. ખારૂં પાણી મીઠા પાણીનું શસ્ત્ર છે, તે **સ્વકાય** શસ્ત્ર જાણવું. અથવા કાળી જમીન સફેદ જમીનનું સ્વકાય શસ્ત્ર જાણવું, જળનું અગ્નિ અને અગ્નિનું જળ શસ્ત્ર છે, તે પરકાય શસ્ત્ર જાણવું. માટીથી મિશ્ર થએલું જળ શુદ્ધ જળનું શસ્ત્ર છે, તે ઉભયકાય શસ્ત્ર જાણવું. સચિત્ત વસ્તુના અચિત્ત થવાનાં ઈત્યાદિક ઘણાં કારણ જાણવાં.

ઉત્પલ [કમલ વિશેષ] અને પદ્મ [કમળ વિશેષ] જળયોનિનાં હોવાથી તડકામાં રાખીએ તો એક પહોર પણ સચિત્ત રહેતાં નથી. અર્થાત્ પહોર પૂરો થતાં પહેલાંજ અચિત્ત થાય છે. મોગરાનાં મૃગદંતિકાનાં અને જૂઈનાં ફૂલ ઉષ્ણયોનિ હોવાથી ઉષ્ણ

પ્રદેશમાં રાખીએ તો ઘણા કાળ સુધી સચિત્ત રહે છે. મૃગદંતિકાનાં ફૂલ પાણીમાં રાખીએ તો એક પહોર પણ સચિત્ત રહેતાં નથી. ઉત્પલકમળ તથા પદ્મકમળ, પાણીમાં રાખીએ તો ઘણા વખત સુધી સચિત્ત રહે છે. પાંદડાં, ફૂલ, બીજ, ન બંધાયલાં ફળ અને વત્થુલા પ્રમુખ હરિતકાય અથવા સામાન્યથી તૃણ તથા વનસ્પતિ એમનું બીંટું અથવા મૂળનાલ સૂકાય તો અચિત્ત થયું એમ જાણવું. એ પ્રકારે **કલ્પવૃત્તિમાં** કહ્યું છે.

## ધાન્ય સંબંધી સચિત્ત અચિત્ત વિચાર

શ્રી **ભગવતીસૂત્રના** છઠ્ઠા શતકના સાતમા ઉદ્દેશામાં શાલિ પ્રમુખ ધાન્યનો સચિત્ત અચિત્ત વિભાગ આ પ્રમાણે કહેલ છે.

**પ્રશ્ન:**—હે ભગવંત! શાલિ [ કોલમ વગેરે ચોખાની જાતિ ], વ્રીહિ [ સર્વ જાતની સામાન્ય ડાંગેર ], ઘઉં, જવ. જવજવ ( એક જાતના જવ ), એ ધાન્યો કોઠીમાં વાંસથી બનાવેલા પાલામાં, માંચામાં, મંચમાં, માલામાં ઢાંકેલાં. ઢાંકણની જોડે છાણ માટીથી લીંપાયેલાં, અથવા સર્વ બાજૂએ છાણમાટીથી લીંપાયેલાં, ( મોઢા ઉપર ) મુદ્રિત કરેલાં અને રેખા વગેરે કરીને લાંછિત કરેલાં હોય તો તેમની યોનિ કેટલા કાળ સુધી રહે છે?

**ઉત્તર:**—હે ગૌતમ! જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી ત્રણ વર્ષ ( યોનિ રહે છે. ) તે પછી યોનિ સુકાઈ જાય, ત્યારે ( તે ધાન્યો ) અચિત્ત થાય છે. અને બીજ છે તે અબીજ થાય છે.

**પ્રશ્ન:**—હે ભગવંત! વટાણા, મસૂર, તિલ, મગ, અડદ, વાલ, કલથી, ચોખા, તુવેર, કાળા ચણા ઇત્યાદિ ધાન્યો શાલિ માફક કોઠી વગેરેમાં રાખીએ તો તેમની યોનિ કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર:**—હે ગૌતમ! જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી પાંચ વર્ષ સુધી (યોનિ રહે છે.) તે પછી યોનિ સુકાય ત્યારે [ તે ધાન્યો ] અચિત્ત થાય છે, અને બીજ છે તે અબીજ થાય છે.

**પ્રશ્ન:**—હે ભગવંત! અળસી, કુસુંભક, કોદરા, કાંગ, બંટી, શલક, કોદૂસગ [ કોદ્રાની એક જાતિ ], સણ, સરસવ, મૂલબીજ ઇત્યાદિ ધાન્યો શાલિ માફક રાખીએ તો તેમની યોનિ કેટલા કાલ સુધી રહે?

**ઉત્તર:**—હે ગૌતમ! જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી સાત વર્ષ [ યોનિ રહે છે. ] તે પછી યોનિ સુકાય ત્યારે [ તે ધાન્યો ] અચિત્ત થાય છે, અને બીજ તે અબીજ થાય છે.

આ બાબતમાં પૂર્વાચાર્યોએ નીચેની ગાથાઓ રચી છે:—

जव जव जव गोहुम सा—लि वीहि धणाण कुट्ठमाईसु ॥
खिविआणं उक्कोसं, वरिस तिगं होइ सजिअत्तं ॥ १ ॥

तिल मुग्ग मसूर कला-य मास चवलय कुलत्थ तुवरीणं ॥
तह वट्ट चणय वल्ला-ण वरिस पणगं सजीवत्तं ॥ २ ॥
अयसी लट्टा कंगू, कोद्दूसग सण बरट्ट सिद्धत्था ॥
कुद्दव रालय मूलग-वीआणं सत्त वरिसाणि ॥ ३ ॥

[ એ ત્રણે ગાથાઓનો અર્થ ઉપરના પ્રશ્નોત્તરમાં આવી ગયો છે. ]

કપાસ ત્રણ વર્ષે અચિત્ત થાય છે. શ્રીકલ્પબૃહદ્‌ભાષ્યમાં કહ્યું છે કે, કપાસ ત્રણ વર્ષે અચિત્ત થાય છે. એટલે કપાસ ત્રણ વરસનો અચિત્ત થએલો લેવો કલ્પે છે.

**લોટના અચિત્ત, મિશ્ર ઇત્યાદિ પ્રકાર પૂર્વાચાર્યોએ આ પ્રમાણે કહેલ છે.**—" લોટ ચાળેલો ન હોય તો શ્રાવણ તથા ભાદ્રવા માસમાં પાંચ દિવસ, આસો માસમાં ચાર દિવસ, કાર્તિક, માગસર અને પોષ માસમાં ત્રણ દિવસ, માહા અને ફાગણ એ બે માસમાં પાંચ પહોર, ચૈત્ર તથા વૈશાખ માસમાં ચાર પહોર અને જ્યેષ્ઠ તથા અષાઢ માસમાં ત્રણ પહોર મિશ્ર [ કાંઇક સચિત્ત કાંઇક અચિત્ત ] હોય છે. તે પછી અચિત્ત થાય છે. ચાળેલો લોટ બે ઘડી પછી અચિત્ત થાય છે.

**શંકાઃ**—અચિત્ત થયેલો લોટ વગેરે અચિત્ત ભોજન કરનારને કેટલા દિવસ સુધી કલ્પે ?

**સમાધાનઃ**—સિદ્ધાંતને વિષે આ વિષયના સંબંધમાં કાંઈ દિવસનો નિયમ નથી. પણ દ્રવ્યથી ધાન્યના નવા જૂનાપણા ઉપરથી, ક્ષેત્રથી સરસ નિરસ ખેતર ઉપરથી, કાળથી વર્ષાકાળ, શીતકાળ તથા ઉષ્ણકાળ ઇત્યાદિ ઉપરથી અને ભાવથી કહેલા વસ્તુના તે તે પરિણામ ઉપરથી પખવાડીયું, માસ ઇત્યાદિક અવધિ કે જ્યાં સુધી વર્ણ ગંધ રસાદિકમાં ફેરફાર થાય નહિં, અને ઇયળ વગેરે જીવની ઉત્પત્તિ થાય નહિં, ત્યાંસુધી કહેવું. સાધુને આશ્રયિને [ સાથવાની-શેકેલા ધાન્યના લોટની ] યતના **કલ્પવૃત્તિના** ચોથા ખંડમાં આવી રીતે કહી છેઃ—' જે દેશ, નગર ઈત્યાદિકમાં સાથવા વિષે જીવની ઉત્પત્તિ થતી હોય. ત્યાં તે લેવો નહિં પણ લીધા વિના નિર્વાહ ન થતો હોય, તો તેજ દિવસે કરેલો લેવો. તેમ છતાં પણ નિર્વાહ નજ થાય તો બે ત્રણ દિવસનો કરેલો જૂદો જૂદો લેવો અને તે જો ચાર, પાંચ ઇત્યાદિ દિવસનો કરેલો હોય તો તે સર્વ એકઠો લેવો. તે લેવાનો વિધિ આ પ્રમાણે છે,—ઝીણું કપડું નીચે પાથરીને તે ઉપર પાત્રકંબલ રાખી તેના ઉપર સાથવાને વિંખેરવો. પછી ઉંચા મુખે પાત્રબંધન કરીને એક બાજૂ જઈને ઇયળ [ જીવ વિશેષ ] જ્યાં વળગી રહેલી હોય તે ઉપાડીને ઠીકરામાં રાખવી. એમ નવ વાર પ્રતિલેખન કરતાં જો જીવ ન દેખાય તો તે સાથવો ભક્ષણ કરવો; અને જો જીવ દેખાય તો ફરીથી નવવાર પ્રતિલેખન કરવું. તો પણ જીવ દેખાય તો પાછું નવવાર પ્રતિલેખન કરવું. એવી રીતે શુદ્ધિ થાય તો ભક્ષણ કરવો, અને ન થાય તો પરઠવવો. પણ જો તે ખાધા વિના નિર્વાહ ન થતો હોય તો, શુદ્ધ થએ ભક્ષણ કરવો. કાઢી રાખેલી ઈયળ ઘરટ્ટ

વગેરેની પાસે ફોતરાનો મ્હોટો ઢગલો હોય, ત્યાં લઈ જઈ સાચવીને મુકવી, પાસે ઘરટ્ટ ન હોય તો ઠીકરા વગેરે ઉપર થોડો સાથવો વિખેરીને જ્યાં અબાધા ન થાય એવી જગ્યાએ રાખવી.

### પક્વાન ઇત્યાદિકને ઉદ્દેશીને શાસ્ત્રમાં આ રીતે કહ્યું છેઃ—

ઘૃતપકવાદિ પકવાન્ન સાધુ મુનિરાજને વર્ષાકાળમાં કરેલા દિવસથી માંડી પંદર દિવસ સુધી, શીતકાળમાં એક માસ સુધી અને ઉષ્ણકાળમાં વીસ દિવસ સુધી લેવું કલ્પે. કેટલાક આચાર્યો એમ કહે છે કે, આ ગાથા મૂળ કયા ગ્રંથમાંની છે? તે જણાતું નથી, માટે જ્યાં સુધી વર્ણ ગંધ રસાદિ ન પલટે, ત્યાં સુધી ઘૃતપકવાદિ વસ્તુ શુદ્ધ જાણવી.

### દ્વિદળ તથા બે દીવસ ઉપરના દહિંનો ત્યાગ કરવો

મગ, અડદ, ઈત્યાદિ દ્વિદળ કાચા ગોરસમાં પડે તો તેમાં અને બે દિવસ ઉપરાંત રહેલા દહિંમાં પણ ત્રસ જીવની ઉત્પત્તિ થાય છે. એમ, પૂર્વાચાર્યો કહે છે. આ ગાથામાં "दुदिणुवरि" [બે દીવસ ઉપરાંત] ને બદલે "तिदिणुवरि" [ત્રણ દીવસ ઉપરાંત] એવો પાઠ કવચિત્ છે, પણ તે ઠીક નથી એમ જણાય છે. કારણકે, "दध्यहर्द्वितयातीतम्" એવું શ્રી હેમચંદ્રાચાર્યનું વચન છે. ઘાણીમાં પીલીએ તો જેમાંથી તેલ નીકળતું નથી, તેને દ્વિદળ કહે છે. દ્વિદળ જાતીમાં ઉત્પન્ન થયું હોય તોપણ જેમાંથી તેલ નીકળતું હોય તેને દ્વિદળમાં ગણવું નહીં.

### અભક્ષ્ય અનંત કાય વગેરેનો ત્યાગ કરવો

પૂલ્લી—દ્વિદળના લોટનો પદાર્થ, પાણીમાં રાંધેલો ભાત વગેરે તથા એવીજ બીજી વસ્તુ વાશી હોય તો તે તેમજ સડેલું અન્ન, ફુલેલો ભાત અને પકવાન્ન અભક્ષ્ય હોવાથી શ્રાવકે વર્જવું. [૧૮]બાવીસ અભક્ષ્યનું તથા બત્રીસ અનંતકાયનું પ્રગટ સ્વરૂપ મેં કરેલી શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર

---

૧૮ અભક્ષ્ય ૨૨

૧—માંસ—માંસ, માછલી, ઈંડાં, કોડલીવર ઓઇલ.

૨—મધ—

૩—માખણ—દુધનું માખણ, દહીંનું માખણ.

૪—મદિરા—દારૂ, તાડી, સિંધી, ચરસ, ગાંજા, માદક.

[ આમાં આસવનો સમાવેશ થતો નથી ]

૫ થી ૯—ઉંબરો, કાલુંબર, પીપળો, પીપર, વડનાં ફળ.

૧૦—બરફ—બરફ ફેકટરીનો આઈસ, આઇસ્ક્રીમ, કુલફી, રેફ્રીગેટર, મશીનનો બરફ.

૧૧—ઝેર—અફીણ, સોમલ, વચ્છનાગ, હરતાલ, પોટાશિયમ અને સાઇનાઇડ—

[ આમાં અણાહારી અફીણ અને મારેલ સોમલ વગેરેનો સમાવેશ થતો નથી. ]

૧૨—કરા—૧૩—કાચી માટી—માટી, દંતમંજનમાં વપરાતી માટી.

૧૪—રીંગણા—રીંગણાની જાતિ. ટમેટા

વૃત્તિથી જાણી લેવું. વિવેકી પુરુષે જેમ અભક્ષ્ય વર્જવાં, તેમ રિંગણાં, કાચમાં, ટિંબરૂં, જાંબૂડાં, બિલ્લીફળ, લીલાંપીલુ, પાકાં કરમદાં, ગુંદાં, પિચુ, મહુડાં, મકરોડાં, વાલ્હઉલી, મ્હોટાં બોર, કાચાં કોઠિંબડાં, ખસખસ, તલ, સચિત્ત લવણ ઈત્યાદિક વસ્તુ બહુબીજ તથા જીવાકુળ હોવાથી વર્જવી. લાલ વગેરે હોવાથી જેના ઉપર બરાબર તેજ નથી, એવાં ગિલોડાં, કંટોલાં, ફણુસ ઈત્યાદિ વસ્તુ તથા જે દેશ નગર ઈત્યાદિકમાં કહવું તુંબડું, ભૂરૂં કોળું વગેરે લોકવિરૂદ્ધ હોય તો તે પણ શ્રાવકે વર્જવું. કારણકે તેમ ન કરે તો જૈનધર્મની નિંદા પ્રમુખ થવાની પ્રાપ્તિ થાય. બાવીશ અભક્ષ્ય તથા બત્રીસ અનંતકાય પારકે ઘેર અચિત્ત થએલાં હોય તો પણ તે લેવાં નહીં. કારણકે, તેથી પોતાનું ક્રુરપણું પ્રગટ થાય, તથા "આપણે અચિત્ત અનંતકાય વગેરે લઈએ છીએ" એમ જાણી તે લોકો વધારે અનંતકાયાદિકનો આરંભ કરે ઈત્યાદિ દોષ થવાનો સંભવ છે. માટેજ ઉકાળેલો લોધર, રાંધેલું આદુ, સૂરણ, રિંગણાં ઈત્યાદિ સર્વ અચિત્ત હોય તોપણ વર્જવું. વખતે કદાચિત્ દોષ થાય તે ટાળવાને અર્થે મૂળાનાં પાંચે અંગ (મૂળ, પત્ર, ફુલ, ફળ અને કાંડ) વર્જવાં. સૂંઠ વગેરે તો નામમાં અને સ્વાદમાં ફેર થવાથી કલ્પે છે.

## પાણી સંબંધી સચિત્ત અચિત્ત મિશ્ર વિચાર

ગરમ પાણી તો ત્રણ ઉકાળા આવે ત્યાં સુધી મિશ્ર હોય છે. **પિંડનિર્યુક્તિમાં** કહ્યું છે કે, 'ત્રણ ઉકાળા ન આવ્યા હોય, ત્યાં સુધી ગરમપાણી મિશ્ર હોય છે. તે પછી અચિત્ત થાય છે.'

વરસાદ વરસે ત્યારે ગ્રામ, નગર ઇત્યાદિને વિષે જ્યાં મનુષ્યનો પ્રચાર ઘણો હોય, ત્યાં પહેલું પાણી જ્યાં સુધી પરિણમતું નથી, ત્યાં સુધી મિશ્ર હોય છે. અરણ્યમાં તો પ્રથમ વૃષ્ટિનું જળ પડે છે, તે સર્વ મિશ્ર અને પાછળથી પડે તે સર્વ સચિત્ત હોય છે.

---

૧૫–બહુબીજ—જેમાં ગર્ભ જુદો ન પડે તેટલા બીજ હોય તે; જેમકેઃ–પટોલ પંપોટા અંજીર ખસખસ. ૧૬–બોળો—ત્રણ દિવસ પછીનાં અથાણાં રાયતાં ચટણી લીંબુ.
[ આમાં મુરબ્બો છુંદો અને શરબતનો સમાવેશ થતો નથી ]

૧૭–વિદલ–કઠોળ કુમટિયા ગુવાર મેથી દાણા કે તેની ભાજી. કાચા દુધ દહીં અને છાશ સાથે વિદળ થાય છે. મેળવીને ગરમ કરે તે પણ વિદલ છે.

૧૮–તુચ્છફળ—જેમાં ખાવાનું અલ્પ અને નાંખી દેવાનું ઘણું હોય તે; જેમકેઃ–ચણી બોર જંગલી બોર પીલુ પીચુ ફાલસા.

૧૯–અજાણ્યાં ફળ—જેને કોઇ ન ઓળખતું હોય તેવા પાંદડાં તથા ફળ.

૨૦–રાત્રિભોજન—સમ્યક્ત્વ વ્રતમાં લખ્યા મુજબ ત્યાગ.

૨૧–ચલિત રસ—વાસી ભોજન, એક તારવાળી કાચી ચાસણીની ચીજ. વાસી દુધ સ્વયં જામેલું દુધ, ફાટેલું દુધ, નવી પ્રસુતિનું દુધ, વિલાયતી દુધ, વાસી માવો.

બે રાત પછીનું દહીં, બે રાત પછીની છાશ, મેવા કે વનસ્પતિનું બે રાત પછીનું રાયતું.

ચોખાનું પાણી તો ત્રણ આદેશ મૂકીને ઘણું સ્વચ્છ ન હોય તો મિશ્ર અને ઘણું સ્વચ્છ હોય તો અચિત્ત હોય છે. ત્રણ આદેશ આ રીતેઃ—કેટલાક કહે છે કે, ચોખાનું પાણી–જે વાસણમાં ચોખા ધોયા હોય, તે વાસણમાંથી બીજા વાસણમાં કાઢી નાંખતાં ધારાથી તૂટીને આજુબાજુએ વળગી રહેલાં ટીંપાં જ્યાં સુધી ટકી રહે, ત્યાં સુધી મિશ્ર હોય છે. બીજા એમ કહે છે કે, ચોખાનું પાણી બીજા વાસણમાં કાઢી નાંખતાં આવેલા પરપોટા જ્યાં સુધી ટકી રહે, ત્યાં સુધી મિશ્ર હોય છે. ત્રીજા એમ કહે છે કે જ્યાં સુધી ધોયેલા ચોખા રંધાયા નહીં હોય ત્યાં સુધી મિશ્ર હોય છે. આ ત્રણે આદેશ બરાબર નથી, માટે અનાદેશ સમજવા. કારણકે, પાત્ર રૂક્ષ [લૂખું] હોય અથવા પવનનો કે, અગ્નિનો સ્પર્શ થાય તો બિંદુ થોડી વાર ટકી રહે, અને પાત્ર ચીકણું હોય તથા પવનનો કે, અગ્નિનો સંબંધ ન હોય તો ઘણી વાર ટકી રહે. આમ આ ત્રણે આદેશમાં કાળ નિયમનો અભાવ છે, માટે અતિશય સ્વચ્છ હોય, તેજ ચોખાનું પાણી અચિત્ત જાણવું.

હવે કેટલાક કહે છે કે, નીવ્રોદક–ધૂમાડાથી ધૂમ્રવર્ણ અને સૂર્ય કિરણના સંબંધથી થોડું ગરમ હોય છે, તેથી અચિત્ત છે, માટે તે લેવામાં કાંઇ પણ વિરાધના નથી. અને તે પોતાના પાત્રમાં ગ્રહણ કરવું. અહિં આચાર્ય કહે છે કે, નિવ્રોદક અશુચિ હોવાથી પોતાના પાત્રમાં લેવાની મનાઇ છે. આથી ગૃહસ્થની કુંડી વગેરે વાસણમાંજ લેવું. વરસાદ પડતો હોય ત્યારે તે મિશ્ર હોય છે. માટે વરસાદ બંધ થયા પછી બે ઘડીએ લેવું. શુદ્ધ જળ ત્રણ ઉકાળા આવ્યાથી અચિત્ત થએલું હોય તો પણ ત્રણ પહોર ઉપરાંત તે પાછું

---

સાંજે છાશમાં તરબોળ રાખેલ આઠ પહોર પછીના ભાત, આર્દ્રા પછી કેરી, ચોમાસામાં ૧૫ દિવસ, ઉનાળામાં ૨૦ દિવસ અને શિયાળામાં ૩૦ દિવસ પછીના મીઠાઇ ગાંઠિયા દાળિયા વિગેરે.

ફાગણ ચોમાસી અને અષાઢ ચોમાસીમાં મેવા ભાજી પાંદડા.

મીઠો લીંબડો, અળવી પોઇ, અજમો, નાગરવેલ, ફોદીનો, કોથમીર, મેવાવાળી મીઠાઇ, મેવાવાળી ઠંડાઇ.

[ બદામ નાલીયેર સોપારી મગફળી અને કાળી દ્રાખનો મેવામાં સમાવેશ થતો નથી. ]

રૂપ રસ ગંધ કે સ્પર્શ બદલાઇ જતા ચારે આહારો.

૨૨–બત્રીશ અનન્તકાય—લીલી; સુકી.

૧ સુરણકંદ ૨ વજ્રકંદ ૩ આદુ ૪ બટાટા ૫ હીરલીકંદ ૬ લસણ ૭ ગાજર ૮ લોઢી (પદ્મિનીકંદ) ૯ ગરમર ૧૦ ખીરસુઆકંદ (કાળા વાળવાલા નાના કંદ, કેસેરો) ૧૧ થેગ ૧૨ લીલી મોથ ૧૩ મૂળી કંદ ૧૪ કંદ જાતિ ૧૫ લીલો–કચુરો ૧૬ શતાવરી ૧૭ કુંઆરપાઠા ૧૮ થોરજાતિ ૧૯ લીલી–ગળો (સુકી ગળો અણાહારી છે) ૨૦ વાંસ–કારેલી ૨૧ લુણીની છાલ ૨૨ લુણી ૨૩ ખિલોડા (?) ૨૪ અમૃતવેલ ૨૬ વત્થુલાભાજી (?) ૨૭ સુઅરવેલ ૨૮ પાલક ભાજી ૨૯ કોમલ આંબલી ૩૦ રતાલુ ૩૧ પીંડાલુ ૩૨ કોમળ વનસ્પતિ (કિસલય–અંકુરા–ફૂળ)–વરૂહારૂ—સેવાલ ઇત્યાદિ.

સચિત્ત થાય છે, માટે તેમાં રક્ષા નાંખવી. તેથી તે પાણી સ્વચ્છ રહે છે. એમ પિંડનિર્યુક્તિની વૃત્તિમાં કહ્યું છે. ચોખાનું ધોવણ પહેલું, બીજું અને ત્રીજું તત્કાળનું કાઢેલું હોય તો મિશ્ર અને કાઢયા પછી ઘણો કાળ રહ્યું હોય તો અચિત્ત હોય છે. ચોથું, પાંચમું વગેરે તંદુલોદક ઘણી વાર રહે તો તે પણ સચિત્ત હોય છે.

**અચિત્ત જળનું કાળમાન**

**પ્રવચનસારોદ્ધારાદિક** ગ્રંથમાં અચિત્ત જળાદિકનું કાળમાન આવી રીતે કહ્યું છે- 'ગરમ પાણી ત્રણ ઉકાળા આવે એવું ઉકાળેલું હોય તો અચિત્ત હોવાથી સાધુને કલ્પે છે. પરંતુ ગ્લાનાદિકને અર્થે ત્રણ પહોર ઉપરાંત પણ રાખવું. અચિત્ત જળ ગ્રીષ્મઋતુમાં પાંચ પહોર ઉપરાંત, શીત ઋતુમાં ચાર પહોર ઉપરાંત અને વર્ષા ઋતુમાં ત્રણ પહોર ઉપરાંત સચિત્ત થાય છે. ગ્રીષ્મ ઋતુમાં કાળ અતિ લૂખો હોવાથી જળમાં જીવની ઉત્પત્તિ થતાં ઘણો વખત (પાંચ પહોર) લાગે છે. શીત ઋતુમાં વખત સ્નિગ્ધ હોવાથી ગ્રીષ્મ કરતાં થોડો વખત [ચાર પહોર] લાગે છે અને વર્ષાઋતુમાં વખત અતિશય સ્નિગ્ધ હોવાથી શીત ઋતુ કરતાં પણ થોડો વખત [ત્રણ પહોર] લાગે છે. જો ઉપર કહેલા વખત કરતાં વધારે રાખવું હોય તો, તેમાં રક્ષા નાંખવી. જેથી પાછું સચિત્ત ન થાય. એમ પ્રવચનસારોદ્ધારના ૧૩૬ મા દ્વારમાં કહ્યું છે.

**શસ્ત્ર સંબંધ થયા વિના અચિત્ત થયેલ જલાદિનો ઉપયોગ ન કરવો**

જે અપ્કાયાદિક [જળ વગેરે] અગ્નિ આદિક બાહ્ય શસ્ત્રના સંબંધ થયા વિના સ્વભાવથીજ અચિત્ત થયું હોય તેને કેવળી, મનઃપર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, તથા પ્રકૃષ્ટ શ્રુતજ્ઞાની અચિત્ત છે, એમ જાણે તો પણ મર્યાદાભંગના પ્રસંગથી તેનું સેવન કરતા નથી. સંભળાય છે કે, શેવાળ તથા ત્રસ જીવથી રહિત અને સ્વભાવથી અચિત્ત થએલા પાણીથી ભરેલો મ્હોટો દ્રહ નજીક છતાં પણ ભગવાન્ શ્રી વર્ધમાન સ્વામીએ અનવસ્થા દોષ ટાળવાને અર્થે અને શ્રુતજ્ઞાન પ્રમાણભૂત છે એમ દેખાડવા માટે તૃષાથી બહુ પીડાએલા અને તેથીજ પ્રાણાંત સંકટમાં આવી પડેલા પોતાના શિષ્યોને તેનું પાણી પીવાની આજ્ઞા આપી નહિં. તેમજ ભુખથી પીડાયેલા શિષ્યોને અચિત્ત તલથી ભરેલું શકટ અને વડીનીતિની સંજ્ઞાથી પીડાયેલા શિષ્યોને અચિત્ત (સ્વભાવથી અચિત્ત પણ વ્યવહારથી અશુદ્ધ) એવી સ્થંડિલની ભૂમિ ઉપભોગમાં લેવાની પણ આજ્ઞા આપી નહિં. આનો ખુલાસો એવો છે કે શ્રુતજ્ઞાની સાધુ બાહ્ય શસ્ત્રનો સંબંધ થયા વિના જળાદિક વસ્તુ અચિત્ત છે, એમ નિશ્ચય કરતા નથી. માટે બાહ્ય શસ્ત્રનો સંબંધ થવાથી જેના વર્ણ, ગંધ, રસ વગેરે પરિણમ્યા હોય એવુંજ જળાદિક વાપરવું.

**અચિત્ત વસ્તુ પણ દાંત વિગેરેથી ભાગવી નહિ**

કોરડુ મગ, હરડે કુલિક ઇત્યાદિ વસ્તુ અચેતન હોય તો પણ અવિનષ્ટ (નાશ ન પામેલી) યોનિના રક્ષણને અર્થે તથા ક્રૂરપણું વગેરે ટાળવાને અર્થે દાંત વગેરેથી ભાગવી નહીં. શ્રી **ઓઘનિર્યુક્તિમાં** પંચોતેરમી ગાથાની વૃત્તિને વિષે કહ્યું છે કેઃ—

શંકા:—અચિત્ત વનસ્પતિકાયની યતના રાખવાનું પ્રયોજન શું ?

સમાધાન:—વનસ્પતિકાય અચિત્ત હોય, તો પણ ગળો, મગ ઇત્યાદિ કેટલીક વનસ્પતિની યોનિ નાશ પામતી નથી. જેમ ગળો સુકાયેલી હોય તો પણ પાણી છાંટવાથી પોતાના સ્વરૂપને પામતી દેખાય છે. એમજ કોરડુ મગ પણ જાણવા. માટે યોનિનું રક્ષણ કરવાને અર્થે અચિત્ત વનસ્પતિકાયની પણ યતના રાખવી એ યોગ્યજ છે.

એવી રીતે સચિત્ત અચિત્ત વસ્તુનું સ્વરૂપ જાણી સચિત્તાદિક સર્વ ભોગ્ય વસ્તુનું નામ લઇ નક્કી કરી, તથા બીજી પણ બધી વાત ધ્યાનમાં લઈ સાતમું વ્રત જેમ આનંદ કામદેવ વગેરેએ સ્વકાર્યું તેમ શ્રાવકે સ્વીકારવું.

## સાતમું વ્રત ન લઇ શકે તે સચિત્ત અને વિગઇનો નિયમ જરૂર રાખે

સાતમું વ્રત લેવાની શક્તિ ન હોય તો સામાન્યથી એક બે ઈત્યાદિ સચિત્ત વસ્તુ, દસ, બાર ઇત્યાદિ દ્રવ્ય, એક, બે ઇત્યાદિ વિગય વગેરેનો નિયમ દરરોજ કરવો. પણ દરરોજ નામ ન લેતાં સામાન્યથી અભિગ્રહમાં એક સચિત્ત વસ્તુ રાખે, અને દરરોજ જૂદી જૂદી એક સચિત્ત વસ્તુ લે, એ રીતે વારાફરતી એકેક વસ્તુ લેતાં સર્વ સચિત્ત વસ્તુનું ગ્રહણ થાય, એથી વિશેષ વિરતિ થાય નહિં. માટે નામ લઇ સચિત્ત વસ્તુનો નિયમ કર્યો હોય તો નિયમમાં રાખેલા સિવાયની અન્ય સર્વ સચિત્ત વસ્તુની યાવજ્જીવ વિરતિ થાય, અને એથી અધિક ફળ સ્પષ્ટ થાય. કહ્યું છે કે—'પુષ્પનો, ફળનો, મદ્યાદિકનો, માંસનો અને સ્ત્રીનો રસ જાણતા છતાં પણ જે વૈરાગી થયા, તે દુષ્કરકારક ભવ્ય જીવોને વંદના કરૂં છું.'

## ઘણા જીવોનો સંપર્ક હોવાથી નાગરવેલનાં પાનનો ત્યાગ કરવો

સર્વે સચિત્ત વસ્તુમાં નાગરવેલનાં પાન છોડવાં બહુ મુશ્કેલ છે. કારણ કે, બાકી સચિત્ત વસ્તુ તેના રસવાળાને કેરીઆદિક અચિત્ત થાય તો પણ તેમાં પ્રાયે મીઠાશ, અને સ્વાદ વગેરે રહે છે, પણ નાગરવેલના પાનમાં તો બિલકુલ સ્વાદ રહેતો નથી. સચિત્ત નાગરવેલના પાનમાં તો જળની ભીનાશ વગેરે હમેશાં રહેવાથી નીલી (લીલફૂલ) તથા કુંથુઆ વગેરે જીવોની ઉત્પત્તિ થવાને લીધે તેની ઘણી વિરાધના થાય છે. માટેજ પાપભીરૂ પુરૂષો રાત્રે પાન વાપરતા નથી. અને જે કોઇ વાપરે છે તે પણ રાત્રે ખાવાનાં પાન દિવસે સારી પેઠે તપાસી શોધી રાખેલાંજ વાપરે છે. બ્રહ્મચારી શ્રાવકે તો તે કામવિકારની વૃદ્ધિ કરનારાં હોવાથી (નાગરવેલનાં પાન) જરૂર ખાવાં નહિ જોઇએ. આ (નાગરવેલનાં પાન) પ્રત્યેક વનસ્પતિ છે, પણ પ્રત્યેક પાન, ફૂલ, ફળ ઈત્યાદિક એકેક પ્રત્યેક વનસ્પતિને વિષે તેની નિશ્રાથી રહેલા અસંખ્યા જીવની વિરાધના થવાનો સંભવ છે. કહ્યું છે કે—'પર્યાપ્ત જીવની નિશ્રાએ અપર્યાપ્તા જીવોની ઉત્પત્તિ થાય છે તે પણ જ્યાં એક પર્યાપ્ત જીવ ત્યાં અસંખ્યતા અપર્યાપ્ત જીવ જાણવા. આ વાત બાદર એકેંદ્રિયોને વિષે સમજવી. સૂક્ષ્મને વિષે તો જ્યાં એક અપર્યાપ્ત, ત્યાં તેની

નિશ્રાએ અસંખ્યાતા પર્યાપ્ત હોય છે. એ વસ્તુ **આચારાંગસુત્ર વૃત્તિ** વગેરે ગ્રંથને વિષે કહી છે. એવી રીતે એક પણ પત્ર, ફૂળ ઈત્યાદિકને વિષે અસંખ્યાતા જીવની વિરાધના થાય છે. અને જો કદાચિત્ તે પત્રાદિક ઉપર લીલફુલ વગેરે હોય તો તો અનંતા જીવની પણ વિરાધના થાય છે. જળ, મીઠું ઇત્યાદિ વસ્તુ અસંખ્યાતા જીવ રૂપ છે. પૂર્વાચાર્યનું વચન એવું છે કે, 'તીર્થંકરોએ એક જળબિંદુને વિષે જે જીવ કહ્યા છે તે જીવ સરસવ જેટલા થાય તો જંબૂદ્વીપમાં સમાય નહિ. લીલા આમળા જેટલી પૃથ્વીકાયના પિંડમાં જે જીવ હોય છે, તે જીવ પારેવા જેટલા થાય તો જંબૂદ્વીપમાં સમાય નહિ.' સર્વ સચિત્તનો ત્યાગ કરવા ઉપર અંબડ પરિવ્રાજકના સાતસો શિષ્યોનું દૃષ્ટાંત જાણવું.

શ્રાવકધર્મ અંગીકાર કરી અચિત્ત અને કોઇએ આપેલા અન્નપાનને વાપરવાના નિયમવાળા તે (અંબડના શિષ્ય) એક વખત એક અટવીમાંથી બીજી અટવીમાં ફરતાં ગ્રીષ્મઋતુને વિષે ઘણા તૃષાતુર થઈ ગંગા નદીના તટ ઉપર આવ્યા. ત્યાં "ગંગા નદીનું જળ સચિત્ત અને અદત્ત (કોઇએ ન આપેલું) હોવાથી. ગમે તે થાય તો પણ અમે નહી લઈશું," એવા દૃઢનિશ્ચયથી અનશન કરી પાંચમા બ્રહ્મ દેવલોકમાં ઇંદ્રના સમાનિક દેવતા થયા. એવીરીતે સચિત્ત વસ્તુના ત્યાગને વિષે યતના રાખવી.

## ચૌદ નિયમ વિચાર

જેણે પૂર્વે ચૌદ નિયમ લીધા હોય, તેણે તે નિયમોમાં પ્રતિદિન સંક્ષેપ કરવો, અને બીજા નવા નિયમ યથાશક્તિ ગ્રહણ કરવા. ચૌદ નિયમ આ રીતે કહ્યા છેઃ—સચિત્ત ૧, દ્રવ્ય ૨, વિગય ૩, પગરખાં ૪, તાંબૂલ, ૫, વસ્ત્ર ૬, ફૂલ ૭, વાહન ૮, શયન ૯, વિલેપન ૧૦, બ્રહ્મચર્ય ૧૧, દિશાપરિમાણ ૧૨, સ્નાન ૧૩, ખોરાક ૧૪ એ ચૌદ નિયમ જાણવા.

૧ સુશ્રાવકે મુખ્યમાર્ગથી તો સચિત્તનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. તેમ કરવાની શક્તિ ન હોય તો નામ લઇને અથવા સામાન્યથી એક બે ઈત્યાદિ સચિત્ત વસ્તુનો નિયમ કરવો. કહ્યું છે કે, 'અચિત્ત અને નિરવદ્ય આહારથી આત્માનું પોષણ કરનારા સુશ્રાવકો સચિત્તત્યાગી કહેવાય છે.' ૨ સચિત્ત અને વિગય છોડીને બાકી રહેલી જે કોઇ વસ્તુ મુખમાં નંખાય છે, તે સર્વ દ્રવ્ય જાણવું. ખીચડી, રોટલી, નીવીયાતા લાડવા, લાપશી, પાપડ, ચૂરમુ, દહીભાત, ખીર ઇત્યાદિક વસ્તુ ઘણા ધાન્યાદિકથી બનેલી હોય છે, તોપણ રસાદિકનું અન્ય પરિણામ થવાથી એકેકજ વસ્તુ ગણાય છે. પોળી, જાડા રોટલા, માંડા, ખાખરા, ઘૂઘરી, ઢોકળાં, થૂલી, બાટ, કણેક વગેરે વસ્તુ એક ધાન્યની બનેલી હોય છે, તો પણ પ્રત્યેકનું નામ જૂદું પડવાથી તથા સ્વાદમાં ફેર થવાથી જૂદા જૂદા દ્રવ્ય ગણાય છે. ફલા, ફલિકા ઇત્યાદિકને વિષે નામ એક છે, તોપણ ભિન્ન સ્વાદ પ્રકટ દેખાય છે અને તેથી રસાદિકનું પરિણામ પણ અન્ય હોવાથી તે ઘણાં દ્રવ્ય ગણાય છે. દ્રવ્ય સંબંધમાં પોતાનો અભિપ્રાય, સંપ્રદાય તથા બીજી યોગ્ય રીતથી દ્રવ્ય ગણવાં. ધાતુની શલાકા (શલી) તથા હાથની આંગળી વગેરે દ્રવ્યમાં ગણાય નહિ. ૩ ખાવા યોગ્ય વિગય છ છે, તે આ રીતેઃ—

દૂધ ૧, દહી ૨, ઘી, ૩, તેલ ૪, ગોળ ૫, અને ઘીમાં અથવા તેલમાં તળેલી વસ્તુ ૬. એ છ વિગય જાણવી. ૪ ઉપાનહ એટલે પગરખાં અથવા મોજા, પાવડીઓ વગેરે તો જીવની ઘણી વિરાધનાનો હેતુ હોવાથી શ્રાવકને પહેરવી યુક્ત નથી. ૫ તાંબૂલ એટલે નાગરવેલનાં પાન, સોપારી, કાથો વગેરેથી બનેલી સ્વાદિમ વસ્તુ જાણવી. ૬ વસ્ત્ર એટલે પંચાંગાદિક વેષ જાણવો. ધોતી, પોતી તથા રાત્રે પહેરવા માટે રાખેલું વસ્ત્ર વગેરે વેષમાં ગણાતાં નથી. ૭ ફૂલ તે માથે તથા ગળા વગેરેમાં પહેરવાના અને ગૂંથીને બિછાના ઉપર ઓશીકે પાથરવા લાયક લેવાં. ફૂલનો નિયમ કર્યો હોય તો પણ ભગવાનની શેષ યા માળા કલ્પે છે. ૮ વાહન તે રથ, અશ્વ, પોઠિયા, સુખાસન પ્રમુખ જાણવાં. ૯ શયન તે ખાટ પ્રમુખ લેવાં. ૧૦ વિલેપન તે ચોપડવાને અર્થે તૈયાર કરેલ ચંદન, ચૂવા, જવાસાદિ કસ્તૂરી પ્રમુખ વસ્તુ લેવી. વિલેપનનો નિયમ લીધો હોય તો પણ ભગવાનની પૂજા પ્રમુખ કાર્યમાં તિલક, હસ્તકંકણ, ધૂપ વગેરે કરવું કલ્પે છે. ૧૧ બ્રહ્મચર્ય (ચોથું વ્રત) તે દિવસે સર્વથા અને રાત્રે પોતાની સ્ત્રી વગેરેની અપેક્ષાથી જાણવું. ૧૨ દિશા પરિમાણ તે ચારે તરફ અથવા ફલાણી દિશાએ આટલા ગાઉ સુધી અથવા આટલા જોજન સુધી જવું એવી મર્યાદા કરવી. ૧૩ સ્નાન તે તેલ ચોપડીને અથવા તે વગર નહાવું. ૧૪ ભક્ત એટલે રાંધેલું અન્ન તથા સુખડી પ્રમુખ સર્વ લેવું. આ ભક્તના નિયમમાં સર્વ મળી ત્રણ ચાર શેર અથવા એથી વધારે અન્ન સંભવ માફક રાખવું. કારણકે ખડબૂચાં વગેરે લે તો ઘણા શેર થાય. એ ચૌદ વસ્તુનો નિયમ કરવો. તેમાં બે ત્રણ અથવા એથી વધારે સચિત્ત વસ્તુનાં નામ લઇને અથવા સામાન્યથી નિયમ કરવાનું જેમ ઉપર કહ્યું, તેમ દ્રવ્યાદિક તેરે વસ્તુના નિયમ વસ્તુનાં નામ દઇને અથવા સામાન્યથી યથાશક્તિ યુક્તિપૂર્વક કરવા. ઉપર કહેલા ચૌદ નિયમ એ એક જાતની નિયમની દિશા બતાવી છે. એ ઉપરથી બીજા પણ શાક, ફળ, ધાન્ય વગેરે વસ્તુના પ્રમાણનો તથા આરંભનો નિશ્ચય વગેરે કરી યથાશક્તિ નિયમ ગ્રહણ કરવા.

## સૂર્યોદય પહેલાં નવકારશી પચ્ચક્ખાણ કરવું

એવીરીતે નિયમ લીધા પછી યથાશક્તિ પચ્ચક્ખાણ કરવું. નવકારસી, પોરિસી વગેરે કાળ પચ્ચક્ખાણ જો સૂર્યોદય પહેલાં ઉચ્ચર્યાં હોય, તો શુદ્ધ થાય, નહિ તો નહિ. બાકીનાં પચ્ચક્ખાણ તો સૂર્યોદય પછી પણ ઉચ્ચરી શકાય છે. નવકારસી પચ્ચક્ખાણ જો સૂર્યોદય પહેલાં ઉચ્ચર્યું હોય, તો તે પૂરૂં થયા અગાઉ પણ પોત પોતાની કાળમર્યાદામાં પોરિસી વગેરે સર્વે કાળ પચ્ચક્ખાણ કરાય છે. નવકારસી પચ્ચક્ખાણ સૂર્યોદય પહેલાં ન કર્યું હોય તો, સૂર્યોદય થયા પછી કાળ પચ્ચક્ખાણ શુદ્ધ થતું નથી. જો સૂર્યોદય પહેલાં નવકારસી પચ્ચક્ખાણ વિના પોરિસી વગેરે પચ્ચક્ખાણ કર્યું હોય તો, તે પૂરૂં થયા પછી બીજું કાળ પચ્ચક્ખાણ શુદ્ધ થતું નથી. પણ તે સૂર્યોદય પહેલાં કરેલું પચ્ચક્ખાણ પૂરૂં થતા પહેલા બીજું કાળ પચ્ચક્ખાણ લે તો શુદ્ધ થાય છે, એવો વૃદ્ધ પુરૂષોનો વ્યવહાર છે. નવકારસી પચ્ચક્ખાણનું બે ઘડી જેટલું પ્રમાણ તેના થોડા આગાર ઉપરથીજ સ્પષ્ટ છે. નવકારસી પચ્ચક્ખાણ કર્યા પછી બે ઘડી ઉપરાંત પણ નવકારનો પાઠ કર્યા વગર ભોજન

કરે તો પચ્ચક્‌ખાણનો ભંગજ થાય છે. કારણકે, પચ્ચક્‌ખાણ દંડકમાં "नमुक्कार सहिअं" એમ પાઠ કહેલો છે.

**જેને પ્રમાદ છોડવાની ઇચ્છા હોય, તેણે પચ્ચક્‌ખાણ વિના ક્ષણમાત્ર રહેવું ઉચિત નથી.**

નવકારસી પ્રમુખ કાળ પચ્ચક્‌ખાણ પૂરૂં થાય તે સમયે, ગંઠિસહિઅં વગેરે કરવું. જેને વારંવાર ઔષધ વગેરે લેવું પડતું હોય, એવા બાળક, રોગી ઈત્યાદિકથી પણ ગ્રંથિસહિત પચ્ચક્‌ખાણ સહેલાઇથી થઈ શકે છે. ગંઠસીથી હમેશાં પ્રમાદ રહિતપણું રહે છે અને તેનું ફળ ઘણું છે. એક સાળવી મદ્ય માંસ વગેરે વ્યસનોમાં ઘણો આસક્ત હતો પણ તે માત્ર એકજ વાર ગ્રંથિસહિત પચ્ચક્‌ખાણ કરવાથી કપર્દી યક્ષ થયો. એ દષ્ટાંત અહિં સમજવું. કહ્યું છે કે—'જે પુરૂષો પ્રમાદ રહિત થઇને ગ્રંથિસહિત પચ્ચક્‌ખાણની ગાંઠ બાંધે છે, તેમણે સ્વર્ગનું તથા મોક્ષનું સુખ પોતાની ગાંઠે બાંધ્યું છે. જે ધન્ય પુરૂષો ન ભૂલતાં નવકાર ગણીને ગ્રંથિસહિત પચ્ચક્‌ખાણની ગ્રંથિ છોડે છે, તે પોતાના કર્મની ગાંઠ છોડે છે.' જો મુક્તિ પામવાની ઈચ્છા હોય તો એ રીતે ગંઠસી પચ્ચક્‌ખાણ કરી પ્રમાદ છોડવાનો અભ્યાસ કરવો. સિદ્ધાંતના જાણ પુરૂષો એનું પુણ્ય ઉપવાસ જેટલું કહે છે. જે પુરૂષ રાત્રે ચઉવિહાર પચ્ચક્‌ખાણ અને દિવસે ગ્રંથિસહિત પચ્ચક્‌ખાણ લઈ એક ઠેકાણે બેસી એકવાર ભોજન વગેરે કરે. અને પછી વિધિપૂર્વક મુખશુદ્ધિ વગેરે કરે એવી રીતે એકાશન કરે, તેને એક માસમાં **ઓગણત્રીસ** ચઉવિહાર ઉપવાસ કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. તેમજ ઉપર કહેલ વિધિ પ્રમાણે રાત્રે ચઉવિહાર પચ્ચક્‌ખાણ અને દિવસે બિયાસણું કરે તો તેને એક માસમાં અઠ્ઠાવીસ ચઉવિહાર ઉપવાસ કર્યાનું ફળ પ્રાપ્ત થાય એમ વૃદ્ધ લોકો કહે છે. ભોજન, તાંબુલ, પાણી વગેરે વાપરતાં રોજ બે બે ઘડી લાગવાનો સંભવ છે, અને એ રીતે ગણતાં એકાશન કરનારને સાઠ ઘડી અને બિયાસણું કરનારની એકસો વીસ ઘડી એક મહિનાની અંદર ખાવા પીવામાં જાય છે. તે બાદ કરતાં બાકી રહેલા અનુક્રમે ઓગણત્રીશ, અને અઠ્ઠાવીસ દિવસ ચઉવિહાર ઉપવાસમાં ગણાય એ પ્રગટ છે. **પદ્મચરિત્રમાં** કહ્યું છે કે—'જે પુરૂષ લાગલાગટ બિયાસણાનું પચ્ચક્‌ખાણ લઈને પ્રતિદિન બે વાર ભોજન કરે, તે એક માસમાં અઠ્ઠાવીસ ઉપવાસનું ફળ પામે છે. જે પુરૂષ બે ઘડી સુધી દરરોજ ચઉવિહાર પચ્ચક્‌ખાણ કરે, તે એક માસમાં એક ઉપવાસનું ફળ પામે, આ ફળ સંબંધમાં કહ્યું છે કે 'કોઇ અન્યદેવતાની ભક્તિ કરનારો જીવ તેની તપસ્યાથી જો દેવલોકમાં દસ હજાર વર્ષની સ્થિતિ પામે, તો જિનધર્મી જીવ જિનમહારાજે કહેલી તેટલીજ તપસ્યાથી ક્રોડ પલ્યોપમની સ્થિતિ પામે,' રોજ બે ઘડી ચોવિહાર પચ્ચક્‌ખાણ કરે તો મહિનામાં એક ઉપવાસ તેમ જેટલી ઘડી ચૌવિહાર વધારે તે પ્રમાણે ઉપવાસ વધે છે. આ રીતે ગ્રંથિસહિત પચ્ચક્‌ખાણનું ફળ ઉપર કહેલી રીતે વિચારી લેવું. ગ્રહણ કરેલા સર્વ પચ્ચક્‌ખાણનું વારંવાર સ્મરણ કરવું. પચ્ચક્‌ખાણની પોત પોતાની કાળ મર્યાદા પૂરી થતાંજ મ્હારૂં ફલાણું પચ્ચક્‌ખાણ પૂરૂં થયું, એમ વિચારવું. ભોજનની વેળાએ પણ

પચ્ચક્ખાણનું સ્મરણ કરવું. જો તેમ ન કરે તો કદાચિત્ પચ્ચક્ખાણનો ભંગ વગેરે થવાનો સંભવ છે.

**હવે અશન, પાન, ખાદિમ, સ્વાદિમ વિગેરેનો વિભાગ જણાવે છે**

અન્ન, ખાજાં, દહિથરાં પ્રમુખ પક્વાન્ન, માંડા, સાથવો વગેરે સર્વ જે કાંઇ ક્ષુધાને શીઘ્ર ઉપશમાવી શકે છે, તે **અશન** જાણવું. (૧) છાશ, પાણી, મધ, કાંજી વગેરે સર્વ **પાન** જાણવું. (૨) સર્વ જાતનાં ફળ, શેલડી, પઉંઆ, સુખડી વગેરે **ખાદ્ય** જાણવુ. (૩) સૂંઠ, હરડે, પીંપર, મરી, જીરૂં, અજમો, જાયફળ, જાવંત્રી, કસેલો કાથો, ખદિરવટિકા, જેઠીમધ, તજ, તમાલપત્ર, એલચી, લવિંગ, કાઠી, વાવડંગ, બિલલવણ, અજજક, અજમોદ, કુલિંજણ, પીપરીમૂળ, ચિનીકબાળા, કચૂરો, મોથ, કંટા, સેલિઓ, કપૂર, સંચળ, હરડાં, બહેડાં, કુંભઠો, બાવળ, ધમાસો, ખેર, ખીજડા વગેરેની છાલ, ખાવાનાં પાન, સોપારી, હિંગાષ્ટક, હિંગુત્રેવીસો, પંચફૂળ, પુષ્કરમૂળ, જવાસાનાં મૂળ, બાવચી, તુલસી, કપૂરીકંદ ઇત્યાદિ **ખાદિમ** જાણવું. (૪) **ભાષ્ય** અને **પ્રવચનસારોદ્ધાર** એ બે ગ્રંથના અભિપ્રાય પ્રમાણે જીરૂં સ્વાદ્ય છે, અને **કલ્પવૃત્તિના** અભિપ્રાય પ્રમાણે ખાદ્ય છે. કેટલાંક કહે છે કે, અજમો પણ ખાદ્ય છે. સર્વ ખાદ્ય વસ્તુ અને એલચી કપૂર ઈત્યાદિકનું જળ દુવિહાર પચ્ચક્ખાણમાં ખપે છે. વેસણ, વરિયાળી, સવા, કોઠંબડી, આમલાગંઠી, આંબાગોળી, કોઠપત્ર, લીંબૂપત્ર ઇત્યાદિ ખાદ્ય વગેરે હોવાથી દુવિહાર પચ્ચક્ખાણમાં કલ્પે નહિ. તિવિહારમાં તો એકલુ પાણીજ કલ્પે છે. ફૂંકા જળ, તથા સીકરી, કપૂર, એલચી, કાથો, ખદિરચૂર્ણ, કસેલ્લક, પાડલ ઈત્યાદિકનું જળ નીતરેલું અથવા ગાળેલું હોય તોજ કલ્પે, અન્યથા નહિં.

શાસ્ત્રને વિષે તો મધ, ગોળ, સાકર, ખાંડ, વગેરે સ્વાદ્યમાં અને દ્રાક્ષ, સાકર ઇત્યાદિકનું જળ અને છાશ વગેરેને પાનમાં કહેલ છે. પણ તે દુવિહાર વગેરેમાં કલ્પે નહિ. નાગપુરીય ગચ્છ **પચ્ચક્ખાણ ભાષ્યમાં** કહ્યું છે કે, શાસ્ત્રમાં દ્રાક્ષ પાનકાદિક પાનમાં અને ગોળ વગેરે સ્વાદિમમાં કહેલ છે, તો પણ તે તૃપ્તિનું કરનારૂં હોવાથી તિવિહારાદિકમાં નહિં વાપરવા યોગ્ય છે, એટલે પૂર્વાચાર્યોએ લીધું નથી. સ્ત્રીનો સંભોગ કરવાથી ચઉવિહારનો ભંગ થતો નથી, પણ બાલાદિકના હોઠ, ગાલ ઈત્યાદિકનું ચુંબન કરે તો ભંગ થાય. દુવિહારમાં તો સ્ત્રી સંભોગ ઉપરાંત બાલાદિકનું ચુંબન પણ કલ્પે છે. ચઉવિહારાદિ પચ્ચક્ખાણ તો કવલ આહારનુંજ છે. લોમાદિક આહારનું નથી, એમ ન હોય તો શરીરે તેલ ચોપડવાથી તથા ગડગૂમડા ઉપર પોટીસ બાંધવાથી પણ અનુક્રમે આયંબિલ તથા ઉપવાસનો ભંગ થવાનો પ્રસંગ આવે પણ એમ માનવાનો વ્યવહાર મુદ્દલ નથી. કદાચિત્ કોઈ એમ માને તો, લોમાહાર નિરંતર ચાલવાનો સંભવ હોવાથી પચ્ચક્ખાણના અભાવનો પ્રસંગ આવી પડે છે.

**હવે અનાહારી વસ્તુઓ વ્યવહારમાં ગણાય છે તે આ રીતેઃ**—લીમડાનાં પંચાંગ (મૂલ, છાલ, પત્ર, ફૂલ, ફળ), મૂત્ર, ગળો, કડૂ, કરિયાતું, અતિવિષ, કૂડો, ચીડ, સુખડ, રક્ષા, હળદર, રોહિણી, ઉપલેટ, વજ, ત્રિફળાં, બાવળની છાલ, ધમાસો, નાહિ, આસંધ, રિંગણી, એળીયો, ગુગ્ગલ, હરડેદલ, વણિ, બોર, છાલમૂલ, કંથેરીમૂલ, કેરડા

મૂલ, પૂંઆડ, ઓહથેરી, આછી, મજીઠ, બોર, બીઉ, કુંઆરી, ચિત્રક, કુંદરૂ વગેરે એ સ્વાદની વસ્તુ રોગાદિ સંકટ હોય તો ચઉવિહારમાં પણ કલ્પે છે.

## આહાર અનાહારની સમજ

**શ્રીકલ્પમાં** અને તેની વૃત્તિમાં ચોથા ખંડને વિષે શિષ્ય આહાર અને **અનાહાર** વસ્તુનાં લક્ષણ વિષે પૂછે છે, ત્યારે તેનો આચાર્ય જવાબ આપે છે. તે આ રીતે 'ભાત પ્રમુખ શુદ્ધ એકલોજ ક્ષુધાને શમાવે, તેને આહાર કહે છે, તે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એ ભેદથી ચાર પ્રકારનો છે, તથા તે આહારમાં બીજી વસ્તુ જે પડે છે, તે પણ આહારજ કહેવાય છે. હવે એકાંગિક ચતુર્વિધ આહારની વ્યાખ્યા કરીએ છીએ. ભાત એકાંગિક એટલે શુદ્ધ એકલોજ ભૂખનો નાશ કરે છે, માટે એ અશન આહારરૂપ પ્રથમ ભેદ જાણવો. (૧) છાશ, જળ, મદ્યાદિક વસ્તુ પણ એકાંગિક એટલે શુદ્ધ એકલી ક્ષુધાનો નાશ કરે છે, માટે એ પાન આહારરૂપ બીજો ભેદ જાણવો. (૨) ફળ માંસ ઇત્યાદિક વસ્તુ એકાંગિક એટલે શુદ્ધ એકલી ભૂખનો નાશ કરે છે, માટે એ ખાદિમ આહારરૂપ ત્રીજો ભેદ જાણવો. (૩) મધ, શેલડીનો ઉકાળી ઘટ કરેલો રસ વગેરે વસ્તુ એકાંગિક એટલે શુદ્ધ એકલી ભૂખનો નાશ કરી શકે છે, માટે એ સ્વાદિમ આહારરૂપ ચોથો ભેદ જાણવો. ૪.

**હવે આહારમાં જે બીજી વસ્તુ પડે છે, તે પણ આહાર કહેવાય છે, એમ જે કહેવામાં આવ્યું તેની વ્યાખ્યા**—' લવણાદિક એકાંગિક (શુદ્ધ એકલી) વસ્તુ ભૂખ ટાળવાને સમર્થ ન હોય, પણ ચતુર્વિધ આહારને વિષે કામમાં આવતી હોય, તે વસ્તુ ગમે તો આહારમાં પડેલી હોય અથવા તો છૂટી હોય, તો પણ આહારની અંદરજ ગણાય છે. ભાત પ્રમુખ અશનમાં મીઠું, હીંગ, જીરૂં વગેરે વસ્તુ આવે છે, પાણી પ્રમુખ પાનમાં કપૂર વગેરે વસ્તુ આવે છે. આંબા આદિકના ફળ રૂપ ખાદિમમાં સુંઠ વગેરે વસ્તુ આવે છે, તથા મગફળી અને સૂંઠ વગેરે સ્વાદિમમાં ગોળ ઇત્યાદિ વસ્તુ આવે છે, એ અંદર આવનારી કપૂરાદિ વસ્તુ પોતે ક્ષુધાનો નાશ કરી શકતી નથી, તથાપિ ક્ષુધાનો નાશ કરનાર આહારને મદદ કરે છે, માટે એ પણ આહારમાંજ ગણાય છે. એ ચતુર્વિધ આહાર મૂકીને બાકી રહેલી સર્વ વસ્તુ અનાહાર કહેવાય છે. અથવા ભુખથી પીડાયેલો જીવ જે કાંઇ કાદવ સરખી વસ્તુ પેટમાં નાંખે છે, તે સર્વ આહાર જાણવો. ઔષધ વગેરેની ભજના છે, એટલે ઔષધમાં તો કેટલાક આહાર છે, અને કેટલાક અનાહાર છે. તેમાં સાકર ગોળ વિગેરે ઔષધ આહારમાં ગણાય છે, અને સર્પે કરડેલા માણસને માટી પ્રમુખ ઔષધ અપાય છે, તે અનાહાર જાણવું. અથવા જે વસ્તુ ભુખથી પીડાયલા માણસને ખાધા કરતાં સ્વાદ આપે, તે સર્વ આહાર જાણવો. અને "હું આ વસ્તુનું ભક્ષણ કરૂં" એવી રીતે જે વસ્તુ ખાવાની કોઇને પણ ઇચ્છા ન થાય, તથા જે જીભને પણ એ સ્વાદ આપે, તે સર્વ વસ્તુ અનાહાર જાણવી. તે આ રીતેઃ—કાયિકી, લીમડાદિકની છાલ, પંચમૂલાદિક મૂળ, આમળાં, હરડાં બહેડાં ઇત્યાદિક ફળ એ સર્વ અનાહાર છે. નિશીથચૂર્ણિમાં તોઃ—લીમડા પ્રમુખ

વૃક્ષોની છાલ, તેમનાં લિંબોળી પ્રમુખ ફળ અને તેમનાંજ મૂળ ઇત્યાદિ સર્વ અનાહાર જાણવાં. એમ કહ્યું છે.

### પચ્ચક્ખાણના પાંચ સ્થાન

પચ્ચક્ખાણ ઉચ્ચારને વિષે પાંચ સ્થાન ભેદ છે. પ્રથમ–ભેદને વિષે નવકારશી પોરિસી વિગેરે તેર કાળપચ્ચક્ખાણ ઉચ્ચારાય છે. એ કાળ પચ્ચક્ખાણ પ્રાયે સર્વ ચઉવિહાર [ચતુર્વિધ આહાર ત્યાગ રૂપ] હોય છે. બીજા ભેદને વિષે વિગય વિગેરેનો ઉચ્ચાર [પાઠ] આવે છે. વિગયનું પચ્ચક્ખાણ વિગયનો નિયમ રાખનાર તથા ન રાખનાર એ સર્વેને પણ હોય છે. કારણકે, શ્રાવક માત્રને પ્રાયે ચાર અભક્ષ્ય વિગયનો ત્યાગ હોય છેજ તેથી બીજો ભેદ છે. ત્રીજા ભેદને વિષે એકાસણું, બિયાસણું, અને એકલઠાણું ઉચ્ચારાય છે. એમાં દુવિહાર તિવિહાર તથા ચઉવિહાર આવે છે. ચોથા ભેદને વિષે "પાણસ્સ લેવેણ" ઇત્યાદિક અચિત્ત પાણીના છ આગાર ઉચ્ચારાય છે. પાંચમા ભેદને વિષે પૂર્વે ગ્રહણ કરેલા સચિત્ત, દ્રવ્ય ઇત્યાદિ ચૌદ નિયમમાં સંક્ષેપ કરવારૂપ દેશાવકાશિક વ્રત સવાર સાંજ ઉચ્ચારાય છે. ઉપવાસ, આંબિલ, અને નીવી એ ત્રણે પચ્ચક્ખાણો પ્રાયે તિવિહાર અથવા ચઉવિહાર હોય છે; પણ અપવાદથી તો નીવી, ઇત્યાદિક પચ્ચક્ખાણ દુવિહાર પણ હોય છે, કહ્યું છે કે—'સાધુઓને રાત્રિનું તથા નમસ્કાર સહિત ચઉવિહારજ હોય છે. અને ભવચરિમ, ઉપવાસ તથા આંબિલ, એ ત્રણે પચ્ચક્ખાણ તિવિહાર તથા ચઉવિહાર હોય છે. બાકીનાં બીજાં પચ્ચક્ખાણો દુવિહાર તિવિહાર તથા ચઉવિહાર પણ હોય છે. એ રીતે પચ્ચક્ખાણના વિષે આહારના ભેદ સમજવા.

હવે [૧૯]નીવી, અચંબિલ ઇત્યાદિકને વિષે કઇ વસ્તુ કલ્પે, અને કઇ ન કલ્પે? એ વાતનો નિર્ણય પોત પોતાની સામાચારી ઉપરથી જાણવો. અનાભોગ, સહસાત્કાર ઇત્યાદિક આગારનું સ્વરૂપ પચ્ચક્ખાણ ભાષ્યાદિકમાં કહેલ સિદ્ધાંતના અનુસારે મનમાં સારી પેઠે ચિંતવવું. એમ ન કરે તો પચ્ચક્ખાણ શુદ્ધ થવાનો સંભવ રહેતો નથી. આ રીતે મૂળગાથાના ઉત્તરાર્ધમાં આવેલા "पडिक्कमिअ" એ પદની સવિસ્તર વ્યાખ્યા કરી.

**હવે "सुईपूइअ" ઇત્યાદિ પદની સવિસ્તાર વ્યાખ્યા કરે છે. તેમાં પ્રથમ હંમેશાં શાસ્ત્ર ધર્મમાર્ગનો ઉપદેશ કરે છે, તે જણાવે છે,**

મળમૂત્રનો ત્યાગ, દાતણ કરવું, જીભનું ઘસવું, કોગળા કરવા અને સર્વસ્નાન અથવા દેશસ્નાન ઇત્યાદિક કરીને પવિત્ર થવું. અહિં 'પવિત્ર થવુ' એ લોક પ્રસિદ્ધ વાતનો અનુવાદ માત્ર જાણવો કારણ કે, મળમૂત્ર ત્યાગ વગેરે પ્રકાર લોક પ્રસિદ્ધ હોવાથી શાસ્ત્ર તે કરવા વિષેનો ઉપદેશ કરતું નથી. જે વસ્તુ લોક સંજ્ઞાથી પ્રાપ્ત થતી નથી, તેજ વસ્તુનો ઉપદેશ કરવો એ શાસ્ત્રનું પોતાનું કર્ત્તવ્ય છે, એમ શાસ્ત્ર સમજે છે. મળમલિન ગાત્ર

૧૯ આયંબિલ નીવી ઇત્યાદિમાં કેટલાક ગચ્છની સમાચારી જુદી જુદી હોય છે. આથી આ સંબંધમાં પોતપોતાની સમાચારી પ્રમાણે કરવું.

હોય તો ન્હાવું, ભૂખ લાગે તો ખાવું, એવી વાતોમાં શાસ્ત્રના ઉપદેશની બીલકુલ આવશ્યકતા નથી. લોકસંજ્ઞાથી અપ્રાપ્ત એવા ઇહ પરલોક હિતકારી ધર્મ માર્ગનો ઉપદેશ કરવાથીજ શાસ્ત્રની સફળતા થાય છે. એમ બીજે ઠેકાણે પણ જાણી લેવું. શાસ્ત્રના ઉપદેશ કરનારને સાવદ્ય આરંભના વચનથી અનુમોદના કરવી એ પણ યોગ્યનથી. શાસ્ત્રમાં કહ્યું છે કે, "જે સાવદ્ય અને અનવદ્ય વચનનો ભેદ વિશેષ જાણતો નથી, તે મુખમાંથી એક વચન બોલવા પણ યોગ્યનથી, તો પછી દેશના કરવાની તો વાત ક્યાંથી હોય?"

## નિરવદ્ય તથા યોગ્યસ્થાને મૌનપૂર્વક મળમૂત્રનો ત્યાગ કરવો.

મૌન પૂર્વક નિરવદ્યતથા યોગ્ય સ્થાન જોઈ મળમૂત્રનો ત્યાગ કરવો ઉચિત છે. કહ્યું છે કે, "મળમૂત્રનો ત્યાગ, સ્ત્રીસંભોગ, સ્નાન, ભોજન, સંધ્યાદિ કર્મ, દેવપૂજા અને જપ એટલાં કાર્યો મૌન રાખીનેજ કરવાં." વિવેકવિલાસમાં પણ કહ્યું છે કે, "પ્રભાતે, સાયંકાળે, તથા દિવસે ઉત્તર દિશાએ અને રાત્રિને વિષે દક્ષિણ દિશાએ મુખ રાખી મૌન રાખી, તથા વસ્ત્ર ઓઢીને મળમૂત્રનો ત્યાગ કરવો." સંપૂર્ણ નક્ષત્રો નિસ્તેજ થાય અને સૂર્યબિંબનો અર્ધો ઉદય થાય ત્યાં સુધી પ્રભાત સંધ્યાનો સમય કહેવાય છે. સૂર્યબિંબના અર્ધા અસ્તથી માંડી બે ત્રણ નક્ષત્રો આકાશમાં ન દેખાય, ત્યાં સુધી સાયં સંધ્યાનો સમય જાણવો. મળમૂત્રનો ત્યાગ કરવો હોય તો, જ્યાં રક્ષા, છાણ, ગાયોનું રહેઠાણ, રાફડા, વિષ્ટા વગેરે હોય તેવું સ્થાન, તથા ઉત્તમ વૃક્ષ, અગ્નિ, માર્ગ, તળાવ વગેરે, સ્મશાન, નદી કિનારો, તથા સ્ત્રીઓ અને પોતાના વડિલો એમની જ્યાં દૃષ્ટિ પડતી હોય એવી જગ્યા તજવી જોઇએ. આ નિયમો ઉતાવળ ન હોય તો સાચવવા. ઉતાવળ હોય તો સર્વે નિયમ સાચવવાજ જોઇએ એવો કાંઇ નિયમ નથી.

## સાધુમહારાજને ઉદ્દેશીને મળમૂત્રના ત્યાગ માટે શાસ્ત્રનું કથન.

શ્રી ઓઘનિર્યુક્તિ આદિક ગ્રંથોને વિષે સાધુઓને ઉદ્દેશીને કહ્યું છે કે, "જ્યાં કોઈ પણ માણસની આવ જાવ નથી, તથા જે સ્થળની અંદર કોઇની દૃષ્ટિ પણ પડતી નથી, જ્યાં કોઇને અપ્રીતિ ઉપજવાથી શાસનના ઉડ્ડાહનું કારણ કે તાડનાદિક થવાનો સંભવ નથી, ભૂમિ સરખી હોવાથી જ્યાંથી પડી જવાય તેવું નથી, તૃણ આદિક વસ્તુથી જે ઢંકાયેલું નથી; જ્યાં વીંછી અને કીડી આદિકનો ઉપદ્રવ નથી, જ્યાંની ભૂમિ અગ્નિ વગેરેના તાપથી થોડાકાળની અચિત્ત કરેલી છે, જેની નીચે ઓછામાં ઓછી ચાર આંગળ ભૂમિ અચિત્ત છે, વાડી, બંગલા વગેરેના સમીપ ભાગમાં જે આવેલું નથી, ઓછામાં ઓછું એક હાથના વિસ્તારવાળું, ઉંદર, કીડી પ્રમુખનાં બિલ, ત્રસજીવ અને જ્યાં બીજ (સચિત્ત ધાન્યના દાણા પ્રમુખ) નથી, એવા સ્થંડિલને (સ્થળને) વિષે વડીનીતિનો તથા લઘુનીતિનો ત્યાગ કરવો.' ઉપર 'તૃણ આદિક વસ્તુથી ઢંકાયેલું સ્થળ નહીં જોઇએ.' એમ કહ્યું એનું કારણ કે, ઢંકાયેલું સ્થળ હોય તો ત્યાં વીંછી વગેરે કરડવાનો સંભવ રહે છે, તથા વડીનીતિ વગેરેથી કીડી પ્રમુખ દબાઈ જાય માટે તૃણાદિકથી ઢંકાયેલું નહીં હોવું જોઇએ. તેમજ

'જ્યાંની ભૂમિ થોડા કાળની અચિત્ત કરેલી છે,' એમ કહેવાનું કારણ એ છે કે, અગ્નિનો તાપ વગેરે કરીને અચિત્ત કરેલી ભૂમિ બે મહિના સુધી અચિત્ત રહે છે, અને તે પછી મિશ્ર થાય છે. જે ભૂમિમાં ચોમાસામાં ગામ વસ્યું હોય, તે ભૂમિ બાર વર્ષ સુધી શુદ્ધ સ્થંડિલ અચિત્તરૂપ જાણવી. વળી એક ઠેકાણે કહ્યું છે કે, 'દિશા ધારીને બેસવું, પવન, ગામ તથા સૂર્ય તરફ મુખ કરીને બેસવું નહિ. છાયાને વિષે ત્રણવાર પૂંજી, "**अणुजाणह जस्सुग्गो**" કહી પોતાના શરીરની શુદ્ધિ થાય તેમ વડીનીતિનો ત્યાગ કરવો. વડીનીતિ લઘુનીતિ કરતાં ઉત્તર અને પૂર્વ દિશા ભણી મુખ કરવું. દક્ષિણ દિશાને વિષે કરે તો રાક્ષસ, પિશાચાદિકનો ઉપદ્રવ આવી પડે છે. પવન સામું મુખ કરે તો નાસિકાને પીડા થાય, સૂર્ય અને ગામ સામું મુખ કરે તો નિંદા થાય. જો છાયા જીવ ઉત્પત્તિવાળી હોય તો ત્યાંથી દૂર જઇને છાયા તપાસી ત્યાગ કરવો. છાયા ન હોય તો તડકામાં ત્યાગ કરવો. ત્યાગ કરીને એક મુહૂર્ત (બે ઘડી) સુધી ત્યાં બેસવું, પણ ઉતાવળના પ્રસંગે આ નિયમો સાચવવાનો આગ્રહ રાખવો નહિં. કારણકે 'લઘુનીતિ રોકે તો નેત્રપીડા થાય, અને વડીનીતિ રોકે તો જીવિતની હાનિ થાય, ઉર્ધ્વવાયુને (ઓડકારને) રોકે તો કોઢ રોગ થાય, અથવા ત્રણેના રોકાવાથી ગાંડાપણું થાય.' વડીનીતિ સલેખમ ઇત્યાદિકનો ત્યાગ કરતાં પહેલાં "**अणुजाणह जस्सुग्गो**" એમ કહેવું તથા ત્યાગ કરી રહ્યા પછી તુરત "**वोसिरे**" એમ ત્રણ વાર મનમાં ચિંતવવું.

**સમૂર્ચ્છિમ મનુષ્યો કેટલે સ્થાને ઉત્પન્ન થાય છે**

સળેખમ શ્લેષ્મ પ્રમુખને ધૂળથી ઢાંકવા યત્ન કરવો. ન કરે તો તેને વિષે અસંખ્યાતા સમૂર્ચ્છિમ મનુષ્યની ઉત્પત્તિ થાય તથા તેમની વિરાધના પ્રમુખ દોષ લાગે છે. **શ્રીપન્નવણા સૂત્રમાં** પ્રથમ પદને વિષે કહ્યું છે કે, હે ભગવંત! સંમૂર્ચ્છિમ મનુષ્ય શી રીતે ઉત્પન્ન થાય છે? ઉત્તરઃ–હે ગૌતમ! પિસ્તાલીશ લાખ જોજનવાળા મનુષ્યક્ષેત્રને વિષે, અઢીદ્વીપ સમુદ્રની અંદર, પંદર કર્મભૂમિને વિષે તથા છપ્પન્ન અંતર્દ્વીપને વિષે, ગર્ભજ મનુષ્યની વિષ્ઠા, મૂત્ર, બળખો, નાસિકાનો મળ, ઓકારી, પિત્ત, વીર્ય, પુરૂષવીર્યમાં મિશ્ર થયેલું સ્ત્રીવીર્ય (લોહી), બહાર કાઢી નાંખેલાં પુરૂષવીર્યનાં પુદ્ગલ, જીવ રહિત કલેવર, સ્ત્રીપુરૂષનો સંયોગ, નગરની ખાલ તથા સર્વે અશુચિ સ્થાનક સર્વને વિષે સંમૂર્ચ્છિમ મનુષ્ય ઉત્પન્ન થાય છે. તે સમુર્ચ્છિમ મનુષ્યો અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી અવગાહનાવાળા, અસંજ્ઞી, મિથ્યાદષ્ટિ, અજ્ઞાની; સર્વ પર્યાપ્તિએ અપર્યાપ્ત અને અંતર્મુહૂર્ત આયુષ્યવાળા–અંતર્મુહૂર્તમાં કાળ કરે છે. ઉપર '**સર્વે અશુચિ સ્થાન**' એમ કહ્યું, તેથી જે કાંઇ મનુષ્યના સંસર્ગથી અશુચિ થાય છે, તે સર્વ સ્થાનક લેવાં એમ પન્નવણાની વૃત્તિમાં કહ્યું છે. આથી પોતાના અશુચિ સ્થાનમાં જીવ ઉત્પત્તિ ન થાય તેની કાળજી રાખવી.

**દાતણ કેવીરીતે અને કેમ કરવું?**

દાતણ, દોષ રહિત (અચિત્ત) સ્થાનકે જાણીતા વૃક્ષના અચિત્ત અને કોમળ દંતકાષ્ઠથી અથવા દૃઢતા કરનાર [1]તર્જની આંગળીથી ઘસીને કરવું. દાંત તથા નાક વગેરેનો

૧ અંગૂઠાની જોડલી.

મળ પડ્યો હોય, તે ઉપર ધૂળ નાંખવી. વ્યવહાર શાસ્ત્રમાં દાતણમાટે આ રીતે કહ્યું છેઃ—'દાંતની દૃઢતાને માટે પ્રથમ તર્જની આંગળીથી દાંતની દાઢો ઘસવી. પછી યતનાથી દાતણ કરવું. જો પાણીના પહેલા કોગળામાંથી એક બિંદુ ગળામાં જાય, તો સમજવું કે આજે ભોજન સારૂં મળશે. સરળ, ગાંઠ વિનાનું, સારો કૂચો થાય એવું, પાતળી અણીવાળું, દશ આંગળ લાંબું, કનિષ્ઠા આંગળીની ટોચ જેટલું જાડું, અને જાણીતા વૃક્ષનું દાતણ રાખવું. [1]કનિષ્ઠિકા અને [2]અનામિકા આંગળીની વચ્ચે લઇને દાતણ કરવું. તે વખતે જમણી અથવા ડાબી દાઢના તળે ધીમેથી ઘસવું. દાંતના પારાને–મૂળને પીડા ઉપજાવવી નહીં. સ્વસ્થ થઇ ઘસવામાં મન રાખવું. દાતણ કરતાં વાતચિત કરવી નહિ. દાતણ કરતી વખતે પોતાનું મોઢું ઉત્તર અથવા પૂર્વદિશા ભણી રાખવું. બેસવાનું આસન સ્થિર રાખવું. અને ઘસતી વખતે મૌન રહેવું. દુર્ગંધવાળું, પોચું, સૂકાયેલું, મીઠું, ખાટું અને ખારૂં એવું દાતણ ન કરવું. વ્યતિપાત, રવિવાર, સૂર્યસંક્રાંતિ, ચંદ્ર સૂર્યનું ગ્રહણ, નોમ, આઠમ, પડવો, ચૌદશ, પૂનમ, અને અમાસ એ છ દિવસને વિષે દાતણ કરવું નહિ. દાતણ ન મળે તો બાર કોગળા કરીને મોઢું સાફ કરવું, અને જીભ ઉપરની ઉલ તો દરરોજ ઉતારવી. તે જીભ સાફ કરવાની પટ્ટીથી અથવા દાતણની ચીરીથી ધીરે ધીરે જીભ ઘસીને ઉતારવી અને આગળ ચોખ્ખા સ્થળને વિષે દાતણ ફેંકી દેવું. દાતણ પોતાની સામું અગર શાંત દિશામાં કે ઊંચું રહે તો સુખને અર્થે જાણવું, અને એથી બીજી કોઇ રીતે પડે તો દુઃખને અર્થે સમજવું. ક્ષણમાત્ર ઊંચું રહીને જો પડી જાય તો; તે દિવસે મિષ્ટાન્નનો લાભ મળે છે એમ શાસ્ત્રના જાણ લોકો કહે છે. ખાંસી, શ્વાસ, જ્વર, અજીર્ણ, શોક, તૃષ્ણા, મોઢું આવવું વિગેરે જેને દર્દ થયું હોય, અથવા જેને માથાનો, આંખનો, હૃદયનો અને કાનનો રોગ થયો હોય. તે માણસે દાતણ કરવું નહિ.'

## વાળ સમારવા, દર્પણમાં જોવું તથા દાતણ ક્યારે ન કરવું તે જણાવે છે

દાતણ કર્યા પછી સ્થિર રહી હંમેશાં વાળ સમારવા, પોતાના માથાના વાળ બે હાથે સમારવા નહિ. મુખ તથા તિલક જોવાને માટે અથવા માંગળિકને અર્થે દર્પણમાં મુખ જોવાય છે. જો પોતાનું શરીર દર્પણમાં ધડ વગરનું દેખાય તો પંદર દિવસે પોતાનું મરણ થાય એમ સમજવું. ઉપવાસ, પોરિસી ઈત્યાદિ પચ્ચક્ખાણ કરનારને તો દાતણ પ્રમુખ કર્યા વિના પણ શુદ્ધિ જાણવી. કારણકે, તપસ્યાનું ફળ બહુ મ્હોટું છે. લોકમાં પણ ઉપવાસાદિક હોય, ત્યારે દાતણ વગેરે કર્યા સિવાય પણ દેવપૂજાદિક કરાય છે. લૌકિક શાસ્ત્રમાં પણ ઉપવાસાદિક હોય, ત્યારે દાતણ વગેરે કરવાનો નિષેધ કર્યો છે. **વિષ્ણુભક્તિ ચંદ્રોદયમાં** કહ્યું છે કે–'પડવે, અમાસ, છઠ અને નોમ એટલી તિથિને વિષે મધ્યાન્હ સમયે, તથા ઉપવાસનો, સંક્રાંતિનો અને શ્રાદ્ધનો દિવસ હોય ત્યારે દાતણ ન કરવું. કારણ કે, ઉપર કહેલા દિવસે દાતણ કરે તો સાત કુળનો નાશ થાય છે.

૧ ટચલી આંગળી. ૨ ટચલી આંગળીની જોડલી.

વ્રતને વિષે બ્રહ્મચર્ય, અહિંસા, સત્ય વચન અને માંસનો ત્યાગ એ ચાર નિયમ નિત્ય પાળવા. વારંવાર પાણી પીવાથી, એક વખત પણ તાંબૂલ ભક્ષણ કરવાથી, દિવસે સુવાથી, અને સ્રીનો સંગ કરવાથી ઉપવાસને દોષ લાગે છે.'

## સ્નાન કેવી રીતે કરવું? ક્યારે ન કરવું? અને ક્યારે અવશ્ય કરવું?

જ્યાં કીડીયોનાં નગરાં, લીલફૂલ, કંથુઆ વગેરે જીવોની ઉત્પત્તિ ન હોય, જ્યાં ઉંચા નીચાપણું, અને પોલાણ વગેરે દોષ ન હોય, એવા સ્થાનકે તેમજ ઉડતા જીવોની રક્ષા વગેરેની યતના રાખીને પરિમિત અને વસ્રથી ગાળેલા પાણીથી ન્હાવું. **શ્રાવકદિનકૃત્યમાં** કહ્યું છે કે—'જ્યાં ત્રસ પ્રમુખ જીવ નથી, એવા શુદ્ધ ભૂમિભાગને વિષે અચિત્ત અથવા ગળેલા સચિત્ત પાણીથી વિધિ પ્રમાણે ન્હાવું ઈત્યાદિ કહેલ છે.' **વ્યવહાર શાસ્ત્રમાં** તો એમ કહ્યું છે કે—'નગ્ન, રોગી, મુસાફરી કરીને આવેલા, સારાં વસ્ર તથા અલંકાર પહેરેલા, ભોજન કરી રહેલા, પોતાના સગા વહાલાને વળાવીને આવેલા અને કાંઇ પણ મંગલિક કાર્ય કરી રહેલા એટલા લોકોએ ન્હાવું નહિં. અજાણ્યા, વિષમ માર્ગવાળા, ચંડાલાદિક મલિન લોકોએ દૂષિત કરેલા, વૃક્ષોથી ઢંકાયેલા અને શેવાળવાળા એવા પાણીમાં ન્હાવું નહિં. ઠંડા પાણીથી ન્હાઇ તુરત ગરમ અન્ન તથા ગરમ પાણીથી ન્હાઇને તુરત ઠંડું અન્ન ભક્ષણ ન કરવું અને ગમે તેવા પાણીથી ન્હાયા પછી શરીરે કોઇ સમયે પણ તેલ ચોપડવું નહિં.' 'ન્હાએલા પુરૂષની છાયા જો ભિન્ન ભિન્ન અથવા વિદ્રૂપ દેખાય દાંત માંહો માંહે ઘસાય, અને શરીરે મૃતકલેવર જેવો ગંધ આવે તો ત્રણ દિવસમાં તેનું મરણ થાય. ન્હાઈ રહ્યા પછી જો તુરતજ છાતી અને બે પગ સૂકાઈ જાય, તો છઠ્ઠે દિવસે મરણ થાય એમાં સંશય નથી, 'સ્રીસંગ કર્યો હોય, ઉલટી થઇ હોય, સ્મશાનમાં ચિતાનો ધૂમાડો લાગ્યો હોય, ખોટું સ્વપ્ન આવ્યું હોય, અને હજામત કરાવી હોય તો ગાળેલા શુદ્ધ જળથી જરૂર ન્હાવું.'

## હજામત જાતે ન કરવી, અને કેવા પ્રસંગે હજામત ન કરાવવી

'તૈલમર્દન, સ્નાન અને ભોજન કર્યા પછી તથા આભૂષણ પહેરી રહ્યા પછી, યાત્રાના તથા સંગ્રામના અવસરે, વિદ્યાના આરંભમાં, ઉત્સવમાં, રાત્રિએ, સંધ્યા સમયે, કોઇ પર્વને દિવસે તથા (એક વાર હજામત કરાવ્યા પછી) નવમે દિવસે હજામત ન કરાવવી.' 'પખવાડીયામાં એક વાર દાઢી, મૂછ, માથાના વાળ તથા નખ કઢાવવા, ઉત્તમ પુરૂષે પોતાના હાથથી પોતાના વાળ તથા પોતાના દાંતની અણીથી પોતાના નખ ન કાઢવા જોઈએ.'

## દ્રવ્યસ્નાન-દેવપૂજાદિક પવિત્ર કાર્યમાં જળસ્નાન કરવાની શાસ્ત્ર સંમતિ

જળસ્નાન એ શરીરને પવિત્ર કરી, સુખ ઉપજાવી પરંપરાએ ભાવશુદ્ધિનું કારણ થાય છે. શ્રીહરિભદ્રસૂરિએ બીજા **અષ્ટકમાં** કહ્યું છે કે–'પ્રાયે બીજા ત્રસ પ્રમુખ જીવને ઉપદ્રવ ન થાય તેમ શરીરની ચામડી વગેરે ભાગની ક્ષણમાત્ર શુદ્ધિને અર્થે જે પાણીથી ન્હવાય છે, તેને **દ્રવ્યસ્નાન** કહે છે. સાવદ્ય વ્યાપાર કરનારો ગૃહસ્થ આ દ્રવ્યસ્નાન

યથાવિધિ કરીને દેવની તથા સાધૂની પૂજા કરે તો તેને એ સ્નાન પણ શુભ કરનારૂં છે. કારણકે, એ દ્રવ્યસ્નાન ભાવશુદ્ધિનું કારણ છે. અને દ્રવ્યસ્નાનથી ભાવ શુદ્ધિ થાય એ વાત અનુભવસિદ્ધ છે. માટે દ્રવ્યસ્નાનમાં કાંઇક અપ્કાયાદિનો વિરાધનાદિ દોષ છે, તો પણ બીજા સમકિત શુદ્ધિ વગેરે ઘણા ગુણો હોવાથી એ (દ્રવ્યસ્નાન) ગૃહસ્થને શુભકારી જાણવું.' વળી આગળ ત્યાં કહ્યું છે કે–'પૂજાને વિષે જીવહિંસા થાય છે. જીવહિંસા તેતો નિષિદ્ધ છે તો પણ જીનેશ્વર ભગવાનની પૂજા સમકિત શુદ્ધિનું કારણ છે, માટે શુદ્ધ જાણવી.' એથી સિદ્ધિ થયું કે, દેવપૂજાદિક કાર્ય કરવું હોય તોજ ગૃહસ્થને દ્રવ્યસ્નાનની અનુમોદના (સિદ્ધાંતમાં) કહી છે. આથી દ્રવ્યસ્નાન પુણ્યને અર્થે છે, એમ જે કેટલાક કહે છે, તે દુર કર્યું એમ જાણવું.

**જલસ્નાન દેહશુદ્ધિ ભલે કરે પણ પાપશુદ્ધ કરતું નથી.**

તીર્થમાં કરેલા સ્નાને કરીને દેહની શુદ્ધિ ભલે થાય, પરંતુ જીવની તો એક અંશમાત્ર પણ શુદ્ધિ થતી નથી. સ્કંદપુરાણમાં કાશીખંડને વિષે છઠ્ઠા અધ્યાયની અંદર કહ્યું છે કે, 'દુરાચારી પુરૂષો હજારો મણ માટીથી સેંકડો ઘડા પાણીથી તથા સેંકડો તીર્થોના જળથી ન્હાય, તોપણ શુદ્ધ થતા નથી. જળચર જીવ જળમાંજ ઉત્પન્ન થાય છે, અને જળમાંજ મરણ પામે છે, પણ મનના મેલ નહિ ધોવાયાથી તેઓ સ્વર્ગે જતા નથી. જેનું ચિત્ત શમદમાદિકથી, મુખ સત્ય વચનથી અને શરીર બ્રહ્મચર્યથી શુદ્ધ છે, તે ગંગા નદીએ ગયા વિના પણ શુદ્ધજ છે. જેનું ચિત્ત રાગાદિકથી, મુખ અસત્ય વચનથી અને શરીર જીવહિંસાદિકથી મલિન હોય, તે પુરૂષથી ગંગા નદી પણ વેગળી રહે છે. જે પુરૂષ પરસ્રીથી, પરદ્રવ્યથી અને પારકાનો દ્રોહ કરવાથી વેગળો રહે. તેને ઉદ્દેશીને ગંગા નદી પણ કહે છે કે, એ પુરૂષ ક્યારે આવીને મને પવિત્ર કરશે ?'

એના ઉપર એક કુલપુત્રની વાત છે તે આ પ્રમાણેઃ—કોઇએક કુલપુત્ર ગંગા નામના તીર્થને વિષે જતો હતો, તેને તેની માતાએ કહ્યું કે, "હે વત્સ! તું જ્યાં ન્હાય ત્યાં આ મારા તુંબડાને પણ ન્હવરાવજે." એમ કહી તેને તેની માતાએ એક તુંબડું આપ્યું. કુળપુત્ર પણ ગંગા વિગેરે તીર્થે જઈ માતાના વચન પ્રમાણે પોતાની સાથે તુંબડાને ન્હવરાવી ઘેર આવ્યો ત્યારે માતાએ તે તુંબડાનું શાક રાંધી પુત્રને પીરસ્યું. પુત્રે કહ્યું: "બહુજ કડવું છે." માતાએ કહ્યું: "જો સેંકડોવાર ન્હવરાવ્યાથી પણ એ તુંબડાની કડવાશ ન ગઈ, તો સ્નાન કરવાથી તારૂં પાપ શી રીતે જતું રહ્યું? તે (પાપ) તો તપસ્યારૂપ ક્રિયાનુષ્ઠાનથીજ જાય." માતાનાં આવાં વચનથી કુળપુત્રને વિચાર કરવાથી સાચી સમજ પ્રાપ્ત થઇ કે પાપશુદ્ધિ તપસ્યાથી થાય છે માત્ર જળસ્નાનથી નહિં.

અસંખ્યાત જીવમય જળ, અનંત જીવમય શેવાળ અને અણુગળ પાણી હોય તો તેમાં રહેલા પુરા પ્રમુખ ત્રસજીવની વિરાધના થતી હોવાથી ન્હાવું દોષવાળું છે. એ વાત પ્રસિદ્ધ છે. જળ જીવમય છે એ વાત લૌકિકમા પણ કહી છે. ઉત્તરમીમાંસામાં કહ્યું છે

કે—'કરોળીયાના મુખમાંથી નીકળેલા તંતુ જેવા બારીક વસ્ત્રથી ગળેલા પાણીના એક બિંદુમાં જે સૂક્ષ્મ જીવો છે, તે જો ભ્રમર જેટલા થાય, તો ત્રણે જગતમાં સમાય નહિ.'

**ગડગુમડથી શરીર અપવિત્ર હોય તો ભગવાનની અંગપૂજા ન કરવી. તેમજ ભોંય પડેલાં ફૂળ ન ચડાવવાં**

હવે ભાવસ્નાન કહે છેઃ—'ધ્યાનરૂપ જળથી કર્મરૂપ મળ દૂર થવાને લઈ જીવને જે સદાકાળ શુદ્ધતાનું કારણ તે ભાવસ્નાન કહેવાય છે.' કોઈ પુરૂષને દ્રવ્યસ્નાન કરે છતાં પણ જો ગુમડાં પ્રમુખ ઝરતાં હોય તો, તેણે પોતાની ચંદન, કેસર, પુષ્પ પ્રમુખ સામગ્રી આપીને બીજા માણસ પાસે ભગવાનની અંગપૂજા કરાવવી અને અગ્રપૂજા તથા ભાવપૂજા પોતે કરવી. શરીર અપવિત્ર હોય તો પૂજાને બદલે આશાતના થવાનો સંભવ છે, માટે તેવા પ્રસંગે શાસ્ત્રમાં અંગપૂજા કરવાનો નિષેધ કર્યો છે. કહ્યું છે કે, 'જે અપવિત્ર પુરૂષ સંસારમાં પડવાનો ભય ન રાખતાં દેવપૂજા કરે છે અને જે પુરૂષ ભૂમિ ઉપર પડેલા ફૂલથી પૂજા કરે છે તે બન્ને ચંડાલ સમ જાણવા.' એ ઉપર નીચે પ્રમાણે દૃષ્ટાંત છેઃ—

"કામરૂપ નગરમાં એક ચંડાલને પુત્ર થયો. તે થતાંજ તેનો પૂર્વભવનો વૈરી કોઈ વ્યંતર દેવતા હશે, તેણે તેને હરણ કરી વનમાં મૂકયો. એટલામાં કામરૂપ નગરનો રાજા રયવાડીએ નીકળ્યો છે. તેણે વનમાં તે બાળકને દીઠો. રાજા પુત્રહીન હતો તેથી તેણે તે ગ્રહણ કર્યો, પાળ્યો અને તેનું પુણ્યસાર એવું નામ પાડયું. પુણ્યસાર તરૂણ અવસ્થામાં આવ્યો ત્યારે પિતાએ તેને રાજ્ય સોંપીને દીક્ષા લીધી. કેટલેક કાળે કામરૂપ નગરના રાજા કેવળી થઇ કામરૂપ નગરમાં આવ્યા. પુણ્યસાર કેવળીને વંદના કરવા ગયો. સર્વ નગરના જનો વાંદવા આવ્યા. પુણ્યસારની માતા ચંડાલણી પણ ત્યાં આવી. પુણ્યસાર રાજાને જોઇ ચંડાલણીના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું, ત્યારે પુણ્યસાર રાજાએ કેવળી ભગવાન્‌ને એનું કારણ પૂછયુ. કેવળીએ કહ્યુંઃ "હે રાજન્ ! આ તારી માતા છે. તું વનમાં પડયો હતો તે મારા હાથમાં આવ્યો." પુણ્યસારે પાછું કેવળીને પૂછયુંઃ "હે ભગવન્ ! કયા કર્મથી હું ચંડાલ થયો." કેવળીએ કહ્યુંઃ "પૂર્વભવે તું વ્યવહારી હતો. એક વખતે ભગવાનની પૂજા કરતાં "ભૂમિ ઉપર પડેલું ફૂલ ચઢાવવું નહિં" એમ જાણતા છતાં પણ તેં ભૂમિ ઉપર પડેલું ફૂલ અવજ્ઞાથી ભગવાન ઉપર ચઢાવ્યું, તેથી તું ચંડાલ થયો. કહ્યું છે કે-'જે પુરૂષ એઠું ફળ, ફૂલ અથવા નૈવેદ્ય ભગવાન્‌ને અર્પણ કરે, તે પરભવમાં નીચકુળમાં ઉત્પન્ન થવાનું નીચગોત્ર કર્મ બાંધે છે.' તારી માતાએ પૂર્વભવે રજસ્વલા છતાં દેવપૂજા કરી હતી તે કર્મથી એ ચંડાલણી થઇ." કેવલીનાં એવાં વચન સાંભળી વૈરાગ્યથી પુણ્યસાર રાજાએ દીક્ષા લીધી, આ રીતે અપવિત્રતાથી તથા ભૂમિ ઉપર પડેલાં ફૂલથી દેવપૂજા કરવા ઉપર ચંડાળની કથા છે.

આથી ભૂમિ ઉપર પડેલું ફૂલ સુગંધિ હોય, તોપણ તે ભગવાન્‌ને ચઢાવવું નહિં અને થોડી અપવિત્રતા હોય તોપણ ભગવાન્‌ને અડવું નહિ. વિશેષે કરી સ્ત્રીઓએ તો રજસ્વલાની પૂર્ણશુદ્ધિ થયા વિના બિલકુલ પ્રતિમાને સ્પર્શ કરવો નહિ, કારણકે તેથી મોટી આશાતનાનો દોષ લાગે છે.

## પૂજામાં કેટલાં અને કેવાં વસ્ત્ર પહેરવાં? તેમજ કોઇનું પહેરેલું વસ્ત્ર ન પહેરવું.

ન્હાઈ રહ્યા પછી પવિત્ર, કોમળ અને સુગંધિ કાષાયિકાદિક વસ્ત્રે કરી અંગ લ્હોઈ, પલાળેલું ધોતિયું મૂકી, બીજું પવિત્ર વસ્ત્ર પહેરી, ભીને પગે ભૂમિને સ્પર્શ ન થાય તે રીતે પવિત્ર સ્થાનકે આવવું. ઉત્તર દિશા તરફ મુખ કરીને ચળકતાં, નવાં, પૂરેપૂરાં, સાંધેલાં નહિં, અને પહોળાં એવાં બે શ્વેત વસ્ત્રમાંથી એક પહેરવું તથા બીજું ઓઢવું. કહ્યું છે કે—'જોગવાઈ હોય તે પ્રમાણે પાણીથી શરીર શુદ્ધિ કરીને ધોએલાં, ધૂપ દઇ સુગંધિ કરેલાં અને પવિત્ર એવાં બે વસ્ત્ર ધારણ કરવાં.' લોકને વિષે પણ કહ્યું છે કે—'હે રાજન્! દેવપૂજામાં સાંધેલું, બળેલું, અને ફાટેલું વસ્ત્ર ન લેવું. તથા પારકું વસ્ત્ર પણ ધારણ ન કરવું. એક વાર પહેરેલું વસ્ત્ર, જે વસ્ત્ર પહેરીને વડીનીતિ, મૂત્ર તથા સ્રીસંગ કર્યો હોય, તે વસ્ત્ર દેવપૂજામાં વર્જવું. તેમજ એક વસ્ત્ર ધારણ કરીને જમવું પણ નહિ, તથા પૂજા કરવી નહિ. સ્રીઓએ પણ પોલકું, કાંચળી કે ચોળી વગર દેવપૂજા ન કરવી.' આ ઉપરથી એમ સિદ્ધ થયું કે, પુરૂષોને બે વસ્ત્ર વગર અને સ્રીઓને ત્રણ વસ્ત્ર વગર દેવપૂજા કરવાનો શાસ્ત્ર નિષેધ કરે છે. ધોએલું વસ્ત્ર મુખ્ય પક્ષથી તો ક્ષીરોદક પ્રમુખ બહુ ઉંચું અને તે શ્વેતવર્ણજ રાખવું. ઉદાયન રાજાની રાણી પ્રભાવતી પ્રમુખનું પણ શ્વેત વસ્ત્રજ નિશિથાદિક ગ્રંથમાં કહ્યું છે. દિનકૃત્યાદિક ગ્રંથોમાં પણ કહ્યું છે કે—"सेअवत्थनिअंसणोत्ति" (એટલે શ્વેતવસ્ત્ર પહેરનાર ઈત્યાદિ) ક્ષીરોદક પ્રમુખ વસ્ત્ર રાખવાની શક્તિ ન હોય તો રેશમી વસ્ત્ર વિગેરે શ્રેષ્ઠ વસ્ત્ર રાખવું. પૂજા ષોડશકમાં કહ્યું છે કે—"सितशुभवस्त्रेणेति" (સફેદસુભ વસ્ત્રો) એની ટીકામાં કહ્યું છે કે—શ્વેત અને શુભ વસ્ત્રો પહેરી પૂજા કરવી. અહિં શુભ વસ્ત્રથી પટ્ટયુગ્માદિક રાતા, પીળા પ્રમુખ વર્ણનું લેવાય છે. "एग साडिअं उत्तरासंगं करेइ" (એટલે એગસાડી ઉત્તરાસંગ કરે) ઈત્યાદિક સિદ્ધાંતનાં પ્રમાણભૂત વચન છે, તેથી ઉત્તરીય વસ્ત્ર અખંડજ રાખવું. બે અથવા તેથી વધારે કકડા સાંધેલા ન રાખવા. "દુકુલ (રેશમી) વસ્ત્ર પહેરીને ભોજનાદિક કરે તો પણ તે અપવિત્ર થતું નથી," એ લોકોક્તિ પૂજાના વિષયમાં પ્રમાણભૂત ન માનવી. પરંતુ બીજા વસ્ત્રની પેઠે દુકુલ વસ્ત્રમાં પણ ભોજન, મળ, મૂત્ર તથા અશુચિ વસ્તુનો સ્પર્શ વર્જવો. રેશમી વસ્ત્ર જેમ વપરાય તેમ ધોવું, ધૂપ દેવો ઇત્યાદિ સંસ્કાર કરીને પાછું પવિત્ર કરવું. તથા એ પૂજા સંબંધી વસ્ત્ર થોડી વારજ વાપરવું. પરસેવો, નાકનો મળ પ્રમુખ એ વસ્ત્રથી લ્હોવું નહિ. કારણ કે, તેથી અપવિત્રપણું ઉપજે છે. વાપરેલા બીજા વસ્ત્રથી પૂજાનું વસ્ત્ર જુદું રાખવું. પ્રાયે પૂજાનું વસ્ત્ર પારકું ન લેવું. વિશેષે કરી બાળક, વૃદ્ધ, સ્રીઓ પ્રમુખનું તો નજ લેવું.

સંભળાય છે કે— કુમારપાળ રાજાનું ઉત્તરીય વસ્ત્ર બાહડ મંત્રીના ન્હાના ભાઈ ચાહડે વાપર્યું, ત્યારે રાજાએ કહ્યું કે "નવું વસ્ત્ર મને આપ" ચાહડે કહ્યું કે, "આવું નવું વસ્ત્ર તો સવાલક્ષનું બંબેરાપુરીને વિષેજ થાય છે અને તે ત્યાંથી ત્યાંના રાજાએ

વાપરેલુંજ અહિં આવે છે.” પછી કુમારપાળે નહિ વાપરેલું એક (રેશમી) વસ્ત્ર બંબેરાના રાજા પાસે માગ્યું, પણ તે તેણે આપ્યું નહિ. ત્યારે કુમારપાળ રાજાએ રૂષ્ટ થઈ ચાહડને “ઘણું દ્રવ્ય દાન ન કરવું” એમ શિખામણ સાથે સૈન્ય આપી મોકલ્યો. ત્રીજે પ્રયાણે ચાહડે ભંડારી પાસે લક્ષ દ્રવ્ય માગ્યું, ત્યારે તેણે આપ્યું નહિ, તેથી તેણે તેને કાઢી મૂક્યો, અને યથેચ્છ દાન દઈ રાત્રિએ ચૌદસો ઉંટડી સ્વાર સાથે જઇ બંબેરાપુરને ઘેર્યું. ત્યારે નગરમાં સાતસો કન્યાઓનો વિવાહનો સમય હતો, તેમાં વિઘ્ન ન આવે માટે તે રાત્રિ વીતી જાય ત્યાં સુધી વિલંબ કરીને પ્રભાત કાળ થતાંજ ચાહડે દુર્ગ (કિલ્લો) હસ્તગત કર્યો. તેણે સાતક્રોડ સોનૈયા અને અગ્યારસો ઘોડા બંબેરાના રાજાના લીધા, અને ઘરટ્ટથી દુર્ગનું ચુર્ણ કરી નાંખ્યું. તે દેશમાં પોતાના સ્વામીની (કુમારપાળની) આજ્ઞા ચલાવી, અને સાતસો સાળવીને ઉત્સવ સહિત પોતાના નગરમાં લઈ આવ્યો. કુમારપાળે કહ્યું. “ચાહડ બહુ ઉદારતા એ એક ત્હારામાં દોષ છે. તેજ દોષ તને જોકેદ્રષ્ટિદોષથી પોતાનું રક્ષણ કરવાનો એક મંત્ર છે એમ હું જાણું છું. કારણકે, તું મ્હ;રા કરતાં પણ દ્રવ્યનો વ્યય અધિક કરે છે.” ચાહડે કહ્યું. “મને મ્હારા સ્વામિનું બળ છે તેથી હું અધિક વ્યય કરૂં છું. આપ કોના બળથી અધિક વ્યય કરો?” ચાહડનાં એવાં ચતુરાઇભર્યાં વચનથી કુમારપાળ પ્રસન્ન થયો, અને તેણે બહુ માન કરી ચાહડને “राजघरट्ट” એવું બિરૂદ આપ્યું. બીજાએ વાપરેલું વસ્ત્ર ન લેવું તે ઉપર આ કુમારપાળરાજાનું દષ્ટાંત છે.

### સાત શુદ્ધિ રાખવી

પોતે સારા સ્થાનથી અથવા પોતે જેના ગુણ જાણતો હોય, એવા સારા માણસ પાસેથી પાત્રની સ્વચ્છતા અને પાત્રના આચ્છાદન પૂર્વક માર્ગમાં પણ જયણાપૂર્વક પાણી, ફુલ ઇત્યાદિક પૂજાની વસ્તુ મંગાવવી. ફૂલ પ્રમુખ આપનારને સારૂં મૂલ્ય વગેરે આપીને રાજી કરવો. તેમજ, સારો મુખકોશ બાંધી પવિત્ર ભૂમિ જોઈ યુક્તિથી જેમાં જીવની ઉત્પત્તિ ન હોય, એવાં કેશર, કસ્તુરી પ્રમુખ વસ્તુથી મિશ્ર કરેલું ચંદન ઘસવું. વીણેલા અને ઉંચા આખા ચોખા, શોધેલો ધૂપ અને દીપ, અપૂર્વ સરસ નૈવેદ્ય તથા મનોહર ફળ ઇત્યાદિ સામગ્રી એકઠી કરવી. એવી રીતે દ્રવ્ય શુદ્ધિ કહી છે. રાગ, દ્વેષ, કષાય, ઇર્ષ્યા, ઇહિલોકની તથા પરલોકની ઇચ્છા, કૌતુક તથા ચિત્તની ચપળતા ઇત્યાદિ દોષ મૂકીને ચિત્તની એકાગ્રતા રાખવી તે ભાવશુદ્ધિ જાણવી. કહ્યું છે કે—‘મન, વચન, કાયા, વસ્ત્ર, ભૂમિ, પૂજાનાં ઉપકરણ અને સ્થિતિ (આસન પ્રમુખ) એ સાતેની શુદ્ધિ ભગવાનની પૂજા કરતી વેળાએ રાખવી.

### દ્રવ્ય અને ભાવથી શુદ્ધ થયેલ ગૃહસ્થ ગૃહચૈત્યમાં પૂજા કરે.

એવી રીતે દ્રવ્યથી અને ભાવથી શુદ્ધ થએલો મનુષ્ય ઘર દેરાસરમાં જાય. અને કહ્યું છે કે—‘પુરૂષ જમણો પગ આગળ મૂકીને જમણી બાજુએ યતનાથી પ્રવેશ કરે, અને સ્ત્રી ડાબો પગ આગળ મૂકીને ડાબી બાજૂએ યતનાથી પ્રવેશ કરે. પૂર્વ અથવા ઉત્તર દિશાએ મુખ કરીને ડાબી નાડી ચાલે ત્યારે અને મૌન પૂર્વક સુગંધિ અને મધુર

દ્રવ્યથી ભગવાનની પૂજા કરવી. ઇત્યાદિ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ત્રણ નિસિહી કરી, ત્રણ પ્રદક્ષિણા ચિંતવી તથા બીજો પણ વિધિ સાચવી પવિત્ર પાટલા પ્રમુખ આસન ઉપર પદ્માસનાદિક સુખકારક આસને બેસવું. પછી ચંદનના પાત્રમાંથી થોડું ચંદન બીજા પાત્રમાં અથવા હાથ ઉપર લઇ કપાળમાં તિલક કરી તથા હાથે સુવર્ણનાં કંકણ અને ચંદનનો લેપ કરી ધૂપ દઇ બે હાથે જિનેશ્વર ભગવાનની અગ્રપૂજા, અંગપૂજા તથા ભાવપૂજા કરવી. તે પછી પૂર્વે કરેલું અથવા ન કરેલું પચ્ચક્ખાણ ભગવાનની સાક્ષિએ ઉચ્ચરવું.

मूल–विहिणा जिणं जिणगिहे, गंतुं अच्चेइ उचिअचिंतरओ ।
उच्चरइ पच्चक्खाणं, दढपंचाचारगुरुपासे ॥ ६ ॥
[ विधिना जिनं जिनगृहे, गत्वाऽर्चति उचितचिन्तारतः ।
उच्चरति प्रत्याख्यानं दृढपञ्चाचारः गुरुपार्श्वे ॥ ६ ॥ ]

અર્થ—વિધિપૂર્વક જિનમંદિરે જઈ, ઉચિત વિચારણાપૂર્વક જિનેશ્વર ભગવાનની પૂજા કરે, પછી ગુરૂની પાસે પંચાચારમાં દઢ રહેલ શ્રાવક પચ્ચક્ખાણ કરે.

## વિધિપૂર્વક જિનમંદિરે જાય તેનું પ્રથમ વિવેચન કરે છે

'મોટા રાજા તથા ઋદ્ધિવંત શ્રાવકે સર્વઋદ્ધિથી તથા સર્વદીપ્તિથી સર્વબળથી અને સર્વપરાક્રમથી જિનમંદિરે જવું.' આ આગમ વચનને અનુસરી જિનશાસનની પ્રભાવના થાય તે માટે ઋદ્ધિવંત શ્રાવકે પોતાની સર્વઋદ્ધિથી દશાર્ણભદ્રરાજાની પેઠે જિનમંદિરે જવું.

### ઋદ્ધિપૂર્વક જિનમંદિરે જવા ઉપર
### દશાર્ણભદ્ર રાજાની કથા.

દશાર્ણ નામના દેશમાં દશાર્ણ નગરને વિષે **દશાર્ણ** નામે રાજા હતો. તેને પાંચસો રાણીઓ હતી. એક વખતે સેવકે આવી ખબર આપ્યા કે, 'પ્રાતઃકાળે મહાવીર પરમાત્મા આપણા ઉદ્યાનમાં પધારવાના છે.' રાજા હર્ષિત થયો અને તેણે સંકલ્પ કર્યો કે, કોઇએ ભગવંતને વાંદ્યા ન હોય તેથી ઋદ્ધિથી હું કાલેવંદન કરૂં.' આ રીતે મોટા અહંકારથી પોતાની સર્વઋદ્ધિથી ભગવંતને વાંદવા નીકળ્યો. તેણે પોતાની સ્ત્રીઓને સુંદર આભૂષણોથી સોના ચાંદી અને હાથીદાંતની પાંચસો પાલખીમાં બેસાડી અને નગરના શેઠશાહુકારોને સાથે લીધા. અઢારહજાર હાથી, ચોવીસલાખ ઘોડા, એકવીસહજાર રથ, એકાણુંકરોડ પાયદળ લશ્કર, એકહજાર સુખપાળ, સોળહજાર ધ્વજાઓ સહિત આડંબરપૂર્વક સમવસરણ સમીપે આવ્યો. અને હાથી ઉપરથી ઉતરી અભિગમ સાચવવાપૂર્વક મહાવીર પરમાત્માને વંદન કર્યું."

આ પ્રસંગ સૌધર્મેન્દ્રે અવધિજ્ઞાનથી જાણ્યો અને દશાર્ણભદ્રનું અભિમાન દૂર કરવા તેણે પોતાની દિવ્યઋદ્ધિ વિકુર્વી. તેણે પાંચસોબાર સૂંઢવાળા–મસ્તકવાળા ચોસઠહજાર હાથી વિકુર્વ્યા. દરેક મસ્તકે આઠ આઠ દંતશૂળ, પ્રત્યેક દંતુશળે આઠ આઠ વાવો, પ્રત્યેક વાવે આઠ આઠ કમળો, પ્રત્યેક કમળે લાખ લાખ પાંખડીયો અને પ્રત્યેક પાંખડીયે બત્રીસ

બદ્ધ નાટકો વિકુર્વ્યાં. દરેક કમળની મધ્યકર્ણિકાના ભાગ ઉપર એક એક ઇન્દ્રપ્રાસાદ કર્યો અને તેની અંદર આઠ આઠ પટ્ટરાણીઓ સાથે ઇન્દ્ર પોતે બેઠો હોય તેમ વિકુર્વ્યું અને તેણે પણ હસ્તિ ઉપરથી ઉતરી ભગવંતને વિધિપૂર્વક વંદન કર્યું.

દશાર્ણભદ્રરાજાને ઇંદ્રની આવી સમૃદ્ધિ જોઇ પોતાની સમૃદ્ધિનો ગર્વ ઉતરી ગયો. વિચારધારામાં દશાર્ણભદ્રને વૈરાગ્ય થયો. અને તેને પોતાની સમૃદ્ધિ તુચ્છ લાગી. છેવટે જેને સર્વ ઇન્દ્રો અને જગત્‌નાં સર્વપ્રાણીઓ પ્રણમે એવી કૈવલ્ય. લક્ષ્મીઋદ્ધિ પ્રાપ્ત કરવા ભગવંત પાસે ચારિત્ર અંગીકાર કર્યું. દશાર્ણભદ્રને ચારિત્ર અંગીકાર કરેલ દેખી સૌધર્મેન્દ્ર વિસ્મય પામ્યો અને દશાર્ણભદ્રરાજર્ષિને વંદના કરી કહેવા લાગ્યો કે, 'હે ભગવંત આપ મારો અપરાધ ક્ષમા કરજો આપ પરાક્રમી, તેજસ્વી છો ?' ઇન્દ્ર અપરાધ ખમાવી સ્વર્ગે ગયો. દશાર્ણભદ્ર રાજર્ષિ ઘણા પ્રકારની તપશ્ચર્યા કરી કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા."÷

આ રીતે રાજા કે મોટી ઋદ્ધિવાળો શ્રાવક હોય તો બીજાને દર્શન પમાડવાને માટે અને જૈનધર્મની પ્રભાવના માટે આડંબર પૂર્વક જિનમંદિરે જાય. પણ જે સાધારણ ઋદ્ધિવાળો હોય તેણે પોતાની લોકોમાં મશ્કરી ન થાય તેવી રીતે પોતાના કુળ તથા દ્રવ્યને ઉચિત આડંબર પૂર્વક ભાઈ, મિત્ર, પુત્ર, પરિવારાદિને સાથે લઇને જિનમંદિરે જવું.

## જિનમંદિરે પહોંચ્યા પછી પાંચ અભિગમ સાચવવા.

પહેલો અભિગમ–ફળ, તાંબુલ, સરસવ, ધરો, છરી, જોડા, તથા સચિત્ત વસ્તુનો તેમજ રાજા હોય તો મુકુટ, વાહન વિગેરેનો ત્યાગ કરવો. બીજો અભિગમ–મુકુટને છોડીને બીજાં ઘરેણાં વગેરે અચિત્ત હોય તેનો ત્યાગ ન કરવો. ત્રીજો અભિગમ–વચ્ચે સાંધ્યા વગરનો બન્ને બાજુ કીનારવાળો ખેસ નાંખવો. ચોથો અભિગમ–ભગવાનને દેખતાંની સાથે 'નમો જિણાણં' કહી વંદન કરવું. પાંચમો અભિગમ–મનની એકાગ્રતા રાખવી. આ પાંચ અભિગમ સાચવી 'નિસિહી' કહી જિનમંદિરમાં પ્રવેશ કરવો, આ સંબંધમાં પૂર્વાચાર્યનું વચન આ પ્રમાણે છે.

'સચિત્ત દ્રવ્યનો ત્યાગ, અચિત્તનો ત્યાગ ન કરવો. મનની એકાગ્રતા, એક સાટક ખેસ, અને જિનેશ્વરને જોતાં હાથ જોડવાં.' રાજા વિગેરેએ જિનમંદિરમાં પ્રવેશ કરે ત્યારે તેમણે ખડ્ગ, છત્ર, મોજડી, મુકુટ, અને ચામરરૂપ રાજચિન્હને બહાર મુકવાં.'

આ અભિગમ સાચવ્યાબાદ જિનમંદિરના પ્રથમ દ્વારમાં પ્રવેશ કરતાં શ્રાવક 'નિસીહિ નિસીહિ નિસીહિ'. બોલે છે. આ ત્રણ નિસીહિનો અર્થ મન, વચન, અને કાયાના

÷ આ દશાર્ણભદ્રની કથામાં ઇન્દ્ર જે હાથીઓને લઇ ગયો તે હાથીની સંખ્યા, દંતુશળની સંખ્યા, કમળની સંખ્યા, નાટકોની સંખ્યા, વાજિંત્રોની સંખ્યા અને બત્રીસ બદ્ધ નાટકોનું સ્વરૂપ વિગેરે ઘણું ઘણું આપ્યું છે. પણ અહિં તો પ્રસ્તુત દશાર્ણભદ્રની પેઠે ઋદ્ધિપૂર્વક જિનમંદિરે જવું પણ અભિમાન ન રાખવો. તે છે, તેથી હાથી, દંતૂશળ, કમળ, વાજિંત્ર અને નાટકની સંખ્યા આપી નથી.

ઘરસંબંધીના વ્યાપારોનો હું ત્યાગ કરૂં છું, આથી ઘરવ્યાપારના પાપ સંબંધીના ત્યાગરૂપ 'નિસીહિ' એકજ ગણાય. ત્યારબાદ મૂલનાયક ભગવાનને અર્ધાવનતે 'નમોજિણાણં' પૂર્વક વંદનાકરી મૂલનાયક ભગવંતને જમણી તરફ રાખી જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણની આરાધનાને અર્થે ત્રણ પ્રદક્ષિણા કરે. 'કલ્યાણના ઇચ્છક લોકોએ સર્વ ઉત્કૃષ્ટ વસ્તુ પ્રાયે જમણી ભાગે રાખવી જોઇએ તેથી ત્રણ પ્રદક્ષિણા જમણા આવર્તે કરવી.

**ત્રણ પ્રદક્ષિણા.**

અને તે પૂજાનાં ઉપકરણ હાથમાં લઇ ભગવાનના ગુણગણથી રચાયેલા સ્તવનોને પોતાના પરિવારની સાથે ગંભીર અને મધુર સ્વરથી ગાતો, હાથને યોગમુદ્રાપૂર્વક ધારણ કરતો, પગે પગે જીવરક્ષાનો ઉપયોગ રાખતો અને ભગવાન્‌ના ગુણગણને એકાગ્ર મનથી ચિંતવતો થકો ત્રણ પ્રદક્ષિણા દે. ઘરદેરાસરને વિષે એવી રીતે પ્રદક્ષિણા આદિ ક્રિયા કરવાનું બનતું નથી. તેમજ બીજા મ્હોટા મંદિરને વિષે પણ કદાચ એ ક્રિયા કરવાનું ન બને તોપણ બુદ્ધિશાળી પુરૂષોએ સર્વ ક્રિયા કરવાનો પરિણામ નિરંતર રાખવો, સુશ્રાવક પ્રદક્ષિણા દેવાને અવસરે સમવસરણમાં બેઠેલા ચતુર્મુખ ભગવાન્‌નું ધ્યાન કરતો છતો ગભારાને વિષે ભગવાનની પૂંઠ ડાબો તથા જમણો ભાગ એ ત્રણે દિશાએ રહેલા જિનબિંબને વાંદે. એ માટેજ સર્વે જિનમંદિર સમવસરણને ઠેકાણે હોવાથી ગભારાના બહારના ભાગમાં ત્રણે દિશાએ મૂળનાયકજીના નામથી જિનબિંબ કરાય છે અને એમ કરવાથી, "અરિહંતની પૂંઠ તર્જવી" એમ કહ્યું છે, તે અરિહંતની પૂંઠે રહેવાનો દોષ ચારે દિશામાં ટળે છે.

**બીજી નિસીહિ, જળપૂજા તથા અંગપૂજા.**

પછી જિનમંદિરનું પુંજવું, નામ લખવું ઈત્યાદિ આગળ કહેશે તે પ્રમાણે યથાયોગ્ય ચૈત્યચિંતા તથા પૂજાની સંપૂર્ણ સામગ્રી પ્રથમથી તૈયાર કર્યા પછી મુખ્ય મંડપાદિકને વિષે ચૈત્ય વ્યાપારના નિષેધરૂપ બીજી **નિસિહી** કરે છે. અને પછી મૂળનાયકજીને ત્રણ વાર વાંદી પૂજા કરવી. **ચૈત્યવંદનવ ભાષ્યમાં કહ્યું** છે કે–તે પછી પ્રથમ **નિસિહી** કરી મુખમંડપમાં પેસી, જિન ભગવાન્‌ની આગળ ઢીંચણ અને હાથ ભૂમિએ લગાડી યથાવિધિ ત્રણ વાર વંદના કરે. પછી હર્ષથી ઉલ્લાસ પામતો સુશ્રાવક મુખકોશ બાંધીને જિનેંદ્ર પ્રતિમા ઉપરનો રાત્રિનો વાસી ફૂલ પ્રમુખ નિર્માલ્ય મોરપીંછીથી ઉતારે. તે પછી પોતે જિનેશ્વરના દેરાને પૂંજે, અથવા બીજા પાસે પૂંજાવે. ઉપરાંત જોગવાઈ હોય તે પ્રમાણેની વિધિએ જિનબિંબની પૂજા કરે. આ મુખકોશ આઠ પડવાળા વસ્ત્રના છેડાથી મુખનો અને નાસિકાનો નિશ્વાસ રોકવાને માટે બાંધવો. ચોમાસું હોય ત્યારે નિર્માલ્યમાં કુંથૂઆ પ્રમુખ જીવોની ઉત્પત્તિ પણ થાય છે, માટે તેવે સમયે નિર્માલ્ય અને સ્નાત્રનું જળ જ્યાં પ્રમાદી માણસની હીલચાલ ન હોય એવા પવિત્ર સ્થાનકને વિષે નાંખવું. એમ કરવાથી જીવની રક્ષા થાય છે, અને આશાતના પણ ટળે છે. ઘરદેરાસરને વિષે તો પ્રતિમાને ઉંચે સ્થાનકે ભોજનાદિ કૃત્યોમાં વાપરવામાં ન આવનારા પવિત્ર થાળમાં સ્થાપન કરી બે હાથે પકડી પવિત્ર કળશાદિકના પાણીવડે કરી અભિષેક કરવો તે સમયેઃ—

**बालत्तणम्मि सामिअ ! सुमेरुसिहरम्मि कणयकलसेहिं ॥**
**तिअसासुरेहिं ण्हविओ, ते धन्ना जेहिं दिट्ठोसि ॥ १ ॥**

'હે સ્વામિન્! ચોસઠ ઈંદ્રોએ બાલ્યાવસ્થામાં મેરૂપર્વત ઉપર સોનાના કળશથી આપને ન્હવરાવ્યા તે સમયે જેમણે આપનાં દર્શન કર્યાં છે, તે જીવોને ધન્ય છે. ॥ ૧ ॥'

આ ગાથાનું મનમાં ચિંતવન કરવું પછી ઘણી યતના રાખી વાળાકુંચીથી જિનબિંબ ઉપરના ચંદનાદિક ઉતારી ફરીથી પખાળ કરીને બે અંગલૂહણાથી જિનબિંબ ઉપરનું સર્વ પાણી લુછી લેવું. 'પછી પગના બે અંગૂઠા, બે ઢીંચણ, બે હાથનાં કાંડાં, બે ખભા અને મસ્તક એટલા સ્થાનકે અનુક્રમે પૂજા કરવી.' અને તે માટે આગળ ઉપર કહીશું તે પ્રમાણે સીધા ક્રમથી નવે અંગને વિષે ચંદન કેશર આદિ વસ્તુએ કરી પૂજા કરવી. વળી કેટલાક આચાર્ય કહે છે કે, 'પહેલાં કપાળે તિલક કરી પછી નવાંગે પૂજા કરવી' શ્રી જિનપ્રભસૂરિએ કરેલી **પૂજાવિધિને** વિષે તો 'સરસ અને સુગંધી ચંદને કરી ભગવાન્નું જમણું ઢીંચણ, જમણો ખભો, કપાળ, ડાબો ખભો અને ડાબું ઢીંચણ એ પાંચ અથવા હૃદય સહિત છ અંગને વિષે પૂજા કરી તાજાં ફૂલ અને વાસક્ષેપ એમ બે દ્રવ્યથી પૂજા કરે' એમ કહ્યું છે.

**પોતાની પૂજા સામગ્રીથી પૂર્વની પૂજામાં વૃદ્ધિ કરવી તથા નિર્માલ્યનું સ્વરૂપ.**

જો પહેલાં કોઈએ પૂજા કરી હોય, અને આપણી પાસે પહેલી પૂજા કરતાં શ્રેષ્ઠ પૂજા કરવાની સામગ્રી ન હોય તો, તે પૂજા દૂર ન કરવી. કારણકે, તે (પહેલી) સુંદર પૂજાના દર્શનથી ભવ્ય જીવોને થનારા પુણ્યાનુબંધિ પુણ્યના અનુબંધને અંતરાય કરવાનો પ્રસંગ આવે. માટે પહેલી પૂજા ન ઉતરતાં પોતાની પાસે રહેલી સામગ્રીથી પહેલી પૂજા વધારવી. **બૃહદ્ભાષ્યમાં** કહ્યું છે કે—'જો પૂર્વે કોઇએ સારૂં દ્રવ્ય વ્યય કરીને પૂજા કરી હોય, તો તેજ (પહેલી) પૂજા જેમ વિશેષ શોભા આપનારી થાય, તેમ પોતાની પૂજા સામગ્રી વાપરીને કરવું. એમ કરે તો તેથી પહેલી પૂજા નિર્માલ્યપણે ગણાય નહિં. કારણ કે, તેમાં નિર્માલ્યનું લક્ષણ ઘટતું નથી. ગીતાર્થ આચાર્યો ઉપભોગ લીધાથી નિરૂપયોગી થયેલી વસ્તુને નિર્માલ્ય કહે છે. એને લઇનેજ વસ્ત્ર, આભરણ, બે કુંડલ જેવી ઘણી વસ્તુ એક વાર ઉતારેલી ફરીથી જિનબિંબ ઉપર ચઢાવાય છે. એમ ન હોય તો એક ગંધકાષાયિક વસ્ત્રથી એકસો આઠ જિન પ્રતિમાની અંગલૂહણા કરનારા વિજયાદિક દેવતાનું વર્ણન સિદ્ધાંતમાં કર્યું છે તે શી રીતે ઘટે ? આથી 'જિનબિંબ ઉપર ચઢાવેલી જે વસ્તુ ફીકી, દુર્ગંધી, જોનારને શોભાકારી ન લાગે, તથા ભવ્ય જીવના મનને હર્ષ ન ઉપજાવે એવી થઈ ગઇ હોય તેને બહુ શ્રુતના જાણ પુરૂષો નિર્માલ્ય કહે છે.' એમ **સંઘાચારવૃત્તિમાં** કહ્યું છે. પ્રદ્યુમ્નસૂરિએ કરેલા **વિચારસાર પ્રકરણમાં** તો એવી રીતે કહ્યું છે કે 'ચૈત્યદ્રવ્ય (દેવદ્રવ્ય) બે પ્રકારનું છે. એક પૂજાદ્રવ્ય અને બીજું નિર્માલ્ય દ્રવ્ય. પૂજાને અર્થે જે લાવીને દ્રવ્ય એકઠું કરેલું હોય તે પૂજાદ્રવ્ય જાણવું. અને અક્ષત, ફળ, બલિ (સૂખડી વગેરે) વસ્ત્ર પ્રમુખ સંબંધી જે દ્રવ્ય તે નિર્માલ્ય દ્રવ્ય કહેવાય, તેનો જિનમંદિરને

વિષે ઉપયોગ જાણવો.' આ વચનમાં પ્રતિમા આગળ ધરેલા ચોખા આદિ દ્રવ્યને પણ નિર્માલ્યપણું કહ્યું છે. પણ બીજે ઠેકાણે આગમમાં, પ્રકરણમાં અથવા ચરિત્રાદિકમાં કોઇ સ્થળે એ વાત જણાતી નથી. તેમજ સ્થવિર પુરૂષોના સંપ્રદાયાદિકથી પણ કોઇ ગચ્છમાં એ પ્રકાર જણાતો નથી. વળી જે ગામડા આદિકમાં બીજો દ્રવ્ય પ્રાપ્તિનો કશો ઉપાય નથી હોતો, ત્યાં પ્રતિમા આગળ ધરેલા ચોખા આદિ વસ્તુના દ્રવ્યથીજ પ્રતિમા પૂજાય છે. જો ચોખાદિક નિર્માલ્ય હોત તો તેથી પ્રતિમાની પૂજા પણ કેમ થાય ? માટે ઉપભોગ કરવાથી નિરૂપયોગી થએલી વસ્તુનેજ નિર્માલ્ય કહેવું યુક્તિયુક્ત લાગે છે અને "**भोगविणट्ठं दव्वं, निम्मल्लं विंति गीअत्था**" એ આગમ વચન પણ એ વાતને માટે આધાર ભૂત છે.-છતાં આમાં તત્ત્વ શું તે તો કેવળી ભગવાન જાણે. ?

ચંદન, ફુલ આદિ વસ્તુથી પૂજા એવી રીતે કરવી કે, જેથી પ્રતિમાનાં ચક્ષુ તથા મુખ ઢંકાઇ જાય નહિં, અને પૂર્વ કરતાં વધારે શોભા થાય. કારણ કે, તેમ કરવાથીજ જોનારને હર્ષ, પુણ્યની વૃદ્ધિ ઇત્યાદિ થવાનો સંભવ રહે છે.

**અંગપૂજા, અગ્રપૂજા અને ભાવપૂજા એમ પૂજાના ત્રણ પ્રકાર છે. તેમાં પ્રથમ અંગપૂજામાં શી શી વસ્તુ આવે તે કહે છે.** નિર્માલ્ય ઉતારવું, પૂંજણીએ પૂંજવું, અંગ પ્રક્ષાલન કરવું, વાળાકૂંચીએ કેશર પ્રમુખ દ્રવ્ય ઉતારવું, કેશરાદિક દ્રવ્યથી પૂજા કરવી, પુષ્પ ચઢાવવાં, પંચામૃત સ્નાત્ર કરવું, શુદ્ધ જળની ધારા દેવી, ધૂપ દીધેલા નિર્મળ અને કોમળ એવા ગંધકાષાયિકાદિ વસ્ત્રે કરી અંગ લ્હોવું, કપૂર કુંકુમ આદિ વસ્તુથી મિશ્ર કરેલા ગોશીર્ષચંદને વિલેપન કરવું. આંગી પ્રમુખની રચના કરવી, ગોરોચન, કસ્તુરી પ્રમુખ દ્રવ્યે કરી તિલક તથા પત્રવલ્લી (પીળ) આદિકની રચના કરવી, સર્વોત્કૃષ્ટ રત્નજડિત સુવર્ણનાં તથા મોતીનાં આભરણ અને સોના રૂપાનાં ફુલ વગેરે ચઢાવવાં. જેમ શ્રી **વસ્તુપાળ મંત્રીએ** પોતે કરાવેલા સવાલાખ જિનબિંબ ઉપર તથા શ્રી સિદ્ધાચળજી ઉપર આવેલી સર્વે પ્રતિમા ઉપર રત્નજડિત સુવર્ણનાં આભરણ ચઢાવ્યાં, તથા જેમ **દમયંતીએ** પૂર્વભવે અષ્ટાપદ તીર્થ ઉપર આવેલી ચોવીશે પ્રતિમા ઉપર રત્નનાં તિલક ચઢાવ્યાં, તેમ સુશ્રાવકે જેમ બીજા ભવ્ય જીવોના ભાવ વૃદ્ધિ પામે, તે રીતે આભરણ ચઢાવવાં, વળી કહ્યું છે કે–'પ્રશંસનીય સાધનોથી પ્રાયે પ્રશંસનીય ભાવ ઉત્પન્ન થાય છે. પ્રશંસનીય સાધનોનો એ વિના બીજો સારો ઉપયોગ નથી. કિંમતી વસ્ત્રો તથા ચંદ્રોદય પ્રમુખ નાનાવિધ દુકુલાદિ વસ્ત્ર ચઢાવવાં, શ્રેષ્ઠ, તાજાં અને શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે લાવેલાં શતપત્ર (કમળની જાતિ), સહસ્રપત્ર (કમળની જાતિ), જાઇ, કેતકી, ચંપા પ્રમુખના ફુલોની ગૂંથેલી, વીંટેલી, પુરેલી અને ભેગી કરેલી, એવી ચાર પ્રકારની માળા, મુકુટ, શેખર, ફુલઘર પ્રમુખની રચના કરવી, જિનેશ્વર ભગવાનના હાથને વિષે સોનાનાં બીજોરાં, નાલીયેર, સોપારી, નાગરવેલનાં પાન, સોનામ્હોર, વીંટીઓ, મોદક પ્રમુખ મૂકવાં. ધૂપ ઉખેવવો, સુગંધી વાસક્ષેપ કરવો ઇત્યાદિ સર્વ ઉપચાર અંગપૂજાને વિષે થાય છે. બૃહદ્ભાષ્યમાં કહ્યું છે કે—'સ્નાત્ર, વિલેપન, આભરણ, વસ્ત્ર, ફળ, વાસક્ષેપ,

ધૂપ અને પુષ્પ એટલા ઉપચારથી જિનેશ્વર ભગવાનની અંગપૂજા કરાય છે. તેનો વિધિ આ પ્રમાણે જાણવો. જેમ ચિત્તની સમાધિ રહે તેમ વસ્ત્રથી નાસિકા બાંધીને પૂજા કરવી. પૂજા કરતી વખતે શરીરે ખણવા પ્રમુખ ક્રિયા અવશ્ય વર્જવી, અન્ય સ્થળે પણ કહ્યું છે કે–'જગતના બાંધવ શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કરતી વખતે શરીરે ખરજ ખણવી, બળખો નાંખવો, અને સ્તુતિ સ્તોત્ર ભણવાં એ ત્રણ વાનાં અવશ્ય વર્જવાં.' દેવ-પૂજાને અવસરે શ્રેષ્ઠ માર્ગ એ છે કે મૌનજ કરવું, કદાચિત્ તેમ ન કરી શકાય તો સાવદ્ય વચન તો સર્વથા છોડવું. કારણકે, મંદિરમાં પ્રવેશ કરતી વખતે निस्सिहि કરવાથી ગૃહવ્યાપારનો નિષેધ કર્યો છે. તે માટે અવશ્ય હસ્ત, મુખ, નેત્ર આદિ અવયવથી પાપહેતુ સંજ્ઞા પણ ન કરવી. અને કરે તો અનુચિતપણાનો પ્રસંગ આવે.

## પૂજા કરતાં પાપહેતુ સંજ્ઞા ન કરવી તે ઉપર જિણુહા શેઠનું દૃષ્ટાન્ત

અહિં જિણુહા શેઠનું દૃષ્ટાંત કહે છે, તે આ પ્રમાણે:—ધોળકા નગરમાં જિણુહા નામે અતિ દરિદ્રી શ્રાવક રહેતો હતો. તે ઘીનાં કૂલ્લાં, કપાસની ગાંસડીઓ આદિ ભાર ઉપાડીને પોતાનો નિર્વાહ કરતો હતો. ભક્તામર પ્રમુખ સ્તોત્રના સ્મરણથી પ્રસન્ન થયેલી ચક્રેશ્વરી દેવીએ તેને વશીકરણ કરી શકે એવું એક રત્ન આપ્યું. તે રત્નના પ્રભાવથી જિણુહાએ માર્ગમાં રહેલા ત્રણ પ્રસિધ્ધ દુષ્ટ ચોરોને હણી નાંખ્યા. તે અદ્ભૂત વૃત્તાંત સાંભળી પાટણના ભીમદેવ રાજાએ બહુ માન સહિત બોલાવી તેને દેશની રક્ષાને અર્થે એક ખડ્ગ આપ્યું. ત્યારે શત્રુશલ્ય નામા સેનાપતિએ અદેખાઈથી કહ્યું કે,

खांडो तासु समप्पिइ, जसु खांडे अभ्यास ॥
जिणहा इक्कुं समप्पिइ, तुलचेलउ कप्पास ॥ १ ॥

ખાંડું તેનેજ આપવું જોઇએ કે, જેને ખાંડાનો અભ્યાસ હોય. જિણુહાને તો માત્ર તેલનાં કુલ્લાં અને કપાસ એજ આપવું જોઇએ. ॥ ૧ ॥ આ સાંભળી જિણુહાએ જવાબ આપ્યો કે:—

असिधर धणुधर कुंतधर, संति नरा अ बहू य ॥
सतुसल रणि जे शूर नर, जणणी विरल पसूअ ॥ २ ॥

તરવાર, ધનુષ્ય અને ભાલાને પકડનાર તો જગતમાં ઘણા પુરૂષો છે, પરંતુ શત્રુ-ઓના શલ્યરૂપ રણભૂમિમાં શૂરવીર પુરૂષોને પ્રસવનારી તો કોઇકજ માતા હોય છે.

અશ્વ, શસ્ત્ર, શાસ્ત્ર, વીણા વાણી નર અને સ્ત્રી એટલી વસ્તુ યોગ્ય પુરૂષના હાથમાં જાય તો સારી યોગ્યતા પામે, અને અયોગ્ય પુરૂષના હાથમાં જાય તો અયોગ્યતા પામે છે જિણુહાનાં આવાં વચનથી ભીમદેવ રાજા ખુશી થયો અને તેને કોટવાળની જગ્યા આપી. પછી જિણુહાએ ગૂજરાત દેશમાં ચોરનું નામ પણ રહેવા દીધું નહિં.

એક દિવસે સોરઠ દેશના કોઇ ચારણે જિણુહાની પરીક્ષા કરવાને અર્થે ઊંટની ચોરી કરી. ત્યારે જિણુહાના સુભટો તેને પકડી સવારમાં દેવપૂજાને અવસરે જિણુહા આગળ લઇ આવ્યા. જિણુહાએ ફુલનું બીટડું તોડવાથી સૂચવ્યું કે, " એને હણી નાંખો " ત્યારે ચારણે કહ્યું.

जिणहाने जिणवरह, न मिले तारो तार ॥
जिणकर जिनवर पूजिए ते किम मारणहार ॥ ३ ॥

' હે જિણુહા! તારોતાર તને જિનવર મળ્યા નથી કારણકે જો તે મળ્યા હોય તો જેના હાથ જિનવરને પૂજે તેના હાથ મારવાનું કામ કેમ કરે?

ચારણનું આવુ વચન સાંભળી શરમાયેલા જિણુહાએ " ફરીથી ચોરી ન કરીશ " એમ કહી તેને છોડી દીધો, ત્યારે ચારણે કહ્યું.

इक्का चोरी सा किया, जा खोलडे न माय ॥
बीजी चोरी किम करे, चारण चोर न थाय ॥ ४ ॥

એક ચોરી કરી તે તો મારા ઘરમાં પણ માઇ નહિ, હવે હું બીજી ચોરી કેમ કરૂં? હે જિણુહા! ચારણ ચોર બનેજ નહિ.

'ચારણની ચતુરાઇ ભરેલી ઉક્તિ સાંભળી જિણુહાએ તેને પહેરામણી આપી. પછી જિણુહાએ તીર્થયાત્રાઓ કરી, જિનમંદિર બંધાવ્યાં પુસ્તક લખાવ્યાં, તથા બીજું પણ ઘણું પુણ્ય કર્યું. વટેમાર્ગુના પોટલા ઉપરનું દાણ બંધ કરાવ્યું વગેરે કરેલ કાર્ય લોકમાં હજી સુધી ચાલે છે. આ પ્રમાણે જિણુહાની કથા છે.

### મૂળનાયકની પૂજા સવિશેષ સામગ્રીથી કરવી.

મૂળનાયકજીની સવિસ્તર પૂજા કરી રહ્યા પછી અનુક્રમે સામગ્રી હોય તે પ્રમાણે સર્વે જિનબિંબની પૂજા કરવી. બારણા ઉપરના તથા સમવસરણના જિનબિંબની પૂજા પણ મૂળનાયકજીની પૂજા કરી ગભારામાંથી બહાર નીકળતી વખતે કરવી સંભવે છે, પણ પહેલાં નહિં. કારણકે, મૂળનાયકજીનીજ પ્રથમ પૂજા કરવી ઉચિત લાગે છે. બારણા ઉપરનું બિંબ બારણામાં પેસતાં પ્રથમ પાસે આવે છે, તેથી તેની પ્રથમ પૂજા કરવી, એમ જો કદાપિ કહેવામાં, આવે તો મ્હોટા જિનમંદિરમાં પેસતાં ઘણાં જિનબિંબ પ્રથમ પાસે આવે છે, તેથી તેમની પણ પ્રથમ પૂજા કરવાનો પ્રસંગ આવે, અને તેમ કરે તો પુષ્પાદિકની સામગ્રી થોડી હોય ત્યારે મૂળનાયકજી સુધી જતાં સામગ્રી ખૂટી જવાથી મૂળનાયકજીની પૂજા કદાચ ન પણ થાય તેમજ શ્રી સિદ્ધાચળજી, ગિરનાર પ્રમુખ તીર્થોને વિષે પ્રવેશ કરતાં માર્ગમાં નજીક ઘણાં ચૈત્ય આવે છે, તેમની અંદર રહેલી પ્રતિમાઓનું પ્રથમ આવે તે ક્રમે પૂજન કરે તો છેક છેડે મૂળનાયકજીના મંદિરે જવાનું થાય. પણ એ રીતિ યોગ્ય નથી. જો તેને યોગ્ય માનિયે તો ઉપાશ્રયમાં પ્રવેશ કરતાં ગુરૂને વાંદતા પહેલાં નજીક આવેલા સાધુ-

ઓને પ્રથમ વંદના કરવાનો પ્રસંગ આવે છે. નજીક આવેલી પ્રતિમાઓને મૂળનાયકજીની પૂજા કરતાં પહેલાં માત્ર પ્રણામ કરવો યોગ્ય છે. **સંઘાચારમાં** ત્રીજા ઉપાંગને મળતી વિજયદેવતાની વક્તવ્યતામાં પણ દ્વારના અને સમવસરણના જિનબિંબની પૂજા મૂળનાયકજીની પૂજા કર્યા પછી કહી છે. તે આ રીતેઃ—'તે પછી સુધર્મ સભાએ જઈને જિનેશ્વર ભગવાન્‌ની દાઢા દેખતાંજ વંદના કરે, ડાબડો ઉઘાડીને મોરપીંછીની પૂજણીએ પ્રમાર્જન કરે, સુગંધી જળથી એકવીશ વાર પ્રક્ષાલન કરી ગોશીર્ષચંદનનો લેપ કરે, અને પછી સુગંધી ફૂલ આદિ દ્રવ્યે કરી પૂજા કરે. ત્યારપછી પાંચે સભાઓને વિષે પૂર્વની પેઠે દ્વાર પ્રતિમાની પૂજા કરે. દ્વારના પૂજા પ્રમુખ જે બાકી રહ્યું તે ત્રીજા ઉપાંગમાં કહેલ વિધિથીજાણી લેવું. આથી મૂળનાયકજીની પૂજા બીજી સર્વે પ્રતિમાથી પહેલી અને વિશેષ શોભા સહિત કરવી. વળી એમ પણ કહ્યું છે કેઃ—મૂળનાયકજીની પૂજાને વિષે વિશેષ શોભા કરવી ઉચિત છે, કારણકે, મૂળનાયકજીને વિષેજ ભવ્ય જીવોની દ્રષ્ટિ અને મન પ્રથમ આવીને પડે છે.

## મૂળનાયકની સવિશેષ પૂજા કરવાથી અને બીજા ભગવતંની ઓછી સામગ્રીથી પૂજા કરવામાં સ્વામિસેવક ભાવ નહિ થાય ?

શિષ્ય પૂછે છે કે, "પૂજા વંદન પ્રમુખ ક્રિયા એકને કરીને પછી બાકીના બીજા સર્વને કરવામાં આવે, તો તેથી તીર્થંકરોમાં સ્વામિ સેવકભાવ કરેલો પ્રગટ દેખાય છે. એક પ્રતિમાની ઘણા આદરથી વિશિષ્ટ પૂજા કરવી, અને બીજી પ્રતિમાઓની સામગ્રીને અનુરૂપ થોડી કરવી, એ પણ મ્હોટી અવજ્ઞા થાય છે, એ વાત શું નિપુણબુદ્ધિવાળા પુરૂષોના ધ્યાન બહાર રહેશે?" અર્થાત્ અવજ્ઞા થાય છે તેમ રહેશે.

આનો જવાબ આપતાં આચાર્ય મહારાજ કહે છે કે—"સર્વે જિનપ્રતિમાઓનો પ્રતિહાર્યપ્રમુખ પરિવાર સરખોજ છે, તેથી પ્રત્યક્ષ જોનારા જાણ પુરૂષોના મનમાં તિર્થંકરોને વિષે માંહોમાંહે સ્વામિ સેવક ભાવ છે એવી બુદ્ધિ ઉત્પન્ન થાય નહિં. મૂળનાયકજીની પ્રતિષ્ઠા પ્રથમ થઇ છે માટે તેમની પૂજા પ્રથમ કરવી એ વ્યવહાર છે. એથી બાકી રહેલી તીર્થંકરની પ્રતિમાનું નાયકપણું જતું નથી. ઉચિત પ્રવૃત્તિ કરનારો પુરૂષ એક પ્રતિમાને વંદના, પૂજા તથા નૈવેદ્ય ઢૌકન કરે તો, તેમાં બીજી પ્રતિમાઓની આશાતના ગણાય નહિ. જેમ માટીની પ્રતિમાની પૂજા ફળ ચોખા આદિ વસ્તુથીજ કરવી ઉચિત છે, અને સુવર્ણ આદિ ધાતુની પ્રતિમાને તો સ્નાન, વિલેપન ઈત્યાદિક ઉપચાર પણ કરવા ઉચિત છે. કલ્યાણક ઇત્યાદિકનો મહોત્સવ હોય તો તેમાં એકજ પ્રતિમાની વિશેષ પૂજા કરાય છે, તેમાં જેમ ધર્મના જાણ પુરૂષોના મનમાં બાકીની પ્રતિમાને વિષે અવજ્ઞાનો પરિણામ આવતો નથી, એ રીતે ઉચિત પ્રવૃત્તિ કરનાર પુરૂષથી જેમ બાકીની પ્રતિમાની અવજ્ઞા થતી નથી, તેમ મૂળનાયકજીની વિશેષ પૂજા કરે તો તેથી પણ બીજી પ્રતિમાની આશાતના થતી નથી.

## જિનબિંબ અને જિનમંદિર સ્વચ્છ અને સર્વોત્કૃષ્ટ રાખવાં.

જિનમંદિરમાં જિન પ્રતિમાની પૂજા કરવામાં આવે છે, તે જિનેશ્વર ભગવાનને અર્થે નથી, પણ બોધ પામેલા પુરૂષોને શુભભાવના ઉત્પન્ન કરવા માટે તથા બોધ નહિં પામેલા પુરૂષોને બોધ પમાડવાને અર્થે કરાય છે. કેટલાક ભવ્ય જીવ ચૈત્યના દર્શનથી, કેટલાક પ્રશાંત જિનબિંબ જોવાથી, કેટલાક પૂજાનો અતિશય જોવાથી અને કેટલાક ઉપદેશથી પ્રતિબોધ પામે છે. માટે મ્હોટાં મંદિરો અને ઘરદેરાસરો તથા તેમાંની સર્વ પ્રતિમાઓ તથા વિશેષે કરી મૂળનાયકજીની પ્રતિમા એ સર્વ પોતાનું સામર્થ્ય, દેશ તથા કાળ વગેરેને અનુસરી સર્વોત્કૃષ્ટ કરાવવાં. ઘર દેરાસર તો પીતળ, તાંબા આદિ ધાતુનું પણ કરાવી શકાય છે. ધાતુનું કરવાની શક્તિ ન હોય તો, હસ્તિદંત આદિ વસ્તુનું કરાવવું, અથવા હસ્તિદંતની ભ્રમરી પ્રમુખની રચનાથી શોભતું, પીતળની પટ્ટીથી અને હિંગળોકના રંગથી સુંદર દેખાતું અને શ્રેષ્ઠ કોરણીથી રળિયામણું એવું કાષ્ઠાદિકનું પણ ઘરદેરાસર કરાવવું. મ્હોટા જિન મંદિરે તથા ઘરદેરાસરને વિષે પણ ચારે તરફથી પ્રતિદિન પૂંજવું, તેમજ બાંધકામમાં આવેલો લાકડાં ઉજ્વળ કરવાને અર્થે તેની ઉપર તેલ ચોપડવું, તથા ભીંતો ચૂનાથી ધોળાવવી, જિનેશ્વર ભગવાનનું ચરિત્ર દેખાડે એવી ચિત્રામણની રચના કરવી, પૂજાની સમગ્ર સામગ્રી બરાબર ગોઠવી રાખવી, પડદા તથા ચંદ્રવા બાંધવા. ઇત્યાદિક મંદિરનાં કામો એવી રીતે કરવાં કે, જેથી મંદિરની અને પ્રતિમાની વિશેષ શોભા વધે. ઘરદેરાસર ઉપર પોતાના ધોતીઆં, પછેડી આદિ વસ્તુ પણ ન મૂકવી. કારણ કે, મ્હોટા ચૈત્યની પેઠે તેની (ઘરદેરાસરની) પણ ચોરાશી આશાતના ટાળવાની છે. પીતળ, પાષાણ વગેરેની પ્રતિમા હોય તો તેના ન્હવણ કરી રહ્યા પછી દરરોજ એક અંગલૂહણથી સર્વે અવયવો જળ રહિત કરવા અને તે પછી કોમળ અને ઉજ્વળ અંગલૂહણથી વારંવાર પ્રતિમાનાં સર્વ અંગને સ્પર્શ કરવો. એમ કરવાથી પ્રતિમાઓ ઉજ્વળ રહે છે. જે જે ઠેકાણે થોડી પણ જળની ભીનાશ રહે છે, તે તે ઠેકાણે કાળા ડાઘ પડે છે. માટે જળની ભીનાશ સર્વથા દૂર કરવી. ઘણા કેશર સહિત ચંદનનો લેપ કરવાથી પણ પ્રતિમાઓ અધિકાધિક ઉજ્વળ થાય છે.

### સ્નાત્ર જળના પરસ્પર સ્પર્શથી આશાતના ન સમજવી.

પંચતીર્થી, ચતુર્વિંશતિ પટ્ટ ઈત્યાદિ સ્થળને વિષે સ્નાત્ર જળનો માંહોમાંહે સ્પર્શ થાય છે, તેથી કાંઇ પણ આશાતનાની શંકા મનમાં ન લાવવી.

**શ્રીરાયપસેણી સૂત્રને** વિષે—સૌધર્મદેવલોકે સૂર્યાભ દેવતાના અધિકારમાં કહ્યું છે તથા **જીવાભિગમ** સૂત્રને વિષે પણ કહ્યું છે કે, 'વિજ્યાપુરી રાજધાનીમાં વિજ્યાદિ દેવતાનાભૃંગાર (નાળવાળા કળશ), મોરપીંછ, અંગલૂહણું તથા ધૂપધાણું પ્રમુખ જિન-પ્રતિમાના તથા જિનેશ્વર ભગવાનની દાઢાનાં ઉપકરણ પૂજાને વિષે એકેકજ હોય છે. નિર્વાણ પામેલા જિનેશ્વર ભગવાનની દાઢાઓ દેવલોકના ડાબડામાં તથા ત્રણે લોકમાં છે, તે માંહો-માંહે એક બીજાને લાગેલી છે. તેથી તેમનું ન્હવણ જળ પણ માંહોમાંહે ફરસે છે.

તેમજ પૂર્વધર આચાર્યોના વારામાં બનાવેલી પ્રતિમાઓ વગેરે કેટલાક નગરોમાં હાલ છે. તેમાં કેટલીક પ્રતિમાઓ **વ્યક્તા** નામની છે, કેટલીક **ક્ષેત્રા** નામની છે, તથા કેટલીક **મહા** નામની છે. વળી બીજી પણ ગ્રંથોક્ત પ્રતિમાઓ છે. અરિહંતની એકજ પાટ ઉપર એકજ પ્રતિમા હોય તો તે **વ્યક્તા** કહેવાય. એકજ પાટ પ્રમુખ ઉપર ચોવીસ પ્રતિમાઓ હોય તો તે **ક્ષેત્રા** નામથી કહેવાય, અને એકજ પાટપ્રમુખ ઉપર એકસો સિત્તેર પ્રતિમાઓ હોય તો તે **મહા** નામથી કહેવાય, ફૂલની વૃષ્ટિ કરતા માલાધર દેવતાઓની પ્રતિમા જે જિનબિંબને માથે હોય છે, તેનું ફરસેલું જળ પણ જિનબિંબને સ્પર્શે છે. તથા જિનપ્રતિમાના ચિત્રામણવાળાં પુસ્તકો ઉપરા ઉપરી રહે છે, અને એક બીજાને ફરસે છે. માટે ચોવીસ પટ્ટ પ્રમુખ પ્રતિમાઓનું ન્હવણ જળ માંહોમાંહે ફરસે તેમાં કાંઇ આશાતનાનો દોષ જણાતો નથી. કારણ કે, ગ્રંથોને વિષે તેવી આચરણાની રીતિઓ દેખાડી છે. **બૃહદ્ભાષ્યમાં** પણ કહ્યું છે કે—'કોઇ શક્તિમાન્ શ્રાવક જિનેશ્વર ભગવાન્‌ની ઋદ્ધિ દેખાડવાને અર્થે દેવતાનાં આગમન તથા અષ્ટ પ્રતિહાર્ય સહિત એકજ પ્રતિમા કરાવે છે, કોઇ દર્શન જ્ઞાન અને ચારિત્ર એ ત્રણેની આરાધનાને અર્થે ત્રણ પ્રતિમા કરાવે છે, કોઇ પંચ પરમેષ્ઠી નમસ્કારના ઉજમણામાં પંચતીર્થી (પાંચ પ્રતિમા) કરાવે છે, કોઇ ભરતક્ષેત્રમાં ચોવીશ તીર્થંકર થાય છે, માટે બહુમાનથી કલ્યાણક તપના ઉજમાણામાં ચોવીસ પ્રતિમા કરાવે છે, કોઇ ધનાઢ્ય શ્રાવક મનુષ્યક્ષેત્રમાં ઉત્કૃષ્ટા એકસો સીત્તેર તીર્થંકર વિચરે છે, માટે ભક્તિથી એકસો સીત્તેર પ્રતિમા કરાવે છે,' માટે ત્રિતીર્થી (ત્રણ પ્રતિમા), પંચતીર્થી (પાંચ પ્રતિમા) ચતુર્વિંશતિ પટ્ટ (ચોવીસ પ્રતિમા) પ્રમુખ કરવું ન્યાયયુક્ત છે.

**હવે અગ્રપૂજા વિષે કહે છે.**—વિવિધ પ્રકારનાં ઓદન વિગેરે પ્રમુખ અશન, સાકર ગોળ આદિ પાન, પકવાન્ન, સુખડી તથા ફળ આદિ ખાદ્ય અને તાંબૂલ આદિક સ્વાદ્ય એવું ચાર પ્રકારનું નૈવેદ્ય ભગવાન આગળ ધરવું, તથા જેમ શ્રેણિક મહારાજા પ્રતિદિન સોનાના એકસો આઠ જવે કરી મંગળિક લખતો હતો, તેમ સોનાના અથવા રૂપાના ચોખા, ધોળા સરસવ, અને છેવટે ચોખા ઈત્યાદિક વસ્તુથી અષ્ટ મંગલિક લખવાં, અથવા જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધનાંને અર્થે પાટલા આદિ વસ્તુને વિષે શ્રેષ્ઠ અખંડ ચોખાના અનુક્રમે ત્રણ પુંજ (ઢગલીઓ) કરીને મૂકવા. તથા ગોશીર્ષચંદનના રસથી પાંચ આંગળી સહિત હાથેલીએ મંડલ રચવાં વગેરે, તેમજ પુષ્પાંજલિ, આરતિ આદિ સર્વ અગ્રપૂજાની અંદર આવે છે. **ચૈત્યવંદન ભાષ્યમાં** કહ્યું છે કે—'ગાયન, નૃત્ય, વાજિંત્ર, લૂણ ઉતારવું, જળ તથા આરતિ દીપ પ્રમુખ જે કાંઇ કરાય છે, તે સર્વ અગ્રપૂજામાં સમાય છે. નૈવેદ્ય પૂજા તો સૌ કોઇથી પ્રતિદિન સુખથી કરી શકાય તેમ છે, અને તેનું ફળ પણ બહુ મ્હોટું છે. કારણ કે, સાધારણ ધાન્ય તથા ઘણું કરી રાંધેલું ધાન્ય જગત્‌નું જીવન હોવાથી સર્વોત્કૃષ્ટ રત્ન કહેવાય છે. આથી વનવાસથી આવેલા રામચંદ્રજીએ સૌ પ્રથમ મહાજનને અન્નપાણીનું કુશલ પુછયું. કલહનો અભાવ અને પ્રીતિ આદિ માંહેમાંહે જમાડવાની અતિશય દઢ થાય છે. ઘણું કરીને દેવતાદિક પણ નૈવેદ્યથીજ પ્રસન્ન થાય છે. સંભળાય

છે કે—'ભૂત, પ્રેત, પિશાચ પ્રમુખ પણ ખીર, ખીચડી, વડાં વગેરે અનાજનો ઉતાર વિગેરે માગે છે. તેમજ દિક્પાલની અને તીર્થંકરની દેશના થયા પછી જે બલિ કરાય છે, તે બલિ પણ અન્નથીજ કરાય છે.'

**નૈવેદ્યપૂજાના ફળ ઉપર દૃષ્ટાન્ત**

કોઇ નિર્ધન ખેડૂત સાધુના વચનથી સમીપ આવેલા જિનમંદિરે પ્રતિદિન નૈવેદ્ય ધરતો હતો. એક દિવસે મોડું થવાથી અધિષ્ઠાયક યક્ષે સિંહનું રૂપ દેખાડી તેની પરીક્ષા કરી. પરીક્ષામાં ટકી રહ્યો તેથી સંતુષ્ટ થએલા યક્ષના વચનથી સાતમે દિવસે સ્વયંવરમાં કન્યા, રાજાઓનો જય અને રાજ્ય એ ત્રણે વસ્તુ તેને મળી. લોકમાં પણ કહ્યું છે કે—'ધૂપ પાપોને બાળી નાંખે છે, દીપ મૃત્યુનો નાશ કરે છે, નૈવેદ્ય આપવાથી વિપુલ રાજ્ય મળે છે, અને પ્રદક્ષિણાથી કાર્યસિદ્ધિ થાય છે. અન્ન પ્રમુખ સર્વે વસ્તુ નીપજવાનું કારણ જળ હોવાથી અન્નાદિકથી પણ તે વધારે શ્રેષ્ઠ છે. માટે તે પણ ભગવાન્ આગળ મૂકવું.'

**નૈવેદ્ય, આરતી આદિ સર્વ કરવાનું આગમમાં જણાવેલ છે. આવશ્યકનિર્યુક્તામાં** કહ્યું છે કે—"બલિ કરાય છે" ઇત્યાદિ. **નિશીથને** વિષે પણ કહ્યું છે કે—'તે પછી પ્રભાવતી રાણીએ બલિ પ્રમુખ સર્વ કરીને કહ્યું કે, "દેવાધિદેવ વર્ધમાન-સ્વામીની પ્રતિમા હોય તો પ્રકટ થાઓ." એમ કહી પેટી ઉપર કૂહાડો નાંખ્યો. તેથી પેટીના બે ભાગ થયા અને અંદર સર્વે અલંકારથી શોભિત ભગવંતની પ્રતિમા જોવામાં આવી.' **નિશીથપીઠમાં** પણ કહ્યું છે કે—'બલિ એટલે ઉપદ્રવ શમાવવાને અર્થે કૂર (અન્ન) કરાય છે. **નિશીથચૂર્ણિમાં** પણ કહ્યું છે કે—સંપ્રતિ રાજા રથયાત્રા કરતાં પહેલાં વિવિધ પ્રકારનાં ફળ, સુખડી, શાલિ, દાલિ, કોરાં વસ્ત્ર પ્રમુખનું ભેટણું કરે છે. બૃહત્ **કલ્પને** વિષે પણ કહ્યું છે કે—

**साहम्मिओ न सट्टा, तस्स कयं ते ण कप्पइ जईणं ॥**

**जं पुण पडिमाणकए, तस्स कहा का अ जीवत्ता ॥ १ ॥**

સાધુઓ શ્રાવકના સાધર્મિ નથી. પણ સાધુની અર્થે કરેલો આહાર સાધુને જ્યારે કલ્પે નહિ ત્યારે પ્રતિમા માટે કરેલ નૈવદ્ય તો સાધુને કલ્પેજ ક્યાંથી ? શ્રીપાદલિપ્તસૂરિએ પ્રતિષ્ઠા પ્રાભૃતસાંથી ઉદ્ધરેલી **પ્રતિષ્ઠા પદ્ધતિને** વિષે કહ્યું છે કે—"આગમમાં કહ્યું છે કે આરતિ ઉતારી મંગલ દીવો કરવો પછી ચાર સ્ત્રીઓએ મળી નિમ્મંછણ (ગીતગાન) પ્રમુખ વિધિ માફક કરવું." **મહાનિશીથને** વિષે ત્રીજા અધ્યયનમાં કહ્યું છે કે—'અરિહંત ભગવંતની ગંધ, માલ્ય, દીપ, પ્રમાર્જન, વિલેપન, વિવિધ પ્રકારનું નૈવેદ્ય, વસ્ત્ર, ધૂપ પ્રમુખ ઉપચારથી આદરપૂર્વક પૂજા પ્રતિદિન કરવાથી તીર્થની ઉન્નતિ કરાય છે." આ સર્વ વિધિ અગ્ર-પૂજાના સંબંધમાં છે. **ઇતિ અગ્રપૂજા**

**હવે ભાવપૂજા વિષે કહે છે.** જેની અંદર જિનેશ્વર ભગવાનની પૂજા સંબંધી વ્યાપારનો નિષેધ આવે છે, એવી ત્રીજી **નિસિહી** કરી પુરૂષે ભગવાનની જમણી બાજૂએ

અને ડાબી બાજૂએ આશાતના ટાળવાને અર્થે સગવડ હોય તો જઘન્યથી પણ નવ હાથ, ઘરદેરાસર હોય તો એક હાથ અથવા અર્ધો હાથ અને ઉત્કૃષ્ટથી સાઠ હાથ અવગ્રહથી બહાર રહી ચૈત્યવંદન, તથા સારી સ્તુતિઓ ઇત્યાદિ ભણવાથી **ભાવપૂજા** થાય છે, કહ્યું છે કે—"ચૈત્યવંદન કરવાને ઉચિત એવા સ્થાનકે બેસી પોતાની શક્તિ માફક વિવિધ આશ્ચર્યકારી ગુણ વર્ણન રૂપ સ્તુતિ સ્તોત્ર આદિ કહીને ચૈત્યવંદન કરે તે ત્રીજી ભાવપૂજા કહેવાય છે." **નિશીથમાં** પણ કહ્યું છે કે—"ગંધાર શ્રાવક સ્તુતિયે કરી ભગવાનની સ્તવના કરતો વૈતાઢ્યગિરિની ગુફામાં અહોરાત્ર રહ્યો." તેમજ **વસુદેવહિંડિમાં** પણ કહ્યું છે કે—'વસુદેવ રાજા સમ્યક્ત્વ પૂર્વક શ્રાવકના સામાયિક પ્રમુખ બાર વ્રતનો અંગીકાર કરી પચ્ચક્ખાણ લઈ, અને કાયોત્સર્ગ, સ્તુતિ તથા દેવ વંદના કરી વિચરે છે.' એવી રીતે ઘણે ઠેકાણે "શ્રાવક પ્રમુખ મનુષ્યોએ કાયોત્સર્ગ, સ્તુતિ વગેરે કરીને ચૈત્યવંદન કર્યું એમ કહ્યું છે."

**ચૈત્યવંદનના ત્રણ પ્રકાર**—આ ચૈત્યવંદન જઘન્યાદિ ભેદથી ત્રણ પ્રકારનું છે. ચૈત્યવંદન ભાષ્યમાં કહ્યું છે કે—

**नमुक्कारेण जहन्ना, चिइवंदण मज्झदंडथुइजुअला ॥**
**पणदंड थुइचउक्कग—थयपणिहाणेहिं उक्कोसा ॥ १ ॥**

**અર્થ :**—નમસ્કાર એટલે હાથ જોડીને માથું નમાવવું વગેરે લક્ષણવાળો પ્રણામ માત્ર કરવાથી, અથવા '**नमो जिणाणं**' એમ કહી નમસ્કાર કરવાથી, કિંવા શ્લોકાદિ રૂપ એક અથવા ઘણા શ્લોકરૂપી નમસ્કારથી, કિંવા પ્રણિપાત દંડક નામા શક્રસ્તવ (**नमुत्थुणं**) એક વાર કહેવાથી **જઘન્ય ચૈત્યવંદન** થાય છે. ચૈત્યસ્તવ દંડક એટલે "અરિહંત ચેઇયાણં" કહી અંતે એકજ સ્તુતિ (થુઈ) ભણે તો **મધ્યમ ચૈત્યવંદન** થાય. પાંચ દંડક એટલે ૧ શક્રસ્તવ, ૨ ચૈત્યસ્તવ (અરિહંત ચેઇયાણં), ૩ નામસ્તવ (લોગસ્સ), શ્રુતસ્તવ (પુક્ખરવરદી), ૫ સિદ્ધસ્તવ (સિદ્ધાણં બુદ્ધાણં) એ પાંચ દંડક કહી ચાર થોય (સિદ્ધાન્તની પરિભાષા પ્રમાણે ચાર થોય પરંતુ રુઢ ગણત્રી પ્રમાણે ૮ થોય વડે) તેમજ સ્તવન તથા જાવંતિ ચેઇઆઇં, જાવંત કેવિસાહુ અને જયવીયરાય (એ ૩ પ્રણિધાન સૂત્ર) વડે ઉત્કૃષ્ટ ચૈત્યવંદના થાય છે.

બીજા આચાર્ય એમ કહે છે કે, એક શક્રસ્તવથી જઘન્ય, બે અથવા ત્રણ શક્રસ્તવથી મધ્યમ અને ચાર અથવા પાંચ શક્રસ્તવથી ઉત્કૃષ્ટ ચૈત્યવંદન થાય છે.*

---

* ચૈત્યવંદન ભાષ્યમાં આ ગાથા ૨૩મી છે, આ ગાથાનો અર્થ ભિન્ન ભિન્ન રીતે કરવામાં આવેલ છે. અને ત્યાં ચૈત્યવંદનના ૯ પ્રકાર પણ બતાવ્યા છે. સંક્ષેપમાં કહ્યું છે કે પૂર્વાચાર્યોની પરંપરા પ્રમાણે જે સ્થાને જે પ્રકારનો ચૈત્યવંદન વિધિ ચાલતો હોય તે પ્રકારે આદરવા યોગ્ય છે. કારણકે ઇરિયાવહિ પડિક્કમતા પહેલાં નમુત્થુણં કહેવાની શાસ્ત્રમાં વિધિ જણાવી છે પરંતુ વર્તમાન સમયે ચાલુ આચરણમાં તેની વિધિ નથી, આ ગાથાના અર્થો પણ ભિન્ન ભિન્ન રીતિના અનેક પ્રકારે મળે છે.

મહાનિશીથસૂત્રમાં સાધુને પ્રતિદિન સાતવાર ચૈત્યવંદન કરવાના કહ્યાં છે, તથા શ્રાવકને પણ ઉત્કૃષ્ટથી સાત ચૈત્યવંદન કહ્યાં છે. ભાષ્યમાં કહ્યું છે કે—રાત્રિ પ્રતિક્રમણમાં ૧, જિનમંદિરે ૨, આહાર પાણીને સમયે ૩, દિવસ ચરિમ પચ્ચક્ખાણ અવસરે ૪, દૈવસિક પ્રતિક્રમણમાં ૫, સુઈ રહેવા પહેલાં ૬, અને જાગ્યા પછી ૭ એવી રીતે સાધુઓને અહોરાત્રમાં મળી સાત વાર ચૈત્યવંદન હોય છે. પ્રતિક્રમણ કરનાર શ્રાવકને પ્રતિદિન સાત વાર ચૈત્યવંદન હોય છે, એ ઉત્કૃષ્ટ ભાંગો જાણવો. પ્રતિક્રમણ ન કરનારને પાંચ વાર હોય છે. એ મધ્યમ ભાંગો જાણવો. ત્રિકાલ પૂજામાં પ્રત્યેક પૂજાને છેડે એકેક મળીને ત્રણ વાર ચૈત્યવંદન કરે તે જઘન્ય ભાંગો જાણવો. સાત ચૈત્યવંદન આ રીતે જાણવાં:—બે પ્રતિક્રમણને અવસરે બે, સૂતા અને જાગતાં મળી બે, ત્રિકાળ પૂજામાં પ્રત્યેક પૂજાને છેડે એકેક મળી ત્રણ એવી રીતે અહોરાત્રમાં સર્વ મળી સાત ચૈત્યવંદન શ્રાવક આશ્રયિ થયાં. એક વાર પ્રતિક્રમણ કરતો હોય તો છ થાય. સૂતી વખતે જો ન કરે તો પાંચ, અને જાગતી વખતે ન કરે તો ચાર. જિનમંદિર ઘણાં હોય તો પ્રતિદિન સાત કરતાં પણ વધારે ચૈત્યવંદન થાય. શ્રાવકે ત્રણ ટંક પૂજા કરવાનું કદાચિત ન બને તો ત્રણ ટંક અવશ્ય દેવવાંદવા. આગમમાં કહ્યું છે કે—"હે દેવાનુપ્રિય ! આજથી માંડી જાવજ્જીવ સૂધી ત્રણ કાળ વિક્ષેપ રહિત અને એકાગ્ર ચિત્તથી દેવ વાંદવા. હે દેવાનુપ્રિય ! અપવિત્ર, અશાશ્વત અને ક્ષણભંગુર એવા મનુષ્યપણાથી એજ સાર લેવા યોગ્ય છે. મધ્યાહ્ન પહેલા જ્યાં સુધી દેવને તથા સાધુને વંદના ન કરાય, ત્યાં સુધી પાણી ન પીવું. મધ્યાન્હે જ્યાં સુધી દેવને તથા સાધુને વંદના ન કરાય, ત્યાં સુધી ભોજન ન કરવું. તેમજ પાછલે પહારે દેવને વંદના કર્યા વગર પથારીએ ન જવાય તેમ કરવું." કહ્યું છે કે—'પ્રભાત સમયે શ્રાવકે જ્યાં સુધી દેવને તથા સાધુને વિધિપૂર્વક વાંદ્યા ન હોય ત્યાં સુધી પાણી પણ પીવું યોગ્ય નથી. મધ્યાન્હ સમયે ફરી વંદના કરીને નિશ્ચયથી ભોજન કરવું કલ્પે. સંધ્યા સમયે પણ ફરીથી દેવને તથા સાધુને વંદના કરી પછી સુઈ રહેવું યોગ્ય છે.'

**ગીત નાટક ભાવ પૂજામાં પણ સમાય છે.**

ગીત નાટક પ્રમુખ અગ્રપૂજામાં કહેલ છે, તે ભાવપૂજામાં પણ આવે છે તે (ગીત નાટક) મહા ફળનું કારણ હોવાથી મુખ્ય માર્ગે તો ઉદયન રાજાની રાણી પ્રભાવતીની પેઠે પોતેજ કરવું. નિશીથચૂર્ણિમા કહ્યું છે કે—પ્રભાવતી ન્હાઇ, કૌતુકમંગળ કરી, ઉજ્વલ વસ્ત્ર પહેરી હમેશાં આઠમ તથા ચૌદશે ભક્તિરાગથી પોતેજ ભગવાનનો નાટક રૂપ રાજોપચાર કરે. રાજા (ઉદયન) પણ રાણીની અનુવૃત્તિથી પોતે મૃદંગ વગાડે.

**ભગવાનની ત્રણ અવસ્થાનું ચિંતવન કરવું.**

પૂજા કરવાને અવસરે અરિહંતની છદ્મસ્થ, કેવળી અને સિદ્ધ એ ત્રણ અવસ્થાની ભાવના કરવી. ભાષ્યમાં કહ્યું છે કે—

न्हवणच्चगेहिं छउम–त्थवत्थ पडिहारगेहिं केवलिअं ॥
पलिअंकुस्सग्गेहिं, जिणस्स भाविज्ज सिद्धत्तं ॥ १ ॥

**અર્થ:**—પ્રતિમાના પરિકર ઉપર રચેલા જે હાથમાં કળશ લઇ ભગવાનને ન્હવરાવનારા દેવતા, તથા તે પરિકરમાં રચેલા જે ફૂલની માળા ધારણ કરનાર દેવતા, તેને મનમાં ચિંતવી ભગવાનની **છદ્મસ્થ અવસ્થા** ભાવવી. છદ્મસ્થ અવસ્થા ત્રણ પ્રકારની છે. એક જન્માવસ્થા. બીજી રાજ્યાવસ્થા અને ત્રીજી શ્રામણ્યાવસ્થા—તેમાં, પરિકરમાં રચેલા ન્હવરાવનાર દેવતા ઉપરથી ભગવાનની જન્માવસ્થા ભાવવી. પરિકરમાં રચેલા માળાધારક દેવતા ઉપરથી ભગવાનની રાજ્યાવસ્થા ભાવવી, તથા ભગવાનનું મસ્તક તથા મુખ લોચ કરેલું જોવાથી ભગવાનની શ્રામણ્યાવસ્થા (દીક્ષા લીધી તે વખતની અવસ્થા) તો સુખેથી જણાય એવી છે. પરિકરની રચનામાં પત્રવેલની રચના આવે છે, તે જોઇને અશોકવૃક્ષ, માળાધારી દેવતા જોઇને પુષ્પવૃષ્ટિ અને બન્ને બાજુએ વીણા તથા વાંસળી હાથમાં ધારણ કરનાર દેવતા જોઈને દિવ્યધ્વનિની કલ્પના કરવી. બાકીના ચામર, આસન આદિ પ્રાતિહાર્ય તો પ્રકટ જણાય એવા છે. એવા આઠ પ્રાતિહાર્ય ઉપરથી ભગવાનની **કેવળી અવસ્થા** ભાવવી, અને પદ્માસને બેઠેલા અથવા કાઉસ્સગ્ગ કરી ઉભા રહેલા ભગવાનનું ધ્યાન કરી **સિદ્ધસ્થાવસ્થા** ભાવવી' ॥ ૧ ॥ આ પ્રમાણે ભાવ પૂજાના ભેદ છે.

**બે પ્રકારી, ત્રણ પ્રકારી, ચાર પ્રકારી, પંચપ્રકારી, અષ્ટપ્રકારી અને સર્વપ્રકારી પૂજા.**

**બૃહદ્‌ભાષ્યમાં** કહ્યું છે કે–'પાંચપ્રકારી, અષ્ટપ્રકારી તથા વિશેષ ઋદ્ધિ હોય તો સર્વ પ્રકારી પણ પૂજા ભણાવવી. તેમાં ફૂલ, ચોખા, ગંધ, ધૂપ અને દીપ એ પાંચ વસ્તુથી પંચ પ્રકારી પૂજા ભણાવવી. ફૂલ, ચોખા, ગંધ, દીપ, ધૂપ, નૈવેદ્ય, ફળ અને જળ એ આઠ વસ્તુથી આઠ કર્મનો ક્ષય કરનારી અષ્ટપ્રકારી પૂજા થાય છે, સ્નાત્ર, અર્ચન, વસ્ત્ર, આભૂષણ, ફળ, નૈવેદ્ય, દીપ, નાટક, ગીત, આરતી પ્રમુખ ઉપચારથી સર્વપ્રકારી પૂજા થાય છે.' આ ઉપરાંત બૃહદ્‌ભાષ્યાદિ ગ્રંથોમાં પૂજાના ત્રણ પ્રકાર-જણાવ્યા છે, ફળ ફૂલ આદિ પૂજાની સામગ્રી પોતે લાવે તે **પ્રથમ પ્રકાર,** બીજા પાસે પૂજાનાં ઉપકરણ તૈયાર કરાવે તે **બીજો પ્રકાર,** અને મનમાં સર્વ સામગ્રીની મંગાવવાની કલ્પના કરવી એ **ત્રીજો પ્રકાર.** એવી રીતે મન વચન કાયાના યોગથી તથા કરણ કરાવવા અનુમોદનાથી પણ પૂજાના ત્રણ પ્રકાર ઘટે છે. તેમજ પુષ્પ, નૈવેદ્ય, સ્તુતિ અને પ્રતિપત્તિ (ભગવાનની આજ્ઞા પાળવી) એવી રીતે ચાર પ્રકારની પૂજા છે. તે પણ યથાશક્તિ કરવી. **લલિતવિસ્તરાદિક** ગ્રંથોમાં તો પુષ્પપૂજા, આમિષ-નૈવેદ્ય પૂજા, સ્નાત્રપૂજા અને પ્રતિપત્તિ પૂજા એ ચારે પૂજામાં ઉત્તરોત્તર એક કરતાં એક પૂજા શ્રેષ્ઠ છે, એમ કહ્યું છે. આમિષ શબ્દથી શ્રેષ્ઠ અશનાદિક ભોગ્ય વસ્તુજ લેવી. (**ગૌડકોષમાં** કહ્યું છે કે—**उत्कोचे पललें न स्त्री, आमिषं भोग्यवस्तुनि** એનો અર્થ:– સ્ત્રીલિંગ નહિં એવા આમિષ શબ્દના લાંચ, માંસ અને ભોગ્ય વસ્તુ એવા ત્રણ અર્થ થાય છે.) પ્રતિપત્તિ શબ્દનો અર્થ "તીર્થંકર ભગવાનની આજ્ઞા સર્વ પ્રકારે પાળવી" એમ કરવો. આ રીતે આગમમાં પૂજાના ચાર પ્રકાર જણાવ્યા છે. તેમજ જિનેંદ્ર ભગ-

વાનની પૂજા દ્રવ્યથી અને ભાવથી એવી રીતે બે પ્રકારની છે તેમાં ફૂલ, ચોખા આદિ દ્રવ્યથી જે પૂજા કરાય છે, તે **દ્રવ્યપૂજા.** અને ભગવાનની આજ્ઞા પાળવી તે **ભાવપૂજા** જાણવી. એવી રીતે આ બે પ્રકારમાં પૂજાના સર્વ ભેદ સમાઈ જાય છે, ફૂલ ચઢાવવાં, ચંદન ચઢાવવું વગેરે ઉપચારથી કરેલી સત્તર પ્રકારી પૂજા તથા સ્નાત્ર, વિલેપન આદિ ઉપચારથી કરેલી એકવીસ પ્રકારની પૂજા એ સર્વ પૂજાના પ્રકાર અંગપૂજા, અગ્રપૂજા અને ભાવપૂજા એ સર્વ વ્યાપક ત્રણ પ્રકારમાં સમાઇ જાય છે.

**સત્તર પ્રકારી પૂજાના ભેદ આ રીતે કહ્યા છેઃ**—અંગપૂજા સ્નાત્ર અને ચંદન વિલેપન કરવું, ૨ વાસપૂજા બે ચક્ષુ ચઢાવવી, ૩ ફૂલ ચઢાવવાં, ૪ ફૂલની માળા ચઢાવવી ૫ વર્ણક (ગંધ વિશેષ) ચઢાવવું, ૬ ચૂર્ણ ચઢાવવું, ૭ મુકુટ પ્રમુખ આભરણ ચઢાવવાં, ૮ ફૂલઘર કરવું, ૯ ફૂલનો પગર (રાશિ) કરવો, ૧૦ આરતી તથા મંગળદીવો કરવો, ૧૧ દીવો કરવો, ૧૨ ધૂપ ઉખેવવો, ૧૩ નૈવેદ્ય ધરવું, ૧૪ સારાં ફળ ધરવાં, ૧૫ ગાયન કરવું, ૧૬ નાટક કરવું, ૧૭ વાજિંત્ર વગાડવાં એવી રીતે પૂજાના સત્તર પ્રકાર કહ્યા છે.

**ઉમાસ્વાતિ વાચકે પૂજા પ્રકરણમાં પૂજા સંબંધી કેટલીક ઉપયોગી વસ્તુઓ તથા એકવીસ પ્રકારી પૂજાનો વિધિ નીચે પ્રમાણે જણાવેલ છે.**

પશ્ચિમ દિશાસન્મુખ મુખ કરીને દાતણ કરવું, પૂર્વ દિશાએ મુખ કરીને ન્હાવું, ઉત્તર દિશાએ મુખ કરીને ઉજ્વળ વસ્ત્ર પહેરવાં, અને પૂર્વ અથવા ઉત્તર દિશાએ મુખ કરીને ભગવાનની પૂજા કરવી. ઘરમાં પેસતાં શલ્ય વર્જિત ડાબે ભાગે દોઢ હાથ ઉંચી ભૂમિ ઉપર ઘરદેરાસર કરવું. જો નીચી ભૂમિએ દેરાસર કરે તો તેનો વંશ એક સરખો નીચે જાય છે, અર્થાત્ ધીમે ધીમે નાશ પામે છે. પૂજા કરનાર માણસે પુર્વ અથવા ઉત્તર દિશા સન્મુખ ઉભા રહી પૂજા કરવી. પણ દક્ષિણ દિશાએ તથા ચાર કોણ દિશાએ મુખ કરીને ન કરવી. જો પશ્ચિમ દિશાએ મુખ કરીને ભગવાન્‌ની પૂજા કરે, તો તે માણસની ચોથી પેઢીએ તેનો કુલક્ષય થાય, અને દક્ષિણ દિશાએ મુખ કરીને પૂજા કરે તો તે માણસની આગળ સંતતિ વૃદ્ધિ પામે નહિં, અગ્નિ કોણ તરફ મુખ કરીને પૂજા કરે તો, તે માણસની દિવસે દિવસે ધન હાનિ થાય. વાયવ્ય કોણ તરફ મુખ કરીને પૂજા કરે તો સંતતિ ન થાય, નૈઋત્ય કોણ તરફ મુખ કરે તો કુળ ક્ષય થાય, અને ઈશાન કોણ તરફ મુખ કરે તો સંતતિ બિલકુલ ન થાય. પ્રતિમાના બે પગ, બે ઢીંચણ, બે હાથ, બે ખભા અને મસ્તક એ નવે અંગની અનુક્રમે પૂજા કરવી, ચંદન વિના કોઈ પણ કાળે પૂજા ન કરવી. કપાળ, કંઠ, હ્રદય, ખભા અને પેટ એટલે ઠેકાણે તિલક કરવાં. નવ તિલકથી (૧ બે અંગુઠા, ૨ બે ઢીંચણ, ૩ બે હાથ, ૪ બે ખભા, ૫ મસ્તક, ૬ કપાળ, ૭ કંઠ, ૮ હ્રદયકમળ, ૯ નાભિ.) નવ અંગે હમેશાં પૂજા કરવી. જાણ પુરૂષોએ પ્રભાત કાળમાં પ્રથમ વાસપૂજા કરવી, મધ્યાહ્ન સમયે ફુલથી પૂજા કરવી, અને સંધ્યા સમયે ધૂપ દીપથી પૂજા કરવી. ધૂપધાણું ભગવાનના ડાબે પડખે રાખવું, અગ્રપૂજામાં ધરાય છે તે સર્વે વસ્તુ ભગવાનની સન્મુખ મૂકવી. ભગવાનની જમણી બાજુએ દીવાની જગ્યા રાખવી. ધ્યાન તથા ચૈત્યવંદન

ભગવાનની જમણી બાજુએ કરવું. 'હાથથી ખસી પડેલું, વૃક્ષ ઉપરથી ભૂમિ ઉપર પડેલું, કોઇ પણ રીતે પગે લાગેલું, માથે ઉચકી લાવેલું, ખરાબ વસ્ત્રમાં રાખેલું, નાભિથી નીચે પહેરેલા વસ્ત્ર પ્રમુખમાં રાખેલું, દુષ્ટ મનુષ્યોએ ફરસેલું, ઘણા લોકોએ ઉપાડી મુકી ખરાબ કરેલું અને કીડીઓએ કરડેલું એવું ફળ ફૂલ તથા પત્ર ભક્તિથી જિન ભગવાન્‌ની પ્રીતિને અર્થે ચઢાવવું નહિં,' 'એક ફૂલના બે ભાગ ન કરવા. કળી પણ તોડવી નહિં. ચંપા અને કમળ એના બે ભાગ કરે તો ઘણો દોષ લાગે.' 'ગંધ, ધૂપ, દીપ, ચોખા, માળાઓ, બલિ (નૈવેદ્ય), જળ અને શ્રેષ્ઠ ફળ એટલી વસ્તુથી શ્રી જિન ભગવાન્‌ની પૂજા કરવી.' 'શાંતિને અર્થે લેવું હોય તો ધોળુફુલ લેવું, લાભને અર્થે પીળુ લેવું, શત્રુને જીતવાને અર્થે શ્યામ વર્ણનું લેવું, મંગલિક અર્થે રાતું લેવું અને સિદ્ધિને અર્થે પંચવર્ણનું ફુલ લેવું,' 'પંચામૃતનું સ્નાત્ર આદિ કરવું, અને શાંતિને અર્થે ઘી ગોળ સહિત દીવો કરવો. શાંતિ તથા પુષ્ટિને અર્થે અગ્નિમાં લવણ નાંખવું સારૂં છે. ખંડિત, સાંધેલું, ફાટેલું, રાતું, તથા બીહામણું એવું વસ્ત્ર પહેરીને કરેલું દાન, પૂજા, તપસ્યા, હોમ, આવશ્યક પ્રમુખ અનુષ્ઠાન સર્વ નિષ્ફળ જાય છે.' પુરૂષે પદ્માસને બેસી નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખી, મૌન કરી, વસ્ત્રથી મુખ-કોશ કરી જિનેશ્વર ભગવાનની પૂજા કરવી. ૧ સ્નાત્ર, ૨ વિલેપન, ૩ આભૂષણ, ૪ ફૂલ, ૫ વાસ, ૬ ધૂપ, ૭ દીપ, ૮ ફળ, ૯ અક્ષત, ૧૦ પત્ર, ૧૧ સોપારી, ૧૨ નૈવેદ્ય, ૧૩ જળ, ૧૪ વસ્ત્ર, ૧૫ ચામર, ૧૬ છત્ર, ૧૭ વાજિંત્ર, ૧૮ ગીત, ૧૯ નાટક, ૨૦ સ્તુતિ, ૨૧ ભંડારની વૃદ્ધિ, આ એકવીસ ઉપચારથી એકવીસ પ્રકારની પૂજા થાય છે. 'સર્વે જાતના દેવતા ભગવાન્‌ની એકવીસ પ્રકારની પ્રસિદ્ધ પૂજા હમેશાં કરે છે, પરંતુ કલિકાળના દોષથી હાલ કેટલાક કુમતિ જીવોએ ખંડિત કરી છે. આ પૂજામાં પોતાને જે જે વસ્તુ પ્રિય હોય, તે તે વસ્તુ ભગવાનને અર્પણ કરી પૂજામાં જોડવી.'

**વિવેકવિલાસમાં દેવમંદિરનું સ્થાન, પૂજા કરવાની રીતિ તથા ફૂલ પૂજાનો અધિકાર.**

"ઇશાન કોણે દેવસંદિર કરવું." એમ વિવેકવિલાસમાં કહ્યું છે. તેમજ "વિષમ આસને બેસી, પગ ઉપર પગ ચઢાવી, ઉભા પગે બેસી, અથવા ડાબો પગ ઊંચો રાખી પૂજા કરવી નહિં, તથા ડાબે હાથે પણ પૂજા ન કરવી. સૂકાં, ભૂમિ ઉપર પડેલાં, સડેલી પાંખડીવાળાં, નીચ લોકોએ ફરશેલાં, ખરાબ અને નહિ ખીલેલાં, કીડીથી ખવાયેલાં, વાળથી ભરાયેલાં, સડેલાં, વાસી, કરોળિયાનાં ઘરવાળાં, દુર્ગંધી, સુગંધ રહિત, ખાટા ગંધનાં, મળના તથા મૂત્રના *સંપર્કથી અપવિત્ર થએલાં એવાં ફૂલ પૂજામાં લેવા નહિ.'

**+વિસ્તૃત સ્નાત્રપૂજા.**

સવિસ્તર પૂજા કરવાને અવસરે, પ્રતિદિવસ તથા વિશેષે કરી પર્વ દિવસે ત્રણ, પાંચ અથવા સાત પુષ્પાંજલિ ચઢાવીને ભગવાનનું સ્નાત્ર કરવું. તેનો વિધિ આ પ્રમાણે છેઃ—'પ્રભાત સમયે પ્રથમ નિર્માલ્ય ઉતારવું, પખાલ કરવો, સંક્ષેપથી પૂજા કરવી,

* વડીનીતિ લઘુનીતિ કરતી વખતે પાસે રાખેલાં.

+આજની સ્નાત્રપૂજાનું મૂળ કયાં રહેલું છે તે આ વિધિથી સ્પષ્ટ સમજાય તેમ છે.

આરતી અને મંગળદીવો તૈયાર કરવો. પૂજાના આરંભ સમયે પ્રથમ ભગવાન્ આગળ કેસર જળથી ભરેલો કળશ સ્થાપન કરવો. પછી

मुक्तालंकार विका–रसारसौम्यत्वकांतिकमनीयम् ॥
सहजनिजरूपनिर्जित–जगत्त्रयं पातु जिनबिंबम् ॥ १ ॥

અલંકારના સંબંધ વિના અને ક્રોધાદિક વિના પણ સારભૂત સૌમ્ય કાંતિથી રમણીય અને પોતાના સ્વભાવિક સુંદર રૂપથી ત્રણ જગતને જીતનારૂં જિનબિંબ તમારી રક્ષા કરો. ॥૧॥

એ મંત્ર કહી અલંકાર ઉતારવા.

अवणिअ कुसुमाहरणं, पयइपइठिअमणोहरच्छायं ॥
जिणरूवं मज्जणपीठसंठिअं वो सिवं दिसउ ॥ १ ॥

ફૂલ તથા આભરણથી રહિત, પણ સ્વભાવસિદ્ધ રહેલી મનોહર કાંતિથી શોભતું સ્નાત્રપીઠ ઉપર રહેલું જિનબિંબ તમને શિવ સુખ આપો.

એમ કહી નિર્માલ્ય ઉતારવું. પછી પૂર્વે તૈયાર કરેલો કળશ કરવો. અને અંગલૂહણાં કરી સંક્ષેપથી પૂજા કરવી. પછી ધોએલા અને સુગંધી ધૂપ દીધેલા કળશોમાં સ્નાત્ર યોગ્ય સુગંધી જળ ભરવું, અને તે સર્વે કળશ એક હારમાં સ્થાપન કરી તેમની ઉપર શુદ્ધ ઉજ્વળ વસ્ત્ર ઢાંકવું. પછી સર્વે શ્રાવકો પોતાની ચંદન ધૂપ આદિ સામગ્રીથી તિલક કરી, હાથે કંકણ બાંધી, સ્નાત્ર કરનાર શ્રાવક શ્રેણીબદ્ધ ઉભા રહી કુસુમાંજલિ–કેસરવાસિત છૂટાં ફુલ ભરેલી રકેબી હાથમાં લઈ કુસુમાંજલિનો પાઠ બોલે તે આ રીતે :—

सयवत्त कुंद मालइ–बहुविह कुसुमाइ पचवन्नाइं ॥
जिणनाहन्हवणकाले, दिंति सुरा कुसुमांजलि हिट्ठा ॥ १ ॥

દેવતાઓ કમળ, મોગરાનાં પુષ્પ, માલતિ પ્રમુખ પાંચ વર્ણનાં બહુ જાતનાં ફૂલની કુસુમાંજલિ જિનભગવાન્ના સ્નાત્રને વિષે આપે છે.

એમ કહી ભગવાન્ના મસ્તકે ફૂલ ચઢાવવાં.

गंधायदिअमहुयर–मणहरझंकारसद्दसंगीआ ॥
जिणचलणोवरि मुक्का, हरउ तुम्ह कुसुमांजलि दुरिअं ॥ १ ॥

સુગંધીથી ખેંચાયેલા ભ્રમરોના મનોહર ગુંજારવ રૂપ સંગીતથી યુક્ત એવી ભગવાન્ના ચરણ ઉપર મૂકેલી પુષ્પાંજલિ તમારૂં દુરિત હરણ કરો. ॥ ૧ ॥

ઈત્યાદિ પાઠ કહ્યા પછી દરેક શ્રાવક ભગવાન્ના ચરણ ઉપર કુસુમાંજલિનો પ્રક્ષેપ કરે, પ્રત્યેક પુષ્પાંજલિનો પાઠ થએ છતે તિલક, ફૂલ, પત્ર, ધૂપ આદિ પૂજાનો વિસ્તાર જાણવો. પછી મ્હોટા અને ગંભીર સ્વરથી પ્રસ્તુત જે ભગવાનની સ્નાત્ર પીઠ ઉપર સ્થાપના હોય, તે ભગવાન્નો જન્માભિષેક કળશનો પાઠ બોલવો. પછી ઘી, શેલડીનો રસ, દૂધ, દહી અને સુગંધી જળ એ પંચામૃતથી સ્નાત્ર કરવું. સ્નાત્ર કરતાં વચમાં પણ ધૂપ દેવો, તથા સ્નાત્ર ચાલતુ હોય ત્યારે પણ જિનબિંબને માથે ફૂલ જરૂર રાખવું.

વાદિવેતાલ શ્રીશાંતિસૂરિએ કહ્યું છે કે–'સ્નાત્ર પુરૂં થાય ત્યાં સુધી ભગવાનનું મસ્તક ફૂલથી ઢાંકેલું રાખવું. સારાં સુગંધી ફૂલ તે ઉપર એવી રીતે રાખવાં કે, જેથી ઉપર પડતી જળધારા દેખાય નહીં. સ્નાત્ર ચાલતું હોય ત્યારે શક્તિ માફક એક સરખો ચામર, સંગીત, વાજિંત્ર આદિ આડંબર કરવો. સ્નાત્ર કર્યા પછી ફરી સ્નાત્ર કરવું હોય તો નીચેનો પાઠ ઉચ્ચારવાપૂર્વક જળધારા દેવી.

**अभिषेकतोयधारा, धारेव ध्यानमंडलाग्रस्य ॥**
**भवभवनभित्तिभागान्, भूयोऽपि भिनत्तु भागवती ॥ १ ॥**

ધ્યાનરૂપ મંડલની ધારા સરખી ભગવાનના અભિષેકની જળધારા સંસારરૂપ મહેલની ભીંતોને ફરી ફરીવાર તોડી નાંખો. ॥ ૧ ॥

એમ કહી પછી અંગલૂહણાં કરી વિલેપન આદિ પૂજા, પહેલા કરતાં વધુ કરવી. સર્વ જાતનાં ધાન્યના પકવાન્ન, શાક, ઘી, ગોળ આદિ વિગય તથા શ્રેષ્ટ ફળ આદિ નૈવેદ્ય ભગવાન્ આગળ ધરવું. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્નના ધણી એવા ત્રણલોકના સ્વામી ભગવાન્ આગળ મ્હોટા ન્હાના ક્રમથી પ્રથમ શ્રાવકોએ ત્રણ પુંજ (ઢગલીઓ) કરી ઉચિત સ્નાત્રપૂજાદિક કરવું. પછી શ્રાવિકાએ પણ અનુક્રમથી કરવું. ભગવાનના જન્માભિષેકને અવસરે પણ પ્રથમ અચ્યુત ઇંદ્ર પોતાના દેવના પરિવાર સહિત સ્નાત્ર આદિ કરે છે, તે પછી અનુક્રમે બીજા ઇંદ્ર કરે છે. શેષાની (ચઢાવેલી ફૂલની માળાની) પેઠે સ્નાત્ર જળ માથે છાંટયું હોય તો 'તેમાં કાંઈ દોષ લાગશે,' એવી કલ્પના ન કરવી. હેમચંદ્ર કૃત **વીરચરિત્ર**માં કહ્યું છે કે–'સુર, અસુર, મનુષ્ય અને નાગકુમાર એમણે તે સ્નાત્ર જળને વારંવાર વંદન કર્યું અને પોતાના સર્વ અંગે છાંટયું.' **શ્રીપદ્મચરિત્ર**માં પણ ઓગણીશમા ઉદ્દેશામાં આષાઢ સુદિ આઠમથી માંડી દશરથ રાજાએ કરાવેલા અટ્ઠાઈ મહોત્સવના ચૈત્ય સ્નાત્રોત્સવને અધિકારે કહ્યું છે કે–'દશરથ રાજાએ તે શાંતિ કરનારૂં ન્હવણ જળ પોતાની ભાર્યાઓ તરફ મોકલ્યું, તરૂણ દાસીઓએ શીઘ્ર જઈ બીજી રાણીઓને માથે તે ન્હવણ જળ છાંટયું, પણ મ્હોટી રાણીને પહોંચાડવાનું ન્હવણ જળ વૃદ્ધ દાસીના હાથમાં આપ્યું, તેની વૃદ્ધાવસ્થા હોવાથી પહોચતાં તેને વાર લાગી, ત્યારે મ્હોટી રાણી શોકાતુર અને દિલગીર થઈ, પછી દાસીએ આવી ક્રોધ પામેલી રાણીને તે ન્હવણ જળ આપ્યું ત્યારે તે રાણીનું ચિત્ત અને શરીર શીતળ થયાં અને તે દાસી ઉપર પ્રસન્ન થઇ.'

**બૃહચ્છાંતિ સ્તવ**માં પણ કહ્યું છે કે–'સ્નાત્રજળ મસ્તકે ચઢાવવું.' સંભળાય છે કે–'શ્રીનેમિનાથ ભગવાનના વચનથી કૃષ્ણે નાગેંદ્રની આરાધના કરી પાતળમાંથી શ્રીપાર્શ્વનાથની પ્રતિમા શંખેશ્વરપુરે લાવી તેના ન્હવણ જળથી પોતાનું સૈન્ય જરાસંધની જરાથી પીડાણું હતું તે સાજું કર્યું, આગમમાં પણ કહ્યું છે કે–'જિનેશ્વર ભગવાનની દેશનાને સ્થાનકે રાજા આદિ લોકોએ ઉછાળેલો અન્નનો બલિ પાછો ભૂમિએ પડતાં પહેલાંજ દેવતાઓ તેનો અર્ધો ભાગ લે છે, અર્ધનો અર્ધ ભાગ રાજા લે છે, અને બાકી રહેલો ભાગ બીજા લોકો

લે છે, તેનો એક દાણો પણ માથામાં રાખ્યો હોય તો રોગ મટે છે અને છ મહિના સુધી બીજો રોગ થાય નહિ.'

પછી સદ્‌ગુરૂએ પ્રતિષ્ઠિત કરેલો, મહોટા મહોત્સવ પૂર્વક લાવેલો અને કુસુંભાદિ શ્રેષ્ઠ વસ્ત્રોથી શોભતા એવા મહાધ્વજને દેરાસર ફરતી ત્રણ પ્રદક્ષિણા દેવરાવી દિક્‌પાળાદિકને બલિદાન આપી ચતુર્વિધ સંઘ સહિત વાજતે ગાજતે ચઢાવવો. અને યથાશક્તિ શ્રી સંઘને પહેરામણી વિગેરે સ્વામિવાત્સલ્ય તથા પ્રભાવનાદિક કરી પ્રભુ આગળ ફળ નૈવેદ્યાદિક મુકવાં.

**પુષ્પવૃષ્ટિ, લવણ પ્રક્ષેપ અને આરતી મંગળદીવો કરવાની વિધિ.**

ત્યારબાદ ભગવાનની આરતી ઉતારવા આરતી અને મંગળદીવો પ્રગટાવવો. અને તેની પાસે સળગતા અગ્નિનું વાસણ લવણ અને જળ નાંખવામાટે મુકવું.

**उवणेउ मंगलं वो, जिणाण मुहलालिजालसंवलिआ ।**
**तित्थपवत्तणसमए, तिअसविमुक्का कुसुमवुट्ठि ॥ १ ॥**

તીર્થંકરના તીર્થ પ્રવર્તનના અવસરે શબ્દ કરતા ભ્રમરના સમુદાયથી યુક્ત એવી દેવતાની કરેલી પુષ્પવૃષ્ટિ તમને કલ્યાણકારી થાઓ. ॥ ૧ ॥

એ મંત્ર કહી પ્રથમ પુષ્પ વૃષ્ટિ કરવી. પછી—લવણ, જળ અને ફુલ હાથમાં પ્રદક્ષિણા કરાવતાં આ નીચે લખેલી ગાથા બોલવી.

**उयह पडिभग्ग पसरं, पयाहिणं मुणिवइं करेऊणं**
**पडइ सलोणत्तण ल- ज्जिअं व लोणं हुअवहंमि ॥ १ ॥**

જુઓ, લવણ જાણે પોતાના લાવણ્યથી લજ્જિત થયું અને કાંઇ ઉપાય ન રહેવાથી ભગવાન્‌ને ત્રણ પ્રદક્ષિણા દઇ અગ્નિમાં પડે છે.

ઇત્યાદિ પાઠ કહીને જિનેશ્વર ભગવંતને ત્રણવાર પુષ્પસહિત લવણ જળ ઉતારવું. ત્યારપછી આરતીની પૂજા કરવી અને ધૂપ ઉખેવવો, એક શ્રાવક મુખકોશ બાંધી થાળમાં મુકેલી આરતીનો થાળ હાથમાં લઈ આરતી ઉતારે. એક ઉત્તમ શ્રાવક પવિત્ર જળથી કળશ ભરી એક થાળમાં ધારા કરે અને બીજા શ્રાવક વાજિંત્ર વગાડે અને છૂટાં ફુલની વૃષ્ટિ કરે, તે વખતે આરતીની ગાથા બોલવી. જે નીચે મુજબ છે.

**मरगय मणि घडिय विसा—ल थाल माणिक्कमंडिअपइवं ।**
**न्हवणयरकरुक्खित्तं, भमउ जिणारत्तिअं तुम्ह ॥१॥**

'મરકતમણિના ઘડેલા વિશાળ થાળમાં મણિક્યરત્નથી મંડિત મંગળ દીવાને સ્નાન કરનારના હાથથી જેમ ભમાડાય છે તેમ ભવ્યજીવોના ભવની આરતી (ચિન્તા) દૂર થાઓ.' આ પાઠ ઉચ્ચારતાં ઉત્તમ પાત્રમાં રાખેલી આરતી ત્રણવાર ઉતારવી.

ત્રિષષ્ઠિચરિત્રાદિ ગ્રંથમાં કહ્યું છે કે—'પછી ઇંદ્રે કૃતકૃત્ય પુરૂષની પેઠે કાંઇક પાછા ખસી ફરી આગળ આવી ભગવાન્‌ની આરતિ ગ્રહણ કરી. ઇંદ્ર બળતા દીવાઓની કાંતિથી

શોભતી આરતી હાથમાં હોવાથી દેદીપ્યમાન ઔષધિના સમુદાયથી ચળકતા શિખરે કરી જેમ મેરૂપર્વત સુંદર દેખાય છે, તેમ સુંદર દેખાયો. શ્રદ્ધાળુ દેવતાઓ ફૂલની વૃષ્ટિ કરતાં ઇંદ્રે ત્રણ વાર ભગવાન્ ઉપરથી આરતિ ઉતારી.' મંગળદીવો પણ આરતીની પેઠે પૂજાય છે.

कोसंविसंठिअस्स व, पयाहिणं कुणइ मउलिअपईवो ।
जिण! सोमदंसणे दिण–यरुव्व तुह मंगलपईवो ॥१॥
भामिज्जंतो सुरसुं–दरीहिं तुह नाह मंगलपईवो ।
कणयायलस्स नज्जइ, भाणुव्व पयाहिणं दिंतो ॥२॥

સૌમ્ય દૃષ્ટિવંત એવા હે ભગવાન્ ! જેમ કોશાંબીમાં રહેલા તમને સૂર્યે આવી પ્રદક્ષિણા કરી તેમ કલિકા સમાન દીપવાળો આ મંગલદીવો તમને પ્રદક્ષિણા કરે છે. ॥૧॥

હે નાથ ! દેવીઓએ ભમાડેલો તમારો મંગલદીવો મેરૂને પ્રદક્ષિણા કરતા સૂર્ય માફક દેખાય છે. ॥ ૨ ॥

એવો પાઠ કહી મંગળદીવો આરતિ માફક ઉતારી દેદીપ્યમાન તેને જિનભગવાન્‌ની આગળ મૂકવો, મંગળદીવો ઉતારતાં આરતિ ઓલવાય તો દોષ નથી. મંગળદીવો તથા આરતિ મુખ્ય માર્ગથી તો ઘી, ગોળ, કપૂર આદિ વસ્તુની કરાય છે. કારણ કે, તેમ કરવામાં વિશેષ ફળ જણાવેલ છે. લોકમાં પણ કહ્યું છે કે—'ભક્તિમાન્ પુરૂષ દેવાધિદેવની આગળ કપૂરનો દીવો પ્રજ્વલિત કરીને અશ્વમેધનું પુણ્ય પામે, તથા કુળનો પણ ઉદ્ધાર કરે.'

**આ સ્નાત્ર વિગેરેમાં વપરાતી ગાથાઓ હરિભદ્રસૂરિજીની સંભવે છે.**

અહિં "मुक्तालंकार" ઈત્યાદિ ગાથાઓ હરીભદ્રસૂરિજીની કરેલી હશે એવું અનુમાન થાય છે. કારણ કે, તેમના રચેલા સમરાદિત્યચરિત્રના આરંભમાં "उवणेउ मंगलं वो" એવો નમસ્કાર દેખાય છે. આ ગાથાઓ તપાપગચ્છ આદિ ગચ્છોમાં પ્રસિદ્ધ છે માટે અહિં બધી લખી નથી.

**સ્નાત્રમાંની ભિન્નભિન્ન વિધિથી વ્યામોહ ન કરવો.**

સ્નાત્ર આદિ ધર્માનુષ્ઠાનમાં સામાચારીના ભેદથી ભિન્નભિન્ન વિધિ દેખાય છે, તો પણ તેથી ભવ્ય જીવે મનમાં તર્કવિતર્ક ન કરવો. કેમકે, સર્વેને અરિહંતની ભક્તિ રૂપ ફળજ સાધવાનું છે. ગણધરોની સમાચારીમાં પણ ઘણા ભેદ હોય છે, માટે જે જે આચરણોથી ધર્માદિકને વિરોધ ન આવે. અને અરિહંતની ભક્તિની પુષ્ટિ થાય તે તે આચરણો કોઈને પણ નાકબુલ નથી. એજ ન્યાય સર્વે ધર્મકૃત્યોમાં જાણવો. આ પૂજાના અધિકારમાં લવણ આરતિ આદિનું ઉતારવું સંપ્રદાયથી સર્વ ગચ્છમાં એક બીજાની દેખાદેખીથી કરાતું દેખાય છે. શ્રી જિનપ્રભસૂરિએ કરેલા પૂજાવિધિમાં તો એવી રીતે કહ્યું છે કે—પાદલિપ્તસૂરિ પ્રમુખ પૂર્વાચાર્યોએ લવણાદિકનું ઉત્તારણ સાધારણથી કરવાની અનુજ્ઞા આપી છે, તો પણ હાલ તો એક બીજા પછી કરાવવાની પ્રવૃત્તિ છે.

સ્નાત્ર કરવામાં સર્વ પ્રકારની સવિસ્તર પૂજા તથા પ્રભાવના વગેરે કરવાથી પર-લોકમાં ઉત્કૃષ્ટફળની પ્રાપ્તિ થાય છે. તથા જિનેશ્વર ભગવાનના જન્મ કલ્યાણકને સમયે સ્નાત્ર

કરનારા ચોસઠ ઇંદ્ર તથા તેના સામાનિક દેવતા આદિનું અનુકરણ અહિં મનુષ્યો કરે છે, એ ઇહલોકનું પણ ફળ જાણવું. આ પ્રમાણે **સ્નાત્રવિધિ** છે.

## કેવી પ્રતિમાની પૂજા કરવી?

પ્રતિમાઓ ઘણા પ્રકારની છે. તેમની પૂજા કરવાની વિધિ **સમ્યક્ત્વ પ્રકરણ** ગ્રંથને વિષે આ રીતે કહી છે—

**गुरुकारिआइ केइ, अन्ने सयकारिआइ तं बिंति।**
**विहिकारिआइ अन्ने, पडिमाए पूअणविहाणं ॥१॥**

**અર્થ**:—કેટલાક આચર્યો ગુરૂ એટલે મા, બાપ, દાદા આદિ લોકોએ કરાવેલી પ્રતિમાની, બીજા કેટલાએક આચાર્યો પોતે કરાવેલી પ્રતિષ્ઠાપૂર્વકની પ્રતિમાની તથા બીજા વળી વિધિથી કરાવેલી પ્રતિમાની પૂર્વોક્ત પૂજાવિધિ કરવી એમ કહે છે પણ વાસ્તવિક વસ્તુ તો એ છે કે, બાપ દાદાએ કરાવેલીજ પ્રતિમા પૂજવી એ આગ્રહ નિરૂપયોગી છે. 'મમત્વ તથા કદાગ્રહ છોડી દઇને સર્વે પ્રતિમાઓ સમાન બુદ્ધિથી પૂજવી. કારણ કે, સર્વ પ્રતિમાને વિષે તીર્થંકરનો આકાર જણાય છે' તેથી "આ તીર્થંકર છે" એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. જો એમ ન કરતાં પોતાના કદાગ્રહથી અરિહંતની પ્રતિમાની પણ અવજ્ઞા કરે તો, દુરંત સંસારમાં રખડે છે. હવે અહિં કોઇ શંકા કરે છે કે સર્વ પ્રતિમા પૂજવામાં તો અવિધિથી કરેલી પ્રતિમાનું પણ પૂજન કરવાનો પ્રસંગ આવે, અને તેથી અવિધિ કૃત પ્રતિમાને અનુમતિ આપવાથી ભગવાનની આજ્ઞા ભંગ કર્યાનો દોષ આવી પડે, તેનો જવાબ આપતાં કહે છે કે એવો કુતર્ક ન કરવો. કારણકે આગમ વચન હોવાથી અવિધિકૃત પ્રતિમાના પૂજનમાં પણ દોષ લાગતો નથી. **શ્રી કલ્પભાષ્યમાં કહ્યું છે કે**—

**निस्सकडमनिस्सकडे, अ चेइए सव्वहिं थुई तिन्नि।**
**वेलं च चेइआणि अ, नाउं इक्किक्किआ वा वि ॥१॥**

**અર્થ**:—નિશ્રાકૃત એટલે ગચ્છ પ્રતિબદ્ધ અને અનિશ્રાકૃત એટલે ગચ્છ પ્રતિબદ્ધ રહિત એવા ચૈત્યને વિષે સર્વ ઠેકાણે ત્રણ સ્તુતિ કહેવી, હવે સર્વ ઠેકાણે ત્રણ સ્તુતિ કહેતાં વધુ વખત લાગે તો અથવા ચૈત્ય ઘણાં હોય તો વેળા અને ચૈત્ય એ બન્નેનો વિચાર કરી પ્રત્યેક ચૈત્યને વિષે એક સ્તુતિ પણ કહેવી. પણ જે દહેરાસરે ગયા હોઇએ ત્યાં સ્તુતિ કર્યા વિના પાછા ન ફરવું. માટે આથી વિધિથી કરી હોય કે ન હોય તો પણ પૂજવું તે જણાવ્યું.

**ચૈત્યમાં જો કરોળિયાનાં જાળ આદિ થાય તો તે કાઢી નાંખવાનો વિધિ કહે છે અને નાશ પામતા ચૈત્યની સાધુએ પણ ઉપેક્ષા ન કરવી જોઇએ.**

**सीलेह मंखफलए, इयरे चोइंति तंतुमाईसु।**
**अभिजोइंति सवित्तिसु, अणिच्छ फेडंतऽदीसंता ॥१॥**

**અર્થઃ**—સાધુઓ મંદિરમાં કરોળિયાનાં જાળ વગેરે હોય તો મંદિરની સંભાળ કરનાર બીજા ગૃહસ્થી લોકોને પ્રેરણા કરે. તે એવી રીતે કે—"તમે ચિતારાના પાટિયાની પેઠે મંદિરને સ્વચ્છ રાખો. જેમ ચિતારાનું ચિત્રનું પાટીયું ઉજ્જવલ હોય તો સર્વ લોક તેને વખાણે છે, તેમ તમે જો મંદિરોને વારંવાર સંમાર્જન (પૂજવું) પ્રમુખ કરી ઉજ્જવલ રાખો તો ઘણા લોકો તમારો પૂજા સત્કાર કરશે." હવે તે મંદિરના સેવક લોકો જો મંદિરના ઘર ક્ષેત્ર (ખેતર) આદિની વૃત્તિ ભોગવનારા હોય તો, તેમને ઠપકો દેવો. તે આ રીતેઃ—"એક તો તમે મંદિરની વૃત્તિ ભોગવો છો, અને બીજું મંદિરની સંમાર્જન આદિ સારવાર પણ કરતા નથી." એમ કહ્યા પછી પણ તે લોકો જો કરોળિયાનાં જાળાં આદિ કાઢી નાંખવા ન ઇચ્છે, તો જેની અંદર જીવ દેખાતા ન હોય તેવા તંતુજાળોને સાધુ પોતેજ કાઢી નાંખે. આવા સિદ્ધાંત વચનના પ્રમાણથી સાધુએ પણ વિનાશ પામતા ચૈત્યની સર્વથા ઉપેક્ષા ન કરવી એમ સિદ્ધ થયું. તો પછી શ્રાવકની શી વાત કરવી? (અર્થાત્ શ્રાવકોએ દેરાસરની પૂર્ણ સંભાળ રાખવી જોઇએ કેમકે ઉપર બતાવ્યા મુજબ સાધુને શ્રાવકના અભાવે આટલું બધું કરવાનું કહેવામાં આવ્યું છે તો તે કૃત્ય શ્રાવકનું હોવાથી શ્રાવકે હંમેશાં સાવધ પણે કરવું જોઈએ.) ચૈત્યે જવું, પૂજા કરવી, સ્નાત્ર કરવું ઈત્યાદિ જે આ ઉપર વિધિ કહ્યો, તે સર્વ ઋદ્ધિપાત્ર શ્રાવકને આશ્રયી જાણવો. કારણ કે, તેનાથીજ એ સર્વ બની શકવાનો સંભવ છે.

### ઋદ્ધિરહિત શ્રાવકે દ્રવ્યપૂજા કેમ કરવી?

ઋદ્ધિ રહિત શ્રાવક તો પોતાને ઘેરજ સામાયિક આદરીને કોઈનું દેવું અથવા કોઈની સાથે વિવાદ આદિ ન હોય તો ઈર્યાસમિતિ આદિકને વિષે ઉપયોગ રાખી સાધુની પેઠે ત્રણ **નિસિહિ** આદિ ભાવપૂજાને અનુસરતી વિધિથી મંદિરે જાય. ત્યાં જો કદાચિત્ કોઈ ગૃહસ્થનું દેવપૂજાની સામગ્રીનું કાર્ય હોય તો સામાયિક પારીને ફુલ ગુંથવા વિગેરે કાર્યમાં પ્રવર્તે. કારણકે દ્રવ્ય પૂજાની પોતાની પાસે સામગ્રી નથી અને તેટલો ખર્ચ પણ તે કરી શકે તેમ નથી તો પારકી સામગ્રીથી તેનો લાભ લે તેમાં કાંઇ અનુચિત નથી.

**શંકાઃ**— સામાયિક મૂકીને દ્રવ્યસ્તવ કરવો ઉચિત શી રીતે થાય?

**સમાધાનઃ**—ઋદ્ધિ રહિત શ્રાવકથી સામાયિક કરવું પોતાના હાથમાં હોવાથી ગમે તે સમયે પણ બની શકે એમ છે; પણ મંદિરનું કાર્ય તો સમુદાયને આધીન હોવાથી કોઇ કોઈ સમયેજ તે કરવાનો પ્રસંગ આવે છે, માટે પ્રસંગ આવે ત્યારે તે કરવાથી વિશેષ પુણ્યનો લાભ થાય છે. આગમમાં કહ્યું છે કે—(દ્રવ્યસ્તવથી) ભવ્ય જીવોને બોધિલાભ થાય છે, સમ્યગ્દષ્ટિ જીવોનું પ્રિય કર્યું એમ થાય છે, ભગવાન્‌ની આજ્ઞા પળાય છે, જિનેશ્વર ભગવાનની ભક્તિ થાય છે, અને શાસનની પ્રભાવના થાય છે. આ રીતે અનેક ગુણ દ્રવ્યસ્તવમાં રહ્યા છે, માટે તેજ કરવો. **દિનકૃત્ય સૂત્રમાં** પણ કહ્યું છે કે—'આ પ્રકારે આ સર્વ વિધિ ઋદ્ધિવંત શ્રાવકનો કહ્યો. સામાન્ય શ્રાવક તો પોતાને

ઘેરજ સામાયિક લઈને જો કોઈનું દેવું ન હોય, અને કોઈની સાથે વિવાદ ન હોય તો સાધુની પેઠે ઉપયોગથી જિનમંદિરે જાય. જો જિનમંદિરે કાયાથી બની શકે એવું કાંઇ કાર્ય હોય, તો સામાયિક પારીને કરવાયોગ્ય કાર્યને કરે.'

**દ્રવ્યપૂજામાં ચૈત્યવંદન ભાષ્યના બે હજાર ચુમ્મોતેર ભેદોની બાબતોનો વિચાર કરવો.**

શ્રાદ્ધવિધિની મૂળ ગાથામાં "વિધિના" એવું પદ છે, તેથી ચૈત્યવંદન ભાષ્યાદિ ગ્રંથમાં ચોવીસમૂળ દ્વારથી અને [20] બે હજાર ચુમોત્તેર પ્રતિદ્વારથી કહેલ, દશત્રિક તથા પાંચ અભિગમ પ્રમુખ સર્વ વિધિ આ ઠેકાણે જાણવો. તે આ રીતેઃ—૧ ત્રણનિસિહી ૨ ત્રણ પ્રદક્ષિણા, ૩ ત્રણ પ્રણામ, ૪ ત્રિવિધ પૂજા, ૫ અરિહંતની ત્રણ અવસ્થાની ભાવના, ૬ ત્રણ દિશાએ જોવાથી વિરમવું, ૭ પગ નીચેની ભૂમિ ત્રણ વાર પૂંજવી, ૮ ત્રણ વર્ણાદિક ૯ ત્રણ મુદ્રા, અને ૧૦ ત્રિવિધ પ્રણિધાન એ દશત્રિક જાણવી. ઈત્યાદિ સર્વ બાબતો ધારીને વિધિપૂર્વક કરેલ દેવપૂજા, દેવવંદન પ્રમુખ ધર્માનુષ્ઠાન મહાફળદાયી થાય છે, અને વિધિ પૂર્વક ન કરે તો અલ્પ ફળ થાય છે. તેમજ અતિચાર લાગે તો વખતે સારા

---

૨૦ દશત્રિક૧

૧. **ત્રણ નિસિહિ**:—દેરાસરના મૂળ બારણે પેસતાં પોતાના ઘર સંબંધી વ્યાપારનો ત્યાગ કરવા રૂપ પ્રથમ **નિસિહિ** જાણવી. ૧. ગભારાની અંદર પેસતાં દેરાસરને પૂજવા સમારવાના કાર્યને તજવા રૂપ બીજી **નિસિહિ** જાણવી ૨. ચૈત્યવંદન કરવા સમયે દ્રવ્ય-પૂજાનો ત્યાગ કરવા રૂપ ત્રીજી **નિસિહિ** જાણવી ૩.

૨ **ત્રણ પ્રદક્ષિણાઃ**—જિનપ્રતિમાની જમણી બાજુથી જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના રૂપ ત્રણ પ્રદક્ષિણા દેવી.

૩ **ત્રણ પ્રકારના પ્રણામઃ**—જિનપ્રતિમાને દેખી બે હાથ જોડી કપાળે લગાડીને પ્રણામ કરીએ તે પહેલો અંજલિબદ્ધ પ્રણામ ૧. કેડ ઉપરનો ભાગ લગારેક નમાવીને પ્રણામ કરીએ તે બીજો અર્ધાવનત પ્રણામ ૨. બે ઢીંચણ, બે હાથ, અને મસ્તક એ પંચાંગ નમાવી ખમાસણ દઇએ તે ત્રીજો પંચાંગ પ્રણામ ૩.

૪ **ત્રણ પ્રકારની પૂજાઃ**—ભગવાનને અંગે કેસર, ચંદન, પુષ્પ વગેરે ચડાવવાં તે પહેલી અંગપૂજા ૧. ધૂપ, દીપ, અને નૈવેદ્યાદિ ભગવાનની આગળ મૂકવા રૂપ બીજી અગ્રપૂજા ૨. ભગવાનની આગળ સ્તુતિ, સ્તોત્ર, ગીત, ગાન, નાટક આદિ કરવા રૂપ ત્રીજી ભાવપૂજા ૩.

૫ **ત્રણ અવસ્થાઃ**—પિંડસ્થ એટલે છદ્મસ્થાવસ્થા ૧. પદસ્થ એટલે કેવળિઅવસ્થા ૨. રૂપસ્થ એટલે સિદ્ધાવસ્થા ૩.

૬ જે દિશાએ જિનપ્રતિમા હોય, તે દિશા વિના બીજી ત્રણ દિશાએ ન જોવું.

૭ ચૈત્યવંદનાદિક કરતાં પગ મૂકવાની ભૂમિ ત્રણ વાર પૂંજવી.

૮ નમુત્થુણં વગેરે ભણતાં સૂત્ર શુદ્ધ બોલવું ૧. તેના અર્થ વિચારવા ૨. જિન-પ્રતિમાના સ્વરૂપનું આલંબન ધારવું ૩.

ફળને બદલે ઉલટો અનર્થ ઉપજે છે. કહ્યું છે કે—'જેમ ઔષધ અવિધિથી અપાય તો ઉલટો અનર્થ ઉપજે છે, તેમ ધર્માનુષ્ઠાનમાં અવિધિ થાય તો નરકાદિકના દુઃખ સમુદાયને નિપજાવે એવો મ્હોટો અનર્થ થાય છે.' ચૈત્યવંદન આદિ ધર્માનુષ્ઠાનમાં અવિધિ થાય તો સિદ્ધાંતમાં તેનું પાયશ્ચિત્ત પણ કહ્યું છે. **મહાનિશીથ સૂત્ર**ના સાતમા અધ્યયનમાં કહ્યું છે કે—'જો અવિધિથી ચૈત્યવંદન કરે, તો તેને પ્રાયશ્ચિત્ત લાગે; કારણ કે, અવિધિથી ચૈત્યવંદન કરનારો પુરૂષ બીજા સાધર્મિઓને અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે.' દેવતા, વિદ્યા અને મંત્રની આરાધના પણ વિધિથી કરી હોય તોજ ફળસિદ્ધિ થાય છે. નહિ તો તત્કાળ અનર્થાદિક થાય છે.

---

૯ **ત્રણ મુદ્રા.**—બે હાથની દશે આંગળીઓ માંહો માંહે મેલવી કમળના ડોડાને આકારે હાથ જોડી પેટ ઉપર કોણી રાખવી તે પહેલી યોગમુદ્રા ૧. બે પગના આંગળાંની વચમાં આગળથી ચાર આગળનો અને પાછળથી કાંઇક ઓછું અંતર રાખી કાઉસ્સગ્ગ કરવો તે બીજી જિનમુદ્રા ૨. બે હાથ ભેગા કરી કપાળે લગાડવા તે ત્રીજી મુક્તાસુક્તિમુદ્રા ૩.

૧૦ **ત્રણ પ્રણિધાનઃ**—જાવંતિ ચેઇયાઈં એ ગાથાએ કરી ચૈત્ય વાંદવા રૂપ પ્રથમ પ્રણિધાન ૧. જાવંત કેવિ સાહૂ એ ગાથાએ કરી ગુરૂને વાંદવા રૂપ બીજું પ્રણિધાન ૨. જયવીયરાય કહેવા રૂપ ત્રીજું પ્રણિધાન જાણવું અથવા મન, વચન અને કાયાનું એકાગ્રપણું કરવું તે રૂપ ત્રણ પ્રણિધાન જાણવાં. આ દશત્રિક છે.

૨ પ્રભુ આગળ જવાનો એટલે દેહરાસરમાં પ્રવેશ કરવાનો વિધિ તે અભિગમ ૫ પ્રકારનો છે. ( અભિ = સન્મુખ, ગમ જવું એ અર્થથી ).

૩ સ્ત્રીઓએ પ્રભુથી ડાબા પડખે રહેવું, અને પુરૂષોએ જમણા પડખે રહેવું તે ૨ દિશિ.

૪ પ્રભુથી દૂર રહેવું તે અવગ્રહ ૩ પ્રકારનો છે.

૫ જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ એ ૩ ભેદે ચૈત્યવંદના થાય છે, તે વંદના ના ત્રણ ભેદ.

૬ પંચાગી મુદ્રાએ ( ૫ અંગ વડે ) પ્રણિપાત = નમસ્કાર કરવો અથવા ખમાસમણ દેવું તે ૧ ભેદ.

૭ પ્રભુની ગુણપ્રશંસાવાળા ૧ થી ૧૦૮ શ્લોક બોલવા તે નમસ્કાર નો ૧ ભેદ.

૮ ચૈત્યવંદનનાં ૯ સૂત્રોમાં ( બીજીવાર બોલાતાં સૂત્રો બીજીવાર ન ગણીએ એવા ) ૧૬૪૭ અક્ષર છે, તે ૧૬૪૭ વર્ણ ગણાય.

૯ ચૈત્યવંદનનાં ૯ સૂત્રોમાં ( એક સરખું પદ બીજીવાર બોલાતાં ન ગણીએ એવાં ). ૧૮૧ પદ એટલે અર્થ સમાપ્તિ દર્શક વાકયો છે.

૧૦ એક શ્વાસોચ્છવાસ જેટલા કાળમાં બોલવા યોગ્ય શબ્દોનું વાકય અથવા ગાથાનું ૧ ચરણ તે સંપદા ( અથવા મહાપદ અથવા વિરતિ અથવા વિસામા ) કહેવાય, તેવી સંપદાઓ ૯૭ છે.

## વિધિ અવધિ ઉપર ચિત્રકારનું દૃષ્ટાન્ત.

અયોધ્યા નગરીમાં સુરપ્રિય નામે યક્ષ છે. તે પ્રતિવર્ષે યાત્રાને દિવસે જો રંગવા આવ્યો હોય, તો રંગનાર ચિત્રકારને હણે, અને ન રંગવા આવ્યો હોય તો નગરના લોકોને હણે. પછી ભયથી ચિત્રકારો નાસભાગ કરવા લાગ્યા. ત્યારે રાજાએ માંહોમાંહે જામીન વગેરે લઇને સર્વે ચિત્રકારોને બેડીથી બાંધ્યા હોય એ રીતે નગરમાં રાખ્યા. પછી એક ઘડામાં સર્વેના નામોની ચિઠ્ઠીઓ નાંખી. જેના નામની ચિઠ્ઠી નીકળે તે, ચિત્રકાર તે યક્ષને રંગે. એક વખત કોઇ વૃદ્ધસ્ત્રીના પુત્રનું નામ નીકળ્યું, ત્યારે તે ડોશી રોવા લાગી એટલામાં કોશાંબી નગરીથી કેટલાક દિવસ ઉપર આવેલો એક ચિત્રકારનો પુત્ર હતો. તેણે "નક્કી અવિધિથી યક્ષ ચિત્રાય છે." એમ ચિંતવી વૃદ્ધસ્ત્રીને દૃઢતાથી કહ્યું કે, "હું યક્ષને ચિત્રીશ" પછી તે ચિત્રકારના પુત્રે છઠ્ઠ કર્યો. શરીર, વસ્ત્ર, જાત જાતના રંગ, પીછીઓ પ્રમુખ સર્વ વસ્તુ પવિત્ર જોઇને લીધી, મુખે આઠપડનો મુખકોશ બાંધ્યો અને બીજો પણ વિધિ સાચવી

---

૧૧ નમુત્થુણં—અરિહંતચેઇયાણં—લોગસ્સ—પુક્ખરવરદી—અને સિદ્ધાણં બુદ્ધાણં એ પાંચ સૂત્રો તે ૫ દંડકસૂત્ર કહેવાય છે.

૧૨ પાંચ દંડકસૂત્રોમાં અધિકાર ( એટલે મુખ્ય વિષય ) ૧૨ છે.

૧૩ અરિહંત–સિદ્ધ–મુનિ–અને સિદ્ધાન્ત એ ચાર વંદનીય ( વંદના કરવા યોગ્ય ) છે.

૧૪ જે વંદનયોગ્ય નહિ પરન્તુ સ્મરણીય = માત્ર સ્મરણ કરવા યોગ્ય તે ૧ શાસનદેવ છે.

૧૫ નામ સ્થાપના દ્રવ્ય અને ભાવથી ૪ પ્રકારના જિન = અરિહંત.

૧૬ થોય એટલે સ્તુતિ તે એકજ થોયજોડામાં ૪ પ્રકારની કહેવામાં આવે છે.

૧૭ ચૈત્યવંદન કરવાથી જે આઠ પ્રકારનાં ફળ મેળવવાની ઇચ્છા રાખવામાં આવે છે તે ૮ નિમિત્ત.

૧૮ તે ૮ પ્રકારનાં ફળ પ્રાપ્ત કરવામાં જે સાધન ( કારણરૂપ ) તે ૧૨ હેતુ.

૧૯ કાઉસ્સગ્ગ કરતી વખતે જે ૧૬ પ્રકારની છૂટ રાખવી કે જે કરવાથી કાઉસ્સગ્ગનો ભંગ ન ગણાય તે ૧૬ આગાર ( એટલે અપવાદ ).

૨૦ કાઉસ્સગ્ગમાં જે ૧૯ દોષ નિવારવા યોગ્ય છે તે ૧૯ દોષ.

૨૧ કયાં સુધી કાઉસ્સગ્ગમાં રહેવું ? તેનો કાળનિયમ દર્શાવવો તે ૧ ભેદ.

૨૨ પ્રભુની આગળ સ્તવન કેવા પ્રકારનું કહેવું ? તે દર્શાવવાનો ૧ ભેદ.

૨૩ એક દિવસમાં ૭ વાર ચૈત્યવંદન કયે કયે વખતે કરવું ? તે દર્શાવવું, તેના ૭ ભેદ.

૨૪ દેહાસરમાં અથવા પ્રભુની આગળ અવિનય જણાવનારૂં અતિકૂળ વર્ત્તન તે આશાતના ૧૦ પ્રકારની ( મોટી આશાતના ) કહેવાય છે, કે જે અવશ્ય ત્યાગ કરવા યોગ્ય છે.

એ પ્રમાણે ૩૦+૫+૨+૩+૩+૧+૧+૧૬૪૭+૧૮૧+૯૭+૫+૧૨+૪+૧+૪+૪+૮+૧૨ +૧૬+૧૯+૧+૧+૭+૧૦=૨૦૭૪ ઉત્તરભેદ થયા.

તે યક્ષને ચિતર્યો, અને પગે લાગીને યક્ષની ક્ષમા માગી. તેથી સુરપ્રિય યક્ષને પ્રસન્ન થયેલો જોઇ ચિત્રકાર પુત્રે વરદાન માગ્યું કે, "હે યક્ષ ! મારિનો ઉપદ્રવ ન કરવો" અર્થાત્ હવે કોઇને મારવો નહિં. યક્ષે તે વાત અંગીકાર કરી, વળી તેણે પ્રસન્નતાથી ચિત્રકાર પુત્રને કોઈ પણ વસ્તુના અવયવનો અંશમાત્ર જોવાથી વસ્તુનો સર્વ આકાર ચિત્રાય એવી અદ્ભૂત ચિત્રકલા આપી.

એક વખત કોશાંબી નગરીને વિષે રાજસભામાં ગએલા તે ચિત્રકાર પુત્રે ગોખમાંથી મૃગાવતી રાણીનો અંગૂઠો જોઈ, તે ઉપરથી તે રાણીનું યથાસ્થિત રૂપ ચિતર્યું. રાજાએ મૃગાવતીની સાથળ ઉપર તલ હતો, તે પણ છબીમાં કાઢેલો જોઇ ચિત્રકાર પુત્રને મારી નાંખવાની આજ્ઞા કરી. બીજા સર્વ ચિત્રકારોએ યક્ષના વરની વાત રાજાને કહી. ત્યારે રાજાએ પરીક્ષા કરવા માટે એક દાસીનું મુખમાત્ર દેખાડી રૂપ ચિતરવા કહ્યું. તે ચિત્રકાર પુત્રે બરાબર ચિત્રેલું જોઈ રાજાએ તેનો જમણો હાથ કાપી નાંખ્યો. ત્યારે ચિત્રકાર પુત્રે ફરીથી યક્ષની આરાધના કરી વરદાન મેળવી મૃગાવતીનું રૂપ ફરી વાર ડાબે હાથે ચીતર્યું, અને તે ચંડપ્રદ્યોત રાજાને દેખાડ્યું. પછી મૃગાવતીની માગણી કરવા માટે ચંડપ્રદ્યોતે કોશાંબી નગરીએ દૂત મોકલ્યો. તેનો ધિક્કાર કરેલો જોઈ ચંડપ્રદ્યોતે કોશાંબી નગરીને લશ્કરથી ચારે બાજૂએ વીંટી. છેવટે શતાનિક રાજા મરી ગયો, ત્યારે મૃગાવતીએ ચંડપ્રદ્યોતને કહેરાવ્યું કે, "ઉજ્જયિનીથી ઇંટો મંગાવીને કોટ કરાવ, અને નગરમાં અન્ન તથા ઘાસ ઘણું ભરી રાખવા કહે. પછી તારૂં ઇચ્છિત થશે" તે પ્રમાણે ચંડપ્રદ્યોત કરે છે એટલામાં વીર ભગવાન્ સમવસર્યા. ભિલના પૂછવાથી ભગવાને કહેલો "या सा सा सा" સંબંધ સાભળી મૃગાવતી રાણી અને ચંડપ્રદ્યોતની અંગારવતી પ્રમુખ આઠ રાણીઓએ દીક્ષા લીધી. એ રીતે વિધિ અવિધિ ઉપર દૃષ્ટાંત કહ્યું છે.

**આ ઉપરથી "અવિધિથી કરવા કરતાં ન કરવું તે સારૂં" એવા વિરૂદ્ધ પક્ષની કલ્પના ન કરવી.** કહ્યુ છે કે—'અવિધિએ કરવું, તે કરતાં ન કરવું એ સારૂં, એ વચન સિદ્ધાંત વિરૂદ્ધ છે. એમ સિદ્ધાંતના જાણ આચાર્યો કહે છે. કારણ કે, ન કરે તો ઘણું પ્રાયશ્ચિત્ત લાગે છે, અને અવિધિએ કરે તો થોડું લાગે છે. માટે ધર્માનુષ્ઠાન હમેશાં કરવું જોઇએ અને તે કરતાં સર્વ શક્તિથી વિધિ સાચવવાની યતના રાખવી. એમ કરવું એજ શ્રદ્ધાવંત જીવોનું લક્ષણ છે. કહ્યું છે કે—'શ્રદ્ધાવંત અને શક્તિમાન્ પુરૂષ વિધિથીજ સર્વ ધર્મક્રિયા કરે છે, અને કદાચિત્ દ્રવ્યાદિક દોષ લાગે તો પણ તે "વિધિથીજ કરવું" એવો વિધિને વિષેજ પક્ષપાત રાખે છે. જેમને વિધિપૂર્વક ધર્મક્રિયા કરવાનો યોગ મળી આવે છે, તે પુરૂષો તથા વિધિપક્ષની આરાધના કરનારા, વિધિપક્ષને બહુમાન આપનારા, વિધિપક્ષને દોષ ન દેનારા પુરૂષોને પણ ધન્ય છે. આસન્નસિદ્ધિ જીવોનેજ વિધિથી ધર્માનુષ્ઠાન કરવાનો સદાય પરિણામ થાય છે. તથા અભવ્ય અને દૂરભવ્ય હોય તેને તો વિધિનો ત્યાગ અને અવિધિની સેવા કરવાનો પરિણામ થાય છે. ખેતી, વ્યાપાર, સેવા આદિ

તથા ભોજન, શયન, બેસવું, આવવું, જવું, બોલવું ઇત્યાદિ ક્રિયા પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ વિગેરેને વિષે વિધિથી કરી હોય તો ફળવાળી થાય છે, નહીં તો અલ્પ ફળવાળી થાય છે.'

## અવિધિથી અલ્પ લાભ થાય છે તે ઉપર દૃષ્ટાન્ત.

કોઈ બે માણસોએ દ્રવ્યને અર્થે દેશાંતરે જઇ એક સિદ્ધ પુરૂષની ઘણી સેવા કરી. તેથી સિદ્ધ પુરૂષે પ્રસન્ન થઇ તેમને અદ્‌ભૂત પ્રભાવવાળા તુંબી ફળનાં બીજ આપ્યાં. તેનો સર્વ આમ્નાય પણ કહ્યો. તે આ રીતેઃ—'સો વાર ખેડેલાં ખેતરમાં તડકો ન હોય અને ઉક્ત વાર નક્ષત્રનો યોગ હોય, ત્યારે તે બીજ વાવવાં. વેલડી થાય ત્યારે કેટલાંક બીજ લઇને પત્ર, પુષ્પ, ફળ સહિત તે વેલડીને તેજ ખેતરમાં બાળવી. તેની રાખ એક ગદિયાણા ભાર લઇ ચોસઠ ગદિયાણા ભાર તાંબામાં નાંખી દેવી. તેથી સો ટચનું સુવર્ણ થાય.' એવી સિદ્ધ પુરૂષની શિખામણ લઇને તે બન્ને જણા ઘેર આવ્યા. તેમાં એક જણાને બરાબર વિધિ પ્રમાણે ક્રિયા કરવાથી સો ટચનું સોનું થયું. બીજાએ વિધિમાં કાંઇક કસુર કરી તેથી રૂપું થયું માટે સર્વ કાર્યમાં વિધિ થાય તો સંપૂર્ણ ફળ મળે છે. અને અવિધિથી ક્રિયા કરી હોય તો અલ્પ ફળ મળે છે. પૂજા આદિ પુણ્યક્રિયા કરી રહ્યા પછી અવિધિની કાંઇ આશાતના થઇ હોય, તો તે માટે મિથ્યાદુષ્કૃત દેવું.

**હવે પૂર્વાચાર્યો અંગપૂજાદિ ત્રણ પૂજાઓનું ફળ આવી રીતે કહે છેઃ—** 'પહેલી અંગપૂજા વિઘ્નની શાંતિ કરનારી છે, બીજી અગ્રપૂજા અભ્યુદય કરનારી છે, અને અને ત્રીજી ભાવપૂજા નિર્વાણની સાધક છે. એવી રીતે ત્રણે પૂજાઓ નામ પ્રમાણે ફળ આપનારી છે.'

**દ્રવ્યસ્તવ તથા પૂજાથી થતા લાભઃ**—પૂર્વે કહેલી અગ્રપૂજા, અંગ પૂજા, ચૈત્ય કરાવવાં, જિનબિંબની સ્થાપના કરાવવી, અને તીર્થયાત્રા કરવી ઇત્યાદિ સર્વ દ્રવ્યસ્તવ જાણવું. કહ્યું છે કે—'જિનમંદિરનું નિર્માપન જિનબિંબની પ્રતિષ્ઠા, યાત્રા, પૂજા આદિ ધર્માનુષ્ઠાન સૂત્રોમાં કહેલી વિધિ માફક કરવું. અને આ યાત્રા આદિ સર્વ દ્રવ્યસ્તવ છે. કારણકે, એ ભાવસ્તવનું કારણ છે.' 'જો પૂજા દરરોજ પરિપૂર્ણપણે કરી શકાય નહીં', તો છેવટે અક્ષતપૂજા અને દીપપૂજા કરવી. જળનું એક બિંદુ મહાસમુદ્રમાં નાંખવાથી તે જેમ અક્ષય થાય છે, તેમ વીતરાગને વિષે પૂજા અર્પણ કરીએ તો અક્ષય થાય. કેઇ ભવ્ય જીવો આ જિન પૂજારૂપ બીજથી આ સંસારરૂપ અટવીમાં દુઃખ ન પામતાં અત્યંત ઉદાર ભોગ ભોગવીને મોક્ષ પામ્યા છે.' 'પૂજાથી મનને શાંતિ થાય છે, મનની શાંતિથી શુભ ધ્યાન થાય છે, શુભ ધ્યાનથી મુક્તિ પામે છે, અને મુક્તિ પામવાથી નિરાબાધ સુખ થાય છે.'

**જિનભક્તિ પાંચ પ્રકારની છે** 'એક ફૂલ આદિ વસ્તુથી પૂજા કરવી. બીજી ભગવાનની આજ્ઞા પાળવી, ત્રીજી દેવદ્રવ્યનું સારી પેઠે રક્ષણ કરવું, ચોથી જિનમંદિરે ઉત્સવ કરવો. અને પાંચમી તીર્થયાત્રા કરવી.'

**દ્રવ્યસ્તવ આભોગથી અને અનાભોગથી એવી રીતે બે પ્રકારનું છે.** કહ્યું છે કે—'ભગવાનના ગુણનો જાણ પુરૂષ વીતરાગ ઉપર ઘણો પૂજ્ય ભાવ રાખી વિધિથી તથા ઘણા આદરથી જિનરાજની ઉત્તમ પ્રકારે પૂજા કરે, તે આભોગ દ્રવ્યસ્તવ જાણવું. આ આભોગ દ્રવ્યપૂજાથી સકળ કર્મનું નિર્દલન કરી શકે એવો ચારિત્રનો લાભ શીઘ્ર ઉત્પન્ન થાય છે. માટે સમ્યગ્દૃષ્ટિ જીવોએ આ પૂજાને વિષે પ્રવૃત્ત થવું.' 'પૂજાનો વિધિ બરાબર ન હોય, જિનભગવાનના ગુણોનું સારૂં જ્ઞાન ન હોય, પણ માત્ર શુભ પરિણામથી કરેલી જે પૂજા, તે અનાભોગ દ્રવ્યપૂજા કહેવાય છે. એ રીતે કરેલી અનાભોગ દ્રવ્યપૂજા પણ ગુણ-સ્થાનનું સ્થાનક હોવાથી ગુણકારીજ છે, કારણકે, એથી અનુક્રમે શુભ, શુભતર પરિણામ થાય છે, અને સમ્યક્ત્વનો લાભ થાય છે, ભાવિકાળે કલ્યાણ પામનારા ઘણા ધન્ય જીવોને 'ગુણ નહી જાણ્યા છતાં પૂજાદિ વિષયમાં જેમ અરિહંતના બિંબને વિષે પોપટ યુગલને ઉત્પન્ન થઇ,' તેમ પ્રીતિ ઉત્પન્ન થાય છે.' 'ભારેકર્મી અને ભવાભિનંદી જીવોને, આ પૂજાદિ વિષયમાં જેમ નિશ્ચયથી મરણ નજીક આવે, ત્યારે રોગી મનુષ્યને પથ્ય વસ્તુને વિષે જેમ દ્વેષ ઉત્પન્ન થાય છે, તેમ દ્વેષ ઉત્પન્ન થાય છે. માટે તત્વજ્ઞ પુરૂષ જિનબિંબને વિષે અથવા જિનેંદ્ર પ્રણીત ધર્મને વિષે અશુભ પરિણામનો અભ્યાસ થવાની બીકથી લેશ માત્ર પણ દ્વેષ ન થાય તેમ કાળજી રાખે છે.

પારકી જિનપૂજા ઉપર દ્વેષ કરવા સંબંધી

**કુંતલા રાણીની કથા.**

અવનિપુરમાં જિતશત્રુ રાજાને ઘણી ધર્મનિષ્ઠ એવી કુંતલા નામે પટરાણી હતી. તે બીજાને ધર્મને વિષે પ્રવર્તાવનારી હતી, માટે તેના વચનથી તેની સર્વ શોકયો ધર્મનિષ્ઠ થઇ, અને કુંતલા રાણીને ઘણું માનવા લાગી. એક વખત સર્વ રાણીઓએ નવાં જિન-મંદિર તૈયાર કરાવ્યાં. આથી કુંતલા રાણીના મનમાં ઘણી અદેખાઇ આવી, તે પોતાના મંદિરમાંજ સારી પૂજા, ગીત, નાટક વગેરે કરાવે, અને બીજી રાણીઓની પૂજા આદિનો દ્વેષ કરવા લાગી ખરેખર ખેદની વાત એ છે કે, મત્સર કેવો દુસ્તર છે! કહ્યું છે કે—'મત્સર રૂપ સાગરમાં સમજુ પુરૂષ રૂપ વહાણું પણ ડૂબી જાય છે. તો પછી પત્થર સરખા બીજા જીવ ડૂબી જાય એમાં શી નવાઇ? વિદ્યા, વ્યાપાર, કળાકૌશલ્ય, વૃદ્ધિ, ઋદ્ધિ, ગુણ, જાતિ, ખ્યાતિ, ઉન્નતિ વગેરેમાં માણસ અદેખાઇ કરે તે વાત જૂદી, પણ ધર્મમાં એ મત્સર કરે છે! તેઓને ધિક્કાર થાઓ! ધિક્કાર થાઓ!' શોકયો સરળ સ્વભાવની હોવાથી તેઓ હંમેશાં કુંતલા રાણીના પૂજા આદિ શુભકૃત્યને અનુમોદન આપતી હતી. અદેખાઇથી ભરેલી કુંતલા રાણી એકદા દુર્દૈવથી અસાધ્ય રોગે પીડાણી. રાજાએ આભરણ આદિ કિંમતી વસ્તુઓ તેની પાસે જે હતી તે સર્વ લઈ લીધી. પછી તે કુંતલા ઘણી અશાતા વેદનાથી મરણ પામી શોક્યની પૂજાનો દ્વેષ કરવાથી મરીને કુતરી થઇ. તે પૂર્વભવના અભ્યાસથી પોતાના ચૈત્યના બારણામાં બેસતી હતી. એક વખત ત્યાં કેવળી સમવસર્યા રાણીઓએ કેવળીને પૂછ્યું કે, "કુંતલા રાણી મરણ પામીને કઇ ગતિએ ગઇ?" કેવળીએ યથાર્થ

વાત હતી તે સર્વ કહી. તેથી રાણીઓના મનમાં ઘણો વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેઓ હંમેશાં તે કુતરીને ખાવા પીવા આપતી, અને સ્નેહથી કહેતી કે, "હા હા ! ધર્મિષ્ઠ ! એવી તેં કેમ ફોગટ આવો દ્વેષ કર્યો કે, જેથી ત્હારી આવી અવસ્થા થઈ.?" આ વચન સાંભળી તથા પોતાનું ચૈત્ય વગેરે જોઇ તેને (કુતરીને) જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાર પછી સંવેગ પામી તેણે સિદ્ધાદિકની સાક્ષીએ પોતે કરેલા દ્વેષ વગેરે અશુભ કર્મ આલોચ્યાં, અને અનશન કરી મરણ પામી વૈમાનિક દેવતા થઇ. દ્વેષ અદેખાઇનાં આવાં કડવાં ફળ છે માટે દ્વેષ કરવો જોઈએ નહિં.

ઇતિ દ્રવ્યસ્તવ

**ભાવસ્તવઃ**—સર્વે ભાવપૂજા અને જિનેશ્વરની આજ્ઞા પાળવી એ ભાવસ્તવ જાણવો. તે જિનાજ્ઞા સ્વીકાર રૂપ, અને પરિહાર રૂપ એવી રીતે બે પ્રકારની છે. તેમાં શુભકર્મનું સેવન કરવું તે સ્વીકાર રૂપ આજ્ઞા જાણવી. અને નિષિદ્ધનો ત્યાગ કરવો તે પરિહાર-રૂપ આજ્ઞા જાણવી. સ્વીકાર રૂપ આજ્ઞા કરતાં પરિહાર રૂપ આજ્ઞા શ્રેષ્ઠ છે. કારણ કે, નિષિદ્ધ એવા પ્રાણાતિપાત પ્રમુખ સેવન કરનારો મનુષ્ય ગમે તેટલું શુભકર્મ કરે, તો પણ તેથી તેને વિશેષ ગુણ થતો નથી. જેમ રોગી માણસના રોગની ચિકિત્સા ઔષધનો સ્વીકાર અને અપથ્યનો પરિહાર એ બે પ્રકારથી કરાય છે. રોગીને ઘણું સારૂં ઔષધ આપવા છતાં પણ તે જો પથ્ય (ચરી) પાળે નહિ, તો તેનો રોગ મટતો નથી વળી કહ્યું છે કે—'રોગ દવા વગર ફક્ત ચરીથીજ મટે છે, પણ ચરી ન પાળે તો સેંકડો દવાથી પણ રોગ મટે નહિં.' એ રીતે જિનભગવાન્‌ની ભક્તિ પણ નિષિદ્ધ આચરણ કરનારને વિશેષ ફળવાળી થાય નહિં. જેમ ચરી પાળનારનેજ દવાથી આરામ થાય છે, તેમ સ્વીકાર રૂપ અને પરિહાર રૂપ બે આજ્ઞાનો યોગ થાય તોજ સંપૂર્ણ ફળસિદ્ધિ થાય છે. શ્રી હેમચંદ્રસૂરિએ **વીતરાગ સ્તોત્રમાં** કહ્યું છે કે—'હે વીતરાગ ! તમારી પૂજા કરવા કરતાં તમારી આજ્ઞા પાળવી બહુ લાભકારી છે. કારણ કે, આજ્ઞાની આરાધના કરી હોય તો શિવસુખ અને વિરાધના કરી હોય તો ભવની વૃદ્ધિ થાય છે. હે વીતરાગ ! તમારી આજ્ઞા હમેશાં ત્યજવા યોગ્ય વસ્તુના ત્યાગ રૂપ અને આદરવા યોગ્ય વસ્તુના આદર રૂપ હોય છે. અર્થાત્ આશ્રવ સર્વથા છાંડવા યોગ્ય છે, અને સંવર સર્વથા આદરવા યોગ્ય છે.'

**પૂર્વાચાર્યોએ દ્રવ્યસ્તવનું અને ભાવસ્તવનું ફળ કહ્યું છે. તે આ રીતે છેઃ—** 'દ્રવ્યસ્તવની ઉત્કૃષ્ટપણે આરાધના કરી હોય તો બારમા અચ્યુત દેવલોક સુધી જાય છે, અને ભાવસ્તવની ઉત્કૃષ્ટપણે આરાધના કરી હોય તો અંતર્મુહૂર્તમાં નિર્વાણ પામે છે. દ્રવ્યસ્તવ કરતાં જો કે કાંઇક ષટ્‌કાય જીવોની ઉપમર્દનાદિક વિરાધના થાય છે, તો પણ કુવાને દષ્ટાંતે ગૃહસ્થ જીવનવાળાને તે (દ્રવ્યસ્તવ) કરવો ઉચિત છે. કારણકે, તેથી કર્તા (દ્રવ્યસ્તવનો કરનાર), દ્રષ્ટા (દ્રવ્યસ્તવનો જોનાર), અને શ્રોતા (દ્રવ્યસ્તવનો સાંભળનાર) એ ત્રણેને અગણિત પુણ્યાનુબંધિ પુણ્યનો લાભ થાય છે.'

**તે કુવાનું દૃષ્ટાંત આ રીતે છેઃ**—એક નવા ગામમાં લોકોએ કુવો ખોદવા માંડયો, ત્યારે તેમને તૃષા, થાક, કાદવથી મલિનતા વગેરે થયું; પણ જ્યારે કુવામાંથી પાણી નીક

બ્યુ, ત્યારે કેવળ તેમની તૃષાદિક તથા શરીર અને વસ્ત્ર પ્રમુખ વસ્તુ ઉપર ચઢેલા મલાદિક દૂર થયા, એટલુંજ નહિ પણ બીજા સર્વ લોકોનાં પણ તે દૂર થયા. અને હંમેશનું સર્વ પ્રકારે બધાને સુખ થયું, તેમ દ્રવ્યસ્તવની વાતમાં પણ જાણવું. **આવશ્યકનિર્યુક્તિમાં** કહ્યું છે કેઃ—'સર્વ વિરતિ ન પામેલા દેશવિરતિ જીવોને સંસારને પાતળા કરનારો એ દ્રવ્યસ્તવ કુવાને દૃષ્ટાંતે ઉચિત છે.' બીજે ઠેકાણે પણ કહ્યું છે કે—'આરંભને વળગી રહેલા ષટ્કાય જીવોની વિરાધનાથી વિરતિ ન પામેલા અને તેથીજ સંસાર અટવીમાં પડતા જીવોને દ્રવ્યસ્તવ એજ મ્હોટું આલંબન છે.' જે શ્રાવક વાયુ સરખા ચંચળ, નિર્વાણને અંતરાય કરનાર, ઘણા નાયકોના તાબામાં રહેલા, સ્વલ્પ અને અસાર એવા ધનથી સ્થિર ફળને આપનારી, નિર્વાણને સાધનારી, પોતાની સ્વાધીનતામાં રહેલી, ઘણું ફળ આપનારી અને સારભૂત એવી જિનેશ્વર ભગવાન્‌ની પૂજા કરીને નિર્મળ પૂણ્ય ઉપાર્જે છે, તેજ વણિક્ વાણિજ્ય કર્મમાં ઘણો નિપુણ સમજવો.'

**પૂજા કરવાથી થનાર ઉપવાસ ફળ.**

શ્રદ્ધાવંત મનુષ્ય "જિનમંદિરે જઇશ" એમ ચિંતવતાં એક ઉપવાસનું, જવા માટે ઉઠતાં છઠનું, જવાનું નક્કી કરતાં અઠ્ઠમનું, માર્ગે જતાં ચાર ઉપવાસનું, જિનમંદિરના બાહ્ય ભાગે જતાં પાંચ ઉપવાસનું, મંદિરની અંદર જતાં પંદર ઉપવાસનું અને જિન પ્રતિમાનું દર્શન કરતાં એક માસ ઉપવાસનું ફળ પામે છે. **પદ્મચરિત્રમાં** વળી આ પ્રમાણે કહ્યું છે કે—"શ્રદ્ધાવંત શ્રાવક '**જિનમંદિરે જઈશ**' એમ મનમાં ચિંતવતાં એક ઉપવાસનું, ઉઠતાં બે ઉપવાસનું, માર્ગે જવા લાગતાં ત્રણ ઉપવાસનું, જતાં ચાર ઉપવાસનું, થોડો માર્ગ ઉલ્લંઘતાં પાંચ ઉપવાસનું, અર્ધે માર્ગે જતાં પંદર ઉપવાસનું, જિનપ્રતિમાનું દર્શન કરતાં એક મહિનાના ઉપવાસનું, જિનમંદિરે પ્રવેશ કરતાં છ મહિનાના ઉપવાસનું મંદિરને બારણે જતાં બાર મહિનાના ઉપવાસનું, પ્રદક્ષિણા દેતાં સો વર્ષના ઉપવાસનું, અને જિનપ્રતિમાની પૂજા કરતાં હજાર વર્ષના ઉપવાસનું ફળ પામે, અને જ્યારે જિનભગવાન્‌ની સ્તુતિ કરે ત્યારે અનંત પુણ્ય પામે." 'પ્રમાર્જન કરતાં સો ઉપવાસનું, વિલેપન કરતાં હજાર ઉપવાસનું, માળા પહેરાવતાં લાખ ઉપવાસનું, અને ગીત વાજિંત્ર આદિ ભાવ પૂજા કરતાં અનંત ઉપવાસનું ફળ પામે.'

**પૂજા પ્રતિદિન ત્રણ ટંક કરવી.** કહ્યું છે કે–'પ્રાતઃકાળે કરેલી જિનપૂજા રાત્રે કરેલા પાપનો નાશ કરે છે, મધ્યાહ્ન સમયે કરેલી પૂજા જન્મથી માંડીને કરેલા પાપનો ક્ષય કરે છે, અને સંધ્યા સમયે કરેલી પૂજા સાત જન્મમાં કરેલા પાપ ટાળે છે. જળપાન આહાર, ઔષધ, નિદ્રા, વિદ્યા, દાન, ખેતી એ સાત વસ્તુ અવસરે કરી હોય તો સારૂં ફળ આપે છે, તેમ જિનપૂજા પણ અવસરે કરી હોય તો તે પણ ઘણું સારૂં ફળ આપે છે.' ત્રિકાળ જિનપૂજન કરનારો ભવ્ય સમકિતને શોભાવે છે અને છેવટે શ્રેણિક રાજાની પેઠે તીર્થંકર નામગોત્ર કર્મ બાંધે છે. જે પુરૂષ દોષ રહિત જિનભગવાનની ત્રિકાળ પૂજા કરે છે, તે ત્રીજે અથવા સાતમે આઠમે ભવે સિદ્ધિસુખ પામે છે. ચોસઠ ઇંદ્રો પરમ આદરથી

પૂજા કરે તોપણ ભગવાન્‌ની સંપૂર્ણ પૂજા કરી શકતા નથી. કારણકે, ભગવાન્‌ના ગુણ અનંત છે.' કહ્યું છે 'કે હે ભગવન્ ! અમે તમને નેત્રથી સંપૂર્ણ દેખી શકતા નથી, અને સારી પૂજાથી પરિપૂર્ણ આરાધી પણ શકતા નથી, પરંતુ ગુરૂભક્તિ રાગના વશથી અને આપની આજ્ઞા પાળવાને અર્થે પૂજાદિકને વિષે પ્રવૃત્તિ કરીએ છીએ.' દેવપૂજાદિ શુભકૃત્યમાં પ્રીતિ, બહુમાન અને સમ્યગ્‌વિધિ વિધાન સારી પેઠે સાચવવાં.

## પૂજાસંબંધી બહુમાન અને વિધિ સંબંધી રૂપીયાની ચૌભંગીનું દૃષ્ટાન્ત,

ખરૂ રૂપુ અને ખરી મુદ્રા એ પ્રથમ ભાંગો જાણવો. ખરૂ રૂપુ અને ખોટી મુદ્રા એ બીજો ભાંગો જાણવો. ખરી મુદ્રા અને ખોટુ રૂપુ એ ત્રીજો ભાંગો જાણવો. ખોટુ રૂપુ અને ખોટી મુદ્રા એ ચોથો ભાંગો જાણવો. એ રીતેજ દેવપૂજા આદિ કાર્યોમાં પણ સારૂં બહુમાન અને સારો વિધિ હોય તો પ્રથમ ભાંગો જાણવો. સારૂં બહુમાન હોય પણ સારો વિધિ ન હોય તો બીજો ભાંગો જાણવો. સારો વિધિ હોય, પણ સારૂં બહુમાન ન હોય તો ત્રીજો ભાંગો જાણવો. અને સારૂં બહુમાન ન હોય અને સારો વિધિ પણ ન હોય તો ચોથો ભાંગો જાણવો. **બૃહદ્‌ભાષ્યમાં** કહ્યું છે કે—આ વંદનાને વિષે રૂપા સરખું, પુરૂષના ચિત્તમાં રહેલું બહુમાન જાણવું અને સંપૂર્ણ બાહ્ય (બહાર રહેલી) ક્રિયા, મુદ્રા સમાન જાણવી. બહુમાન અને બાહ્યક્રિયા, એ બેનો સંપૂર્ણ યોગ મળે તો ખરા રૂપિયાની પેઠે સારી વંદના જાણવી. મનમાં બહુમાન છતાં પ્રમાદથી વંદના કરનારની વંદના બીજા ભાંગામાં કહેલા રૂપિયા જેવી જાણવી. કાંઇ વસ્તુના લાભને માટે સપૂર્ણ બાહ્યક્રિયા સાચવીને પણ વંદના કરનારની વંદના ત્રીજા ભાંગામાં કહેલા રૂપિયા સરખી જાણવી. મનમાં બહુમાન ન હોય અને બાહ્યક્રિયા પણ બરાબર ન હોય તો એ તત્ત્વથી વંદનાજ ન સમજવી.' મનમાં બહુમાન રાખનારા પુરૂષે દેશ કાળને અનુસરીને થોડી કિંવા ઘણી વંદના સંપૂર્ણ વિધિથી કરવી, એ ઉપરોક્ત વચનનો ભાવાર્થ છે.

### ધર્માનુષ્ઠાનના પ્રકાર.

જૈન શાસનમાં ધર્માનુષ્ઠાન ચાર પ્રકારનું કહ્યું છે. એક પ્રીતિ અનુષ્ઠાન, બીજું ભક્તિ અનુષ્ઠાન, ત્રીજું વચન અનુષ્ઠાન અને ચોથું અસંગ અનુષ્ઠાન. બાલાદિકને, જેમ રત્નને વિષે પ્રીતિ હોય છે, તેમ સરળ પ્રકૃતિવાળા જીવને જે પૂજા વંદનાદિ અનુષ્ઠાન કરતાં મનમાં પ્રીતિરસ ઉત્પન્ન થાય તે **પ્રીતિઅનુષ્ઠાન** જાણવું. શુદ્ધ વિવેકી ભવ્ય જીવને વિશેષ બહુમાનથી પૂજા અનુષ્ઠાન કરતાં જો ભક્તિસહિત પ્રીતિરસ ઉત્પન્ન થાય, તો તે **ભક્તિ અનુષ્ઠાન** જાણવું. જેમ પુરૂષ પોતાની માતાનું અને સ્ત્રીનું પાલણપોષણ વગેરે સરખુંજ કરે છે, તોપણ માતાનું પાલનાદિક બહુમાનથી કરે છે, અને સ્ત્રીનું પાલનાદિક પ્રીતિથી કરે છે. તેમ અહિં પ્રીતિ અનુષ્ઠાનમાં અને ભક્તિ અનુષ્ઠાનમાં પણ ભેદ જાણવો. જિનેશ્વર ભગવાનના ગુણનો જાણ ભવ્ય જીવ સૂત્રમાં કહેલી વિધિથી જો યથાર્થ વંદના કરે, તો તે **વચનાનુષ્ઠાન** જાણવું. એ વચનાનુષ્ઠાન ચારિત્રવંત પુરૂષને નિયમથી હોય છે. જે ભવ્ય જીવ ફળની આશા ન રાખનારો

શ્રુતના આલંબન વગર કેવળ પૂર્વના અભ્યાસના રસથીજ જે અનુષ્ઠાન કરે તે નિપુણ પુરૂષોએ **અસંગ અનુષ્ઠાન** જાણવું, એ જિનકલ્પી પ્રમુખને હોય છે. જેમ કુંભારના ચક્રનું ભ્રમણ પ્રથમ દંડના સંયોગથી થાય છે, તેમ વચન અનુષ્ઠાન આગમથી પ્રવર્તે છે. અને જેમ દંડ કાઢી લીધા પછી પણ પૂર્વ સંસ્કારથી ચક્ર ભમતું રહે છે, તેમ આગમના કેવળ સંસ્કારથી આગમની અપેક્ષા ન રાખતાં અસંગ અનુષ્ઠાન થાય છે. એ રીતે આપેલાં દૃષ્ટાન્તથી વચન અનુષ્ઠાનમાં અને અસંગ અનુષ્ઠાનમાં ભેદ સમજવો. પ્રથમ બાલાદિકને લેશમાત્ર, પ્રીતિથી અનુષ્ઠાન સંભવે છે, પણ ઉત્તરોત્તર નિશ્ચયથી અધિક ભક્તિ વગેરે ગુણની પ્રાપ્તિ થાય છે. માટે પ્રીતિ ભક્તિ વગેરે ગુણની પ્રાપ્તિ થાય છે. માટે પ્રીતિ ભક્તિ આદિ ચારે પ્રકારનું અનુષ્ઠાન પ્રથમ ભાંગામાં કહેલા રૂપિયા સરખું નિશ્ચયથી જાણવું. કારણ કે, પૂર્વાચાર્યોએ ચારે પ્રકારનું અનુષ્ઠાન મુક્તિને અર્થે કહ્યું છે. બીજા ભાંગામાં કહેલા રૂપિયા સરખું ધર્માનુષ્ઠાન પણ સમ્યગ્ ધર્માનુષ્ઠાનનું કારણ હોવાથી એકાંત દૂષિત ન જાણવું. કારણ કે, પૂર્વાચાર્યો કહે છે કે, દંભ કપટાદિ રહીત ભવ્ય જીવની અશુદ્ધ ધર્મક્રિયા પણ શુદ્ધ ધર્મ-ક્રિયા આદિનું કારણ થાય છે, અને તેથી અંદર રહેલું નિર્મળ સમ્યક્ત્વ રૂપ રત્ન બાહ્યમળનો ત્યાગ કરે છે. ત્રીજા ભાંગામાં કહેલા રૂપિયા સરખું ધર્માનુષ્ઠાન માયામૃષાદિ દોષ યુક્ત હોવાથી ખોટા રૂપિયાથી વ્યવહાર કરનારની પેઠે મહાન્ અનર્થ ઉત્પન્ન કરે છે. એ ત્રીજા ભાંગામાં કહેલા રૂપિયા સરખું ધર્માનુષ્ઠાન પ્રાયે ભવાભિનંદી જીવોને અજ્ઞાનથી, અશ્રદ્ધાથી અને ભારેકર્મિપણાથી થાય છે. ચોથા ભાંગામાં કહેલા રૂપિયા સરખું ધર્માનુષ્ઠાન તો નિશ્ચે આરાધના અને વિરાધનાથી રહિત છે. તે અભ્યાસના વશથી કોઈ વખત કોઈ જીવને શુભને અર્થે થાય છે. જેમ કોઇ શ્રાવકનો પુત્ર કાંઈ પણ પુણ્યકર્મ કર્યા વિના કેવળ હમેશાં જિનબિંબને જોતાં જોતાં મરણ પામ્યો, અને મત્સ્યપણે ઉત્પન્ન થયો, ત્યાં પ્રતિમાકાર મત્સ્યના દર્શનથી સમ્યક્ત્વ પામ્યો. એ ચોથા ભાંગાનું દૃષ્ટાંત જાણવું. એ રીતે દેવપૂજા આદિ ધર્મ-કૃત્યોમાં એકાંતથી પ્રીતિ અને બહુમાન હોય તથા વિધિપૂર્વક ક્રિયા કરવામાં આવે તો ભવ્ય જીવ યોગ્ય ફળ પામે છે. જરૂર પ્રીતિ, બહુમાન અને વિધિ વિધાન ( વિધિ માફક કરવું. ) એ ત્રણેને વિષે હંમેશાં સારી પેઠે યત્ન કરવો જોઈએ.

## પ્રીત બહુમાન અને વિધિપૂર્વક ધર્માનુષ્ઠાન કરવા સંબંધમાં ધર્મદત્તની કથા.

રાજપુર નગરમાં રાજધર નામે રાજા હતો. જેમની પાસે દેવાંગનાઓએ પોતાની રૂપ સંપદા જાણે થાપણજ મૂકી હોયની ! તેમ તે રાજાને પ્રીતિમતી પ્રમુખ પાંચસેં રાણીઓ હતી. એક પ્રીતિમતી રાણી વર્જીને સર્વે રાણીઓને એકેક પુત્ર હતો. પુત્ર ન હોવાથી વંધ્યા પ્રીતિમતી રાણી મનમાં ઘણોજ ખેદ પામવા લાગી. એક સમયે એક હંસનું બચ્ચું ઘરમાં બાળકની પેઠે રમતું હતું, તેને તેણે હાથ ઉપર લીધું. હંસે મનુષ્ય વાણીથી તે રાણીને કહ્યું કે “હે ભદ્રે ! હું અહિં યથેચ્છ છૂટથી રમતો હતો, તે મને તું નિપુણ છતાં કેમ રમાડવાની ઈચ્છાથી પકડે છે ? યથેચ્છ વિહાર કરનાર જીવોને બંધનમાં રહેવું મરણ સમાન છે. એકતો તું પોતે વંધ્યાપણું ભોગવે છે છતાં અશુભ કર્મ કેમ કરે છે ? શુભ કર્મથી

ધર્મ થાય છે, અને ધર્મથી પોતાનું વાંછિત સફળ થાય છે." પછી પ્રીતિમતીએ મનમાં ચમત્કાર અને ડર પામી હંસને કહ્યું કે, "હે ચતુરશિરોમણિ! તું મને એમ કેમ કહે છે? તને હું થોડીજ વારમાં મૂકી દઉં છું, પણ તે પહેલાં તને એક વાત પૂછું છું કે અનેક દેવતાઓની પૂજા, વિવિધ પ્રકારનાં દાન આદિ ઘણાં શુભકર્મ હું હમેશાં કરૂં છું, તો પણ શાપ પામેલી સ્ત્રીની પેઠે મને સંસારમાં સુખકર પુત્ર કેમ નથી થતો? પુત્ર વિના હું દુઃખી છું, તે તું શી રીતે જાણે છે, અને તું મનુષ્યની વાણી શી રીતે બોલે છે?" હંસ બોલ્યો. "હું તને લાભકારી વચન કહું છું. કે ધન, પુત્ર, સુખ આદિ સર્વેની પ્રાપ્તિ પૂર્વભવે કરેલા પૂણ્યની આધીનતામાં છે. આલોકે કરેલું શુભકર્મ તો વચ્ચે આવતા અંતરાયોને દૂર કરે છે. બુદ્ધિહીન મનુષ્યો જે તે દેવતાની બાધા આખડી રાખેછે, તે મિથ્યા છે, અને તેથી મિથ્યાત્વ લાગે છે. એક જિનપ્રણીત ધર્મજ જીવોને આલોકમાં તથા પરલોકમાં વાંછિત વસ્તુનો દાતાર છે. જો જિનધર્મથી વિઘ્નથી શાંતિ વગેરે ન થાય, તો પછી બીજા ઉપાયથી કયાંથી થવાની? જે અંધકાર સૂર્યથી દૂર થઈ શકે નહી, તે કાંઈ બીજા ગ્રહથી ઓછો દૂર થાય? માટે તું કુપથ્ય સરખા મિથ્યાત્વને છોડી દે, અને રૂડા પથ્યસમાન અર્હદ્ધર્મની આરાધના કર. તેથી આલોકમાં તથા પરલોકમાં પણ ત્હારા મનોરથ ફળીભૂત થશે."

હંસ આટલું કહી ઉડી ગયો. પ્રીતિમતી રાણીએ સદ્ગુરૂ પાસેથી શ્રાવક ધર્મનો અંગીકાર કર્યો. અને ત્રિકાળ જિનપૂજા કરનારી પ્રીતિમતી રાણી અનુક્રમે સુલસા શ્રાવિકા જેવી થઈ. એક વખતે રાજધર રાજાના ચિત્તમાં એવી ચિંતા ઉત્પન્ન થઈ કે "હજી પટ્ટરાણીને એકે પુત્ર થયો નથી, અને બીજી રાણીઓને તો સેંકડો પુત્ર છે. એમાં રાજ્યને યોગ્ય કોણ હશે?" રાજા એવી ચિંતામાં છે, એટલામાં રાત્રે સ્વપ્નમાં જાણે સાક્ષાત્‌જ હોયની! એવા કોઈ દિવ્ય પુરૂષે આવી રાજાને કહ્યું. "હે રાજન્! રાજ્યને યોગ્ય પુત્રની તું ફોકટ ચિંતા ન કર, કલ્પવૃક્ષ સમાન એક જિનધર્મનીજ તું તારે આરાધના કર. તેથી આ લોક અને પરલોકમાં ત્હારી ઈષ્ટ સિદ્ધિ થશે." આ સ્વપ્ન જોવાથી રાજધર રાજા પવિત્ર થઈ હર્ષથી જિનપૂજા આદિ કરવા રૂપ જિનધર્મની આરાધના કરવા લાગ્યો. કારણકે એવું સ્વપ્ન જોયા પછી કોણ આળસ્યમાં રહે? પછી કેટલાક વખત બાદ કોઇ ઉત્તમ જીવ હંસ જેમ સરોવરમા અવતરે તેમ પ્રથમ અરિહંતની પ્રતિમા સ્વપ્નમાં દેખાડી પ્રીતિમતીની કૂખમાં અવતર્યો. તેથી સર્વ લોકો આનંદ પામ્યા. અને તે ગર્ભના પ્રભાવથી પ્રીતિમતી રાણીને મણિરત્નમય જિનમંદિર અને જિનપ્રતિમા કરાવવી તથા તેની પૂજા કરવી ઈત્યાદિ દોહલો ઉત્પન્ન થયો. દેવતાઓની કાર્યસિદ્ધિ મનમાં ચિંતવતાંજ થઇ જાય છે, રાજાઓની કાર્યસિદ્ધિ મુખમાંથી વચન નિકળતાં વારજ થાય છે, ધનવંત લોકોની કાર્યસિદ્ધિ ધનથી તત્કાળ થાય છે, અને બાકી રહેલા મનુષ્યોની કાર્યસિદ્ધિ તો પોતે અંગે મહેનત કરે ત્યારે થાય છે. પ્રીતિમતિનો દોહલો દુઃખથી પૂર્ણ કરાય એવો હતો, તો પણ રાજાએ ઘણા હર્ષથી તેનો સંપૂર્ણ દોહલો તત્કાળ પૂર્ણ કર્યો. અને પૂર્ણકાળે મેરૂ પર્વત ઉપરની ભૂમિ પારિજાત કલ્પવૃક્ષને પ્રસવે, તેમ પ્રતિમતી રાણીએ પુત્રનો જન્મ આપ્યો.

રાજધર રાજા પુત્રનો જન્મ સાંભળી ઘણોજ હર્ષ પામ્યો તેણે પુત્રનો જન્મોત્સવ કર્યો, અને પુત્રનું ધર્મ કરવાથી પ્રાપ્ત થયેલ હોવાથી ધર્મદત્ત એવું નામ રાખ્યું. એક દિવસે ઉત્સવ પૂર્વક આનંદથી તે પુત્રને જિનમંદિરે લઈ જઇ અરિહંતની પ્રતિમાને નમસ્કાર કરાવી ભગવાન્ આગળ નમાડ્યો. ત્યારે સંતુષ્ટ થયેલી પ્રીતિમતી રાણી પોતાની સખીને કહેવા લાગી કે, "હે સખી! તે ચતુર હંસે ચિત્તમાં ચમત્કાર ઉત્પન્ન કરે એવો ઘણોજ ઉપકાર મ્હારા ઉપર કર્યો છે. તે હંસના વચન પ્રમાણે ધર્મ કરવાથી નિર્ધન પુરૂષ જેમ દૈવયોગથી પોતાથી મેળવી ન શકાય-એવો નિધિ પામે, તેમ મ્હારાથી મેળવી ન શકાય એવું જિનધર્મ રૂપ એક રત્ન અને બીજું આ પુત્રરત્ન હું પામી." પ્રીતિમતી આમ બોલે છે, એટલામાં માંદા માણસની પેઠે તે બાળક એકાએક આવેલી મૂર્છાથી તત્કાળ બેભાન થઇ ગયું, અને તેની પાછળ તેની માતા પણ આકરા દુઃખથી મૂર્છા ખાઈ બેભાન થઈ ગઇ. તુરત પરિવારના તથા આસપાસના લોકોએ 'દૃષ્ટિદોષ અથવા કોઈ દેવતાની પીડા વગેરે હશે,' એમ મનમાં કલ્પના કરી ઘણા ખેદથી ઉંચે સ્વરે પોકાર કર્યો કે, "હાય હાય! માતા અને પુત્ર એ બન્નેને એકદમ આ શું થયુ?" ક્ષણમાત્રમાં રાજા, પ્રધાન પ્રમુખ લોકોએ ત્યાં આવી બન્ને માતા પુત્રને શીતળ ઉપચાર કર્યા. તેથી થોડીવારમાંજ બાળક અને તેની પાછળ તેની માતા પણ સચેતન થઈ. ત્યારબાદ રાજપુત્રને ઉત્સવ સહિત રાજ્યમહેલે લઈ ગયા. તે દિવસે રાજપુત્રની તબીયત સારી રહી. તેણે વારંવાર દૂધપાન વગેરે કર્યું. પણ બીજે દિવસે શરીરની પ્રકૃતિ સારી છતાં અરૂચિવાળા માણસની માફક તે બાળકે દૂધ પીધું નહિં, અને ચઉવિહાર પચ્ચક્ખાણ કરનારની પેઠે ઔષધ વગેરે પણ ન લીધું. તેથી તે બાળકના માતાપિતા, મંત્રી, નગરના લોકો એ સર્વ ઘણા દુઃખી થયા. અને શું કરવું? તે કોઇને સૂઝયું નહિં. ત્યારે જાણે બાળકના પુણ્યથી ખેંચાયેલાજ હોયની! એવા એક ચારણ મુનિરાજ મધ્યાહ્ન સમયે આકાશમાંથી ઉતર્યા. પ્રથમ પરમ પ્રીતિથી બાળકે અને તે પછી રાજા આદિ લોકોએ મુનિરાજને વંદના કરી. રાજાએ સૌ પ્રથમ બાળકે દૂધ વગેરે ત્યાગ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે મુનિરાજે સ્પષ્ટ કહ્યું કે, "હે રાજન્! આ બાળકને રોગાદિકની અથવા બીજી કાંઈ પણ પીડા નથી. એને તમે જિનપ્રતિમાના દર્શન કરાવો. એટલે એ હમણાં દૂધપાન વગેરે કરશે." મુનિરાજના વચન પ્રમાણે તે બાળકને જિનમંદિરે લઈ જઈ દર્શન, નમસ્કાર આદિ કરાવ્યું. ત્યારે તે પૂર્વની માફક-દૂધ પીવા લાગ્યો, અને તેથી સર્વ લોકો આશ્ચર્ય અને સંતોષ પામ્યા. ફરીથી રાજાએ મુનિરાજને પૂછ્યું કે, "આ શું ચમત્કાર?" મુનિરાજે કહ્યું. "હે રાજન્! તમને એ વાત એના પૂર્વભવથી માંડીને કહું છું તે સાંભળો.

પુરિકા નામે નગરીમાં દીન જીવ ઉપર દયા અને શત્રુ ઉપર ક્રૂરદૃષ્ટિ રાખનારો કૃપ નામે રાજા હતો બુદ્ધિથી બૃહસ્પતિની બરાબરી કરી શકે એવો તે રાજાનો ચિત્રમતિ નામે મંત્રી હતો; અને દ્રવ્યથી કુબેરની બરાબરી કરનારો વસુમિત્ર નામે શ્રેષ્ઠી તે મંત્રીનો

મિત્ર હતો. અને તેને નામથી એક અક્ષરે ઓછો, પણ ઋદ્ધિથી બરાબરીનો એવો સુમિત્ર નામે એક ધનાઢય વણિક્પુત્ર મિત્ર હતો. અને તે સુમિત્રને ધન્ય નામે સેવક હતો. તે ધન્ય એક દિવસે ન્હાવા સારૂ સરોવરે ગયો. સારાં કમળ, સારી શોભા અને સારૂં જળ ધરાવનારા તે સરોવરમાં હાથીના બચ્ચાની પેઠે જળક્રીડા કરતાં તે ધન્યને દિવ્ય કમળ સરખું ઘણું સુગંધી હજાર પાંખડીવાળું કમળ મળ્યું. પછી તેને લઇ સરોવરમાંથી નીકળી ઘણા હર્ષથી ચાલતો થયો. અનુક્રમે માર્ગે જતાં ફૂલ ઉતારીને જતી માલીની ચાર કન્યાઓ તેને મળી. પૂર્વનો ઘણો પરિચય હોવાથી તે કન્યાઓએ કમળના ગુણ જાણી ધન્યને કહ્યું કે, “હે ભદ્ર! ભદ્રશાલ વનમાંના વૃક્ષનું ફૂલ જેમ અહિં દુર્લભ છે, તેમ આ કમળ પણ દુર્લભ છે. આ ઉત્તમ વસ્તુ ઉત્તમ પુરૂષનેજ માટે છે, માટે એનો ઉપયોગ જેવા તેવા પાત્રને વિષે કરીશ નહી.” ધન્યે કહ્યું. “જરૂર હું આ કમળનો ઉત્તમ પુરૂષને વિષેજ ઉપયોગ કરીશ.”

ત્યારબાદ ધન્યે વિચાર કર્યો કે, “સુમિત્ર સર્વે સજ્જનોમાં શ્રેષ્ઠ છે, અને મ્હારે પૂજ્ય છે,” કહ્યું છે કે ‘જેની આજીવિકા જે માણસથી ચાલતી હોય, તેને તે માણસ કરતાં બીજો ભાગ્યેજ વધુ સારો લાગે છે,’ ભોળા સ્વભાવના ધન્યે એમ વિચારી જેમ કોઇ દેવતાને ભેટણું આપવું હોય, તેમ સુમિત્રની પાસે જઈ વિનયથી નમસ્કાર કરી તેને યથાર્થ વાત કહી, પેલુ કમળ ભેટ કર્યું. ત્યારે સુમિત્રે કહ્યું કે, “મ્હારા શેઠ વસુમિત્ર સર્વે લોકોમાં ઉત્તમ હોવાથી તેમનેજ આ ઉત્તમ વસ્તુ આપવા યોગ્ય છે. તેમના મ્હારા ઉપર એટલા બધા ઉપકાર છે કે, હું અહોનિશ તેમનું દાસપણું કરૂં તોપણ તેમના ઋણમાંથી મુક્ત ન થાઉં.” સુમિત્રે એમ કહ્યાથી ધન્યે તે કમળ વસુમિત્રને ભેટ આપ્યું, ત્યારે વસુમિત્રે કહ્યું કે “આ લોકમાં મ્હારાં સર્વ કાર્ય સફળ કરનારો એક ચિત્રમતિ મંત્રીજ સર્વમાં ઉત્તમ છે.” વસુમિત્રના આ વચનથી ધન્યે તે કમળ ચિત્રમતિ મંત્રીને નજરાણા તરીકે આપ્યું, ત્યારે ચિત્રમતિએ કહ્યું કે, “મ્હારા કરતાં શ્રેષ્ઠ કૃપ રાજા છે. કારણકે તે પૃથ્વીનો અને પ્રજાનો અધિપતિ હોવાથી તેની દૃષ્ટિનો પ્રભાવ અદ્ભુત છે. કેમકે તેની ક્રૂરદૃષ્ટિ જો કોઈની ઉપર પડે તે ઘણો માતબર હોય તોપણ કંગાળ જેવો થઈ જાય છે, અને તેની કૃપાદૃષ્ટિ જેની ઉપર પડે તો તે કંગાળ હોય તો પણ માતબર થાય છે.” ચિત્રમતિનાં આવાં વચનથી ધન્યે તે કમળ કૃપ રાજાને આપ્યું. કૃપ રાજા પણ જિનેશ્વર ભગવાનની અને સદ્ગુરૂની સેવા કરવામાં ખુબ તત્પર હતો, તેથી તેણે કહ્યું કે, “જેના ચરણકમળને વિષે મ્હારા જેવા રાજાઓ ભ્રમરની પેઠે તલ્લીન રહે છે, તેજ સદ્ગુરૂ સર્વમાં શ્રેષ્ઠ છે, પણ તેમનો યોગ સ્વાતિ નક્ષત્રના જળની પેઠે ભાગ્યેજ મળે છે.”

કૃપ રાજા એમ કહે છે, એટલામાં કોઇ ચારણ મુનિ દેવતાની પેઠે આ પ્રમાણે આકાશમાંથી ઉતર્યા. ઘણી આશ્ચર્યની વાત છે કે, આશા રૂપ વેલડી કેવી રીતે સફળ થાય છે! કૃપ રાજા આદિ લોકો તે મુનિરાજને બહુમાનપૂર્વક આસન દઈ, વંદના આદિ કરી પોતપોતાને ઉચિત સ્થાનકે બેઠા. પછી ધન્યે વિનયથી તે કમળનું મુનિરાજ આગળ

માટલું મૂક્યું. ત્યારે ચારણ મુનિએ કહ્યું કે, "જો તારતમ્યતાથી કોઈ પણ મનુષ્યને વિષે ઉત્કૃષ્ટપણું આવતું હોય તો તેનો છેડો અરિહંતને વિષેજ આવવો યોગ્ય છે. કારણકે, અરિહંત ત્રણે લોકમાં પૂજ્ય છે. માટે ત્રણ જગત્માં ઉત્તમ એવા અરિહંતનેજ આ કમળ તારે ધારણ કરવું ઉચિત છે. આલોક અને પરલોકે વાંછિત વસ્તુ આપનારી તે અરિહંતની પૂજા એક કામધેનુ સમાન છે." ભદ્રક સ્વભાવનો ધન્ય, ચારણ મુનિના વચનથી હર્ષ પામ્યો, અને પવિત્ર થઈ જિનમંદિરે જઈ તેણે તે કમળ ભાવથી ભગવાન્ને મસ્તકે છત્રની માફક ચઢાવ્યું. તે કમળથી ભગવાન્નું મસ્તક જેમ મુકુટ પહેરાવવાથી શોભે, તેમ શોભવા લાગ્યું. તેથી ધન્યના મનમાં ઘણોજ આનંદ ઉત્પન્ન થયો. પછી તે ધન્ય સ્વસ્થ મન કરી ક્ષણ માત્ર શુભ ભાવના ભાવવા લાગ્યો, એટલામાં તે માળીની ચારે કન્યાઓ ત્યાં ફૂલ વેચવા આવી ત્યારે ધન્યે અરિહંતને મસ્તકે મૂકેલું તે કમળ તેમના જોવામાં આવ્યું. તેમણે પણ તે શુભ કર્મની અનુમોદના દઈ એક એક ઉત્કૃષ્ટ ફૂલ ભગવાનની પ્રતિમા ઉપર સમકાળે ચઢાવ્યું. ઠીકજ છે કે શુભ અથવા અશુભ કર્મ કરવું, ભણવું, ગણવું, દેવું, લેવું, કોઇને માન આપવું, શરીર સંબંધી અથવા ઘર સંબંધી કાંઇ કાર્ય કરવું, ઈત્યાદિ કૃત્યને વિષે ભવ્ય જીવની પ્રવૃત્તિ પ્રથમ ભગવાનનું દર્શન કરીનેજ કરવાની હોય છે. ત્યારબાદ હર્ષથી પોતાના જીવનને ધન્ય માનતો ધન્ય અને તે ચાર કન્યાઓ પોતપોતાને ઘેર ગયાં. કૃપ રાજા, ચિત્રમતિ મંત્રી, વસુમિત્ર શ્રેષ્ઠી અને સુમિત્ર વણિક્પુત્ર એ ચારે જણાએ ચારણ મુનિના ઉપદેશથી શ્રાવકધર્મ આદર્યો, અને અનુક્રમે તેઓ સૌધર્મ દેવલોકે ગયા. ધન્ય પણ અરિહંત ઉપર ભક્તિ રાખવાથી સૌધર્મ દેવલોકે મહર્દ્ધિક દેવતા થયો; અને તે ચારે માળીની કન્યાઓ તેની (ધન્યની) મિત્ર-દેવતા થઈ. કૃપ રાજાનો જીવ દેવલોકથી ચ્યવી ગગનવલ્લભ નગરમાં ચિત્રગતિ નામે વિદ્યાધર રાજા થયો. મંત્રીનો જીવ દેવલોકથી ચ્યવી ચિત્રગતિ વિદ્યાધરનો પુત્ર થયો. અને તે પુત્રનું વિચિત્રગતિ નામ રાખ્યું. વિચિત્રગતિએ યૌવન અવસ્થામાં રાજ્યના લોભથી બાપને મારી નાંખવા માટે ગુપ્ત વિચાર કર્યો. પરંતુ ગોત્રદેવીએ તે સર્વ ગુપ્ત વિચાર ચિત્રગતિને કહ્યો. ચિત્રગતિ તેજ સમયે ઉજ્વલ વૈરાગ્ય પામ્યો, અને વિચાર કરવા લાગ્યો કે, "મેં પૂર્વભવે પુણ્ય ઉપાર્જ્યું નહિં, તેથી પોતાનાજ પુત્રથી પશુની માફક મરણ અને માઠી ગતિ પામવાનો પ્રસંગ આવ્યો, તો હજી પણ હું ચેતી જાઉં." એમ ચિંતવી મનના અધ્યવસાય નિર્મળ થવાથી તેણે તેજ વખતે પંચમુષ્ટિ લોચ કર્યો. દેવતાઓએ આવી સાધુનો વેષ આપ્યો. ત્યારે ઉત્તમ બુદ્ધિવાળા તે ચિત્રગતિએ પંચ મહાવ્રત આદર્યાં. પછી પશ્ચાતાપ પામેલા વિચિત્રગતિએ ચિત્રગતિને ખમાવ્યા, અને ફરીથી રાજ્ય ઉપર બેસવા ઘણી વિનંતિ કરી. ચિત્રગતિએ ચારિત્ર લેવાની વાત જેવી રીતે બની, તે સર્વ કહી પવનની પેઠે અપ્રતિબદ્ધ વિહાર કર્યો. અને છેવટે તે ચિત્રગતિ મુનિરાજને અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું.

(ચિત્રગતિ મુનિ રાજાને કહે છે કે) હવે વસુમિત્રનો જીવ દેવલોકથી ચ્યવીને તું રાજા થયો, અને સુમિત્રનો જીવ ચ્યવીને ત્હારી પ્રીતિમતી નામે રાણી થયો. એ રીતે તમારી

બન્નેની પ્રીતિ પૂર્વભવથી દૃઢ થયેલી છે. પોતાનું ઉત્કૃષ્ટ શ્રાવકપણું જણાવવાને અર્થે કોઇ વખત સુમિત્રે કાંઈક કપટ કર્યું, તેથી તે સ્ત્રીપણું પામ્યો. અને "મ્હારા કરતાં પહેલાં મ્હારા ન્હાના ભાઈને પુત્ર ન થાઓ." એમ ચિંતવ્યું, તેથી આ ભવમાં તેને ઘણા વખત પછી પુત્ર થયો, ધન્યના જીવે દેવતાના ભવમાં એક દિવસે સુવિધિ જિનેશ્વરને પૂછ્યું કે, "હું અહિંથી ચ્યવીને ક્યાં ઉત્પન્ન થઈશ ?" ત્યારે તે ભગવાને તમારા બન્નેના પુત્ર થવાની વાત ધન્યના જીવને કહી. આથી ધન્યના જીવે વિચાર કર્યો કે, '**માતાપિતા ધર્મ પામ્યા ન હોય, તો પુત્રને ધર્મની સામગ્રી ક્યાંથી મળે ? મૂળ કુવામાં જો પાણી હોય, તોજ પાસેના હવાડામાં મળી આવે.**" એમ વિચારી પોતાને બોધિબીજનો લાભ થવા માટે હંસનું રૂપ ધારણ કરી રાણીને પ્રસ્તાવને ઉચિત વચનથી અને તમને સ્વપ્ન દેખાડીને બોધ કર્યો. એ રીતે ભવ્ય જીવો દેવતાના ભવમાં છતાં પણ પરભવે બોધિલાભ થવાને અર્થે ઉદ્યમ કરે છે" જ્યારે કેટલાએક લોકો મનુષ્ય ભવમાં પૂણ્યાઇથી પૂર્વે પામેલ ચિંતામણિરત્ન સમાન બોધિરત્નને (સમ્યક્ત્વને) ખોઈ બેસે છે.

તે સમ્યક્ત્વધારી દેવતા (ધન્યનો જીવ) સ્વર્ગથી ચ્યવીને તમારો બન્ને જણાનો પુત્ર થયો છે. તેથી એની માતાને સારાં સ્વપ્ન આવ્યાં અને સારા દોહલા ઉત્પન્ન થયા હતા, જેમ શરીર પછવાડે છાયા, પતિની પછવાડે પતિવ્રતા સ્ત્રી, ચંદ્રની પછવાડે ચંદ્રિકા, સૂર્યની પછવાડે તેનો પ્રકાશ, અને મેઘની પછવાડે વીજળી જાય છે, તેમ એની પછવાડે પૂર્વભવથી જિનભક્તિ આવેલી છે. તેથી દોહલા અને સ્વપ્નાં સારાં આવ્યાં. ગઈ કાલે એને જિનમંદિરે લઈ ગયા, ત્યારે ફરી ફરીને જિનપ્રતિમાને જોવાથી તથા હંસના આગમનની વાત સાંભળવાથી એને મૂર્ચ્છા આવી. અને પછી તત્કાળ તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી તેને પૂર્વભવનું સર્વકૃત્ય યાદ આવ્યું. અને એણે પોતાના મનથી એવો નિયમ લીધો કે, "જિનેશ્વર ભગવાનનું દર્શન અને વંદના કર્યાં વિના મ્હારે યાવજ્જીવ સુધી મુખમાં કાંઈ પણ નાંખવું નહિં."

આથી તમે તે કુમારને રોજ દર્શન કરાવવાનું રાખજો. નિયમ રહિત ધર્મ કરતાં નિયમ સહિત ધર્મનું અનંતગુણું અધિક ફળ છે. કહ્યું છે કે–નિયમ સહિત અને નિયમ રહિત એવો બે પ્રકારનો ધર્મ છે. તેમાં પહેલો ધર્મ થોડો ઉપાર્જ્યો હોય, તો પણ નિશ્ચયથી બીજા કરતાં અનંતગણું ફળ આપે છે. અને બીજો ધર્મ ઘણો ઉપાર્જ્યો હોય, તો પણ પ્રમાણવાળું અને અનિશ્ચિત ફળ આપે છે. જો કાંઇ પણ ઠરાવ કર્યા વગર કોઈને ઘણા કાળ સુધી ગમે તેટલું ઘણું દ્રવ્ય ધીર્યું હોય, તો પણ કિંચિત્‌માત્ર વ્યાજ ઉત્પન્ન થતું નથી. પણ જો ધીરતી વખતે ઠરાવ કર્યો હોય તો ધીરેલા દ્રવ્યની પ્રતિદિન વૃદ્ધિ થાય છે. એમ ધર્મના વિષયમાં પણ નિયમ કરવાથી વિશેષ ફળવૃદ્ધિ જાણવી. તત્ત્વનો જાણ પુરૂષ પણ અવિરતિનો ઉદય હોય તો શ્રેણિક રાજાની પેઠે વ્રત નિયમ લઈ શકતો નથી, જો અવિરતિનો ઉદય ન હોય તોજ વ્રતાદિ લઇ શકે છે. કસોટીના પ્રસંગે દૃઢતા રાખી નિયમનો ભંગ ન કરવાની ધીરજ તો આસનસિદ્ધિ જીવથીજ બની શકે છે. આ ધર્મદત્તે

પૂર્વભવથી આવેલી ધર્મરૂચિથી અને ભક્તિથી પોતાની એક મહિનાની ઉમ્મરે ગઇ કાલે નિયમ ગ્રહણ કર્યો. ગઇ કાલે જિનદર્શન અને જિનવંદના કર્યાં હતા, માટે એણે દૂધ વગેરે પીધું. આજે ક્ષુધા તૃષાથી પીડાયો તો પણ દર્શનનો અને વંદનાનો યોગ ન મળવાથી એણે મન દૃઢ રાખી દૂધ ન પીધું. અમારા વચનથી જ્યારે એનો અભિગ્રહ પૂર્ણ થયો, ત્યારે એણે દૂધપાન વગેરે કર્યું. પૂર્વભવે જે શુભ અથવા અશુભ કર્મ કર્યું હોય, અથવા કરવા ધાર્યું હોય, તે સર્વ પરભવે પૂર્વભવની પેઠે મળી આવે છે. એ મહિમાવંત પુરૂષને પૂર્વભવે કરેલી જિનેશ્વર ભગવાનની ભક્તિથી ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરનારી પરિપૂર્ણ સમૃદ્ધિ મળશે. માળીની ચારે કન્યાઓના જીવ સ્વર્ગથી ચ્યવીને જૂદા જૂદા મ્હોટા રાજાઓના ત્યાં અવતરી એની રાણીઓ થશે. કારણકે સાથે સુકૃત કરનારાઓનો યોગ સાથેજ રહે છે.”

મુનિરાજની વાણી સાંભળી તથા બાળકના નિયમની વાત પ્રત્યક્ષ જોઈ રાજા આદિ લોકો નિયમ સહિત ધર્મનો સ્વીકાર કરવામાં તત્પર થયા. હવે મુનિ કહે છે કે “હું ચિત્રગતિ વિદ્યાધર વિચિત્રગતિ પુત્રને પ્રતિબોધ કરવાને અર્થે વિહાર કરૂં છું.” એમ કહી તે મુનિરાજ ગરૂડની પેઠે વૈતાઢ્ય પર્વતે ઉડી ગયા. જાતિસ્મરણ પામેલો ધર્મદત્ત, ગ્રહણ કરેલા નિયમને મુનિરાજની પેઠે પાળતો દિવસ જતાં વૃદ્ધિ પામવા લાગ્યો. એણે ત્રણ વર્ષની ઉમ્મરેજ “જિનેશ્વર ભગવાનની પૂજા કર્યા વગર જમવું નહી.” એવો અભિગ્રહ લીધો. અને “પુણ્યાનુબંધી પુણ્યથી પરભવે પણ પુણ્યની પ્રાપ્તિ સુખે થાય છે.” એમ વિચારી શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો. “ધર્મકૃત્ય વિધિ વિના સફળ થતું નથી.” એમ વિચારી તેણે ત્રિકાળ દેવપૂજા વગેરે શુભકૃત્ય શ્રાવકની સામાચારીને અનુસરી કરવા માંડયું. હમેશાં ધર્મ ઉપર ઉત્કૃષ્ટ ભાવ રાખનારો તે ધર્મદત્ત, અનુક્રમે મધ્યમ વય પામ્યો, ત્યારે તેનામાં લોકોત્તર મીઠાશ આવી. એક દિવસે કોઈ પરદેશી પુરૂષે ધર્મદત્તને અર્થે ઇંદ્રના અશ્વ સરખા લક્ષણવાળા એક અશ્વનું રાજાને ભેટણું કર્યું, પિતાની આજ્ઞા લઈને ધર્મદત્ત અશ્વ ઉપર ચઢયો. અશ્વ એકદમ આકાશમાં ઉડયો. થોડી વારમાં તે હજારો યોજન ઉલ્લંઘી ધર્મદત્તને વિકટ અટવીમાં મૂકી કયાંય ચાલ્યો ગયો. ધર્મદત્ત શૂન્ય અટવીમાં પણ મન શૂન્ય ન રાખતાં જેમ પોતાના રાજમંદિરના ઉદ્યાનમાં રહેતો હોય, તેમ ત્યાં સ્વસ્થપણે રહ્યો. માત્ર તેને જિનપ્રતિમાનું પૂજન કરવાનો યોગ ન મળ્યો તેનું દુઃખ થયું. તો પણ સમતા રાખી તે દિવસે ફળ આદિ વસ્તુ પણ તેણે ન ખાતાં પાપને ખપાવનારો નિર્જલ ચઉવિહારો ઉપવાસ કર્યો. શીતળ જળ અને જાત જાતનાં ફળ ઘણાં હોવા છતાં પણ ક્ષુધા તૃષાથી અતિશય પીડાયેલા ધર્મદત્તને એ રીતે ત્રણ ઉપવાસ થયા. છેવટે એક દેવ પ્રગટ થઇ તેને કહેવા લાગ્યો. કે “સત્પુરૂષ! કોઇથી સધાય નહિં એવું કાર્ય તેં સાધ્યું છે. પોતાના જીવિતની અપેક્ષા ન રાખતાં આદરેલા નિયમને વિષેની ત્હારી દૃઢતા નિરૂપમ છે. શક્રેન્દ્રે ત્હારી પ્રશંસા કરી તે યોગ્યજ છે. ઇંદ્રની પ્રશંસા મ્હારાથી ખમાઇ નહિં, તેથી મેં અહિં અટવીમાં લાવીને ત્હારી ધર્મ મર્યાદાની પરીક્ષા કરી. હે સુજાણ! ત્હારી

દઢતાથી હું પ્રસન્ન થયો છું, માટે મુખમાંથી એક વચન કાઢીને ત્હારે જે ઇષ્ટ માગવું હોય તે માગ." દેવતાનું એવું વચન સાંભળી ધર્મદત્તે વિચાર કરીને કહ્યું કે, "હે દેવ ! હું જ્યારે તને યાદ કરૂં, ત્યારે તું પ્રત્યક્ષ થઇ જે હું કહું તે મ્હારૂં કાર્ય કરજે."

દેવે તે વચનનો સ્વીકાર કર્યો અને તે અદૃશ્ય થઇ ગયો. પછી ધર્મદત્તકુમાર "મને હવે મ્હારા રાજભુવનની પ્રાપ્તિ વગેરે શી રીતે થશે ?" એવા વિચારમાં છે એટલામાં તેણે પોતાને પોતાના મહેલમાં જોયો, ધર્મદત્તે વિચાર્યું કે, "હમણાં મેં દેવતાનું સ્મરણ નહિં કર્યું હતું, તો પણ તેણે મને મ્હારે સ્થાનકે લાવી મૂકયો. અથવા પ્રસન્ન થયેલા દેવતાને એટલું કાર્ય કરવું એમાં શું કઠણ છે ?" પછી ધર્મદત્ત રાજપુત્રે પોતાના મેળાપથી મા બાપને આનંદ પમાડયો. અને ત્યારબાદ તેણે જિનપ્રતિમાની પ્રથમ પૂજા કરી, અને તે પછી કરેલ તપશ્ચર્યાનું પારણું કર્યું.

હવે તે માળીની ચારે કન્યાઓના જીવ પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર એ ચારે દિશાઓમાં આવેલા ચાર દેશના રાજાઓની સર્વેને માન્ય એવી ઘણા પુત્ર ઉપર અનુક્રમે પુત્રીઓ થઇ. તેમાં પહેલીનું નામ ધર્મરતિ, બીજીનું ધર્મમતિ, ત્રીજીનું ધર્મશ્રી અને ચોથીનું ધર્મિણી. આ નામ પ્રમાણે તેમનામાં ગુણ પણ હતા. તે ચારે કન્યાઓ વખત જતાં તરૂણ અવસ્થામાં આવી ત્યારે જાણે લક્ષ્મીદેવીએજ પોતાના ચાર રૂપ બનાવ્યાં હોયની ! એવીરીતે તેઓ દેખાવા લાગી. એક દિવસે તે કન્યાઓ અનેક સુકૃતકારી ઉત્સવનું સ્થાનક એવા જિનમંદિરમાં આવી અને અરિહંતની પ્રતિમા જોઇને જાતિસ્મરણ જ્ઞાન પામી, તેથી "જિનપ્રતિમાની પૂજા કર્યા વગર અમારે ભોજન કરવું ન કલ્પે" એવો નિયમ લઇ હમેશાં જિનભક્તિ કરવા લાગી. વળી તે ચારે કન્યાઓએ એક દિલ થઈ એવો નિયમ કર્યો કે, "આપણા પૂર્વ ભવનો મિલાપિ ધન્યનો જીવ જ્યારે મળે ત્યારે તેને આપણે વરીશું અને બીજા કોઇને વરીશું નહિં" તે જાણી પૂર્વ દેશના રાજાએ પોતાની પુત્રી ધર્મરતિને અર્થે મ્હોટો સ્વયંવર મંડપ કરાવ્યો; તે સ્વયંવરમાં ધર્મરતિ ધર્મદત્તને વરી. અને જ્યાં આવેલા બીજા ત્રણ દિશાના રાજાઓએ પણ પોતાની પુત્રી ધર્મમતિ ધર્મશ્રી અને ધર્મિણીને પણ ધર્મદત્તવેરે પરણાવી.

ચિત્રગતિ મુનિએ પોતાના પુત્ર વિચિત્રગતિવિદ્યાધરને પ્રતિબોધ પમાડયો અને તે દીક્ષા લેવા તૈયાર થયો. દીક્ષા લેતા પહેલાં તેણે પોતાની પુત્રી ધર્મદત્તને પરણાવી અને પોતાનું રાજ્ય તથા હજાર વિદ્યાઓ તેને આપી, રાજાધરરાજા, પટ્ટરાણી પ્રીતિમતી અને વિચિત્રગતિ વિદ્યાધરે ચિત્રગતિ સદ્ગુરૂપાસે દીક્ષા લીધી.

ધર્મદત્તે પોતાની ઉપકારિણી જિનભક્તિનું વારંવાર સ્મરણ કર્યું. અને આ સર્વ ઋદ્ધિ સિદ્ધિ પૂર્વભવે કરેલ કમળની પૂજાનું ફળ છે એમ વિચારી યથાવિધિ ત્રિકાળ પૂજા કરવા લાગ્યો. તેણે અઢારે વર્ણની પ્રજાને જિનધર્મી બનાવી અને તેવા પ્રકારના જિનધર્મના-રાગથી તીર્થંકરનામકર્મ બાધ્યું. તેની ચાર સ્રીઓએ તેમાં સહાયભૂત બની ગણધરગોત્ર

બાંધ્યુ ત્યાંથી પાંચે જણ સહસ્રાર દેવલોકમાં દેવ થયાં અને ત્યાંથી ચ્યવી ધર્મદત્તનો જીવ મહાવિદેહક્ષેત્રમાં તીર્થંકર અને ચાર રાણીઓના જીવ ગણધર થયા. ધર્મદત્તનો જીવ તીર્થંકર નામકર્મ વેદીને ગણધરો સહિત મુક્તિપદને પામ્યાં. આ રીતે જિનભક્તિનું ઐશ્વર્ય જાણી ધર્મદત્ત રાજાની પેઠે જિનભક્તિ તથા બીજાં શુભ કૃત્ય કરવા હમેશાં તત્પર રહેવું. **આ રીતે આદર અને વિધિપૂર્વક જિનપૂજા કરવાથી ઉત્તમ ફળ મળે છે તે ઉપર આ ધર્મદત્ત રાજાની કથા છે.**

**મૂળગાથામાં "उचिअ चिंतरओ" એટલે "ઉચિત ચિંતા કરવાને તત્પર" એમ કહ્યું છે. માટે ઉચિત ચિંતા તે શું ? તે કહે છે.** ૧ જિનમંદિરમાં સફાઇ રાખવી; ૨ જિનમંદિર અથવા તેનો ભાગ પડી જતો હોય તો તે તુરત દુરસ્ત કરાવવો; ૩ પૂજાનાં ઉપગરણ ખૂટતાં હોય તો પૂરાં પાડવાં; ૪ ભગવાન્‌ની તથા પરિવારની પ્રતિમાઓ નિર્મળ રાખવી; ૫ ઉત્કૃષ્ટી પૂજા તથા દીપાદિકની ઉત્કૃષ્ટ શોભા કરવી; ૬ ચોરાશી આશાતનાઓ ટાળવી; ૭ ચોખા, ફળ, નૈવેદ્ય આદિની સંભાળ રાખવી. ચંદન, કેશર, ધૂપ, તેલ એટલી વસ્તુનો સંગ્રહ કરવો, ૮ દેરાસરના પૈસાનો નાશ થતો હોય તો આગળ કહેવાશે તે દૃષ્ટાંત માફક તેની રક્ષા કરવી; ૯ બે ચાર સારા શ્રાવક સાક્ષી રાખીને દેવદ્રવ્યની ઉઘરાણી કરવી; ૧૦ ઉઘરાણીમાં આવેલું દ્રવ્ય સારે ઠેકાણે યતનાથી રાખવું; ૧૧ દેવદ્રવ્યના જમે ખર્ચનું નામું ચોખ્ખું રાખવું; ૧૨ પોતે દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી તથા બીજા પાસે કરાવવી; ૧૩ મંદિરમાં કામ કરનાર લોકોને યોગ્ય પગાર આપવો, તથા ૧૪ તે લોકો બરાબર કામ કરે છે કે નહિં ? તે તપાસવા માટે તેમની ઉપર દેખરેખ રાખવી, વગેરે અનેક પ્રકારની ઉચિત ચિંતા જાણવી. દ્રવ્યથી અથવા ચાકર વગેરેથી બની શકે એવાં મંદિરનાં કાર્ય દ્રવ્યવાન્ શ્રાવકથી વગર પ્રયાસે થાય એમ છે. તથા પોતાની અંગ મહેનતથી અથવા પોતાના કુટુંબના માણસોથી બની શકે એમાં કામ હોય તે નિર્ધન માણસથી વગર દ્રવ્યે થાય એમ છે, માટે જેની જે કરવાની જેવી શક્તિ હોય, તેણે તે કાર્યમાં તેવી ઉચિત ચિંતા કરવી. જે ઉચિત ચિંતા થોડા સમયમાં થાય એવી હોય, તે બીજી निसिही કરતાં પહેલાંજ કરવી. વધુ સમય લાગે તેવી હોય તો યોગ પ્રમાણે કરવું.

**ઘરના કામ કરતાં ધર્મસ્થાનની વિશેષ કાળજી રાખવી.**

જેમ ઉપર મંદિરની ઉચિત ચિંતા કહી, તેમજ ધર્મશાળા, ગુરૂ, જ્ઞાન આદિની પણ ઉચિત ચિંતા પોતાની સર્વ શક્તિથી કરવી. કારણકે દેવ, ગુરૂ પ્રમુખની ચિંતા કરનાર શ્રાવક વગર બીજો કોઇ નથી. જેમ એક ગાયના ઘણા માલીક બ્રાહ્મણો તેને દોહતા, પણ તેને ઘાસ પાણી નીરતા નહિં. એવી રીતે દેવ, ગુરૂ આદિની ઉપેક્ષા અથવા તેમના કામમાં ઢીલ ન કરવી. કારણકે, તેમ કરે તો સમ્યક્ત્વનો પણ વખતે વિનાશ થઈ જાય. આશાતના વગેરે થવા છતાં જો શ્રાવકને દુઃખ ન થાય તો તેની કેવી અરિહંત પ્રમુખની ભક્તિ ? લૌકિકમાં પણ સંભળાય છે કે, મહાદેવની આંખ ઉખડી ગયેલી જોઈ ઘણા દુઃખી થયેલા

ભિલ્લે પોતાની આંખ મહાદેવને અર્પણ કરી. માટે હમેશાં દેવ, ગુરૂ આદિનાં કામ પોતાના કામ કરતાં પણ ઘણા આદરથી કરવાં જોઇએ. અમે કહીએ છીએ કે–'સર્વ સંસારી જીવોની દેહ, દ્રવ્ય અને કુટુંબ ઉપર જેવી પ્રીતિ હોય છે, તેવીજ પ્રીતિ મોક્ષાભિલાષી જીવોની જિનપ્રતિમા, જિનમત અને સંઘ ઉપર હોય છે.'

**દેવ, ગુરૂ અને જ્ઞાન આદિની આશાતના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ ભેદથી ત્રણ પ્રકારની છે.** તેમાં પુસ્તક, પાટલી, ટીપ, નવકારવાળી આદિને થૂંક લગાડવું, ઓછા અથવા વધારે અક્ષર બોલવા, જ્ઞાનોપકરણ પાસે છતાં વાયુસંચાર કરવો ઈત્યાદિક **જઘન્ય આશાતના** જાણવી. ભણવાનો કાળ ન હોય ત્યારે ભણવું, યોગ ઉપધાન તપસ્યા વગર સૂત્રનું અધ્યયન કરવું, ભ્રાંતિથી અર્થનો અનર્થ કરવો, પ્રમાદથી પુસ્તક આદિ વસ્તુને પગ વગેરે લગાડવો, પુસ્તક આદિ ભૂમિ ઉપર નાંખી દેવું, જ્ઞાનોપગરણ પાસે છતાં આહાર અથવા લઘુનીતિ કરવી, ઈત્યાદિક **મધ્યમ આશાતના** જાણવી. પાટલી વગેરે ઉપરના અક્ષર થૂંકથી ઘસીને ભૂંસી નાખવા, જ્ઞાનોપગરણ ઉપર બેસવું, સૂઈ રહેવું વગેરે, જ્ઞાનોપગરણ પાસે છતાં વડીનીતિ વગેરે કરવું, જ્ઞાનની અથવા જ્ઞાનીની નિંદા, દુશ્મનાવટ નુકશાન વગેરે કરવું, તથા ઉત્સૂત્ર ભાષણ કરવું, એ **ઉત્કૃષ્ટ આશાતના** જાણવી.

**જિનપ્રતિમાની ત્રણ પ્રકારની આશાતના આ રીતેઃ**—તેમાં વાળાકુંચી પછાડવી, જિનપ્રતિમાને પોતાના નિશ્વાસનો સ્પર્શ કરાવવો, પોતાના વસ્ત્રના છેડા પ્રતિમાને અડાડવા વગેરે **જઘન્ય આશાતના જાણવી.** વગર ધોએલા ધોતીયાથી જિનપ્રતિમાની પૂજા કરવી, તથા જિનબિંબને ભૂમિ ઉપર પાડવું વગેરે **મધ્યમ આશાતના** જાણવી. પગ લગાડવો, જિનપ્રતિમાને નાકનો મલ અથવા થૂંક વગેરે લગાડવું, પ્રતિમાનો ભંગ કરવો પ્રતિમાને લઇ જવી, તથા જિનેશ્વર ભગવાનની હીલના કરવી, વગેરે **ઉત્કૃષ્ટ આશાતના** જાણવી.

**જિનપ્રતિમાની જઘન્યથી આશાતના દશ, મધ્યમથી ચાલીશ અને ઉત્કૃષ્ટથી ચોરાશી જાણવી. તે નીચે પ્રમાણે છેઃ—**

જિનમંદિરની અંદર ૧ પાન સોપારી ખાવી, ૨ પાણી આદિ પીવું, ૩ ભોજન કરવું, ૪ પગરખાં પહેરવાં, ૫ સ્ત્રીસંભોગ કરવો, ૬ નિદ્રા લેવી, ૭ થૂંકવું, ૮ લઘુનીતિ કરવી, ૯ વડીનીતિકરવી, તથા ૧૦ જુગાર રમવું, એ રીતે જિનમંદિરમાં જઘન્યથી દશ આશાતના જરૂર ટાળવી.

જિનમંદિરની અંદર ૧ લઘુનીતિ કરવી, ૨ વડીનીતિ કરવી, ૩ પગરખાં પહેરીને જવું, ૪ પાણી આદિ પીવું, ૫ ભોજન કરવું ૬ નિદ્રા લેવી, ૭ સ્ત્રી સંભોગ કરવો, ૮ પાન સોપારી ખાવી, ૯ થૂંકવું, ૧૦ જૂગાર રમવું, ૧૧ જુ માંકણ ઈત્યાદિ જોવા વીણવા ૧૨ વિકથા કરવી, ૧૩ પલાંઠી વાળવી ( પગ ઉપર પગ ચઢાવીને બેસવું,) ૧૪ પગ પહોળા કરીને બેસવું, ૧૫ માંહે માંહે વિવાદ કરવો, ૧૬ મશ્કરી કરવી, ૧૭ અદેખાઇ કરવી, ૧૮ બાજોઠ સિંહાસન વગેરેને બેસવા માટે વાપરવું, ૧૯ કેશની અથવા શરીરની

આભૂષણ વગેરેથી શોભા કરવી, ૨૦ છત્ર ધારણ કરવું, ૨૧ ખડ્ગ ધારણ કરવું, ૨૨ મુકુટ ધારણ કરવો, ૨૩ ચામર ધારણ કરવા, ૨૪ લાંઘવા બેસવું. ૨૫ સ્ત્રીઓની સાથે વિકાર સહિત હાસ્ય આદિ કરવું, ૨૬ વિટ (જાર) પુરૂષોની સાથે પ્રસંગ કરવો, ૨૭ પૂજાને અવસરે મુખકોશ ન કરવો. ૨૮ પૂજાને અવસરે શરીર તથા વસ્ત્ર મલિન રાખવાં, ૨૯ પૂજાને અવસરે મનની એકાગ્રતા ન કરવી, ૩૦ સચિત્ત દ્રવ્યનો બહાર ત્યાગ ન કરવો, ૩૧ હાર, મુદ્રિકા આદિ અચિત્ત વસ્તુનો ત્યાગ કરવો, ૩૨ એકસાડી ઉત્તરાસંગ ન કરવું, ૩૩ જિનપ્રતિમાનું દર્શન થએ અંજલિ ન કરવી, ૩૪ છતી શક્તિએ જિન પૂજા ન કરવી, ૩૫ ખરાબ ફૂલ આદિ વસ્તુથી પૂજા કરવી, ૩૬ પૂજાદિકને વિષે ઘણા આદરથી પ્રવૃત્તિ ન કરવી, ૩૭ જિનપ્રતિમાના શત્રુનું નિવારણ ન કરવું, ૩૮ ચૈત્યદ્રવ્યની ઉપેક્ષા કરવી, ૩૯ શરીરમાં શક્તિ, છતાં ગાડી પ્રમુખ વાહનમાં બેસી જિનમંદિરે આવવું, ૪૦ વડીલની પહેલાં ચૈત્યવંદનાદિક બોલવું, એ રીતે જિનમંદિરમાં મધ્યમથી ચાલીશ આશાતના જાણવી.

૧ મંદિરમાં ખેલ શ્લેષ્મ (નાસિકા દ્વારા લીંટ આદિ મળ) નાંખવો. ૨ દ્યુતક્રીડા આદિ કરવું, ૩ કલહ કરવો, ૪ ધનુર્વેદાદિ કલા પ્રગટ કરવી, ૫ કોગળા કરવા, ૬ પાન સોપારી ખાવી, ૭ તાંબૂલના કૂચા આદિ નાખવાં, ૮ ગાળો દેવી, ૯ લઘુનીતિ તથા વડીનીતિ વગેરે કરવું, ૧૦ શરીર ધોવું, ૧૧ કેશ સમારવા ૧૨ નખ સમારવા, ૧૩ લોહી આદિ નાંખવાં, ૧૪ શેકેલાં ધાન્ય, સુખડી આદિ ખાવાં, ૧૫ ગઠ ગૂમડાં વગેરેની ચામડી નાંખવી, ૧૬ પિત્તનું ઔષધાદિકથી વમન કરવું, ૧૭ ઔષધાદિકથી અન્નાદિકનું વમન કરવું, ૧૮ ઔષધાદિકથી પડેલા દાંત નાંખવા, ૧૯ પગ વગેરે ચંપાવવા, ૨૦ હાથી, ઘોડા આદિ પશુઓને બંધાવવાં ૨૧ દાંતનો, ૨૨ આંખનો, ૨૩ નખનો, ૨૪ ગાલનો, ૨૫ નાસિકાનો, ૨૬ મસ્તકનો ૨૭ કાનનો, અથવા ૨૮ ચામડીનો મળ જિનમંદિરમાં નાંખવો, ૨૯ જારણ મારણ ઉચ્ચાટનના મંત્ર અથવા રાજકાર્ય વગેરેની મસલતો કરવી, ૩૦ પોતાના ઘરના વિવાહ આદિ કૃત્યમાં ભેગા થવાનું નક્કી કરવા માટે વૃદ્ધ પુરૂષોને મંદિરે ભેગા કરી બેસાડવા, ૩૧ લેખાં લખવાં, ૩૨ ધન આદિની વહેંચણ કરવી, ૩૩ પોતાનો દ્રવ્ય ભંડાર ત્યાં સ્થાપન કરવો, ૩૪ પગ ઉપર પગ ચઢાવીને અથવા અવિનય થાય એવી કોઈ પણ રીતે બેસવું, ૩૫ છાણાં, ૩૬ વસ્ત્ર, ૩૭ દાળ, ૩૮ પાપડ, ૩૯ વડી કેરાં, તથા ચીભડાં, આદિ વસ્તુ જિનમંદિરે સૂકવવા માટે તડકા વગેરેમાં રાખવી, ૪૦ રાજાદિકના ઋણ આદિના ભયથી ગભારા વગેરેમાં સંતાઇ રહેવું ૪૧ સ્ત્રી, પુત્ર વગેરેના વિયોગથી રૂદન આકંદ કરવું, ૪૨ સ્ત્રી, ભોજનાદિક અન્ન, રાજા. અને દેશ એ ચાર સંબંધી વિકથા કરવી. ૪૩ બાણ તથા ધનુષ્ય, આદિ શસ્ત્ર ઘડવાં, ૪૪ ગાય, બળદ વગેરે જાનવરોને ત્યાં રાખવાં, ૪૫ શીતનો ઉપદ્રવ દૂર કરવા માટે અગ્નિને સેવવો, ૪૬ અન્નાદિક રાંધવું ૪૭ નાણું વગેરે પરખવું, ૪૮ યથાવિધિ નિસિહી ન કરવી, ૪૯ છત્ર, ૫૦ પગરખાં, ૫૧ શસ્ત્ર તથા ૫૨ ચામર એ ચાર વસ્તુ મંદિરથી બહાર ન મૂકવી, ૫૩ મનની એકાગ્રતા

ન કરવી ૫૪ શરીરે તેલ આદિ ચોપડવું, ૫૫ સચિત્ત પુષ્પાદિકનો ત્યાગ ન કરવો, ૫૬ અજીવ એવા હાર વીંટી વગેરે અચિત્ત વસ્તુ બહાર ઉતારી મૂકી શોભાહીન થઇ મંદિરમાં પેસવું, (એમ કરવાથી અન્યદર્શની લોકો "આ તે કેવો ભિક્ષાચર જેવો આ લોકોનો ધર્મ છે," એવી નિંદા કરે છે. માટે હાર વીંટી વગેરે પહેરીને અંદર જવું.) ૫૭ ભગવાનને દીઠે છતે હાથ ન જોડવા, ૫૮ એકસાડી ઉત્તરાસંગ ન કરવું, ૫૯ મસ્તકે મુકુટ ધારણ કરવો, ૬૦ માથે મુકુટ અથવા પાઘડી ઉપર ફેંટો વગેરે રાખવો. ૬૧ ફૂલના તોરા, કલગી આદિ માથે રાખેલા ન ઉતારવા ૬૨ પારેવા, નાળિએર આદિ વસ્તુની હોડ રમવી, ૬૩ દડે રમવું ૬૪ માબાપ આદિ સ્વજનોને જુહાર કરવો, ૬૫ ગાલ, કાંખ વગાડવા વગેરે ભાંડચેષ્ટા કરવી, ૬૬ રેકાર ટુંકાર વગેરે તિરસ્કારનાં વચન બોલવાં, ૬૭ લેહેણું ઉઘરાવવાને અર્થે લાંઘવા બેસવું, ૬૮ કોઈની સાથે સંગ્રામ કરવો, ૬૯ વાળ છૂટા કરવા, ૭૦ પલાંઠી વાળીને બેસવું, ૭૧ લાકડાની પાવડીઓ પગે પહેરવી, ૭૨ સ્વેચ્છાએ પગ લાંબા કરીને બેસવું, ૭૩ સુખને અર્થે પુડપુડી વગાડવી, ૭૪ પોતાનું શરીર અથવા શરીરના અવયવ ધોઇ પાણી ઢોળીને કાદવ કરવો, ૭૫ પગે લાગેલી ધૂળ જિનમંદિરમાં ખંખેરવી, ૭૬ સ્ત્રીસંભોગ કરવો, ૭૭ માથાની અથવા વસ્ત્ર આદિની જૂઓ જોવરાવવી તથા નંખાવવી, ૭૮ દેરાસરમાં ભોજન કરવું, અથવા દૃષ્ટિયુદ્ધ બાહુયુદ્ધ કરવું, ૭૯ શરીરના ગુપ્ત અવયવ ઉઘાડા કરવા, ૮૦ વૈદું કરવું, ૮૧ ક્રય વિક્રય આદિ વ્યાપાર કરવો, ૮૨ પથારી પાથરીને સૂઈ રહેવું, ૮૩ જિનમંદિરમાં પીવાનું પાણી રાખવું, ત્યાં પાણી પીવું અથવા બારે માસ પીવાય એવા હેતુથી મંદીરના ટાંકામાં વર્ષાદનું પાણી લેવું ૮૪ જિનમંદિરે ન્હાવું, ધોવું. એ ઉત્કૃષ્ટ ભાંગાથી ચોરાશી આશાતનાઓ જાણવી.

**બૃહદ્ભાષ્યમાં** તો માત્ર પાંચ આશાતના કહી છે. તે આ રીતે છેઃ—૧ અવર્ણ આશાતના, ૨ અનાદર આશાતના, ૩ ભોગ આશાતના, ૪ દુઃપ્રણિધાન આશાતના અને ૫ અનુચિતવૃત્તિ આશાતના; આ રીતે જિનમંદિરની પાંચ આશાતના થાય છે. તેમાં પલાંઠી વાળવી, ભગવાન્ તરફ પૂંઠ કરવી, પુડપુડી વગાડવી, પગ પસારવા, તથા જિનપ્રતિમાની આગળ દુષ્ટ આસને બેસવું. એ સર્વ પહેલી અવર્ણ આશાતના જાણવી, તે અવશ્ય વર્જવી. જેવાં તેવાં કપડાં વગેરે પહેરવાં, જેવા તેવા સમયે જેમ તેમ શૂન્ય મનથી જિનપ્રતિમાની પૂજા વગેરે કરવી, તે બીજી અનાદર આશાતના જાણવી. તેનો પણ જરૂર ત્યાગ કરવો. જિનમંદિરે પાનસોપારી આદિ ભોગ ભોગવવા, તે ત્રીજી ભોગ આશાતના જાણવી. એ આશાતના કરવાથી અવશ્ય આત્માના જ્ઞાનાદિ ગુણોને આવરણ આવે છે, માટે એ આશાતના જિનમંદિરે અવશ્ય તજવી જોઇએ. રાગથી, દ્વેષથી અથવા મોહથી કે મનની વૃત્તિ દૂષિત થએલી હોય તો, તે ચોથી દુઃપ્રણિધાન આશાતના કહેવાય છે. તે પણ જિનરાજને વિષે વર્જવી. લેણુ દેણુને નિમિત્તે લાંઘવા બેસવું, વાદ વિવાદ કરવો, રોવું કુટવું, રાજકથા આદિ વિકથા કરવી, જિનમંદિરે પોતાના ગાય બળદ આદિ બાંધવા, ત્યાં વિવિધ પ્રકારનાં અન્ન રાંધવાં,

વગેરે ઘરનાં કાર્યો તથા કોઇને ગાળો દેવી વગેરે પાંચમી અનુચિતવૃત્તિઆશાતના જાણવી. અત્યંત વિષયાસક્ત અને અવિરતિ એવા દેવતાઓ પણ સર્વથા જિનમંદિરાદિકને વિષે આશાતનાઓ ટાળે છે. કહ્યું છે કે—'કામ અને વિષયરૂપ વિષથી મુંઝાયેલા દેવતાઓ પણ જિનમંદિરને વિષે અપ્સરાઓની સાથે હાસ્યક્રીડા આદિ કોઇ કાળે કરતા નથી.'

**ગુરુની આશાતના તેત્રીશ છે. તે આ રીતે છેઃ**—૧ કારણ વિના ગુરૂથી આગળ ચાલવું. માર્ગ દેખાડવા આદિ કારણ વિના ગુરૂની આગળ ચાલવું ન કલ્પે. કારણ કે, તેથી અવિનય રૂપ દોષ થાય છે. માટે એ આશાતના જાણવી ૨ ગુરૂના બેહુ પડખે ચાલવું (એથી પણ અવિનય થાય છે, માટે એ આશાતના જાણવી.) ૩ ગુરૂની પૂંઠને અડકતાં અથવા ખુબ નજીક ચાલવું. (એમ કરવાથી ખાંસી અથવા છીંક આવતાં સળેખમ વિગેરે મળ નીકળે તે ગુરૂના વસ્ત્ર આદિને લાગવાનો સંભવ છે, માટે એ આશાતના જાણવી. એમ બીજી આશાતનાના પણ દોષ જાણવા.) ૪ ગુરૂના મુખ આગળ ઉભા રહેવું. ૫ પડખે ઉભા રહેવું. ૬ પૂંઠે નજીક ઉભા રહેવું. ૭ ગુરૂના મુખ આગળ બેસવું; ૮ બે પડખે બેસવું, ૯ પૂંઠે નજીક બેસવું, ૧૦ આહાર આદિ લેવાના વખતે ગુરૂથી પ્રથમજ આચમન કરવું, ૧૧ ગમનાગમનની આલોચના (ઇરિયાવહિ) ગુરૂથી પહેલાં કરવી, ૧૨ રાત્રિએ "કોણ સૂતો છે?" એમ કહી ગુરૂ બોલાવે ત્યારે ગુરૂનું વચન સાંભળીને પણ નિંદ્રાદિકનું બાનું કરી પાછો ઉત્તર ન દેવો, ૧૩ ગુરૂઆદિકને કોઈ બોલાવવા આવે તો તેને પ્રસન્ન રાખવાને અર્થે ગુરૂથી પહેલાં પોતેજ બોલાવે, ૧૪ આહાર આદિ પ્રથમ બીજા સાધુઓની પાસે આલોઈ, પછી ગુરૂ પાસે આલોવે, ૧૫ આહાર આદિ બીજા સાધુઓને પ્રથમ દેખાડી પછી ગુરૂને દેખાડવો, ૧૬ આહાર વગેરે કરવાના વખતે પ્રથમ બીજા સાધુઓને બોલાવી પછી ગુરૂને બોલાવવા, ૧૭ ગુરૂને ન પૂછતાં સ્વેચ્છાએ સ્નિગ્ધ તથા મિષ્ટ અન્ન બીજા સાધુઓને આપવું, ૧૮ ગુરૂને જેવો તેવો આપીને સરસ તથા સ્નિગ્ધ આહાર પોતે વાપરવો, ૧૯ ગુરૂ બોલાવે ત્યારે સાંભળ્યા છતાં પણ અણસાંભળ્યાની પેઠે ગુરૂને પાછો ઉત્તર ન આપવો, ૨૦ ગુરૂની સાથે ઘણાં કર્કશ વચને તથા ઉંચે સ્વરે બોલવું, ૨૧ ગુરૂ બોલાવે ત્યારે પોતાને આસને બેસીનેજ ઉત્તર આપવો, ૨૨ ગુરૂ બોલાવે ત્યારે "કહો, શું છે? શા માટે બોલાવો છો?" એવાં વિનયહીણ વચન બોલવાં, ૨૩ ગુરૂ કાંઈ કાર્ય કરવાને કહે, ત્યારે "તમે કેમ કરતા નથી?" એવો ઉત્તર આપવો, ૨૪ ગુરૂ કહે કે, "તમે સમર્થ છો, પર્યાયે (દીક્ષાએ) લઘુ છો, માટે વૃદ્ધ ગ્લાનાદિકનું વૈયાવૃત્ય કરો." ત્યારે "તમે પોતે કેમ નથી કરતા? તમારા બીજા શિષ્ય લાભના અર્થી નથી? તેમની પાસે કરાવો." વગેરે ઉત્તર આપવો, ૨૫ ગુરૂ ધર્મકથા કહે ત્યારે નાખુશ થાય, ૨૬ ગુરૂ સૂત્ર આદિનો પાઠ આપે, ત્યારે "એનો અર્થ તમને બરાબર સાંભરતો નથી. આનો એવો અર્થ નથી, આવોજ છે." એવાં વચન બોલવાં, ૨૭ ગુરૂ કાંઈ કથા આદિ કહેતા હોય તો પોતે પોતાનું ડહાપણ બતાવવાને અર્થે "હું કહું છું" એમ કહીને કથામાં ભંગ પાડવો, ૨૮ પર્ષદા રસથી ધર્મકથા સાંભળતી હોય, ત્યારે "ગોચ-

રીનો સમય થયો છે." વગેરે વચન કહી પર્ષદાનો ભંગ કરવો, ૨૯ પર્ષદા ઉઠે ત્યારે પોતાની ચતુરાઈ જણાવવાને અર્થે ગુરૂએ કહેલીજ કથા વિશેષ વિસ્તારથી કહેવી, ૩૦ ગુરૂની શય્યા, આસન, સંથારો વગેરે વસ્તુને પગ લગાડવો, ૩૧ ગુરૂની શય્યા વગેરે ઉપર બેસવું, ૩૨ ગુરૂ કરતાં ઉંચે આસને બેસવું, ૩૩ ગુરૂના સમાન આસને બેસવું. આવશ્યકચૂર્ણિ આદિ ગ્રંથમાં તો ગુરૂ ધર્મકથા કહેતા હોય, ત્યારે વચ્ચે "હાજી, આ એમજ છે" એમ શિષ્ય કહે તો તે એક જૂદી આશાતના ગણી છે, અને ગુરૂથી ઉંચે અથવા સરખે આસને બેસવું એ બન્ને મળી એકજ આશાતના ગણી છે. આ રીતે ગુરૂની તેત્રીશ આશાતનાઓ છે.

**હવે ગુરૂની ત્રિવિધ આશાતના ગણાય છે, તે આ રીતે છે**—૧ ગુરૂને શિષ્યના પગ આદિથી સંઘટ્ટ થાય તો જઘન્ય આશાતના થાય, ૨ ગુરૂને શિષ્યના સળેખમ, થૂંક આદિનો સ્પર્શ થાય તો મધ્યમ આશાતના થાય, અને ૩ ગુરૂની આજ્ઞા ન પાળવી, પણ તેથી ઉલટું કરવું, ગુરૂની આજ્ઞા ન સાંભળવી, તથા કઠોર વચન બોલવાં વગેરેથી ઉત્કૃષ્ટ આશાતના થાય છે.

**સ્થાપનાચાર્યજીની આશાતના ત્રણ પ્રકારની છે. આ રીતે છે**—૧ સ્થાપનાચાર્યજીને આમ તેમ ફેરવે, અથવા પગ આદિ લગાડે તો જઘન્ય આશાતના થાય, ૨ ભૂમી ઉપર પાડે અથવા તિરસ્કારથી મૂકી દે તો મધ્યમ આશાતના થાય અને ૩ ગુમાવે અથવા ભાગી નાંખે તો તેથી ઉત્કૃષ્ટ આશાતના થાય.

**દર્શન અને ચારિત્રના ઉપકરણની પણ આશાતના વર્જવીઃ**—જ્ઞાનોપકરણની પેઠે રજોહરણ, મુહપત્તિ, દાંડો, દાંડી, આદિ દર્શનનાં અને ચારિત્રનાં ઉપકરણની પણ આશાતના વર્જવી. કારણકે, "**नाणाइतिअ**" એવા વચનથી જ્ઞાનોપકરણની પેઠે દર્શનોપકરણની અને ચારિત્રોપકરણની પણ ગુરૂને સ્થાનકે સ્થાપના થાય છે, માટે વિધિથી વાપરવા કરતાં વધારે વાપરી તેની આશાતના ન કરવી. **શ્રીમહાનિશીથ** સૂત્રમા કહ્યું છે કે—પોતાનું આસન, ઉત્તરાસંગ, રજોહરણ અથવા દાંડો અવિધિથી વાપરે તો, એક ઉપવાસનું આલોયણ આવે છે. માટે શ્રાવકોએ પણ ચરવળો મુહપત્તિ વગેરે ઉપગરણ વિધિથી વાપરવાં, અને બરાબર પોત પોતાને સ્થાનકે રાખવાં. એમ ન કરે તો ધર્મની અવજ્ઞા આદિ કર્યાનો દોષ લાગે છે.

**ઉત્સૂત્ર વચન અને ગુરૂની અવજ્ઞા એ સૌથી ઉત્કૃષ્ટ આશાતના છે.** આ આશાતનાઓમાં ઉત્સૂત્ર વચન, અને અરિહંતની અથવા ગુરૂ આદિની અવજ્ઞા વગેરે ઉત્કૃષ્ટ આશાતના છે *સાવદ્ય આચાર્ય, મરીચિ, જમાલિ અને કૂલવાલક આદિને જેમ અનંતસંસાર કરનારી થઈ, તેમ અનંતસંસારની કરનારી જાણવી. કહ્યું છે કે—"ઉત્સૂત્ર વચન બોલ-

* સાવદ્ય આચાર્ય, મરીચિ અને જમાલિ વગેરે ઉત્સૂત્ર બોલનારા છે અને કુલવાલક ગુરૂની અવજ્ઞા કરનાર છે. આથી તેઓ ઉત્કૃષ્ટ આશાતના કરનારા છે.

નારનું સમકિત નાશ થાય છે, અને તે અનંત સંસારી થાય છે. માટે ધીર પુરૂષો પ્રાણુત્યાગ થાય તોપણુ ઉત્સૂત્ર વચન બોલતા નથી. તીર્થંકર ભગવાન્, ગણધર, પ્રવચન, શ્રુત, આચાર્ય અથવા બીજા કોઈ મહર્દ્ધિક સાધુ વિગેરેની આશાતના કરનારો જીવ અનંત-સંસારી થાય છે.'

[21]**દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય અને સાધારણુ દ્રવ્યનો અધિકાર.**

દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય સાધારણદ્રવ્ય અને વસ્ત્ર પાત્રાદિ ગુરૂદ્રવ્યનો નાશ કરે, અથવા નાશ થતો હોય તો તેની ઉપેક્ષા વગેરે કરે, તો મ્હોટી આશાતના લાગે છે. કહ્યું છે કે—"ચૈત્યદ્રવ્યનો નાશ કરવો, ચારિત્રીયા મુનિરાજનો ઘાત કરવો, પ્રવચનનો ઉહાહ કરવો અને સાધ્વીના ચતુર્થવ્રતનો ભંગ કરવો એટલાં વાનાં કરનારો સમકિતના લાભરૂપ વૃક્ષના મૂળમાં અગ્નિ મૂકે છે' (ઇહાં વિનાશ શબ્દથી ચૈત્યદ્રવ્યનું ભક્ષણુ અને ઉપેક્ષા કર્યાનું સમજવું.) **શ્રાવકદિનકૃત્ય,** અને **દર્શન-શુદ્ધિ** ઇત્યાદિ ગ્રંથમાં કહ્યું છે કે—'જે મૂઢમતિ શ્રાવક ચૈત્યદ્રવ્યનો અથવા સાધારણુ દ્રવ્યનો ભક્ષણાદિકથી વિનાશ કરે છે, તે ધર્મતત્ત્વને જાણુતો નથી અથવા તેણે પૂર્વભવનું નરકગતિનું આયુષ્ય બાંધેલું છે (ચૈત્ય-દ્રવ્ય પ્રસિદ્ધ છે. તેમજ શ્રાવકોએ પુસ્તક લખાવવાં, નિર્ધન અનાથ શ્રાવકોને સહાય કરવી. ઈત્યાદિ સાધારણુ ધર્મકૃત્ય કરવા માટે આપેલું દ્રવ્ય, તે સાધારણુ દ્રવ્ય જાણુવું.) કાષ્ઠ, પાષાણુ, ઈંટ, નળીયાં વગેરે નવાં લાવેલાં અને મંદિરના કામમાં વાપરી પાછી ઉખાડી નાંખેલી ઈંટો, લાકડાં, પત્થર આદિ વસ્તુ એવા બે પ્રકારના ચૈત્યદ્રવ્યનો નાશ થતો હોય, અને જો તેની સાધુ ઉપેક્ષા કરે તો તેને પણુ સિદ્ધાંતમાં તીર્થંકરાદિકે

**૨૧ દેવદ્રવ્યનો ઉપયોગ દેવમંદિરના કાર્યમાંજ થાય તેના આધારો.**

ધર્મ એ ચિત્તશુદ્ધિ ઉપર અવલંબે છે અને આ ચિત્ત શુદ્ધિના ત્યાગ, જ્ઞાન, ભક્તિ, સેવા પરોપકાર, તપસ્યા વિગેરે અનેક માર્ગ છે. આ માર્ગોમાંથી જેની જે રૂચિ હોય તે માર્ગને તે તે માણુસ ગ્રહણુ કરે છે. પણુ આ બધા માર્ગો જેણે પૂર્ણ ચિત્તશુદ્ધિ કરી સંપૂર્ણતા સાધી છે તે વીતરાગ પરમાત્માને-દેવને સમજી તેમના માર્ગને અનુસરી સ્વ-શ્રેય સાધવા માટે હોય છે.

આ દેવને સમજવા કોઈ તત્ત્વજ્ઞાન તપસ્યા વિગેરેનો આશ્રય લે છે, તેમ કોઇ માણુસો તેમની પ્રત્યે દઢશ્રદ્ધા કેળવવા દ્વારા દેવમાં એકમેકતા પ્રાપ્ત કરવા પૂજા ભક્તિ અને પર્યુપાસનાનોમાર્ગ ગ્રહણુ કરે છે. અને તેથી તેમની ઉપાસના અને ભક્તિના આલંબનો તે દેવમંદીરો છે અને તેમાં જે આવે તે દેવદ્રવ્ય કહેવાય છે.

જૈન શાસનમાં દેવમંદીર પ્રતિમા કે ભગવંતને ઉદ્દેશીને પૂજકની બુદ્ધિએ કલ્પેલું તથા દેવમંદિરની વસ્તુઓને ૧ સંબોધપ્રકરણમાં દેવદ્રવ્ય કહેવામાં આવેલ છે. આ દેવદ્રવ્ય જિનેશ્વર ભગવાનની ભક્તિ અને ઉપાસના બુદ્ધિથી એક કે ઘણી વ્યક્તિઓ દ્વારા એકઠું થાય છે. અને તે એકઠું થએલું દ્રવ્ય દેવમંદિરનાજ કાર્યમાં વપરાય છે તેમ

અનંતસંસારી કહ્યો છે." મૂળ અને ઉત્તર ભેદથી પણ બે પ્રકારનું ચૈત્યદ્રવ્ય કહ્યું છે. તેમાં સ્તંભ કુંભી વગેરે મૂળદ્રવ્ય અને છાપરૂં વગેરે ઉત્તર દ્રવ્ય જાણવું. અથવા સ્વપક્ષ અને પરપક્ષ એ બે ભેદથી પણ બે પ્રકારનું ચૈત્યદ્રવ્ય જાણવું. તેમાં શ્રાવકાદિક સ્વપક્ષ અને મિથ્યાદૃષ્ટિ આદિ પરપક્ષ જાણવો. સર્વ સાવદ્યવિરત સાધુ પણ ચૈત્યદ્રવ્યની ઉપેક્ષા કરે તો અનંતસંસારી થાય છે. તો પછી શ્રાવક થાય એમાં તો શું આશ્ચર્ય!

શંકાઃ—ત્રિવિધ ત્રિવિધે સર્વ સાવદ્યનું પચ્ચખાણ કરનાર સાધુને, ચૈત્યદ્રવ્યની રક્ષા કરવાનો અધિકાર શી રીતે ઘટે?

સમાધાનઃ—જો સાધુ, રાજા, મંત્રી વગેરે પાસે માગણી કરીને ઘર, દુકાન, ગામ વગેરે મંદિર ખાતે અપાવી આદાન કર્મથી નવું જિનમંદિર કરાવે તો તો સાધુને દોષ લાગે, કારણ કે, એવાં સાવદ્ય કામ કરવાનો સાધુને અધિકાર નથી. પણ કોઈ ભદ્રક જીવે ધર્માદિકને અર્થે પૂર્વે આપેલા અથવા બીજા ચૈત્યદ્રવ્યનો કે ચૈત્યનો વિનાશ થતો હોય તો તેનું જો સાધુ રક્ષણ કરે, તો કાંઈ દોષ નથી. એટલુંજ નહિં પણ એમ કરવામાં જિનાજ્ઞાની સમ્યક્ પ્રકારે આરાધના થતી હોવાથી સાધુધર્મને ઉલટી પુષ્ટિ મળે છે. જેમ 'સાધુ નવું જિનમંદિર કરાવે નહિં, પણ પૂર્વે કરેલા જિનમંદિરનું તેના શત્રુને યોગ્ય શિક્ષા કરી રક્ષણ કરે, તો તે સાધુને કાંઇ પ્રાયશ્ચિત લાગતું નથી, અથવા સર્વ સાવદ્યવિરતિ રૂપ પ્રતિજ્ઞાને પણ બાધ આવતો નથી. તેમ ચૈત્યદ્રવ્યની રક્ષામાં પણ જાણવું.' આગમમાં પણ એમજ કહેલું છે. "શંકાકાર કહે છે કે—"જિનમંદિર સંબંધી ક્ષેત્ર, સુવર્ણ, ગામ, ગાય વગેરે વસ્તુના સંબંધમાં આવનાર સાધુને ત્રિકરણશુદ્ધિ શી રીતે થાય?" ઉત્તરમાં આચાર્ય મહારાજ કહે છે કે—"અહિં બે વિકલ્પ છે, જો સાધુ મંદિર સંબંધી વસ્તુ પોતે માગે તો તેની ત્રિકરણ શુદ્ધિ ન થાય, પણ જો કોઈ ચૈત્ય સંબંધી વસ્તુ હરણ કરે, અને તે બાબતની જો સાધુ ઉપેક્ષા કરે, તો તેની ત્રિકરણ શુદ્ધિ ન થાય; એટલુંજ

---

૨. દ્રવ્યસપ્તતિકામાં કહેલ છે.

ધર્મની રૂચિ શ્રદ્ધા કે આસ્તિકતા ધરાવતો હરકોઇ માણસ પોતાથી બને તેટલો તેમાં વધારો કરે છે. તેનું જતન કરે છે અને ઘરની મીલ્કત કરતાં પણ તેની સાર-સંભાળમાં કલ્યાણ માને છે. કારણકે તેમ કરવાથી તેનો આ ભવ અને પરભવ બન્ને સુધરે છે. આ પ્રમાણે ૩ **શ્રાદ્ધદિનકૃત્ય** પૃષ્ઠ ૩૨માં કહેલ છે.

જૈન શાસ્ત્રના આદેશ મુજબ કોઇપણ કાર્ય માટે જૈનશાસનમાં બે આધારો માનવામાં આવે છે. પહેલો આધાર **જૈનશાસ્ત્રોનો** અને બીજો આધાર **આચરણાનો**, કે જેને ૪ શ્રી સ્થાનાંગસૂત્ર, શ્રી ભગવતીસૂત્રમાં **જીતઆચાર** તરીકે જણાવવામાં આવેલ છે. સંવિજ્ઞ બહુશ્રુતોએ પ્રવર્તાવેલ ત્રીજીપેઢીના આચારને **જીતાચાર** કહે છે! આ જીતાચાર માટે ૫ **ધર્મરત્ન** પ્રકરણ પૃ. ૪૮ વિગેરે ગ્રંથોમાં ત્યાંસુધી કહેવાયું છે કે આગમથી જૂદી રીતની પણ આચરણાને માર્ગને અનુસરવાવાળાએ પ્રમાણિક ગણવી જોઇએ.

નહિં પણ ચૈત્યદ્રવ્યની હરણોપેક્ષા રૂપ અભક્તિ પણ થાય. માટે કોઇને પણ હરણ કરતાં અવશ્ય વારવો જોઇએ, કારણકે, દેવદ્રવ્યના રક્ષણકાર્યમાં સર્વ બલવડે પ્રયત્નશીલ થવું, દેવદ્રવ્યનું રક્ષણ કરવું તે સાધુ અને શ્રાવક સૌનું કાર્ય છે."

તેમજ ચૈત્યદ્રવ્ય ખાનારો, બીજા ખાનારાની ઉપેક્ષા કરનારો, અને પ્રજ્ઞાહીન એટલે અંગ ઉપર ઉધાર આંપીને કિંવા બીજી રીતે ચૈત્યદ્રવ્યનો નાશ કરનારો અથવા કયું કામ થોડા દ્રવ્યમાં થાય ? અને કયા કામને ઘણું દ્રવ્ય લાગે ? એ વાતની ખબર ન હોવાથી મતિમંદપણાને લીધે ચૈત્યદ્રવ્યનો નાશ કરનારો, અને ખોટું નામું લખનારો, શ્રાવક પાપકર્મથી લેપાય છે,' 'દેવદ્રવ્યની આવકમાં ભંગ આવે એવું કોઇ પણ કૃત્ય કરે, અથવા પોતે આપવા કબૂલ કરેલું દેવદ્રવ્ય ન આપે તથા દેવદ્રવ્ય ભક્ષણ કરનારની ઉપેક્ષા કરે, તો પણ તે સંસારમાં ભમે છે.' 'જિનપ્રવચનની વૃદ્ધિ કરનાર અને જ્ઞાન દર્શનના ગુણની પ્રભાવના કરનાર એવા જો ચૈત્યદ્રવ્યનું ભક્ષણ કરે, તો અનંતસંસારી થાય.' દેવદ્રવ્ય હોય તો મંદિરની સારસંભાળ તથા હમેશાં પૂજા, સત્કાર થવાનો સંભવ છે, ત્યાં જિનમંદિરે મુનિરાજનો પણ યોગ મળી આવે છે. તેમનું વ્યાખ્યાન સાંભળવાથી કેવળભાષિત ધર્મની વૃદ્ધિ અને જ્ઞાન દર્શનના ગુણની પ્રભાવના થાય છે. 'જિનપ્રવચનની વૃદ્ધિ કરનારા અને જ્ઞાન દર્શનના ગુણોની પ્રભાવનો કરનારા દેવદ્રવ્યનું જે રક્ષણ કરે, તે પરિમિત (અલ્પ) સંસારી થાય.' 'જિનપ્રવચનની વૃદ્ધિ કરનારા દેવદ્રવ્યની, પૂર્વનું હોય તેનું રક્ષણ તથા નવાનો ઉમેરો કરી જે વૃદ્ધિ કરે, તે જિનભાષિત ધર્મની અતિશય ભક્તિ કરવાથી તીર્થંકરપણું પામે.' પંદર કર્મદાન તથા બીજા નિંદ્ય વ્યાપાર વર્જીને સારા વ્યવહારથી તથા ન્યાયમાર્ગેજ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી. કહ્યું છે કે—'મોહથી મુઝાયેલા

---

દેવદ્રવ્ય એ દેવમંદીરનાજ કાર્યમાંજ વપરાય તેવો વ્યવહાર પુરાતન કાળથી જૈનોમાં અસ્ખલિત છે. આ રીતે કોઈપણ વ્યવહારના બે પ્રકારોના આધારોમાં પ્રથમ આચરણારૂપ જીતાચાર દેવદ્રવ્ય દેવસિવાય બીજા કોઈપણ કાર્યમાં ન વપરાય, તેમજ તેનું ભક્ષણ કે હાનિ મહાપાપરૂપ ગણાય છે.

દેવદ્રવ્યનું રક્ષણ અને વધારનારની મહત્તા અને ભક્ષણ કે હાની કરનારની જુગુપ્સનીયતા સ્પષ્ટ વ્યવહારમાં મનાય છે. તે રીતે જીતાચારથી સિદ્ધ હોવા છતાં જૈનશાસ્ત્રોમાં પણ દેવદ્રવ્ય દેવસિવાયના બીજા કોઇ પણ કાર્યમાં ન વપરાય, તે રીતના ઘણા આધારો છે.

૪૫ આગમગ્રંથોમાં **ઉપાસકદશાંગ, વ્યવહાર, નિશીથ,** અને **પંચકલ્પ ભાષ્ય** વિગેરેનો સમાવેશ થાય છે. ૬ ઉપાસકદશાંગ પૃ. ૧૩ માં "**गुरुनिग्गहेण**" આગારપદની વ્યાખ્યામાં ટીકાકાર તેનો અર્થ કરતાં દેવદ્રવ્યના પ્રત્યનીકનો ઉપદ્રવ હોય તો આ આગાર સમજવો—તેમ જણાવે છે. ૭ **વ્યવહારભાષ્ય** ઉદ્દેશા ૯ (નવ) ગાથા ૬૨–૬૩ ૬૪ માં શાસ્ત્રકાર મહારાજ ત્યાંસુધી જણાવે છે કે દેવદ્રવ્યમાંથી પોતાના માટે બનાવેલ આહાર કોઈ મુનિને વહોરાવે તો તે મુનિને કલ્પે નહિ, એટલુંજ નહિ પણ ચૈત્યના પ્રત્યનીકનું

કેટલાક અજ્ઞાની લોકો જિનેશ્વર ભગવાનની આણાથી વિપરીત માર્ગે દેવદ્રવ્યની વૃદ્ધિ કરતા ઉલટા સંસારમાં ડૂબે છે.' 'શ્રાવક શિવાય બીજા લોકોની પાસેથી બદલામાં વધારે વસ્તુ રખાવી તથા વ્યાજ પણ વધારે લઇ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી ઉચિત છે' એવો કેટલાક લોકોનો અભિપ્રાય છે. સમ્યક્ત્વવૃત્તિ આદિ ગ્રંથોમાં સંકાશની કથાને વિષે એમજ કહ્યું છે.

દેવદ્રવ્યના ભક્ષણ રક્ષણ ઉપર

## સાગરશ્રેષ્ઠીનું દૃષ્ટાન્ત.

સાકેતપુર નામના નગરમાં સાગર નામનો શ્રાવક રહેતો હતો. ત્યાંના શ્રાવકોએ સાગર શ્રેષ્ઠિને સુશ્રાવક જાણી સર્વ દેવદ્રવ્ય સોંપ્યું અને કહ્યું કે "મંદિરનું કામ કરનારા સૂતાર આદિને આ દ્રવ્ય મહેનત પ્રમાણે આપજો" પછી સાગર શ્રેષ્ઠિએ લોભથી તે દેવદ્રવ્ય વાપરીને ધાન્ય, ગોળ, ઘી, તેલ, કપડાં આદી ઘણી ચીજો વેચાતી લઇ મૂકી, અને સૂતાર વગેરેને રોકડનાણું આપવાના બદલામાં તેમને ધાન્ય, ગોળ, ઘી આદી વસ્તુઓ આપતો અને તેમાંથી તેણે એક હજાર કાંકિણનો અંગત લાભ ઉઠાવ્યો. આથી તેણે ઘોર પાપ કર્મ ઉપાર્જન કર્યું. અને તે પાપને આલોચ્યા વિના તે મૃત્યુ પામી જલમનુષ્ય તરીકે ઉત્પન્ન થયો, ત્યાં તેને વજ્રઘરટ્ટમાં પીલ્યો. ત્યાંથી મરણ પામી ત્રીજી નરકે ગયો. **વેદાંતમાં** પણ કહ્યું છે કે—'દેવદ્રવ્યથી તથા ગુરૂદ્રવ્યથી થએલી દ્રવ્યની વૃદ્ધિ પરિણામે સારી નથી. કેમકે, તેથી ઇહલોકે કુલ નાશ અને મરણ પછી નરક ગતિ થાય છે.' એમ સર્વ મળી લાખો ભવ સંસારમાં ભમતાં ભમતાં તેણે પૂરા કર્યા. પછી ઘણું ખરૂં પાપ ક્ષીણ થયું, ત્યારે વસંતપુર નગરમાં વસુદત્ત શ્રેષ્ઠિની સ્ત્રી વસુમતિની કૂખે પુત્રપણે ઉત્પન્ન થયો. તે ગર્ભમાં હતો ત્યારે વસુદત્ત શ્રેષ્ઠિ મરણ પામ્યો, અને તેને પાંચમું વર્ષ બેસતાં વસુમતી પણ દેવગત્ થઈ. તેથી લોકોએ તેનું "નિષ્પુણ્યક" એવું નામ પાડ્યું.

---

ગ્રહણ કરનાર પોતે દેવનો પ્રત્યનીક બને છે. ૮ **પંચકલ્પ ભાષ્ય** ગાથા ૧૫૭૦–૭૩**માં** શાસ્ત્રકાર મહારાજ જણાવે છે કે દેવમંદિરનું દ્રવ્ય કોઇ હરણ કરતું હોય તેમાં સંસારથી નિરપેક્ષ એવો મુનિ પણ ઉપેક્ષા કરે તો તેની સંયમશુદ્ધિ નથી. વિશેષમાં ત્યાં જણાવ્યું છે કે ચારિત્રી મુનિ અને અચારિત્રી–શ્રાવક સૌ કોઈએ તેનું રક્ષણ કરવું જોઇએ. ૯ **નિશીથચૂર્ણિ** ગાથા૩૩૧૦ **માં** ગ્રંથકાર ત્યાં સુધી જણાવે છે કે કોઇ દેવદ્રવ્ય રાજાને આધીન હોય અને ઘણા પ્રયત્ન કર્યા છતાં શ્રાવકોથી તેનો ઉપાય ન થતો હોય તો મુનિ આતાપના વિગેરે ઉગ્ર તપકષ્ટથી પણ તેની રક્ષા કરવાનો પ્રયત્ન કરે, તથા તેજ ગ્રંથમાં બીજે ઠેકાણે શાસ્ત્રકાર મહારાજ જણાવે છે કે દેવદ્રવ્યનો પ્રત્યનીક જેનાથી ધર્મની પ્રાપ્તિ ન થોય તેવા દર્શનમોહનીય–મિથ્યાત્વને જીવ ઉપાર્જન કરે છે, અર્થાત દેવદ્રવ્યની ભક્ષણબુદ્ધિ કે હરવાની ઇચ્છા જેનામાં થાય તેનામાં ધર્મ સંભવેજ ક્યાંથી ?

આગમગ્રંથ ઉપરાંત સુવિહિત પૂર્વાચાર્યોના અનેક ગ્રંથોમાં દેવદ્રવ્યનું રક્ષણ અને વૃદ્ધિ કરનારને અનેક લાભ અને ફળ ગણાવ્યાં છે; તેમજ તેનું હરણ કરનાર કે હાનિ

તેનો મામો તેને પોતાને ઘેર લઇ ગયો. દૈવયોગે તેજ દિવસની રાત્રિએ મામાનું ઘર ચોરોએ લૂટયું. એમ જેને જેને ઘેર તે એક દિવસ પણ રહ્યો, તે સર્વને ત્યાં ચોર, ધાડ અગ્નિ વગેરેનો ઉપદ્રવ થયો. નિષ્પુણ્યક છેવટે દેશાંતરે ભમતાં તામ્રલિપ્તિ નગરીએ ગયો. ત્યાં વિનયંધર શ્રેષ્ઠીને ત્યાં ચાકરપણે રહ્યો. જે દિવસે તે રહ્યો તેજ દિવસે વિનયંધર શ્રેષ્ઠિનું ઘર સળગ્યું. તેથી તેણે પોતાના ઘરમાંથી તેને કાઢી મૂકયો. પછી શું કરવું ? તે ન સૂઝવાથી પૂર્વભવે ઉપાર્જેલા દુષ્કર્મની નિંદા કરવા લાગ્યો. કહ્યું છે કે—'સર્વે જીવ સ્વવશપણે કર્મ કરે છે, પણ તે ભોગવવાનો અવસર આવે ત્યારે પરવશ થઇને ભોગવે છે.' છેવટે નિષ્પુણ્યક "યોગ્ય સ્થાનનો લાભ ન થવાથી ભાગ્યના ઉદયને હરકત આવે છે." એમ વિચારી સમુદ્રતીરે ગયો, અને ધનાવહ શ્રેષ્ઠિની ચાકરી કબૂલ કરી. વહાણ ઉપર ચઢયો, અને શ્રેષ્ઠીની સાથે ક્ષેમ કુશળથી પરદ્વીપે ગયો, હવે મનમાં વિચાર કરવા લાગ્યો કે, "મ્હારૂં ભાગ્ય ઉઘડયું લાગે છે કારણકે, હું અંદર બેઠો છતાં વહાણ ભાગ્યું નહિં. અથવા મ્હારૂં દુર્દૈવ આ વખતે પોતાનું કામ ભૂલી ગયું. કે શું ? રખેને પાછા વળતાં તેને તે યાદ આવે !" નિષ્પુણ્યકના મનમાં આવેલી આ કલ્પના ખરી કરવાને અર્થેજ કે શું ? તેના દુર્દૈવે પાછા વળતાં તે વહાણના કટકા કર્યા. દૈવયોગથી નિષ્પુણ્યકને હાથ પાટિયું આવ્યું તેની મદદથી તે સમુદ્ર કાંઠાના એક ગામે આવ્યો, અને ત્યાંના ઠાકોરના આશ્રય તળે રહ્યો.

એક દિવસે ચોરોએ ઠાકોરના ઘરે ધાડ પાડી અને નિષ્પુણ્યકને ઠાકોરનો પુત્ર જાણી બાંધીને તેઓ પોતાની પલ્લીએ લઇ ગયા. તેજ દિવસે બીજા કોઈ પલ્લીપતિએ ધાડ

---

કરનારને અનેક ગેરલાભ જણાવ્યા છે. જગતમાં મહાપાપી અને અદૃષ્ટવ્ય મુખવાળા ગણાતા, સાધ્વી સ્ત્રીનું શીયળ ભ્રષ્ટ કરનારા, ધર્મને વગોવનારા ભયંકર માનવીઓ સાથે દેવદ્રવ્યને હરણ કરનારને **સંબોધપ્રકરણ** પૃ. ૪માં સરખાવેલ છે. તેમજ તેમના ઘેર જમનારને તથા તેમની જોડે સબંધ રાખનારને પણ **દ્રવ્યસપ્તતિકામાં** પ્રાયશ્ચિત્તને નિર્દેશ કર્યો છે. આ ઉપરાંત **જૈન શાસ્ત્રીય ગ્રંથોમાં** દેવદ્રવ્યનું હરણ કરનાર કેવાં ભયંકર દુઃખો પામે છે, તેના ઉદાહરણો પણ મળે છે અને તેનું રક્ષણ કરનાર કેવી રીતે સમૃદ્ધિ પામે છે. તેના દૃષ્ટાંતો પણ ઘણાં પ્રાચીન જૈનશાસ્ત્રોમાં મળે છે.

વિક્રમની છઠ્ઠી શતાબ્દિમાં થયેલ સિદ્ધર્ષિ ગણિ મહારાજે કરેલ શ્રી ૧૦ **ચંદકેવલિચરિત્ર** વિક્રમ સં ૫૯૮ માં પૂર્વ પ્રાકૃત પ્રબંધોને આધારે રચેલ છે. તેમાં પૃ. ૬૫ ઉપર ગાથા ૨૭–૩૮ માં જણાવે છે કે સિદ્ધપુરના શ્રાવકો કે જેમણે દેવદ્રવ્યનું ભક્ષણ કર્યું છે. તેમને ત્યાંથી ભોજન લેવું વ્યાજબી નથી. આથી ત્યાં શ્રી ચંદકેવલી ભોજન લેતા નથી અને ત્યાં આગળ ગ્રંથકારે દેવદ્રવ્ય ભક્ષણ કરનારને સાતમી નારકી ,દેવદ્રવ્ય વધારનારને તીર્થંકર નામકર્મની પ્રાપ્તિ અને દેવદ્રવ્યથી પોતાના પૈસાની વૃદ્ધિ કરનારનો કુળ અને ધનના નાશ જેવા અનિષ્ટો થાય છે. તેમ શ્રીચંદના મુખે કહે છે અને તેમ કહી શ્રીચંદ સિદ્ધપુરના સંઘને દેવઋણમાંથી મુક્ત કરે છે. તે જણાવ્યું છે.

પાડી તે પલ્લીનો મૂળથી નાશ કર્યો. તેથી ચોરોએ નિષ્પુણ્યકને કમનસીબ જાણીને કાઢી મુકયો. આ રીતે જૂદા જૂદા નવસો નવાણું સ્થળોને વિષે ચોર, જળ, અગ્નિ, સ્વચક્ર, પરચક્ર મરકી આદિ અનેક રોગ થવાથી તે નિષ્પુણ્યકને લોકોએ કાઢી મુકયો. ત્યારે તે મહા દુઃખી થઇ એક મ્હોટી અટવીમાં સેલક નામા યક્ષને મંદિરે આવ્યો. એક દિવસે ઘણા ઉપવાસ કરવાથી પ્રસન્ન થએલા યક્ષે તેને કહ્યું કે, "દરરોજ સંધ્યા સમયે મ્હારી આગળ સુવર્ણમય એક હજાર ચંદ્રકને–પિચ્છાંને ધારણ કરનારો મોર નૃત્ય કરશે. તેનાં દરરોજ પડી ગએલાં પિચ્છાં ત્હારે લેવાં." યક્ષનાં આવા વચનથી ખુશી થયેલા નિષ્પુણ્યકે કેટલાંક પિચ્છાં સંધ્યા સમયે પડી ગયાં, તે એકઠાં કર્યાં. એમ દરરોજ એકઠાં કરતાં નવસો પિચ્છાં ભેગાં થયાં. એકસો બાકી રહ્યાં. પછી નિષ્પુણ્યકે દુર્દૈવની પ્રેરણાથી મનમાં વિચાર્યું કે, "બાકી રહેલાં પિચ્છાં લેવાને માટે હવે કેટલા દિવસ આ જંગલમાં રહેવું પડશે ? માટે બધાં પિચ્છાં સામટાં એક મૂઠીથી મોરને પકડીને બીજી મુઠીથી ઉખેડી લેવાં શું ખોટાં ?" એમ વિચારી તે દિવસે મોર નાચવા આવ્યો, ત્યારે એક મૂઠીથી તેનાં પિચ્છાં પકડવા ગયો. એટલામાં મોર કાગડાનું રૂપ કરીને ઉડી ગયો, અને પૂર્વે એકઠાં કરેલાં નવસો પિચ્છાં પણ જતાં રહ્યાં ! "મેં ફોગટ આટલી ઉતાવળ કરી." એમ દીલગીરી કરતા નિષ્પુણ્યકે આમ તેમ ભમતાં એક જ્ઞાની ગુરૂને દીઠા. તેમની પાસે જઇ વંદના કરી તેણે તેમને પોતાના પૂર્વકર્મનું સ્વરૂપ પૂછયું. જ્ઞાની ગુરૂએ પૂર્વભવનું સ્વરૂપ જેવું હતું તેવું કહ્યું. તે સાંભળી પૂર્વે દેવદ્રવ્ય ઉપર પોતાની આજીવકા કરી પાપ બાંધ્યું હતું તેનું પ્રાયશ્ચિત્ત માગ્યું. મુનિ મહારાજે કહ્યું કે, 'દેવદ્રવ્યની રક્ષા તથા તેની વૃદ્ધિ કર.' તે સાંભળી નિષ્પુણ્યકે જ્ઞાની ગુરૂ પાસે નિયમ લીધો કે, "મેં પૂર્વભવે જેટલું દેવદ્રવ્ય વાપર્યું હોય, તે કરતાં હજારગણું દ્રવ્ય દેવદ્રવ્ય ખાતે મ્હારાથી ન

---

વિક્રમની છઠ્ઠી શતાબ્દિમાં થયેલ સંઘદાસગણિ મહત્તર મહારાજે ૧૧ વસુદેવહિણ્ડિ નામનો ગ્રંથ બનાવ્યો છે. જે ગ્રંથને મુનિ શ્રી પુણ્યવિજયજીએ પ્રસિદ્ધ કરેલ છે. અને તેનો અનુવાદ શ્રી ભોગીલાલ જેચંદ સાંડેસરાએ કરેલ છે. તે મૂળ ગ્રંથના પૃ ૧૧૩ અને ભાષાન્તર ગ્રંથના પૃષ્ઠ ૧૪૨–૧૪૩ માં અંધ્રકવૃષ્ણિની કથાના પૂર્વભવ સબંધમાં સુરેન્દ્રદત્તે રૂદ્રદત્ત નામના પોતાના મિત્રને ત્રણ કરોડ સોનૈયા જિનમંદિરની પૂજા માટે આપ્યા, પણ રૂદ્રદત્ત તે ગુમાવી બેઠો. આથી દેવદ્રવ્યનો દેવાદાર બની, અનેક ભવ રખડયો. અહિં ગ્રંથકાર કહે છે કે દેવદ્રવ્યનો નાશ કરવાથી અશાતાવેદનીય, દર્શનમોહનીય અને સાતમી નરક રૂદ્રદત્તને પ્રાપ્ત થઇ અને ઘણું દુઃખ પામ્યો.

૧૪૪૪ પ્રકરણના પ્રણેતા યુગપ્રધાનાચાર્ય હરિભદ્રસૂરિ મહારાજ જે વિક્રમના છઠ્ઠા સૈકામાં થયેલા છે. અને જેમના બનાવેલા ષડ્દર્શનસમુચ્ચય, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, યોગદૃષ્ટિસમુચ્ચય વિગેરે અનેક ગ્રંથો છે. હરિભદ્રસૂરિ મહારાજની અને તેમના ગ્રંથોની પાછળના આચાર્યોએ ઠેર ઠેર પ્રમાણ આપી સ્તુતિ કરી છે. આ આચાર્ય મહારાજે દેવદ્રવ્ય સંબંધી **ઉપદેશપદ, સંબોધપ્રકરણ અને પંચાશકમાં** વિસ્તૃત રીતે વર્ણન કર્યું છે.

અપાય, ત્યાં સૂધી અન્ન વસ્ત્ર સિવાય વધારે દ્રવ્યનો મારે સંગ્રહ ન કરવો." અને આ નિયમની સાથે શુદ્ધ શ્રાવકધર્મ પણ તેણે ગુરુની સાખે આદર્યો. પૂર્વભવે વાપરેલી એક હજાર કાંકિણીના બદલામાં દશ લાખ કાંકિણી તેણે થોડા દિવસમાં દેવદ્રવ્ય ખાતે આપી. અને દેવદ્રવ્યના ઋણમાંથી છૂટયા પછી ઘણું દ્રવ્ય ઉપાર્જીને તે પોતાને નગરે આવ્યો. પછીથી તે જિનમંદિરોની સાર સંભાળ સર્વ શક્તિથી કરવા લાગ્યો અને દેવ–દ્રવ્યનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરી પૂણ્ય ઉપાર્જ્યું તથા છેવટે તેણે જિનનામકર્મ બાંધ્યું. પછી તે નિષ્પુણ્યકે અવસરે દીક્ષા લઇ પ્રથમ સ્થાનકની આરાધના કરી, પૂર્વે બાંધેલું જિનનામકર્મ નિકાચિત કર્યું. સર્વાર્થસિદ્ધ મહાવિમાને દેવતાપણું ભોગવી અનુક્રમે મહાવિદેહ ક્ષેત્રમાં અરિહંતની ઋદ્ધિ ભોગવી સાગર શ્રેષ્ઠિનો જીવ નિષ્પુણ્યક મુક્તિપદને પામ્યો. આ રીતે દેવદ્રવ્ય ઉપર સાગરશ્રેષ્ઠિની કથા કહી છે.

### જ્ઞાનદ્રવ્ય અને સાધારણ દ્રવ્ય ઉપર.

## કર્મસાર અને પુણ્યસારનું દૃષ્ટાન્ત.

ભોગપુર નગરમાં **ધનાવહ** નામે શેઠ રહેતો હતો તેને **ધનવતી** નામે સ્ત્રી હતી. તેમને **કર્મસાર** અને **પુણ્યસાર** નામે બે સુંદર પુત્રો એક સાથે જન્મ્યા.

શેઠે બન્ને પુત્રોને સર્વ વિદ્યા તથા કળામાં નિપુણ એવા ઉપાધ્યાય પાસે ભણવાને મૂકયા. પુણ્યસાર સુખથી સર્વે વિદ્યાઓ ભણ્યો, કર્મસાર ઘણો પરિશ્રમ કર્યા છતાં કાંઈ ભણી શકયો નહિ. બન્ને પુત્ર યુવાવસ્થામાં આવ્યા, ત્યારે મા બાપે ધન ઘણું હોવાથી બન્ને જણાને ગાજતે વાજતે પરણાવ્યા. "માંહો માંહે કલહ ન થવો જોઈએ" એમ વિચારી ધનાવહ શેઠે એકેક પુત્રને બાર બાર ક્રોડ સોનૈયા જેટલો ભાગ વહેંચી આપી બન્ને પુત્રોને જૂદા રાખ્યા અને ધનાવહ શેઠ પોતાની પત્ની સાથે દીક્ષા લઇ સ્વર્ગે ગયો.

---

શ્રી હરિભદ્રસૂરિ મહારાજે રચેલ ઉપદેશ પદની ટીકા–વિક્રમ સં. ૧૧૭૪માં અણહિલ પાટણમાં મુનિચંદ્રસૂરિજીએ કરેલ છે. આ ૧૨ ઉપદેશપદની ગા. ૧૪–૧૫માં ગ્રંથકાર આચાર્ય મહારાજ જણાવે છે કે ચૈત્યદ્રવ્યનો જે નાશ કરે છે તે ધર્મને જાણતો નથી અથવા નરકના આયુષ્યનો બંધ કરેલ હોવાથી તે નિષ્ઠુર પરિણામી છે; તેમજ જો સાધુ પણ ચૈત્યદ્રવ્યનો નાશ થતો જોવે છતાં ઉપેક્ષા રાખે તો અનંત સંસારમાં રખેડે છે. ગ્રંથકાર મહારાજ આગળ તે ગ્રંથની ગાથા. ૧૭–૧૮માં જણાવે છે કે જીનપ્રવચનની વૃદ્ધિ કરનાર અને જ્ઞાનદર્શન ગુણનું પ્રભાવક જીનદ્રવ્યનું રક્ષણ કરનાર અલ્પસંસારી થાય છે, અને જિનદ્રવ્યનો વધારનાર તિર્થંકરનામ કર્મને મેળવે છે. મુનિચંદ્રસૂરિજી મહારાજ ટીકામાં '**નાણદંસણગુણાણં પભાવગં**'ની વ્યાખ્યા કરતાં સ્પષ્ટ કરે છે. કે 'દેવમંદિરના દર્શનાર્થે આવતાં સંવિગ્ન ગીતાર્થ આચાર્યોના ઉપદેશથી સમ્યગ્જ્ઞાન અને દર્શનની વૃદ્ધિ થાય છે, તે પણ ચૈત્યરૂપ જિનદ્રવ્યનો પ્રભાવ છે.' નહિ કે અહિં ચૈત્યદ્રવ્યનો ઉપયોગ જ્ઞાનમાં કરવો તેમ શાસ્ત્રકાર કહે છે. અહિં તો શાસ્ત્રકારે કહે છે કે ચૈત્યદ્રવ્ય પોતાના સ્થાનકે રહીનેજ જ્ઞાનગુણ અને દર્શનગુણનું પ્રભાવક છે. આ ઉપદેશપદની ગાથા–

કર્મસારે થોડા દિવસમાં પિતાએ આપેલા બાર ક્રોડ સોનૈયા ખોઇ નાંખ્યા. પુણ્યસારના બારક્રોડ સોનૈયા ચોરોએ ખાતર પાડીને લૂંટી લીધા. આમ આ બન્ને ભાઇ દરિદ્રી થયા. બન્ને જણાની સ્ત્રીઓ અન્ન વસ્ત્ર ન મળવાથી પોતાને પિયર ગઇ. કહ્યું છે કે—'લોકો ધનવંત પુરૂષની સાથે પોતાનું ખોટું સગપણ જગત્‌માં દેખાડે છે, અને કોઇ નિર્ધન પુરૂષની સાથે ખરેખર અને નજીકનું સગપણ હોય તો પણ તેથી ઘણુંજ શરમાય છે. ધન જતું રહે છે, ત્યારે ગુણવાન્ પુરૂષને પણ તેના પરિવારના લોકો નિર્ગુણ માને છે,' પછી "તમે બુદ્ધિહીણ તથા ભાગ્યહીણ છો." એમ લોકો ઘણી નિંદા કરવા લાગ્યા, ત્યારે લજ્જા પામીને તે બન્ને ભાઈ દેશાંતર ગયા. બીજો કોઈ ઉપાય ન હોવાથી બન્ને જણા કોઈ મ્હોટા શેઠને ઘેર જૂદી જૂદી નોકરી કરવા રહ્યા. જેને ઘેર કર્મસાર રહ્યો હતો, તે શેઠ કપટી હોવાથી તેણે ઠરાવેલો પગાર પણ આપ્યો નહિં. આથી કર્મસારે ઘણો વખત થયા છતાં કાંઈ પણ પૈસા એકઠા કર્યા નહિં. પુણ્યસારે થોડા ઘણા પૈસા ભેગા કર્યા અને તેનું પ્રયત્નથી રક્ષણ કર્યું છતાં ધૂર્ત્ત લોકો તે સર્વ હરણ કરી ગયા. પછી કર્મસાર જૂદા જૂદા ઘણા શેઠીઆઓને ત્યાં ચાકરીએ રહ્યો, પણ ધન સંપાદન કરી શકયો નહિં.

જો કે પુણ્યસારે તો અગીઆર વાર કાંઇક ધન મેળવ્યું, પણ તેટલીજ વાર પ્રમાદથી ખોઈ નાંખ્યું. છેવટે બન્ને જણા બહુ ખેદ પામ્યા, અને એક વહાણ ઉપર ચઢી રત્નદ્વીપે ગયા. ત્યાં ભક્ત જનોને સાક્ષાત્ ફળ દેખાડનારી એક દેવી આગળ મૃત્યુ અંગીકાર કરી બન્ને જણા બેઠા. એમ કરતાં સાત ઉપવાસ થયા, ત્યારે આઠમે ઉપવાસે દેવીએ કહ્યું કે, "તમે

---

૪૦૩ થી ૪૧૨ સુધીમાં 'સંકાશ'નું ઉદાહરણ આપ્યું છે. સંકાશ ગંધિલાવતી નગરીનો શાહુકાર હતો. સ્થિતિ પલટાતાં દેવદ્રવ્ય તેણે વ્યાપારમાં વાપર્યું. મરી તગરા નગરીમાં ઉત્પન્ન થયો. તે નિર્ધન થયો. કેવલિ ભગવંતને પુછતાં તેને દેવદ્રવ્યનું હરણ તેં પૂર્વભવમાં કર્યું છે તેથી તું નિર્ધન છે તેમ કહ્યું. તેણે ત્યાં પ્રાયશ્ચિત્ત લીધું અને પોતાનું સર્વધન દેવદ્રવ્યમાં આપ્યું વિગેરે સંબંધ છે.

શ્રી હરિભદ્રસૂરિ મહારાજે ૧૩ **સંબોધ પ્રકરણમાં** ગાથા ૯૮ થી ૧૦૮ સુધીમાં જિન-દ્રવ્યનું રક્ષણ કરનાર અને વધારનારના લાભ. ઉપેક્ષા કરનાર, ઓછું કરનાર અને ભક્ષણ કરનારના ગેરલાભ વગેરે જણાવ્યા છે. તે ઉપરાંત સાધુને પણ તેની ઉપેક્ષા નહિ કરવાનું અને ભૂલથી પણ તેનો ઉપભોગ થઇ જાય તો પ્રાયશ્ચિત્ત લેવાનું સૂચવ્યું છે.

હરિભદ્રસૂરિ મહારાજના રચેલ અને વિ. સં. ૧૦૨૪માં ધોળકામાં જેની ટીકા શ્રી અભયદેવસૂરિ મહારાજે રચેલ છે તે ૧૪ **પંચાશકગ્રંથમાં** આઠમા પંચાશકના શ્લો. ૯માં 'देवस्स परिभोगो अणेगजम्मेसु दारुणविवागो' કહી શ્રી હરિભદ્રસૂરિ મહારાજ કહે છે કે 'દેવદ્રવ્યનો ઉપભોગ અનેક જન્મભવ સુધી દારૂણ વિપાક આપે છે.'

વિક્રમની પાંચમી શતાબ્દિમાં થયેલ શ્રી ધનેશ્વરસૂરિ મહારાજે વિ. સં. ૪૭૭માં ૧૫ **શત્રુંજય માહાત્મ્ય** બનાવ્યું છે. તેમાં પૃ. ૮૧ શ્લોક ૬૮માં જણાવ્યું છે કે શત્રુ-

બન્ને ભાગ્યશાલી નથી.” દેવીનું આ વચન સાંભળી કર્મસાર ઉઠી ચાલતો થયો. એકવીસમા ઉપવાસે દેવીએ પુણ્યસારને ચિંતામણિ રત્ન આપ્યું. આથી કર્મસાર ખુબ પશ્ચાતાપ કરવા લાગ્યો, ત્યારે પુણ્યસારે કહ્યું કે “ભાઈ ખેદ કરીશ નહિં. આ ચિંતામણિરત્નથી ત્હારી પણ કાર્યસિદ્ધિ થશે.” પછી બન્ને ભાઇ આનંદ પામી ઘર તરફ જવા એક વહાણ ઉપર ચઢયા. રાત્રે પૂર્ણ ચંદ્રમાનો ઉદય થયો, ત્યારે મ્હોટા ભાઈએ કહ્યું, કે “ભાઇ! ચિંતામણિરત્ન કાઢ. આપણે જોઈએ કે, તે રત્નનું તેજ વધારે છે કે, ચંદ્રમાનું તેજ વધારે છે?” પછી વહાણના કાંઠા ઉપર બેઠેલા ન્હાના ભાઇએ દુર્દૈવની પ્રેરણાથી ચિંતામણિરત્ન હાથમાં લીધું, અને આમ તેમ દૃષ્ટિ ફેરવતાં તે રત્ન સાગરમાં પડયું. તેથી પુણ્યસારના સર્વ મનોરથનો ભંગ થયો. પછી એક સરખા દુઃખી થએલા બન્ને ભાઇ પોતાને ગામે આવ્યા.

એક સમયે તેમણે બન્ને જણાએ જ્ઞાની મુનિરાજને પોતાનો પૂર્વભવ પૂછયો. ત્યારે જ્ઞાનીએ કહ્યું કે “પૂર્વભવમાં ચંદ્રપુર નગરમાં જિનદત્ત અને જિનદાસ નામે પરમ શ્રાવક શેઠ રહેતા હતા. એક સમયે શ્રાવકોએ ઘણું એકઠું થયેલું જ્ઞાનદ્રવ્ય જિનદત્ત શેઠને અને સાધારણ દ્રવ્ય જિનદાસ શેઠને રાખવા માટે સોંપ્યું. તે બન્ને શેઠીઆઓ સોંપેલા દ્રવ્યની ઉત્તમ પ્રકારે રક્ષા કરતા હતા. એક દિવસે જિનદત્ત શેઠે પોતાને માટે કોઇ લખનાર પાસે પુસ્તક લખાવ્યું, અને પાસે બીજું દ્રવ્ય ન હોવાથી ‘એ પણ જ્ઞાનનુંજ કામ છે’ એમ વિચારી જ્ઞાનદ્રવ્યમાંથી બાર દ્રમ્મ લખનારને આપ્યા.

જિનદાસ શેઠે એક દિવસે વિચાર કર્યો કે, “સાધારણ દ્રવ્ય તો સાતે ક્ષેત્રે વપરાય છે, તેથી શ્રાવકથી પણ એ વાપરી શકાય એમ છે, અને હું પણ શ્રાવક છું. માટે હું મ્હારા કામને અર્થે વાપરૂં તો શી હરકત છે?” એમ વિચારી કાંઇ પણ ઘણું જરૂરનું કામ પડવાથી અને પાસે પોતાનું બીજું નાણું ન હોવાથી તેણે સાધારણ દ્રવ્યમાંના બાર દ્રમ્મ ધર્મ-

---

જય તીર્થનું માહાત્મ્ય એવું છે કે સદ્ધ્યાન અને પાત્રદાનમાં પરાયણ રહીને અહિં જિનેશ્વરની ભક્તિ કરે તો દેવદ્રવ્યનો હરનાર મહાપાપી મુક્ત થાય છે. તેજ ગ્રંથના પૃ. ૮૨ શ્લોક ૯૮ થી ૧૦૧ સુધીમાં દેવદ્રવ્યનું હરણ તેના કરનારની સાત પેઢી નિર્ધન બનાવે છે. વિગેરે વિગેરે જણાવે છે. તેજ ગ્રંથમાં આગળ પૃ. ૯૭માં ઝેર ખાવું સારૂં પણ દેવદ્રવ્ય ખોટું તેમ જણાવી દેવદ્રવ્યના ભક્ષણના દોષ જણાવ્યા છે.

વિક્રમની તેરમી શતાબ્દિમાં થયેલ દેવેન્દ્રસૂરિ મહારાજે ૧૬ **કર્મગ્રંથની** ગાથા ૫૫માં દેવદ્રવ્યનું હરણ કરનાર દર્શનમોહનીય કર્મ બાંધે છે તેમ જણાવ્યું છે. વિક્રમની તેરમી શતાબ્દિમાં થયેલ દેવેન્દ્રસૂરિ મહારાજના શિષ્ય ધર્મઘોષસૂરીજીએ રચેલ ૧૭ **શ્રાદ્ધજીતકલ્પમાં** દેવદ્રવ્યના ઉપભોગમાં પ્રાયશ્ચિત્તનો ઉલ્લેખ કરેલ છે. પૂર્વાચાર્ય કૃત ૧૮ **શ્રાદ્ધદિનકૃત્ય**, ૧૬મી શતાબ્દિમાં થયેલ શ્રી રત્નશેખરસૂરિકૃત ૧૯ **અર્થદીપિકા**, તથા **સંબોધસપ્તતિ**, ૧૬થી શતાબ્દિમાં થયેલ સોમગણિકૃત ૨૦ **ઉપદેશસ-**

કામમાં વાપર્યો. પછી તે બન્ને જણા પાપને આલોચ્યા વિના મરણપામી પહેલી નરકે ગયા. વેદાંતિઓએ પણ કહ્યું છે કે—'પ્રાણ કંઠગત થાય, તો પણ સાધારણ દ્રવ્યના ભક્ષણથી જે દઝાણો હોય તે પાછો રૂઝાતો નથી. સાધારણ દ્રવ્ય, દરિદ્રીનું ધન, ગુરુની સ્ત્રી અને દેવદ્રવ્ય એટલી વસ્તુ ભોગવનારને તથા બ્રહ્મહત્યા કરનારને સ્વર્ગમાંથી પણ નીચે ઉતારે છે.' નરકમાંથી નીકળીને તમે બન્ને જણા બાર હજાર ભવ ઘણું આશાતના વેદનીય કર્મ ભોગવ્યું, ઘણું ખરૂં પાપ ક્ષીણ થયું, ત્યારે જિનદત્તનો જીવ કર્મસાર અને જિનદાસનો જીવ પુણ્યસાર એવા નામથી ઉત્પન્ન થયો, પૂર્વભવે બાર દ્રમ્મ દ્રવ્ય વાપર્યું હતું, તેથી તમારે બન્ને જણાને બાર હજાર ભવમાં ઘણું દુઃખ ભોગવવું પડયું. આ ભવમાં પણ બારક્રોડ સોનૈયા જતા રહ્યા. બાર વાર ઘણો ઉદ્યમ કર્યો તોપણ એકને બિલકુલ ધનલાભની પ્રાપ્તિ થઇ નહિં, અને બીજાને જે દ્રવ્ય મળ્યું હતું, તે પણ જતું રહ્યું, તેમજ પારકે ઘેર દાસપણું તથા ઘણું દુઃખ ભોગવવું પડયું. કર્મસારને તો પૂર્વભવે જ્ઞાનદ્રવ્ય વાપરવાથી બુદ્ધિની ઘણીજ મંદતા વગેરે માઠું ફળ થયું."

મુનિરાજનું એવું વચન સાંભળી બન્ને જણાએ શ્રાવકધર્મનો અંગીકાર કર્યો, અને જ્ઞાનદ્રવ્ય તથા સાધારણ દ્રવ્ય લીધાના પ્રાયશ્ચિત્ત તરીકે કર્મસારે બાર હજાર દ્રમ્મ જ્ઞાન ખાતે તથા પુણ્યસારે બાર હજાર દ્રમ્મ સાધારણ ખાતે જેમ ઉત્પન્ન થતા જાય, તેમ આપવા એવો નિયમ લીધો. ત્યારપછી પૂર્વભવના પાપનો ક્ષયથવાથી તે બન્નેને પુષ્કળ નાણું મળ્યું. તેમણે જ્ઞાનદ્રવ્ય તથા સાધારણ દ્રવ્ય કબૂલ કર્યું હતું, તેટલું તો તે ખાતે આપ્યું. તે ઉપરાંત બન્ને ભાઈની પાસે થોડાજ વખતમાં બારક્રોડ સોનૈયા જેટલું ધન થયું. તેથી તેમણે જ્ઞાનદ્રવ્ય તથા સાધારણદ્રવ્યની ઘણી સારી વૃદ્ધિ કરી. અંતે દીક્ષા લઈ બન્ને જણા સિદ્ધ થયા. આ રીતે જ્ઞાનદ્રવ્ય અને સાધારણ દ્રવ્ય ઉપર કથા કહી.

---

સ્તિ, ૧૬મી શતાબ્દિમા થયેલ શ્રીરત્નમંડનગણિકૃત ૨૧ **સુકૃતસાગર**, ૧૬મી શતાબ્દિમાં થયેલ જિનમંડનગણિકૃત ૨૨ **શ્રાદ્ધગુણવિવરણ**, ૧૭મી શતાબ્દિની શરૂઆતમાં થયેલ હીરવિજયસૂરિમહારાજ અને સેનસૂરિ મહારાજને પૂછાયેલ પ્રશ્ન અને ઉત્તરરૂપ થયેલ ૨૩ **હીરપ્રશ્ન** અને ૨૪ **સેનપ્રશ્ન**, જિનવલ્લભકૃત ૨૫ **સંઘપટ્ટક**, વિ. સં. ૧૭૩૧માં ઉ. માનવિજયે રચેલ અને મહામહોપાધ્યાય યશોવિજયજીએ શોધેલ ૨૬ **ધર્મસંગ્રહ** અને ૧૯મી સદીમાં થયેલ વિજયલક્ષ્મીસૂરીકૃત ૨૭ **ઉપદેશ પ્રાસાદ** વગેરે વગેરે (બૃહત્કલ્પસૂત્ર સારાવલી પયન્નો, શત્રુંજય લઘુકલ્પ, નિર્વાણકલિકા, પૂજાપ્રકરણ, વિવેકવિલાસ, યોગશાસ્ત્ર, ગાથાસહસ્ત્રી, આત્મપ્રબોધ વિગેરે વિગેરે.) અનેક ગ્રંથોમાં દેવદ્રવ્યના રક્ષણ કરનારને લાભ, ભક્ષણ અને ઉપેક્ષા કરનારને ગેરલાભ વિગેરે જણાવ્યા છે. અર્થાત્ શ્રાવક ધર્મનું જે જે ગ્રંથોમાં પ્રતિપાદન આવે છે તે દરેક ઠેકાણે દેવદ્રવ્યના રક્ષણ અને તેની વૃદ્ધિ માટે શ્રાવકની ફરજ અને હરણ કે ઘટાડાથી બચવાનું, તેની સારસંભાળ રાખવાનું, ઉઘરાણીમાં ઢીલાશ નહિ રાખવાનું અને બોલીમાં બોલીને તે આપવામાં વિલંબ નહિ કરવાનું જણાવ્યું છે. વિ. સં. ૧૭૪૪ ઉ. લાવણ્યવિજયગણિએ ૨૮ **દ્રવ્યસપ્તતિકા**

જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્યનો વિવેકઃ—

જ્ઞાનદ્રવ્ય દેવદ્રવ્યની પેઠે શ્રાવકને કલ્પે નહિં સાધારણ દ્રવ્ય પણ સંઘે કોઈ શ્રાવકને આપ્યું હોય તો તે શ્રાવકને કલ્પે. આપ્યા વિનાનું સાધારણ દ્રવ્ય પણ શ્રાવકને લેવું કલ્પે નહિ. સંઘે સાધારણ દ્રવ્ય સાત ક્ષેત્રમાં વાપરવું. પણ ભોજક અગર યાચકોને આપવું નહિં. ગુરૂની સન્મુખ ઉભા રહી તેમના ઉપરથી ઉતારેલું દ્રવ્ય સાધારણ ખાતે એકઠું કર્યું છે એવી કલ્પના પૂર્વક કરેલું હોય તો પણ શ્રાવક શ્રાવિકાને તે દ્રવ્ય આપવું કલ્પે નહિં. ધર્મશાળાદિક કાર્યમાં તે દ્રવ્યને વાપરવામાં વાંધો નથી. તેમજ જ્ઞાનદ્રવ્યમાંથી સાધુને આપેલા કાગળપત્રાદિક શ્રાવકે પોતાના કામમાં વાપરવા નહિ. જ્ઞાનદ્રવ્યમાંથી સાધુને આપેલા કાગળો પોતાના પુસ્તક લખાવવા માટે જરૂર પડે તો લાગત કરતાં વધુ કિંમત આપી સંમતિ લઈ વાપરવા. સાધુ સંબંધીની મુહપત્તિ પણ શ્રાવકે વાપરવી નહિં કારણકે તે સર્વ ગુરૂદ્રવ્ય ગણાય છે. સ્થાપનાચાર્ય નવકારવાળી વગેરે તો ગુરૂનાં પણ વાપરવામાં વાંધો નથી. કેમકે જ્યારે ગુરૂમહારાજને વહોરાવવામાં આવે છે ત્યારે વહોરાવનાર સર્વને ઉપયોગમાં આવશે એવી કલ્પના પૂર્વક વહોરાવે છે. તથા સાધુ સ્થાપનાચાર્ય અને નવકારવાળી વહોરે છે ત્યારે આ સર્વને ઉપયોગમાં આવશે તેવી કલ્પના પૂર્વકજ વહોરે છે. આથી ગુરૂની આપેલ સ્થાપનાચાર્ય અને નવકારવાળી વપરાય છે. ગુરૂની આજ્ઞા વિના સાધુસાધ્વીએ લહીયા પાસે પુસ્તકો લખાવવાં, તથા વસ્ત્ર કે સુતર વગેરે વહોરવું કલ્પે નહિં, ઈત્યાદિક સવિસ્તર વિગત જાણવી.

દેવદ્રવ્ય તુર્ત આપી દેવું જોઈએ.

આ રીતે દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય કે સાધારણદ્રવ્ય થોડું પણ પોતાની આજીવિકાને અર્થે ઉપયોગમાં લે તો તેનું પરિણામ દ્રવ્યના ઉપયોગ કરતાં ઘણુંજ ભયંકર આવે છે, માટે વિવેકી પુરૂષોએ દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્યનો ઉપયોગ પોતાના માટે સહજ પણ ન થાય તેની ખુબ કાળજી રાખવી. માળ પહેરવામાં, લુંછણા વગેરેમાં કે કોઇપણ જાતના ચડાવામાં બોલેલું દ્રવ્ય અથવા કોઈપણ ધર્મકાર્યમાં આપવાનું કહેલું દ્રવ્ય તત્કાળ

---

ગ્રંથ લખ્યો છે—જે આખો ગ્રંથ અનેક ગ્રંથના આધારપૂર્વક દેવદ્રવ્યસંબંધી પાંચદ્વાર વિભક્ત કરી બનાવેલ છે. આ ઉપરાંત દેવદ્રવ્ય સંબંધમાં ઘણા કથાનકો પણ શાસ્ત્રોમાં ઉપલબ્ધ થાય છે.

આ રીતે આચાર આગમ અને બીજા ઘણા જૈન ગ્રંથોના આધારે દેવદ્રવ્યને દેવ અને દેવમંદિર સિવાય બીજા કોઇજ કામમાં ન વપરાય. જ્ઞાનદ્રવ્યને દેવદ્રવ્યમાં અને જ્ઞાનદ્રવ્યમાં વપરાય, સાધારણ દ્રવ્ય સંઘની સંમતિપૂર્વક સર્વધર્મક્ષેત્રમાં વપરાય તેમ ભારપૂર્વક શાસ્ત્રમાં જણાવ્યું છે. ચૈત્ય અને દેવદ્રવ્યના રક્ષક કઇ રીતિએ ઉત્તરોત્તર સદ્ગતિ પામ્યા તેના ઉદાહરણો અને ભક્ષક કઇરીતે સંસારમાં રખડયાં તેના દ્રષ્ટાંતો ઠેરઠેર શાસ્ત્રોમાં નજરે પડે છે. આથી દેવદ્રવ્યાદિ સર્વધર્મદ્રવ્યની રક્ષા કરવી.

આપવું. કદાચ તત્કાળ આપવાનું ન બને તો પણ જેમ બને તેમ જલદી આપવા પ્રયત્ન કરવો. કારણકે વિલંબ કરવામાં કદાચ પોતાનું દ્રવ્ય નાશ પામે અને તેથી દેવદ્રવ્ય ન આપી શકાય, અગર મરણ વગરે થતાં આપવું રહી જાય તો પોતાને ઘોર નરકાદિ યાતના ભોગવવી પડે છે.

દેવદ્રવ્ય આપતાં વિલંબ કરવા ઉપર

## ઋષભદત્તની કથા.

મહાપુર નગરમાં ઋષભદત્ત નામે શ્રેષ્ઠિ રહેતો હતો, તેણે એક વખત મંદિરમાં ચડાવો લીધો. ઘેર આવ્યા પછી કામની વ્યગ્રતાથી તે ભૂલી ગયો અને તેના ઘેર દૈવયોગે ધાડ પડી અને તેનું સર્વ દ્રવ્ય લુંટાયું. લુંટનારાઓને લાગ્યું કે શેઠ લાગવગવાળો હોવાથી આપણને હેરાન કરશે માટે લુંટારાઓએ શેઠને મારી નાંખ્યો. ઋષભદત્ત મરી તેજ મહાપુર નગરમાં કોઇ ભિસ્તીને ઘેર પાડાપણે ઉત્પન્ન થયો. એક વખતે નવા બનાવેલા જિનમંદિરનો કોટ બંધાતો હતો તેને માટે પાણી ઉપાડતાં જિનમંદિર તથા જિનપ્રતિમા જોઈ તે પાડાને જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી તે કોઈપણ રીતે જિનમંદિર છોડી ખસ્યો નહિં, તેવામાં જ્ઞાની મુનિ પધાર્યા. તેમણે સર્વ પૂર્વનો ઋષભદત્તનો વૃત્તાન્ત કહ્યો. ઋષભદત્તના પુત્રોએ ભિસ્તીને યોગ્ય દ્રવ્ય આપી પાડાને છોડાવ્યો અને પોતાના પિતાનું જે દેવદ્રવ્યનું ઋણ હતું તેથી હજારગણું દ્રવ્ય આપી પિતાને ઋણમુક્ત કર્યો, પાડારૂપે થયેલ ઋષભદત્તના જીવે તેની અનુમોદના કરી અને અણસણ કરી તે સ્વર્ગે ગયો. અનુક્રમે મુક્તિસુખ પામ્યો. આ રીતે દેવદ્રવ્ય આપતાં વિલંબ કરવા ઉપર ઋષભદત્ત શ્રેષ્ઠિની કથા છે.

## દેવદ્રવ્ય જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્યનું દેવું મુદ્દલ ન રાખવું.

'દેવનું, જ્ઞાનનું અને સાધારણ વિગેરે ધર્મ સંબંધીનાં દેવાં તો ક્ષણવાર પણ રાખવાં નહિં. જ્યારે બીજા કોઈનું પણ દેવું આપતાં વિવેકીએ વિલંબ ન કરવો જોઇએ ત્યારે દેવનું, જ્ઞાનનું કે સાધારણ વિગેરેનું દેવું તો સહજ પણ વિલંબ વિના આપવું જોઈએ, જે વખતે દેવનું કબુલ કીધું તે વખતથીજ તે દ્રવ્ય દેવનું થયું ગણાય. પછી જેટલી વાર લાગે તેટલું વ્યાજનું દ્રવ્ય આપવું જોઇએ. એમ ન કરે તો જેટલું વ્યાજ થયું તેટલું દ્રવ્ય તેમાંથી ભોગવ્યાનું દુષણ લાગે છે. માટે જે આપવાનું કબુલ કર્યું હોય તે તરતજ આપી દેવું. કદાપિ એમ બની શકે એવું ન હોય અને કેટલાક દિવસ પછી આપી શકાય એમ હોય તો તે કબુલ કરતી વખતેજ પ્રથમથી સાફ એમ કહી દેવું જાઇએ કે હું આટલા દિવસમાં કે આટલા પખવાડીયામાં કે આટલા માસમાં આપી દઇશ. કબુલ કરેલી અવધિની અંદર આપી દેવાય તો સારૂં, અને તેમ ન બની શકે તો છેવટે અવધિ આવે તુરત આપી દેવું યોગ્ય છે, કહેલી મુદત ઉલ્લંઘન કરે તો દેવદ્રવ્યનો દોષ લાગે છે, દેરાસરની સારસંભાળ રાખનારે ઉઘરાણી પણ શિઘ્રતર પોતાના ઘરની ઉઘરાણીની પેઠેજ વસુલ કરાવવી. જો એમ ન કરે તો ઘણા દિવસ થઈ જવાથી, દુકાળ પડવાથી કે કોઇ મોટો ઉપદ્રવ આવી પડે તો પછી ઘણા પ્રયાસથી પણ તે દેવદ્રવ્યના દેણામાંથી દેણદાર મુક્ત થવો

મુશ્કેલ થઇ પડે છે; માટે દેવદ્રવ્યના દેણામાંથી શિઘ્રતર સર્વને મુક્ત કરવા. જો એમ ન થાય તો પરંપરાથી સારસંભાળ કરનારને તેમજ બીજા પણ સર્વને મહાદોષની પ્રાપ્તિ થાય છે.

**દેવદ્રવ્યની ઉઘરાણીમાં આળસ ન કરવા ઉપર દૃષ્ટાન્ત.**

મહેંદ્ર નગરમાં એક સુંદર જિનમંદિર હતું. તેમાં ચંદન, બરાસ, ફૂલ, ચોખા, ફળ, નૈવેદ્ય, દીવો, તેલ, ભંડાર, પૂજાની સામગ્રી, પૂજાની રચના, મંદિરનું સમારવું, દેવદ્રવ્યની ઉઘરાણી, તેનું નામું લખવું, સારી યતનાથી દેવદ્રવ્ય રાખવું, તેના જમે ખરચનો વિચાર કરવો, એટલાં કામ કરવાને અર્થે શ્રીસંઘે દરેક કામમાં ચાર ચાર માણસ રાખ્યા હતા. તે લોકો પોતપોતાનું કામ બરાબર કરતા. એક દિવસે ઉઘરાણી કરનાર પૈકીનો મુખ્ય માણસ એક ઠેકાણે ઉઘરાણી કરવા ગયો, ત્યાં ઉઘરાણી ન પતતાં ઉલટાં દેણદારના મુખમાંથી નીકળેલી ગાળો સાંભળવાથી તે મનમાં ઘણો ખેદ પામ્યો અને તે દિવસથી તે ઉઘરાણીના કામમાં આળસ કરવા લાગ્યો, "જેવો ઉપરી તેવા તેના હાથ નીચેના લોકો હોય છે," એવો લોકવ્યવહાર હોવાથી તેના હાથ નીચેના લોકો પણ આળસ કરવા લાગ્યા. તેટલામાં દેશનો નાશ વગેરે થવાથી ઉધાર રહેલું ઘણું દેવદ્રવ્ય નાશ પામ્યું. પછી તે કર્મના દોષથી ઉઘરાણી કરનારનો ઉપરી અસંખ્યાતા ભવ ભમ્યો. આ રીતે દેવદ્રવ્યની ઉઘરાણી કરવાના કામમાં આળસ કરવા ઉપર આ દૃષ્ટાંત કહ્યું છે.

**દેરાસરમાં આપવાની વસ્તુ સારી આપવી. તથા દેરાસરની કોઈ પણ વસ્તુનો કદાપિ પણ ઉપયોગ ન કરવો.**

તેમજ દેવદ્રવ્ય આદી જે આપવાનું હોય તે સારૂં આપવું. ઘસાયેલું અથવા ખોટું નાણું વગેરે ન આપવું. કારણ કે, તે નાણું ન ચાલે તો દેવદ્રવ્યાદિકનો ઉપભોગ કર્યાનો દોષ આવે છે. તેમજ દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય તથા સાધારણદ્રવ્યસંબંધી ઘર, દુકાન, ક્ષેત્ર, વાડી, પાષાણ, ઇંટ, કાષ્ઠ, વાંસ, નળીયાં, માટી, ખડી આદી ચીજો તથા ચંદન, કેસર, બરાસ, ફૂલ, છાબડીઓ, ચંગેરીઓ, ધૂપધાણું, કળશ, વાળાકુંચી, છત્રસહિત સિંહાસન, ચામર, ચંદ્રુઓ, ઝલ્લરી, ભેરી આદિ વાજિંત્ર, તંબૂ, કોડિયાં, પડદા, કાંબળ, સાદડી, કબાટ, પાટ, પાટલા, પાટલીઓ, કૂંડી, ઘડા, આરસીઓ, કાજળ, જળ અને દીવા આદિ વસ્તુ તથા મંદિરની ખાળમાં થઇને નીકને માર્ગે આવેલું જળ વગેરે પણ પોતાના કામને માટે ન વાપરવું. કારણકે દેવદ્રવ્યની પેઠે તેના ઉપભોગથી પણ દોષ લાગે છે. ચામર, તંબૂ આદિ વસ્તુ તો વાપરવાથી કદાચિત્ મલિન થવાનો તથા તૂટવા ફાટવાનો પણ સંભવ છે, તેથી અધિક દોષ લાગે છે. કહ્યું છે કે 'ભગવાન્ આગળ દીવો કરીને તેજ દીવાથી ઘરનાં કામ ન કરવાં. તેમ કરે તો તિર્યંચ યોનિમાં જાય.'

**દેવદીપકથી ઘરકામ ન કરવું તે ઉપર ઉંટડીનું દૃષ્ટાંતઃ—**

ઇંદ્રપુર નગરમાં દેવસેન નામે એક વ્યવહારી હતો, અને ધનસેન નામે એક ઉંટ-સ્વાર તેનો સેવક હતો. ધનસેનના ઘરથી દરરોજ એક ઉંટડી દેવસેનને ઘેર આવતી, ધનસેન તેને મારી કૂટીને પાછી લઈ જાય, તો પણ તે સ્નેહને લીધે પાછી દેવસેનને ઘેરજ આવીને રહે. એમ થવા લાગ્યું ત્યારે દેવસેને તેને વેચાતી લઇને પોતાના ઘરમાં રાખી.

કોઇ સમયે જ્ઞાની મુનિરાજને ઉંટડીના સ્નેહનું કારણ પૂછતાં તેમણે કહ્યું કે, "એ ઉંટડી પૂર્વભવે તારી માતા હતી, એણે ભગવાન આગળ દીવો કરીને તેજ દીવાથી ઘરનાં કામ કર્યાં. ધૂપધાણામાં રહેલા અંગારાથી ચૂલો સળગાવ્યો. તે પાપકર્મથી એ ઉંટડી થઇ. કહ્યું છે કે—'જે મૂઢ મનુષ્ય ભગવાનને અર્થે દીવો તથા ધૂપ કરીને તેથીજ પોતાના ઘરનાં કામ મોહથી સાધે છે, તે વારંવાર તિર્યંચપણું પામે છે.' આ રીતે તમારા બન્નેનો સ્નેહ પૂર્વભવના સંબંધથી ચાલ્યો આવેલો છે.

## દેવના દીપકે, જળ તથા ચંદનનો ઉપયોગ ન કરવો.

દેવની આગળ કરેલા દીવાના પ્રકાશમાં કાગળ ન વંચાય, કાંઈ પણ ઘરનું કામ ન કરાય, તેમજ (રોકડ) નોટો વગેરે ન પરખાય, દેવ આગળ કરેલા દીવાથી પોતાને અર્થે બીજો દીવો પણ સળગાવવો નહિં. ભગવાન્‌ના ચંદનથી પોતાના કપાળાદિકમાં તિલક ન કરવું, ભગવાન્‌ના જળથી પોતાના હાથ પણ ધોવા નહિં.

## દેરાસરની કોઈપણ વસ્તુ યોગ્ય નકરો આપ્યા સિવાય વાપરવી નહિં.

પોતાની મેળે નીચે પડેલી ભગવાન્‌ને ચઢાવેલી શેષ માળા સ્પષ્ટ લેવાય છે, પરંતુ તે પ્રતિમા ઉપરથી ઉતારીને ન લેવી. દેરાસરની કોઇપણ વસ્તુ યોગ્ય નકરો આપ્યા સિવાય વાપરવી નહિં.

ભગવાન્‌નાં ભેરી ઝલ્લરી વગેરે વાજિંત્ર પણ ગુરૂને અથવા સંઘને કામે વગાડાય નહિં. આ સંબંધમાં કેટલાકનો મત એવો છે કે, કાંઈ તેવું જરૂરનું કામ હોય તો દેવનાં ભેરી આદિ વાજિંત્ર વાપરવાં, પણ વાપરતાં પહેલાં તેના બદલામાં દેવદ્રવ્ય ખાતે મ્હોટો નકરો આપવો. કહ્યું છે કે—'જે મૂઢ પુરૂષ જિનેશ્વર મહારાજનાં ચામર, છત્ર, કળશ આદિ ઉપકરણ પોતાને કામે કિંમત આપ્યા વિના વાપરે, તો તે ઘણો દુઃખી થાય છે નકરો આપીને વાપરવા લીધેલાં વાજિંત્ર કદાચિત્ ભાગી તૂટી જાય તો પોતાના ગાંઠનાં પૈસાથી તે સમારી આપવાં જોઇએ.

## પૂજાનાં સાધનો પોતાની નિશ્રાએ રાખવાં જેથી તેના ઉપયોગમાં દોષ ન લાગે.

ઘરકામ સારૂ કરેલો દીવો દર્શન કરવાને અર્થેજ જો જિનેશ્વર ભગવાન્‌ની પ્રતિમા આગળ લાવેલો હોય, તો તે તેટલા કારણથી દેવદીપ થતો નથી. માત્ર દીપ પૂજાને અર્થેજ તે ભગવાન્ આગળ મૂકયો હોય તો, તે દેવદીપ થાય. મુખ્યમાર્ગથી તો દેવદીપને અર્થે કોડિયાં વગેરે જૂદાંજ રાખવાં, અને તેમાં પૂજાને અર્થે દીવો કર્યો હોય તો તેનાં કોડિયાં બત્તી અથવા ઘી, તેલ પોતાને કામે ન વાપરવાં. કોઇ માણસે પૂજા કરનાર લોકોને હાથ પગ ધોવાને માટે મંદિરે જૂદું જળ રાખ્યું હોય, તો તે જળથી હાથ પગ ધોવાને કંઈ હરકત નથી. છાબડિઓ, ચંગેરી, ઓરસીયા આદિ તથા ચંદન, કેશર, કપૂર, કસ્તૂરી આદિ વસ્તુ પોતાની નિશ્રાએ રાખીનેજ દેવના કામમાં વાપરવી, પણ દેવની નિશ્રાએ ન રાખવી.

કારણકે, દેવની નિશ્રાએ ન રાખી હોય તો પોતાના ઘરમાં કાંઇ પ્રયોજન પડે તો તે વાપરી શકાય છે. એજ રીતે ભેરી, ઝલ્લરી આદિ વાજિંત્ર પણ સાધારણ ખાતે રાખ્યું હોય તો તે સર્વ ધર્મકૃત્યમાં વાપરી શકાય છે. પોતાની નિશ્રાએ રાખેલ તંબૂ. પડદા આદિ વસ્તુ દેવમંદિર વગેરેમાં વાપરવાને અર્થે કેટલાક દિવસ સૂધી રાખી હોય તોપણ તેટલા કારણથી તે વસ્તુ દેવદ્રવ્યમાં ગણાય નહિં. કારણકે, આ સર્વમાં મનના પરિણામજ પ્રમાણભૂત છે. એમ ન હોય તો, પોતાના પાત્રમાં રહેલું નૈવેદ્ય ભગવાન્ આગળ મૂકાય છે, તેથી તે પાત્ર પણ દેવદ્રવ્ય ગણાવું જોઇએ. પણ ગણાતું નથી. શ્રાવકે દેરાસર ખાતાની અથવા જ્ઞાનખાતાની ઘર પાટ આદિ વસ્તુ ભાડું આપીને પણ વાપરવી નહિં. કારણકે, તેથી નિર્ધ્વંસપણું વગેરે દોષની પ્રાપ્તિ થાય છે.

## શ્રાવકે સાધારણ ખાતાનાં ઘર વિગેરે ભાડે રાખે તો તેમાં વિવેક રાખી વર્તવું.

સાધારણ ખાતાની વસ્તુ સંઘની અનુમતિથી વાપરવી. તોપણ લોકવ્યવહારની રીતને અનુસરી ઓછું ન પડે એટલું ભાડું આપવું, અને તે પણ કહેલી મુદતની અંદર પોતેજ જઈને આપવું. તેમાં જો કદાચિત્ તે ઘરની ભીંત, કરા, આદી પૂર્વના હોય, તે પડી જવાથી પાછા સમરાવવા પડે તો તેમાં જે કાંઇ ખરચ થયું હોય, તે ભાડામાં વાળી લેવું. કારણકે, તેવો લોકવ્યવહાર છે; પરંતુ જો પોતાને અર્થે એકાદ માળ નવો ચણાવ્યો હોય અથવા તે ઘરમાં બીજું કાંઈ નવું કર્યું હોય તો તેમાં જે ખરચ થયું હોય તે, ભાડામાં વાળી લેવાય નહિં. કારણકે, તેથી સાધારણ દ્રવ્યનો ઉપભોગ કરવાનો દોષ આવે છે. કોઇ સાધર્મિકભાઇ માઠી અવસ્થામાં હોય, તો તે સંઘની સંમતિથી સાધારણ ખાતાના ઘરમાં વગર ભાડે રહી શકે છે. તેમજ બીજું સ્થાનક ન મળવાથી તીર્થાદિકને વિષે જો ઘણા દીવસ રહેવું પડે તથા ત્યાં નિદ્રા આદિ લેવી પડે તો જેટલું વાપરવામાં આવે, તે કરતાં પણ વધારે નકરો આપવો. જો થોડા નકરો આપે તો દોષ લાગે છે.

## ઓછો નકરો આપી ઘણી વસ્તુ ન વાપરવી.

આ રીતે દેવ, જ્ઞાન અને સાધારણ એ ત્રણે ખાતાનાં વસ્ત્ર, નાળીયેર, સોનારૂપાની પાટો, કળશ, ફૂલ, પક્વાન્ન, સુખડી વગેરે વસ્તુ, ઉજમણામાં, નંદિમાં પુસ્તકપૂજા વગેરે કૃત્યોમાં સારો નકરો આપ્યા વિના ન મૂકવી. 'ઉજમણા આદિ કૃત્યો પોતાના નામથી મ્હોટા આડંબરે માંડયાં હોય ત્યારે ઘણી વસ્તુ દેખી લોકમાં ઘણી પ્રશંસા થાય' એવી ઈચ્છાથી થોડો નકરો આપીને દેવદ્રવ્યાદિની ઘણી વસ્તુ મૂકવી એ યોગ્ય નથી.

### ઓછો નકરો આપી ઉજમણું કરવા ઉપર
### લક્ષ્મીવતીની કથા.

કોઇ લક્ષ્મીવતી નામે શ્રાવિકા ઘણી દ્રવ્યવાન, ધર્મિષ્ઠ અને પોતાની મ્હોટાઈ ઈચ્છનારી હતી. તે હમેશાં થોડો નકરો આપીને ઘણા આડંબરથી વિવિધ પ્રકારનાં

ઉજમણાં આદિ ધર્મકૃત્યો કરે અને કરાવે તથા મનમાં એમ જાણે કે, "હું દેવદ્રવ્યની વૃદ્ધિ તથા પ્રભાવના કરૂં છું." એવી રીતે શ્રાવકધર્મ પાળીને તે મરણ પામી અને સ્વર્ગે ગઇ. તોપણ બુદ્ધિપૂર્વક અપરાધના દોષથી ત્યા નીચ દેવીપણે ઉત્પન્ન થઈ. કાળ પૂર્ણ થતાં સ્વર્ગથી ચ્યવી કોઇ ધનવાન તથા પુત્રરહિત શેઠને ત્યાં પુત્રીપણે ઉત્પન્ન થઈ. તે ગર્ભમાં આવી ત્યારે ઓચિંતો પરચક્રનો મ્હોટો ભય આવ્યાથી તેની માતાનો સીમંતનો ઉત્સવ ન થયો. જન્મોત્સવ, છઠીનો જાગરિકોત્સવ, નામ પાડવાનો ઉત્સવ આદિ ઉત્સવ પિતાએ મ્હોટા આડંબરથી કરવાની તૈયારી કરી હતી, તોપણ રાજા તથા મંત્રી આદિ મ્હોટા લોકોના ઘરમાં શોક ઉત્પન્ન થવાથી તે ન થયા. તેમજ શેઠે રત્નજડિત સુવર્ણના સર્વ પહેરાય એટલા અલંકાર ઘણા આદરથી કરાવ્યા હતા, તોપણ ચોરાદિકના ભયથી તે પુત્રી એક દિવસ પણ પહેરી શકી નહિં. તે માબાપને તથા બીજા લોકોને પણ ઘણી માન્ય હતી, છતાં પણ પૂર્વકર્મના દોષથી તેને ખાવાપીવાની તથા પહેરવા ઓઢવાની વસ્તુ ઘણે ભાગે એવી મળતી હતી કે, જે સામાન્ય માણસને પણ સુખે મળી શકે. કહ્યું છે કે 'હે સાગર! ત્હું રત્નાકર કહેવાય છે, અને તેથી તું રત્નથી ભરેલો છે, છતાં મ્હારા હાથમાં દેડકો આવ્યો એ ત્હારો દોષ નથી પણ મ્હારા પૂર્વકર્મનો દોષ છે.' પછી શેઠે "એ પુત્રીનો એકે ઉત્સવ થયો નથી એમ વિચારી મ્હોટા આડંબરથી તેનો લગ્ન મહોત્સવ કરવા માંડયો. લગ્ન વખત નજીક આવ્યો, ત્યારે તે પુત્રીની માતા અકસ્માત્ મરણ પામી! ત્યારે બિલકુલ ઉત્સવ વિના વરવહુનો હસ્તમેળાપ માત્ર રૂઢી પ્રમાણે કર્યો. મ્હોટા ધનવાન અને ઉદાર શેઠને ઘેર તે આવી હતી. સાસરા આદિ સર્વે લોકોને માનીતી હતી, તોપણ પૂર્વની પેઠે નવા નવા ભય, શોક, માંદગી આદિ કારણ ઉત્પન્ન થવાથી તે પુત્રીને પોતાના મનગમતા વિષયસુખ તથા ઉત્સવ ભોગવવાનો યોગ નજ મળ્યો, તેથી તે મનમાં ઘણી ઉદ્વિગ્ન થઈ, અને સંવેગ પામી. એક દિવસે તેણે કેવળી મહારાજને એ વાતનું કારણ પૂછવાથી તેમણે કહ્યું કે, "પૂર્વભવે તેં થોડો નકરો આપીને મંદિર આદિની ઘણી વસ્તુ વાપરી અને મ્હોટો આડંબર દેખાડયો તેથી જે દુષ્કર્મ તેં ઉપાર્જ્યું તેનું આ ફળ છે." કેવળીનાં એવાં વચન સાંભળી તે પ્રથમ આલોયણ અને પછી દીક્ષા લઇ અનુક્રમે નિર્વાણ પામી. એ રીતે લક્ષ્મીવતીની કથા છે.

આથી ઉજમણા આદિમાં મૂકવા માટે પાટલિઓ, નાળિયેર, લાડુ આદિ વસ્તુ તેનું જેટલું મૂલ્ય હોય, તથા તે તૈયાર કરતાં લાવતાં જે દ્રવ્ય બેઠું હોય તેથી પણ કાંઇક વધારે રકમ આપવી, તે શુદ્ધનકરો કહેવાય છે. કોઇએ પોતાના નામથી ઉજમણા વગેરે માંડયું હોય, પરંતુ અધિક શકિત આદી ન હોવાથી માંડેલા ઉજમણાની રીત બરાબર સાચવવાને અર્થે કોઈ બીજો માણસ કાંઇ મુકે, તો તેથી કોઈ દોષની પ્રાપ્તિ થતી નથી. પોતાના ઘરદેરાસરમાં ભગવાન આગળ મૂકેલા ચોખા, સોપારી નૈવેદ્ય આદી વસ્તુ વેચવાથી નિપજેલી રકમમાંથી પુષ્પ, ભોગ (કેસર, ચંદન) વગેરે વસ્તુ પોતાના દેરાસરમાં ન વાપરવી; અને બીજા જિનમંદિરમાં પણ પોતાના હાથે ભગવાન ઉપર નચઢાવવી.

પરંતુ ખરી વાત કહીને પૂજક લોકોના હાથથી તે ચઢાવે. જિનમંદિરે પૂજકનો યોગ ન હોય તો સર્વે લોકોને તે વસ્તુનું સ્વરૂપ પ્રકટ કહીને પોતેજ તે વસ્તુ ભગવાન ઉપર ચઢાવે. એમ ન કરે તો, ગાંઠનું ન ખરચ્યા વિના ફોગટ લોકો પાસેથી પોતાની પ્રશંસા કરાવ્યાનો દોષ લાગે છે. ઘરદેરાસરની નૈવેદ્ય આદિ વસ્તુ ગોઠીને આપવી, પણ તે તેના માસિક પગારની રકમમાં ન ગણવી. જો પ્રથમથી માસિક પગારને બદલે નૈવેદ્ય આદિ આપવાનો ઠરાવ કર્યો હોય, તો કાંઈ દોષ નથી. મુખ્યમાર્ગે જોતાં તો ગોઠીને માસિક પગાર જૂદોજ અપવો. દેરાસરમાં ભગવાન્ આગળ ધરેલા ચોખા, નૈવેદ્ય, આદી વસ્તુ મ્હોટા જિનમંદિરે મૂકવી. નહિં તો "ઘરદેરાસરની વસ્તુથીજ ઘરદેરાસરની પૂજા કરી, પણ ગાંઠના દ્રવ્યથી ન કરી" એમ થાય, અને અનાદર, અવજ્ઞા આદી દોષ પણ લાગે. અને તેમ કરવું યોગ્ય નથી.

**જિનપૂજા પોતાના પૈસા ખર્ચીને કરવી, તેમજ ધાર્મિક કાર્યમાં કોઇના પૈસા મળ્યા હોય તો તેની સૌ પ્રથમ જાહેરાત કરવી.**

પોતાના શરીર, કુટુંબ વગેરેને અર્થે ગૃહસ્થ માણસ ઘણું ખર્ચ કરે છે તેણે જિનમંદિરે જિનપૂજા પણ શક્તિ પ્રમાણે પોતાના ખર્ચથીજ કરવી જોઈએ. પોતાના ઘરદેરાસરમાં ભગવાન્ આગળ ધરેલ નૈવેદ્ય આદિ વસ્તુ વેચીને નિપજેલા દ્રવ્યથી અથવા દેવદ્રવ્ય સંબંધી ફૂલ આદિ વસ્તુથી ન કરવી. કારણકે, તેમ કરવાથી ઉપર કહેલા અનાદર અવજ્ઞા આદિ દોષ લાગે છે, તેમજ જિમમંદિરે આવેલ નૈવેદ્ય, ચોખા, સોપારી આદિ વસ્તુની પોતાની વસ્તુની માફક સંભાળ લેવી અને સારૂં મૂલ્ય ઉત્પન્ન થાય એવી રીતે વેચવી, પણ જેમ-તેમ આવે તેટલી કિમ્મતથી કાઢી નાંખવી નહિં કારણકે, તેમ કરવાથી દેવદ્રવ્યનો વિનાશ કર્યાનો દોષ આવે છે. સર્વપ્રયત્નથી રક્ષણ આદિ કરતાં છતાં પણ જો કદાચિત્ ચોર, અગ્નિ આદિના ઉપદ્રવથી દેવદ્રવ્યાદિકનો નાશ થઇ જાય, તો સાર સંભાળ કરનારને માથે કાંઈ દોષ નથી. કારણકે, અવશ્ય થનારી વસ્તુ—ભવિષ્ય આગળ કોઈનો કાંઈ ઉપાય ચાલતો નથી.

યાત્રા, તીર્થની અથવા સંઘની પૂજા, સાધર્મિક વાત્સલ્ય, સ્નાત્ર, પ્રભાવના પુસ્તક લખાવવું, વાંચન આદિ ધર્મકૃત્યોમાં જો બીજા કોઇ ગૃહસ્થના દ્રવ્યની મદદ લેવાય તો, તે ચાર પાંચ પુરૂષોને સાક્ષિ રાખીને લેવી, અને તે દ્રવ્ય ખરચવાને સમયે ગુરૂ, સંઘ આદિ લોકોની આગળ તે દ્રવ્યનું ખરૂં સ્વરૂપ જાહેર કરી દેવું, એમ ન કરે તો દોષ લાગે. તીર્થ આદિ સ્થળને વિષે દેવપૂજા, સ્નાત્ર, ધ્વજારોપણ, પહેરામણી આદિ અવશ્ય કરવા યોગ્ય ધર્મકૃત્યો ગાંઠના દ્રવ્યથીજ કરવાં, તેમાં બીજા કોઇનું દ્રવ્ય ભેગું ન લેવું જોઈએ. ઉપર કહેલાં ધર્મકૃત્યો પ્રથમ ગાંઠના દ્રવ્યથી કરીને પછી બીજા કોઈએ ધર્મકૃત્યોમાં વાપરવા દ્રવ્ય આપ્યું હોય તો, તે મહાપૂજા, ભોગ, અંગપૂજા આદિ કૃત્યોમાં સર્વની સમક્ષ જૂદું વાપરવું. જ્યારે ઘણા ગૃહસ્થ ભેગા થઈને યાત્રા, સાધર્મિક વાત્સલ્ય, સંઘ-

પૂજા આદિ કૃત્ય કરે, ત્યારે જેનો જેટલો ભાગ હોય, તેનો તેટલો ભાગ વગેરે સર્વ સમક્ષ કહી દેવો. એમ ન કરે તો પુણ્યનો નાશ, તથા, ચોરી આદિ દોષ લાગેછે.

**માતાપિતા આદિના અંત્ય સમયે કહેલ ધર્માદો જાહેર કરવો અને તેને સૌ જાણે તે રીતે તુર્ત ખર્ચવો.**

માતા પિતા આદિ લોકોની આયુષ્યની છેલ્લી ઘડી આવે ત્યારે જો તેના પુણ્યને અર્થે દ્રવ્ય ખરચવાનું હોય તો, મરનાર માણસ શુદ્ધિમાં હોય ત્યારે ગુરૂ તથા સાધર્મિક વગેરે સર્વ લોકોની સમક્ષ મરનારને કહેવું કે, "તમારા પુણ્યને અર્થે આટલા દિવસની અંદર આટલું દ્રવ્ય હું ખરચીશ. તેને તમે અનુમોદના આપો." એમ કહી તે દ્રવ્ય કહેલી મુદતમાં સર્વ લોકો જાણે એવી રીતે ખરચવું. પોતાના નામથી તે દ્રવ્યનો વ્યય કરે તો પુણ્યના સ્થાનકની પણ ચોરી આદિ કાર્યોનો દોષ લાગે. પુણ્યસ્થાનકે ચોરી વગેરે કરવાથી મુનિરાજને પણ હીણતા આવે છે. કહ્યું છે કે—'જે માણસ (સાધુ) તપ અને વ્રત રૂપ આચાર અને ભાવની ચોરી કરે છે તે કિલ્બિષી દેવતાનું આયુષ્ય બાંધે છે."

**ધર્માદાખાતે મુખ્યત્વે કરીને સાધારણ દ્રવ્ય રાખવું.**

વિવેકી પુરૂષે ખાસ કરીને ધર્માદાખાતે કાઢેલું દ્રવ્ય સાધરણ રાખવું. તેમ કરવાથી ગમે તે ધર્મસ્થાન બરાબર જોઇને તે ઠેકાણે તે દ્રવ્યનો વ્યય કરી શકાય છે. સાતે ક્ષેત્રમાં જે ક્ષેત્ર સીજાતું હોય, તેને આશ્રય આપવામાં બહુ લાભ દેખાય છે. કોઇ શ્રાવક નિર્ધન અવસ્થામાં હોય, અને તેને જો તે દ્રવ્યથી સહાય કરવામાં આવે તો તે શ્રાવક આશ્રય મળવાથી ભવિષ્યે ધનવાન થઇ સાતે ક્ષેત્રોની વૃદ્ધિ કરે એવો સંભવ રહે છે. લૌકિકમાં પણ કહ્યું છે કે—'હે રાજેન્દ્ર! તું દરિદ્ર માણસનું પોષણ કર, પણ ધનવાન પુરૂષનું કરીશ નહિં. કારણકે, રોગી માણસનેજ ઔષધ આપવું હિતકારી છે, પણ નીરોગી માણસને ઔષધ આપવાથી શું લાભ થવાનો?' માટે પ્રભાવના સંઘની પહેરામણી, દ્રવ્ય યુક્ત મોદક (લાડુ) અને લ્હાણા આદી વસ્તુ સાધર્મિકોને આપવી હોય, ત્યારે દરિદ્રી સાધર્મિકને સારામાં સારી અને કિંમતી વસ્તુ હોય તેજ આપવી યોગ્ય છે. એમ ન કરે તો ધર્મની અવજ્ઞા આદિ કર્યાનો દોષ આવે. શક્તિ હોયતો ધનવાન્ કરતાં દરિદ્ર સાધર્મિકને વધારે આપવું; પણ યોગ ન હોય તો સર્વેને સમાન આપવું. સંભળાય છે કે, યમુનાપુરમાં જિનદાસ ઠક્કુરે ધનવાન્ સાધર્મિને આપેલા સમક્તિ મોદકમાં એક એક સોનૈયો અંદર નાંખ્યો હતો, અને દરિદ્ર સાધર્મિકને આપેલા મોદકમાં બે બે સોનૈયા નાંખ્યા હતા. ધર્માદાખાતે વાપરવા કબૂલ કરેલું દ્રવ્ય ધર્માદાખાતે વાપરવું જોઇએ, પણ તેને બીજા શરમાશરમીના કામમાં ન વાપરવું જાઇએ.

**ધર્માદાખાતે કહેલું દ્રવ્ય પોતાના સાધર્મિક વાત્સલ્ય વગેરેમાં ભેગું ન ગણવું જોઇએ તેમજ પોતાના ભાડા વિગેરેમાં ન વાપરવું.**

મુખ્યત્વે કરીને પિતા આદિ લોકોએ પુત્ર વગેરે લોકોની પાછળ અને પુત્ર આદિ

લોકોએ પિતા આદિની પાછળ જે પુણ્યમાર્ગે ખરચવું હોય તે પ્રથમથીજ સર્વની સમક્ષ જાહેર કરવું. કારણકે, કહ્યા પછી કોણ જાણે, કોનું ક્યાં અને શી રીતે મરણ થશે! પ્રથમ નક્કી કરીને જેટલું કબૂલ કર્યું હોય, તેટલું દ્રવ્ય અવસરે જૂદુંજ વાપરવું, પણ પોતે કરેલા સાધર્મિક વાત્સલ્ય વગેરે કૃત્યોમાં ભેગું ન ગણવું. કારણકે, તેથી ધર્મસ્થાનના ખર્ચનો વિવેક રહેતો નથી અને બેદરકારી આવે છે.

કેટલાક લોકો યાત્રાને અર્થે 'આટલું દ્રવ્ય ખરચીશું' એમ કબૂલ કરીને તે કબૂલ કરેલી રકમમાંથી ગાડી ભાડું, ખાવું, પીવું, મોકલવું માર્ગ વગેરે આદિ સ્થાનકે લાગેલું સર્વ ખરચ તે દ્રવ્યમાં ગણે છે, તે વ્યાજબી નથી, કેમકે યાત્રાને અર્થે જેટલું દ્રવ્ય માન્યું હોય, તે દ્રવ્ય દેવ, ગુરૂ આદિનું દ્રવ્ય થયું ગણાય. તે દ્રવ્ય જો પોતાના ઉપભોગમાં વાપરે તો દેવાદિદ્રવ્ય ભક્ષણ કર્યાનો દોષ કેમ ન લાગે?

### મરણ વખતે સંભારીને દેવદ્રવ્યાદિનું ઋણ હોય તો પ્રથમ ચુકવવું.

પોતાના જીવનમાં જાણતાં અથવા અજાણતાં જો કોઇ પ્રસંગે દેવાદિ દ્રવ્યનો ઉપયોગ થયો હોય, તેની આલોયણા તરીકે, જેટલા દ્રવ્યનો ઉપયોગ અનુમાનથી ધ્યાનમાં આવતો હોય, તેના પ્રમાણમાં પોતાની ગાંઠનું દ્રવ્ય દેવાદિદ્રવ્યમાં નાંખવું. એ આલોયણા મરણ સમય નજીક આવે ત્યારે તો અવશ્ય કરવી જોઇએ.

### દેવું રાખી કોઈપણ વખત ધર્માદો ન કરવો.

વિવેકી પુરૂષે પોતાની અલ્પ શક્તિ હોય તો ધર્મનાં સાત ક્ષેત્રોને વિષે પોતાની શક્તિ પ્રમાણે અલ્પ દ્રવ્ય વાપરવું, પણ માથે કોઈનું ઋણ–દેવું રાખવું નહિં. પાઇએ પાઈ ચૂકતે કરવી. તેમાં પણ દેવ, જ્ઞાન અને સાધારણ એ ત્રણ ખાતાનું ઋણ તો બિલકૂલ નજ રાખવું. કહ્યું છે કે—'શ્રેષ્ઠ પુરૂષે કોઇનું ઋણ એક ક્ષણમાત્ર પણ કોઈ કાળે ન રાખવું. તો પછી અતિ દુઃસહ દેવાદિકનું ઋણ તો કોણ માથે રાખે?' માટે બુદ્ધિમાન્ પુરૂષે ધર્મનું સ્વરૂપ જાણીને સર્વ ઠેકાણે ચોખ્ખો વ્યવહાર રાખવો. કહ્યું છે કે—જેમ ગાય પડવેના ચંદ્રને, નોળિયો નોરવેલને, હંસ પાણીમાં રહેલા દૂધને અને પક્ષી ચિત્રાવેલને જાણે છે, તેમ બુદ્ધિમાન્ પુરૂષ સૂક્ષ્મધર્મ જાણે છે. હવે આ વિષયને આ કરતાં વધારે વિસ્તારની જરૂર નથી.

### આ પ્રમાણે ગાથાની પૂર્વાર્દ્ધ વ્યાખ્યામાં જિનદર્શન, જિનપૂજા, આશાતના તથા દેવદ્રવ્યાદિક વિચાર સંક્ષેપથી કહ્યો.

**હવે ગાથાના ઉત્તરાર્દ્ધની વ્યાખ્યા વિષે કહીએ છીએ.** આ રીતે જિનપૂજા કરીને જ્ઞાનાદિ પાંચ આચારને દૃઢ પણે પાળનાર ગુરૂની પાસે જઈ પોતે પૂર્વે કરેલું પચ્ચક્ખાણ અથવા તેમાં કાંઇક વધારીને ગુરૂ પાસે ઉચ્ચરવું. જ્ઞાનાદિ પાંચ આચારની વ્યાખ્યા અમારા રચેલા **આચારપ્રદીપ** ગ્રંથથી જાણવી. પચ્ચક્ખાણ ત્રણ પ્રકારનું છે.

એક આત્મ સાક્ષિક (પ્રતિક્રમણાદિકમાં પોતાની મેળે પચ્ચક્ખાણુ કરવું) બીજું દેવસાક્ષિક (જિનમંદિરમાં ભગવાનની પ્રતિમા સમક્ષ ઉચ્ચરવું) ત્રીજું ગુરૂસાક્ષિક, તેની વિધિ આ પ્રમાણે જાણવી:—જિનમંદિરે દેવવંદનને અર્થે, સ્નાત્રમહોત્સવના દર્શનને અર્થે અથવા દેશના આદિ કારણથી આવેલા સદ્ગુરૂની પાસે વંદના વગેરે કરી વિધિપૂર્વક પચ્ચક્ખાણુ લેવું જો મંદિરે ગુરૂમહારાજ ન મળ્યા હોય તો ઉપાશ્રયમાં જિનમંદિરની પેઠે ત્રણ નિસિહી તથા પાંચે અભિગમ વગેરે યથાયોગ્ય વિધિથી પ્રવેશ કરી દેશનાની પહેલાં અથવા તે થઇ રહ્યા પછી સદ્ગુરૂને પચ્ચીશ આવશ્યકથી શુદ્ધ એવી દ્વાદશાવર્ત્ત વંદના કરે. એ વંદનાનું ફળ બહુ મ્હોટું છે, કહ્યું છે કે–'માણસ શ્રદ્ધાથી વંદના કરે તો, નીચગોત્ર કર્મને ખપાવે, ઉચ્ચગોત્ર કર્મ બાંધે, અને કર્મની દઢગ્રંથિ શિથિલ કરે.' કૃષ્ણે ગુરૂવંદનાથી સાતમીને બદલે ત્રીજી નરકનું આયુષ્ય અને તીર્થંકર નામકર્મ બાંધ્યું, તથા તે ક્ષાયિક સમ્યક્ત્વ પામ્યો. 'શીતળકાચાર્યને વંદના કરવા માટે આવેલા, પણ રાત્રિ પડવાથી બહાર રહેલા અને રાત્રે કેવળજ્ઞાન પામેલા પોતાના (શીતળાચાર્યના) ચાર ભાણેજોને તેમણે પહેલાં ક્રોધથી દ્રવ્ય વંદન કર્યું અને પછી તેમના વચનથી કેવળજ્ઞાન થયું તે જાણી ભાવવંદના કરી ત્યારે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.'

## સવાર-સાંજનું બૃહત્ ગુરૂવંદન.

ગુરૂવંદન ત્રણ પ્રકારનું છે ગુરૂવંદન **ભાષ્યમાં** કહ્યું છે કે—'ગુરૂવંદન ત્રણ પ્રકારનાં છે. એક ફેટા વંદન, બીજું થોભવંદન અને ત્રીજું દ્વાદશાવર્ત્તવંદન. એકલું માથું નમાવે, અથવા બે હાથ જોડે તે **ફેટા વંદન** જાણવું, બે ખમાસમણા દે તે બીજું **થોભ વંદન** જાણવું, અને બાર આવર્ત્ત વિગેરે પચ્ચીશ આવશ્યકની વિધિ સહિત બે વાંદણા દે, તે ત્રીજું **દ્વાદશાવર્ત્ત વંદન** જાણવું. તેમાં પ્રથમ ફેટાવંદન સર્વ સંઘે માંહે માંહે કરવું. બીજું થોભ વંદન ગચ્છમાં રહેલા રૂડા મુનિરાજને અથવા કારણથી લિંગમાત્ર ધારી સાધુને પણ કરવું. ત્રીજું દ્વાદશાવર્ત્ત વંદન તો આચાર્ય, ઉપાધ્યાય આદિ પદસ્થને કરવું.

જે પુરૂષે રાઈ પ્રતિક્રમણ કર્યું ન હોય તેણે આ વિધિથી બૃહદ્ગુરૂ વંદના કરવી. ભાષ્યમાં કહ્યું છે કે—"૧ ગુરૂ પાસે ઇરિયાવહિયં પડિક્કમી પર્યન્તે લોગસ્સ કહેવો. ૨ કુસુમિણદુસુમિણનો કાઉસ્સગ-ત્યારબાદ રાત્રે રાગથી આવેલ તે (સ્ત્રીગમનાદિક) કુસ્વપ્ન અને દ્વેષથી આવ્યાં હોય તે દુઃસ્વપ્નનો દોષ ટાળવા માટે ૪ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો તે કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ જાણવો. ૩ ચૈત્યવંદન–ત્યારબાદ ચૈત્યવંદનનો આદેશ માગી જગચિંતામણી ચૈત્યવંદન જયવીઅરાય્ સુધીનું કરવું. ૪ મુહપત્તિ–ત્યારબાદ ખમાસમણપૂર્વક આદેશ માગી મુહપત્તિ પડિલેહવી. ૫ વંદણુ–ત્યારબાદ બે વાર દ્વાદશાવર્ત્ત વંદન કરવું, ૬ આલોચના–ત્યારબાદ આદેશ માગી રાઇય આલોયણા કરવી. (="ઇચ્છા૦ સં૦ ભ૦ રાઇયં આલોઉં ? ઇચ્છં આલોએમિ જો મે રાઇઓ" ઇત્યાદિ કહેવું.) અહિં એજ લઘુપ્રતિક્રમણુ

સૂત્ર છે. ૭ વંદણ–ત્યારબાદ પુનઃ બે વાર દ્વાદશાવર્ત વંદન કરવું. ૮ ખામણા–ત્યારબાદ રાઈય અબ્ભુટ્ઠિઓ ખામવો. ૯ વંદન–ત્યારબાદ પુનઃ બે વાર દ્વાદશાવર્ત વંદન કરવું. ૧૦ સંવર (=પચ્ચક્ખાણ)–ત્યારબાદ ગુરુ પાસે યથાશક્તિ પચ્ચક્ખાણ લેવું. ૧૧ ચાર થોભવંદન–ત્યારબાદ ૪ ખમાસમણપૂર્વક "ભગવાન હં" આદિ ૪ ને થોભવંદન કરવું. ૧૨ બે સ્વાધ્યાય આદેશ–ત્યારબાદ બે ખમાસમણપૂર્વક સજ્ઝાય કરવાના બે આદેશ માગવા અને ગુરુપાસે સ્વાધ્યાય કરવો."

સાંજરે પ્રતિક્રમણ કરવાના નિયમવાળાએ કોઈક વખતે પ્રતિક્રમણની સામગ્રીના અભાવે અથવા તેવી શક્તિના અભાવે ભાષ્યમાં દર્શાવેલ વિધિ પ્રમાણે બૃ૦ ગુરુવંદન અવશ્ય કરવું જોઇએ. કે જે સંધ્યાનું લઘુ પ્રતિક્રમણ ગણાય છે. તેનો વિધિ આ પ્રમાણે— ૧ ઇરિયાવહિયં પડિક્કમી પર્યન્તે લોગસ્સ કહેવો. ૨ ચિઇવંદણ–ત્યારબાદ ખમા૦ દઇ આદેશ માગી ચૈત્યવંદન કરવું. ૩ મુહપત્તિ–ત્યારબાદ ખમા૦ દઇ આદેશ માગી મુહપત્તિ પડિલેહવી. ૪. વંદન–ત્યારબાદ બે વાર દ્વાદશાવર્ત્ત વંદન કરવું. ૫ દિવસચરિમ–ત્યારબાદ દિવસચરિમ પચ્ચક્ખાણ કરવું. ૬ વંદન–ત્યારબાદ બે વાર દ્વાદશાવર્ત્ત વંદન કરવું, ૭ આલોચના–ત્યારબાદ આદેશ માગી દિવસ સંબંધી અતિચાર આલોવવા (એટલે "ઇચ્છં આલોએમિ જો મે દેવસિઓ અઇયારો" એ સૂત્ર કહેવું.) અહિં મુખ્યત્વે એજ સૂત્ર લઘુ પ્રતિક્રમણ સૂત્ર જાણવું. ૮ વંદણ–ત્યારબાદ બે વાર દ્વાદશાવર્ત્ત વંદન કરવું. ૯ ખામણા– ત્યારબાદ આદેશ માગી અબ્ભુટ્ઠિઓ ખામવો. ૧૦ ચાર થોભવંદન–ત્યારબાદ ૪ ખમાસમણ- પૂર્વક ૪ થોભવંદન કરવાં. ૧૧ દૈવસિક પ્રાયશ્ચિત્તનો કાઉસ્સગ્ગ–ત્યારબાદ આદેશ માગી ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. ૧૨ બે સ્વાધ્યાય આદેશ–ત્યારબાદ બે ખમાસમણપૂર્વક બે આદેશ માગી સજ્ઝાય (સ્વાધ્યાય) કરવી. ગુરૂ કાંઇ કામમાં વ્યગ્ર હોવાથી જો દ્વાદશાવર્ત્ત વંદના કરવાનો યોગ ન મળે તો, થોભવંદનથીજ ગુરૂને વંદના કરવી.

**પચ્ચક્ખાણ ગુરૂ પાસેજ અવશ્ય કરવું.**

એવી રીતે વંદના કરી ગુરૂ પાસે પચ્ચક્ખાણ કરવું. કહ્યું છે કેઃ—પોતે જે પહેલાં પચ્ચક્ખાણ કર્યું હોય. તેજ અથવા તેથી વધારે ગુરૂ સાક્ષિએ ગ્રહણ કરવું. કારણકે ધર્મના સાક્ષી ગુરૂ છે. ધર્મકૃત્ય ગુરૂ સાક્ષિએ કરવામાં ત્રણ લાભ છે, એક તો "गुरु सक्खिओ हु धम्मो" (ગુરૂ સાક્ષિએ ધર્મ કરવો.) એ જિનેશ્વર ભગવાનની આજ્ઞાનું પાલન થાય છે. બીજો, ગુરૂના વચનથી શુભ પરિણામ ઉત્પન્ન થવાથી અધિક ક્ષયોપશમ થાય છે. ત્રીજો, પૂર્વે ધાર્યું હોય તે કરતાં પણ વધારે પચ્ચક્ખાણ લેવાય છે. એ ત્રણ લાભ છે. **શ્રાવકપ્રજ્ઞપ્તિમાં** કહ્યું છે કે—'પ્રથમથીજ પચ્ચક્ખાણ વગેરે લેવાના પરિણામ હોય, તો પણ ગુરૂ પાસે જવામાં એ લાભ છે કે, પરિણામની દઢતા થાય છે, ભગવાનની આજ્ઞા પળાય છે અને કર્મના ક્ષયોપશમની વૃદ્ધિ થાય છે.' એમજ દિવસના અથવા ચાતુર્માસના નિયમ આદિ પણ યોગ હોય તો ગુરૂ સાક્ષિએજ ગ્રહણ કરવા.

## સંક્ષેપથી ગુરૂવંદન ભાષ્ય અને પચ્ચક્ખાણુ ભાષ્ય વિચારવું.

અહિં, [૨૨]પાંચ નામાદિ બાવીસ મૂળદ્વાર તથા ચારસો બાણું પ્રતિદ્વાર સહિત દ્વાદશાવર્ત્ત વંદનનો વિધિ તથા દસ [૨૩]પ્રત્યાખ્યાનાદિ નવ મૂળદ્વાર અને નેવું પ્રતિદ્વાર સહિત પચ્ચક્ખાણુ વિધિ ગુરૂવંદન ભાષ્ય તથા પચ્ચક્ખાણુ ભાષ્ય આદિ ગ્રંથમાંથી અનુક્રમે જાણી લેવો, પચ્ચક્ખાણુનું લેશમાત્ર સ્વરૂપ પૂર્વે કહ્યું છે.

**હવે પચ્ચક્ખાણુના ફળ વિષે કહીએ છીએ:—**[૨૪]ધમ્મિલ્લ કુમારે છ માસ સુધી આયંબિલ તપ કર્યું તેથી મ્હોટા શ્રેષ્ઠિઓની, રાજાઓની અને વિદ્યાધરોની બત્રીશ કન્યા પરણ્યો, તથા ઘણી ઋદ્ધિ પામ્યો. એ રીતે ઇહિલોકમાં ફળ જાણવું. તથા ચાર હત્યાનો

---

૨૨ **પાંચ નામાદિ**–વંદનાનાં નામ ૫, ૨ દૃષ્ટાંત ૫, ૩ વંદન અયોગ્ય ૫, ૪ વંદન યોગ્ય ૫, ૫ વંદનઅદાતા ૪, ૬ વંદન દાતા, ૭ નિષેધસ્થાન ૫, ૮ અનિષેધ સ્થાન ૪, ૯ વંદનનાં કારણુ ૮, ૧૦ આવશ્યક ૨૫, ૧૧ મુહપત્તિ પડિલેહણા ૨૫, ૧૨ શરીર પડિલેહણા ૨૫, ૧૩ દોષ ૩૨, ૧૪ ગુણુ ૬, ૧૫ ગુરૂ સ્થાપના ૧, ૧૬ અવગ્રહ ૨, ૧૭ વંદન સૂત્રની અક્ષર સંખ્યા ૨૨૬, ૧૮ પદ સંખ્યા ૫૮, ૧૯ સ્થાન (શિષ્યના પ્રશ્નો) ૬, ૨૦ 'ગુરૂવચન' (ઉત્તરો) ૬, ૨૧ ગુરૂ આશાતના ૩૩, ૨૨ વિધિ ૨=૪૯૨.

૨૩ **પ્રત્યાખ્યાનાદિ**–૧૦ પચ્ચક્ખાણુ–૪ પ્રકારનો (ઉચ્ચાર) વિધિ–૪ પ્રકારનો આહાર–બીજીવાર નહિ ઉચ્ચરેલા (=નહીં ગણેલા) એવા ૨૨ આગાર–૧૦ વિગઈ–૩૦ નીવિયાતાં–૨ પ્રકારના ભાંગા–૬ પ્રકારની શુદ્ધિ–અને ( ૨ પ્રકારનું ) ફળ. એ પ્રમાણે ૯ મૂળ દ્વારના ૭૦ ઉત્તરભેદ થાય છે.

૨૪ **ધમ્મિલકુમારની કથા**–કુશાગ્રપુરમાં સુરેન્દ્રદત્ત પિતા અને સુભદ્રા માતાને ત્યાં ધમ્મિલકુમાર જન્મ્યો. ઉંમર લાયક થતાં ધમ્મિલનાં લગ્ન યશોમતી સાથે થયાં. ધમ્મિલ્લ અતિ ધર્મનિષ્ઠ હોવાથી સંસાર સુખવિમુખ રહ્યો. યશોમતી દ્વારા સુભદ્રાએ અને તેની દ્વારા સુરેન્દ્રદત્તને આની જાણુ થઈ. શેઠે કમને ધમ્મિલને જુગારીઓની સોબતમાં મુકયો. જુગારમાંથી તે વેશ્યાગામી બની અંતે વસંતસેનાની પુત્રી વસંતતિલકામાં આસક્ત બન્યો. પિતા પાસેથી તે જે ધન મંગાવે તે પિતા મોકલવા માંડયા, સમય જતાં એટલો બધો લુબ્ધ બન્યો કે પિતાની અને માતાની માંદગી પ્રસંગે તેને કહેણુ મોકલ્યું પણુ તે તેણે ગણુકાર્યું નહિ. 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં' ના બળાપા પૂર્વક સુરેન્દ્રદત્ત અને સુભદ્રા બળતરા સાથે મૃત્યુ પામ્યાં. સાસુ સસરાના મૃત્યુ પછી સુભદ્રાએ પણુ પતિભક્તિને મૂખ્ય રાખી ધન મોકલ્યું. તે ધન ખુટયું ત્યારે સર્વ વેચી યશોમતી પિયર ગઈ.

હવે વસંતસેનાને ધમ્મિલ ધન વિનાનો હોવાથી અકારો લાગ્યો. વસંતતિલકાને તેણે કહ્યું કે 'તું વેશ્યા પુત્રી છે માટે તે નિર્ધનનો સંગ છોડી દે' 'માતા હૃદયના પ્રાણાધાર ધમ્મિલને

કરનાર ૨૫દઢપ્રહારી છ માસ તપ કરીને તેજ ભવે મુક્તિ જનારો થયો. એ પરલોકનું ફળ જાણવું. કહ્યું છે કે–'પચ્ચક્ખાણ કરવાથી આશ્રવનો ઉચ્છેદ થાય છે. આશ્રવના ઉચ્છેદથી તૃષ્ણાનો ઉચ્છેદ થાય છે. તૃષ્ણાના ઉચ્છેદથી ઘણો ઉપશમ થાય છે. ઘણા ઉપશમથી પચ્ચક્ખાણ શુદ્ધ થાય છે. શુદ્ધ પચ્ચક્ખાણથી ચારિત્રધર્મની પ્રાપ્તિ થાય છે. ચારિત્રધર્મની પ્રાપ્તિથી કર્મનો વિવેક થાય છે. કર્મના વિવેકથી અપૂર્વકરણ મળે છે. અપૂર્વકરણની પ્રાપ્તિથી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે. અને કેવળજ્ઞાન પ્રાપ્ત થવાથી સદાય સુખનું સ્થાન મોક્ષ મળે છે. આથી પચ્ચક્ખાણ કરવું જોઇએ અને પચ્ચક્ખાણ કર્યા બાદ શ્રાવકે સાધુ સાધ્વી આદિ ચતુર્વિધ સંઘને યથાયોગ્ય વંદન કરવું.

---

-હું નહિ છોડી શકું ? તેના ત્યાગમાં મારો પ્રાણ ત્યાગ છે' તેમ જવાબમાં વસંતતિલકાએ આમ કહ્યું: વસંતસેનાએ સમયજતાં એકવાર ચંદ્રહાસ મદિરા પાઇ બંનેને બેભાન કર્યાં અને ધમ્મિલને ઉપાડી દૂર જંગલમાં મુકયો. ધમ્મિલ ઘેર પાછો ફર્યો. ઘર સૂનું જોયું પુછતાં ખબર પડી કે 'માતા પિતા મૃત્યુ પામ્યા છે અને નિર્ધન બનેલી પત્ની પિયર ગઈ છે.' કર્ત્તવ્ય મૂઢ બની તે આપઘાત કરવા તૈયાર થયો પણ તેને દિવ્ય પ્રેરણાએ રોકયો. તે આગળ જંગલમાં વધ્યો ત્યાં તેને અગડદત્ત મુનિ મળ્યા. મુનિએ તેને વિષય વાસના છોડી ધર્મ માર્ગે પ્રવર્તવા ખુબ સમજાવ્યું પણ તેમાં તેને પોતાની જાત અસમર્થ લાગી. મુનિના ઉપદેશથી છ માસ તક તેણે આયંબિલ તપ કર્યું. છ માસને અંતે આકાશવાણી થઇ કે 'ધમ્મિલ્લ! તું ૩૨ રાજકન્યાઓનો સ્વામી થઇશ, પુષ્કળઋદ્ધિ મેળવીશ અને અંતે કલ્યાણ સાધીશ' તેજ રાત્રિએ કોઈ ધમ્મિલને બદલે આ ધમ્મિલ્લને વિમળા ભેટાણી. અને ત્યાર પછી ધમ્મિલ ૩૨ રાજકન્યાઓ પરણ્યો. યશોમતિ અને વસંતતિલકાને પણ મળ્યો અને કુશાગ્રપુરમાં આવ્યો. અંતે વિમળાના પુત્ર પદ્મનાભને ગૃહભાર ભળાવી ધમ્મિલ્લ વિમળા અને યશોમતી સાથે ચારિત્ર અંગીકાર કરી બારમે દેવલોકે ગયો. આ રીતે આ ભવમાં તપ કરવાના ફળ ઉપર **ધમ્મિલ્લનું** દષ્ટાંત છે.

**૨૫. દઢ પ્રહારીની કથા:**–વસંતપુરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેણે પોતાનું ધન વિષયાદિકમાં ગુમાવ્યું પછી તે ચોરી કરવા લાગ્યો. ઘણીવાર તેને રાજાએ શિક્ષા કરી પણ તે ન અટકયો એટલે તેને ગામ બહાર કાઢી મુકયો તેથી તે ચોરની પલ્લીમાં ગયો. ચોરને પુત્ર ન હોવાથી તેણે તેને પુત્ર તરીકે રાખ્યો. સ્વભાવથી તે ક્રુર હોવાથી અને બળવાન હોવાથી જેને પ્રહાર કરતો તે તુર્ત મરી જતો આથી લોકો તેને **દઢ પ્રહારી** કહેવા લાગ્યા.

એક વખત દઢપ્રહારીએ પોતાના સાથીદારો સહિત કુશસ્થળમાં ધાડ પાડી. આ ગામમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેને ઘણાં છોકરાં હતાં. છોકરાઓએ એક વખત ખીર ખાવાની હઠ લીધી. બ્રાહ્મણે જ્યાં ત્યાંથી દૂધ–ચોખા ભેગા કરી ખીર બનાવરાવી હતી.

## ગુરૂનું ખુબજ બહુમાન કરવું.

જિન મંદિર આદિ સ્થળે ગુરૂનું આગમન થાય ત્યારે ગુરૂનો સારી પેઠે આદર સત્કાર સાચવવો, તે આરીતે-ગુરૂને જોતાંજ ઉભા થવું. આવતા હોય તો સામા સન્મુખ જવું. બે હાથ જોડી માથે અંજલિ કરવી. પોતે આસન પાથરવું. ગુરૂ આસને બેઠા પછી પોતે આસને બેસવું, ગુરૂની ભક્તિથી વંદના કરવી. ગુરૂની સેવા પૂજા કરવી, અને ગુરૂ જાય ત્યારે તેમની પાછળ જવું. એ રીતે ગુરૂનો આદર સત્કાર જાણવો. તેમજ ગુરૂની બે બાજુએ મુખ આગળ, અથવા પૂંઠે પણ ન બેસવું. તેમજ શ્રાવકે ગુરૂની પાસે પગની અથવા બાહુની પલાંઠી વાળીને અથવા પગ લાંબા કરીને પણ ન બેસવું. બીજે ઠેકાણે પણ કહ્યું છે કે–'પલાંઠી વાળવી, ઓઠિંગુ દેવું, પગ લાંબા કરવા, વિકથા કરવી, અને ઘણું હસવું. એટલાં વાનાં ગુરૂ પાસે વર્જવાં.' વળી કહ્યું છે કે—'શ્રાવકે નિદ્રા તથા વિકથા વર્જી, મન વચન કાયની ગુપ્તિ રાખી, હાથ જોડી અને બરાબર ઉપયોગ સહિત ભક્તિથી બહુમાન પૂર્વક ગુરૂનાં ઉપદેશ વચન સાંભળવાં.' તેમજ સિદ્ધાંતમાં કહેલી રીત પ્રમાણે ગુરૂની આશાતના ટાળવાને માટે ગુરૂથી સાડાત્રણ હાથનું અવગ્રહ ક્ષેત્ર મૂકી તેની બહાર જીવજંતુ રહિત ભૂમિએ બેસીને ધર્મદેશના સાંભળવી. કહ્યું છે કે—'શાસ્ત્રથી નિંદિત આચરણ આચરવાથી ઉત્પન્ન થયેલા તાપને નાશ કરનારૂં, સદ્ગુરૂના મુખ રૂપ મલય પર્વતથી ઉત્પન્ન થયેલું, ચંદનરસ સરખું વચન રૂપી અમૃત ધન્ય પુરૂષોનેજ મળે છે.'

### સદ્ગુરૂના મુખે ઉપદેશ સાંભળવો કારણકે તેથી અનેક લાભ થાય છે.

ધર્મદેશના સાંભળવાથી અજ્ઞાનનો અને મિથ્યા જ્ઞાનનો નાશ થાય, સમ્યક્તત્ત્વનું જ્ઞાન થાય, સંશય ટળે, ધર્મને વિષે દઢપણું થાય, વ્યસન આદિ કુમાર્ગની નિવૃત્તિ થાય, સન્માર્ગને વિષે પ્રવૃત્તિ થાય, કષાય આદિ દોષનો ઉપશમ થાય, વિનય આદિ ગુણોની પ્રાપ્તિ થાય, કુસંગતિનો ત્યાગ થાય, શક્તિ માફક દેશવિરતિ અથવા સર્વ વિરતિની પ્રાપ્તિ થાય અને અંગીકાર કરેલ દેશવિરતિ અથવા સર્વ વિરતિની સર્વ પ્રકારે એકાગ્ર મનથી આરાધના થાય, વગેરે અનેક ગુણ થાય છે. તે નાસ્તિક **પ્રદેશી રાજા, આમ રાજા,**

---

ધાડપાડુઓ લુંટતા લુંટતા આ બ્રાહ્મણના ઘેર આવ્યા. ઘણું શોધ્યું પણ તેમને ખીરપાત્ર સિવાય બીજુંકાંઈહાથ ન લાગ્યું. તેમણે આ ખીરપાત્ર ઉપાડ્યું. છોકરાંઓએ રોકકળ કરી મુકી. બ્રાહ્મણથી આ ન સહન થયું. તેથી તેણે અર્ગલા ઉપાડી દેવા માંડી. દઢ પ્રહારીને ખબર પડી કે મારા સાથીદારને બ્રાહ્મણ મારે છે. તેણે આવતાં વેંત બ્રાહ્મણના તરવારના એકજ ઝટકાથી બે કકડા કર્યા. આગળ વધતાં રસ્તામાં ગાય અથડાણી, તેને પણ તેણે મારી નાંખી. ત્યાંથી આગળ વધ્યો એટલે બ્રાહ્મણની ગર્ભણી સ્ત્રી ચોરોનેગાળોભાંડીરહીહતી તેને તરવારથી કાપી નાંખી તેનો ગર્ભ પણ કકડા થઇ ભૂમિ ઉપર પડયો. આ બધા દ્રશ્યથી બાળકો ન સમાય તેવા કરૂણ સ્વરે રોવા લાગ્યા. ક્રુર દઢપ્રહારીને બાળકોના રુદને ઢીલો બનાવ્યો. તે ચોરી

કુમારપાળ, અને થાવચ્ચાપુત્ર વગેરેના દ્રષ્ટાંત ઉપરથી જાણવું. કહ્યું છે કે—'જો જિનેશ્વર ભગવાનનું વચન સાંભળે તો બુદ્ધિનો વ્યામોહ જતો રહે, કુપંથનો ઉચ્છેદ થાય, મોક્ષની ઈચ્છા વૃદ્ધિ પામે, શાંતિ વિસ્તાર પામે, અધિક વૈરાગ્ય ઉપજે, અને અતિશય હર્ષ થાય,' એવી કઈ વસ્તુ છે કે, જે જિનેશ્વર ભગવાનનું વચન સાંભળવાથી ન મળે? 'પોતાનું શરીર ક્ષણભંગુર છે, બાંધવ બંધન સમાન છે, લક્ષ્મી વિવિધ અનર્થને ઉત્પન્ન કરનારી છે માટે જૈનસિદ્ધાંત સાંભળવો, તેથી સંવેગ વગેરે ઉત્પન્ન થાય છે અને તે સિદ્ધાંત માણસ ઉપર કાંઈ ને કાંઇ ઉપકાર કરવામાં ખામી રાખતો નથી.'

## ગુરૂના સંપર્કથી ઉપકાર થવા વિષે.
## પ્રદેશી રાજાનું દૃષ્ટાંત.

શ્વેતાંબી નગરીમાં પ્રદેશી નામે રાજા અને ચિત્રસારથિ નામે તેનો મંત્રી હતો. ચિત્રસારથિ મંત્રીએ ચાર જ્ઞાનના ધારક શ્રીકેશિ ગણધર પાસે શ્રાવસ્તિ નગરીમાં શ્રેષ્ઠ શ્રાવકધર્મ સ્વીકાર્યો હતો. એક વખતે ચિત્રસારથિ મંત્રીના આગ્રહથી કેશિ ગણધર શ્વેતાંબી નગરીએ પધાર્યા. ચિત્રસારથિ મંત્રી ઘોડા ઉપર બેસી ફરવાના બહાને પ્રદેશી રાજાને કેશિ ગણધર પાસે લઈ ગયો. ત્યારે ગર્વથી રાજાએ મુનિરાજને કહ્યું, "હે મુનિરાજ! તમે વૃથા કષ્ટ ન કરો. કારણ કે, ધર્મ વગેરે જગતમાં સર્વથા છેજ નહિ, મારી માતા શ્રાવિકા હતી અને પિતા નાસ્તિક હતો. મરણ સમયે મેં એમને ઘણું કહ્યું કે, 'મરણ થયા પછી સ્વર્ગમાં તમને જે સુખ અથવા નરકમાં દુઃખ થાય, તે મને જણાવજો.' પણ મરણ પામ્યા પછી આવીને માતાએ સ્વર્ગ સુખ આદિ તથા પિતાએ નરક દુઃખ આદિ કાંઈ પણ મને જણાવ્યું નહિં. એક ચોરના મેં તલ જેટલા કટકા કર્યા, તો પણ તેમાં કંઈથી પણ મને જીવ દેખાયો નહિં. તેમજ જીવતા તથા મરણ પામેલા માણસને તોલતાં ભારમાં કાંઇ પણ ફેર જણાયો નહિં. વળી મેં છિદ્ર વિનાની કોઠીની અંદર એક માણસને પૂર્યો, અને તે કોઠી ઉપર સજ્જડ ઢાંકણું ઢાંકયું, અંદર તે માણસ મરી ગયો. તેના શરીરમાં પડેલા અસંખ્ય કીડા મેં જોયા, પણ તે માણસનો જીવ બહાર જવાને તથા તે કીડાના જીવોને અંદર આવવાને વાળના અગ્રભાગ જેટલો પણ માર્ગ મારા જોવામાં આવ્યો નહિં, એવી રીતે ઘણી પરીક્ષા કરીને હું નાસ્તિક થયો છું."

---

ફરીને તે નગરમાંથી નીકળ્યો પણ બ્રાહ્મણ, ગાય, સ્ત્રી, અને બાળકની હત્યા તેને સાલવા લાગી. બહાર ઉદ્યાનમાં એક મુનિને જોઇ, નમી, પોતાનું પાપ જણાવી પ્રાયશ્ચિત્ત માગ્યું, મુનિએ દીક્ષા ગ્રહણ કરવાનું કહ્યું, તેણે દીક્ષા લઇ તેજ ગામમાં રહેવાનું રાખ્યું. લોકોએ છ છ માસ સુધી તેનો તિરસ્કાર કર્યો કારણકે તે હત્યારો છે, તેમ સૌ જાણતા હતા. દૃઢ પ્રહારી મુનિ સમજતા હતા કે મેં પાપ ઘોર કર્યું છે. તો તેનું ફળ પણ મારે ઘોર સહન કરવું જોઈએ. મારા પાપના હિસાબે તો આ એટલું ઉગ્ર ફળ નથી. તેણે ચિત્તને સ્થિર રાખી સર્વ સહન કર્યું અને અંતે દૃઢ પ્રહારીએ પોતાનું કલ્યાણ સાધ્યું.

શ્રી કેશિગણધરે કહ્યું, "તારી માતા સ્વર્ગસુખમાં નિમગ્ન હોવાથી તને કહેવા આવી નહિં, તથા તારો પિતા પણ નરકની ઘોર વેદનાથી આકુળ હોવાથી અહિં આવી શક્યો નથી. અરણીના કાષ્ઠની અંદર અગ્નિ છતાં તેના ગમે તેટલા ઝીણા કટકા કરીએ તોપણ તેમાં અગ્નિ દેખાતો નથી. તેજ પ્રમાણે શરીરના ગમે તેટલા ઝીણા કટકા કરો, તો પણ તેમાં જીવ ક્યાં છે? તે દેખાય નહિં, લુહારની ધમણ વાયુથી ભરેલી અથવા ખાલી તોળો, તથાપિ તોલમાં રતિમાત્ર પણ ફેર જણાશે નહિં. તે મુજબ શરીરની અંદર જીવ છતાં અથવા તે નીકળી ગયા પછી શરીર તોળશો, તો તોલમાં કાંઇ ફેર જણાશે નહિં. કોઠીની અંદર પૂરેલો માણુસ અંદર શંખ આદિ વગાડે તો શબ્દ બહાર સંભળાય, પણ તે શબ્દ કયે માર્ગે બહાર આવ્યો? તે જણાય નહિં, તેમજ કુંભીની અંદર પૂરેલા માણુસનો જીવ શી રીતે બહાર ગયો? અને કુંભીની અંદર થએલા કીડાના જીવ શી રીતે અંદર આવ્યા? તે પણ જણાય નહિં." આ સાંભળી પ્રદેશી રાજા સુશ્રાવક થયો. તે રાજાને સૂર્યકાંતા નામે એક રાણી હતી, તેણે પરપુરૂષને વિષે આસક્ત થઇ એક દિવસે પૌષધને પારણે પ્રદેશી રાજાને ઝેર ખવરાવ્યું. તે વાત તુરત રાજાના ધ્યાનમાં આવી, અને તેણે તે ચિત્રસારથિને કહી. તે પછી તેણે ચિત્રસારથી મંત્રિના વચનથી પોતાનું મન સમાધિમાં રાખ્યું અને આરાધના તથા અનશન કરી તે સૌધર્મ દેવલોકે સૂર્યાભ વિમાનની અંદર દેવતા થયો. વિષપ્રયોગની વાત ખબર પડવાથી સૂર્યકાંતા ઘણી શરમાઇ, બીકથી જંગલમાં નાસી ગઇ, અને ત્યાં સર્પના દંશથી મરણ પામી નરકે પહોંચી. એક વખતે આમલકલ્પા નગરીમાં શ્રીવીરભગવાન્ સમવસર્યા. ત્યારે સૂર્યાભ દેવતા ડાબા તથા જમણાહાથથી એકસો આઠ કુંવર તથા કુંવરીઓ પ્રકટ કરવા વગેરે પ્રકારથી ભગવાન્ આગળ આશ્ચર્યકારી દિવ્ય નાટક કરી સ્વર્ગે ગયો. ત્યારે ગૌતમ સ્વામીના પૂછવાથી શ્રીવીર ભગવાને સૂર્યાભ દેવતાનો પૂર્વભવ તથા દેવના ભવથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રે સિદ્ધિ ગતિ પામશે વગેરે વાત કહી. આ રીતે પ્રદેશી રાજાનું દૃષ્ટાંત છે. આજ રીતે [૨૬]આમરાજા બપ્પભટસૂરિના અને પરમાર્હત્

---

૨૬ **આમરાજાની કથા.** પાંચાળ દેશમાં કુંભ નામના ગામના બપ્પક્ષત્રિય પિતા અને ભટ્ટીનામની માતાનો સુરપાળ નામે પુત્ર હતો. દીક્ષા વખતે ગુરૂમહારાજે તેનું નામ બપ્પભટ્ટી રાખ્યું. તે રોજના એક હજાર શ્લોક કંઠસ્થ કરી શકતા હતા. ગુરૂએ તેમને જ્યારે આચાર્યપદ આપ્યું ત્યારે તેમનું નામ બપ્પભટ્ટીસૂરિ રાખ્યું.

એક વખત ગ્વાલીયરના રાજા યશોવર્માનો પુત્ર આમકુમાર પિતાથી રીસાઈ બપ્પભટ્ટીસૂરિ પાસે આવ્યો. કાવ્યનો શોખીન હોવાથી તેમની પાસે અભ્યાસ કરવા લાગ્યો. સમય જતાં આમને પિતાનું રાજ્ય મળ્યું. આમકુમારે બપ્પભટ્ટીસૂરિને પોતાને નગર બોલાવ્યા અને કહ્યું કે 'આ રાજ્યનો આપ સ્વીકાર કરો.' સૂરિએ કહ્યું કે 'દેહમાં પણ અમે સ્પૃહા રાખતા નથી તો અમારે રાજ્યને શું કરવું છે?' રાજા આશ્ચર્ય પામ્યો પછી ગુરૂના ઉપદેશથી તેણે એક પ્રાસાદ બનાવ્યો અને તેમાં સૂવર્ણની મહાવીર ભગવાનની પ્રતિમા સ્થાપન કરી.

**થાવચ્ચાપુત્રની કથા.**

[૨૭]કુમારપાળ રાજા શ્રીહેમસૂરિના સદુપદેશથી બોધ પામ્યા એ વાત પણ પ્રસિદ્ધ છે.

દ્વારિકા નગરીમાં કોઇ સાર્થવાહની થાવચ્ચા નામે સ્ત્રી ઘણી દ્રવ્યવાન હતી. તેનો પુત્ર **થાવચ્ચા પુત્ર** એ નામે ઓળખાતો. બત્રીસ કન્યા પરણ્યો હતો, એક સમયે શ્રીનેમિનાથ ભગવાન્‌ની દેશનાથી તે પ્રતિબોધ પામ્યો., થાવચ્ચા માતાએ ઘણો વાર્યો, તો પણ તેણે દીક્ષા લેવાનો વિચાર માંડી વાળ્યો નહિ. ત્યારે તે થાવચ્ચા માતા પુત્રના દિક્ષા ઉત્સવને અર્થે કેટલાંક રાજચિન્હ કૃષ્ણ પાસે માગવા ગઇ. કૃષ્ણે પણ થાવચ્ચાને ઘેર આવી તેના પુત્રને કહ્યું કે, "તું દીક્ષા લઇશ નહિં. વિષયસુખ ભોગવ." થાવચ્ચા પુત્રે કહ્યું કે, "ભય પામેલા માણુસને વિષયભોગ ગમતા નથી." કૃષ્ણે પૂછ્યું. "મારા છતાં તને ભય શાનો ?" થાવચ્ચાપુત્રે કહ્યું, 'મૃત્યુનો.' પછી કૃષ્ણે પોતે તેનો દિક્ષા ઉત્સવ કર્યો. થાવચ્ચાપુત્રે એક હજાર શ્રેષ્ઠી આદિની સાથે દીક્ષા લીધી. અનુક્રમે તે ચૌદપૂર્વી થયો, અને સેલક રાજાને તથા તેના પાંચસે મંત્રીઓને શ્રાવક કરી સૌગંધિકા નગરીમાં આવ્યો, તે સમયે વ્યાસનો પુત્ર શુકનામે એક

---

એક વખત આમરાજાની સભા આગળ નટનું ટોળું નાચ કરતું હતું તેમાં એક સ્ત્રીનું સુંદર લાવણ્ય દેખી આમ તેમાં મોહમુગ્ધ બન્યો. અને તેના રૂપમાં આકર્ષાઈ તેના રૂપનો વર્ણનાત્મક એક શ્લોક બોલી ઉઠયો. સૂરિ મહારાજને આની ખબર પડી, તેમણે આમને સમજાવવા જળની અન્યોક્તિવાળો શ્લોક તેના પ્રાસાદમાં ભારવટ ઉપર લખાવ્યો. શ્લોક વાંચી રાજાને પોતાના કાર્ય માટે શરમ આવી અને તેના પ્રાયશ્ચિત્ત માટે તપાવેલી પુતળીને ભેટવા તૈયાર થયો. સૂરિને ખબર પડતાં તેને સમજાવ્યો કે 'હે રાજન ! તેં પાપનો સંકલ્પ કર્યો છે. તેથી તેનું પ્રાયશ્ચિત્ત ચિત્તશુદ્ધિ કરી, ધર્મ આરાધ, પણ વૃથા જીવન ગુમાવી ન દે.' રાજાએ ત્યારપછી ગુરૂ મહારાજ પાસે વ્રતો ગ્રહણ કર્યાં અને ધર્મમાં રક્ત બન્યો.

આમ રાજાને પોતાનો પૂર્વભવ જાણવાની ઇચ્છા થઇ અને તેણે 'હું પૂર્વભવમાં કોણ હતો ? તેમ ગુરૂ મહારાજને પુછ્યું. ગુરૂએ તેને કહ્યું કે હે રાજા ! તું પૂર્વભવમાં તાપસ હતો. તેં એકાંતર ઉપવાસ વડે દોઢસો વર્ષ સુધી ઉગ્ર તપસ્યા કરી હતી અને ત્યાંથી મૃત્યુ પામી તું આ ભવે રાજા થયો છે તેની પ્રતીતિ માટે કલિંજરગિરિની તળેટીમાં રહેલ શાલવૃક્ષ નીચે અદ્યાપિ તારી જટા પડેલી છે.' રાજાએ સેવકો દ્વારા જટા મંગાવી તેને પૂર્વભવ યાદ આવ્યો. ગુરૂ મહારાજની સાનિધ્યતામાં સંઘસહિત શત્રુંજયની યાત્રા કરી ગિરનાર તીર્થે આવ્યો અને દીગંબરીઓએ બથાવી પાડેલ તે તીર્થ શ્વેતાંબરીઓને પાછું અપાવ્યું. ઇત્યાદિ વિસ્તાર ચતુર્વિંશતિ પ્રબંધમાં છે.

૨૭ **કુમારપાલની કથા**—હેમચંદ્રાચાર્યે એક વખત રાજસભામાં કહ્યું

**धर्मो जीवदया तुल्यो, न क्वापि जगतीतले**
**तस्मात् सर्व प्रयत्नेन कार्या जीवदया नृभिः**

(આ જગતમાં જીવદયા તુલ્ય કોઇ ધર્મ નથી. માટે માણુસોએ સર્વ પ્રયત્નથી જીવદયાનું પાલન કરવું જોઇએ.)

પરિવ્રાજક ત્યાં પોતાના એક હજાર શિષ્ય સહિત હતો. તે ત્રિદંડ, કમંડલુ, છત્ર, ત્રિકાષ્ઠી; અંકુશ, પવિત્રક અને કેસરી નામા વસ્ત્ર એટલી વસ્તુ હાથમાં રાખતો હતો. તેનાં વસ્ત્ર ગેરૂથી રંગેલાં હતાં. તે સાંખ્યશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે ચાલનારો હોવાથી પ્રાણાતિપાત વિરમણાદિ પાંચ વ્રત અને શૌચ, (પવિત્રતા) સંતોષ, તપ, સ્વાધ્યાય તથા ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ મળીને દશ પ્રકારના શૌચમૂળ પરિવ્રાજક ધર્મની તથા દાનધર્મની પ્રરૂપણા કરતો હતો. તેણે પૂર્વે સુદર્શન નામે નગરશેઠ પાસે પોતાનો શૌચમૂળ ધર્મ લેવરાવ્યો હતો. થાવચ્ચાપુત્ર આચાર્યે તેને ફરી પ્રતિબોધ કરી વિનયવાળા જિનધર્મનો અંગીકાર કરાવ્યો. પછી સુદર્શન શેઠના દેખતાં શુક પરિવ્રાજકને તથા થાવચ્ચાપુત્ર આચાર્યને પરસ્પર નીચે લખ્યા પ્રમાણે પ્રશ્નોત્તર થયા.

શુક પરિવ્રાજકઃ-"હે ભગવન્! *સરિસવય ભક્ષ્ય છે, કે અભક્ષ્ય છે?" થાવચ્ચાપુત્રઃ-"હે શુક પરિવ્રાજક! *સરિસવય ભક્ષ્ય છે, અને અભક્ષ્ય પણ છે. સરિસવય બે પ્રકારના છે. મિત્ર સરિસવય (સરખી ઉમ્મરના) અને બીજા ધાન્ય સરિસવય (સરસવ). મિત્ર સરિસવય ત્રણ પ્રકારના છે, એક સાથે ઉત્પન્ન થયેલા, બીજા સાથે વૃદ્ધિ પામેલા અને ત્રીજા બાલ્યાવસ્થામાં સાથે ધૂળમાં રમેલા. એ ત્રણે પ્રકારના મિત્ર સરિસવય. સાધુઓને અભક્ષ્ય છે. ધાન્ય સરિસવય બે પ્રકારના છે. એક શસ્ત્રથી પરિણમેલા અને બીજા શસ્ત્રથી ન પરિણમેલા. શસ્ત્ર પરિણમેલા સરિસવય બે પ્રકારના છે. એક પ્રાસુક અને બીજા અપ્રાસુક. પ્રાસુક સરિસવય પણ બે પ્રકારના છે. એક જાત અને બીજા અજાત. જાત સરિસવય પણ પણ બે પ્રકારના છે. એક એષણીય અને બીજા અનેષણીય. એષણીય સરિસવય પણ બે બે પ્રકારના છે. લબ્ધ અને બીજા અલબ્ધ. ધાન્ય સરિસવયમાં અશસ્ત્ર પરિણમેલા, અપ્રાસુક, અજાત, અનેષણીય અને અલબ્ધ એટલા પ્રકારના અભક્ષ્ય છે, અને બાકી રહેલા સર્વ

---

આ પ્રમાણેનો ઉપદેશ સાંભળી કુમારપાળે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણવ્રતનો સ્વકાર કર્યો. અને અઢાર દેશમાં અમારિ પળાવી. બીજા દેશોમાં પણ જ્યાં પોતાની લાગવગ હતી ત્યાં અમારિ પળાવી. કુવે કુવે સર્વ જળાશયે પાણી ગળાવવાની વ્યવસ્થા કરાવી, એક વખત કુમારપાળે સામાયિકમાં પગે ચોંટેલ મંકોડો સેવકોથી ઉખેડતાં તેની વ્યાકુળતા દેખી પોતાની તેટલી ચામડી કાપી દુર મુકી. પોતાની સ્ત્રીઓ ગુજરી ગયા પછી રાજ્યગાદી ઉપર હોવા છતાં ફરી સ્ત્રી પરણ્યા નહિ. સાત વ્યસનો હિંસાના કારણરૂપ હોવાથી પોતાના દેશમાંથી તેનો નિષેધ કરાવ્યો ઇત્યાદિ સર્વ કુમારપાળ પ્રબંધથી જાણવું.

*"सरिसवय" આ માગધી શબ્દ છે. "सद्दशवय" અને "सर्षप" એ બે સંસ્કૃત શબ્દનું માગધીમાં "सरिसवय" એવું રૂપ થાય છે. सद्दशवया એટલે સરખી ઉંમરનો અને 'सर्षप' એટલે સરસવ.

પ્રકારના ધાન્ય સરિસવય–સરસવ સાધુઓને ભક્ષ્ય છે. એવી રીતેજ +કુલત્થ અને ÷માસ પણ જાણવા, તેમાં એટલુંજ વિશેષ છે કે, માસ ત્રણ પ્રકારના છે. એક કાલ માસ (મહિનો), બીજો અર્ધમાસ (સોના રૂપાના તોલમાં આવે છે તે) અને ત્રીજો ધાન્યમાસ (અડદ).

એવી રીતે થાવચ્ચાપુત્ર આચાર્યે બોધ કર્યો, ત્યારે પોતાના હજાર શિષ્યના પરિવાર સહિત શુક પરિવ્રાજકે દીક્ષા લીધી. થાવચ્ચાપુત્ર આચાર્ય પોતાના હજાર શિષ્યના પરિવાર સહિત શત્રુંજય તીર્થે સિદ્ધિ પામ્યા. પછી આ શુકઆચાર્ય સેલકપુરના શેલક નામે રાજાને તથા તેના પાંચસો મંત્રીને પ્રતિબોધ કરી દીક્ષા આપી પોતે સિદ્ધિપદ પામ્યા. શેલક મુનિ અગિયાર અંગના જાણ થઈ પોતાના પાંચસો શિષ્યોની સાથે વિચરવા લાગ્યા. એટલામાં હમેશાં લૂખો આહાર ખાધામાં આવવાથી સેલક મુનિરાજને ખસ, પિત્ત આદિ રોગ થયા. પછી તે વિહાર કરતા પરિવાર સહિત શેલકપુરે આવ્યા. ત્યાં તેમનો ગૃહસ્થપણાનો પુત્ર મંડુક રાજા હતો. તેણે તેમને પોતાની વાહનશાળામાં રાખ્યા. પ્રાસુક ઔષધનો અને પથ્યનો સારો યોગ મળવાથી શેલક મુનિરાજ રોગ રહિત થયા તો પણ સ્નિગ્ધ આહારની લોલુપતાથી વિહાર ન કરતાં તે ત્યાંજ રહ્યા પછી પંથક નામે એક સાધુને શેલક મુનિરાજની વૈયાવચ્ચ કરવા માટે રાખી બીજા સર્વ સાધુઓએ વિહાર કર્યો.

એક સમયે કાર્તિક ચોમાસીને દિવસે શેલક મુનિરાજ યથેચ્છ આહાર કરી સૂઇ રહ્યા. પ્રતિક્રમણનો સમય આવ્યો ત્યારે પંથકે ખમાવવાને અર્થે તેમને પગે પોતાનું માથું અડાડયું. તેથી તેમની ( શેલક મુનિરાજની) નિદ્રા ઉડી ગઇ. પોતાના ગુરૂને રોષાયમાન થએલા જોઈને પંથકે કહ્યું. "ચાતુર્માસમાં થએલા અપરાધ ખમાવવાને અર્થે મેં આપ સાહેબના ચરણને સ્પર્શ કર્યો." પંથકનું એવું વચન સાંભળી શેલક મુનિરાજ વૈરાગ્ય પામ્યા, અને મનમાં વિચાર કરવા લાગ્યા કે "રસવિષયમાં લોલુપ થએલા મને ધિક્કાર થાઓ !" એમ વિચારી તેમણે તુરત વિહાર કર્યો. પછી બીજા શિષ્યો પણ શેલક મુનિરાજને મળ્યા. તેઓ શત્રુંજય પર્વત ઉપર પોતાના પરિવાર સહિત સિદ્ધ થયા. આ રીતે થાવચ્ચાપુત્રની કથા છે. આનો વિસ્તૃત અધિકાર જ્ઞાતાસૂત્રમાં છે.

### ધર્મોપદેશ મુજબ ધર્માનુષ્ઠાન કરવું.

સુશ્રાવકે નિત્ય સદ્ગુરૂ પાસે ધર્મોપદેશ સાંભળવો. અને ધર્મોપદેશમાં કહ્યા પ્રમાણે યથાશક્તિ ધર્માનુષ્ઠાન પણ કરવું, કારણ કે, જેમ ઔષધના જાણપણા માત્રથીજ આરોગ્ય પ્રાપ્ત થતું નથી, તથા ભક્ષ્ય પદાર્થને પણ કેવલ જોવામાત્રથી પેટ ભરાતું નથી, તેમ

---

+ "कुलत्थ" શબ્દ માગધી છે. "कुलत्थ" ( कुलस्थ" અને "कुलत्थ" એ બે સંસ્કૃત શબ્દોનું "कुलत्थ" એવું એકજ માગધીમાં રૂપ થાય છે.

÷માસ (મહિનો), માષ ( અડદ) અને માસ (તોલવાનું એક કાટલું) એ ત્રણે શબ્દનું માગધીમાં "मास" એવું એકજ રૂપ થાય છે.

કેવળ ધર્મોપદેશ સાંભળવામાત્રથી પણ પૂરૂં ફળ મળતું નથી, માટે ઉપદેશ સાંભળવાની સાથે ધર્મક્રિયા પણ કરવી જોઇએ. કહ્યું છે કે, 'પુરૂષોને ક્રિયાજ ખરેખર ફળ આપનારી છે. કેવલ, જ્ઞાન ફળ આપતું નથી, કારણકે સ્ત્રી અને ભક્ષ્ય પદાર્થના ભોગ શી રીતે ભોગવવા તે જાણતો હોય, છતાં પણ તે ખાય નહિં કે ભોગવે નહિં તો તેના માત્ર જ્ઞાનથી તે પુરૂષને ખાવાથી કે ભોગથી મળનારુ સુખ મળતું નથી. તેમજ કોઈ પુરૂષ તરવાનું જાણતો હોય, તો પણ જો નદીમાં પડી શરીરને હલાવે નહિ, તો તે નદીના પ્રવાહમાં તણાઇ જાય તેમ જ્ઞાની પુરૂષ ધર્મક્રિયા ન કરે તો, સંસાર સમુદ્રમાં રખડે છે.' **દશાશ્રુતસ્કંધ ચૂર્ણિમાં** કહ્યું છે કે 'જે અક્રિયાવાદી છે, તે ભવ્ય હોય, અથવા અભવ્ય હોય, પણ નિયમથી કૃષ્ણપાક્ષિક છે અને ક્રિયાવાદી નિયમથી ભવ્ય અને શુક્લપાક્ષિક છે અને તે સમ્યગ્દષ્ટિ હોય તો અર્ધપુદ્ગલપરાવર્ત્તમાં સિદ્ધ થાય છે અને જો મિથ્યાદષ્ટિ હોય તો પણ તે પુદ્ગલપરાવર્ત્તની અંદર સિદ્ધ થાય છે. આ ઉપરથી ક્રિયાનું મહત્ત્વ જણાશે." તેમ જ્ઞાન વિનાની ક્રિયા પણ હિતકારી છે એમ ન સમજવું. કહ્યું છે કે, "જ્ઞાન વિનાની ક્રિયાથી કર્મનો ક્ષય થાય તો પણ તે *મંડૂકચૂર્ણ સમાન જાણવો અને જ્ઞાનપૂર્વક ક્રિયાથી કર્મનો ક્ષય થાય તે ÷મંડૂકભસ્મ સમાન જાણવો." કહ્યું છે કે 'અજ્ઞાની જીવ કરોડો વર્ષોમાં જેટલું કર્મ ખપાવે, તેટલા કર્મને મન વચન કાયાની ગુપ્તિ રાખનાર જ્ઞાની એક ઉચ્છ્વાસમાં ખપાવે છે.' આથી જ્ઞાનવિના કેવળ તપસ્યા કરનાર [૨૮]તામલિ તાપસ, [૨૯]પૂરણ તાપસ વગેરે લોકોએ

---

* દેડકાના ચૂર્ણમાંથી બીજાં દેડકાં થાય તેમ જ્ઞાનવિનાની ક્રિયાથી કર્મનો ક્ષય થાય પણ બીજાં કર્મબંધનો થાય. ÷મંડુકભસ્મથી બીજા દેડકા ન થાય તેમ જ્ઞાનપૂર્વક ક્રિયા કરવાથી ફરી કર્મબંધ ન થાય,

૨૮ **તામલિતાપસ**—તામ્રલિપ્તિ નગરીમાં તામલી નામે એક શેઠ રહેતો હતો. મધ્યરાત્રિએ તેને વિચાર આવ્યો કે 'મેં સુખવૈભવ ખુબ ખુબ ભોગવ્યા હવે મારે પરભવનું કલ્યાણ સાધવું જોઇએ' તે સવારે ઘરનો ભાર પુત્રને સોંપી તેણે તાપસી દીનચર્યા શરૂ કરી. તેણે સાઠ હજાર વર્ષસુધી ઉગ્ર તપ કર્યું. છેવટે બે માસની સંલેખના કરી. મૃત્યુપામી ઇશાનેંદ્ર થયો. શાસ્ત્રો કહે છે કે તામલિ તાપસે જે તપ કર્યું તે તપ સમ્યક્ત્વ પૂર્વક કર્યું હોત તો અવશ્ય મુક્તિ પામત. [આનો વિસ્તૃત અધિકાર—ભગવતી સૂત્ર—શતક ૩ ઉદ્દેશા—૧.]

૨૯ **પૂરણ તાપસ**—વિભેલ સંનિવેશમાં પૂરણ નામે ગૃહપતિ વસતો હતો. તે ઋદ્ધિવંત અને પુત્રપરિવારથી પરિવર્યો હતો. એક વખતે તેને મધ્યરાત્રિએ વિચાર આવ્યો કે 'મેં સંપત્તિ અને ગૃહકાર્ય બધાં કર્યાં છે. હવે મારે મારા આત્મકલ્યાણ માટે મુંડ થઇને તપ કરવું જોઇએ.' સવારે તેણે તાપસી દીક્ષા અંગીકાર કરી. આતાપના લેવા માંડી. તેણે ચાર ખાનાનું ભિક્ષાપાત્ર રાખ્યું. તેમાં પહેલા ખાનામાં પડેલું મુસાફરને આપે છે, બીજામાં પડેલું કુતરા કાગડાને આપે છે, ત્રીજામાં પડેલું માછલાં કાચબાને આપે છે અને ચોથામાં

તપસ્યાનું ઘણું કષ્ટ સહન કર્યું. તોપણ તેમને અનુક્રમે ઈશાનેંદ્રપણું, ચમરેંદ્રપણું ઈત્યાદિક અલ્પ ફળ મળ્યું. જો જ્ઞાની પુરૂષ હોય, તથાપિ ચિત્તમાં શ્રદ્ધા ન હોય તો તેની સમ્યક્ પ્રકારે ક્રિયાને વિષે પ્રવૃત્તિ થાય નહીં. આ સંબંધમાં [૩૦]અંગારમર્દક આચાર્યનું દૃષ્ટાંત જાણવું. કહ્યું છે કે "જ્ઞાન રહિત પુરૂષની ક્રિયા કરવાની શક્તિ, ક્રિયા કરવાને અસમર્થ પુરૂષનું જ્ઞાન અને મનમાં શ્રદ્ધા નથી એવા પુરૂષની ક્રિયા કરવાની શક્તિ અને જ્ઞાન એ ત્રણે નિષ્ફળ છે. અહિં ચાલવાની શક્તિ ધરાવનાર પણ માર્ગના અજાણ આંધળાનું, માર્ગના જાણ પણ ચાલવાની શક્તિ નહીં ધરાવનાર પાંગળાનું અને માર્ગનું જ્ઞાન તથા ચાલવાની શક્તિ ધરાવતા છતાં પણ ખોટે માર્ગે ચાલવાની ઇચ્છા રાખનાર પુરૂષનું એવાં ત્રણ દૃષ્ટાંત એક પછી એક ઘટાવવાં." કારણકે, દૃષ્ટાંતમાં કહેલા ત્રણે પુરૂષો અંતરાય રહિત કોઈ ઠેકાણે જઇ શકે તેમ નથી. આ ઉપરથી આટલું સિદ્ધ થયું કે, જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણના યોગથી મોક્ષ થાય છે. માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરવાનો હમેશાં શ્રાવકે પ્રયત્ન કરવો જોઈએ.

## મુનિમહારાજને સંયમનિર્વાહની પૃચ્છા કરવી.

શ્રાવક મુનિરાજને સંયમનો નિર્વાહ પૂછે. તે એમ કે:—"આપની સંયમયાત્રા બરાબર છે? તમારી રાત્રિ સુખથી ગઇ ? તમારૂં શરીર નિરાબાધ છે? કોઇ વ્યાધિ તમને પીડા તો નથી કરતો ? વૈદ્યનું પ્રયોજન પડે તેવું કામ છે ? ઔષધ આદિનો ખપ છે ? કાંઈ પથ્ય વગેરેની આવશ્યક્તા છે કે નહિ ?" વગેરે પ્રશ્ન કરવા. એવા પ્રશ્ન કરવાથી કર્મની મ્હોટી નિર્જરા થાય છે. કહ્યું છે કે—'સાધુઓની સન્મુખ જવાથી, તેમને વંદના તથા નમસ્કાર કરવાથી અને સંયમયાત્રાના પ્રશ્ન પૂછવાથી ચિરકાળનું સંચિત કરેલું કર્મ પણ ક્ષણમાત્રમાં

---

પડેલું પોતે આરોગે છે. આ પછી વિવિધ તપશ્ચર્યા કરી. સાઠ દિવસના ઉપવાસને અંતે મૃત્યુ પામી ચમરચંચામાં પૂરણ ચમરેન્દ્રપણે ઉત્પન્ન થાય છે. આ ચમરેન્દ્રે પોતાની ઉપર સૌધર્મેન્દ્રને પોતાથી અધિક ઋદ્ધિ વૈભવવાળો દેખી તેને પાડવા સૌધર્મદેવલોકમાં સૌધર્માવતંસક વિમાનમાં આવ્યો અને બુમ પાડવા લાગ્યો કે 'સૌધર્મેન્દ્ર કયાં છે?' તેજ વખતે સૌધર્મેન્દ્રે વજ્ર મુકયું. વજ્ર દેખતાં ચમરેન્દ્ર કંપ્યો અને જ્યાં ભગવાન મહાવીર હતા ત્યાં આગળ 'હે ભગવંત તમે મારૂં શરણ' એમ બોલતો તેમના બે પગની અંદર ભરાઈ ગયો. ઇન્દ્રે તુર્ત ઉપયોગ મુકી વજ્રને પાછું ખેંચી લીધું અને ચમરેન્દ્રને કહ્યું કે 'આ ભગવંતના શરણથી તું બચી ગયો છે અને હવે તારે મારો ભય રાખવાની જરૂર નથી,' પછી બન્ને ઈન્દ્રો ભગવાનને વાંદી સ્વસ્થાને ગયા.

૩૦ અંગારમર્દક–ક્ષિતિપ્રતિષ્ઠિત નગરને વિષે વિજયસેન સૂરિના શિષ્યે રાત્રે સ્વપ્નમાં પાંચસો હાથીથી યુકત એક સુકર જોયો. તેણે સવારે તે સ્વપ્નું ગુરૂને કહ્યું. ગુરૂએ કહ્યું કે 'કોઇ અભવ્ય ગુરૂ પાંચસો સારા શિષ્યો સહિત આવશે.' તે પછી રુદ્રાચાર્ય પાંચસો શિષ્યો સહિત આવ્યા. વિજયસેન સૂરિએ તેમની વૈયાવચ્ચ ભક્તિ કરી. આ આચાર્ય અભવ્ય છે તેની ખાત્રી માટે તેમણે માર્ગમાં કોલસા પથરાવ્યા. રાત્રે લઘુ નીતિએ જતાં પગથી

શિથિલબંધવાળુ થાય છે.' પ્રથમ સાધુઓને વંદના કરી હોય, ત્યારે સામાન્યથી સુહરાઇ સુહદેવસી ;" આદિ શાતાવંદન કર્યું હોય. તો પણ વિશેષે કરી અહિં પ્રશ્ન કરવાનું કહ્યું તે, પ્રશ્નનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે જણાવવાને અર્થે તથા પ્રશ્નમાં કહેલા ઉપાય કરવાને અર્થે છે, એમ જાણવું. માટેજ અહિં સાધુ મુનિરાજને પગે લાગીને પ્રકટ નિમંત્રણ કરવું. તે આ રીતેઃ છે—

"ઇચ્છકારિ ભગવાન્ ! પસાયે કરી પ્રાસુક અને એષણીય અશન, પાન, ખાદિમ, સ્વાદિમ વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપ્રોંછનક, પ્રાતિહાર્ય, પીઠ, ફલક, સિજ્જા ( પગ પહોળા કરી સુવાય તે ), સંથારો ( પગ પહોળા ન કરાય એવો સાંકડો ), ઔષધ ( એક વસ્તુનું કરેલું ), તથા ભેષજ ( ઘણી વસ્તુ એકઠી કરીને કરેલું. ) એમાં જે વસ્તુનો ખપ હોય તેનો સ્વીકાર કરી હે ભગવન્ ! મ્હારા ઉપર અનુગ્રહ કરો." હાલના કાળમાં આ નિમંત્રણ બૃહદ્વંદન દીધા પછી શ્રાવકો કરે છે. જેણે સાધુની સાથે પ્રતિક્રમણ કર્યું હોય, તે શ્રાવક સૂર્યોદય થયા પછી પોતાને ઘેર જવાની વખતે આ નિમંત્રણ કરે. જે શ્રાવકને બૃહત્ વંદન વાંદવાનો અને પ્રતિક્રમણનો યોગ ન હોય તેણે પણ વંદના આદીને અવસરેજ નિમંત્રણા કરવી. મુખ્યમાર્ગે તો બીજીવાર દેવપૂજા કરી તથા ભગવાન્ આગળ નૈવેદ્ય ધરી પછી ઉપાશ્રયે જવું, અને સાધુ મુનિરાજને નિમંત્રણા કરવી તેમ શ્રાદ્ધદિન કૃત્ય આદી ગ્રંથોમાં કહ્યું છે. પછી અવસરનો યોગ હોય તે પ્રમાણે રોગની ચિકિત્સા કરાવે, ઔષધ આદિ આપે, ઉચિત એવો પથ્ય આહાર વહોરાવે, અથવા બીજી સાધુ મુનિરાજની જે અપેક્ષા હોય તે પૂરી કરે. કહ્યું છે કે—'સાધુ મુનિરાજના જ્ઞાનાદિ ગુણને અવલંબન દેનારો ચતુર્વિધ આહાર તથા ઔષધ, વસ્ત્ર આદિ જે મુનિરાજને યોગ્ય હોય, તે તેમને આપવું.'

## મુનિમહારાજને કેવી રીતે વહોરાવવું.

સાધુ મુનિરાજ આપણે ઘેર વહોરવા આવે, ત્યારે સુશ્રાવકે જે જે યોગ્ય વસ્તુ હોય, તે સર્વ તેમને વહોરાવવી, અને સર્વે વસ્તુ નામ દઇને દરરોજ કહેવી કે, "મહારાજ ! અમુક વસ્તુની જોગવાઈ છે." એમ ન કહે તો પૂર્વે કરેલી નિમંત્રણા નિષ્ફળ જાય. નામ દઇને સર્વ વસ્તુ કહ્યા છતાં કદાચિત્ મુનિરાજ ન વહોરે, તો પણ કહેનાર શ્રાવકને પુણ્યનો લાભ થાય જ છે. કહ્યું છે કે—'સાધુ મુનિરાજને વહોરાવવાની વાત મનમાં ચિંતવે તો પણ

---

ચમચમ શબ્દ થતાં રુદ્રાચાર્યના શિષ્યો કોલસાને નહિ જાણવાથી અને જીવ છે તેવી બુદ્ધિથી પશ્ચાતાપ કરવા લાગ્યા. થોડા વખત પછી રુદ્રાચાર્ય પોતે લઘુનીતિ માટે ઉઠયા. તેમણે પણ ચમચમ શબ્દ સાંભળ્યો તેમને દયા ન આવી અને બોલી ઉઠયા કે 'અહો ! આ અરિહંતના જીવો પોકાર કરે છે.' આ શબ્દ વિજયસેન સૂરિએ અને તેમના શિષ્યોએ સાંભળ્યો. સવારે તેમણે તેમના શિષ્યોને રુદ્રાચાર્ય અભવ્ય છે એ ખાત્રી કરાવી તેમનાથી નિર્મુક્ત કર્યા.

પુણ્ય થાય, જો વચનથી વહોરાવવાની વાત ઉચ્ચારે, તો વિશેષ પુણ્ય થાય; અને જો તેવો યોગ બની આવે તો કલ્પવૃક્ષજ ફળ્યો એમ સમજવું." જો વસ્તુનો યોગ હોય, અને તે વસ્તુનું નામ દઇને જો શ્રાવક ન કહે, તો પ્રત્યક્ષ વસ્તુ દેખાય તો પણ તે સાધુમહારાજ વહોરે નહિં. તેથી ઘણી હાનિ થાય છે.

## મુનિને નિમંત્રણ કર્યા છતાં પણ લાભ ન મળે તો પૂણ્ય.

નિમંત્રણા કર્યા છતાં પણ જો કદાચિત્ સાધુ મુનિરાજ આપણે ઘેર ન આવે, તો પણ નિમંત્રણા કરનારને તો અવશ્ય પુણ્યનો લાભ થાયજ છે અને વિશેષ ભાવ હોય તો અધિક પુણ્ય થાય છે "જેમ વૈશાલી નગરીમાં શ્રીવીર ભગવાન્ છદ્મસ્થપણામાં ચોમાસી તપ કરતા હતા. ત્યારે જીર્ણશ્રેષ્ઠી દરરોજ ભગવાન્‌ને પારણાને અર્થે નિમંત્રણ કરવા આવતો. ચોમાસી તપ પુરૂં થયું તે દિવસે જીર્ણશ્રેષ્ઠિએ જાણ્યું કે, આજે તો સ્વામી નિશ્ચે પારણું કરશે. એમ જાણી તે ભગવાનને ઘણા આગ્રહથી નિમંત્રણા કરી પોતાને ઘેર ગયો. અને "હું ધન્ય છું કે સ્વામિ આજે મ્હારે ઘેર પારણું કરશે." ઈત્યાદિ ભાવના ભાવતાં જીર્ણશ્રેષ્ઠીએ અચ્યુત દેવલોકનું આયુષ્ય બાંધ્યું. પારણાને દિવસે મિથ્યાદષ્ટિ અભિનવ શ્રેષ્ઠીએ દાસી પાસેથી ભિક્ષાચરને ભિક્ષા આપવાની રીતિ પ્રમાણે ભગવાન્‌ને અડદના બાકુલા અપાવ્યા. અને તે વડે ભગવંતે પારણું કર્યું, અભિનવ શ્રેષ્ઠિને ઘેર પંચ દિવ્ય પ્રકટ થયાં, જ્ઞાનીઓ કહે છે કે દેવદુંદુભિનો પ્રકટ થએલો સ્વર જો જીર્ણશ્રેષ્ઠી ન સાંભળત, તો કેવળજ્ઞાન પામત; પરંતુ દુંદુભિનો સ્વર સાંભળતાંજ તેમની ભાવના ખંડિત થઈ. આ રીતે સાધુને નિમંત્રણ કરવા ઉપર દષ્ટાંત છે.

## મુનિરાજને આહાર અને વસતિ આપનારના દૃષ્ટાંતો

સાધુ મુનિરાજને આહાર વહોરાવવાના વિષયમાં [31]શ્રીશાલિભદ્રઆદિનું અને રોગ વગેરે આવે ત્યારે ઔષધ ભેષજ દેવાના વિષયમાં શ્રીવીરભગવાન્‌ને ઔષધ દેનારી તથા

---

૩૧. શાલિભદ્ર–ગોભદ્રશેઠ અને ભદ્રા શેઠાણીનો પુત્ર શાલિભદ્ર અપૂર્વ ઋદ્ધિવંત હતો. શ્રેણિકની પત્નીએ એક રત્નકંબલની રાજા પાસે માગણી કરી. પણ રાજા તેમ ન લઇ શકયો જે શાલિભદ્રે સોળે કંબલ લઇ લીધી અને તેની સ્ત્રીઓએ એક દીવસ પહેરી બીજે દીવસે કાઢી નાંખી, શ્રેણિક આવા વૈભવીને દેખવા જાતે ગોભદ્ર શેઠને ત્યાં આવ્યો. તેનો વૈભવ અને સમૃદ્ધિ જોઇ શ્રેણિક આશ્ચર્ય મુગ્ધ બન્યો પણ રાજાના આવવાથી શાલિભદ્રના હૃદયમાં નવીન ચમત્કાર જાગ્યો તેને પ્રથમ તો લાગેલું કે 'રાજા કોઇ કયની વસ્તુ હશે માટે ખરીદી લો.' પણ માતાએ સમજાવ્યું કે 'તે તો આપણા સ્વામી છે તેની કૃપાએ આપણે સુખી છીએ." શાલિભદ્રને સ્વામિ વિનાના પદની ઝંખના જાગી. તેણે વૈભવ છોડયો મોહ છોડયો સંયમ લીધું અને છેવટે ઇચ્છિત સુખ મેળવ્યું. આ શાલિભદ્રની ઋદ્ધિએ પૂર્વભવના મુનિદાનનો પ્રતાપ હતો.

જિનનામકર્મ બાંધનારી [૩૨]રેવતીશ્રાવિકાનું દૃષ્ટાંત જાણવું. ગ્લાન સાધુની સારવાર કરવામાં મ્હોટું ફળ છે. સિદ્ધાંતમાં કહ્યું છે કે—"હે ગૌતમ ! જે જીવ ગ્લાન સાધુની સારવાર કરે, તે મ્હારા દર્શનનો (શાસનનો) સ્વીકાર કરે, અને જે મ્હારા દર્શનનો સ્વીકાર કરે, તે ગ્લાન સાધુની સારવાર કરે. કારણકે અરિહંતના દર્શનમાં શાસનની આજ્ઞા પ્રમાણે ચાલવું એજ પ્રધાન છે. એમ નિશ્ચયથી જાણવું. વગેરે" અહિં કૃમિ અને કુષ્ઠરોગથી પીડાયેલા સાધુની સારવાર કરનારો ઋષભદેવનો જીવ જે [૩૩]જીવાનંદ વૈદ્ય તેનું દૃષ્ટાંત જાણવું. તેમજ સુશ્રાવકે સુપાત્ર સાધુઓને સારા સ્થાનકે યોગ્ય એવો ઉપાશ્રય આદિ દેવો. કેમકે—"ઇચ્છા પુરતુ ઘરમાં ધન ન હોય, તો પણ સુશ્રાવકે મુનિરાજને વસતિ, શય્યા, આસન, આહાર, પાણી, ઔષધ, વસ્ત્ર, પાત્ર આદિ થોડામાંથી થોડું પણ આપવું. [૩૪]જયંતી, [૩૫]વંકચૂલ, [૩૬]કોશાવેશ્યા, [૩૭]અવંતિ સુકુમાર આદિ જીવો સાધુને ઉપાશ્રય આપવાથી જ સંસાર સાગરને તરી ગયા છે.

તેમજ સુશ્રાવકે સાધુની નિંદા કરનારા, તથા જિનશાસનના પ્રત્યનીક લોકોને પોતાની સર્વશક્તિથી વારવા કહ્યું છે. કે—"સુશ્રાવકે પોતાનામાં સામર્થ્ય છતાં, ભગવાનની આજ્ઞાથી ઉલટા ચાલનારા લોકોની કદી પણ ઉપેક્ષા ન કરવી. અનુકૂળ અથવા પ્રતિકૂળ ઉપાય યોજીને તેમને અવશ્ય શિખામણ આપવી." અહિં દ્રમક મુનિની નિંદા કરનારને યુક્તિથી વારનાર [૩૮]અભયકુમારનું દૃષ્ટાંત જાણવું.

---

પૂર્વભવમાં તે એક ગરીબ વૃદ્ધાનો પુત્ર હતો. ઉત્સવના પ્રસંગમાં સૌ છોકરાઓએ ખીર ખાધી તે આ બાળકે જોઇ મા પાસે ખીરની માગણી કરી. માતાએ લોકો પાસેથી દૂધ ચોખાની માગણી કરી ખીર બનાવી. ખીર પુત્રને સોંપી માતા બહાર ગઈ. પુત્ર ખાવા બેસે છે તે વખતે કોઈ તપસી મુનિ પધાર્યા. આગ્રહથી સમગ્ર ખીર તે બાળકે મુનિને વહોરાવી. અને અનુમોદના આપી કે 'અહો મારૂં આવું ભાગ્ય કયાંથી?' પછી તેણે ખીરભોજન કર્યું. રાત્રે શૂળ ઉત્પન્ન થયું. વ્યાધિમાં પણ આ બાળકે તે દાનને અનુમોદના આપી. અંતે મૃત્યુ પામી તે શાલિભદ્ર થયો.

૩૨ રેવતી શ્રાવિકા

શ્રાવસ્તી નગરીમાં ભગવાન મહાવીર ઉપર ગોશાળાએ તેજો લેશ્યા મુકી. તેજો લેશ્યાને લીધે ભગવાન લોહીના અતિસારથી છ માસ પીડાયા. સિંહમુનિએ રેવતીશ્રાવિકાને ત્યાંથી કોળાપાક વ્હોરી ભગવાનને વપરાવ્યો. જેથી ભગવાનનો રોગ શાંત થયો. અને રેવતી-શ્રાવિકાએ તે કોહળા પાક એવી પ્રબળ ભાવનાવૃદ્ધિથી વહોરાવ્યો કે તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જન કર્યું. અને આવતી ચોવીશીમાં સત્તરમા સમાધિ નામે તીર્થંકર થઇ મોક્ષ પામશે.

૩૩જીવાનંદ વૈદ્ય-ભગવાન ઋષભદેવનો જીવ સમ્યક્ત્વ પામ્યા પછી નવમા ભવમાં જીવાનંદ વૈદ્ય પણે ઉત્પન થયો તેને કેશવ, મહીધર, સુબુદ્ધિ, પૂર્ણભદ્ર અને ગુણાકર નામે પાંચ મિત્રો હતા. એક વખત ગુણાકર મુનિ વહોરવા પધાર્યા. તેમને કોઢનો રોગ હતો અને તેમાં કૃમિ ઉત્પન્ન થયા હતા. તેના મિત્રો ગોશીર્ષ ચંદન અને રત્નકંબલ લઇ આવ્યા. જીવાનંદ

લક્ષપાક તૈલ લાવ્યો. મુનિના શરીરે પ્રથમ તેલ ઘસ્યું અને પછી રત્નકંબલ ઢાંકી. તે તૈલની ગરમીથી નીકળેલા કૃમિઓ રત્નકંબળમાં ચોંટયા. રત્નકંબળ ઉઠાવી તે કૃમિને એક મૃતક ઉપર મુકયા. આ રીતે બે ત્રણવાર કરી મુનિને રોગ રહિત કર્યા, આ પૂણ્ય ઉપાર્જનથી છએ મિત્રો ચ્યવી બારમે દેવલોકે થયા.

૩૪ **જયંતી શ્રાવિકા**–કૌશાંબી નગરીમાં શતાનીક રાજાની બ્હેન જયંતી નામે ભગવાન મહાવીરના સાધુઓની પ્રથમ શય્યાતર, વસતિ આપનાર હતી. એક વખત ભગવાન મહાવીર સ્વામી સમવસર્યા. જયંતી પોતાની ભાભી મૃગાવતી સાથે તેમની દેશનામાં ગઈ ત્યાં તેણે ભગવંતને જીવહિંસા વિગેરેના વિવિધ પ્રશ્નો પુછી ઉત્તર મેળવ્યા. અને ત્યારબાદ તેણે ચંદનબાળા પાસે દીક્ષા ગ્રહણ કરી. માસ ખમણને અંતે નિર્વાણ પામી. ( ભગવતી સૂત્ર–શતક–૧૨. ઉદ્દેશો–૨ )

**૩૫ વંકચૂલની કથા**

એક નગરીમાં વિમળયશ નામે રાજાને પુષ્પચૂલ નામે પુત્ર અને પુષ્પચૂલા નામે એક પુત્રી હતી. પુષ્પચૂલના ઉદ્ધત સ્વભાવથી રાજાએ તેને વંકચૂલ કહી કંટાળી કાઢી મુકયો. તેની પાછળ તેની બ્હેન અને પત્ની પણ ગયાં. એક જંગલમાં તે ગયાં ત્યાં ભિલ્લોએ વંકચૂલને તેનો રાજા બનાવ્યો. ઉદ્ધત સ્વભાવી વંકચૂલ વધુ નિર્દયી અને પાપરસિક બન્યો.

એક વાર તેની અટવીમાં કોઈ આચાર્ય પધાર્યા. ચોમાસું બેઠેલ હોવાથી તેમણે સ્થાનની માગણી કરી. વંકચૂલે ધર્મોપદેશ ન આપવાની શરતે મુનિરાજને ચાતુર્માસ રાખ્યા ચાતુર્માસ વીતે મુનિને વળાવવા વંકચૂલ સીમા સુધી ગયો. મુનિએ વળતાં તેને ચાર શિખામણ આપી ૧ અજાણ્યાં ફળ ખાવાં નહિ. ૨ સાત આઠ પગલાં પાછા હઠીને કોઈના ઉપર ઘા કરવો. ૩ રાજાની સ્રી ભોગવવી નહિ. ૪ કાગડાનું માંસ ખાવું નહિં. ચારે શિખામણ સરળ હોવાથી તેને પાળવાનું વંકચૂલે મુનિ પાસે કબૂલ્યું. મુનિના છેલ્લા પરિચયે વંકચૂલ હળવા પરિણામવાળો થયો.

સમય જતાં આ ચારે નિયમોની કસોટી પ્રસંગ વંકચૂલને પોતાના જીવનમાં આવ્યો અને તેથી તેને લાભ થયો. એક સમયે ચોરોની સાથે કોઇ સાર્થને લુંટી તે જંગલમાં પેઠો ત્યાં કોઇ પરિચિત ફળ ન દેખાયું. સુંદર આકારનાં મનોહર ફળોને તેના સાથીદારોએ ખાધાં. વંકચૂલે પોતાને નિયમ હોવાથી તે ફળ ન ખાધાં. થોડા વખતમાં સાથીદારો મૃત્યુ પામ્યા. પાછળથી ખબર પડીકે તે અજ્ઞાત ફળ કિંપાકનાં હતાં. રાત્રે ઘેર આવ્યો. ઘરમાં પેસતાં તેણે તેની સ્રીને કોઈ જુવાન પુરૂષ સાથે એકજ શય્યામાં ઘસઘસાટ નિદ્રા લેતી જોઈ તેનો ક્રોધ સમાયો નહિ. તેણે તરવાર ઉગામી બન્નેને ઉડાડી મુકવાનો નિશ્ચય કર્યો. કે તુર્ત મુનિનો નિયમ યાદ આવ્યો અને સાત આઠ પગલાં પાછા ફરતાં તરવાર અથડાવાથી તે પુરૂષે અવાજ કર્યો કે ' એ કોણ છે ? ' આ શબ્દ તુર્ત વંકચૂલ ઓળખી બોલી ઉઠયો કે ' અરે આતો મારી બહેન વંકચૂલા. ' એકવાર વંકચૂલ ઉજ્જયિની નગરીના રાજાના મકાનમાં પાછલે બારણેથી દાખલ થયો. જુવાન દેખાવડા વંકચૂલને જોઇ

રાણી મુગ્ધ બની અને તેણે ભય પામ્યા વગર પોતાની સાથે ભોગ ભોગવવાની માગણી કરી. વંકચૂલે રાજપત્ની હોવાથી ના પાડી. રાણીએ રોકકળ કરી 'ચોર ચોર' બૂમ પાડી. પહેરીગીરો વંકચૂલને પકડી રાજા પાસે લાવ્યા. રાજા સત્ય વસ્તુથી જાણુ હતો તેથી તેને છોડી મુકયો અને પોતાના પુત્રપણે સ્થાપ્યો. એક વખત વંકચૂલ યુદ્ધમાં ઘવાયો વૈદ્યોએ કાગડાના માંસનો ઉપચાર કરવા કહ્યો. રાજાએ તે ઉપચાર કરવા કાકમાંસ મંગાવ્યું. વંકચૂલે પ્રાણ જાય તો ભલે પણ કાકમાંસ ન લેવાનો નિર્ણય કર્યો. છેવટે વંચચૂલ નિયમોને યથાર્થ પાળી, મૃત્યુ પામી બારમે દેવલોકે ગયો.

૩૬ કોશાવેશ્યા

પાટલીપુરમાં કોશા વેશ્યા રહેતી હતી. તેને પ્રતિબોધ કરવા ગુરૂ આજ્ઞા લઈ સ્થૂલિભદ્રમુનિ તેને ત્યાં ચાતુર્માસ રહ્યા. વેશ્યાએ તેમને ક્ષુબ્ધ કરવા. હાવભાવ વિલાસ તથા તેમનો અને પોતાનો પૂર્વસંબંધ વિગેરે યાદ કરાવી ઘણા પ્રયત્ન કર્યા પણ મુનિ ક્ષુબ્ધ ન બન્યા. પરંતુ મુનિએ તેને ઉપદેશ આપી ધર્મમાં સ્થિર કરી. સમ્યક્ત્વ સહિત બારવ્રત આપ્યાં. ચોથાવ્રતમાં રાજાની આજ્ઞાથી આવેલ પુરૂષ સિવાય બીજાનો સંગ ન કરવો તેવો તેણે નિયમ લીધો.

એકદા એક રથકારને તેની પરીક્ષા માટે રાજાએ મોકલ્યો રથકાર યુવાન અને કામદેવ સરખો હતો. રથકારે આવતા વેંત પોતાની ભિન્નભિન્ન કલા દેખાડવા માંડી. તેણે દુર રહેલા આંબાની કેરી એક પછી એક બાણ મુકી આંબાની લુંબ તોડી વેશ્યાના હાથમાં આપી. વેશ્યાએ તેનો ગર્વ તોડવા સરસવ ઉપર સોય રાખી તેના ઉપર નાચ કરી તેને કહ્યું કે 'આંબાનું તોડવું કે સરસવ ઉપર નાચવું કઠિન નથી પણ જે મહામુનિ સ્થૂલિભદ્ર ચોમાસામાં સુંદર આવાસમાં અને પૂર્વ પરિચિત રાગી યુવતિ સ્ત્રી નજીકમાં રહ્યા છતાં સંયમી રહ્યા તે મહા દુષ્કર છે,' રથકારને સ્થૂલિભદ્ર મુનિની પ્રશંસાથી કોશ્યાએ બોધ પમાડયો. આ રીતે વસતિદાન આપવાથી કોશાવેશ્યા મુનિના પરિચયે ઉપદેશ પામી પ્રતિબોધ પામી.

**૩૭ અવંતી સુકુમાર**–ઉજ્જૈની નગરીમાં ધન્ના શેઠની પત્ની ભદ્રાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ અવંતિ સુકુમાર ૩૨ સ્ત્રીઓ સાથે વૈભવથી રહેતો હતો. એક વખતે આર્યમહાગિરિ મહારાજ ભદ્રા શેઠાણી પાસે વસતિની યાચના કરી રાત્રિવાસ રહ્યા. રાત્રે પ્રતિક્રમણને અંતે સ્વાધ્યાયમાં નલિનીગુલ્મના વર્ણનનો સ્વાધ્યાય આવ્યો. આ સ્વાધ્યાય અવંતિ સુકુમારે ઉંચા કાને સાંભળ્યો, અને તેને તેણે પોતે સર્વે અનુભવ્યું હોય તેમ લાગ્યું, રાત્રેને રાત્રે તે મુનિઓ પાસે ગયો 'આપે જે હમણાં નલિની ગુલ્મ વિષે કહ્યું તે જોયું છે?' 'અમે જોયું નથી પણ મહર્ષિઓએ જ્ઞાનથી જોયું અને લખ્યું તે કહ્યું છે.' અવંતિ સુકુમારે વળતાં કહ્યું કે 'ભગવંત! આ સ્થાન હું શી રીતે મેળવી શકું?' 'સંયમ સર્વ સ્થાન અપાવી શકે છે' તે મુનિના ઉત્તરથી અવંતિ સુકુમાર સંયમ લેવા કટીબદ્ધ થયો. માતાના ઘણા કાલાવાલા છતાં તે તેને સમજાવી સંયમી બન્યો. અણુસણ આદરી એકજ દીવસનો સંયમ પાળી મૃત્યુ પામી અંવતિ સુકુમાર નલિનીગુલ્મ વિમાનમાં ગયો.

## સાધ્વી મહારાજ સંબંધી વિચાર.

સાધુની પેઠે સાધ્વીઓને પણ સુખ સંયમયાત્રાનાં પ્રશ્ન વગેરે કરવા. તેમાં એટલી વાત વળી અધિક જાણવી કે, સાધ્વીઓનું દુરાચારી અને નાસ્તિક લોકોથી રક્ષણ કરવું. પોતાના ઘરની પાસે ચારે બાજૂથી સારી રીતે રક્ષણ કરેલા અને જેનાં બારણાં ગુપ્ત એટલે જ્યાં કોઇ ઝટ આવી શકે તેમ ન હોય તેવી જગ્યા આપવી. પોતાની સ્ત્રીઓ પાસે તેમની સેવા કરાવવી, પોતાની પુત્રીઓને જ્ઞાનાદિ ગુણને અર્થે તેમની પાસે રાખવી, પોતાના કુટુંબમાંની પુત્રી સ્ત્રી આદિ કોઈ દીક્ષા લેવા તૈયાર થાય, તો તે સાધ્વીઓનેજ સોંપવી, જો સાધ્વીઓ પોતાનો કોઈ આચાર ભૂલી જાય તો તેમને તે યાદ કરાવવો, જો તે સાધ્વીઓ અન્યાય માર્ગે ચાલે, એવો સંભવ દેખાય તો તેમને તે માર્ગે જતાં રોકવી, જો તેમનો પગ ખોટે માર્ગે પડી ગયો હોય તો પહેલી વાર તેમને સારી શિખામણ દેવી, અને જો તે શિખામણ ન માનતાં વારંવાર તે સાધ્વીઓ કુમાર્ગે ચાલવા જાય, તો તેમને કઠોર વચન સંભળાવવાં તથા યોગ્ય ઉપચાર કરી તેમને માર્ગે લાવવાં. આમ છતાં તેમને સર્વ ઉચિત વસ્તુ આપી સેવા કરવી. એ રીતે સાધ્વી સંબંધી વિચાર જાણવો.

## દરરોજ નવીન અભ્યાસ કરવો.

સુશ્રાવકે સાધુ મુનિરાજ પાસે જઈ કાંઇ પણ ભણવું. 'કેમકે વિવેકી પુરૂષે કાજળનો ક્ષય અને રાફડાની વૃદ્ધિ જોઇને દાન અને ભણવા આદી શુભ કૃત્યોથી પોતાનો દિવસ સફળ કરવો. પોતાની સ્ત્રી, ભોજન અને ધન એ ત્રણ વસ્તુને વિષે સંતોષ રાખવો. અર્થાત્ એ ત્રણેનો વધારે લોભ ન રાખવો પરંતુ દાન, ભણવું અને તપસ્યા એ ત્રણ વસ્તુમાં સંતોષ ન રાખવો અર્થાત્ ન ધરાતાં હમેશાં તે ત્રણે વસ્તુની વૃદ્ધિ કરવી. જાણે મૃત્યુએ આપણા મસ્તકના કેશ પકડયા હોયની ! એમ જાણી વિવેકી પુરૂષે ધર્મકૃત્ય ઉતાવળથી

---

૩૮ અભયકુમાર–શ્રેણિક રાજાનો બુદ્ધિનિધાન અભયકુમાર નામે પુત્ર પ્રસિદ્ધ છે. એક વખત એક કઠિઆરાએ સુધર્મા સ્વામી પાસે દીક્ષા લીધી, કેટલાક અજ્ઞાત લોકો ખાવા ન મળવાથી દીક્ષા લીધી છે તેમ કરી તેની મશ્કરી કરવા લાગ્યા. બુદ્ધિનિધાન અભયકુમારે તે વાત જાણી તેણે નગરમાં ઢંઢેરો પીટયો કે 'જેને આ રત્નરાશિ જોઇએ તે લઇ જાઓ' લોકોનાં ટોળે ટોળાં લેવા એકઠાં થયાં પણ તેમાં અભયકુમારે શરત એ રાખી હતી કે 'સ્ત્રી, અગ્નિ અને સચિત્તને સ્પર્શ ન કરે તે આ રત્નરાશિ લઇ જઇ શકે છે.' ભેગા થએલા સૌ એક બીજા સામું જોઇ પાછા ફર્યા. અભયકુમારે કહ્યું કે 'સ્ત્રી, અગ્નિ અને સચિત્તને નહિ અડનાર આ કઠિયારો છતાં રત્નરાશિ ન લેવા આવ્યો. જ્યારે તમે દોડતા આવ્યા તો તમે ભીખારી છો કે તે ?' નિંદા કરનાર લોકો શરમિંદા પડયા અને તેમને પોતાની ભૂલ સમજાઇ.

કરવું, અને મ્હારી કાયા અજરામર છે, એમ જાણી વિદ્યા અને ધનનું ઉપાર્જન કરવું. જેમ જેમ ઘણી રૂચિથી સાધુ મુનિરાજ નવા નવા શાસ્ત્રમાં પ્રવેશ કરે, તેમ તેમ પોતાના સંવેગીપણા ઉપર નવી નવી શ્રદ્ધા ઉત્પન્ન થવાથી તેમને ઘણોજ હર્ષ થાય છે. જે જીવ આ મનુષ્યભવમાં દરરોજ નવું નવું ભણે છે, તે પરભવે તીર્થંકરપણું પામે છે, હવે જે બીજાને સમ્યક્‌જ્ઞાન ભણાવે તેના ફળની તો વાત જ શું કરવી?" થોડી બુદ્ધિ હોય તો પણ જો પાઠ કરવાનો નિત્ય ઉદ્યમ કરે તો [૩૯]માષતુષાદિકે પેઠે તેજ ભવે કેવળજ્ઞાનાદિકનો લાભ થાય એમ જાણવું. (આ રીતે છઠ્ઠી ગાથાનો અર્થ કહ્યો છે.)

**ધર્માનુષ્ઠાન બાદ પોતાના ઉચિત વ્યવહારમાં લાગવું.**

ઉપર કહ્યા પ્રમાણે ધર્મક્રિયા કરી રહ્યા પછી રાજા આદિ હોય તો પોતાના રાજમંદિરે જાય. મંત્રી આદિ હોય તો ન્યાયસભાએ જાય, અને વણિક આદી હોય તો પોતાની દુકાને અથવા બીજો જે ઉદ્યમ કરતો હોય તે ઉદ્યમે જાય. આ રીતે પોતપોતાના ઉચિત સ્થાનકે જઇ ધર્મને વિરોધ ન આવે, તે રીતે દ્રવ્ય સંપાદન કરવાનો વિચાર કરવો.

**ન્યાયપૂર્વક વર્ત્તવાથી રાજાઓ પણ ધર્મ પાળી શકે છે.**

"જો રાજાઓ દરિદ્રીને અને ધનવાનને, પોતાના માન્ય પુરૂષને અને સામાન્ય પુરૂષને તથા ઉત્તમને અને અધમને મધ્યસ્થ વૃત્તિ રાખી સરખી રીતે ન્યાય આપે તો તેમના કાર્યમાં ધર્મનો કોઇ વિરોધ નથી એમ જાણવું." આ વિષય ઉપર નીચે દૃષ્ટાંત આપ્યું છે.

**ન્યાય ઉપર યશોવર્માનું દૃષ્ટાન્ત**

કલ્યાણકટક પુરમાં ઘણો ન્યાયી યશોવર્મા નામે રાજા હતો. તેણે પોતાના રાજમંદિરના દ્વારમાં ન્યાયઘંટા નામે એક ઘંટા બંધાવી હતી. એક વખતે રાજાની ન્યાયીપણાની પરીક્ષા કરવાને અર્થે રાજ્યની અધિષ્ઠાયિકા દેવી તત્કાળ પ્રસૂત થએલી ગાયનું અને વાછરડાનું રૂપ પ્રકટ કરી રાજમાર્ગમાં બેઠી. એટલામાં રાજપુત્ર ઘણા વેગથી દોડતો એક ઘોડી ઉપર બેસી ત્યાં આવી પહોંચ્યો. વેગ ઘણો હોવાથી વાછરડાના બે પગ ઘોડીની

---

**૩૯ માસતુષ મુનિની કથા**

એક આભીરના પુત્રે મોટી ઉંમરમાં દીક્ષા લીધી. આવશ્યકના યોગોદ્વહન પછી ઉત્તરાધ્યયનના યોગ વખતે તેને પૂર્વસંચિત જ્ઞાનાવરણીય કર્મનો ઉદય થયો તેથી તેને ઘણી મહેનત કર્યા છતાં કાંઇ આવડયું નહિ. આથી ગુરૂએ "મા રુષ મા તુષ" એટલે કોઈપણ ઉપર ક્રોધ ન કરવો કે પ્રેમ ન રાખવો' એ પદ ગોખવાનું આપ્યું. આ પદ સતત મોટા અવાજથી મુનિ ગોખવા લાગ્યા પણ તે બરાબર યાદ ન રહેતાં 'મા રુષ મા તુષ' ને બદલે 'માસ તુષ માસ તુષ' ગોખતાં છોકરાઓએ તેમનું નામ નિંદા અને હાસ્યથી 'માસ તુષ' પાડયું. લોકોના હાસ્ય અને નિંદાથી ક્રોધ ન કરતાં પોતાના પૂર્વ કર્મને સંભારી મુનિ સંવેગમાં સ્થિર થયા. બાર બાર વર્ષ સુધી આ પદ ગોખ્યું પણ શુદ્ધ કંઠસ્થ ન થયું પણ તેનો ભાવ. 'ક્રોધ ન કર અને પ્રેમ ન કર' તે તો હૃદયગત વણાઇ ગયો અને મુનિ ક્ષપક શ્રેણિ પામી મા રુષ મા તુષ પદના જ્ઞાન સાથે સર્વ જ્ઞાન મેળવી કેવળજ્ઞાન પામ્યા.

અડફટમાં આવ્યા. તેથી વાછરડું મરણ પામ્યું. ત્યારે ગાય શબ્દ કરવા પૂર્વક નેત્રમાંથી આંસુ કાઢવા લાગી. કોઇએ ગાયને કહ્યું કે, "તું રાજદ્વારે જઇને ન્યાય માગ." ત્યારે તેણે ત્યાં જઈ પોતાના શિંગડાની અણીથી ન્યાયઘંટા વગાડી. યશોવર્મા રાજા તે સમયે ભોજન કરવા બેઠો હતો, તેણે ઘંટાનો શબ્દ સાંભળીને પૂછયું કે, "ઘંટા કોણ વગાડે છે?" સેવકોએ ત્યાં જઇ જોઇને કહ્યું કે, "હે દેવ! કોઈ નથી. આપ ભોજન કરો." રાજાએ કહ્યું. "કોણે વગાડી તેનો નિર્ણય થયા વિના હું શી રીતે હું ભોજન કરૂં?" પછી તુરત ભોજનનો થાળ પડતો મૂકીને રાજા બારણે આવ્યો, અને બીજું કોઈ નજરે પડયું નહીં. તેથી તેણે ગાયને પૂછયું કે, "તને કોઇએ ઉપદ્રવ કર્યો કે શું? ઉપદ્રવ કરનાર કોણ છે? તે મને દેખાડ." રાજાએ એમ કહ્યું, ત્યારે ગાય આગળ ચાલી, અને રાજા પાછળ જવા લાગ્યો. ગાયે મરણ પામેલું વાછરડું દેખાડયું. રાજાએ કહ્યું. "એ વાછરડા ઉપરથી જે ઘોડીને કૂદાવતો ગયો, તેણે મારી આગળ હાજર થવું." જ્યારે કોઈ કાંઈ બોલ્યો નહીં, ત્યારે રાજાએ પાછું કહ્યું કે "જ્યારે અપરાધી હાજર થશે, ત્યારે જ હું ભોજન કરીશ."

રાજાને લાંઘણ થઈ ત્યારે સવારે રાજકુમારે કહ્યું. "હે તાત! હું અપરાધી છું. મને યથાયોગ્ય દંડ કરો." પછી રાજાએ સ્મૃતિના જાણ પુરૂષોને પુછયું કે, "એનો શું દંડ કરવો." જાણ પુરૂષોએ કહ્યું. "હે રાજન્! રાજ્યને યોગ્ય એવો આ તમારો એકજ પુત્ર છે. માટે એને શું દંડ કરીએ?" રાજાએ કહ્યું "કોનું રાજ્ય અને કોનો પુત્ર? હું તો ન્યાયનેજ સર્વ વસ્તુ કરતાં ઉત્તમ ગણું છું. કેમકે—,"૧ દુર્જનનો દંડ કરવો, ૨ સજ્જનની પૂજા કરવી, ૩ ન્યાયથી ભંડારની વૃદ્ધિ કરવી, ૪ પક્ષપાત ન રાખવો. અને ૫ શત્રુ થકી રાજ્યની રક્ષા કરવી. એજ રાજાઓને નિત્ય કરવા કરવા યોગ્ય પંચ મહા યજ્ઞ કહ્યા છે.' **સોમનીતિમાં** પણ કહ્યું છે કે—"રાજાએ પોતાના પુત્રનો પણ અપરાધના અનુસારથી દંડ કરવો." માટે જે એને યોગ્ય દંડ હોય તે કહો, રાજાએ એમ કહ્યું, તો પણ તે તે વિદ્વાન્ લોકો જ્યારે કાંઈ બોલ્યા નહીં. ત્યારે "જે જીવ બીજા જીવને જે રીતે અને જે દુઃખ દે, તે જીવને તે દુઃખના બદલામાં તે રીતે તેજ દુઃખ મળવું જોઇએ." તથા "કોઇ અપકાર કરે તો તેનો અવશ્ય પાછો બદલો વાળવો જોઈએ" વગેરે નીતિશાસ્ત્રના વચન ઉપરથી રાજાએ પોતેજ પુત્રને કયો દંડ આપવો? તેનો નિર્ણય કર્યો. પછી ઘોડી મંગાવીને પુત્રને કહ્યું. "તું અહિં માર્ગમાં સૂઈ રહે." પુત્ર વિનીત હતો તેથી પિતાનું વચન માની માર્ગમાં સૂઇ રહ્યો. રાજાએ પોતાના સેવકોને કહ્યું. "એના ઉપરથી દોડતી ઘોડી લઇ જાઓ." રાજાનું આ વચન કોઈએ માન્યું નહીં. અને સર્વે લોકોએ તેને વાર્યો, તો પણ રાજા પોતે ઘોડી ઉપર અસ્વાર થયો, અને ઘોડીને દોડાવીને જેટલામાં પુત્રના શરીર ઉપર લઇ જાય છે, એટલામાં રાજાને ગાય કે વાછરડું કાંઇ દેખાયું નહિ અને અધિષ્ઠાયિકા દેવીએ પ્રકટ થઇ પુષ્પવૃષ્ટિ કરીને કહ્યું કે, "હે રાજન્! મેં ત્હારી પરીક્ષા કરી છે. પ્રાણ કરતાં પણ વલ્લભ એવા પોતાના પુત્ર કરતાં પણ તને ન્યાય-પ્રિય

છે, એમાં સંશય નથી. માટે તું ચિરકાળ નિર્વિઘ્નપણે રાજ્ય કર." આ રીતે ન્યાયને વિષે તત્પર રહેવા ઉપર દૃષ્ટાંત છે.

હવે જે રાજાના અધિકારી છે, તે જો અભયકુમાર અને ચાણક્ય આદિ પુરૂષની પેઠે રાજાનું અને પ્રજાનું હિત થાય તેવી રીતે રાજકાર્ય કરે તો, તેમના કામમાં ધર્મને વિરોધ ન આવે. કહ્યું છે કે—'કેવળ રાજાનુંજ હિત કરનારો માણસ પ્રજાનો શત્રુ થાય છે, અને કેવળ પ્રજાનુંજ હિત કરનારો માણસ રાજાથી તજી દેવાય છે. એવી રીતે એકના હિતમાં બીજાનું અહિત સમાયેલું હોવાથી રાજા અને પ્રજા એ બન્નેનું હિત કરનારો અધિકારી દુર્લભ છે. વણિક્ આદી લોકોએ ચોખો વ્યવહાર રાખવો, જેથી ધર્મનો વિરોધ ન આવે. **આ પ્રમાણે ઉત્તરાર્દ્ધમાં ગુરૂવંદન, પચ્ચકખાણ, ગુરૂનો ધર્મોપદેશ સાંભળવો, ગુરૂનીભક્તિ, કરવી અને હંમેશ નવું ભણવું વિગેરે કહ્યું.**

---

**ગાથા પાંચમી અને છઠ્ઠીમાં જાગૃત્ થયા પછીથી શ્રાવકનું ધાર્મિક કૃત્ય કહ્યું આ ગાથામાં ધાર્મિકકૃત્યબાદ તેના વ્યવહારિકકૃત્યમાં વ્યવહારશુદ્ધિ રાખવી વિગેરે કહે છે.**

( मूलगाथा )

**ववहारसुद्धि देसा--इविरुद्धचाय उचिअचरणेहिं ॥**
**तो कुणइ अत्थचिंतं, निव्वाहिंतो निअं धम्मं ॥ ७॥**
**[ व्यवहारशुद्धि देशादिविरुद्धत्याग उचिताचरणैः**
**ततः करोति अर्थचिन्तां, निर्वाहयन् निजंधर्मम् ॥७॥ ]**

**અર્થ**—શ્રાવક વ્યવહારશુદ્ધિ, દેશાદિ વિરૂદ્ધ વસ્તુનો ત્યાગ અને ઉચિત આચરણ કરવા પૂર્વક પોતાના ધર્મનો બાધ ન આવે તે રીતે ધન ઉત્પન્ન કરવાની વિચારણા કરે.

**ભાવાર્થ**—પૂર્વે કહેલી ધર્મક્રિયા કરી રહ્યા પછી, અર્થચિંતા (ધન સંપાદન કરવા સંબંધી વિચાર) કરે. તે કરતાં ત્રણ વસ્તુ ઉપર અવશ્ય ધ્યાન રાખવું જોઇએ. ૧ એક તો ધન આદિ મેળવવાના સાધન રૂપ વ્યવહારની નિર્દોષતા રાખવી. અર્થાત્ વ્યવહારમાં મન, વચન અને કાય એ ત્રણે સરળ રાખવાં—કપટ ન કરવું. ૨ બીજું જે દેશમાં રહીએ, તે દેશમાં લોકવિરૂદ્ધ મનાયેલાં કૃત્યો ન કરવાં. ૩ ત્રીજું ઉચિત કૃત્યો અવશ્ય કરવાં. (આ ત્રણેનું વિસ્તારથી વિવેચન આગળ આ ગ્રંથમાં આવશે. તે ધ્યાનમાં રાખીને ધનની ચિંતા કરવી.) આ ત્રણ પૂર્વક અર્થની વિચારણા કર્યા છતાં પોતાના અંગીકાર કરેલા ધર્મનો તથા આદરેલા વ્રતનો નિર્વાહ થાય, પરંતુ કોઇ સ્થળે કોઇ પણ રીતે તેને (ધર્મને અને વ્રત આદિને) લોભથી અથવા ભૂલ વગેરેથી પણ હરકત ન આવે એવી રીતે ધનની ચિંતા કરવી.

**ધર્મને બાધ ન આવે તે રીતે ધન મેળવવાનો શાસ્ત્રનો આદેશ.**

"એવી કોઇ પણ વસ્તુ જગતમાં નથી કે, જે દ્રવ્યથી ન મેળવી શકાય. માટે બુદ્ધિશાળી પુરૂષે સર્વ પ્રકારના પ્રયત્ન કરીને ધન સંપાદન કરવું." આ ઠેકાણે "અર્થચિંતા કરવી" એમ આગમ કહેતું નથી. કારણ કે, માણસ માત્ર અનાદિ કાળની પરિગ્રહ સંજ્ઞાથી પોતાની મેળેજ અર્થચિંતા કરે છે. કેવળિભાષિત આગમ તે અનાદિ કાળની પરિગ્રહસંજ્ઞાથી સુશ્રાવકને અર્થચિંતા કરવી પડે, ત્યારે તેણે ધર્મ વગેરેને બાધ ન આવે તેવી રીતે કરવી એટલીજ આજ્ઞા કરે છે. 'લોક જેમ ઇહલોકના (સંસાર સંબંધી) કાર્યમાં સર્વ આરંભ કરીને અહોરાત્ર ઉદ્યમ કરે છે, તેના એક લાખમા ભાગ જેટલો પણ ઉદ્યમ જો ધર્મને વિષે કરે, તો શું મેળવવાનું બાકી રહે ?"

(૧)

# આજીવિકા (અર્થ ચિન્તા)

## ધનમેળવવાના સાત સાધનો

માણસની આજીવિકા ૧ વ્યાપાર, ૨ વિદ્યા, ૩ ખેતી, ૪ ગાય બકરાં આદિ પશુનું રક્ષણ, ૫ કળા કૌશલ્ય, ૬ સેવા અને ૭ ભિક્ષા એ સાત ઉપાયથી થાય છે. તેમાં વણિક્ લોકો વ્યાપારથી, વૈદ્ય આદિ લોકો પોતાની વિદ્યાથી, કણબી લોકો ખેતીથી. ગોવાળ અને ભરવાડ લોકો ગાય આદિના રક્ષણથી, ચિત્રકાર, સૂતાર વગેરે લોકો પોતાની કારીગરીથી, સેવક લોકો સેવાથી અને ભિખારી લોકો ભિક્ષાથી પોતાની આજીવિકા કરે છે.

**૧ વ્યાપારના પ્રકારો**

તેમાં ધાન્ય, ઘૃત, તેલ, કપાસ, સૂતર, કાપડ, તાંબુ પિત્તળ આદિ ધાતુ, મોતી, ઝવેરાત, નાણું અને કરિયાણા વગેરેના ભેદથી અનેક પ્રકારના વ્યાપાર છે. "ત્રણસો સાઠ પ્રકારનાં કરિયાણાં છે" એવી લોકોમાં પ્રસિદ્ધિ છે. વસ્તુઓના પેટા ભેદો ગણવા જઇએ તો વ્યાપારની સંખ્યાનો પાર આવે એમ નથી. વ્યાજે ધીરવું એ પણ વ્યાપારની અંદરજ સમાય છે.

**૨ વિદ્યાના પ્રકારો**

ઔષધ, રસ, રસાયન, ચૂર્ણ, અંજન, વાસ્તુ, શકુન, નિમિત્ત, સામુદ્રિક, ધર્મ, અર્થ, કામ, જ્યોતિષ, તર્ક વગેરે ભેદથી નાના પ્રકારની વિદ્યાઓ છે. તેમાં વૈદ્યવિદ્યા અને ગાંધીપણું એ બે વિદ્યામાં પ્રાયે માઠું ધ્યાન થવાનો સંભવ હોવાથી વિશેષ ગુણકારી નથી. કારણકે કોઇ ધનવાન્ પુરૂષ માંદો પડી જાય અથવા રોગચાળા વિગેરેના માઠા પ્રસંગે વૈદ્યને તથા ગાંધીને ઘણો લાભ થાય છે અને ઠેકાણે ઠેકાણે બહુમાન મળે છે. કેમકે 'શરીરે રોગ થાય ત્યારે વૈદ્ય પિતા સરખો છે;' તથા 'રોગિના મિત્ર વૈદ્ય, રાજાના મિત્ર હાજી હાજી કરી મીઠાં વચન બોલનારા, સંસારી દુઃખથી પીડાયેલા માણસના મિત્ર મુનિરાજ અને લક્ષ્મી ખોઈને બેઠેલા

પુરૂષોના મિત્ર જોશી જાણવા.' જોકે વ્યાપારમાં વ્યાપાર ગાંધીનોજ સરસ છે. કારણકે, તે વ્યાપારમાં એક ટકે ખરીદેલી વસ્તુ સો ટકે વેચાય છે. આ સર્વ વાત સાચી છે. વૈદ્યને તથા ગાંધીને લાભ તથા માન ઘણું મળે છે; પરંતુ એવો નિયમ છે કે, જેને જે કારણથી લાભ થાય છે, તે માણસ તેવું કારણ હમેશાં બની આવવાની ઇચ્છા રાખે છે. કહ્યું છે કે—'સુભટો રણ સંગ્રામની, વૈદ્યો મ્હોટા મ્હોટા ધનવંત લોકોની માંદગીની, બ્રાહ્મણો ઘણા મરણોની અને નિર્ગ્રંથ મુનિઓ લોકોમાં સુભિક્ષની તથા ક્ષેમકુશળની ઇચ્છા કરે છે. મનમાં ધન ઉપાર્જવાની ઇચ્છા રાખનાર જે વૈદ્ય લોકો માંદા પડવાની ઇચ્છા કરે છે. રોગી માણસના રોગને ઔષધથી સાજા થતા અટકાવીને દ્રવ્ય લોભથી ઉલટી તેની હાની કરે છે; એવા વૈદ્યના મનમાં દયા કયાંથી હોય ?" કેટલાક વૈદ્ય તો સાધર્મિ, દરિદ્રી, અનાથ અને મરણને કાંઠે આવેલા એવા લોકો પાસેથી પણ બળાત્કારે દ્રવ્ય લેવાને ઇચ્છે છે. અભક્ષ્ય વસ્તુઓ પણ ઔષધમાં નાંખી રોગીને ખવરાવે છે અને દ્વારિકાના અભવ્ય વૈદ્ય ધન્વંતરિની પેઠે જાત જાતનાં ઔષધ આદિના કપટથી લોકોને ઠગે છે. જ્યારે કેટલાક થોડો લોભ રાખનારા, પરોપકારી અને સારી પ્રકૃતિના જે વૈદ્યો હોય છે, તેમની વૈદ્યવિદ્યા રૂષભદેવ ભગવાનના જીવ જીવાનંદ વૈદ્યની પેઠે ઇહિલોકે તથા પરલોકે ગુણકારી જાણવી.

### ૩ ખેતી તથા ૪ પશુ રક્ષાવૃત્તિ

હવે; ખેતી ત્રણ પ્રકારની છે. એક વરસાદના પાણીથી થનારી, બીજી કૂવા આદિના પાણીથી તથા ત્રીજી બન્ને–વર્ષાદ તથા કુવાના પાણીથી થનારી, ગાય, ભેંસ, બકરી, ઉંટ, બળદ, ઘોડા, હાથી વગેરે જાનવરો પાળીને પોતાની આજીવિકા કરવી તે પશુરક્ષાવૃત્તિ કહેવાય છે. તે પાળવાનાં જાનવર જાતજાતનાં હોવાથી અનેક પ્રકારની છે. ખેતી અને પશુરક્ષાવૃત્તિ એ બન્ને વિવેકી માણસને કરવા યોગ્ય નથી. વળી કહ્યું છે કે 'હાથીના દાંતને વિષે રાજાઓની લક્ષ્મી, બળદના ખંધ ઉપર ખેડૂત લોકોની, ખડ્ગની ધારા ઉપર સુભટોની લક્ષ્મી તથા શણગારેલા સ્તન ઉપર વેશ્યાઓની લક્ષ્મી રહે છે' કદાચિત બીજી કાંઈ વૃત્તિ ન હોય, અને ખેતીજ કરવી પડે તો વાવવાનો સમય ક્ષેત્ર વગેરે બરાબર ધ્યાનમાં રાખવાં. તથા પશુરક્ષાવૃત્તિજ કરવી પડે તો મનમાં ઘણી દયા રાખવી; કેમકે 'જે ખેડુત વાવવાનો વખત, ભૂમિનો ભોગ કેવો છે? તે, તથા તેમાં કયો પાક આવે ? તે જાણે, અને માર્ગમાં આવેલું ખેતીથી અસાધ્ય ખેતર મૂકી દે, તેને ઘણો લાભ થાય છે તેમજ જે માણસ દ્રવ્ય પ્રાપ્તિને અર્થે પશુરક્ષા વૃત્તિ કરતો હોય, તેણે પોતાના મનની અંદર રહેલો દયાભાવ છોડવો નહીં. તે કામમાં સર્વ ઠેકાણે પોતે જાગૃત રહી *છવિચ્છેદ વગેરે વર્જવું.

### ૫ શિલ્પના સો પ્રકારો, તેમજ શિલ્પ અને કર્મમાં તફાવત.

હવે શિલ્પકળા સો જાતની છે, શાસ્ત્રમાં કહ્યું છે કે—કુંભાર, લુહાર, ચિત્રકાર, સૂતાર. અને હજામ એ પાંચનાં પાંચ શિલ્પજ ( કારીગરી ) મુખ્ય છે. પછી એકેક શિલ્પના વીસ વીસ પેટા ભેદ ગણતાં સર્વ મળી સો ભેદ થાય છે. પ્રત્યેક માણસની શિલ્પકળા

* નાક વિંધવા વગેરે.

એકની બીજાથી જૂદી પડનારી હોવાથી જૂદી ગણીએ તો ઘણાજ ભેદ થાય. આચાર્યના ઉપદેશથી થએલું તે શિલ્પ કહેવાય છે. ઉપર કહેલાં પાંચ શિલ્પ ઋષભદેવ ભગવાનના ઉપદેશથી ચાલતાં આવેલાં છે. આચાર્યના ઉપદેશ વિના જે કેવળ લોકપરંપરાથી ચાલતું આવેલ ખેતી વ્યાપાર વગેરે તે કર્મ કહેવાય છે. સિદ્ધાંતમાં કહ્યું છે કે—'આચાર્યના ઉપદેશથી થએલું શિલ્પ અને ઉપદેશથી ન થયેલું તે કર્મ કહેવાય છે. કુંભારનું, લુહારનું, ચિત્રકારનું વગેરે શિલ્પના ભેદ છે, અને ખેતી, વ્યાપાર આદિ કર્મના ભેદ છે. ખેતી, વ્યાપાર અને પશુરક્ષાવૃત્તિ એ ત્રણ કર્મ અહિં પ્રત્યક્ષ કહ્યાં. બાકી રહેલાં કર્મ પ્રાયે શિલ્પ વગેરેમાં સમાઇ જાય છે. પુરૂષોની તથા સ્ત્રીઓની કળાઓ કેટલીક વિદ્યામાં અને કેટલીક શિલ્પમાં સમાઇ જાય છે. કર્મના સામાન્યથી ચાર પ્રકાર છે કહ્યું છે કે—"બુદ્ધિથી કર્મ (કાર્ય) કરનારા ઉત્તમ, હાથથી કર્મ કરનારા મધ્યમ, પગથી કર્મ કરનારા અધમ અને મસ્તકથી (ભાર ઉપાડીને) કર્મ કરનારા અધમમાં અધમ જાણવા."

હવે બુદ્ધિથી કર્મ કરવા ઉપર **મદન શ્રેષ્ઠિનું** દૃષ્ટાંત છે.—

ચંપા નગરીમાં મદન નામે ધનશ્રેષ્ઠીનો પુત્ર હતો. તેણે બુદ્ધિ આપનારા લોકોની દુકાને જઇ પાંચસો દ્રમ્મ આપી એક બુદ્ધિ લીધી કે, "બે જણ લઢતા હોય ત્યાં ઉભા રહેવું નહીં." ઘેર આવ્યો ત્યારે મિત્રોએ પાંચસો દ્રમ્મની બુદ્ધિ સાંભળી તેની ઘણી મશ્કરી કરી, તથા પિતાએ પણ ઠપકો આપ્યો. તેથી તે મદન બુદ્ધિ પાછી આપી પોતાના દ્રમ્મ પાછા લેવા દુકાનવાળા પાસે આવ્યો. દુકાનદારે કહ્યુ, કે, "જ્યાં બે જણાની લઢાઈ ચાલતી હોય, ત્યાં અવશ્ય ઉભા રહેવું." એમ તું કબૂલ કરતો હોય તો ત્હારા દ્રમ્મ પાછા આપું," તે વાત કબૂલ કરવાથી દુકાનદારે મદનને પાંચશો દ્રમ્મ પાછા આપ્યા. હવે એક સમયે માર્ગમાં બે સુભટોનો કાંઇ વિવાદ થતો હતો, ત્યારે મદન તેમની પાસે ઉભો રહ્યો. બન્ને સુભટોએ મદનને પોતાના સાક્ષિ તરીકે કબુલ કર્યો. ન્યાય કરવાનો સમય આવ્યો, ત્યારે રાજાએ મદનને સાક્ષિ તરીકે બોલાવ્યો. ત્યારે બન્ને સુભટોએ મદનને કહ્યું કે, "જો મ્હારી તરફેણમાં સાક્ષિ નહિ પૂરે, તો ત્હારૂં આવી બન્યું એમ જાણજે." એવી ધમકીથી આકુળ વ્યાકુળ થએલા ધન શ્રેષ્ઠિએ પોતાના પુત્રના રક્ષણ માટે ક્રોડ દ્રમ્મ આપીને બુદ્ધિ દેનારની પાસેથી એક બુદ્ધિ લીધી કે, "તું ત્હારા પુત્રને ગાંડો કર." એમ કરવાથી ધનશ્રેષ્ઠિ સુખી થયો. એ બુદ્ધિકર્મ ઉપર દૃષ્ટાંત કહ્યું છે. વ્યાપાર આદી કરનારા લોકો હાથથી કામ કરનારા જાણવા. દૂતપણું વગેરે કામ કરનારા લોકો પગથી કામ કરનારા જાણવા. ભાર ઉપાડનારા વગેરે લોકો મસ્તકથી કામ કરનારા જાણવા.

## ૬ સેવાના પ્રકાર, તેમજ સેવા કોની કરવી અને ન કરવી.

૧ રાજાની, ૨ રાજાના અમલદાર લોકોની ૩ શ્રેષ્ઠિની અને ૪ બીજા લોકોની મળી ચાર પ્રકારની સેવા છે. રાજાદિકની સેવામાં અહોરાત્ર પરવશતા આદિ ભોગવવું પડતું હોવાથી જેવા તેવા માણસથી થાય તેમ નથી. કહ્યું છે કે—"જો સેવક કાંઈ ન બોલે, તો મૂગો કહેવાય, જો છૂટથી બોલે

તો બકનારો કહેવાય, જો પાસે બેસી રહે તો ધીઠો કહેવાય, જો આઘો બેસે તો બુદ્ધિહીન કહેવાય, સ્વામી કહે તે સર્વ સહન કરે તો કાયર કહેવાય, અને જો ન સહન કરે તો હલકા કુળનો કહેવાય, માટે યોગીઓથી પણ ન જાણી શકાય એવો સેવાધર્મ બહુજ કઠણ છે. જે પોતાની ઉન્નતિ થવાને અર્થે નીચું માથું નમાવે, પોતાની આજીવિકાને અર્થે પ્રાણ આપવા પણ તૈયાર થાય, અને સુખ પ્રાપ્તિને અર્થે દુઃખી થાય, એવા સેવક કરતાં બીજો કોણ મૂર્ખ હશે ? પારકી સેવા કરવી તે શ્વાનવૃત્તિ સમાન છે, એમ કહેનારા લોકોએ બરાબર વિચાર કર્યો જણાતો નથી, કારણકે, શ્વાન ધણીની ખુશામત પૂંછડીથી કરે છે, અને સેવક તે ધણીની ખુશામત માથું નમાવી નમાવીને કરે છે. માટે સેવકની વૃત્તિ શ્વાન કરતાં પણ નીચ છે." એમ છતાં પણ બીજા કોઇ રીતે નિર્વાહ ન થાય તો, સેવા કરીને પણ વિવેકી પુરૂષે પોતાનો નિર્વાહ કરવો. કેમકે—"મ્હોટો શ્રીમાન્ હોય તેણે વ્યાપાર કરવો, અલ્પ ધનવાન્ હોય તેણે ખેતી કરવી, અને સર્વ ઉદ્યમ જ્યારે ખુટી પડે, ત્યારે છેવટે સેવા-નોકરી કરવી." સમજુ, ઉપકારનો જાણ તથા જેનામાં બીજા એવાજ ગુણ હોય, તે ધણીની સેવા કરવી કેમકે—'જે કાનનો કાચો ન હોય, શૂરવીર હોય, કરેલા ઉપકારનો જાણ, પોતાનું સત્વ રાખનારો, ગુણી, દાતા અને ગુણ ઉપર હંમેશાં પ્રીતિ રાખનારો એવો ધણી સેવકને ભાગ્યથી જ મળે છે. ક્રુર, વ્યસની, લોભી, નીચ, ઘણા કાળનો રોગી, મૂર્ખ અને અન્યાયી એવા માણસને કદી પણ પોતાનો અધિપતિ ન કરવો. જે માણસ અવિવેકી રાજા પાસેથી પોતે ઋદ્ધિવંત થવાને ઇચ્છે છે, તે વાહન માટે અશ્વ મેળવવા સો યોજન પગે જવાની ધારણા કરે છે." અર્થાત્ નકામી તેની સેવા તે કરે છે એમ સમજવું. કામંદકીય નીતિસારમાં વળી કહ્યું છે કે—"વૃદ્ધ પુરૂષોની સમ્મતિથી ચાલનારો રાજા સત્પુરૂષોને માન્ય થાય છે. કારણ કે, ખરાબ ચાલના લોકો કદાચિત્ તેને ખોટે માર્ગે દોરે, તો પણ તે ખોટા માર્ગે જતો નથી.' ધણીએ પણ સેવકના ગુણ પ્રમાણે તેનો આદર સત્કાર કરવો જોઇએ. કહ્યું છે કે—'જ્યારે રાજા સારા તથા નરસા સર્વે સેવકોને સરખી પંક્તિમાં ગણે, ત્યારે ઉદ્યમ કરવાને સમર્થ એવા સેવકોનો ઉત્સાહ ભાગી જાય છે.'

### સેવક ભક્ત અને બુદ્ધિશાળી હોવો જોઇએ.

સેવકે પણ પોતાને વિષે ભક્તિ, ચતુરતા વગેરે અવશ્ય રાખવાં જોઇએ. કેમકે—'સેવક ધણી ઉપર ઘણી પ્રીતિ રાખનારો હોય, તો પણ તે જો બુદ્ધિહીન અને કાયર હોય તો તેથી ધણીને શું લાભ થવાનો ? તથા સેવક બુદ્ધિશાલી અને પરાક્રમી હોય તો પણ તે જો ધણી ઉપર પ્રીતિ રાખનારો ન હોય તો તેથી પણ શું લાભ થવાનો ? માટે જેમનામાં બુદ્ધિ, શૂરવીરપણું અને પ્રીતિ એ ત્રણ ગુણ હોય, તેજ રાજાના યા ધણીના સંપતકાળમાં તથા વિપત્તિકાળમાં ઉપયોગી થઈ પડે એવા જાણવા, અને જેમનામાં એવા ગુણ ન હોય તે સેવક સ્ત્રી સમાન સમજવા. કદાચિત્ રાજા પ્રસન્ન થાય તો તે સેવકોને માનપત્ર આપે છે, પણ સેવકો તો તે માનના બદલામાં અવસરે પોતાના પ્રાણ આપીને પણ રાજા ઉપર ઉપકાર કરે છે.' સેવકે રાજાદિકની સેવા ઘણી ચતુરાઇથી કરવી. કહ્યું છે કે—'સેવકે સર્પ,

વ્યાઘ્ર, હાથી અને સિંહ જેવા ક્રૂર જીવોને પણ ઉપાયથી વશ કરેલા જોઇને મનમાં વિચારવું કે, બુદ્ધિશાળી અને ડાહ્યા પુરૂષો માટે "રાજાને વશ કરવો" એ વાત સહેજ છે.' રાજાદિકને વશ કરવાનો પ્રકાર નીતિશાસ્ત્ર આદિ ગ્રંથોમાં કહ્યા છે, તે આ રીતે છે કેઃ—'ડાહ્યા સેવકે ધણીની બાજૂએ બેસવું, તેના મુખ તરફ દૃષ્ટિ રાખવી. હાથ જોડવા અને ધણીનો સ્વભાવ જાણીને સર્વ કાર્યો સાધવાં. સેવકે સભામાં ધણીની પાસે બહુ નજીક ન બેસવું, તથા બહુ દૂર પણ ન બેસવું, ધણીના આસન જેટલા અથવા તેથી વધારે ઊંચા આસન ઉપર પણ ન બેસવું. ધણીની આગળ તેમ પાછળ પણ ન બેસવું. કારણ કે, બહુ પાસે બેસે તો ધણીને અકળામણ થાય, બહુ દૂર બેસે તો બુદ્ધિહીન કહેવાય. આગળ બેસે તો બીજા કોઈ માણસને ખોટું લાગે, અને પાછળ બેસે તો ધણીની દૃષ્ટિ ન પડે, માટે ઉપર કહ્યા પ્રમાણે બેસવું.'

## દીવાની છેડતીની પેઠે પોતે સ્થાપેલ રાજાની પણ છેડતી ન કરવી.

'થાકી ગએલો, ક્ષુધાથી તથા તૃષાથી પીડાયેલો, ક્રોધ પામેલો, કોઈ કાર્યમાં રોકાયેલો, સુવાનો વિચાર કરનારો, તથા બીજા કોઇની વિનંતિ સાંભળવામાં રોકાયેલો એવી અવસ્થામાં ધણી હોય, તે સમયે સેવકે તેને કાંઈ વાત કહેવાની હોય તો પણ કહેવી નહીં. સેવકે જેમ રાજાની સાથે તેમજ રાજમાતા, પટ્ટરાણી, પાટવી કુમાર, મુખ્યમંત્રી, રાજગુરુ અને દ્વારપાળ એટલા માણસોની સાથે પણ વર્તવું." "પૂર્વે મેં જ એને સળગાવ્યો છે, માટે હું એની અવહીલના કરૂં, તોપણ એ મને બાળશે નહીં" એવી ખોટી સમજથી જો કોઈ માણસ પોતાની આંગળી દીવા પર ધરે, તો તે તત્કાળ બાળી નાંખે છે. તેમ "મેં જ એને હિકમતથી રાજપદવીએ પહોંચાડયો છે, માટે હું તેનું ગમે તે કરૂં તો પણ મ્હારા ઉપર એ રૂષ્ટ થાય નહીં. એવી ખોટી સમજ ન રાખવી. કારણકે ગમે તેવો હિતસ્વી માણસ પણ રાજાને આંગળી અડાડે, તો પણ તે રૂષ્ટ થયા વગર રહે નહીં. માટે તે રૂષ્ટ ન થાય તેમ ચાલવું. જો કોઇ માણસ જો રાજાને ઘણો માન્ય હોય, તો પણ મનમાં તેણે તે વાતનો ગર્વ ન કરવો. કારણ કે, "ગર્વ વિનાશનું મૂળ છે." એમ કહ્યું છે. આ વિષય ઉપર એક વાત એવી સંભળાય છે કેઃ—

દિલ્લી શહેરના બાદશાહના મ્હોટા પ્રધાનને ઘણો ગર્વ થયો. તે મનમાં એમ સમજવા લાગ્યો કે, "રાજ્ય મ્હારા આધાર ઉપર જ ટકી રહ્યું છે" એક સમયે કોઈ મોટા માણસ આગળ તેણે તેવી ગર્વની વાત પણ કહી દીધી. તે વાત બાદશાહને કાને પડતાંજ તેણે મુખ્ય પ્રધાનને પદ ઉપરથી ઉતારી મૂકયો, અને તેની જગ્યા ઉપર હાથમાં રાપડી રાખનારો એક નજીકમાં મોચી હતો તેને રાખ્યો. તે કામકાજના કાગળ ઉપર સહીની નીશાની તરીકે રાપડી લખતો હતો. તેનો વંશ હજી પણ દિલ્હીમાં હયાત છે.

## રાજસેવા દારિદ્ર નાશક છે છતાં મંત્રી આદિનાં કાર્ય વિકટ છે.

આ રીતે રાજાદિક પ્રસન્ન થાય તો ઐશ્વર્ય આદિનો લાભ થવો અશક્ય નથી. કહ્યું છે કે—"શેલડીનું ખેતર, સમુદ્ર, યોનિ પોષણ અને રાજાનો પ્રસાદ એટલાં વાનાં તત્કાળ

દરિદ્રપણું દૂર કરે છે. સુખની વાંછા કરનારા અભિમાની લોકો રાજા આદિ લોકોની સેવા કરવાની ભલે નિંદા કરો; પણ રાજસેવા કર્યા વગર સ્વજનનો ઉદ્ધાર અને શત્રુનો સંહાર થાય નહીં." કુમારપાળ રાજા નાસી ગયા, ત્યારે વોસિરિ બ્રાહ્મણે તેમને સહાયતા આપી, તેથી તેણે પ્રસન્ન થઈ અવસર આવતાં તે બ્રાહ્મણને લાટદેશનું રાજ્ય આપ્યું. કોઇ દેવરાજ નામે રાજપુત્ર જિતશત્રુ રાજાને ત્યાં પોળીયાનું કામ કરતો હતો. તેણે એક સમયે સર્પનો ઉપદ્રવ દૂર કર્યો, તેથી પ્રસન્ન થએલા જિતશત્રુ રાજાએ તે દેવરાજને પોતાનું રાજ્ય આપી પોતે દીક્ષા લઇ સિદ્ધ થયા. મંત્રી, શ્રેષ્ઠી, સેનાપતિ આદિનાં સર્વ કામો પણ રાજસેવામાંજ સમાઇ જાય છે. આ મંત્રી આદિનાં કામો ઘણાં પાપમય છે, અને પરિણામે કડવાં છે. માટે ખરેખર જોતાં શ્રાવકે તે વર્જવાં જોઇએ. કહ્યું છે કે 'જે માણસને જે અધિકાર ઉપર રાખીએ, તેમાં તે ચોરી કર્યા વગર રહે નહીં', જુઓ, ધોબી પોતાનાં પહેરવાનાં વસ્ત્ર શું વેચાતાં લઇ થોડાં પહેરે છે ? મનમાં અધિક અધિક ચિંતા ઉત્પન્ન કરાવનારા અધિકાર કારાગૃહ સમાન છે. આથી રાજાના અધિકારીઓને પ્રથમ નહીં પણ પરિણામે બંધન થાય છે."

## રાજાના ગુપ્તિપાળ કોટવાળ વિગેરે ન થવું. તથા સમ્યગ્દૃષ્ટિ શેઠ મળતાં મિથ્યાદૃષ્ટિ શેઠનો ત્યાગ કરવો.

હવે સુશ્રાવક સર્વથા રાજાઓનું કામકાજ કરવાનું મૂકી ન શકે, તો પણ ગુપ્તિપાળ, કોટવાળ, સીમાપાળ, વગેરેના અધિકાર તો ઘણા પાપમય અને નિર્દય માણસથી બની શકે એવા છે, માટે શ્રદ્ધાવંત શ્રાવકે તે જરૂર તજવા. કેમકે—'તલાર, કોટવાળ, સીમાપાળ પટેલ આદિ અધિકારી કોઈ માણસને પણ સુખ દેતા નથી.' બાકીના અધિકાર કદાચિત્ કોઇ શ્રાવક સ્વીકારે તો, તેણે મંત્રી વસ્તુપાળ તથા પૃથ્વીધરની પેઠે શ્રાવકોના સુકૃતની કિર્તિ થાય તેવી રીતે તે અધિકાર ચલાવવા; કેમકે—'જે માણસોએ પાપમય એવાં રાજકાર્યો કરવા છતાં, તેની સાથે ધર્મનાં કૃત્યો કરીને પુણ્ય ઉપાર્જ્યું નહીં', તે માણસોને દ્રવ્યને અર્થે ધૂળ ધોનારા લોકો કરતાં પણ હું મૂઢ જાણું છું. પોતાની ઉપર રાજાની ઘણી કૃપા હોય તો પણ તેનુ શાશ્વતપણું ધારી રાજાના કોઇ પણ માણસને કોપાવવો નહીં. તથા રાજા આપણને કાંઇ કાર્ય કરવા સોંપે તો રાજા પાસે તે કામ ઉપર ઉપરી માણસ માગવો.' સુશ્રાવકે આ રીતે રાજસેવા કરવી. અને તે પણ બને ત્યાં સુધી શ્રાવક રાજાનીજ કરવી. એ ઉચિત છે. કહ્યું છે કે—'શ્રાવકે જ્ઞાન અને દર્શન સંપાદન કરેલા કોઈ શ્રાવકને ઘેરે દાસપણે રહેવું તે શ્રેષ્ઠ છે, પણ મિથ્યાત્વથી મૂઢમતિ થએલો કોઇ મોટો રાજા અથવા ચક્રવર્ત્તિ હોય, તો તેને ઘેર રહેવું શ્રેષ્ઠ નથી.' હવે કદાચિત્ બીજું કાંઈ નિર્વાહનું સાધન ન હોય, તો સમકિતના પચ્ચક્ખાણમાં 'वित्तीकंतारेणं" એવો આગાર રાખ્યો છે, તેથી કોઇ શ્રાવક જો મિથ્યાદૃષ્ટિની સેવા કરે, તો પણ તેણે પોતાની શકિતથી અને યુક્તિથી કરી શકાય તેટલી સ્વધર્મિની પીડા ટાળવી. તથા બીજા કોઈ પ્રકારે થોડો પણ શ્રાવકને ઘેર નિર્વાહ થવાનો યોગ મળે તો મિથ્યાદૃષ્ટિની સેવા મૂકી દેવી. એ પ્રકારે સેવાવિધિ કહ્યો છે.

**૭. ભિક્ષાના પ્રકારો. મુનિઓને ભિક્ષા માતા સમાન છે. તે સિવાય ભિક્ષાથી આજીવિકા કરનારા નિંદાપાત્ર ગણાય છે.**

સોનું વગેરે ધાતુ, ધાન્ય, વસ્ત્ર ઇત્યાદિ વસ્તુના ભેદથી ભિક્ષા અનેક પ્રકારની છે. તેમાં સર્વસંગ પરિત્યાગ કરનારા મુનિરાજની ધર્મકાર્યના રક્ષણને અર્થે આહાર, વસ્ત્ર, પાત્ર વિગેરે વસ્તુની ભિક્ષા ઉચિત છે; કહ્યું છે કે—'હે ભગવતિ ભિક્ષે ! તું પ્રતિદિન પરિશ્રમ વિના મળી શકે એવી છે, ભિક્ષુક લોકોની માતા સમાન છે, સાધુ મુનિરાજની તો કલ્પ-વલ્લી છે, રાજાઓ પણ તને નમે છે, તથા તું નરકને ટાળનારી છે, માટે હું તને નમસ્કાર કરૂં છું.' બાકીની સર્વે પ્રકારની ભિક્ષા માણુસને અતિશય લઘુતા ઉત્પન્ન કરનારી છે કેમકે 'માણુસ જ્યાં સુધી મ્હોંઢેથી "આપો" એવો શબ્દ બોલે નહીં, એટલી માગણી કરે નહીં ત્યાં સુધી તેનામાં રૂપ, ગુણુ, લજ્જા, સત્યતા, કુલીનતા અને અહંકાર રહેલાં છે એમ જાણવું. તૃણુ બીજી વસ્તુ કરતાં હલકું છે. રૂ તૃણુ કરતાં હલકું છે અને યાચક તો તૃણુ અને રૂ બન્ને કરતાં પણ હલકો છે, ત્યારે એને પવન કેમ ઉડાડીને લઇ જતો નથી? તેનું કારણ એ છે કે, પવનના મનમાં એવો ભય રહે છે કે, હું એને (યાચકને) લઇ જાઉં તો મારી પાસે પણ એ કાંઈ માગશે ? રોગી, ઘણા કાળ સુધી હંમેશાં પ્રવાસ કરનાર, નિત્ય પારકું અન્ન ભક્ષણુ કરનાર અને પારકે ઘેર સુઇ રહેનાર એટલા માણુસોનું જીવિત મરણુ સમાન છે. એટલુંજ નહીં પણ મરણુ પામવું તે એમને સારી વિશ્રાંતિ છે.' ભિક્ષા માગીને નિર્વાહ કરનારો માણુસ નિષ્કાળજી, બહુ ખાનારો, આળસુ અને ઘણી નિંદ્રા લેનારો બને છે અને તેથી જગત્‌માં તદ્દન નકામો ગણાય છે. વળી એમ પણ વાર્તા કહેવાય છે કેઃ—

કોઈ ભિખારીના ભિક્ષા માગવાના ઠીકરામાં એક ઘાંચીના બળદે મ્હોઢું ઘાલ્યું. ત્યારે ઘણા કોલાહલ પૂર્વક કાપાલિકે કહ્યું કે, "મને બીજી ઘણી ભિક્ષા મળશે. પણ એ બળદે ભિક્ષાના વાસણમાં મ્હોઢું ઘાલ્યું, તેથી રખેને એનામાં મારા ભિક્ષાચરના આળસ, બહુ નિદ્રા આદિ ગુણુ આવે, અને તમને નકામો થઇ પડે ! માટે મને બહુ દીલગીરી થાય છે."

**અષ્ટકજીમાં બતાવેલ ત્રણુ પ્રકારની ભિક્ષા.**

શ્રી હરિભદ્રસૂરિએ પાંચમા અષ્ટકમાં ત્રણુ પ્રકારની ભિક્ષા કહી છે. તે આ રીતે— "તત્વના જાણુ પુરૂષોએ ૧ સર્વસંપત્કરી, ૨ પૌરૂષઘ્ની, અને ૩ વૃત્તિભિક્ષા. આ રીતે ત્રણુ પ્રકારની ભિક્ષા કહી છે. ગુરૂની આજ્ઞામાં રહેલા, ધર્મધ્યાન આદિ શુભ ધ્યાન કરનારા અને યાવજ્જીવ સર્વ આરંભથી નિવૃત્ત પામેલા સાધુઓની ભિક્ષા સર્વ સંપત્કરી કહેવાય છે. જે પુરૂષ પાંચ મહાવ્રતનો અંગીકાર કરીને યતિધર્મને વિરોધ આવે એવી રીતે ચાલે, તેની અને સાવદ્ય આરંભ કરનાર ગૃહસ્થની ભિક્ષા પૌરૂષઘ્ની કહેવાય છે. કારણુ કે તે મૂઢ સાધુ અગર શ્રાવક શરીરે પુષ્ટ છતાં દીન થઈ ભિક્ષા માગીને ઉદરપોષણુ કરે છે તેથી તેનો પુરૂષાર્થ નાશ પામે છે. અને ધર્મની લઘુતા ઉત્પન્ન કરે છે. દરિદ્રી, આંધળા, પાંગળા તથા બીજા કે જેમનાથી કાંઇ ધંધો થઈ શકે એમ નથી, એ લોકો જે પોતાની આજી-

વિકાને અર્થે, ભિક્ષા માગે છે, તે વૃત્તિભિક્ષા કહેવાય છે." વૃત્તિભિક્ષામાં બહુ દોષ નથી, કારણ કે, તેના માગનારા દરિદ્રી લોકો ધર્મની લઘુતા ઉપજાવતા નથી. મનમાં દયા લાવી લોકો તેમને ભિક્ષા આપે છે. માટે ગૃહસ્થે અને વિશેષે કરી ધર્મી શ્રાવકે ભિક્ષા માગવી જોઈએ નહિ. બીજું કારણ એ છે કે, ભિક્ષા માગનાર પુરૂષ ગમે તેટલું શ્રેષ્ઠ ધર્માનુષ્ઠાન કરે, તો પણ જેમ દુર્જનની મૈત્રીથી, તેમ તેનાથી લોકમાં અવજ્ઞા, નિંદા વગેરે થાય છે અને જે જીવ ધર્મની નિંદા કરાવનારો થાય, તેને સમ્યકત્વ પ્રાપ્તિ, આદિ થવું મુશ્કેલ છે. ઓઘનિર્યુક્તિમાં સાધુને આશ્રયિ કહ્યું છે કે, 'ષટ્જીવનિકાય ઉપર દયા રાખનાર સંયમી સાધુ પણ, આહાર નિહાર કરતાં તથા ગોચરીએ અન્ન ગ્રહણ કરતાં જો કાંઇ પણ ધર્મની નિંદા ઉપજાવે, તો તેને બોધિલાભ દુર્લભ થાય.' ભિક્ષા માગવાથી કોઇને ત્યાં લક્ષ્મીની અને સુખની પ્રાપ્તિ થતી નથી. કહ્યું છે કે—'પૂર્ણ લક્ષ્મી વ્યાપારની અંદર વસે છે, થોડી ખેતીમાં છે, સેવામાં નહીં જેવી છે અને ભિક્ષામાં તો બીલકુલ છેજ નહી ?' ઉદરપોષણ માત્ર આજીવિકા આ ભિક્ષાથી થાય છે, તેથી અંધ પ્રમુખને તે આજીવિકાનું સાધન થઇ પડે છે.

મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે—'ઋત, અમૃત, મૃત, પ્રમૃત અને સત્યાનૃત એટલા ઉપાયથી પોતાની આજીવિકા કરવી, પરંતુ નીચની સેવા કરી પોતાનો નિર્વાહ કદી પણ ન કરવો. ચૌટામાં પડેલા દાણા વીણવા તે રૂત કહેવાય છે. યાચના કર્યા વગર મળેલું તે અમૃત અને યાચના કરવાથી મળેલું તે મૃત કહેવાય છે. પ્રમૃત તે ખેતી અને સત્યાનૃત એટલે વેપાર જાણવો. આ સર્વમાં વણિક્ લોકોને તો દ્રવ્ય સંપાદન કરવાનું મુખ્ય સાધન વ્યાપારજ છે. આ સર્વમાં સેવા ચાકરી એ તો કુતરાની આજીવિકા સમાન છે' કહ્યું છે કે—'લક્ષ્મી વિષ્ણુના વક્ષસ્થળે અથવા કમળ વનમાં રહેતી નથી, પણ પુરૂષોના ઉદ્યમ રૂપ સમુદ્રમાં તેનું મુખ્યસ્થાન છે.' વિવેકી પુરૂષે પોતાનો અને પોતાના સ્હાયક, ધન, બળ, ભાગ્યોદય, દેશકાળ આદિનો વિચાર કરીને જ વ્યાપાર કરવો. નહીં તો ખોટ વગેરે આવવાનો સંભવ રહે છે.' અને અમે બીજે કહ્યું છે કે—'બુદ્ધિશાળિ પુરૂષે પોતાની શક્તિ હોય તે પ્રમાણે જ કાર્ય કરવું જોઇએ અને જો તેમ ન કરે તો કાર્યની અસિદ્ધિ, લજ્જા, લોકમાં ઉપહાસ, હીલના તથા લક્ષ્મીની અને બળની હાનિ થાય છે.' અન્ય ગ્રંથકારોએ પણ કહ્યું છે કે—'દેશ કયો છે ? મ્હારા સહાય્યકારી કેવા છે ? કાળ કેવો છે ? મ્હારે આવક તથા ખરચ કેટલું છે ? હું કોણ છું ? અને મારી શક્તિ કેટલી છે ? એ વાતનો દરરોજ વારંવાર વિચાર કરવો. શીઘ્ર હાથ આવનારાં, વિઘ્ન વિનાનાં અને પોતાની સિદ્ધિને અર્થે ઘણાં સાધનો ધરાવનારાં એવાં કારણો પ્રથમથીજ શિઘ્ર કાર્યની સિદ્ધિ સુચવે છે. યત્ન વગર પ્રાપ્ત થનારી અને ઘણા યત્નથી પણ પ્રાપ્ત ન થનારી લક્ષ્મી પુણ્યમાં અને પાપમાં કેટલો ભેદ છે ? તે જણાવે છે.'

(૨)

## વ્યવહાર શુદ્ધિ

### વ્યાપારની દ્રવ્ય ક્ષેત્ર અને કાળ

વ્યાપારના વ્યવહારની શુદ્ધિ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ભેદથી ચાર પ્રકારની

છે. તેમાં દ્રવ્યથી પંદર કર્માદાન આદિના કારણ રૂપ વ્યાપાર સર્વથા વર્જવો. કહ્યું છે કે—'ધર્મને પીડા કરનારી તથા લોકમાં અપયશ ઉત્પન્ન કરનારી વસ્તુઓ ઘણો લાભ થતો હોય, તો પણ પુણ્યાર્થી લોકોએ કદિ ન વેચવી કે ન રાખવી.' તૈયાર થએલાં વસ્ત્ર, સૂતર, નાણું, સુવર્ણ અને રૂપું વગેરે વ્યાપારની ચીજ પ્રાયે નિર્દોષ હોય છે. વ્યાપારમાં જેમ આરંભ ઓછો થાય, તેમ હંમેશાં ચાલવું. દુર્ભિક્ષ આદિ આવે અને બીજા કોઇ વ્યાપારથી નિર્વાહ ન થતો હોય તો, ઘણા આરંભથી થાય એવો વ્યાપાર તથા ખરકર્મ વગેરે પણ કરે. તથાપિ ખરકર્મ વગેરે કરવાની ઇચ્છા તો મનમાં ન જ રાખવી. તેવો પ્રસંગ આવે કરવું પડે તો પોતાના આત્માની અને ગુરૂની સાખે તેની નિંદા કરવી. તથા મનમાં લજ્જા રાખીનેજ તેવાં કાર્ય કરવાં. સિદ્ધાંતમાં ભાવ શ્રાવકના લક્ષણમાં કહ્યું છે કે. 'સુશ્રાવક તીવ્ર આરંભ વર્જે અને તે વિના નિર્વાહ ન થતો હોય તો મનમાં તેવા આરંભની ઇચ્છા ન રાખવા પૂર્વક કેવળ નિર્વાહને અર્થેજ તીવ્ર આરંભ કરે; પણ આરંભ પરિગ્રહ રહિત એવા ધન્ય જીવોની સ્તુતિ કરવી. તથા સર્વ જીવ ઉપર દયાભાવ રાખવો. જે મનથી પણ કોઈ જીવને પીડા ઉપજાવતા નથી અને જે આરંભના પાપથી વિરતિ પામેલા છે. એવા મહા મુનિઓને ધન્ય છે કે ત્રણ કોટિયે શુદ્ધ આહાર ગ્રહણ કરે છે.' 'નહીં દીઠેલું તથા નહીં 'પારખેલું' કરિયાણું ગ્રહણ જે ન કરવું, તથા જેને વિષે લાભ થાય કે, ન થાય એવી શંકા હોય, અથવા જેમાં બીજી ઘણી વસ્તુ ભેગી થયેલી હોય એવું કરિયાણું ઘણા વ્યાપારીઓએ પાંતિથી-ભાગથી લેવું. એટલે વખતે ટોટો આવે તો સર્વેને સરખે ભાગે આવે, કહ્યું છે કે-'વ્યાપારી પુરૂષ વ્યાપારમાં ધન મેળવવા ઇચ્છતો હોય તો તેણે કરિયાણાં દીઠા વિના બહાનું ન આપવું, અને આપવું હોય તો બીજા વ્યાપારીઓની સાથે આપવું.'

ક્ષેત્રથી તો જ્યાં સ્વચક્ર, પરચક્ર, માંદગી અને વ્યસનાદિનો ઉપદ્રવ ન હોય, તથા ધર્મની સર્વ સામગ્રી હોય, તે ક્ષેત્રમાં વ્યાપાર કરવો. બીજે બહુ લાભ થતો હોય તો પણ ન કરવો. કાળથી તો બાર માસની અંદર આવતી ત્રણ અઠ્ઠાઈઓ, અને પર્વતિથિઓ વ્યાપારમાં વર્જવી, અને વર્ષાદિ ઋતુ આશ્રયિ જે જે વ્યાપારનો સિદ્ધાંતમાં નિષેધ કર્યો છે, તે તે વ્યાપાર પણ વર્જવો. કઈ ઋતુમાં કયો વ્યાપાર વર્જવો ? તે આ ગ્રંથમાંજ આગળ કહીશું.

## *ભાવશુદ્ધિ

### ઉધાર ન આપવું:

ભાવથી તે વ્યાપારના ઘણા ભેદ છે. તે આ રીતે:—ક્ષત્રિય જાતના વ્યાપારી તથા રાજા વગેરે એમની સાથે થોડો વ્યવહાર કર્યો હોય તો પણ પ્રાયે તેથી લાભ થતો નથી. પોતાને હાથે આપેલું દ્રવ્ય માગતાં પણ જે લોકોથી ડર રાખવો પડે, તેવા શસ્ત્રધારી આદિ લોકોની સાથે થોડો વ્યવહાર કરવાથી પણ લાભ ક્યાંથી થાય ? કહ્યું છે કે—'ઉત્તમ વણિકે ક્ષત્રિય વ્યાપારી બ્રાહ્મણ વ્યાપારી તથા શસ્ત્રધારી એમની સાથે કોઇ કાળે પણ વ્યવહાર ન રાખવો.' તથા

*ભાવશુદ્ધિમાં વ્યવહારિક જીવનમાં રાખવાયોગ્ય અનેક તકેદારીઓ અને કરવાયોગ્ય કરણીયોને અહિં જણાવવામાં આવેલ છે.

પાછળથી આડુ બોલનાર કે વિરોધ કરનારની સાથે ઉધારનો વ્યાપાર ન કરવો, કેમકે—'વસ્તુ ઉધાર ન આપતાં સંગ્રહ કરી રાખે, તો પણ અવસર આવે તેના વેચવાથી મૂળ કિમ્મત જેટલું નાણું તો ઉપજશે. પણ આડુ બોલનારા લોકોને ઉધાર આપ્યું હોય તો તેટલું દ્રવ્ય પણ ઉત્પન્ન ન થાય. તેમાં વિશેષે કરી, નટ વિટ (વેશ્યાના દલાલ), વેશ્યા તથા જુગારી એમની સાથે ઉધારનો વ્યાપાર થોડો પણ ન કરવો.' કારણકે તેથી મૂળ દ્રવ્યનો પણ નાશ થાય છે.' વ્યાજ વટાવનો વ્યાપાર પણ જેટલું દ્રવ્ય આપવું હોય, તે કરતાં અધિક મૂલ્યની વસ્તુ થાપણ રાખીનેજ કરવો ઉચિત છે. તેમ ન કરે તો, ઉઘરાણી કરતાં ઘણો કલેશ તથા વિરોધ થાય. વખતે ધર્મની હાનિ થાય, તથા લાંઘવા બેસવા આદિ અનેક અનર્થ પણ ઉત્પન્ન થાય.

## ઉધારે ન ધીરવા ઉપર મુગ્ધ શ્રેષ્ઠિની કથા

જિનદત્ત નામે એક શ્રેષ્ઠિને મુગ્ધ નામે એક પુત્ર હતો. તે મુગ્ધ પોતાના નામ પ્રમાણે ઘણો ભોળો હતો. અવસરે જિનદત્ત શ્રેષ્ઠીએ નંદિવર્ધન શ્રેષ્ઠિની કન્યાની સાથે પુત્રને પરણાવ્યો. પુત્રની ભલસનસાઇ તો જેવી અગાઉ હતી તેવીજ જોવામાં આવી, ત્યારે જિનદત્ત શ્રેષ્ઠીએ ગૂઢ અર્થના વચનથી તેને આ રીતે ઉપદેશ કર્યો. "હે વત્સ! ૧ સર્વ ઠેકાણે દાંતનો પડદો રાખવો ૨ કોઇને વ્યાજે દ્રવ્ય ધીર્યા પછી તેની ઉઘરાણી ન કરવી. ૩ બંધનમાં પડેલી સ્ત્રીને મારવી. ૪ મીઠું ભોજન કરવું, ૫ સુખે નિદ્રા લેવી. ૬ ગામે ગામ ઘર કરવું. ૭ દરિદ્રાવસ્થા આવે તો ગંગાતટ ખોદવો. ૮ ઉપર કહેલી વાતમાં કાંઇ શંકા પડે તો પાટલિ પુત્ર નગરે જઇ ત્યાં સોમદત્ત શ્રેષ્ઠી નામે મ્હારો સ્નેહી રહે છે. તેને પુછવું.' મુગ્ધશ્રેષ્ઠિએ પિતાનો આ ઉપદેશ સાંભળ્યો, પણ તેનો ભાવાર્થ તેના સમજવામાં આવ્યો નહિં. આગળ જતાં તે મુગ્ધશ્રેષ્ઠિ ઘણો દુઃખી થયો. ભોળપણુમાં તેણે સર્વ દ્રવ્ય ખોયું. સ્ત્રી આદિ લોકોને તે અપ્રિય લાગવા લાગ્યો. "એક કામ એનું પાર પડતું નથી. એની પાસેનું નાણું ખૂટી ગયું છે. એ મહા-મૂર્ખ છે." એવી રીતે લોકમાં તેની ઘણી હાંસી થવા લાગી.

પછી મુંઝાયેલ તે (મુગ્ધશ્રેષ્ઠી) પાટલીપુત્રનગરે ગયો. સોમદત્ત શ્રેષ્ઠિને પિતાના ઉપદેશનો ભાવાર્થ પૂછયો. સોમદત્તે કહ્યું. "૧ સર્વ ઠેકાણે દાંતનો પડદો રાખવો એટલે મુખમાંથી ખોટુ વચન બોલવું નહીં. અર્થાત્ સર્વ લોકોને પ્રિય લાગે એવું હિતકારી વચન બોલવું ૨ કોઇને વ્યાજે પૈસા ધીર્યા પછી તેની ઉઘરાણી ન કરવી. એટલે પ્રથમથીજ અધિક મૂલ્યવાળી વસ્તુ થાપણ રાખીને દ્રવ્ય ધીરવું કે, જેથી દેણદાર પોતે આવીને વ્યાજ સહિત નાણું પાછું આપી જાય. ૩ બંધનમાં પડેલી સ્ત્રીને મારવી એટલે પોતાની સ્ત્રીને જો પુત્ર અથવા પુત્રી થઈ હોય, તોજ તેની તાડના કરવી. તેમ ન હોય તો તે તાડના કરવાથી રોષ કરીને પિયર અથવા બીજે કોઇ સ્થળે જાય. અથવા કૂવામાં પડીને કિંવા બીજી કોઈ રીતે આપઘાત કરે. ૪ મીઠુંજ ભોજન કરવું, એટલે જ્યાં પ્રીતિ તથા આદર દેખાય તેને ત્યાંજ ભોજન કરવું. કારણકે, પ્રીતિ તથા આદર એજ ભોજનની ખરેખર મીઠાશ છે.

અથવા ભૂખ લાગે ત્યારેજ ખાવું એટલે સર્વ મીઠુંજ વાગે. ૫ સુખેજ નિદ્રા કરવી એટલે જ્યાં કોઇ પ્રકારની શંકા ન હોય, ત્યાંજ રહેવું એટલે ત્યાં સુખે નિદ્રા આવે. અથવા આંખમાં નિદ્રા આવે, ત્યારેજ સૂઈ રહેવું, એટલે સુખે નિદ્રા આવે, ૬ ગામે ગામ ઘર કરવું એટલે ગામે ગામ એવી મૈત્રી કરવી કે, જેથી પોતાના ઘરની પેઠે ત્યાં ભોજનાદિક સુખે મળી શકે. ૭ દરિદ્રાવસ્થા આવે તો ગંગાતટ ખોદવો એટલે લ્હારા ઘરમાં જ્યાં ગંગા નામે ગાય બંધાય છે, તે ભૂમિ ખોદવી જેથી પિતાએ દાટી રાખેલું નિધાન તને ઝટ મળે." સોમદત્ત શ્રેષ્ઠીના મુખથી એ ભાવાર્થ સાંભળી મુગ્ધશ્રેષ્ઠિએ તે પ્રમાણે કર્યું. તેથી તે દ્રવ્યવાન, સુખી અને લોકમાં માન્ય થયો. એ રીતે પુત્રશિક્ષાનું દૃષ્ટાંત કહ્યું છે. આથી ઉધારનો વ્યવહાર નજ રાખવો. કદાચિત્ તે વિના ન ચાલે તો સત્ય બોલનાર લોકોની સાથેજ રાખવો.

## યોગ્ય વ્યાજ લેવું, દેવું ન રાખવું અને અશકત દેવાદારને પજવવો નહિં.

વ્યાજ પણ દેશ, કાળ આદિનો વિચાર કરીનેજ એક, બે, ત્રણ, ચાર, પાંચ અથવા એથી વધારે ટકા લેવું, પણ તે એવી રીતે કે, જેથી શ્રેષ્ઠ લોકોમાં આપણી હાંસી ન થાય. દેવાદાર શ્રાવક હોય તો તેણે પણ કહેલી મુદતની અંદરજ દેવું પાછું આપવું. કારણકે માણસની પ્રતિષ્ઠા મુખમાંથી નીકળેલું વચન પાળવા ઉપરજ આધાર રાખે છે; કેમકે-'જેટલાં વચનનો નિર્વાહ્ કરી શકો, તેટલાંજ વચન તમે મુખમાંથી બહાર કાઢો. અર્ધા માર્ગમાં મૂકવો ન પડે, તેટલોજ ભાર પ્રથમથી ઉપાડવો.' કદાચિત્ કાંઈ ઓચિંતા કારણથી ધનની હાની થઈ જાય. અને તેથી કરેલી કાળ મર્યાદામાં ઋણ પાછું ન વાળી શકાય, તો કટકે કટકે લેવાનું કબૂલ કરાવી લેણદારને સંતોષ કરવો. એમ ન કરે તો વિશ્વાસ ઉઠી જવાથી વ્યવહારમાં વાંધો પડે.

**વિવેકી પુરૂષે પોતાની સર્વ શકિતથી ઋણ ઉતારવાનો પ્રયત્ન કરવો.** આ ભવે અને પરભવે દુઃખ દેનારૂં ઋણ ક્ષણમાત્ર પણ માથે રાખે એવો કોણ મૂઢમતિ હોય ? કહ્યું છે કે-'ધર્મનો આરંભ, ઋણ ઉતારવું, કન્યાદાન, ધન મેળવવું, શત્રુનો ઉચ્છેદ, અને અગ્નિનો તથા રોગનો ઉપદ્રવ મટાડવો એટલાં વાનાં જેમ બને તેમ જલદીથી કરવાં. શરીરે તેલનું મર્દન કરવું, ઋણ ઉતારવું અને કન્યાનું (દીકરીનું) મરવું એ ત્રણવાનાં પ્રથમ દુઃખ દઇને પાછલથી સુખ આપે છે.' પોતાનું ઉદરપોષણ કરવાને પણ અસમર્થ હોવાથી જો ઋણ પાછું આપી ન શકાય તો, પોતાની યોગ્યતા માફક શાહુકારની સેવા કરીને પણ ઋણ ઉતારવું. એમ ન કરે તો આવતે ભવે શાહુકારને ત્યાં સેવક, પાડો, બળદ, ઉંટ, ગર્દભ, ખચ્ચર, અશ્વ પ્રમુખ થવું પડે. શાહુકારે પણ ઋણ પાછું વાળવા અસમર્થ હોય તેની પાસે માગવું નહિં .કારણ કે, તેથી ફોગટ સંકલેશ તથા પાપની વૃદ્ધિ માત્ર થવાનો સંભવ રહે છે. માટે એવા નાદારને શાહુકારે કહેવું કે, "તારે આપવાની શક્તિ આવે ત્યાર મ્હારૂં તારી ઋણ આપજે અને ન આવે તો મ્હારૂં એટલું દ્રવ્ય ધર્મખાતે થાઓ." દેવાદારે ઘણા

કાળ સુધી ઋણનો સંબંધ માથે ન રાખવો. કારણ કે, તેમ કરવાથી વખતે આયુષ્ય પૂરૂં થઈ જાય તો, આવતે ભવે પાછો બે જણાનો સંબંધ થઈ વૈર વગેરે વધે છે. ભાવડ શ્રેષ્ઠિને પૂર્વભવના ઋણના સંબંધથીજ પુત્ર થયા એવી વાત સંભળાય છે, તે નીચે લખી છે:—

**પૂર્વભવના ઋણ સંબંધ ઉપર ભાવડ શ્રેષ્ઠિની કથા**

ભાવડ નામે એક શ્રેષ્ઠી હતો. તેની સ્ત્રીને પેટે એક જીવ અવતર્યો તે વખતે ખોટાં સ્વપ્ન આવ્યાં, તથાં શ્રેષ્ઠિની સ્ત્રીને દોહલા પણ ઘણાજ માઠા ઉત્પન્ન થયા. બીજા પણ ઘણા અપશુકન થયા. સમય પૂર્ણ થએ શ્રેષ્ઠિને ત્યાં મૃત્યુ યોગ વખતે પુત્રનો જન્મ થયો. આ દુષ્ટ પુત્ર રખાય નહીં, તેથી માહણી નદીને કાંઠે એક સૂકાયલા વૃક્ષની નીચે તે બાળકને મૂકયો ત્યારે તે બાળકે પ્રથમ રૂદન કરી અને પાછળથી હસીને કહ્યું કે, 'એક લાખ સોનૈયા હું તમારી પાસે માગું છું, તે આપો. નહિં તો તમારા ઉપર ઘણા અનર્થ આવી પડશે." તે સાંભળી ભાવડ શ્રેષ્ઠિએ પુત્રનો જન્મોત્સવ કરી છઠે દિવસે એક લાખ સોનૈયા વાપર્યા, ત્યારે તે બાળક મરણ પામ્યો. એજ રીતે બીજો પુત્ર પણ ત્રણ લાખ સોનૈયા આપ્યા ત્યારે મરણ પામ્યો. ત્રીજો પુત્ર થવાને અવસરે સ્વપ્ન તથા શુકન પણ સારા થયા. પુત્ર ઉત્પન્ન થયા પછી તેણે કહ્યું કે, "મ્હારે ઓગણીશ લાખ સોનૈયા લેવા છે." એમ કહી તેણે મા બાપ પાસેથી ઓગણીશ લાખ સોનૈયા ધર્મખાતે કઢાવ્યા. પછી તે નવ લાખ સોનૈયા ખરચીને કાશ્મીર દેશમાં શ્રી ઋષભદેવ ભગવાન્, શ્રી પુંડરીક ગણધર અને ચક્રેશ્વરી દેવી એ ત્રણની પ્રતિમા લઇ ગયો. દસ લાખ સોનૈયા ખરચીને ત્યાં પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી. પછી ઉપાર્જન કરેલું અસંખ્ય સુવર્ણ અઢાર વહાણમાં ભરીને શત્રુંજયે ગયો. ત્યાં લેપ્ય-મય પ્રતિમાઓ હતી, તે કાઢીને તેને ઠેકાણે તેણે મમ્માણી રત્નની પ્રતિમાઓ સ્થાપન કરી. આ રીતે ઋણ ભવાંતરે વાળવું પડે, એ વિષય ઉપર ભાવડ શ્રેષ્ઠિની કથા છે.

ઋણના સંબંધથી પ્રાયે કલહ તથા વૈરની વૃદ્ધિ પરભવ વગેરેમાં પણ થાય છે, તે વાત લોકમાં પ્રસિદ્ધ છે. માટે ઋણનો સંબંધ ચાલતા ભવમાંજ ગમે તે ઉપાય કરીને વાળી નાંખવો ન જોઈએ.

બીજું, વ્યવહાર કરતાં જો દ્રવ્ય પાછું ન આવે, તો મનમાં એમ જાણવું કે, તેટલું દ્રવ્ય મેં ધર્માર્થે વાપર્યું. આપેલું દ્રવ્ય ઉઘરાણી કરતાં પાછું ન મળે તેને ધર્માર્થે ગણવાનો માર્ગ રહે, તે માટેજ વિવેકી પુરૂષે 'સાધર્મિ ભાઇઓની સાથેજ મુખ્ય માર્ગે વ્યવહાર કરવો એ યોગ્ય છે.' કારણકે તેને ત્યાં રહે તો ધર્માર્થે ચિંતવ્યાનું સાર્થક ગણાય પણ મ્લેચ્છ આદિ અનાર્ય લોકો પાસે લેહેણું હોય, અને તે જો પાછું ન આવે તો તે દ્રવ્ય ધર્માર્થે છે, એવું ચિંતવવાનો કાંઈ અર્થ નથી, ત્યાં તો તેનો કેવળ ત્યાગજ કરવો, અર્થાત્ તેના ઉપરથી પોતાની મમતા છોડી દેવી. કદાચિત્ ત્યાગ કર્યા પછી તે દ્રવ્ય દેણદાર આપે, તો તે શ્રીસંઘને ધર્માર્થે વાપરવાને અર્થે સોંપવું.

**ધન શસ્ત્ર વિગેરે ખોવાય તો તેને વોસરાવવાં.**

તેમજ દ્રવ્ય, શસ્ત્ર આયુધ આદિ અથવા બીજી પણ કોઈ વસ્તુ ખોવાઈ જાય, અને પાછી મળવાનો સંભવ ન રહે. ત્યારે એનો પણ ત્યાગ કરવો જોઇએ. અર્થાત તેને વોસિરાવી નાખવી જોઇએ. એમ કરવાનું કારણ એ છેકે જો ચોર

આદિ, ચોરાઈ ગએલી વસ્તુનો ઉપયોગ પાપકર્મમાં કરે, તો તે પાપના ભાગીદાર આપણે થતા નથી એટલો લાભ છે. વેવિકી પુરૂષે પાપને વિષે અનુબંધ કરનારી, અનંતા ભવ સંબંધી શરીર, ગૃહ, દ્રવ્ય અને શસ્ત્ર આદિ વસ્તુનો આ રીતે ત્યાગ કરવો. એમ ન કરે તો અનંતા ભવ સુધી તેમના (તે વસ્તુના) સંબંધથી થનારાં માઠાં ફળ ભોગવવાં પડે છે.

અમે આ કહેલ વચન સિદ્ધાંતથી વિરૂદ્ધ છે, એમ ન સમજવું. શ્રીભગવતીસૂત્રના પાંચમાં શતકના છઠા ઉદ્દેશામાં "આહેડીએ હરિણને માર્યો, ત્યારે જે ધનુષ્યથી, બાણથી, ધનુષ્યની દોરીથી તથા લોઢાથી હરિણ હણાયો, તે જીવોને (ધનુષ્ય બાણ વગેરેના મૂળ જીવોને. પણ હિંસા (પાંચ ક્રિયા) લાગે. એમ કહ્યું છે.

**વિવેકી પુરૂષે કોઇ ઠેકાણે કાંઈ ધન હાનિ આદિ થાય તો, તેથી મનમાં દીલગીર ન થવું.** કારણ કે, દીલગીરી ન કરવી એજ લક્ષ્મીનું મૂળ છે. કહ્યું છે કે—'દઢ નિશ્ચયવાળા ગમે તેટલા ક્લેશને ખમનારો અને અહોરાત્ર ઉદ્યમ કરનારો માણસ પાછળ લાગે તો લક્ષ્મી કેટલી દૂર જવાની ?' જ્યાં ધનનું ઉપાર્જન કરાય, ત્યાં થોડું ઘણું ધન તો નાશ પામેજ. ખેડૂતને વાવેલા બીજથી ઉત્પન્ન થએલા ધાન્યના પર્વત સરખા ઢગલે ઢગલા મળે, તોપણ વાવેલું બીજ તો તેને પાછું મળતું નથી. તેમ જ્યાં ઘણો લાભ થાય, ત્યાં થોડી પણ ખોટ ખમવીજ પડે. કોઇ સમયે દુર્દૈવથી ધનની ઘણી હાની થાય તો પણ વિવેકી પુરૂષે દીનતા ન કરવી; પણ ઉપર કહેલી રીત પ્રમાણે ખોટ ગએલું દ્રવ્ય ધર્માર્થે ચિંતવવું. તેમ કરવાને માર્ગ ન હોય તો તેનો મનથી ત્યાગ કરવો, અને લેશ માત્ર પણ ઉદાસીનતા ન રાખવી. કહ્યું છે કે—'છેદાયલું વૃક્ષ પાછું નવપલ્લવિત થાય છે, અને ક્ષીણ થયેલો ચંદ્રમા પણ પાછો પરિપૂર્ણ દશામાં આવે છે. એમ વિચાર કરનારા સત્પુરૂષો આપત્કાળ આવે મનમાં ખેદ કરતા નથી. સંપત્તિ અને વિપત્તિ એ બન્ને મ્હોટા પુરૂષોને ભોગવવી પડે છે. જુઓ, ચંદ્રમાને વિષેજ ક્ષય અને વૃદ્ધિ દેખાય છે, પણ નક્ષત્રોને વિષે દેખાતી નથી. હે આમ્રવૃક્ષ ! "ફાગણ માસે મ્હારી સર્વ શોભા એકદમ હરણ કરી" એમ જાણી તું શા માટે ઝાંખો પડે છે, થોડા સમયમાં વસંતઋતુ આવે છતે પાછી પૂર્વે હતી, તેવીજ ત્હારી શોભા તને અવશ્ય મળશે.'

પ્રબળ પૂણ્ય હોયતો ગયેલી લક્ષ્મી પણ પાછી મળે છે તે ઉપર

## આભડ શેઠની કથા.

પાટણમાં શ્રીમાળી નાતનો નાગરાજ નામે એક કોટિધ્વજ શ્રેષ્ઠિ હતો, તેને મેલાદેવી નામે સ્ત્રી હતી. એક સમયે મેલાદેવી ગર્ભવતી થઈ અને નાગરાજ શ્રેષ્ઠિ કોલેરાના

* પૈસા ખોવાથી ન થવું. *પાંચક્રિયા

રોગથી મરણ પામ્યો. 'શ્રેષ્ઠિને પુત્ર નથી' એમ જાણી રાજાએ તેનું સર્વ ધન પોતાના કબજામાં લઈ લીધું. આથી મેલાદેવી પોતાને પિયર ધોળકે ગઈ. ગર્ભના પ્રભાવથી મેલાદેવીને અમારી પડહ વગડાવવાનો દોહલો ઉત્પન્ન થયો. તે તેના પિતાએ પૂર્ણ કર્યો. અવસરે આવે પુત્ર થયો. તેનું અભય નામ રાખ્યું પણ લોકોમાં "આભડ" એવે નામે પ્રખ્યાત થયો. પાંચ વર્ષનો થયો ત્યારે તેને નિશાળે ભણવા મોકલ્યો. એક વખતે સાથે ભણનાર બીજા બાળકોએ તેને "નબાપો, નબાપો" એમ કહ્યું. તેણે ઘેર આવી ઘણા આગ્રહથી માતાને પિતાનું સ્વરૂપ પૂછ્યું. માતાએ સત્ય વાત બની હતી; તે આભડને કહી. પછી આભડ ઘણા આગ્રહથી અને હર્ષથી પાટણ ગયો અને ત્યાં વ્યાપાર કરવા લાગ્યો. અનુક્રમે તે આભડ લાછલદેવી નામે કન્યા પરણ્યો. પિતાએ દાટેલું નિધાન આદિ મળવાથી તે પણ કોટીધ્વજ થયો. અને તેને ત્રણ પુત્ર થયા.

અનુક્રમે સમય જતાં માઠા કર્મના ઉદયથી તે આભડ નિર્ધન થયો. પોતાના ત્રણ પુત્રો સહિત તેણે સ્ત્રીને પિયર મોકલી દીધી અને પોતે મણિહારની દુકાન ઉપર મણિ વિગેરે ઘસવાના કામ ઉપર રહ્યો. એક સમયે આભડ શ્રીહેમચંદ્રસૂરિજી પાસે પરિગ્રહ પરિમાણ વ્રત લેવા ઉભો થયો. દ્રવ્ય પરિમાણનો બહુજ સંક્ષેપ કરેલો જોઇ શ્રીહેમચંદ્રાચાર્યજીએ તેને તેમ કરતાં વાર્યો. ત્યારે એક લાખ દ્રમ્મનું અને તેના અનુસારથી બીજી વસ્તુનું પણ તેણે પરિમાણ રાખ્યું. પરિમાણ કરતાં જો વધુ ધન આદિ થાય તો તેને તેણે ધર્મ કાર્યે વાપરવાનો નિશ્ચય કર્યો. આગળ જતાં એક વખત તેણે પાંચ દ્રમ્મ બચાવ્યા.

એક સમયે આભડે આ પાંચ દ્રમ્મ આપી એક બકરી વેચાતી લીધી. ભાગ્યના ઉદયથી બકરીના ગળામાં મણિ બાંધ્યો હતો, તે આભડે ઓળખ્યો. તેના ટુકડા કરી એકેકનું લાખ લાખ મૂલ્ય ઉત્પન્ન થાય એવા મણિ તૈયાર કરાવ્યાં. તેથી અનુક્રમે તે પૂર્વે હતો તેવો ધનવાન થયો, અને ધન વાપરવા લાગ્યો. આભડની ચોરાશી વર્ષની અવસ્થા થઇ. અંત સમય નજદીક આવ્યો; ત્યારે આભડે ધર્મખાતાનો ચોપડો વંચાવ્યો, તેમાં ભીમરાજાના સમયમાં અઠ્ઠાણું લાખ દ્રમ્મનો વ્યય થએલો તેના સાંભળવામાં આવ્યો. તેથી આભડે દીલગીર થઇને કહ્યું કે, "મેં કૃપણે એક ક્રોડદ્રમ્મ પણ ધર્મકાર્યે વાપર્યા નહીં." તે સાંભળી આભડના પુત્રોએ તેજ સમયે દશલાખ દ્રમ્મ ધર્મકૃત્યમાં વાપર્યા. તેથી સર્વ મળી એક ક્રોડ અને આઠ લાખ દ્રમ્મ ધર્મખાતે થયા. વળી બીજા આઠ લાખ વધુ દ્રમ્મ ધર્મને માટે વાપરવાનો આભડના પુત્રોએ નિશ્ચય કર્યો. પછી કાળ સમય આવે આભડ અનશન કરી સ્વર્ગે ગયો. આ રીતે આભડનો પ્રબંધ કહ્યો છે.

**પૂર્વભવે કરેલા દુષ્કૃતના ઉદયથી પૂર્વના સરખી અવસ્થા ફરીથી કદાચ ન આવે, તો પણ મનમાં ધિરજ રાખવી.** કારણકે; આપત્કાળ રૂપ સમુદ્રમાં બુડતા જીવને ધિરજ વહાણ સમાન છે. કેમ કે જગતમાં સર્વે દિવસે સરખા કોના રહે છે? કહ્યું છે કે—' આ

જગત્માં સદાય સુખી કોણુ છે ? લક્ષ્મી કોની પાસે સ્થિર રહી ? સ્થિર પ્રેમ કયાં છે ? મૃત્યુના વશમાં કોણુ નથી ? અને વિષયાસક્ત કોણુ નથી ?' માઠી અવસ્થા આવે, ત્યારે સર્વ સુખનું મૂળ એવો સંતોષજ નિત્ય મનમાં રાખવો જોઇએ. તેમ ન કરે તો ચિંતાથી આલોકનાં તથા પરલોકનાં પણ તેનાં કાર્ય વિનાશ પામે છે. કહ્યું છે કે—

'ચિંતા નામે નદી આશા રૂપ પાણીથી ભરપૂર ભરેલી વહે છે. હે મૂઢ જીવ! તે નદીમાં તું ડુબી રહ્યો છે, માટે એમાંથી તારનાર સંતોષ રૂપ જહાજનો આશ્રય લે'

## ભાગ્યહીન દશામાં માણસે ભાગ્યશાળીનો આશ્રય લેવો.

નાના પ્રકારના ઉપાય કર્યા પછી પણ જો એમ જણાય કે, "પોતાની ભાગ્યદશાજ હીણ છે." તો કોઇ ભાગ્યશાળી પુરૂષનો સારી યુક્તિથી કોઇ પણ રીતે આશ્રય કરવો. કારણકે કાષ્ઠનો આધાર મળે તો લોઢું અને પથ્થર આદિ વસ્તુ પણ પાણીમાં તરે છે. હીણ ભાગ્યદશા વખતે ભાગ્યશાળીના આશ્રય ઉપર **મુનીમની** કથા છે. 'એક ભાગ્યશાળી શેઠ હતો. તેનો વણિક્પુત્ર (મુનિમ) ઘણો વિચક્ષણ હતો. તે પોતે ભાગ્યહીણ છતાં શેઠના સંબંધથી દ્રવ્યવાન થયો. અનુક્રમે શેઠ મરણ પામ્યો, ત્યારે તે પણ નિર્ધન થયો. પછી તે શેઠના પુત્રોની પાસે રહેવાની ઇચ્છા કરતો હતો, પણ ભાગ્યહીણ જાણી તેની સાથે શેઠના પુત્રો એક અક્ષર પણ બોલતા નહોતા. ત્યારે તેણે બે ત્રણ સારા માણસોને સાક્ષિ રાખીને યુક્તિથી શેઠના જૂના ચોપડામાં પોતાના હાથ અક્ષરથી લખ્યું કે, 'શેઠના બે હજાર ટંક મ્હારે દેવા છે." આ કામ તેણે ઘણીજ છુપી રીતે કર્યું. એક વખતે શેઠના પુત્રોના જોવામાં તેના હાથ અક્ષર આવ્યા, ત્યારે તેમણે મુનમ પાસે બે હજાર ટંકની માગણી કરી. તેણે કહ્યું, "વ્યાપારને અર્થે થોડું ધન મને આપો તો હું થોડા દિવસમાં તમારૂં દેવું આપુ." પછી શેઠના પુત્રોએ તેને વ્યાપારને અર્થે દ્રવ્ય આપ્યું. અનુક્રમે મુનીમે ઘણું દ્રવ્ય સંપાદન કર્યું. ત્યારે શેઠના પુત્રોએ પોતાનું લહેણું તેની પાસે માગ્યું. મુનીમે સાક્ષિ સહિત યથાર્થ વાત હતી તે કહી. અને આ રીતે શેઠના પુત્રોના આશ્રયથી તે મુનીમ ધનવાન્ થયો.'"

## લક્ષ્મીની સાથે અહંકાર વિગેરે દુષણ આવે છે તે સત્ય છે પણ તે વાત સંતોને લાગુ ન પડે.

'નિર્દયપણું, અહંકાર, ઘણો લોભ, કઠોર ભાષણ અને નીચ વસ્તુ ઉપર પ્રીતિ રાખવી એ પાંચ વાંના લક્ષ્મીની સાથે નિરંતર રહે છે.' એવું એક વચન પ્રસિદ્ધ છે, પણ તે સજ્જન પુરૂષોને લાગુ પડતું નથી. હલકા સ્વભાવના લોકોને ઉદ્દેશીનેજ ઉપરનું કથન પ્રવૃત્ત થયું છે માટે વિવેકી પુરૂષે દ્રવ્ય આદિ ઘણું મળે તો પણ અહંકાર વગેરે ન કરવો.—'જે સત્પુરુષોનું ચિત્ત આપદા આવે દીન થતું નથી, સંપત્તિ (લક્ષ્મી) આવે અહંકાર પામતું નથી, પારકું દુઃખ જોઇને દુઃખી થાય, અને પોતે સંકટમાં આવે તો સુખી થાય, તેમને નમ-

સ્કાર થાઓ.' 'સામર્થ્ય છતાં પારકા ઉપદ્રવ ખમે, ધનવાન્ છતાં ગર્વ ન કરે, અને વિદ્વાન્ છતાં પણ વિનય કરે, એ ત્રણ પુરૂષો પૃથ્વીના ઉત્તમ અલંકાર છે.'

**વિવેકી પુરૂષે કોઇની સાથે સ્વલ્પમાત્ર પણ કુલેશ ન કરવો. તેમાં પણ મ્હોટા પુરૂષોની સાથે તો ક્યારે પણ ન કરવો.** કહ્યું છે કે —'જેને ખાંસીનો વિકાર હોય, તેણે ચોરી ન કરવી, જેને ઘણી નિદ્રા આવતી હોય, તેણે જારકર્મ ન કરવું, જેને રોગ થયો હોય તેણે મધુરાદિ રસ ઉપર આસક્તિ ન કરવી, અને જેની પાસે ધન હોય, તેણે કોઇની સાથે કૂલેશ ન કરવો. ભંડારી, રાજા, ગુરૂ અને તપસ્વી એમની સાથે તથા પક્ષપાતી, બલિષ્ટ, ક્રૂર અને નીચ એવા પુરૂષની સાથે વિવેકી પુરૂષે વાદ ન કરવો.' કદાચિત્ કોઇ મ્હોટા પુરૂષની સાથે દ્રવ્ય આદિનો વ્યવહાર થયો હોય, તો વિનયથીજ પોતાનું કાર્ય સાધવું. બળાત્કાર, કૂલેશ આદિ કદાપિ ન કરવો. **પંચાખ્યાનમાં** પણ કહ્યું છે કે—'ઉત્તમ પુરૂષને વિનયથી, શૂર પુરૂષને ભેદનીતિથી નીચ પુરૂષને અલ્પ દ્રવ્યાદિકના દાનથી અને આપણી બરાબરીનો હોય તેને પોતાનું પરાક્રમ દેખાડીને વશ કરવો.'

**ધનના અર્થી અને ધનવાન્ એ બન્ને પુરુષોએ વિશેષે કરી ક્ષમા રાખવી જોઇએ.** કારણકે, ક્ષમા કરવાથી લક્ષ્મીની વૃદ્ધિ અને રક્ષણ થાય છે. કહ્યું છે કે—'બ્રાહ્મણનું બળ હોમમંત્ર, રાજાનું બળ નીતિશાસ્ત્ર, અનાથ પ્રજાઓનું બળ રાજા અને વણિક્પુત્રનું બળ ક્ષમા છે,' 'મીઠું વચન અને ક્ષમા એ બે ધનનાં કારણ છે. ધન, શરીર અને યૌવન અવસ્થા એ ત્રણ કામનાં કારણ છે. દાન, દયા અને ઇંદ્રિયનિગ્રહ એ ત્રણ ધર્મનાં કારણ છે, અને સર્વસંગ પરિત્યાગ કરવો એ મોક્ષનું કારણ છે.

**લક્ષ્મી અને દારિદ્રનો સંવાદ.**

વિવેકી પુરૂષે વચન કૂલેશ તો સર્વ ઠેકાણે સર્વથા વર્જવો જોઇએ. શ્રી **દારિદ્ર સંવાદમાં** કહ્યું છે કે—(લક્ષ્મી કહે છે.) હે ઇંદ્ર! જ્યાં મ્હોટા પુરૂષોની પૂજા થાય છે. ન્યાયથી ધન ઉપાર્જન થાય છે, અને લેશમાત્ર પણ વચન કલહ નથી, ત્યાં હું રહું છું. (દારિદ્ર કહે છે) હમેશાં દ્યૂત (જુગાર) રમનાર, સ્વજનની સાથે દ્વેષ કરનાર, ધાતુવાદ (કિમિયા) કરનાર, સર્વ કાળ આળસમાં ગુમાવનાર અને પેદાશ તથા ખરચ તરફ દૃષ્ટિ ન રાખનાર એવા પુરૂષની પાસે હું હમેશાં રહું છું.

**વિવેકી પુરૂષે પોતાના લેહેણાની ઉઘરાણી પણ કોમળતા રાખી, નિંદા ન થાય તેવી રીતે કરવી,** એજ યોગ્ય છે. એમ ન કરે તો દેવાદારની દાક્ષિણ્યતા, લજ્જા વગેરેનો લોપ થાય અને તેથી પોતાના ધન, ધર્મ અને પ્રતિષ્ઠા એ ત્રણેની હાનિ થવાનો સંભવ છે. માટે જ પોતે કદાચિત્ લાંઘણ કરે તો પણ બીજાને લાંઘણ ન કરાવવી. પોતે ભોજન કરીને બીજાને લાંઘણ કરાવવી, એ તો સર્વથા અયોગ્યજ છે. ભોજન આદિનો

ત્રણગણી વૃદ્ધિ થાય તેટલો લાભ વિવેકી પુરૂષે લેવો. તથા જે ગણિમ ધરિમાદિ વસ્તુનો સર્વત્ર કોઇ કારણથી ક્ષય થઈ ગયો હોય, અને આપણી પાસે હોય તો તેનો ચઢતે ભાવે જેટલો ઉત્કૃષ્ટો લાભ થાય તેટલો લેવો; પણ એ વિના બીજો લાભ ન લેવાય. તાત્પર્ય એ છે કે, જો કોઈ સમયે ભાવિભાવથી સોપારી આદિ વસ્તુનો નાશ થવાથી પોતાની પાસે સંગ્રહ કરેલી તે વસ્તુ વેચતાં બમણો અથવા તેથી વધારે લાભ થાય, તો મનના પરિણામ શુદ્ધ રાખીને લેવો, પણ "સોપારી આદિ વસ્તુનો જ્યાં ત્યાં નાશ થયો એ ઠીક થયું." એમ મનમાં ન ચિંતવે, તેમજ કોઇપણ ઠેકાણે પડેલી વસ્તુ પારકી છે, આપણી નથી, એમ જાણતા છતાં ઉપાડવી નહીં. 'વ્યાજ વટાવ અથવા ક્રયવિક્રય આદિ વ્યાપારમાં દેશ, કાળ વગેરેની અપેક્ષાએ ઉચિત તથા શિષ્ટ જનોને નિંદાપાત્ર ન થાય તેવી રીતે જેટલો લાભ મળે તેટલોજ લેવો.' એમ પ્રથમ **પંચાશકની વૃત્તિમાં** કહ્યું છે.

**કોઈને ઠગવા નહિઃ—**

તેમજ ખોટાં કાટલાં અથવા ખોટાં માપ રાખીને, ન્યૂનાધિક વ્યાપાર કરીને, રસની અથવા બીજી વસ્તુની ભેળસેળ કરીને, મર્યાદા કરતાં અધિક અયોગ્ય મૂલ્ય વધારીને, અયોગ્ય રીતે વ્યાજ વધારીને, લાંચ આપીને અથવા લેઇને, કૂડકપટ કરીને, ખોટું અથવા ઘસાયેલું નાણું આપીને, કોઈના ખરીદ વેચાણનો ભંગ કરીને, પારકા ગ્રાહકો ભરમાવી ખેંચી લઇને, નમુનો એક બતાવી બીજો માલ આપીને, જ્યાં બરાબર દેખાતું ન હોય એવા સ્થાનકે વસ્ત્રાદિકનો વ્યાપાર કરીને, લેખમાં ફેરફાર કરીને તથા બીજા એવાજ પ્રકારથી કોઈને પણ ઠગવું નહીં, કહ્યું છે કે—'જે લોકો વિવિધ પ્રકારે કપટ કરીને પરને ઠગે છે, તે લોકો મોહજાળમાં પડી પોતાના જીવનેજ ઠગે છે. કારણ કે, તે લોકો કૂડ કપટ ન કરત તો વખતે સ્વર્ગનાં તથા મોક્ષનાં સુખ પામત.' આ ઉપરથી એવો કુતર્ક ન કરવો કે, કૂડ કપટ કર્યા વિના દરિદ્રી તથા ગરીબ લોકો વ્યાપારમાંથી કઇ રીતે પોતાની આજીવિકા કરે ? આજીવિકા તે તો કર્મને આધીન છે, તોપણ વ્યવહાર શુદ્ધ રાખે તો ઉલટા ગ્રાહકો વધારે આવે અને તેથી વિશેષ લાભ થાય છે.

**શુદ્ધ વ્યવહાર રાખવા ઉપર હેલાક શેઠની કથાઃ—**

એક નગરમાં હેલાક નામે શેઠ હતો. તેને ચાર પુત્ર હતા. ખોટાં માપ વાપરીને તે લોકોને ઠગતો હતો. તેના ચોથા પુત્રની સ્ત્રી બહુ સમજુ હતી. તેણે કહ્યું કે 'હે તાત ! પરીક્ષા જોવાને અર્થે છ માસ સુધી શુદ્ધ વ્યવહાર કરો. તેથી ધનની વૃદ્ધિ થશે અને તેટલામાં વિશ્વાસ આવે તો આગળ પણ તેમજ ચલાવજો." પુત્રવધૂના એવા વચનથી શ્રેષ્ઠિએ તેમ કરવા માંડયું.

વખત જતાં ગ્રાહક ઘણા આવવા લાગ્યા, આજીવિકા સુખે થઇ, ઉપરાંત ગાંઠે ચાર તોલા સોનું થયું. પણ પછી "ન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય ખોવાય, તો પણ તે પાછું હાથ આવે છે." એ વાતની પરીક્ષા કરવાને અર્થે પુત્રની સ્ત્રીના વચનથી શ્રેષ્ઠીએ ચાર તોલા

સોના ઉપર લોઢું મઢાવીને તેનું એક કાટલું પોતાના નામનું બનાવ્યું અને છ માસ સુધી તે વાપરીને એક નદીમાં નાંખી દીધું. એક માછલી "કાંઈ ભક્ષ્ય વસ્તુ છે" એમ જાણી તે ગળી ગઇ. માછીમારે તે માછલી પકડી, ત્યારે તેના પેટમાંથી પેલું કાટલું નીકળ્યું. નામ ઉપરથી ઓળખીને ધીવરે તે કાટલું શ્રેષ્ઠિને આપ્યું. તેથી શ્રેષ્ઠિને તથા તેના પરિવારના સર્વ માણસોને શુદ્ધ વ્યવહાર ઉપર વિશ્વાસ ઉત્પન્ન થયો. આ રીતે શ્રેષ્ઠીને બોધ થયો ત્યારે તે સમ્યક્ પ્રકારે શુદ્ધ વ્યવહાર કરી મ્હોટો ધનવાન થયો. રાજદ્વારમાં તેને માન મળવા લાગ્યું, અને તે શ્રાવકોમાં અગ્રેસર અને સર્વ લોકોમાં એટલો પ્રખ્યાત થયો કે, તેનું નામ લીધાથી પણ વિઘ્ન–ઉપદ્રવ ટળવા લાગ્યા. હાલના વખતમાં પણ વહાણુ ચલાવનારા લોકો વહાણુ ચલાવવાની વખતે "હેલા હેલા" એમ કહે છે તે આ શેઠનું નામ સ્મરણ છે. આ રીતે વ્યવહારશુદ્ધિ ઉપર દૃષ્ટાંત કહ્યું છે.

**સ્વામિદ્રોહ આદિ મોટા પાપકર્મનો ત્યાગ કરવો**—પોતાના સ્વામી, મિત્ર, આપણા ઉપર વિશ્વાસ રાખનાર, દેવ, ગુરૂ, વૃદ્ધ તથા બાળક એટલાની સાથે દ્રોહ કરવો અથવા તેમની થાપણ ઓળવવી એ તેમની હત્યા કરવા સમાન છે. માટે એ તથા બીજાં એવાં મહા પાતકો વિવેકી પુરૂષે અવશ્ય વર્જવાં.' કહ્યું છે કે—'ખોટી સાક્ષી પુરનાર, ઘણા કાળ સુધી રોષ રાખનાર, વિશ્વાસઘાતી અને કૃતઘ્ન એ ચાર કર્મચાંડાળ કહેવાય છે, અને પાંચમો જાતિચંડાળ જાણવો. અહિં વિશ્વાસઘાત ઉપર **વિસેમિરાનો** સંબંધ કહીએ છીએ. તે આ રીતે છે.

વિશાલા નગરીમાં નંદ નામે રાજા, ભાનુમતી નામે રાણી, વિજયપાળ નામે પુત્ર અને બહુશ્રુત નામે દિવાન હતા. નંદરાજા ભાનુમતી રાણીને વિષે ઘણો આસક્ત હોવાથી તે રાજ્યસભામાં પણ રાણીની સાથે બેસતો હતો. 'મંત્રીએ સત્ય કહેવું જોઇએ' એ નીતિવચન વિચારી દીવાને રાજાને કહ્યું કે, "મહારાજ ! સભામાં રાણી સાહેબને પાસે રાખવાં એ ઘટિત નથી. માટે રાણીની એક સારી છબી ચિતરાવી તે પાસે રાખો." નંદરાજાએ દીવાનની વાત સ્વીકારી એક છબી ચિતરાવી શારદાનંદન નામે પોતાના ગુરૂને દેખાડી. શારદાનંદને પોતાની વિદ્વતા બતાવવાને અર્થે કહ્યું કે, "રાણીના ડાબા સાથળ ઉપર તલ છે, તે આ ચિત્રમાં બતાવ્યો નથી." ગુરૂના આ વચનથી રાજાના મનમાં ગુરૂ અને રાણીના શીયળને વિષે શક આવ્યો, અને તેથી તેણે દિવાનને શારદાનંદનને મારી નાંખવા હુકમ આપ્યો. પણ ડાહ્યા દીવાને પોતાના ઘરમાં શારદાનંદનને છાનો રાખ્યો.

એક વખતે વિજયપાળ રાજપુત્ર શિકાર રમતાં એક સૂઅરની પછવાડે લાગી બહુ દૂર ગયો. સંધ્યા સમયે એક સરોવરનું પાણી પીને રાજપુત્ર વાઘના ભયથી એક ઝાડ ઉપર ચઢયો. ત્યાં વ્યંતરાધિષ્ઠિત વાનર હતો, તેના ખોળામાં પહેલાં રાજપુત્ર સુઈ રહ્યો અને પછી રાજપુત્રના ખોળામાં વાનર સૂતો હતો એટલામાં ભુખથી પીડાયેલા વાઘના વચનથી રાજપુત્રે વાનરને નીચે નાંખ્યો. વાનર વાઘના મુખમાં પડયો હતો. પણ વાઘ

અંતરાય કરવો, એ [40]ઢંઢણકુમારાદિકની પેઠે બહુ દુઃસહ છે.

સર્વ પુરૂષોએ તેમાં પણ ખાસ કરી વણિક્જનોએ તો સર્વથા સંપ સલાહથીજ પોતાનું સર્વ કામ સાધવું; કેમકે—'સામ, દામ, દંડ અને ભેદ એ કાર્ય સાધન કરવાના ચાર ઉપાય પ્રસિદ્ધ છે, તો પણ સામથીજ સર્વત્ર કાર્યસિદ્ધિ થાય છે, અને બાકીના ઉપાયતો કેવળ નામના જ છે. જે કોઈ તીક્ષ્ણ તથા ઘણા ક્રૂર હોય, તો તે પણ સામથી વશ થાય છે. જુઓ, જીભ્હામાં ઘણી મીઠાશ હોવાથી કઠોર દાંત પણ દાસની પેઠે તેની (જીભની) સેવા કરે છે.' લેહેણુ દેણુના સંબંધમાં જો ભ્રાંતિથી અથવા વિસ્મરણ વગેરે થવાથી કાંઇ વાંધો પડે તો માંહો માંહે નકામો વિવાદ (ઝઘડો) ન કરવો. પરંતુ ચતુર, લોકમાં પ્રતિષ્ઠા પામેલા, હિતકારી અને ન્યાય કરી શકે એવા ચાર પાંચ પુરૂષો નિષ્પક્ષપાતથી જે કાંઈ કહે તે માન્ય કરવું. તેમ ન કરે તો તેનો અંત આવે નહીં. વળી કહ્યું છે કે—'સગા ભાઇઓમાં વિવાદ હોય, તો પણ તેને પારકા પુરૂષોજ મટાડી શકે છે. કારણ કે ગુંથાઈ ગએલા વાળ કાંસકીથીજ જૂદા થઇ શકે છે.

ન્યાય કરનારા પુરુષોએ હંમેશાં પક્ષપાત મૂકી મધ્યસ્થ વૃત્તિ રાખીને ન્યાય કરવો. અને તે પણ સ્વજનનું અથવા સ્વધર્મી આદિનું કાર્ય હોય ત્યારે તો સારી પેઠે સર્વ વાતનો વિચાર કરીને કરવો. જ્યાં ત્યાં ન્યાય કરવા ન બેસવું, કારણકે કોઇપણ જાતના લાભ વિના જેમ તેમ ન્યાય કરવામાં આવે તો તેથી જેમ વિવાદનો ભંગ થાય છે અને ન્યાય કરનારને મ્હોટાઇ મળે છે, તેમ તેથી એક મ્હોટો દોષ પણ ઉત્પન્ન થાય છે. તે એ રીતે કે ન્યાય કરનારના ધ્યાનમાં ખરી બીના ન આવવાથી કોઈને દેવું ન હોય તેની માથે પડે છે, અને કોઇનું ખરૂં દેવું હોય તે ભાગી જાય છે. ખરી વસ્તુ ન જાણવાથી ખોટા ન્યાય કરવા ઉપર એક શેઠની કથાઃ—એક શ્રેષ્ઠિ મ્હોટાઇના અને બહુમાનના અભિલાષથી જ્યાં ત્યાં ન્યાય કરવા જાય. તેને બાળવિધવા પણ ઘણી સમજુ એવી એક પુત્રી હતી, તે હમેશાં શ્રેષ્ઠિને તેમ કરતાં રોકે, પણ તે તેનું કહ્યું માને નહિં. એક વખત શ્રેષ્ઠિને બોધ કરવાને અર્થે પુત્રીએ ખોટો ઝઘડો માંડયો. તે એ રીતે કે, "પૂર્વે થાપણ મુકેલા મ્હારા બે હજાર સોનૈયા આપો, તો જ હું ભોજન કરૂં." એમ કહીને તે શ્રેષ્ઠિપુત્રી લાંઘણ કરવા લાગી. કેઈ પણ રીતે

---

૪૦. ઢંઢણ કુમાર એ કૃષ્ણ વાસુદેવના પુત્ર હતા. પૂર્વભવે આહારમાં અંતરાય કરવાથી તે જ્યાં ભિક્ષા લેવા જતા ત્યાં નિર્દોષ ભોજન મળતું ન હતું. એક વખત ઉત્કૃષ્ટ અણગાર તરીકે નેમિનાથ ભગવાને તેમની પ્રશંસા કરી. ભગવાનને વાંદી કૃષ્ણ પાછા ફરતા હતા તે વખતે ઢંઢણમુનિને તેમણે જોયા. હસ્તિ ઉપરથી ઉતરી કૃષ્ણે વંદન કર્યું. કોઇ ભાવિક શ્રાવકે ઢંઢણમે પ્રતિલાભ્યા. ગોચરી લાવી ભગવાનને બતાવી અને પુછયું કે મારૂં પૂર્વનું અંતરાય કર્મ વિચ્છેદ પામ્યું કે શું ? ભગવાને કહ્યું, 'આ તમારા કર્મના વિચ્છેદનું ફળ નથી પણ કૃષ્ણે વાંદ્યા તેથી આ ભિક્ષા મળી છે'. ઢંઢણ તે આહાર પરઠવવા ચાલ્યા. પરઠવતાંજ અંતરાય કર્મ તુટયું અને ભાવના વૃદ્ધિ પામી કેવળ પ્રાપ્ત થયું.

માને નહીં. "પિતાજી વૃદ્ધ થયા, તો પણ મ્હારા ધનનો લોભ કરે છે." ઈત્યાદિ જેવાં તેવાં વચન બોલવા લાગી. પછી શ્રેષ્ઠિએ લજવાઈને ન્યાય કરનાર લોકોને બોલાવ્યા. તેમણે આવીને વિચાર કર્યો કે, "આ શ્રેષ્ઠિની પુત્રી છે, અને બાળવિધવા છે, માટે એની ઉપર દયા રાખવી જોઈએ." એમ વિચારી ન્યાય કરનાર પંચોએ શ્રેષ્ઠી પાસેથી બે હજાર સોનૈયા પુત્રીને અપાવ્યા. તેથી શ્રેષ્ઠિએ "આ પુત્રીએ ફોગટ મ્હારૂં ધન લીધું અને લોકમાં ખમાય નહીં એવો અપવાદ ફેલાવ્યો." એવો વિચાર કરી મનમાં બહુ ખેદ પામ્યો. થોડીવાર પછી પુત્રીએ પોતાનો સર્વ અભિપ્રાય શ્રેષ્ઠિને સારી પેઠે કહી સમજાવી સોનૈયા પાછા આપ્યા, તેથી શ્રેષ્ઠિને હર્ષ થયો, અને ન્યાય કરવાના પરિણામ ધ્યાનમાં ઉતરવાથી જ્યાં ત્યાં ન્યાય કરવા જવાનું તેણે છોડી દીધું. આ રીતે ન્યાય કરનારનું દૃષ્ટાંત કહ્યું છે. ન્યાય કરનાર પંચોએ જ્યાં ત્યાં અને જેવો તેવો ન્યાય ન કરવો. સાધર્મિકનું, સંઘનું, મ્હોટા ઉપકારનું અથવા એવું જ યોગ્ય કારણ હોય તો જરૂર ન્યાય કરવો.

કોઈપણ જીવની સાથે મત્સર ન કરવો. લક્ષ્મીની પ્રાપ્તિ કર્માધીન છે. માટે નકામો મત્સર કરવાથી શું લાભ છે? તેથી બન્ને ભવમાં દુઃખમાત્ર થાય છે. અમે બીજે કહ્યું છે કે—'જેવું બીજાનું ચિંતવે, તેવું પોતે પામે, એમ જાણતાં છતાં કયો માણસ બીજાની લક્ષ્મીની વૃદ્ધિ જોઈને મત્સર કરે?' તેમજ ધાન્યના વેચાણમાં લાભ થવાને અર્થે દુર્ભિક્ષની, ઔષધમાં લાભ થવાને અર્થે રોગવૃદ્ધિની તથા વસ્ત્રમાં લાભ થવાને અર્થે અગ્નિ આદિથી વસ્ત્રના ક્ષયની ઇચ્છા ન કરવી. કારણ કે, જેથી લોકો સંકટમાં આવી પડે એવી ઇચ્છા કરવાથી કર્મબંધન થાય છે. દુર્દૈવના યોગથી કદાચિત્ દુર્ભિક્ષાદિ આવે તો પણ વિવેકી પુરૂષે "ઠીક થયું" એમ કહી અનુમોદના પણ ન કરવી. કારણ કે, તેથી વૃથા પોતાનું મન મલિન થાય છે. આ વિષય ઉપર ટુંકમાં એક દૃષ્ટાંત છે. તે એકે:—

બે મિત્ર હતા, તેમાં એક ઘૃતની અને બીજો ચામડાની ખરીદી કરવા જતા હતો. માર્ગમાં એક વૃદ્ધ સ્ત્રીને ત્યાં ભોજન કરવા રહ્યા. વૃદ્ધ સ્ત્રીએ તેમનો ભાવ જાણી ઘૃતના ખરીદનારને ઘરની અંદર અને બીજાને બહાર બેસાડીને જમાડયો. બન્ને જણા ખરીદ કરીને પાછા તેજ વૃદ્ધ સ્ત્રીને ત્યાં આવ્યા. ત્યારે તે સ્ત્રીએ ચામડા ખરીદનારને અંદર અને બીજાને બહાર બેસાડી જમાડયા. પછી તે બન્નેના પૂછવાથી વૃદ્ધ સ્ત્રીએ કહ્યું કે, જેનું *મન શુદ્ધ હતું, તેને મેં અંદર બેસાર્યો, અને જેનું મન મલિન હતું તેને બહાર બેસાર્યો. આ રીતે મનની મલિનતા ન રાખવા ઉપર દૃષ્ટાંત કહ્યું છે.

**લોકમાં નિંદા ન થાય તેટલો લાભ ઉઠાવવો, કાળા બજાર ન કરવા.**

સો રૂપિયે ચાર પાંચ ટકા સુધી ઉચિત વ્યાજ અથવા "વ્યાજમાં બમણું મૂળ થાય" એવું વચન છે, તેથી ધીરેલા દ્રવ્યની બમણી વૃદ્ધિ અને ધીરેલા દ્રવ્ય ધાન્યની

*જતી વખતે ચામડું ખરીદનારનો ભાવ 'ઢોરો મરી જાય તો સારૂં' જેથી મને સસ્તુ ચામડું મળે અને પાછાં વળતાં ઘી ખરીદનારનો ભાવ 'ઢોરો મરી જાય તો સારૂં' જેથી મારે ઘીના પૈસા સારા આવે તે હતા તેથી બહાર જમવા બેસાડયા.

હસ્યો. ત્યારે તે મુખમાંથી બહાર નીકળ્યો, અને રૂદન કરવા લાગ્યો. વાઘે રૂદન કરવાનું કારણ પૂછવાથી વાનરે તેને કહ્યું કે, "હે વાઘ ! પોતાની જાતિ મૂકીને જે લોકો પરજાતિને વિષે આસક્ત થાય છે, તેમને ઉદ્દેશીને હું એટલા માટે રૂદન કરૂં છું કે, તે જડ લોકોની શી ગતિ થશે ?"

પછી રાજપુત્રને તેણે ગાંડો કર્યો. ત્યારે રાજપુત્ર "વિસેમિરા, વિસેમિરા" એમ કહેતો જંગલમાં ભટકવા લાગ્યો. રાજપુત્રનો ઘોડો એકલોજ નગરમાં જઇ પહોંચ્યો. તે ઉપરથી નંદરાજાએ શોધખોળ કરાવી પોતાના પુત્રને ઘેર આણ્યો. ઘણા ઉપાય કર્યા છતાં પણ રાજપુત્રને લેશમાત્ર પણ ફાયદો થયો નહિં. ત્યારે નંદરાજાને શારદાનંદન યાદ આવ્યો. "જે રાજપુત્રને સાજો કરે તેને હું મ્હારૂં અર્ધ રાજ્ય આપીશ." એવો ઢંઢેરો પીટાવવાનો રાજાએ વિચાર કર્યો, ત્યારે દીવાને કહ્યું, "મહારાજ, મ્હારી પુત્રી થોડું ઘણું વૈદક જાણે છે." તે સાંભળી નંદરાજા પુત્ર સહિત દીવાનને ઘેર આવ્યો. ત્યારે પડદાની અંદર બેસી રહેલા શારદાનંદને કહ્યું કે, "વિશ્વાસ રાખનારને ઠગવું એમાં શી ચતુરાઇ ? તથા ખોળામાં સૂતેલાને મારવો એમાં પણ શું પરાક્રમ ?" શારદાનંદનનું એ વચન સાંભળી રાજપુત્રે "વિસેમિરા" એ ચાર અક્ષરમાંથી પ્રથમ અક્ષર વિ મૂક્યો. "સેતુ (રામે બંધાવેલી સમુદ્રની પાળ) જોવાથી તથા ગંગાના અને સાગરના સંગમને વિષે સ્નાન કરવાથી બ્રહ્મહત્યા કરનાર પોતાના પાતકથી છૂટે છે, પણ મિત્રને હણવાની ઇચ્છા કરનાર માણસ પાળને જોવાથી અથવા સંગમ સ્નાનથી પણ શુદ્ધ થતો નથી." આ બીજું વચન સાંભળી રાજપુત્રે બીજો સે અક્ષર મૂકી દીધો. "મિત્રને હણવાની ઇચ્છા કરનાર, કૃતઘ્ન, ચોર અને વિશ્વાસઘાત કરનાર એ ચારે જણ જ્યાં સુધી ચંદ્ર સૂર્ય છે, ત્યાં સુધી નરકગતિમાં રહે છે." આ ત્રીજું વચન સાંભળી રાજપુત્રે ત્રીજો મિ અક્ષર મૂક્યો. "રાજન્ ! તું રાજપુત્રનું કલ્યાણ ઇચ્છતો હોય તો સુપાત્રે દાન આપ. કારણ કે, ગૃહસ્થ માણસ દાન આપવાથી શુદ્ધ થાય છે." એ ચોથું વચન સાંભળી રાજપુત્રે ચોથો રા અક્ષર મૂક્યો. પછી સ્વસ્થ થયેલા રાજપુત્રે વાઘ અને વાનર આદિનું સર્વ વૃત્તાંત કહ્યું. રાજા પડદાની અંદર રહેલા શારદાનંદનને દિવાનની પુત્રી સમજતો હતો, તેથી તેણે તેને પૂછ્યું કે, "હે બાળા ! તું ગામમાં રહે છે, તેમ છતાં જંગલમાં થયેલી વાઘની, વાનરની અને માણસની વાત શી રીતે જાણે છે ?" રાજાએ એમ પૂછ્યું, ત્યારે શારદાનંદને કહ્યું કે, "હે રાજન્ ! દેવ ગુરૂના પ્રસાદથી મ્હારી જીભની અણી ઉપર સરસ્વતી વસે છે, તેથી જેમ મેં ભાનુમતી રાણીનો તલ જાણ્યો, તેમ આ વાત પણ હું જાણું છું."

આ સાંભળી રાજા અજાયબ થયો અને કહેવા લાગ્યો કે, "શું શારદાનંદન !" અને સામો હા નો જવાબ મળતાં બન્નેનો મેળાપ થયો, અને તેથી બન્ને જણાને ઘણો આનંદ થયો. આ રીતે વિશ્વાસઘાત ઉપર 'વિસેમિરા'નું દૃષ્ટાંત કહ્યું છે.

## ગુપ્ત અને જાહેર પાપઃ—

આ લોકમાં પાપ બે પ્રકારનું છે. એક ગુપ્ત અને બીજું જાહેર. ગુપ્ત પાપ પણ બે પ્રકારનું છે. એક લઘુ પાપ અને બીજું મહા પાપ. ખોટાં ત્રાજવાં તથા ખોટાં માપ વગેરે રાખવાં એ **ગુપ્ત લઘુ પાપ.** અને વિશ્વાસઘાત વગેરે કરવો એ **ગુપ્ત મહા પાપ** કહેવાય છે. જાહેર પાપના પણ બે પ્રકાર છે. એક કુળાચારથી કરવું તે અને બીજું લોકલજ્જા મૂકીને કરવું તે. ગૃહસ્થ લોકો કુળાચારથી આરંભ સમારંભ કરે છે તથા મ્લેચ્છ લોકો કુળાચારથીજ હિંસા આદિ કરે છે, તે **જાહેર લઘુ પાપ** જાણવું; અને સાધુનો વેષ પહેરી નિર્લજ્જપણાથી હિંસા આદિ કરે તે **જાહેર મહા પાપ** જાણવું. લજ્જા મૂકીને કરેલા જાહેર મહાપાપથી અનંત સંસારીપણું વગેરે થાય છે, કારણ કે જાહેર મહાપાપથી શાસનનો ઉડ્ડાહ આદિ થાય છે. કુળાચારથી જાહેર લઘુ પાપ કરે તો થોડો કર્મબંધ થાય, અને જો ગુપ્ત લઘુ પાપ કરે તો તીવ્ર કર્મબંધ થાય છે. કારણ કે, તેવું પાપ કરનાર માણસ અસત્ય વ્યવહાર કરે છે. મન વચન કાયાથી અસત્ય વ્યવહાર કરવો એ ઘણું જ મોટું પાપ કહેવાય છે, અને અસત્ય વ્યવહાર કરનારા માણસો ગુપ્ત લઘુપાપ કરે છે.

અસત્યનો ત્યાગ કરનાર માણસ કોઇ સમયે પણ ગુપ્ત પાપ કરવાને પ્રવૃત્ત થાય નહીં. જેની પ્રવૃત્તિ અસત્ય તરફ થઇ તે માણસ નિર્લજ્જ થાય છે, અને નિર્લજ્જ થએલો માણસ શેઠ, દોસ્ત, મિત્ર અને પોતાના ઉપર વિશ્વાસ રાખનારનો ઘાત કરવો આદિ ગુપ્ત મહા પાપ કરે. એજ વાત **યોગશાસ્ત્રમાં** કહી છે, તે આ રીતેઃ—એક બાજુએ ત્રાજવામાં અસત્ય રાખીએ, અને બીજી બાજુએ સર્વ પાતક મૂકીએ તો તે બેમાં પહેલુંજ તોલમાં વધારે ઉતરશે. તેથી કોઇને ઠગવું એ અસત્યમય ગુપ્ત પાપની અંદર સમાય છે. માટે કોઇને ઠગવાનું સર્વથા તજવું જોઇએ.

### ન્યાયમાર્ગે ચાલવું એજ દ્રવ્ય પ્રાપ્તિ

હમણાં પણ જણાય છે કે, ન્યાયમાર્ગને અનુસરનારા કેટલાક લોકો ભલે થોડું થોડું ધન ઉપાર્જન કરે તો પણ તેઓ ધર્મ સ્થાનકે નિત્ય ખરચે છે. અને તેથી જેમ કૂવાનું પાણી નીકળે થોડું, પણ કોઈ વખત બંધ પડે નહિ, તેમ તેમનો પૈસો નાશ પામતો નથી. બીજા પાપકર્મ કરનારા લોકો ઘણા પૈસા પેદા કરે છે, તથા બહુ ખરચ કરતા નથી, તો પણ મરૂદેશમાં સરોવર થોડા વખતમાં સૂકાઈ જાય છે, તેમ તે લોકો થોડા વખતમાં નિર્ધન થાય છે, કહ્યું છે કે 'પારકાં છિદ્ર કાઢીને સ્વાર્થ સાધવાથી પોતાની ઉન્નતિ થતી નથી, પણ ઉલટો પોતાનો નાશજ થાય છે. જુઓ, રહેંટના ઘડા છિદ્રથી પોતામાં જળ ભરી લે છે, તેથી તેમાં જળ ભરાએલું રહેતું નથી, પણ વારંવાર ખાલી થઇને તેમને જળમાં ડુબવું પડે છે.

શંકા—ન્યાયવાન અને ધર્મી એવા પણ કેટલાક લોકો નિર્ધનતા આદિ દુઃખથી

ઘણા પીડાયેલા દેખાય છે. તેમજ બીજા અન્યાયથી અને અધર્મથી ચાલનારા લોકો તેમની પાસે ઐશ્વર્ય આદિ ઘણું હોવાથી સુખી દેખાય છે. ત્યારે ન્યાયથી અને ધર્મથી સુખ થાય એમ આપ કહો છો તે પ્રમાણભૂત કેમ માની શકાય?

**સમાધાન**—ન્યાયથી ચાલનારા લોકોને દુઃખ અને અન્યાયથી ચાલનારા લોકોને સુખ દેખાય છે, તે પૂર્વ ભવનાં કર્મનાં ફળ છે, પણ આ ભવમાં કરેલા કર્મનાં ફળ નથી. પૂર્વ કર્મના ચાર પ્રકાર છે. પૂજ્ય શ્રી ધર્મઘોષસૂરિજીએ કહ્યું છે કે—૧ પુણ્યાનુબંધિ પુણ્ય ૨ પાપાનુબંધિ પુણ્ય, ૩ પુણ્યાનુબંધિ પાપ અને ૪ પાપાનુબંધિ પાપ, એવા પૂર્વકર્મના ચાર પ્રકાર છે. જિનધર્મની વિરાધના ન કરનારા જીવો ભરતચક્રવર્તીની પેઠે સંસારમાં દુઃખ રહિત નિરૂપમ સુખ પામે છે, તે પુણ્યાનુબંધિ પુણ્ય જાણવું. પૂર્વે કરેલ અજ્ઞાન તપ વડે જીવો કોણિકરાજાની પેઠે મ્હોટી ઋદ્ધિ તથા રોગ રહિત કાયા આદિ છતાં પણ ધર્મકૃત્ય કરે નહિ, અને પાપકર્મને વિષે રક્ત થાય, તે પાપાનુબંધિ પુણ્ય જાણવું. જે જીવો દ્રમક મહર્ષિની પેઠે પાપના ઉદયથી દરિદ્રી અને દુઃખી છતાં પણ કિંચિત દયા આદિ પરિણામ હોવાથી જિનધર્મ પામે છે, તે પુણ્યાનુબંધિ પાપ જાણવું. જે જીવો કાલશૌકરિકની પેઠે પાપી, ઘાતકી કર્મ કરનારા, અધર્મી, નિર્દય, કરેલા પાપનો પસ્તાવો ન કરનાર અને જેમ જેમ દુઃખી થતા જાય, તેમ તેમ અધિક અધિક પાપકર્મ કરતા જાય એવા છે, તે પાપાનુબંધિ પાપનું ફળ જાણવું. પુણ્યાનુબંધિ પુણ્યથી બાહ્ય ઋદ્ધિ અને અંતરંગ ઋદ્ધિ પણ પમાય છે. તે બે ઋદ્ધિમાં એક પણ ઋદ્ધિ જે માણસ ન પામ્યો તેના મનુષ્ય-ભવને ધિક્કાર થાઓ. જે જીવો પ્રથમ શુભ પરિણામથી ધર્મકૃત્યનો આરંભ કરે, પણ પાછળથી શુભ પરિણામ ઉતરી જવાથી પરિપૂર્ણ ધર્મ કરે નહીં, તે જીવો પરભવે આપદા સહિત સંપદા પામે. આ રીતે કોઇ જીવને પાપાનુબંધિ પુણ્યના ઉદયથી આલોકમાં દુઃખ જણાતું નથી, તો પણ તેને આવતા ભવમાં પરિણામે નિશ્ચયથી પાપકર્મનું ફળ મળવાનું છે એમાં કાંઈ શક નથી. કેમકે—'દ્રવ્ય સંપાદન કરવાની બહુ ઇચ્છાથી અંધ થએલો માણસ પાપકર્મ કરીને જે કાંઇ દ્રવ્ય વગેરે પામે, તે દ્રવ્ય આદિ વસ્તુ માંસમાં પરોવેલા લોઢાના કાંટાની પેઠે તે માણસનો નાશ કર્યા વગર પચતી નથી. માટે જેથી સ્વામિદ્રોહ થાય એવાં દાણચોરી વગેરે અકાર્ય સર્વથા તજવાં. કેમકે, તેથી આલોકે તથા પરલોકે અનર્થ પેદા થાય છે.

### કોઇને પણ કષ્ટ કે તાપ થાય તેમ ન કરવું.

કોઈને સ્વલ્પ માત્ર પણ તાપ ઉત્પન્ન થતો હોય તે વ્યવહાર, તથા ઘર, હાટ કરાવવાં, તથા લેવાં તથા તેમાં રહેવું વગેરે સર્વ છોડવું. કારણ કે, કોઇને તાપ ઉત્પન્ન કરવાથી પોતાની સુખસમૃદ્ધિ વધતી નથી. કેમકે —'જે લોકો મૂર્ખતાથી મિત્રને, કપટથી ધર્મને, સુખથી વિદ્યાને અને ક્રૂરપણાથી સ્ત્રીને વશ કરવા તથા પરને તાપ ઉપજાવી પોતે સુખી થવા ઈચ્છતા હોય તે મૂર્ખ જાણવા.'

**વિવેકી પુરૂષે જેમ લોકો આપણા ઉપર પ્રીતિ કરે તેમ વર્તવું.** કહ્યું છે કે-ઇંદ્રિયો જીતવાથી વિનય ગુણ ઉત્પન્ન થાય છે. વિનયથી ઘણા સદ્‌ગુણોની પ્રાપ્તિ થાય છે; ઘણા સદ્‌ગુણોથી લોકોના મનમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે અને લોકોના અનુરાગથી સર્વ સંપત્તિ ઉત્પન્ન થાય છે.

**વિવેકી પુરૂષે પોતાના ધનની હાનિ, વૃદ્ધિ અથવા કરેલો સંગ્રહ વગેરેની વાત કોઇની આગળ ખુલ્લી ન કરવી.** કહ્યું છે કે–'જાણ પુરૂષે સ્ત્રી, આહાર, પુણ્ય, ધન, ગુણ, દુરાચાર, મર્મ અને મંત્ર એ આઠ પોતાની વસ્તુ ગુપ્ત રાખવી.' કોઇ અજાણ્યો માણસ ઉપર કહેલી આઠ વસ્તુનું સ્વરૂપ પૂછે તો, અસત્ય ન બોલવું; પણ એમ કહેવું કે "એવા સવાલનું શું કારણ છે?" વગેરે યોગ્ય જવાબ ભાષાસમિતિથી આપવો. રાજા, ગુરૂ વગેરે મ્હોટા પુરૂષો ઉપર કહેલી આઠ વસ્તુ વિષે પૂછે તો, પરમાર્થથી જે વસ્તુ જેવી હોય તેવી કહી દેવી. કહ્યું છે કે—મિત્રોની સાથે સત્ય વચન બોલવું, સ્ત્રીની સાથે મધુર વચન બોલવું, શત્રુની સાથે અસત્ય પણ મધુર વચન બોલવું અને પોતાના સ્વામીની સાથે તેને અનુકૂળ પડે એવું સત્ય વચન બોલવું. સત્ય વચન એ એક માણસને મ્હોટો આધાર છે. કારણ કે, સત્ય વચનથી જ વિશ્વાસ આદિ ઉત્પન્ન થાય છે.

**સત્ય વચન બોલવા ઉપર મહણસિંહનું દૃષ્ટાન્ત**

દિલ્હી નગરીમાં એક મહણસિંહ નામે શેઠ રહેતો હતો. તેની સત્યવાદીપણાની કીર્તિ સઘળે સ્થળે જાહેર હતી બાદશાહે એક દિવસે મહણસિંહની પરીક્ષા કરવાને અર્થે તેને પૂછ્યું કે, "ત્હારી પાસે કેટલું ધન છે?" ત્યારે મહણસિંહે સર્વ લેખ સમ્યક્ પ્રકારે જોઇ બાદશાહને સાચે સાચું કહ્યું કે, "મ્હારી પાસે આશરે ચોરાશી લાખ ટંક હશે." મેં થોડું ધન સાંભળ્યું હતું, અરે એણે તો બહુ કહ્યું." એમ વિચારી બાદશાહ ઘણો પ્રસન્ન થયો, અને તેણે મહણસિંહને પોતાનો ભંડારી બનાવ્યો.

આવીજ રીતે ખંભાત નગરમાં વિષમ દશામાં આવે તો પણ સત્ય વચનને ન છોડે એવો શ્રીજગચ્ચંદ્રસૂરિનો શિષ્ય ભીમ નામે સોની રહેતો હતો. એક વખતે શસ્ત્રધારી યવનોએ શ્રીમલ્લિનાથજીના મંદિરમાં ભીમને પકડી બંદીખાનામાં રાખ્યો. ત્યારે ભીમના પુત્રોએ પિતાજીને છોડાવવાને માટે ચાર હજાર ખોટા ટંકનું તે લોકોને ભેટણું કર્યું. યવનોએ તે ટંકની પરીક્ષા ભીમ પાસે કરાવી ત્યારે ભીમે ખોટા ટાંક છે તેમ કહ્યું તેથી પ્રસન્ન થઇ તેમણે ભીમને છોડી દીધો, અને તેના પુત્રોને તેજ વખતે મારી નાંખ્યા. તેમના મરણ દિવસે તેમને નિમિત્તે આજે પણ ત્યાં શ્રીમલ્લિનાથજીની મહાપૂજા વગેરે થાય છે.

**વિવેકી પુરૂષે આપત્તિ વખતે મદદ મળે તે સારૂ મિત્ર કરવો.** કે જે ધર્મથી, ધનથી; પ્રતિષ્ઠાથી તથા બીજા એવાજ સદ્‌ગુણોથી આપણી બરાબરીનો, બુદ્ધિ-શાળી તથા નિર્લોભી હોય. રઘુકાવ્યમાં કહ્યું છે કે—'રાજાના મિત્ર તદન શક્તિ વિનાના હોય તો પ્રસંગ આવે રાજા ઉપર ઉપકાર કરી ન શકે. તથા તેના મિત્ર રાજાથી વધારે

શક્તિમાન હોય તો તે રાજાની સાથે સ્પર્ધાથી વેર વગેરે કરે. માટે રાજાના મિત્ર મધ્યમ શક્તિના ધારણ કરનારા જોઇએ.' બીજા એક સ્થળને વિષે પણ કહ્યું છે કે—'આવેલી આપદાને દૂર કરનાર મિત્ર, માણસને એવી અવસ્થામાં સહાય કરે છે કે, જે અવસ્થામાં માણસનો સગો ભાઇ, પ્રત્યક્ષ પિતા અથવા બીજા સ્વજન પણ તેની પાસે ઉભા રહી ન શકે.' 'હે લક્ષ્મણ ! આપણા કરતાં મ્હોટા સમર્થની સાથે પ્રીતિ રાખવી એ મને ઠીક લાગતું નથી. કેમકે તેને ઘેર આપણે જઇએ, તો આપણો કાંઇ પણ આદર સત્કાર થાય નહીં, અને તે જો આપણે ઘેર આવે તો આપણે શક્તિ કરતાં વધારે ધન ખરચીને તેની પરોણાગત કરવી પડે.' આ રીતે આ વાત યુક્તિવાળી છે ખરી, તો પણ કોઈ પ્રકારે જો મ્હોટાની સાથે પ્રીતિ થાય તો તેથી બીજાથી ન સધાય એવાં આપણાં ઘણાં કાર્યો બની શકે છે. તથા બીજા પણ કેટલાક લાભ થાય છે. કેમકે—ભાષામાં પણ કહેલું છે કે

**आपण पइं प्रभु होइ इकिंप्रभु किज्जइ हत्थि।**
**कज्जकर वा माणुसह अवर कमला न अत्थि ॥१॥**

પોતે જ સમર્થ થઇને રહેવું અગર કોઇ મ્હોટો પોતાનો હાથ કરી રાખવો. આમ કરવાથી ધારેલું કામ પાર પાડી શકાય છે, કામ કાઢી લેવાનો આજ ઉત્તમ ઉપાય છે.

**મ્હોટા પુરૂષે હલકા માણસની સાથે પણ મૈત્રી કરવી.** કારણ કે, મ્હોટા પુરૂષ ઉપર કોઈ વખત આવો હલકો માણસ પણ સહાય્ય કરી શકે છે. **પંચોપાખ્યાનમાં કહ્યું** છે કેઃ—'બળવાન્ અને દુર્બળ એવા બન્ને પ્રકારના મિત્રો કરવા. જુઓ, અટવીની અંદર બંધનમાં પડેલા હાથીના ટોળાને ઉંદરડે છોડાવ્યું.' 'ક્ષુદ્ર જીવથી થઇ શકે એવાં કામો સર્વે મ્હોટા લોકો એકત્ર થાય, તોપણ તેમનાથી તે થઇ શકે નહીં. સોયનું કાર્ય સોયજ કરી શકે, પણ તે ખડ્ગ આદિ શસ્ત્રોથી થાય નહિ. તૃણનું કાર્ય તૃણજ કરી શકે, પણ તે હાથી વગેરેથી થાય નહિ.' તેમજ અમે કહ્યું છે કે—'તૃણ, ધાન્ય, મીઠું, અગ્નિ, જળ, કાજળ, છાણ, માટી, પત્થર, રક્ષા, લોઢું, સોય, ઔષધિચૂર્ણ અને કૂંચી વગેરે વસ્તુઓ પોતાનું કાર્ય પોતેજ કરી શકે, પણ બીજી વસ્તુથી થાય નહિ.' દુર્જનની સાથે પણ વચનની સરળતા આદિ દાક્ષિણ્યતા રાખવી. કહ્યું છે કે—'મિત્રને શુદ્ધ મનથી, બાંધવોને સન્માનથી, સ્ત્રીઓને પ્રેમથી, સેવકોને દાનથી અને બીજા લોકોને દાક્ષિણ્યતાથી વશ કરવા.'

કોઈ વખતે પોતાની કાર્યસિદ્ધિને અર્થે ખળ પુરૂષોને પણ અગ્રેસર કરવા. કહ્યું છે કે—'કોઈ સ્થળે ખળ પુરૂષોને પણ અગ્રેસર કરીને જાણ પુરૂષે સ્વકાર્ય સાધવું. રસને ચાખનારી જિન્હા વસ્તુ ભાગવાના ક્લેશ કરવામાં નિપુણ એવા દાંતોને અગ્રેસર કરી પોતાનું કાર્ય સાધે છે. કાંટાનો સંબંધ કર્યો વિના પ્રાયઃ નિર્વાહ થતો નથી. જુઓ, ક્ષેત્ર, ગામ, ગૃહ, બગીચા આદિ વસ્તુની રક્ષા કાંટાવડેજ થાય છે.'

જ્યાં પ્રીતિ હોય ત્યાં દ્રવ્ય સંબંધ આદિ રાખવો નહિ.' કહ્યું છે કે જ્યાં મૈત્રી

કરવાની ઇચ્છા ન હોય, ત્યાં દ્રવ્ય સંબંધ કરવો અને પોતાની પ્રતિષ્ઠાનો ભંગ થાય એવા ભયથી જ્યાં ત્યાં ઉભા ન રહેવું.' **સોમનીતિને** વિષે પણ કહ્યું છે કે 'જ્યાં દ્રવ્ય સંબંધ અને સહવાસ એ બે વાનાં હોય, ત્યાં કલહ થયા વિના રહે નહિ.'

**પોતાના મિત્રને ઘેર પણ કોઈ સાક્ષિ રાખ્યા વિના થાપણ મુકવી નહિં.** તેમજ પોતાના મિત્રને હાથે દ્રવ્ય મોકલવું પણ નહીં. કારણ કે, અવિશ્વાસ ધનનું અને વિશ્વાસ અનર્થનું કારણ છે. કહ્યું છે કે—વિશ્વાસુ તથા અવિશ્વાસુ બન્ને માણસો ઉપર વિશ્વાસ ન રાખવો. કારણ કે, વિશ્વાસથી ઉત્પન્ન થએલો ભય મૂળથી નાશ કરે છે. એવો કોણ મિત્ર છે કે, જે ગુપ્ત થાપણ મૂકી હોય તો તેનો લોભ ન ઉઠાવે ? એક ઠેકાણે કહ્યું છે કે— "શેઠ પોતાના ઘરમાં કોઇની થાપણ આવી પડે ત્યારે તે પોતાના દેવતાની સ્તુતિ કરીને કહે કે, જો એ થાપણનો સ્વામી શીઘ્ર મરણ પામે તો તને માનેલી વસ્તુઓ આપીશ." વળી એમ પણ કહ્યું છે કે 'ધન અનર્થનું મૂળ છે, પણ જેમ અગ્નિ વિના, તેમ તે ધન વિના ગ્રહસ્થનો નિર્વાહ કોઇ પણ રીતે થાય નહીં. માટે વિવેકી પુરૂષે ધનનું અગ્નિની પેઠે રક્ષણ કરવું.' સાક્ષિ રાખીને દ્રવ્ય આપ વા ઉપર **ધનેશ્વર** શ્રેષ્ઠિનું દૃષ્ટાંત નીચે આપ્યું છે.

ધનેશ્વર નામે એક શેઠ હતો, તેણે પોતાના ઘરમાંની સર્વ સાર વસ્તુ એકઠી કરી તેનું રોકડું નાણું કરી એકેકનું ક્રોડક્રોડ સોનૈયા દામ ઉપજે એવાં આઠ રત્ન વેચાતાં લીધાં, અને કોઈ ન જાણે તેવી રીતે પોતાના એક મિત્રને ત્યાં અનામત મૂક્યાં. પછી પોતે ધન મેળવવા માટે પરદેશ ગયો. ત્યાં બહુ કાળ રહ્યા પછી દુર્દૈવના યોગથી ઓચિંતી શરીરે માંદગી થઇ, અને મરણ પામ્યો. કહ્યું છે કે—'પુરૂષ મચકુંદના ફૂલ સરખા શુદ્ધ મનમાં કાંઇ જૂદુંજ ચિંતવે છે, અને દેવયોગથી કાંઇ જૂદુંજ થાય છે.' ધનેશ્વર શ્રેષ્ઠિનો અંત સમય સમીપ આવ્યો, ત્યારે પાસે સ્વજન સંબંધી હતા તેમણે શ્રેષ્ઠિને દ્રવ્ય આદિનું સ્વરૂપ પૂછયુ. શ્રેષ્ઠિએ કહ્યું કે "પરદેશે ઉપાર્જન કરેલું બહુ દ્રવ્ય છે, તો પણ જ્યાં ત્યાં વિખરાયેલું હોવાથી મ્હારા પુત્રોથી તે લેવાય તેમ નથી; પણ મ્હારાં એક મિત્રની પાસે મેં આઠ રત્ન અનામત મૂકયાં છે, તે મ્હારા સ્ત્રી પુત્રાદિકને અપાવજો." એમ કહી ધનેશ્વર શેઠ મરણ પામ્યો. પછી સ્વજનોએ આવી ધનેશ્વર શેઠના પુત્રાદિકને એ વાત કહી ત્યારે તેમણે પોતાના પિતાના મિત્રને વિનયથી, પ્રેમથી અને બહુ માનથી પોતાને ઘેર બોલાવ્યો. અને અભયદાનાદિ અનેક પ્રકારની યુક્તિથી રત્નોની માગણી કરી; તો પણ લોભી પિતા મિત્રે તે વાત માની નહીં, અને રત્ન પણ આપ્યાં નહિં. પછી તે વિવાદ ન્યાયસભામાં ગયો. સાક્ષિ, લેખ વગેરે પુરાવો નહીં હોવાથી રાજા મંત્રી વગેરે ન્યાયાધીશો રત્નો અપાવી શકયા નહિં. આ રીતે સાક્ષિ રાખીને દ્રવ્ય આપવા ઉપર ધનેશ્વર શેઠનું દૃષ્ટાંત કહ્યું છે. માટે કોઇને પણ સાક્ષી રાખીને દ્રવ્ય આપવું. સાક્ષી રાખ્યો હોય તો ચોરને આપેલું દ્રવ્ય પણ પાછું મળે છે. એ ઉપર એક દૃષ્ટાંત કહે છેઃ—

એક વણિક્ ધણવાન્ અને બહુ ઠગ હતો. પરદેશ જતાં માર્ગમા તેને ચોરોની ધાડ નડી. ચોરોએ જુહાર કરીને તેની પાસે દ્રવ્ય માગ્યું. વણિકે કહ્યું. "સાક્ષી રાખીને આ સર્વ દ્રવ્ય તમે ગ્રહણ કરો અને અવસર આવે પાછું આપજો. પણ મને મારશો નહિં." પછી ચોરોએ "આ કોઈ પરદેશી મૂર્ખ માણસ છે" એમ ધારી એક જંગલી કાબરચિત્રા વર્ણના બિલાડાને સાક્ષી રાખી સર્વ દ્રવ્ય લઈ લેઇ વણિકને છોડી દીધો. તે વણિક અનુક્રમે તે સ્થાન બરાબર ધ્યાનમાં રાખીને પાછો પોતાને ગામ ગયો. કેટલાક વખત ગયે છતે એક દિવસ તે ચોરો વણિકના ગામના કેટલાક ચોરોની સાથે ઘણી વસ્તુ લઇને (વણિકના ગામમાં) આવ્યા. તે વણિકે ચોરોને ઓળખી પોતાના દ્રવ્યની માગણી કરી. તેથી કજીઓ થયો, અને છેવટે તે વાત રાજદ્વારે ચઢી. ન્યાયાધીશોએ વણિકને પૂછ્યું. "દ્રવ્ય આપ્યું તે વખતે કોઈ સાક્ષી હતું?" વણિકે કોથળામાં રાખેલા એક કાળા બિલાડાને આગળ મૂકીને કહ્યું. "આ મ્હારો સાક્ષિ છે." ચોરોએ કહ્યું. "ત્હારો કેવો સાક્ષિ છે તે દેખાડ." વણિકે દેખાડયો ત્યારે ચોરોએ કહ્યું. "તે આ નથી. તે તો કાબરચિત્રા વર્ણનો હતો, અને આ તો કાળો છે." આ રીતે પોતાને મુખેજ ચોરોએ કબૂલ કર્યું, ત્યારે ન્યાયાધીશોએ તેમની પાસેથી વણિકને તેનું સર્વ ધન પાછું અપાવ્યું. એ પ્રકારે સાક્ષિ રાખવા ઉપર દૃષ્ટાંત છે. માટે થાપણ મૂકવી, તથા લેવી હોય તો છાની મૂકવી નહીં, તેમ લેવી પણ નહીં, પણ સ્વજનોને સાક્ષિ રાખીનેજ મૂકવી તથા લેવી. ધણીની સમ્મતિ વિના થાપણ હલાવવી ચલાવવી પણ નહિં. તો પછી વાપરવાની તો વાતજ શી? કદાચિત્ થાપણ મૂકનાર માણસ પરદેશે મરણ પામે તો તે થાપણ તેના પુત્રોને આપવી. તેને પુત્ર આદિ ન હોય તો સર્વ સંઘના સમક્ષ તે ધર્મસ્થાને વાપરવી.

**ઉધાર તેમજ થાપણ આદિની નોંધ તેજ વખતે કરવામાં, લેશમાત્ર પણ આળસ ન કરવી.** કહ્યું છે કે—'ગાંઠ બાંધવામાં' વસ્તુની પરીક્ષા કરવામાં, ગણવામાં, છાનું રાખવામાં, ખરચ કરવામાં અને નામું રાખવામાં જે માણસ આળસ કરે તે શીઘ્ર વિનાશ પામે છે.' પાછળથી માણસના ધ્યાનમાં સર્વ વાત રહેતી નથી, કારણ કે નોંધ વિના સ્હેજે ભૂલી જવાય છે, અને ભૂલી જવાથી વૃથા કૂલેશ અને કર્મબંધ આદિ દોષ માથે આવે છે.

### રાજા તથા મંત્રીને અનુસરવું

પોતાના નિર્વાહને અર્થે ચંદ્રમા જેમ રવિને અનુસરે છે, તેમ રાજા તથા મંત્રી આદિને અનુસરવું. નહીં તો વખતે વખતે પરાભવ આદિ થવાનો સંભવ છે. કહ્યું છે કે—'ડાહ્યા પુરૂષો પોતાના મિત્રજન ઉપર ઉપકાર કરવાને માટે રાજાનો આશ્રય માગે છે, પણ પોતાના ઉદરપોષણને અર્થે નહિ. કારણ કે રાજાના આશ્રય વિના કોણ પોતાનું ઉદરપોષણ કરતું નથી? ઘણા કરે છે.' વસ્તુપાળ મંત્રી, પેથડશ્રેષ્ઠિ આદિ લોકોએ પણ રાજાના આશ્રયથીજ જિનમંદિર આદિ અનેક મહાન પુણ્યકૃત્ય કર્યાં છે.

### ૪ સ્ત્રી સંબંધી ઉચિતાચરણ.

આ રીતે ભાઇના સંબંધમાં ઉચિત આચરણ કહ્યું. હવે સ્ત્રીની બાબતમાં પણ કાંઇક કહીએ છીએ: પુરૂષે પ્રીતિ વચન કહી સારૂં માન રાખી પોતાની સ્ત્રીને સ્વકાર્યમાં ઉત્સાહવંત રાખવી.

પતિનું પ્રીતિવચન તે એક સંજીવની વિદ્યા છે. તેથી બાકીની સર્વ પ્રીતિઓ સજીવ થાય છે. યોગ્ય અવસરે પ્રીતિવચનનો ઉપયોગ કર્યો હોય તો તે દાનાદિકથી પણ ઘણુંજ વધારે ગૌરવ પેદા કરે છે. કહ્યું છે કે—'પ્રીતિ વચન જેવું બીજું વશીકરણ નથી, કળા કૌશલ જેવું બીજું ધન નથી, અહિંસા જેવો બીજો ધર્મ નથી, અને સંતોષ સમાન બીજું સુખ નથી.' (૧૩)

પુરૂષ પોતાની સ્ત્રીને ન્હવરાવવું, પગ દબાવવા વગેરે પોતાની કાયસેવામાં પ્રવર્તાવે. દેશ, કાળ, પોતાનું કુટુંબ, ધન વગેરેનો વિચાર કરી ઉચિત એવાં વસ્ત્ર, આભૂષણ આદિ તેને આપે, તથા જ્યાં નાટક, નૃત્ય વગેરે જોવાય છે એવા ઘણા લોકોના મેળાવડામાં તેને જતાં અટકાવે.

'પોતાની કાયસેવામાં સ્ત્રીને જોડવાનું' કારણ એ છે કે, તેમ કરવાથી તેનો પતિ ઉપર સારો વિશ્વાસ રહે છે, તેના મનમાં સ્વાભાવિક રીતે પ્રેમ ઉપજે છે, અને તેથી તે કોઈ સમયે પણ પતિને અણગમતું લાગે તેવું કામ કરે નહીં. 'આભૂષણ આદિ આપવાનું કારણ એ છે કે, સ્ત્રીઓ આભૂષણ વગેરેથી શોભતી હોય તો તેથી ગૃહસ્થની લક્ષ્મી વધે છે, કેમકે—'લક્ષ્મી સારાં કાર્ય કરવાથી પેદા થાય છે, ધીરજથી વધે છે. દક્ષતાથી પોતાનું જડમૂળ કરીને રહે છે; અને ઇંદ્રિયો વશ રાખવાથી સ્થિર રહે છે.' નાટક વગેરેના મેળાવડામાં સ્ત્રીઓને જતાં અટકાવવાનું કારણ એ છે કે, ત્યાં હલકા લોકોનાં અટકચાળા, મર્યાદા વગરનાં હલકાં વચન તથા બીજી પણ ખરાબ ચેષ્ટાઓ જોવાથી મૂળથી નિર્મળ એવું પણ સ્ત્રીઓનું મન વરસાદના પવનથી શુદ્ધ આરિસાની પેઠે પ્રાયે બગડે છે. માટે નાટક જોવા વગેરે તજવું. (૧૪)

પુરૂષ પોતાની સ્ત્રીને રાત્રિએ બહાર રાજમાર્ગે અથવા કોઇને ઘેર જતાં અટકાવે, કુશીળની તથા પાખંડીની સોબતથી દૂર રાખે, દેવું, લેવું, સગા વહાલાંનું આદરમાન કરવું, રસોઇ કરવી વગેરે ગૃહકાર્યમાં તેને અવશ્ય જોડે, તથા આપણાથી છુટી-એકલી ને જૂદી ન રાખે.

સ્ત્રીને રાત્રિએ બહાર જતાં અટકાવવાનું કારણ એ છે કે, મુનિરાજની પેઠે કુલીન સ્ત્રીઓને પણ રાત્રિએ ફરવું હરવું ઘણું નુકશાનકારી છે. ધર્મ સંબંધી આવશ્યક વગેરે કામને અર્થે મોકલવી હોય તો મા, બ્હેન વગેરે સુશીલ સ્ત્રીઓના સમુદાયની સાથેજ જવાની આજ્ઞા આપવી. સ્ત્રીઓએ ઘરમાં કયાં કયાં કામ કરવાં એ વિષે કહે છે કે—

પથારી વગેરે ઉપાડવી, ઘર સાફ કરવું, પાણી ગળવું, ચૂલ્હો તૈયાર કરવો, થાળી આ વાસણ ધોવાં. ધાન્ય દળવાં તથા ખાંડવાં, ગાયો દોહવી, દહીં વલોવવું, રસોઈ કરવી જમનારાઓને ઉચિતપણે અન્ન પીરસવું, વાસણ વગેરે ચોખ્ખાં કરવાં, તથા સાસુ, ભરથા નણંદ, દીઅર વગેરેનો વિનય સાચવવો. એ રીતે કુલવધૂનાં ગૃહકૃત્યો જાણવાં. સ્ત્રીને ગૃહકૃત્યોમાં અવશ્ય જોડવાનું કારણ એ છે કે, તેમ ન કરે તો સ્ત્રી સર્વદા ઉદાસ રહે સ્ત્રી ઉદાસીન હોય તો ગૃહકૃત્યો બગડે છે. સ્ત્રીને કાંઇ ઉદ્યમ ન હોય તો તે ચપળ સ્વભાવથી બગડે છે. ગૃહકૃત્યોમાં સ્ત્રીઓનું મન વળગાડવાથીજ તેમનું રક્ષણ થાય છે. શ્રી ઉમાસ્વાતિવાચકજીએ પ્રશમરતિ ગ્રંથમાં કહ્યું છે કે 'પુરૂષે પિશાચનું આખ્યાન સાંભળીને કુળસ્ત્રીનું હંમેશાં રક્ષણ કરવું, અને પોતાના આત્માને સંયમ યોગવડે હંમેશાં ઉદ્યમમ રાખવો.' સ્ત્રીને આપણાથી છૂટી ન રાખવી એમ કહ્યું એનું કારણ એ છે કે—પ્રાયે માંહોમાંહે જોવા ઉપરજ પ્રેમ રહ્યો છે. કહ્યું છે કે—'જોવાથી, વાર્તાલાપ કરવાથી, ગુણનું વખાણ કરવાથી, સારી વસ્તુ આપવાથી, અને મન માફક કામ કરવાથી, પુરૂષને વિષે સ્ત્રીનો દૃઢ પ્રેમ થાય છે.' 'ન જોવાથી, અતિશય જોવાથી, ભેગા થયે ન બોલવાથી, અહંકારથી અને અપમાનથી એ પાંચ કારણથી પ્રેમ ઘટે છે.' પુરુષ હંમેશાં મુસાફરી કરતો રહે તો સ્ત્રીનું મન તેના ઉપરથી ઉતરી જાય. અને તેથી કદાચ વિપરિત કામ પણ કરે; માટે સ્ત્રીને આપણાથી બહુ દિવસ છૂટી ન રાખવી. (૧૫)

પુરૂષ વગર કારણે ક્રોધાદિકથી પોતાની સ્ત્રીની આગળ 'ત્હારા ઉપર બીજી પરણીશ' એવાં અપમાન વચન ન કહે, કાંઇક અપરાધ થયો હોય તો તેને એકાંતમાં એવી શીખામણ દે કે, પાછો તે તેવો અપરાધ ન કરે, સ્ત્રી ઘણી ક્રોધે ભરાણી હોય તો તેને સમજાવે. ધનના લાભની અથવા નુકશાનની વાત તથા ઘરમાંની ગુપ્ત મસલતો તેની આગળ કહે નહિ.

'ત્હારા ઉપર બીજી પરણી લાવીશ' એવાં વચન ન બોલવાં, એનું કારણ એ છે કે, કોણ એવો મૂર્ખ છે કે, જે સ્ત્રી ઉપર ક્રોધ વગેરે આવ્યાથી બીજી સ્ત્રી પરણવાના સંકટમાં પડે! કહ્યું છે કે—'બે સ્ત્રીના વશમાં પડેલો પુરૂષ ઘરમાંથી ભૂખ્યો બહાર જાય, ઘરમાં પાણીનો છાંટો પણ ન પામે, અને પગ ધોયા વિનાજ સુઇ રહે. પુરૂષ કારાગૃહમાં નંખાય, દેશાંતરમાં ભટકતો રહે, અથવા નરકાવાસ ભોગવે તે કાંઇક સારૂં, પણ તેણે બે સ્ત્રીઓનો ભર્તાર થવું, એ સારૂં નથી.' કદાચ કાંઈ યોગ્ય કારણથી પુરૂષને બે સ્ત્રીઓ પરણવી પડે, તો તેણે બન્નેને વિષે તથા બન્નેના પુત્રાદિકને વિષે સમદૃષ્ટિ વગેરે રાખવી; પરંતુ એમાંથી કોઇનો પણ વારો ખંડિત ન કરવો. કારણકે શોક્યનો વારો તોડાવીને પોતાના પતિની સાથે કામસંભોગ કરનાર સ્ત્રીને ચોથાવ્રતનો બીજો અતિચાર લાગે છે એમ કહ્યું છે. ઘણી ક્રોધે ભરાણી હોય તો તેને સમજાવવાનું કારણ એ છે કે, તેમ ન કરે તો તે કદાચ સોમદત્તની સ્ત્રીની પેઠે સહસાત્કારથી કૂવામાં પડે, અથવા બીજું એવુંજ કાંઈ અકૃત્ય કરે, માટે સ્ત્રીઓની સાથે હંમેશા નરમાશથી વર્તવું. કોઇ કાળે પણ કઠોરપણું ન બતાવવું.

કહ્યું છે કે, पाञ्चालः स्त्रीषु मार्दवम् ( પાંચાલ ઋષિ કહે છે કે, સ્ત્રીઓને વિષે નરમાશ રાખવી. ) નરમાશથીજ સ્ત્રીઓ વશ થાય છે. અને તે રીતેજ તેમનાથી સર્વત્ર સર્વે કામ સિદ્ધ થએલાં દેખાય છે, અને નરમાશ ન હોય તો કાર્યસિદ્ધિને બદલે કાર્યમાં અગાઢ થએલો પણ અનુભવવામાં આવે છે. નિર્ગુણી સ્ત્રી હોય તો બહુજ નરમાશથી કામ લેવાની કાળજી રાખવી જોઇએ. દેહમાં જીવ છે ત્યંસુધી મજબૂત બેડી સરખી વળગેલી તે (નગુણી) સ્ત્રીથીજ કોઇપણ રીતે પોતાનું ગૃહસૂત્ર ચલાવવું. અને સર્વ પ્રકારનો નિર્વાહ કરી લેવો. કારણકે, 'ગૃહિણી તેજ ઘર' એવું શાસ્ત્રનું વચન છે. 'ધનના લાભની અથવા નુકશાનની વાત ન કરવી.' એમ કહેવાનું કારણ એ છે કે, પુરૂષ ધનની હાનિ સ્ત્રી આગળ પ્રગટ કરે તો તે તુચ્છપણાથી જ્યાં ત્યાં તે વાત કહે અને તેથી ભર્તારની ઘણા કાળથી મેળવેલી મ્હોટાઇ ગુમાવે. અને જો ધનની વૃદ્ધિની વાત સ્ત્રી આગળ પ્રગટ કરે તો તે છૂટથી ધન ખર્ચવા લાગે તથા ઘરમાંની છાની વાતો તેની આગળ નહીં કહેવાનું કારણ એ છે કે, સ્ત્રી સ્વભાવથીજ કોમળ હૃદયની હોવાથી તેના મુખમાં છાની વાત ટકે નહીં, તે પોતાની પ્રેમપાત્ર બ્હેનપણીઓ વગેરેની આગળ તે વાત જાહેર કરે, અને તેથી આગળથી ધારેલા કાર્યો નિષ્ફળ કરી નાંખે. કદાચ કોઈ છાની વાત તેને મુખે જાહેર થવાથી કોઈકવાર રાજ-દ્રોહનો વાંક પણ ઉભો થાય. માટેજ ઘરમાં સ્ત્રીનું મુખ્ય ચલણ ન રાખવું. કહ્યું છે કે— 'स्त्री पुंवच्च प्रभवति यदा तद्धि गेहं विनष्टम्'' (સ્ત્રી, પુરૂષ જેવી પ્રબળ થાય તો તે ઘર નાશ પામી ગયું એમ સમજવું. ) આ વિષય ઉપર નીચે લખેલી એક કથા છે:—

કોઇ નગરમાં મંથર નામનો એક કોળી હતો. તે વણવાનો દાંડો વગેરે કરવાને અર્થે લાકડાં લાવવા જંગલમાં ગયો. ત્યાં એક સીસમના ઝાડને કાપતાં તેના અધિષ્ઠાયક વ્યંતરે ના પાડી. તો પણ તે સાહસથી તોડવા લાગ્યો. ત્યારે વ્યંતરે કોળીને કહ્યું 'વર માગ' તે કોળીના ઘરમાં તેની સ્ત્રીનું જોર હોવાથી તે સ્ત્રીને પૂછવા ગયો. માર્ગમાં તેનો એક (ઘાંચજો) મિત્ર મળ્યો. તેણે કહ્યું 'તું રાજ્ય માગ' તો પણ તેણે સ્ત્રીને પૂછયું. સ્ત્રી તુચ્છ સ્વભાવની હતી, તેથી એક વચન તેની યાદમાં આવ્યું તે આ રીતેઃ—

प्रवर्धमानः पुरुषस्त्रयाणामुपघातकृत् ॥
पूर्वोपार्जितमित्राणां दाराणामथ वेश्मनाम् ॥ १ ॥

અર્થઃ—પુરૂષ લક્ષ્મીના લાભથી ઘણો વધી જાય ત્યારે પોતાના જૂના દોસ્ત, સ્ત્રી અને ઘર એ ત્રણ વસ્તુને છોડી દે છે. એમ વિચારી તેણે ભર્તારને કહ્યું કે, "ઘણું દુઃખ-દાયિ રાજ્ય લઈને શું કરવું છે? બીજા બે હાથ અને એક મસ્તક માગો એટલે તમારાથી બે વસ્ત્ર સાથે વણાશે." પછી કોળીએ સ્ત્રીના કહ્યા પ્રમાણે માગ્યું અને વ્યંતરે આપ્યું. પણ લોકોએ તેવા વિચિત્ર સ્વરૂપે ગામમાં પેસનારા તે કોળીને રાક્ષસ સમજી લાકડાં અને પથ્થર ફેંકી મારી નાંખ્યો કહ્યું છે કે 'જેને પોતાને અક્કલ નથી, તથા જે મિત્રનું કહેલું પણ માને નહિ અને સ્ત્રીના વશમાં રહે, તે મંથર કોળીની પેઠે નાશ પામે.' ઉપર કહેલો

પ્રકાર ક્વચિત્‌જ બને છે. માટે સુશિક્ષિત અને બુદ્ધિશાળી સ્ત્રી હોય તો તેની સલાહ મસલત લેવાથી ઉલટો ઘણો ફાયદો પણ થાય છે. આ વાતમાં અનુપમાદેવી અને વસ્તુપાળ તેજપાળનું દષ્ટાંત જાણવું. (૧૬)

સારા કુળમાં પેદા થએલી, પાકી વયની, કપટ વિનાની, ધર્મકરણી કરવામાં તત્પર, પોતાની સાધર્મિક અને પોતાના સગાં વહાલાંમાંથી આવેલી એવી સ્ત્રીઓની સાથે પોતાની સ્ત્રીની પ્રીતિ કરાવવી.

સારા કુળમાં પેદા થએલી સ્ત્રીની સાથે પ્રીતિ કરાવવાનું કારણ એ છે કે, ખરાબ કુળમાં પેદા થયેલી સ્ત્રીની સાથે સોબત કરવી એ કુળવાન સ્ત્રીઓને અપવાદનું મૂળ છે. (૧૭)

પુરૂષ સ્ત્રીને રોગાદિક થાય તો તેની ઉપેક્ષા ન કરે, તપસ્યા, ઉજમણું, દાન, દેવ-પૂજા, તીર્થયાત્રા આદિ ધર્મકૃત્યોમાં સ્ત્રીને તેનો ઉત્સાહ વધારી ધન વગેરે આપીને સહાય કરે, પણ અંતરાય ન કરે. કારણકે, પુરૂષ સ્ત્રીના પુણ્યનો ભાગ લેનારો છે; તથા ધર્મ-કૃત્ય કરાવવું એજ પરમ ઉપકાર છે. પુરૂષનું સ્ત્રીના સંબંધમાં આ વગેરે ઉચિત આચરણ પ્રાયે જાણવું. (૧૮)

૫ **હવે પુત્રના સંબંધમાં પિતાનું ઉચિત આચરણ કહીએ છીએ.** પિતા બાલ્યાવસ્થામાં પૌષ્ટિક અન્ન, સ્વેચ્છાથી હરવું ફરવું, ભાતભાતનાં રમકડાં વગેરે ઉપાયથી પુત્રનું લાલન પાલન કરે, અને તેના બુદ્ધિના ગુણ ખીલી નીકળે ત્યારે તેને કલામાં કુશલ કરે.

બાલ્યાવસ્થામાં પુત્રનું લાલન પાલન કરવાનું કારણ એ છે કે, તે અવસ્થામાં તેનું શરીર જો શંકાએલું અને દૂર્બળ રહે તો તે કોઈ કાળે પણ પુષ્ટ ન થાય. માટેજ કહ્યું છે કે, 'પુત્ર પાંચ વરસનો થાય ત્યાં સુધી તેનું લાલન પાલન કરવું. તે પછી દસ વર્ષ સુધી અર્થાત્ પંદર વર્ષનો થાય ત્યાં સુધી તાડના કરવી, અને સોળમું વર્ષ બેઠા પછી પિતાએ પુત્રની સાથે મિત્રની પેઠે વર્તવું.' (૧૯)

પિતાએ પુત્રને દેવ, ગુરૂ, ધર્મ, મિત્ર, તથા સ્વજન એમનો હમેશાં પરિચય કરાવવો. તથા સારા માણસોની સાથે તેને મૈત્રી કરાવવી.

ગુરૂ આદિકનો પરિચય બાલ્યાવસ્થામાંથીજ હોય તો વલ્કલચીરિની પેઠે હંમેશાં મનમાં સારી વાસનાજ રહે છે ઉત્તમ જાતના, કુલીન તથા સુશીલ લોકોની સાથે મૈત્રી કરી હોય તો કદાચ નશીબના વાંકથી ધન ન મળે તો પણ આવનારાં અનર્થ તો ટળી જાયજ છે એમાં શક નથી. અનાર્ય દેશમાં થએલા એવા પણ આર્દ્રકુમારને અભય-કુમારની મૈત્રી તેજ ભવમાં સિદ્ધિને અર્થે થઈ. (૨૦)

પિતાએ પુત્રને કુળથી, જન્મથી અને રૂપથી બરાબર હોય એવી કન્યા પરણાવવી. તેને ઘરના કાર્યભારમાં જોડવો, તથા અનુક્રમે તેને ઘરની માલીકી સોંપવી.

અને શિલક એ ત્રણે પુત્ર પાસેથી તપાસી લે. તેથી તે સ્વચ્છંદી થતો નથી. તથા પોતાની મ્હોટાઈ રહે છે.

"પુત્રની તેના દેખતાં પ્રશંસા ન કરે" એમ કહેવાનું કારણ એ છે કે, પહેલાં તો પુત્રની પ્રશંસાજ ન કરવી. કહ્યું છે કે—'ગુરૂની તેમના મુખ આગળ, મિત્રોની તથા બાંધવોની તેમની પછવાડે, દાસની તથા ચાકરની તેમનું કામ સારૂં નીવડે ત્યારે, તથા સ્ત્રીઓની તેઓ મરી ગયા પછી સ્તુતિ કરવી. પણ પુત્રની તો બિલકુલ સ્તુતિ કરવી જ નહીં.' એમ છતાં તે વગર ન ચાલે તો સ્તુતિ કરવી પણ પ્રત્યક્ષ ન કરવી. કારણ કે, તેથી તેના ગુણ આગળ વધતા અટકે છે, અને વૃથા અહંકાર વિગેરે આવે છે. (૨૨)

પિતાએ પુત્રને રાજસભા દેખાડવી, તથા પરદેશના આચાર અને વ્યવહાર પણ પ્રકટપણે દેખાડવા. પિતાનું પુત્રના સંબંધમાં આ વગેરે ઉચિત આચરણ જાણવું.

રાજસભા દેખાડવાનું કારણ એ છે કે, રાજસભાનો પરિચય ન હોય તો કોઈ વખતે દુર્દૈવથી ઓચિંતું કાંઈ દુઃખ આવી પડે ત્યારે તે કાયર થાય. તથા પારકી લક્ષ્મી જોઇ અદેખાઈ કરનારા શત્રુઓ તેને નુકશાનમાં નાંખે. કેમકે—'રાજદરબારે જવું. રાજાના માનીતા લોકો જોવા, તેથી કાંઇ અર્થલાભ ન થાય તો પણ અનર્થનો નાશ તો થાયજ છે.' માટે રાજસભાનો અવશ્ય પરિચય કરાવવો પરદેશના આચાર તથા વ્યવહાર દેખાડવાનું કારણ એ છે કે પરદેશના આચાર વ્યવહારનું જ્ઞાન ન હોય અને કારણ પડે ત્યાં જવું પડે તો ત્યાંના લોકો એને પરદેશી જાણીને સહજ વારમાં વ્યસનના ખાડામાં નાંખી દે. માટે પરદેશના આચાર વ્યવહાર દેખાડવા. પિતાની પેઠે માતાએ પણ પુત્રના સંબંધમાં તથા પુત્રની વહૂના સંબંધમાં સંભવ માફક ઉચિત આચરણ સાચવવું. માતાએ ઓરમાઇ પુત્રના સંબંધમાં વિશેષ ઉચિત આચરણ સાચવવું, કારણ કે, તે પ્રાયે સહજમાં પોતાને કાંઇ ઓછું પડયું એમ માનનારો હોય છે. આ વિષયમાં સાવકી માએ આપેલી અડદની રાબડી ઓકનાર પુત્રનો દાખલો જાણવો. (૨૩)

## ૬ સ્વજન ઉચિતાચરણ

પિતાના, માતાના તથા સ્ત્રીના પક્ષના લોકો સ્વજન કહેવાય છે. તેમના સંબંધમાં પુરૂષનું ઉચિત આચરણ આ રીતે છે. પોતાના ઘરમાં પુત્રજન્મ તથા વિવાહ સગાઈ આદિ મંગળકાર્ય હોય ત્યારે તેમનો હમેશાં આદર સત્કાર કરવો. તેમજ તેમને માથે કાંઈ નુકશાન આવી પડે તો તેમને પોતાની પાસે રાખવા. (૨૪)

સ્વજનોને માથે કાંઇ સંકટ આવે, અથવા તેમને ત્યાં કાંઇ ઉત્સવ હોય તો પોતે પણ હમેશાં ત્યાં જવું. તથા તેઓ નિર્ધન અથવા રોગાતુર થાય તો તેમનો તે સંકટમાંથી ઉદ્ધાર કરવો.

કેમકે—રોગ, આપદા, દુકાળ તથા શત્રુનું સંકટ માથે આવે છતે તથા રાજદ્વારે અને શ્મશાને જવાને અવસરે જે સાથે રહે તે બાંધવ કહેવાય. સ્વજનનો ઉદ્ધાર કરવો તે

ખરેખર જોતાં પોતાનો જ ઉદ્ધાર કરવા બરાબર છે. કારણકે રહેંટના ઘડા જેમ ભરાય છે, અને ખાલી થાય છે તેમ માણુસ પણ પૈસાદાર અને દરિદ્રી થાય છે. કોઇની દરિદ્રાવસ્થા અથવા પૈસાવાળી અવસ્થા ચિરકાળ ટકતી નથી. માટે કદાચ દુર્દૈવથી આપણે માથે માઠી અવસ્થા આવી પડે તો પૂર્વે આપણે જેમના ઉપર ઉપકાર કર્યો હોય, તેઓજ આપણો આપદાથી ઉદ્ધાર કરે. માટે અવસર આવે સ્વજનોનો સંકટમાંથી ઉદ્ધાર કરવો જોઇએ. (૨૫)

પુરૂષે સ્વજનોની પરપૂંઠે નિંદા ન કરવી; તેમની સાથે મશ્કરી વગેરેમાં પણ વગર કારણે શુષ્કવાદ ન કરવો. કારણ કે, તેથી ઘણા કાળની પણ પ્રીતિ તૂટી જાય છે, તેમના શત્રુની સાથે દોસ્તી ન કરવી, તથા તેમના મિત્રની સાથે મૈત્રી કરવી.

પુરૂષે સ્વજન ઘરમાં ન હોય, અને તેના કુટુંબની એકલી સ્ત્રીઓજ ઘરમાં હોય તો તેના ઘરમાં પ્રવેશ ન કરવો, તેમની સાથે પૈસાનો વ્યવહાર ન કરવો, તથા દેવનું ગુરૂનું અથવા ધર્મનું કાર્ય હોય તો તેમની સાથે એકદિલ થવું.

સ્વજનોની સાથે પૈસાનો વ્યવહાર ન કરવાનું કારણ એ છે કે, તેમની સાથે વ્યવહાર કરતાં પ્રથમ જરાક એમ લાગે છે કે એથી પ્રીતિ વધે છે; પણ પરિણામે તેથી પ્રીતિને બદલે શત્રુપણું વધે છે. કહ્યું છે કે—

यदीच्छेत् दृढां प्रीतिं त्रीणि कदापि न कारयेत् ।
विवादोऽर्थसम्बन्धं परोक्षे दारभाषणम् ॥ १ ॥

જ્યાં ઘણી પ્રીતિ રાખવાની ઇચ્છા હોય ત્યાં ત્રણ વાનાં ન કરવાં. એક વાદવિવાદ, બીજો પૈસાનો વ્યવહાર અને ત્રીજું તેની પછવાડે તેની સ્ત્રીની સાથે ભાષણ. ધર્માદિક કાર્યમાં એકદિલ થવાનું કારણ એ છે કે, સંસારી કામમાં પણ સ્વજનોની સાથે એકદિલપણું રાખવાથીજ પરિણામ સારૂં આવે છે. તો પછી જિનમંદિર આદિ દેવાદિકના કાર્યમાં તો જરૂર એકદિલપણું હોવુંજ જોઇએ, કેમકે, તેવાં કાર્યોનો આધાર સર્વ સંઘના ઉપર છે. અને તે સર્વ સંઘની એકદિલથી થાય તેમાંજ નિર્વાહ તથા શોભા વગેરે સંભવે છે. માટે તે કાર્યો સર્વની સંમતિથી કરવાં. સ્વજનોની સાથે એકદિલ રાખવા ઉપર પાંચ આંગળીઓનો દાખલો છે, તે નીચે પ્રમાણે છેઃ—

પ્રથમ તર્જની ( અંગૂઠાની જોડેની ) આંગળી લખવામાં તથા ચિત્રકલા વગેરે સર્વ કાર્યોમાં મુખ્ય હોવાથી તેમજ વસ્તુ દેખાડવામાં,ઉત્તમ વસ્તુનાં વખાણ કરવામાં, વાળવામાં અને ચપટી વગેરે ભરવામાં વિશેષે કુશળ હોવાથી અહંકાર પામી મધ્યમા (વચલી) આંગળીને કહે છે. "હારામાં શા ગુણ છે ?" મધ્યમાએ કહ્યું "હું સર્વે આંગળીઓમાં મુખ્ય મ્હોટી અને મધ્ય ભાગમાં રહેનારી છું. તંત્રી, ગીત, તાલ વગેરે કળામાં કુશળ છું, કાર્યની ઉતાવળ જણાવવા માટે અથવા દોષ, છળ વગેરેનો નાશ કરવાને માટે ચપટી વગાડું છું, અને ટચકારાથી શિક્ષા કરનારી છું." એમજ ત્રીજી આંગળીને પૂછયું ત્યારે તેણે કહ્યું, "દેવ, ગુરૂ, સ્થાપનાચાર્ય, સાધર્મિક વગેરેની નવાંગ ચંદનપૂજા, મંગલિક,

સ્વસ્તિક, નંદ્યાવર્ત વગેરે કરવાનું; તથા જળ, ચંદન, વાસક્ષેપચૂર્ણ વગેરેનું અભિમંત્રણ કરવું મ્હારા તાબામાં છે,” પછી ચોથી આંગળીને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે, “હું પાતળી હોવાથી કાનની અંદર ખણવા આદી જીણાં કામો કરી શકું છું, શરીરે દુઃખ આવે છેદાદિ સહું છું, શાકિની વગેરેના ઉપદ્રવ દૂર કરૂં છું, જપની સંખ્યા વગેરે કરવામાં પણ અગ્રેસર છું”, તે સાંભળી ચારે આંગળીઓએ માંહોમાંહે મિત્રતા કરી અંગૂઠાને પૂછ્યું કે, “ત્હારામાં શા ગુણ છે?” અંગૂઠે કહ્યું, “અરે ઓ! હું તો તમારો ધણી છું! જૂઓ લખવું ચિત્રામણ કરવું, કોળિયો વાળવો, ચપટી વગાડવી, ટચકારો કરવો, મૂઠી વાળવી, ગાંઠ વાળવી હથિયાર વગેરે વાપરવાં, દાઢી મૂછ સંમાળવી, તથા કાતરવી, કાંતવું, લોચ કરવો, પીંજવું, વણવું, ધોવું, ખાંડવું, દળવું, પીરસવું. કાંટો કાઢવો, ગાયો વગેરે દોહવી, જપની સંખ્યા કરવી, વાળ અથવા ફૂલ ગૂંથવાં, પુષ્પ પૂજા કરવી, વગેરે કાર્યો મ્હારા વિના થતાં નથી. તેમજ વૈરીનું ગળું પકડવું, તિલક કરવું, શ્રીજિનામૃતનું પાન કરવું. અંગૂઠ પ્રશ્ન કરવો વગેરે કાર્યો એકલા મ્હારાથીજ થાય છે” તે સાંભળી ચારે આંગળીઓ અંગૂઠાનો આશ્રય કરી સર્વ કાર્યો કરવા લાગી. (૨૭)

## ૭ ધર્માચાર્યોનું ઉચિતાચરણ.

સ્વજનના સંબંધમાં ઉપર કહ્યું વગેરે ઉચિત આચરણ જાણવું. હવે ધર્માચાર્યના સંબંધમાં ઉચિત આચરણ કહીએ છીએ પુરૂષે દરરોજ ત્રણ ટંક ભક્તિથી શરીરવડે અને વચનવડે બહુમાનથી ધર્માચાર્યને વંદના કરવી. (૨૮)

ધર્માચાર્યે દેખાડેલી રીત પ્રમાણે આવશ્યક વગેરે કામો કરવાં, તથા તેમની પાસે શુદ્ધ શ્રદ્ધાથી ધર્મોપદેશ સાંભળવો. (૨૯)

ધર્માચાર્યના આદેશનું બહુમાન કરે, એમની મનથી પણ અવજ્ઞા ન કરે. અધર્મી લોકોએ કરેલા ધર્માચાર્યના અવર્ણવાદને પોતાની શક્તિ માફક રોકે પણ ઉપેક્ષા ન કરે, કહ્યું છે કે–‘મ્હોટાઓની નિંદા કરનારજ કેવળ પાપી નથી, પણ તે નિંદા સાંભળનાર પણ પાપી છે. તથા ધર્માચાર્યનો સ્તુતિવાદ હંમેશાં કરે. કારણ કે, સમક્ષ અથવા પાછળ ધર્માચાર્યની પ્રશંસા કરવાથી અસંખ્ય પૂણ્યાનુબંધિ પૂણ્ય બંધાય છે. (૩૦)

ધર્માચાર્યનાં છિદ્ર ન જોવાં, સુખમાં તથા દુઃખમાં મિત્રની પેઠે તેમને અનુસરવું, તથા પ્રત્યનીક લોકોએ કરેલા ઉપદ્રવને પોતાનામાં જેટલી શક્તિ હોય તેટલી શક્તિથી વારવા.

અહિં કોઈ શંકા કરે કે, “પ્રમાદથી રહિત એવા ધર્માચાર્યમાં છિદ્રોજ ન હોય ત્યારે તે ન જોવાં એમ કહેવું વ્યર્થ છે. તથા મમતા રહિત ધર્માચાર્યની સાથે મિત્રની પેઠે શી રીતે વર્તવું,” એનો જવાબ આ પ્રમાણે છે–“ખરી વાત છે કે ધર્માચાર્ય તો પ્રમદથી અને મમતાથી રહિતજ છે, પણ જૂદી જૂદી પ્રકૃતિના શ્રાવકોને પોતાની પ્રકૃતિના અનુસારથી ધર્માચાર્યને વિષે પણ જૂદો જૂદો ભાવ ઉત્પન્ન થાય છે. સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે કે— હે ગૌતમ! ચાર પ્રકારના શ્રાવક કહ્યા છે. એક માતા પિતા સમાન, બીજા ભાઈ સમાન,

ત્રીજા મિત્ર સમાન, ચોથા શોકય સમાન." વગેરે આ ગ્રંથમાં પૂર્વે કહી ગયા છીએ. પ્રત્યનીક લોકોએ કરેલો ઉપદ્રવ દૂર કરવાના સંબંધમાં કહ્યું છે કે, 'સાધુઓનો, જિનમંદિરનો, તથા વિશેષે કરી જિનશાસનનો કોઇ વિરોધી હોય, અથવા કોઇથી અવર્ણવાદ બોલાતો હોય, તો તેને સર્વ શક્તિથી વારવો," આ વિષય ઉપર ભગીરથ નામના સગર ચક્રવર્તીના પૌત્રનો જીવ કુંભાર કે જેણે પ્રાંત ગામના રહીશ સાઠ હજાર લોકોએ કરેલા ઉપદ્રવથી પીડાયલા યાત્રાએ જનાર સંઘનો ઉપદ્રવ ટાળ્યો હતો તેનો દાખલો જાણવો. (૩૧)

પુરૂષે પોતાનો કાંઇ અપરાધ થએ છતે ધર્માચાર્ય શીખામણ દે ત્યારે "આપ કહો છો તે યોગ્ય છે" એમ કહી સર્વ કબુલ કરવું. કદાચ ધર્માચાર્યની કાંઇક ભૂલ જણાય તો તેમને એકાંતમાં "મહારાજ, આપ જેવા ચારિત્રવંતને આ શું ઉચિત છે કે?" એમ કહે. (૩૨)

શિષ્યે સામું આવવું, ગુરૂ આવે ત્યારે ઉઠવું, આસન આપવું, પગચંપી કરવી. તથા શુદ્ધ એવા વસ્ત્ર, પાત્ર, આહાર આદિનું દાન વગેરે સમયને ઉચિત એવો સર્વ વિનય સંબંધી ઉપચાર ભક્તિથી કરવો. અને પોતાના હૃદયમાં ધર્માચાર્યને વિષે દૃઢ તથા કપટ રહિત અનુરાગ ધારણ કરવો. (૩૩)

પુરૂષ પરદેશમાં હોય તો પણ ધર્માચાર્યે કરેલા સમ્યક્ત્વ દાન આદિ ઉપકારને નિરંતર સંભારે. ધર્માચાર્યના સંબંધમાં આ પ્રમાણે ઉચિત આચરણ જાણવું. (૩૪)

**૮ શહેરી તરીકેનું ઉચિત આચરણ.**

પુરૂષ જે નગરમાં પોતે રહેતો હોય, તેજ નગરમાં બીજા જે વણિક્‌વૃત્તિએ આજીવિકા કરનારા લોકો રહેતા હોય, તે "નાગર" એવા નામથી કહેવાય છે. (૩૫)

નાગર લોકોના સંબંધમાં ઉચિત આચરણ આ રીતે જાણવું. પુરૂષે તેમને—નગરમાં રહેનારા લોકોને દુઃખ આવે પોતે દુઃખી થવું, તથા સુખ આવે પોતે સુખી થવું. તેમજ તેઓ સંકટમાં હોય તો પોતે પણ સંકટમાં પડયા હોય એમ વર્તવું. તથા તેઓ ઉત્સવમાં હોય તો પોતે પણ ઉત્સવમાં રહેવું.

ઉપર મુજબ ન કરતાં એક નગરમાં રહેલા સરખા ધંધાના લોકો જો કુસંપમાં રહે, તો રાજાના અધિકારીઓ તેમને, શીકારીઓ જેમ મૃગલાઓને જાળમાં ફસાવે છે, તેમ સંકટમાં ઉતારે છે. (૩૬)

મ્હોટું કાર્ય હોય તો પણ પોતાની મ્હોટાઇ વધારવા સારૂ સર્વે નાગરોએ રાજાને મળવા જૂદા જૂદા ન જવું. કાંઇ કામની છાની મસલત કરી હોય તો તે ઉઘાડી ન પાડવી. તથા કોઇએ કોઇની ચાડી ન કરવી.

એકેક જણ જૂદા જૂદા રાજાને મળવા જાય તો તેથી બીજાના મનમાં વૈર વગેરે પેદા થાય છે. માટે સર્વેએ ભેગા થઇને જવું. તથા સર્વેની યોગ્યતા સરખી હોય તો

ણુ યવનની પેઠે કોઇને પણ મુખ્ય કરી સર્વેએ તેની પછવાડે રહેવું; પણ રાજાના હુક-
મથી મંત્રીએ પરીક્ષા કરવાને અર્થે આપેલી એક શય્યા ઉપર સર્વે સુવાને માટે વિવાદ
કરનારા પાંચસો મૂર્ખની પેઠે કુસંપથી રાજાની ભેટ લેવા અથવા તેને વિનંતિ વગેરે કરવા
ન જવું. કહ્યું છે કે 'ગમે એવી અસાર વસ્તુ હોય તો પણ તે જો ઘણી ભેગી થાય, તો તેથી
જય થાય છે. જુઓ, તૃણના સમુદાયથી બનેલું દોરડું હાથીને પણ બાંધે છે,' મસલત
બહાર પાડવાથી કાર્ય ભાગી પડે છે, તથા વખતે રાજાનો કોપ વગેરે પણ થાય છે.
માટે ગુપ્ત મસલત બહાર ન પાડવી માંહોમાંહે ચાડી કરવાથી રાજા આદિ આપણું અપમાન
તથા દંડ વગેરે પણ કરે. તથા સરખા ધંધાવાળા લોકોનું કુસંપમાં રહેવું નાશનું કારણ
છે. કહ્યું છે કે—'એક પેટવાળા, બે ડોકવાળા અને જૂદાં જૂદાં ફળની ઇચ્છા કરનારા
ભારંડ પક્ષિની પેઠે કુસંપમાં રહેનારા લોકોનો નાશ થાય છે. જે લોકો એક બીજાનાં
મર્મોનું રક્ષણ કરતા નથી તે રાફડામાં રહેલા સર્પની પેઠે મરણ પર્યંત દુઃખ પામે છે.' (૩૭)

કાંઇ વિવાદ ઉત્પન્ન થાય તો ત્રાજુઆ સમાન રહેવું; પણ સ્વજન સંબંધી તથા પોતાની જ્ઞાતિના લોકો ઉપર ઉપકાર કરવાની અથવા લાંચ ખાવાની ઇચ્છાએ ન્યાયમાર્ગનું ઉલ્લંઘન ન કરવું. (૩૮)

પ્રબળ લોકોએ દુર્બળ લોકોને ઘણા દાણ, કર, રાજદંડ વગેરેથી સતાવવા નહીં. તથા થોડો અપરાધ હોય તો એકદમ તેનો વધુ દંડ ન કરવો.

દાણ, કર વગેરેથી પીડાયેલા લોકો માંહોમાંહે પ્રીતિ ન હોવાથી સંપ મૂકી દે છે. સંપ ન હોય તો ઘણા બલિષ્ટ લોકો પણ વગડામાંથી જૂદા પડેલા સિંહની પેઠે જ્યાં ત્યાં પરાભવજ પામે છે માટે માંહોમાંહે સંપ રાખવો એજ સારૂં છે. કહ્યું છે કે 'માણસોનો સંપ સુખકારી છે. તેમાં પણ પોત પોતાના પક્ષમાંતો અવશ્ય સંપ હોવોજ જોઇએ. જુઓ ફોતરાથી પણ જૂદા પડેલા ચોખા ઉગતા નથી. જે પર્વતોને ફોડી નાંખે છે, તથા ભૂમિને પણ વિદારે છે; તે જળના પ્રવાહને તૃણનો સમુદાય રોકે છે. એ સંપનો મહિમા છે.' (૩૯)

પોતાનું હિત ઇચ્છનારા લોકોએ રાજાના, દેવસ્થાનના અથવા ધર્મખાતાના અધિકારી તથા તેમના હાથ નીચેના લોકોની સાથે લેણ દેણનો વ્યવહાર ન કરવો, અને જ્યારે આમ છે તો પછી રાજાની સાથે વ્યહવાર નજ કરવો એમાં તો કહેવુંજ શું ?

રાજાના અધિકારીઓ વગેરેની સાથે વ્યવહાર ન કરવાનું કારણ એ છે કે, તે લોકો ધન લેવું હોય તે વખતે માત્ર આવે પ્રસન્ન મુખથી વાર્તાલાપ કરી તથા તેમને ત્યાં ગએ બેસવા આસન, પાનબીડાં આદિ આપી ખોટો બાહ્ય ભભકો દેખાડે છે, અને ભલાઇ પ્રગટ કરે છે. પણ અવસર આવે ખરૂં લહેણું માગીએ, ત્યારે "અમે ફલાણું તમારૂં કામ નહોતું કર્યું ?" એમ કહી પોતે કરેલો તલના ફોતરા સરખો યત્કિંચિત્ માત્ર ઉપકાર પ્રકટ કરે છે, અને પૂર્વની દાક્ષિણ્યતાને તેજ વખતે મૂકી દે છે. એવો તેમનો

સ્વભાવ છે. કહ્યું છે કે—'૧ બ્રાહ્મણુમાં ક્ષમા, ૨ માતામાં દ્વેષ, ૩ ગણિકામાં પ્રેમ અને ૪ અધિકારીઓમાં દાક્ષિણ્યપણું એ ચારે અરિષ્ટ જાણવાં.' એટલુંજ નહીં, પણ પૂર્વનું દેવું ઓળવવા તે ઉલટા લેણદારને ખોટા તહોમતમાં લાવી રાજા પાસે શિક્ષા કરાવે છે. કહ્યું છે કે—'લોકો પૈસાદાર માણસ ઉપર ખોટાં તહોમત મૂકી તેને હેરાન કરે છે; પણ નિર્ધન માણસ અપરાધી હોય, તો પણ તેને કોઇ ઠેકાણે નુકસાન થતું નથી.' રાજાની સાથે ધનનો વ્યવહાર ન રાખવાનું કારણ એ છે કે, કોઇ સામાન્ય ક્ષત્રિય પાસે પણ લહેણું માગીએ તો તરવાર દેખાડે છે, તો પછી સ્વભાવથીજ ક્રોધી એવા રાજાઓની શી વાત કહેવી ? આ રીતે સરખો ધંધો કરનાર નાગર લોકોના સંબંધમાં ઉચિત આચરણ કહ્યું સરખો ધંધો ન કરનારા નાગર લોકોની સાથે પણ ઉપર કહ્યા પ્રમાણેજ યથાયોગ્ય રીતે વર્તવું. (૪૦)

## ૯ અન્યદર્શની સાથેનું ઉચિતાચરણ

નગરવાસી લોકોએ એક બીજાની સાથે શી રીતે ઉચિત આચરણ કરવું, તે કહ્યું.

**હવે. અન્યદર્શની લોકોની સાથે શી રીતે ઉચિત આચરણ કરવું તે કહીએ છીએ. (૪૧)**

અન્યદર્શની ભિક્ષુકો આપણે ઘેર ભિક્ષાને અર્થે આવે તો તેમને યથાયોગ્ય દાન આદિ આપવું. તેમાં પણ રાજાના માનનીય એવા અન્યદર્શની ભિક્ષાને અર્થે આવે તો તેને વિશેષે કરી દાન અવશ્ય આપવું. (૪૨)

જોકે શ્રાવકના મનમાં અન્યદર્શનીને વિષે ભક્તિ નથી, તેમજ તેના ગુણને વિષે પક્ષપાત નથી તો પણ ઘેર આવેલાનું યોગ્ય આદર માન કરવું એ ગૃહસ્થનો ધર્મ છે. (૪૩)

ઘેર આવેલાની સાથે ઉચિત આચરણ કરવું, એટલે જેની જેવી યોગ્યતા હોય તે પ્રમાણે તેની સાથે મધુર ભાષણ કરવું, તેને બેસવા આસન આપવું, અશનાદિકને માટે નિમંત્રણ કરવું, કયા કારણથી આવવું થયું ? તે પૂછવું તથા તેનું કામ કરવું. વગેરે યોગ્ય આચરણ જાણવું. તથા સંકટમાં પડેલા લોકોને તેમાંથી બચાવવા અને દીન, અનાથ આંધળા, બહેરા, રોગી વગેરે દુઃખી લોકો ઉપર દયા કરવી, તથા તેમને પોતાની શક્તિ પ્રમાણે મદદ કરી દુઃખમાંથી બચાવવા. આ ઉચિત ધર્મ સર્વ દર્શનીઓને સમ્મત છે.

અહિં શ્રાવકોને એ લૌકિક ઉચિત આચરણ કરવાનું કહ્યું, એનું કારણ એ છે કે, જે માણસો ઉપર કહેલું લૌકિક ઉચિત આચરણ કરવામાં પણ કુશળ નથી, તેઓ લોકોત્તર પુરૂષની સૂક્ષ્મ બુદ્ધિથી ગ્રહણ કરાય એવા જૈનધર્મનેવિષે શી રીતે કુશળ થાય, માટે ધર્માર્થી લોકોએ અવશ્ય ઉચિત આચરણ કરવામાં નિપુણ થવું. બીજે સ્થળે પણ કહ્યું છે કે,'સર્વ ઠેકાણે ઉચિત આચરણ કરવું, ગુણ ઉપર અનુરાગ રાખવો, જિનવચન ઉપર પ્રેમ રાખવો અને દોષને વિષે મધ્યસ્થપણું રાખવું એ સમ્યગ્દષ્ટિનાં લક્ષણ છે.' 'સમુદ્રો પોતાની મર્યાદા મૂકતા નથી, પર્વતો ચલાયમાન થતા નથી, તેમ ઉત્તમ પુરૂષો પણ કોઇ વખતે

પણ ઉચિત આચરણ છોડતા નથી માટે જગતના ગુરૂ એવા તીર્થંકરો પણ ગૃહસ્થપણામાં માતા પિતાના સંબંધમાં અભ્યુત્થાન (મ્હોટા પુરૂષ આવે આદરથી ઉભા રહેવું) વગેરે કરે છે." આ રીતે નવ પ્રકારનું ઉચિત આચરણ કહ્યું. (૪૪)

અવસરે કહેલાં ઉચિત વચનથી ઘણો લાભ થાય છે. જેમ આંબડમંત્રીએ મલ્લિકાર્જુનને જીતીને ચૌદ કરોડ મૂલ્યના મોતીના ભરેલા છ મૂંડા, ચૌદ ભારના પ્રમાણવાળા ધનના બત્રીશ કુંભ, શૃંગારના રત્ન જડિત કોડ વસ્ત્ર, તથા વિષને હરણ કરનાર શુક્તિ (છીપ) વગેરે વસ્તુ કુમારપાળના ભંડારમાં ઉમેરી, તેથી તેણે (રાજાએ) સંતુષ્ટ થઇ આંબડ મંત્રીને 'राजपितामह' એ બિરૂદ, કોડ દ્રવ્ય, ચોવીશ સારા જાતિવંત અશ્વ વગેરે ઋદ્ધિ આપી. ત્યારે આંબડ મંત્રીએ પોતાના ઘરસુધી પહોંચતાં પહેલાંજ માર્ગમાં તે સર્વ ઋદ્ધિ યાચક જનોને આપી દીધી. એ વાતની રાજા પાસે કોઇએ ચાડી ખાધી, ત્યારે કુમારપાળ રાજાએ ક્રોધથી આબંડ મંત્રીને કહ્યું કે, "કેમ તું મ્હારા કરતાં પણ વધારે દાન આપે છે ?" આંબડે કહ્યું, "મહારાજ આપના પિતા બાર ગામના સ્વામી હતા અને મારા પિતા આપ અઢાર દેશના સ્વામી છો ?" વગેરે ઉચિત વચનથી રાજાએ રાજી થઇ આંબડને રાજપુત્ર એવો કિતાબ અને પૂર્વે આપી હતી તે કરતાં બમણી ઋદ્ધિ આપી. એમજ બીજે ગ્રંથાંતરમાં કહ્યું છે કે, 'દાન દેતાં, ગમન કરતાં, સુતાં, બેસતાં, ભોજન અને પાન કરતાં, બોલતાં તથા બીજે સર્વ સ્થાનકે ઉચિત વચન ખુબ ઉપયોગી નીવડે છે. માટે સમયનો જાણ પુરૂષો સર્વ ઠેકાણે ઉચિત આચરણ કરે છે.' કહ્યું છે કે—' એક તરફ ઉચિત આચરણ અને બીજી તરફ બીજા ક્રોડો ગુણો છે. એક ઉચિત આચરણ ન હોય તો સર્વ ગુણોનો સમુદાય ઝેર માફક છે, માટે પુરૂષે સર્વ અનુચિત આચરણ છોડી દેવું.'

અનુચિત આચરણ એટલે મુર્ખનું આચરણ તેમજ જે આચરવાથી પોતાની મૂર્ખમાં ગણતરી થાય તે સર્વે અનુચિત આચરણમાં સમાય છે. તે સર્વ વાત લૌકિક શાસ્ત્રમાં કહેલી છે, તે ઉપકારનું કારણ હોવાથી અહિં આપીએ છીએ.

**મૂર્ખના સો પ્રકાર.**

"રાજા! સો મૂર્ખ કયા? તે સાંભળ, અને તે તે મૂર્ખપણાનાં કારણ છોડી દે તેમ કરવાથી તું આ જગતમાં નિર્દોષ રત્નની પેઠે શોભા પામીશ. ૧ છતી શક્તિએ ઉદ્યમ ન કરે, ૨ પંડિતોની સભામાં પોતાનાં વખાણ કરે, ૩ ગણિકાના વચન ઉપર વિશ્વાસ રાખે, ૪ દંભ તથા આડંબર ઉપર ભરૂંસો રાખે, ૫ જુગાર, કિમિયા વગેરેથી ધન મેળવવાની આશા રાખે, ૬ ખેતી આદિ લાભના સાધનોથી લાભ થશે કે નહીં ? એવો શક રાખે, ૭ બુદ્ધિ નહિં છતાં મ્હોટું કામ કરવા ધારે, ૮ વણિક્ થઈ એકાંતવાસ કરવામાં રૂચિ રાખે, ૯ માથે દેવું કરી ઘરબાર વગેરે ખરીદે, ૧૦ પોતે વૃદ્ધ થઈ કન્યા પરણે, ૧૧ ગુરૂ પાસે ન ધારેલા ગ્રંથની વ્યાખ્યા કરે, ૧૨ ખુલ્લી વાત ઢાંકવાનો પ્રયત્ન કરે, ૧૩ ચંચળ સ્ત્રીનો ભર્તાર થઇ ઇર્ષ્યા રાખે. ૧૪ શત્રુ સમર્થ છતાં મનમાં તેની શંકા ન

રાખે, ૧૫ પ્રથમ ધન આપીને પાછળથી પશ્ચાતાપ કરે, ૧૫ અજાણુ છતાં મ્હોટા સ્વરથી કવિતા બોલે, ૧૭ અવસર નહિ છતાં બોલવાની ચતુરતા દેખાડે, ૧૮ બોલવાનો અવસર આવે મૌન રાખે, ૧૯ લાભને અવસરે કલહ ક્લેશ કરે, ૨૦ ભોજનને સમયે ક્રોધ કરે, ૨૧ મ્હોટા લાભની આશાથી ધન વિખેરે, ૨૨ સાધારણ બોલવામાં ક્લિષ્ટ એવા સંસ્કૃત શબ્દ વાપરે, ૨૩ પુત્રના હાથમાં સર્વ ધન આપી પોતે દીન થાય, ૨૪ સ્ત્રી પક્ષના લોકો પાસે યાચના કરે, ૨૫ સ્ત્રીની સાથે ટંટો થવાથી બીજી સ્ત્રી પરણે, ૨૬ પુત્ર ઉપર ક્રોધ કરી તેનું નુકશાન કરે, ૨૭ કામી પુરૂષોની સાથે હરીફાઇ કરી ધન ઉડાવે, ૨૮ યાચકોએ કરેલી સ્તુતિથી મનમાં અહંકાર લાવે, ૨૯ પોતાની બુદ્ધિના અહંકારથી બીજાનાં હિત વચન ન સાંભળે, ૩૦ 'અમારૂં મોટું કુળ' એવા અહંકારથી કોઇની ચાકરી ન કરે, ૩૧ દુર્લભ એવું દ્રવ્ય આપીને કામભોગ સેવે, ૩૨ મૂલ્ય આપીને ખરાબ માર્ગે જાય, ૩૩ રાજા લોભી છતાં તેની પાસેથી લાભ થવાની આશા રાખે, ૩૪ અધિકારી દુષ્ટ છતાં ન્યાયની આશા રાખે, ૩૫ કાયસ્થને વિષે સ્નેહની આશા રાખે, ૩૬ મંત્રી ક્રૂર છતાં ભય ન રાખે, ૩૭ કૃતઘ્ન પાસે ઉપકારના બદલાની આશા રાખે, ૩૮ અરસિક પુરૂષ આગળ પોતાના ગુણ જાહેર કરે, ૩૯ શરીર નિરોગી છતાં વહેમથી દવા ખાય ૪૦ રોગી છતાં પરેજ ન પાળે, ૪૧ લોભથી સ્વજનને છોડી દે, ૪૨ મિત્રના મનમાંથી રાગ ઉતરી જાય એવાં વચન બોલે, ૪૩ લાભનો અવસર આવે આળસ કરે, ૪૪ મોટો ઋદ્ધિવંત છતાં કલહ ક્લેશ કરે, ૪૫ જોશીના વચન ઉપર ભરુંસો રાખી રાજ્યની ઈચ્છા કરે, ૪૭ મૂર્ખની સાથે મસલત કરવામાં આદર રાખે, ૪૭ દુર્બળ લોકોને ઉપદ્રવ કરવામાં શૂરવીરપણું બતાવે, ૪૮ જેના દોષ પ્રગટ દેખાય છે, એવી સ્ત્રી ઉપર પ્રીતિ રાખે,૪૯ ગુણનો અભ્યાસ કરવામાં ક્ષણમાત્ર રૂચિ રાખે, ૫૦ બીજાએ સંચય કરેલું ધન ઉડાવે, ૫૧ માન રાખી રાજા જેવો ડોળ ઘાલે, ૫૨ લોકમાં રાજાદિકની જાહેર નિંદા કરે, ૫૩ દુઃખ આવે દીનતા બતાવે, ૫૪ સુખ આવે ભાવિકાળે થનારી દુર્ગતિ ભૂલી જાય. ૫૫ થોડા બચાવને અર્થે ઘણો વ્યય કરે, ૫૬ પરીક્ષાને અર્થે ઝેર ખાય, ૫૭ કિમિયામાં ધન હોમે, ૫૮ ક્ષયરોગી છતાં રસાયન ખાય, ૫૯ પોતે પોતાની મ્હોટાઇનો અહંકાર રાખે, ૬૦ ક્રોધથી આત્મઘાત કરવા તૈયાર થાય, ૬૧ નિરંતર વગર કારણે આમ તેમ ભટકતો રહે, ૬૨ બાણના પ્રહાર થયા હોય તો પણ યુદ્ધ જુએ, ૬૩ મ્હોટાની સાથે વિરોધ કરી નુકશાનમાં ઉતરે, ૬૪ થોડું ધન છતાં આડંબર મ્હોટો રાખે, ૬૫ હું પંડિત છું એમ સમજી બહુ બકબકાટ કરે, ૬૬ પોતાને શૂરવીર સમજી કોઇની બીક ન રાખે, ૬૭ ઘણાં વખાણ કરી સામા માણસને ત્રાસ ઉપજાવે, ૬૮ હાંસી કરતાં મર્મ વચન બોલે, ૬૯ દરિદ્રીના હાથમાં પોતાનું ધન આપે, ૭૦ લાભ નક્કી નહીં છતાં ખરચ કરે, ૭૧ પોતાના ખરચનો હિસાબ રાખવાનો પોતે કંટાળો કરે, ૭૨ નશીબ ઉપર ભરૂંસો રાખી ઉદ્યમ ન કરે, ૭૩ પોતે દરિદ્રી થઇ વાતો કરવામાં વખત ગુમાવે, ૭૪ વ્યસનાસક્ત થઇ ભોજન કરવાનું પણ ભૂલી જાય, ૭૫ પોતે નિર્ગુણી

છતાં પોતાના કુલની ઘણી પ્રશંસા કરે, ૭૬ કઠોર સ્વર છતાં ગીત ગાય, ૭૭ સ્ત્રીના ભયથી યાચકને દાન આપે નહીં, ૭૮ કૃપણતા કરવાથી માઠી અવસ્થા પામે, ૭૯ જેના દોષ ખુલ્લા દેખાતા હોય તેનાં વખાણ કરે, ૮૦ સભાનું કામ પુરૂં થયા વિના વચમાંથી ઉઠી જાય, ૮૧ દૂત થઇ સંદેશો ભૂલી જાય, ૮૨ ખાંસીનો રોગ છતાં ચોરી કરવા જાય. ૮૩ યશને અર્થે ભોજનનું ખર્ચ મોટું રાખે, ૮૪ લોકો વખાણ કરે એવી આશાથી થોડો આહાર કરે, ૮૫ જે વસ્તુ થોડી હોય તે ઘણી ભક્ષણ કરવાની મરજી રાખે, ૮૬ કપટી અને મીઠાબોલા લોકોના પાસમાં સપડાય, ૮૭ વેશ્યાના યારની સાથે કલહ કરે, ૮૮ બે જણા કાંઈ મસલત કરતા હોય તો વચ્ચે ત્રીજો થઈ ઉભો રહે, ૮૯ આપણા ઉપર રાજાની મહેરબાની હંમેશાં રહેશે એવી ખાત્રી રાખે, ૯૦ અન્યાયથી સારી અવસ્થામાં આવવાની ઇચ્છા કરે, ૯૧ ધન પાસે નહિં છતાં ધનથી થનારાં કામો કરવા જાય, ૯૨ લોકમાં ગુંસ વાત જાહેર કરે, ૯૪ યશને અર્થે અજાણ માણસનો જામીન થાય, ૯૪ હિતનાં વચન કહેનારની સાથે વેર કરે, ૯૫ સર્વ ઠેકાણે ભરૂંસો રાખે, ૯૬ લોક વ્યવહાર ન જાણે ૯૭ યાચક થઈ ઉષ્ણ ભોજન જમવાની ટેવ રાખે, ૯૮ મુનિરાજ થઈ ક્રિયા પાળવામાં શિથિલતા રાખે, ૯૯ કુકર્મ કરતાં શરમાય નહીં, અને ૧૦૦ ભાષણ કરતાં બહુ હસે, તે મૂર્ખ જાણવો. આ રીતે સો પ્રકારના મૂર્ખ કહ્યા છે.

વળી જેથી આપણો અપશય થાય તે છોડવું. વિવેક વિલાસ નામના ગ્રંથમાં કહ્યું છે કે—વિવેકી પુરૂષને સભામાં બગાસું, હેડકી, ઓડકાર, હાસ્ય વગેરે કરવાં પડે તો મોં આગળ લુગડું ઢાંકીને કરવાં. તથા સભામાં નાક ખોતરવું નહીં, હાથ મરડવા નહી, પલાંઠી ન વાળવી, પગ લાંબા ન કરવા, તથા નિદ્રા વિકથા અને ખરાબ ચેષ્ટા ન કરવી. અવસર આવે કુલીન પુરૂષોનું હસવું માત્ર હોઠ પહોળા થાય એટલું જ હોય છે, પણ ખડખડ હસવું અથવા ઘણું હસવું સર્વથા અનુચિત છે. બગલમાં શીસોટી વગાડવા આદિ અંગવાદ્ય, વગર પ્રયોજને તૃણના કટકા કરવા, પગે અથવા હાથે જમીન ખોતરવી, નખથી નખ અથવા દાંત ઘસવા, આવી ચેષ્ટાઓ હંમેશાં વર્જવી. વિવેકી પુરૂષે ભાટ, ચારણ અને બ્રાહ્મણ વગેરે લોકોએ કરેલી પોતાની પ્રશંસા સાંભળી મનમાં અહંકાર ન લાવવો. તથા સમજુ લોકો વખાણ કરે તો તે ઉપરથી આપણામાં ગુણ છે, એટલો નિશ્ચય ફક્ત કરવો, પણ અહંકાર ન કરવો. વિચક્ષણ પુરૂષોએ પારકા વચનનો અભિપ્રાય બરાબર ધારવો. તથા નીચ માણસ હલકાં વચન બોલે તો તેનો બદલો વાળવા તેવાં વચન પોતાના મુખમાંથી કાઢવાં નહીં. ડાહ્યા પુરૂષે જે વાત અતીત, અનાગત તથા વર્તમાન કાળમાં ભરૂંસો રાખવા યોગ્ય ન હોય, તે વાતમાં એ એમજ છે એવો સ્પષ્ટ પોતાનો અભિપ્રાય ન જણાવવો. વિવેકી પુરૂષોએ પારકા માણસ પાસેથી શરૂ કરાવવા ધારેલું કામ તે માણસ આગળ પહેલેથીજ કોઈ દાખલાદલીલથી અથવા વિશેષ વચનથી જણાવવું. આપણા ધારેલા કાર્યને અનુકૂળ એવું કોઈનું વચન હોય તો તે આપણા કાર્યની

સિદ્ધિને અર્થે અવશ્ય કબુલ કરવું. જેનું કાર્ય આપણાથી ન બની શકે એમ હોય તો તેને પહેલેથીજ તેમ કહી દેવું કે મારાથી નહિ બને પણ મિથ્યા વચન કહીને ખાલી કોઈને ધક્કા ન ખવરાવવા. સમજુ લોકોએ કોઈને કડવાં વચન ન સંભળાવવાં. પોતાના શત્રુઓને તેવાં પરૂષ વચન સંભળાવવાં પડે તો તે પણ અન્યોક્તિથી એટલે બીજા કોઇ બહાનાથી સંભાળવવાં. જે પુરૂષ માતા, પિતા, રોગી, આચાર્ય, પરોણા, ભાઇ, તપસ્વી, વૃદ્ધ, બાળક, દુર્બળ માણસ, વૈદ્ય, પોતાની સંતતિ, ભાઈયાત, ચાકર, બ્હેન, આશ્રિત લોકો, સગા સંબંધી અને મિત્ર એટલાની સાથે કલહ ન કરે તે ત્રણે જગતને વશ કરે છે. એક સરખું સૂર્ય તરફ ન જોવું. તેમજ ચંદ્ર સૂર્યનું ગ્રહણ મોટા કૂવાનું પાણી અને સંધ્યા સમયે આકાશ ન જોવું. સ્ત્રી પુરૂષનો સંભોગ, મૃગયા, તરૂણ અવસ્થામાં આવેલી નગ્ન સ્ત્રી, જાનવરોની ક્રીડા અને કન્યાની યોની એટલા વાનાં ન જોવાં, વિદ્વાન્ પુરૂષ પોતાના મુખનો પડછાયો તેલમાં જળમાં, હથિયારમાં, મૂત્રમાં તથા લોહીમાં ન જુએ. કારણકે, એમ કરવાથી આયુષ્ય ઘટે છે. સારા માણસે કબૂલ કરેલ વચનનો ભંગ, ગઈ વસ્તુનો શોક તથા કોઈનો નિદ્રાભંગ કોઈ કાળે પણ ન કરવો. ઘણાની સાથે વૈર ન કરતાં ઘણાના મતમાં પોતાનો મત આપવો. જેમાં સ્વાદ નથી એવાં કાર્યો પણ સમુદાયની સાથે કરવાં. સુજ્ઞ પુરૂષોએ સર્વ શુભ કાર્યમાં અગ્રેસર થવું. જે માણસો કપટથી પણ નિસ્પૃહપણું દેખાડે છે તેમને પણ તેથી ફળ અવશ્ય નીપજે છે. જે પુરૂષોએ કોઈનું પણ નુકસાન થાય એવું કામ કરવા તત્પર ન થવું તથા સુપાત્ર માણસોની કોઇ કાળે અદેખાઇ કરવી નહીં. પોતાની જાતિ ઉપર આવેલા સંકટની ઉપેક્ષા ન કરવી, પણ ઘણા આદરથી જાતિનો સંપ થાય તેમ કરવું. કારણ કે, એમ ન કરે તો માન્ય પુરૂષોની માનખંડના અને અપયશ થાય. પોતાની જાતિ છોડીને પરજાતિને વિષે આસક્ત થએલા લોકો કુકર્દમ રાજાની પેઠે મરણાંત કષ્ટ પામે છે. જ્ઞાતિઓ માંહેમાંહે કલહ કરવાથી પ્રાયે નાશ પામે છે. અને સંપમાં રહે તો જેમ જળમાં કમલિની વધે છે તેમ વૃદ્ધિ પામે છે, સમજુ માણસે દરિદ્રી અવસ્થામાં આવેલો પોતાનો મિત્ર સાધર્મી, જ્ઞાતિનો આગેવાન, મ્હોટા ગુણી તથા પુત્ર વિનાની પોતાની બ્હેન એટલા લોકોનું અવશ્ય પોષણ કરવું. જેને મ્હોટાઇ ગમતી હોય એવા પુરૂષે સારથિનું કામ પારકી વસ્તુનું ખરીદ વેચાણ તથા પોતાના કુળને અનુચિત કાર્ય કરવા તૈયાર ન થવું.

## મહાભારતમાં પણ ઉચિતાચરણ સંબંધી આ પ્રમાણે જણાવેલ છે.

મહાભારત વગેરે ગ્રંથોમાં પણ કહ્યું છે કે ૧ 'પુરૂષે બ્રાહ્મ મુહૂર્ત્તને વિષે ઉઠવું, અને ધર્મનો તથા અર્થનો વિચાર કરવો. ૨ સૂર્યને ઉગતાં તથા આથમતાં કોઈ વખતે પણ ન જોવો. ૩ પુરૂષે દિવસે ઉત્તર દિશાએ તથા રાત્રિએ દક્ષિણ દિશાએ અને કાંઈ હરકત હોય તો ગમે તે દિશાએ મુખ કરીને મળમૂત્રનો ત્યાગ કરવો. ૪ આચમન કરીને દેવની પૂજા વગેરે કરવી, ગુરૂને વંદના કરવી, તેમજ ભોજન કરવું. ૫ હે રાજા! જાણ પુરૂષે ધન સંપાદન કરવાને માટે પ્રયત્ન અવશ્ય કરવો કારણ કે તે હોય તોજ ધર્મકાર્ય વગેરે થઈ શકે

છે. ૬ જેટલો ધનનો લાભ થાય તેનો ચોથો ભાગ ધર્મ કૃત્યમાં, ચોથો ભાગ સંગ્રહમા અને બાકી રહેલા બે ચોથા ભાગમાં પોતાનું પોષણ ચલાવવું અને નિત્ય નૈમિત્તિક ક્રિયાઓ કરવી. ૭ વાળ સમારવા, આરિસામાં મ્હોડું જોવું, તથા દાતણ અને દેવની પૂજા કરવી એટલાં વાનાં બપોર પહેલાંજ કરવાં. ૮ પોતાના હિતની વાંછા કરનાર પુરૂષે હંમેશાં ઘરથી દૂર જઇ મળ મૂત્ર કરવું, પગ ધોવા, તથા એંઠવાડ નાખવો. ૯ જે પુરૂષ માટીના ગાંગડા ભાગે, તૃણના કટકા કરે, દાંત વડે નખ ઉતારે, તથા મળ મૂત્ર કર્યા પછી બરાબર શુદ્ધિ ન કરે તે આ લોકમાં લાંબુ આયુષ્ય ન પામે. ૧૦ ભાગેલા આસન ઉપર ન બેસવું. ભાંગેલું કાંસાનું પાત્ર રાખવું નહી, વાળ છૂટા મૂકી ભોજન ન કરવું, તથા નગ્ન થઇને ન ન્હાવું. નગ્નપણે સુઇ ન રહેવું, ૧૧ ઘણીવાર એઠા હાથ વગેરે ન રાખવા, મસ્તકના આસરા તળે સર્વ પ્રાણ રહે છે માટે એઠા હાથ મસ્તકે ન લગાડવા ૧૨ માથાના વાળ ન પકડવા. તથા મસ્તકને વિષે પ્રહાર પણ ન કરવો. ૧૩ પુત્ર તથા શિષ્ય વિના શિખામણને અર્થે કોઇને તાડના પણ ન કરવી, ૧૪ પુરૂષોએ કોઇ કાળે પણ બે હાથે મસ્તક ન ખણવું, તથા વગર કારણે વારંવાર માથે ન્હાવું નહી. ૧૫ ગ્રહણ વિના રાત્રિએ ન્હાવું સારૂં નથી. ભોજન કરી રહ્યા પછી તેમજ ઉંડા દ્રહમાં પણ ન ન્હાવું. ૧૬ ગુરૂનો દોષ ન કહેવો. ૧૭ ગુરૂ ક્રોધ કરે તો તેમને પ્રસન્ન કરવા, તથા બીજા લોકો આપણા ગુરૂની નિંદા કરતા હોય તો તે સાંભળવી પણ નહિ.

૧૮ હે ભારત ! ગુરૂ, સતી સ્ત્રીઓ, ધર્મી પુરૂષો તથા તપસ્વીઓ એમની મશ્કરીમાં પણ નિંદા ન કરવી. ૧૯ કોઈપણ પારકી વસ્તુ ચોરવી નહિ. ૨૦ કિંચિત્માત્ર પણ કડવું વચન ન બોલવું, ૨૧ મધુર વચન પણ વગર કારણે બોલવું નહિ. ૨૨ પારકા દોષ ન કહેવા, ૨૩ મહાપાપ કરવાથી પતિત થયેલા લોકોની સાથે વાર્તાલાપ પણ ન કરવો, તેમની સાથે એક આસન ઉપર ન બેસવું, તેમના હાથનું અન્ન ન લેવું, તથા તેમની સાથે કાંઇ પણ કામ કરવું નહિ. ૨૪ ડાહ્યા માણસે લોકમાં નિંદા પામેલા, પતિત, ઉન્મત્ત, ઘણા લોકની સાથે વૈર કરનારા અને મૂર્ખ એટલાની દોસ્તી કરવી નહીં. ૨૫ તથા એકલા મુસાફરી કરવી નહિં. ૨૬ હે રાજા ! દુષ્ટ રથમાં ન ચઢવું. ૨૭ કિનારા ઉપર આવેલી છાયામાં ન બેસવું. ૨૮ તથા આગળ પડી જળના પ્રવાહની સામા ન જવું. ૨૯ સળગેલા ઘરમાં દાખલ થવું નહિં, ૩૦ પર્વતની ટૂંક ઉપર ન ચઢવું, ૩૧ મુખ ઢાંકયા વિના બગાસુ, ઉધરસ તથા શ્વાસ ખાવાં નહીં, ૩૨ ડાહ્યા માણસે ચાલતાં ઉંચી, આડી અવલી અથવા દૂર દૃષ્ટિ ન રાખવી, પણ આગળ ચાર હાથ જેટલી ભૂમી ઉપર નજર રાખીને ચાલવું, ૩૩ ડાહ્યા માણસે ખડખડ હસવું નહીં, ૩૪ સીસોટી ન વગાડવી. દાંતથી નખ નં છેદવાં, ૩૫ તથા પગ ઉપર પગ ચઢાવીને બેસવું નહિ ૩૬ દાઢી મૂછના વાળ ચાવવા નહીં, ૩૮ હોઠ દાંતમાં વારંવાર ન પકડવા, ૩૯ એઠું હોય તો તે કાંઇ ભક્ષણ ન કરવું, ૪૦ તથા કોઈ પણ ઠેકાણે દ્વાર ન હોય તો ચોરમાર્ગે જવું નહિં. ૪૧ ઉનાળાની તથા ચોમાસાની ઋતુમાં છત્ર લઇને તથા રાત્રિએ અથવા વગડામાં જવું હોય તો લાકડી લઇને જવું. ૪૨ પગરખાં, વસ્ત્ર, અને માળા એ ત્રણ વાનાં કોઇએ પહેરેલાં હોય તો પહેરવાં નહિં, ૪૩ સ્ત્રીઓને

વિષે ઇર્ષ્યા કરવી નહીં. ૪૪ તથા પોતાની સ્રીનું પ્રયત્નથી રક્ષણ કરવું. ૪૫ ઇર્ષ્યા કરવાથી આયુષ્ય ઘટે છે માટે ઇર્ષ્યા કરવી નહિં.

૪૬ હે મહારાજ! રાત્રિએ જળનો વ્યાપાર, દહિં અને સાથવાનું ભોજન તેમજ મધ્યરાત્રિએ ભોજન કરવું નહિ, ૪૭ ડાહ્યા માણુસે ઘણી વાર સુધી ઢીંચણુ ઉંચા કરીને ન સુવું ૪૮ ગોદોહિકા આસને ન બેસવું. તથા ૪૯ પગે આસન ખેંચીને પણુ ન બેસવું, ૫૦ પુરૂષે તદ્દન પ્રાતઃકાળમાં, તદ્દન સંધ્યાને વિષે તથા ખરા બપોરે તથા એકાકીપણે અથવા ઘણા અજાણુ લોકોની સાથે જવું નહીં. ૫૧ હે મહારાજ! બુદ્ધિશાળી પુરુષોએ મલિન દર્પણુમાં પોતાનું મુખ વગેરે ન જોવું, ૫૨ તથા દીર્ઘાયુષ્યની વાંચ્છા કરનાર પુરૂષે રાત્રિએ પણુ દર્પણુમાં પોતાનું મોં જોવું નહિં, ૫૩ હે રાજા! પંડિત પુરૂષે એક ×કમલ અને કુવલય* વર્જીને રાતી માળા ધારણુ ન કરવી પણુ સફેદ ધારણુ કરવી. ૫૪ હે રાજન્! સૂતાં, દેવપૂજા કરતાં તથા સભામાં જતાં પહેરવાનાં વસ્ર જૂદાં જૂદાં રાખવાં, ૫૫ બોલવાની તથા હાથ પગની ચપળતા, અતિશય ભોજન, શય્યા ઉપર દીવો, તથા અધમ પુરૂષની અને થાંભલાની છાયા એટલાં વાનાં અવશ્ય તજવાં. ૫૬ નાક ખોતરવું નહીં, ૫૭ પોતે પોતાના પગરખાં ન ઉપાડવાં. ૫૮ માથે ભાર ન ઉપાડવો, ૫૯ તથા વરસાદ વરસતો હોય ત્યારે દોડવું નહીં, પાત્ર ભાગે તો પ્રાયે કલહ થાય છે, અને ખાટ ભાગે તો વાહનનો ક્ષય થાય, જ્યાં શ્વાન અને કુકડો વસતા હોય ત્યાં પિતરાઇઓ પોતાનો પિંડ લેતા નથી.

૬૦ ગૃહસ્થે તૈયાર કરેલા અન્નથી પ્રથમ સુવાસિની સ્રી, ગર્ભિણી, વૃદ્ધ, બાળક અને રોગી એમને જમાડવા અને પછી પોતે જમવું. ૬૧ હે પાંડવશ્રેષ્ઠ! ગાય, બળદ આદિ ઘરમાં બંધનમાં રાખી તથા જોનારા માણુસોને કાંઇક ભાગ ન આપી પોતે એકલો જે માણુસ ભોજન કરે છે, તે કેવળ પાપજ ભક્ષણુ કરે છે. ૬૨ ગૃહની વૃદ્ધિ વાંછનાર ગૃહસ્થે પોતાની જ્ઞાતિનો ઘરડો થએલો માણુસ અને પોતાનો દરિદ્રી થએલો મિત્ર એમને ઘરમાં રાખવા. ૬૩ ડાહ્યા માણુસે અપમાન આગળ કરી તથા માન પાછળ રાખી સ્વાર્થ સાધવો. કારણુ કે, સ્વાર્થથી ભ્રષ્ટ થવું એ મૂર્ખતા છે. ૬૪ થોડા લાભને અર્થે ઘણું નુકશાન ખમવું નહીં, થોડું ખરચી ઘણાનો બચાવ કરવો એમાંજ ડહાપણુ છે. ૬૫ લેણું, દેણું તથા બીજાં કર્ત્તવ્યકર્મ જે સમયે કરવાં જોઇએ, તે સમયે જો શિઘ્ર ન કરાય તો તેની અંદર રહેલો રસ કાળ ચૂસી લે છે. ૬૬ જ્યાં જતાં આદર સત્કાર ન મળે, મધુર વાર્તાલાપ ન થાય, ગુણુ દોષની પણુ વાત ન થાય, તેને ઘેર જવું નહિં. ૬૭ હે અર્જુન! વગર બોલાવે ઘરમાં પ્રવેશ કરે, વગર પૂછે બહુ બોલે, તથા ન આપેલા આસને પોતેજ બેસે; તે પુરૂષ અધમ જાણુવો. ૬૮ અંગમાં શકિત નહીં છતાં કોપ કરે, નિર્ધન છતાં માનને વાંછે, અને પોતે નિર્ગુણી છતાં ગુણી પુરૂષનો દ્વેષ કરે, એ ત્રણે પુરૂષ જગતમાં લાકડી સમાન સમજવા.

૬૯ માતાપિતાનું પોષણુ ન કરનારો, ક્રિયાને ઉદ્દેશીને યાચના કરનારો અને મૃત-પુ-

× સૂર્યવિકાસી * રાતું કમળ.

રૂષનું શય્યાદાન લેનારો એ ત્રણે જણાને ફરીથી મનુષ્યનો અવતાર દુર્લભ છે. ૭૦ કોઈ કાળે પાછી ન જાય એવી લક્ષ્મીની ઇચ્છા કરનાર પુરૂષે પોતે બલિષ્ટ પુરૂષના સપાટામાં આવતાં નેતરની પેઠે નમ્ર થવું, પણ સર્પની પેઠે કદાપિ ધસી ન જવું. નેતર માફક નમ્ર રહેનારો પુરૂષ અવસર આવે અનુક્રમે ફરીથી મ્હોટી લક્ષ્મી પેદા કરે છે, પણ સર્પની પેઠે ધસી જનાર માણસ કેવળ વધને પાત્ર થઈ મૃત્યુ પામે છે, ૭૧ બુદ્ધિશાળી પુરૂષે અવસર આવે કાચબાની પેઠે અંગોપાંગનો સંકોચ કરી તાડનાઓ સહન કરી, અને યોગ્ય અવસર આવે ત્યારે કાળા સાપની માફક પણ ધસી જવું. એક સંપમાં રહેલા ગમે તેવા તુચ્છ લોકો હોય તો પણ તેમને બલિષ્ટ લોકો ઉપદ્રવ કરી શકતા નથી. જુઓ, સામો પવન હોય તો પણ તે એક જથ્થામાં રહેલી વેલડીઓને કાંઇ પણ બાધા ઉત્પન્ન કરી શકતો નથી. ૭૩ વિદ્વાન્ પુરૂષો શત્રુને એક વાર વધારીને પછી તેનો તદ્દન નાશ કરે છે. કારણ કે, પ્રથમ ગોળ ખાઇને સારી પેઠે વધારેલો કફ, સુખે બહાર કાઢી શકાય છે, ૭૪ સમુદ્ર જેમ વડવાનળને દરરોજ નિયમિત જળ આપે છે તેમ બુદ્ધિશાળી પુરૂષો સર્વસ્વ હરણ કરવા સમર્થ એવા શત્રુને અલ્પ અલ્પ દાન કરીને પ્રસન્ન કરે છે. ૭૫ લોકો પગમાં ભાગેલા કાંટાને જેમ હાથમાંના કાંટાથી કાઢી નાંખે છે, તેમ ડાહ્યો પુરૂષ એક તીક્ષ્ણ શત્રુથી બીજા તીક્ષ્ણ શત્રુને જીતી શકે છે. ૭૬ અષ્ટાપદ પક્ષી જેમ મેઘનો શબ્દ સાંભળી તેની તરફ કૂદકા મારી પોતાનું અંગ ભાગી નાંખે છે, તેમ પોતાની તરફ તથા શત્રુની શક્તિનો વિચાર ન કરતાં જે મનુષ્ય શત્રુ ઉપર દોડે છે તે નાશ પામે છે ૭૭ કાગડીએ સુવર્ણસૂત્રથી જેમ કૃષ્ણ સર્પને નીચે પાડયો, તેમ ડાહ્યા પુરૂષે બળથી નહીં થઇ શકે એવું કાર્ય યુક્તિથી કરવું. ૭૮, 'નખવાળા અને શીંગડાંવાળા જાનવરો, નદીઓ, શસ્ત્રધારી પુરૂષો સ્ત્રીઓ અને રાજાઓ એટલાનો વિશ્વાસ કોઇ કાળે કરવો નહીં.'

૭૯ સિંહથી એક, બગલાથી એક, કુકડાથી ચાર, કાગડાથી પાંચ, કૂતરાથી છ અને ગધેડાથી ત્રણ શિખામણો લેવી. સિંહ જેમ સર્વ શક્તિ વડે એક ફાળ મારી પોતાનું કામ સાધે છે, તેમ ડાહ્યા પુરૂષે થોડું અથવા ઘણું જે કામ કરવું હોય તે સર્વ શક્તિથી કરવું. 'બગલાની પેઠે કાર્ય વિચાર કરવો. સિંહની પેઠે પરાક્રમ કરવું, વરૂની માફક લૂટવું, અને સસલાની પેઠે નાસી જવું.' ૧ સૌના પહેલાં ઊઠવું, ૨ લઢવું, ૩ બંધુવર્ગમાં ખાવાની વસ્તુ વહેંચવી અને ૪ સ્ત્રીને પ્રથમ તાબામાં લઇ પછી ભોગવવી. એ ચાર શિખામણો કુકડા પાસેથી લેવી. ૧ એકાંતમાં સ્ત્રીસંભોગ કરવો, ૨ ધિઠાઇ રાખવી, ૩ અવસર આવે ઘર બાંધવું, ૪ પ્રમાદ ન કરવો અને ૫ કોઈ ઉપર વિશ્વાસ ન રાખવો, એ પાંચ શિખામણો કાગડા પાસેથી લેવી. ૧ મરજી માફક ભોજન કરવું, ૨ અવસરે અલ્પ માત્રમાં સંતોષ રાખવો, ૩ સુખે નિદ્રા લેવી, ૪ સહજમાં જાગૃત્ થવું, ૫ સ્વામી ઉપર ભક્તિ રાખવી અને ૬ શૂરવીર રહેવું એ છ શિખામણો કૂતરા પાસેથી લેવી. ૧ ઉપાડેલો ભાર વહેવો, ૨ ટાઢની તથા તાપની પરવા રાખવી નહીં અને ૩ હંમેશાં સંતુષ્ટ રહેવું, એ ત્રણ શીખામણો ગધેડા પાસેથી લેવી.

ઈત્યાદિ નીતિશાસ્ત્ર વિગેરેમાં કહેલાં સર્વ ઉચિત આચરણનો સુશ્રાવકે સમ્યક્ પ્રકારે વિચાર કરવો. કહ્યું છે કે—'જે માણસ હિત કયું? અહિત કયું? ઉચિત વાત કઈ? અનુચિત કઈ? વસ્તુ કઇ? અવસ્તુ કઈ? એ પોતે જાણી શકતો નથી, તે શિંગડા વિનાનો પશુ સંસાર રૂપી વનમાં ભટકે છે.' 'જે માણસ બોલવામાં, જોવામાં, હસવામાં, રમવામાં, પ્રેરણા કરવામાં, રહેવામાં, પરીક્ષા કરવામાં, વ્યવહાર કરવામાં, શોભવામાં, પૈસા મેળવવામાં, દાન દેવામાં, હાલચાલ કરવામાં. અભ્યાસ કરવામાં, ખુશી થવામાં અને વૃદ્ધિ પામવામાં કાંઈ જાણતો નથી, તે બેશરમ શિરોમણિ દુનિયામાં શા માટે જીવતો હશે?' 'જે માણસ પોતાને અને પારકે ઠેકાણે બેસવું, સૂવું, ભોગવવું, પહેરવું, બોલવું એ સર્વ બરાબર જાણે તે ઉત્તમ વિદ્વાન્ જાણવો.' આ સંબંધી વિસ્તારથી લખવાની કાંઈ વિશેષ જરૂર જણાતી નથી.

વ્યવહાર શુદ્ધિ વગેરે ત્રણ શુદ્ધિથી પૈસા મેળવવા સંબંધી આ પ્રમાણે એક દૃષ્ટાંત છેઃ—વિનયપુર નગરમાં ધનવાન અને વસુભદ્રાનો ધનમિત્ર નામનો પુત્ર હતો. નાનપણમાં તેના માતપિતા મરણ પામવાથી તે ઘણો દુઃખી તથા ધનની હાનિ થવાથી દરિદ્રી થયો. તરુણ અવસ્થામાં આવ્યો પણ તેને કન્યા મળી નહીં ત્યારે તે શરમાઈને ધન મેળવવા માટે પરદેશ ગયો તેણે જમીનમાં દાટેલું ધન કાઢવાના ઉપાય, કિમિયા, સિદ્ધરસ, મંત્ર, જળની તથા સ્થળની મુસાફરી, જાત જાતના વ્યાપાર, રાજાદિકની સેવા વગેરે ઘણા ઉપાય કર્યા, તો પણ તે ધનમિત્રને ધન મળ્યું નહીં. તેથી તેણે અતિશય ઉદ્વિગ્ન થઇ ગજપુર નગરમાં કેવળી ભગવાનને પોતાનો પૂર્વભવ પૂછયો. કેવળી ભગવાને કહ્યું, "વિજયપુર નગરમાં ઘણો કૃપણ એવો ગંગદત્તનામે ગૃહપતિ રહેતો હતો. તે ઘણો મત્સરી તથા બીજાને દાન મળતું હોય અથવા બીજા કોઈને લાભ થતો હોય તો તેમાં પણ અંતરાય કરતો હતો. એક વખતે સુંદર નામનો શ્રાવક તેને મુનિરાજ પાસે લઈ ગયો. કાંઈક ભાવથી તથા કાંઇક દાક્ષિણ્યથી તેણે દરરોજ ચૈત્યવંદન પૂજા વિગેરે ધર્મકરણી કરવાનો અભિગ્રહ લીધો. કૃપણ હોવાથી પૂજા વિગેરે કરવામાં ને આળસ કરતો હતો. પણ ચૈત્યવંદન કરવાનો અભિગ્રહ તેણે બરાબર પાળ્યો. તે પુન્યથી હે ધનમિત્ર! ત્યાંથી મરી આ ભવમાં તું ધનવાન વણિક્નો પુત્ર થયો, અને અમને મળ્યો. તું પૂર્વભવે કરેલા પાપથી ઘણો દરિદ્રી અને દુઃખી થયો છે. જે રીતે જે કર્મ કરાય છે, તે તેના કરતાં હજાર ગણું તેજ રીતે ભોગવવું પડે છે, એમ જાણીને ઉચિત હોય તે આચરવું."

કેવળીનાં એવાં વચનથી પ્રતિબોધ પામેલા ધનમિત્રે શ્રાવકપણું સ્વીકાર્યું. તથા રાત્રિના અને દિવસના પહેલા પહોરમાં ધર્મ જ આચરવો; એવો અભિગ્રહ પણ ગ્રહણ કર્યો. પછી એક શ્રાવકને ઘેર તે ઉતર્યો. પ્રભાતકાળમાં માળીની સાથે બાગમાં ફુલ ભેગાં કરીને તે ઘરદેરાસરમાં ભગવાન્ની પરમ ભક્તિથી પૂજા કરતો હતો. તથા બીજા, ત્રીજા

વગેરે પહોરમાં દેશવિરૂદ્ધ રાજ્યવિરૂદ્ધ વગેરેને છોડી દઇને વ્યવહારશુદ્ધિથી તથા ઉચિત આચરણથી શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે તે ધનમિત્ર વ્યાપાર કરતો હતો. આથી તેને નિર્વાહ જેટલું સુખે મળવા લાગ્યું. એમ કરતાં જેમ જેમ તેની ધર્મને વિષે દૃઢતા થઈ, તેમ તેમ તેને વધુ ને વધુ ધન મળવા લાગ્યું, અને ધર્મકરણીમમાં વધુ ને વધુ તે વ્યય કરવા લાગ્યો. આગળ જતાં ધનમિત્ર જૂદા ઘરમાં રહ્યો અને ધર્મિષ્ઠ જાણીને કોઈ શેઠે તેને પોતાની કન્યા પણ આપી. એક વખતે ગાયોનો સમુદાય વગડામાં જવા નીકળ્યો ત્યારે ગોળ, તેલ આદિ વસ્તુ વેચવા તે જતો હતો. ગાયોના સમુદાયનો ધણી ગોવાળિયો 'આ અંગારા છે,' એમ સમજીને સોનાનો નિધિ નાંખી દેતો હતો, તેને જોઇ ધનમિત્રે કહ્યું 'સોનું છે કેમ નાંખી દ્યો છો.' ગોકુળના ધણીએ કહ્યું, " પૂર્વે પણ અમારા પિતાજીએ "આ સોનું છે" એમ કહી અમને ઠગ્યા તેમ તું પણ અમને ઠગવા આવ્યો છે " ધનમિત્રે કહ્યું. "હું ખોટું કહેતો નથી. " ગોકુળના ધણીએ કહ્યું, "એમ હોય તો અમને ગોળ વગેરે આપીને તુંજ આ સોનું લે. " પછી ધનમિત્રે તે પ્રમાણે કર્યું, અને તેથી તેને ત્રીશ હજાર સોનૈયા મળ્યા. તથા બીજું પણ તેણે ઘણું ધન મેળવ્યું તેથી તે મ્હોટો શેઠ થયો, ધર્મનું માહાત્મ્ય કેટલું સાક્ષાત્ દેખાય છે ? તેનો અનુભવ તેને તેજ ભવમાં થયો. એક દિવસે ધનમિત્ર કર્મને વશ થઇ સુમિત્ર શેઠને ઘેર એકલો જ ગયો ત્યારે સુમિત્ર શેઠ ક્રોડ મૂલ્યનો રત્નનો હાર બહાર મુકીને કાંઇ કાર્યથી ઘરમાં ગયો, અને તુરત પાછો આવ્યો, એટલામાં રત્નનો હાર ક્યાંય જતો રહ્યો, ત્યારે " અહિં બીજો કોઇ આવ્યો નથી, માટે તેંજ લીધો. " એમ કહી સુમિત્ર, ધનમિત્રને રાજસભામાં લઇ ગયો. ધનમિત્રે જિન પ્રતિમાના અધિષ્ઠાયક સમકિતિ દેવતાનો કઉસ્સગ કરી પ્રતિજ્ઞા કરવા માંડી, એટલામાં સુમિત્રના ખોળામાંથીજ રત્નનો હાર નીકળ્યો તેથી સર્વે લોકોને અજાયબી થઇ. આ વાત જ્ઞાનીને પૂછતાં તેમણે તેની સમજ પાડતાં પુર્વભવ કહ્યો, "ગંગદત્ત નામનો ગૃહપતિ અને મગધા નામની તેને સ્ત્રી હતી. ગંગદત્તે પોતાના શેઠની સ્ત્રીનું એક લાખ રૂપિયાની કિંમતનું રત્ન કોઇ ન જાણે એવી ગુપ્ત રીતે મેળવ્યું શેઠની સ્ત્રીએ ઘણી માગણી કરી, તો પણ પોતાની સ્ત્રીને વિષે મોહ હોવાથી ગંગદત્તે તેને " તમારા સગા વહાલાઓએજ તે રત્ન ચોર્યું છે, " એમ કહી ખોટું આળ દીધું. પછી શેઠની સ્ત્રી બહુ દીલગીર થઈ. તાપસી થઈ, અને મરણ પામી વ્યંતર થઈ. મગધા મરણ પામી સુમિત્ર થઇ, અને ગંગદત્ત મરણ પામીને ધનમિત્ર થયો. તે વ્યંતરે ક્રોધથી સુમિત્રના આઠ પુત્ર મારી નાંખ્યા. હમણાં રત્નનો હાર હરણ કર્યો, હજી પણ સર્વસ્વ હરણ કરશે, અને ઘણા ભવ સુધી વેરનો બદલો વાળશે. ખરેખર ! વેરનું પરિણામ કેવું પાર વિનાનું અને અસહ્ય દુઃખ આપે છે ? ! આળ દીધાથી ધનમિત્રને માથે આળ આવ્યું. ધનમિત્રના પુણ્યથી ખેંચાયલી સમગ્દૃષ્ટિ દેવતાએ વ્યંતર પાસેથી રત્નાવળી હાર બળાત્કારથી છોડાવ્યો. "

જ્ઞાનીનાં એવાં વચન સાંભળી સંવેગ પામેલો રાજા તથા ધનમિત્ર મ્હોટા પુત્રને

પોતાનો કારભાર સોંપી દીક્ષા લઈ સિદ્ધ થયા. આ રીતે વ્યવહારશુદ્ધિ આદિ ઉપર ધનમિત્રની કથા છે.

શ્રાવકનું મધ્યાહ્ન કૃત્ય જણાવે છે.

मज्झण्हे जिणपूआ, सुपत्तदाणाइजुत्ति भुंजित्ता ।
पच्चक्खाइ अ गीअत्थअंतिए कुणइ सज्झायं ॥८॥
मध्याह्ने [ जिनपूजा, सुपात्रदानादियुक्ति भुक्त्वा ।
प्रत्याख्याति च गीतार्थान्तिके करोति स्वाध्यायम् ॥८॥ ]

અર્થ:—મધ્યાહ્નને પૂર્વ કહેલ વિધિ મુજબ ઉત્તમ કમોદના ચોખા આદિથી તૈયાર કરેલ સંપૂર્ણ ભોજન ભગવાન આગળ ધરીને બીજીવાર પૂજા કરી, સુપાત્રને દાન આપવાની વિધિ કરી, ભોજન કરી, ગીતાર્થ ગુરૂની પાસે જવું. અને ત્યાં પચ્ચક્ખાણ તથા સ્વાધ્યાય કરવો.

વિશેષ:—બપોરની પૂજા તથા ભોજનનો વખત નિયમિત નથી. જ્યારે તીવ્ર ભુખ લાગે ત્યારે ભોજનનો કાલ સમજવાની રૂઢિ છે. એથી મધ્યાહ્નની પહેલાં પણ ગ્રહણ કરેલ પચ્ચક્ખાણ પાળી દેવપૂજા કર્યા બાદ ભોજન કરવામાં આવે તો દોષ નથી. વૈદક શાસ્ત્રમાં પણ એમજ કહ્યું છે:—

याममध्ये न भोक्तव्यं, यामयुग्मं न लङ्घयेत् ।
याममध्ये रसोत्पत्तिर्युग्मादूर्ध्वं बलक्षयः ॥ १ ॥

પહોર દિવસ થયા પહેલાં ભોજન ન કરવું તેમજ ભોજનવિના બે પહોર પસાર ન કરવા. પ્રથમ પહોર પહેલાં ભોજન કરવામાં આવે તો રસની ઉત્પત્તિ થાય છે. અને બે પહોર જવા દેવામાં આવે તો બલનો ક્ષય થાય છે.

**સુપાત્રે દાન આપવાની રીત આ પ્રમાણે છે:—**

ભોજન અવસરે શ્રાવક પરમભક્તિથી મુનિરાજને આમંત્રણ આપી પોતાને ઘેર લઇ આવે અગર ગોચરીએ નીકળેલા મુનિને આવતા દેખીને સન્મુખ જાય. અને મુનિને પોતાને ઘેર લઇ આવે. ત્યારપછી ક્ષેત્ર, કાલ, દ્રવ્ય અને ભાવપૂર્વક વિનયથી વહોરાવે.

તે ક્ષેત્રાદિ આ પ્રમાણે છે—ક્ષેત્ર સંવેગીનું ભાવિત છે કે, અભાવિત છે? કાળ સુભિક્ષનો છે કે, દુર્ભિક્ષનો છે? આપવાની વસ્તુ સુલભ છે કે, દુર્લભ છે? તથા પાત્ર (મુનિરાજ) આચાર્ય, ઉપાધ્યાય, ગીતાર્થ, તપસ્વી, બાળ, વૃદ્ધ, રોગી, સમર્થ કિંવા અસમર્થ છે? ઇત્યાદિનો વિચાર મનમાં કરવો. અને હરીફાઇ, મ્હોટાઇ, અદેખાઇ, પ્રીતિ, લજ્જા, દાક્ષિણ્ય, "બીજા લોકો દાન આપે છે. માટે મ્હારે પણ તે પ્રમાણે કરવું જોઇએ" એવી ઈચ્છા, ઉપકારનો બદલો વાળવાની ઇચ્છા, કપટ, વિલંબ, અનાદર, કડવું ભાષણ, પશ્ચાતાપ વગેરે

દાનના દોષ વર્જવા. પછી કેવળ પોતાના આત્મા ઉપર અનુગ્રહ કરવાની બુદ્ધિથી બેંતાળીસ તથા બીજા દોષથી રહિત એવી પોતાની સંપૂર્ણ (અન્ન, પાન, વસ્ત્ર આદિ) વસ્તુમાં પ્રથમ ભોજન, પછી બીજી વસ્તુ એ અનુક્રમે પોતે મુનિરાજને આપે, અથવા પોતે પોતાના હાથમાં પાત્ર વગેરે ધારણ કરી પાસે ઉભો રહી પોતાની સ્ત્રી વગેરે પાસેથી અપાવરાવે આહારના બેંતાળીશ દોષ પિંડવિશુદ્ધિ નામના ગ્રંથમાં જોઇ લેવા. દાન દીધા પછી મુનિરાજને વંદના કરી તેમને પોતાના ઘરના બારણા સુધી પહોંચાડી પાછું વળવું. મુનિરાજનો યોગ ન હોય તો, "મેઘવિનાની વૃષ્ટિ માફક જો કદાચ મુનિરાજ ક્યાંયથી પધારે તો હું કૃતાર્થ થાઉં." એવી ભાવના કરી મુનિરાજની આવવાની દીશા તરફ જોવું કહ્યું છે કે 'જે વસ્તુ સાધુ મુનિરાજને ન અપાય, તે વસ્તુ કોઇ પણ રીતે સુશ્રાવકો ભક્ષણ કરતા નથી. માટે ભોજનનો અવસર આવે દ્વાર તરફ નજર રાખવી.'

મુનિરાજનો નિર્વાહ બીજી રીતે થતો હોય તો અશુદ્ધ આહાર વહોરાવનાર ગૃહસ્થ તથા વહોરનાર મુનિરાજને હિતકારી નથી; પરંતુ દુર્ભિક્ષ આદિ હોય અને જો નિર્વાહ ન થતો હોય તો આતુરના દૃષ્ટાંતથી તેજ આહાર બન્નેને હિતકારી છે. તેમજ માર્ગ કાપવાથી થાકી ગએલા, ગ્લાન થએલા, લોચ કરેલા અને આગમ શુદ્ધ વસ્તુનું ગ્રહણ કરનાર એવા મુનિરાજને ઉતરવારણાને વિષે દાન આપ્યું હોય તો તે દાનથી બહુ ફળ મળે છે. આ રીતે શ્રાવક દેશ તથા ક્ષેત્ર જાણીને પ્રાસુક અને એષણીય એવો આહાર જેને જે યોગ્ય હોય તે તેને આપે અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, ઔષધ (એક વસ્તુથી બનેલું) અને ભેષજ (ઘણ દ્રવ્યના મિશ્રણથી બનેલું) એ સર્વે વસ્તુ પ્રાસુક અને એષણીય હોય તે મુનિરાજને આપે. મુનિરાજને શી રીતે નિમંત્રણા કરવી? તથા ગોચરી શી રીતે ગ્રહણ કરવી? ઈત્યાદિક વિધિ અમારી કરેલી શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિથી જાણી લેવો.

### દાન અને પાત્ર સંબંધી સ્પષ્ટીકરણ.

આ સુપાત્રદાનજ અતિથિસંવિભાગ વ્રત કહેવાય છે. કહ્યું છે કે–'ન્યાયથી ઉપાર્જન કરેલા તથા કલ્પનીય એવા અન્ન પાન આદિ વસ્તુનું દેશ, કાળ, શ્રદ્ધા, સત્કાર અને ક્રમ સાચવીને પરમ ભક્તિએ પોતાના આત્મા ઉપર અનુગ્રહ કરવાની બુદ્ધિએ સાધુ મુનિરાજને દાન આપવું તેજ અતિથિ સંવિભાગ કહેવાય છે સુપાત્રદાનથી દિવ્ય તથા ઔદારિક વગેરે વાંછિત ભોગની પ્રાપ્તિ થાય છે, સર્વ સુખની સમૃદ્ધિ થાય છે, તથા ચક્રવર્તિ વગેરેની પદવી પણ મળે છે, અને અંતે થોડા સમયમાં જ નિર્વાણ સુખનો લાભ થાય છે.' કહ્યું છે કે—'૧ અભયદાન, ૨ સુપાત્રદાન ૩ અનુકંપાદાન, ૪ ઉચિતદાન અને ૫ કીર્તિદાન એવા દાનના પાંચ પ્રકાર છે તેમાં પહેલા બે પ્રકારના દાનથી ભોગ અને સુખપૂર્વક મોક્ષની પ્રાપ્તિ થાય છે, અને છેલ્લા ત્રણ પ્રકારના દાનથી માત્ર ભોગ સુખાદિક વગેરેજ મળે છે.' સુપાત્રનું લક્ષણ આ રીતે કહ્યું છે, 'ઉત્તમ પાત્ર સાધુ, મધ્યમ પાત્ર શ્રાવકો અને જઘન્ય પાત્ર અવિરતિ સમ્યગ્દષ્ટિ જાણવા.' તેમજ

કહ્યું છે કે—'હજારો મિથ્થાદષ્ટિ કરતાં એક બાર વ્રતધારી શ્રાવક ઉત્તમ છે. અને હજારો બાર વ્રતધારી શ્રાવકો કરતાં એક પંચમહાવ્રતધારી મુનિરાજ શ્રેષ્ઠ છે અને હજારો મુનિરાજ કરતાં એક તત્ત્વજ્ઞાની ઉત્તમ છે. તત્ત્વજ્ઞાની જેવું પાત્ર થયું નથી, અને થશે પણ નહીં. સત્પાત્ર, મ્હોટી શ્રદ્ધા, યોગ્ય કાળ, ઉચિત એવી આપવાની વસ્તુ, આ સર્વ ધર્મસાધનની સામગ્રી ઘણા પૂન્યથી મેળવાય છે.' '૧ અનાદર, ૨ વિલંબ, ૩ પરાઙ્મુખપણું, ૪ કડવું વચન અને પાશ્ચતાપ એ પાંચ વાનાં શુદ્ધદાનને પણ દૂષિત કરે છે.' 'ભમર ઊંચી ચઢાવવી. ૨ દષ્ટિ ઊંચી કરવી, ૩ અંતર્વૃત્તિ રાખવી, ૪ પરાઙ્મુખ થવું, ૫ મૌન કરવું. અને ૬ કાળવિલંબ કરવો, એ છ પ્રકારનો નાકારો કહેવાય છે.' '૧ આંખમાં આનંદનાં આંસુ, ૨ શરીરના રૂંવાડાં ઉંચાં થવાં, ૩ બહુમાન, ૪ પ્રિયવચન અને ૫ અનુમોદના એ પાંચ પાત્રદાનનાં ભૂષણ કહેવાય છે. સુપાત્રદાન ઉપર અને પરિગ્રહ પરિમાણવ્રત પાળવા ઉપર નીચે પ્રમાણે રત્નાસાર કુમારની કથા છે—

### સુપાત્રદાન અને પરિગ્રહ પરિમાણવ્રત પાળવા ઉપર

## રત્નસાર કુમારની કથા

રત્નવિશાળા નામની નગરીમાં સમરસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં વસુસાર નામનો વેપારી રહેતો હતો તેને વસુંધરા નામે સ્રીથી રત્નસાર નામે પુત્ર થયો. રત્નસાર ઉંમરલાયક થતાં મિત્રો સાથે એક વખત એક જંગલમાં ગયો. ત્યાં તેણે વિનયંધર નામના આચાર્યને જોયા. આચાર્યને વાંદી રત્નસારે પૂછ્યું 'ભગવાન ! આ લોકમાં સુખ શી રીતે મળે ?' આચાર્યે કહ્યું 'સંતોષ રાખવાથી. આ સંતોષ બે પ્રકારે છે. એક સર્વ સંતોષ અને બીજો દેશ સંતોષ. સર્વસંતોષ સાધુ રાખી શકે છે અને દેશ સંતોષ એટલે પરિગ્રહ પરિમાણ વ્રત અને તે ગૃહસ્થો રાખી શકે છે. અને તેથી સુખ મળે છે, સર્વ સંતોષ માટે ભગવતીસૂત્રમાં કહ્યું છે કે–'સર્વ સંતોષ રૂપ દીક્ષા એક માસ પાળે તો વાણવ્યંતર. બે માસ પાળે તો ભુવનપતિ, ત્રણ માસ પાળે તો અસુર કુમાર, ચાર માસ પાળે તો જ્યોતિષી, પાંચ માસ પાળે તો ચંદ્રસૂર્ય, છ માસ પાળે તો સૌધર્મ ઇશાન દેવ, સાત માસ પાળે તો સનત્કુમારદેવ, આઠમાસ પાળે તો બ્રહ્મદેવ લોકવાસી તથા લાંતકવાસીદેવ, નવમાસ પાળે તો મહાશુક્ર તથા સહસ્રારવાસી દેવ, દશ માસ પાળે તો આનતથી અચ્યુતવાસી દેવ, અગ્યારમાસ પાળે તો ગ્રૈવેયકવાસી દેવ, અને બાર માસ પાળે તો અનુત્તર વિમાનવાસી દેવના સુખથી પણ અધિક સુખ મેળવી શકે છે.

જે માણસ સંતોષી નથી તેને ચક્રવર્ત્તિનું રાજ્ય, અખૂટ ધન કે સર્વ ભોગ અને ઉપભોગનાં સાધનોથી પણ સુખ મળતુ નથી. સુભૂમચક્રવર્તિ, કોણિક, મમ્મણશેઠ, કુમારનંદી સોની વગેરે ઘણી સામગ્રી હોવા છતાં દુઃખી થયા છે માણસ પોતાનાથી મોટા મોટા માણસોને ખ્યાલ કરે ત્યારે પોતે દરિદ્રી લાગે છે. અને જો તે પોતાથી ઉતરતા

માણસોનો ખ્યાલ કરે તો સમૃદ્ધ અને સુખી દેખાય છે. આથી ઈચ્છા મુજબ ધન, ધાન્યનું પરિમાણ ગ્રહણ કરી જીવનમાં સંતોષ રાખવાથી સુખ મળે છે. ધર્મ નિયમ લીધા વિના પાળ્યો હોય તો તેથી થોડું ફળ મળે છે. અને જો તેને નિયમ પૂર્વક પાળવામાં આવે તો ઘણું ફળ મળે છે. જેમ કૂવામાં થોડું થોડું પણ પાણી નિયમિત આવે છે તો તેથી તે કુવો હંમેશાં પાણી વાળો રહે છે. પણ તળાવ વિગેરેમાં પાણી નવું નહિ આવતું હોવાથી જતે દિવસે ખૂટી જાય છે. તેમજ વ્રત નિયમપૂર્વક લીધાથી સંકટ સમયે પણ તેનું પાલન થાય છે અને નિયમ વગર સારી અવસ્થામાં પણ પ્રમાદથી ધર્મકૃત્યો મુકાઇ જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે 'ધર્મનું જીવિત દૃઢતા, વૃક્ષનું જીવિત ફળ, નદીનું જીવિત જળ, સુભટનું જીવિત બળ, ઠગમાણસનું જીવિત જુઠું, જલનું જીવિત શિતલપણું, અને ભોજનનું જીવિત ઘી છે. માટે ડાહ્યા પુરૂષોએ ધર્મકરણીનો નિયમ લેવામાં તથા લીધેલા નિયમને દૃઢતાથી પાળવામાં ખૂબ પ્રયત્ન કરવો જોઇએ જેથી ઇચ્છિત સુખની પ્રાપ્તિ થાય છે.'

રત્નસાર કુમારે ગુરૂની વાણી સાંભળી પરિગ્રહ પરિમાણ વ્રત લીધું. તે આ પ્રમાણે—એક લાખ રત્ન, દશ લાખ સુવર્ણ, મોતી તથા પરવાળાના આઠ આઠ મુડા, આઠ ક્રોડ સોનૈયા, દશ હજારભાર રૂપુ વિગેરે ધાતુઓ, સો મુડા ધાન્ય, એક લાખભાર કરિયાણાં, છ ગોકુળ, પાંચસો ઘર તથા દુકાન, ચારસો વાહન, એક હજાર ઘોડા, સો હાથી આટલું પોતાની માલીકીનું રાખવું. આથી વધારે સંગ્રહ ન કરવો. મારે રાજ્ય ન સ્વીકારવું, તથા રાજ્યનો વ્યાપાર ન કરવો.' આ નિયમ અતિચાર રહિત તે પાળવા લાગ્યો.

રત્નસારકુમાર સમય જતાં એક વખત મિત્રો સાથે 'રોલંબલોલ' નામના બગીચામાં આવ્યો. અને ત્યાં તેણે એક કિન્નર યુગલને જોયું તે દેખી રત્નસારે હાસ્યથી કહ્યું 'આનો આકાર માણસનો છે અને મોઢું ઘોડાનું છે. ખરેખર આ કોઇ તિર્યંચ હશે અગર કોઈ દેવતાનું વાહન હશે.' કિન્નરે કહ્યું 'કુમાર! હું વ્યંતર દેવ છું. હું તિર્યંચ નથી, પણ તું તિર્યંચ સરખો છે. કારણ કે તારા પિતાએ તને એક દેવતાઇ સમરાંધકાર અશ્વથી દૂર રાખ્યો છે. આ અશ્વ તારા પિતાને દ્વિપાન્તરમાંથી મળ્યો હતો. તે એક દિવસમાં સો ગાઉ જાય છે. કુમાર! બોલ. હું તિર્યંચ કે તું. જેને પોતાના પિતા પાસે કઇ કિંમતી વસ્તુ છે તેનું પણ પોતાને ભાન નથી.' આમ કહી કિન્નર કિન્નરીની સાથે આકાશમાં ઉડી ગયો.

કુમાર ઘેર આવી બારણા બંધ કરી પલંગમાં બેઠો. પિતાએ આવી પૂછ્યું 'પુત્ર! તને શું દુઃખ થયું છે? તું કહે તો સમજણ પડે અને તે દૂર કરી શકાય.' પુત્રે કિન્નરે કહેલી વાત કહી. પિતાએ કહ્યું 'પુત્ર! મારે તારાથી અધિક શું હોય? અશ્વને છૂપો રાખવાનું કારણ તું અશ્વ ઉપર બેસી બહાર ફરે અને અમને તારો વિયોગ થાય તેથી અમે તારાથી અશ્વને છૂપો રાખ્યો છે. છતાં તારો આગ્રહ હોય તો ભલે તે અશ્વ આજથી હું તને આપું છું.'

રત્નસાર કુમારે પિતા પાસેથી અશ્વ મેળવ્યો અને તે ધૌરિત, વલ્ગિત, પ્લુત અને ઉત્તેજીત વિગેરે ગતિમાં અશ્વને ફેરવવા લાગ્યો. આ પછી તેણે આસ્કંદિત નામની પાંચમી ગતિમાં અશ્વને ફેરવ્યો કે તુર્ત તે સર્વ ઘોડાઓને પાછળ મૂકી પવનની પેઠે ત્વરિત ગતિએ અદશ્ય થયો. આ અરસામાં વસુસાર શેઠને ત્યાં પાંજરામાં રહેલ પોપટ બોલ્યો ' હે તાત ! રત્નસારની સાથે મારું જવાનું મન થાય છે. કારણ કે તેની સાથે હું હોઉં તો તેમને સહાય કરૂં અને વિનોદ કરાવું.' શેઠે સંમતિ આપી. પોપટ ઉડયો. અને જોત-જોતામાં રત્નસારને જઇ મળ્યો. આમ ફરતાં ફરતાં રત્નસાર સબરસેના નામની મોટી અટવીમાં આવ્યો. અહીં તેણે ઘણાં કૌતુક જોયાં પણ આ સર્વ કરતાં અતિ કૌતુક તો તેણે ત્યાં એક તાપસકુમારને જોયો તે હતું. તાપસકુમાર રત્નસારને દેખી હિંડોલા ઉપરથી હેઠો ઉતર્યો. પગે લાગ્યો. અને મિત્ર સમ બની પૂછવા લાગ્યો ' તમે કોણ ? તમારા મા બાપ કોણ ? અને તમે કયાંના વતની છો ? ' તેવામાં વચ્ચે પોપટ બોલ્યો ' તાપસ કુમાર ! આ બધું નિરાંતે પૂછજો. અત્યારે તો તેમનો આદર સત્કાર કરો. ' તાપસ કુમારે રત્નસાર અને પોપટનું ભિન્ન ભિન્ન ફળ, પુષ્પ, અને શીતજળથી આતિથ્ય કર્યું. અશ્વને પણ તેને યોગ્ય ખોરાક આપી તૃપ્ત કર્યો. આ પછી પોપટે તાપસકુમારને પૂછયું ' તાપસકુમાર ! તમારી નવયૌવન કાયા છે. સુકોમલ શરીર છે. ભાગ્યવાન લલાટ છે તો તમારે શા કારણે તાપસ વ્રત સ્વીકારવું પડયું ?' તાપસકુમારને જવાબ આપતાં આંખમાં ઝળઝળીયાં આવ્યાં. કંઠ ભરાઇ ગયો, તે બોલ્યો ' જગતમાં પંડિત, શૂરવીર અને ધનાઢય ઘણા માણસો વસે છે. પણ તમારા જેવા પારકા દુઃખે દુઃખી થનાર તો કોઇકજ હોય છે.' આ વાત કરે છે તેટલામાં તો પવન ચઢી આવ્યો અને તેમાં રત્નસાર અને પોપટની દૃષ્ટિ બંધ કરી તે પવન તાપસકુમારને હરી ગયો. પોપટ અને રત્નસારને આમાં કાંઇ ખબર ન પડી. માત્ર 'કુમાર ! મારૂં રક્ષણ કરો ! બચાવો બચાવો !' આ શબ્દ શિવાય તેમણે બીજું કાંઇ સાંભળ્યું નહિ. રત્નસારે પવનના વંટોળમાં તાપસકુમારને શોધવા ઘણાં ફાંફાં માર્યાં પણ તે સર્વે નિષ્ફળ ગયાં. પોપટે કુમારને કહ્યું ' કુમાર ! આ કોઈ દૈવી કરામત છે, આમાં આપણું ગજું નથી, પવન તાપસકુમારને કેઈ જોજન દૂર લઇ ગયો હશે.' આ પછી કુમાર તાપસ-કુમારની શોધ કરતો અટકયો પણ તેના રટણથી ન અટકયો એટલે ફરી પોપટે કહ્યું ' કુમાર ! માનો કે ન માનો ! મને તો તાપસકુમાર એ કોઇક કન્યા લાગે છે. કારણકે તેનું વૃત્તાંત પૂછતાં તેણે આંખમાંથી આંસુ કાઢયાં હતાં. અને આંસુ કાઢવાં તે સ્ત્રી સુલભ વસ્તુ છે, હું માનું છું કે કોઇક કન્યાને દેવે હરી તાપસકુમારનું રૂપ આપેલું અને તેણે જ પવનનું રૂપ કરી આપણને રહેવા દઇ તેને હરી લીધો. કુમાર ! ખેદ ન કરો. તાપસકુમાર કન્યા હશે તો જરૂર તને જ પરણશે તે મને નિશ્ચિત લાગે છે. '

રત્નસાર પોપટની યુક્તિયુક્તવાણી સાંભળી આનંદ પામ્યો. અને અનુક્રમે પૃથ્વીના વિવિધ આશ્ચર્યોને જોતો પોપટસહિત એક ઉદ્યાનમાં આવ્યો અહિં તે ઉદ્યાનમાં રહેલ ઋષભદેવ ભગવાનના મંદિરમાં પ્રવેશી તેમની પૂજા કરી પોતાના જન્મને કૃતાર્થ માનવા લાગ્યો.

એટલામાં અપ્સરા સરખી એક કન્યા મંદિરમાં પ્રવેશી. તે ભગવાનની ભક્તિથી વંદના કરી મયૂર ઉપર બેસી નૃત્ય કરવા લાગી. પોપટ અને કુમાર તેની ભક્તિ અને નૃત્યમાં તન્મય બન્યા. પાછા વળતાં કુમારે તે સ્ત્રીને તેનો વૃત્તાંત પૂછયો. સ્ત્રીએ કુમારના અતિ આગ્રહથી કાંઈક આશ્ચર્ય, કાંઈક દુઃખ, કાંઇક ભય અને કાંઇક આનંદ એમ મિશ્રિત ભાવે પોતાનો વૃત્તાંત કહેવા માંડયો. તે આ રીતેઃ—

કનકપુર નગરમાં કનકધ્વજ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને કુસુમસુંદરી નામે રાણી હતી. એક વખત કુસુમસુંદરી સુખે શય્યામાં સુતી હતી ત્યારે તેણે રતિ અને પ્રીતિનું જોડું કામદેવના ખોળામાંથી ઉઠી પોતાના ખોળામાં આવી બેઠું તેવું સ્વપ્નમાં જોયું. કુસુમસુંદરીને જાગૃત્ થતાં સ્વપ્નનો ભાવ તરવરવા લાગ્યો. તે રાજા પાસે ગઈ અને તેણે સ્વપ્નની સર્વ વાત કહી. રાજાએ વિચારી સ્વપ્નનું ફળ જણાવતાં કહ્યું 'હે સુંદરિ! તારે રતિ પ્રીતિ સરખું સ્વરૂપવાન કન્યાયુગલ થશે.' કુસુમસુંદરી આનંદ પામી. તે ત્યારથી ગર્ભવતી થઈ, પૂર્ણ સમયે તેણીએ પુત્રી યુગલનો જન્મ આપ્યો. રાજાએ પ્રથમ પુત્રીનું નામ અશોકમંજરી અને બીજીનું નામ તિલકમંજરી એવું પાડયું. દિવસો જતાં બન્ને કન્યાઓ કલાઓ સાથે વધવા લાગી. તેમનું રૂપ અને યૌવન ખીલી નીકળ્યું. અને જાણે આંખની બે સરખી બે કીકીઓ હોય તેવી બે કન્યાઓ દેખાવા લાગી.

કનકધ્વજરાજા કન્યાઓને યૌવન પરિણત દેખી વિચારવા લાગ્યો કે આમને માટે હું યોગ્યવર કયાંથી શોધી કાઢીશ? ખરેખર કન્યાના પિતાને ગમેતેવી સારી કન્યા હોય તો પણ દુઃખજ હોય છે. સૌ પ્રથમ 'કન્યા થઈ' તે શબ્દ સાંભળતાં ચિંતા થાય છે મોટી થતાં તે કોને આપવી એવી ચિંતા મનમાં રહે છે અને લગ્ન કરાવ્યા પછી પણ ભર્તારને ઘેર સુખે રહેશે કે નહિ અગર ત્યાં તેને શું સુખ દુઃખ મળશે? તેથી પિતાનું ચિત્ત ચિંતાથી ઘેરાય છે.

વસંતઋતુ બેઠી, સર્વ બાજુ વનરાજી ખીલી. કનકધ્વજ રાજા પુત્રીઓ અને સ્ત્રી સહિત ઉદ્યાનમાં ફરવા નીકળ્યો. ફરતાં ફરતાં એક હિંડોલા આગળ આવ્યા. અહિં અશોકમંજરી હિંડોલા ઉપર ચઢી અને તિલકમંજરીએ તેને હિંચકો નાંખ્યો. હિંડોલે ચઢેલી અશોકમંજરીએ તરૂણ પુરૂષોનાં મન અને નેત્રોને પણ હીંડોળે ચઢાવ્યાં હોય તેમ હીંચકા ખાવા લાગી. એવામાં ત્રડ્ત્રડ્ અવાજ કરતો હિંચકો તૂટયો. લોકો શું થાય છે? તે જુએ તેટલામાં તો અશોકમંજરી હીંચકા સાથે આકાશમાં દૂર દૂર જતી દેખાઈ. લોકોએ કોલાહલ અને બૂમરાણ કરી મૂકી પણ અશોકમંજરીને હરણ કરનાર કોણ છે તે કોઈ શોધી શકયું નહિ.

કનકધ્વજ રાજા પુત્રીના હરણથી શોકાકુલ થયો. બ્હેનના હરણથી તિલકમંજરી જમીન ઉપર મૂર્છા ખાઇ પડી. માતા કુસુમસુંદરી પણ નિશ્ચેષ્ટ બની વિલાપ કરવા લાગી. અશોક નામ ધારી વૃક્ષો પણ શોક કરતાં હોય તેમ દેખાવા લાગ્યાં. આમ આખું ઉદ્યાન શોકવાળું થયું. માતા, પિતા તિલકમંજરી અને લોકોના દુઃખ ને સહન નહિ કરી શકવાથી

સૂર્ય પણ આથમ્યો. ચંદ્રે શીતલતા વર્ષાવી આ પછી એક બીજા એક બીજાને આશ્વાસન આપી સૌ સ્વસ્થ બન્યાં.

આ પછી પાછલી રાત્રે તિલકમંજરી ઉઠી અને સખીનો પરિવાર સાથે વઇ ગોત્રદેવી ચક્રેશ્વરીના મંદિરમાં ગઈ. ત્યાં તેણે દેવીની ભક્તિ કરી તેની પ્રત્યે બોલી 'હે માતા! તું અમારા કુલનું રક્ષણ કરનાર છે. અશોકમંજરીના હરણથી અમે સૌ દીન અને અનાથ બન્યાં છીએ જો તું આનો જવાબ નહિ આપે તો હું તારે બારણે આમરણાંત ઉપવાસ કરીશ. કારણકે મને બ્હેન વિના જીવવામાં રસ રહ્યો નથી.' દેવી તિલકમંજરીની ભક્તિ, શક્તિ અને યુક્તિથી પ્રસન્ન થઇ બોલી 'હે તિલકમંજરી! તારી બહેન ક્ષેમકુશળ છે. એક માસમાં તેની શુદ્ધિ તને આપોઆપ મળશે. તેજ વખતે ત્હારો અને એનો મેળાપ થશે. વળી તું કદાચ મને પૂછે કે અમારો મેળાપ ક્યાં? ક્યારે? અને શી રીતે થશે. તો તું સાંભળ' આ નગરીની પશ્ચિમ દિશાએ એક ભયંકર અટવી છે તે અટવીમાં ઋષભદેવ ભગવાનનો પ્રસાદ છે. તે પ્રસાદમાં રહેલ પ્રતિમાની તું હરહંમેશ પૂજા કર જેથી તારૂં વિઘ્ન દૂર થશે. અને તારી બ્હેન તને ત્યાં મળશે.' તિલકમંજરીએ કહ્યું 'માતાજી! દૂર રહેલ આ મંદીરે હું દરરોજ શી રીતે જાઉં? અને પાછી શી રીતે આવું?' 'હે સુંદરી! તે માટે તું ગભરાઈશ નહિ. મારો સેવક ચંદ્રચૂડ દેવ મારા હુકમથી મયૂરનું રૂપ કરી તને રોજ લઇ જશે અને પાછી લાવશે.' એટલામાં તો મયૂરપક્ષી પ્રગટ થયો. અને મને ઉપાડી અહિં લાવ્યો. આમ હું રોજ પૂજા કરવા આવું છું અને પાછી જાઉં છું કુમાર! દેવીએ જણાવેલ અટવી તે આ અટવી છે. તિલકમંજરી તે હું છું અને મારે શા માટે રોજ આવવું જવું પડે છે. તેનું કારણ તમે જાણ્યું. દેવીએ બતાવેલ મહિનાની અવધિ આજ પુરી થઇ છે છતાં હજુ સુધી મને મારી બ્હેનના નામની પણ ભાળ મળી નથી. કુમાર! તમે જગત્‌માં ફરતાં મારા સરખા રૂપવાળી કોઇ કન્યાને જોઇ છે. ખરી!'

રત્નસાર કુમારે જવાબ આપ્યો; 'તિલકમંજરી! રૂપમાં શ્રેષ્ઠ એવી તારા જેવી કે તારા રૂપના અંશવાળી પણ મેં કન્યા જોઈ નથી, પણ શબરસેના અટવીમાં રૂપ, આકાર અને વાણીમાં તારા સરખો એક તાપસ કુમાર જોયો હતો. આ વાતને સંભારતાં આજે પણ મને દુઃખ થાય છે અને લાગે છે કે કદાચ તું જ પુરૂષનો વેષ લઈ તાપસ કુમાર હશે અગર તું વાત કહે છે તે ઉપરથી જણાય છે કે તેજ તારી બહેન તાપસકુમાર રૂપે હશે' એટલામાં વચ્ચે પોપટ બોલ્યો 'રાજકુમાર! મેં પહેલાં પણ કહ્યું હતું અને આજે પણ કહું છું કે તે તાપસકુમાર કન્યા જ છે. તેમજ નિમિત્તથી પણ હું જાણી જણાવું છું કે આજે કોઈપણ રીતે તિલકમંજરીને તેની બહેનનો મેળાપ થશે'

એટલામાં ભયથી થરથર કંપતી કોઈક હંસલી આકાશમાંથી કુમારના ખોળામાં પડી. અને મનુષ્ય ભાષામાં બોલવા લાગી. 'કુમાર! મારી રક્ષા કરો હું તમારે શરણે આવીછું'.

ઉત્તમ પુરૂષો શરણાગતનું સર્વશક્તિથી રક્ષા કરે છે' કુમારે કહ્યું, 'હે દિવ્યપક્ષિ હંસી! તું જરા પણ ભય ન પામ, રાજા, વિદ્યાધર, દેવ કે ઈન્દ્ર કોઇ તને ઉપદ્રવ નહિં કરે અને તને મારી પાસેથી કોઈ હરણ નહિ કરે. હું મારા પ્રાણથી પણ તારી રક્ષા કરીશ.' ત્યાંતો આકાશમાં ક્રોડો વિદ્યાધરો કુમાર ઉપર હુમલો લઇ આવતા દેખાયા. પોપટ આગળ થયો. અને ત્રાડ નાંખી વિદ્યાધરોને કહેવા લાગ્યો, 'હે વિદ્યાધર સુભટો! તમે કોની સામે હુમલો લઇ જાઓ છો તેમની તમને ખબર નથી. દેવતાથી ન જીતાય તેવા કુમારને સતાવશો તો તમારે અહિંથી ભાગવુંજ ભારે પડશે.' વિદ્યાધરોએ વિચાર્યું કે 'આપણે ઘણા યુદ્ધ ખેલ્યાં છે, ઘણી ત્રાડો સાંભળી છે પણ આજે જે ભય આપણા હૃદયમાં થાય છે. તેવો ભય પ્રથમ જન્મ્યો નથી. જરૂર આ કુમાર માનવ નહિ પણ દેવ હોવો જોઈએ. અને વધુ શક્તિશાળી સાથે યુદ્ધ ખેલી નાહક શા માટે આપણે આપણા પ્રાણ ખોવા જોઇએ.' વિદ્યાધર સુભટો રાજા પાસે ગયા, અને સર્વ બનેલ વાત કહી. વિદ્યાધરેંદ્રને ક્રોધ ચઢયો અને તે બોલ્યો. 'પોપટ કે કુમાર ગમે તે હોય તેની તને મે શા માટે દરકાર કરી હું જાતે જાઉ છું અને મારૂ બળ બતાવું છું.' વિદ્યામાયાથી તેણે દસ મસ્તક વીસ ચક્ષુ અને વીસ હાથવાળું રૂપ વિકુર્વ્યું. દરેક હાથમાં જુદા જુદાં દિવ્ય શસ્ત્રો અને દરેક મુખ તથા આંખથી જુદી જુદી ચેષ્ટા કરનાર યમ સરખો, પ્રલયના ઉત્પાત સમાન વિદ્યાધર કુમાર પાસે આવ્યો, અને બોલ્યો 'નિર્લજ્જ પ્રાણથી પણ વ્હાલી મારી હંસીને તું મુકી દે, નહિતર કમોતે મૃત્યુ પામીશ.'

પિશાચસરખા રૂપવાળા વિદ્યાધરેંદ્રને દેખી પોપટ શંકાથી, મયૂર પક્ષી કૌતુકથી, તિલક મંજરી ત્રાસથી અને હંસી ભયથી કુમારના મુખ તરફ જુએ છે તેટલામાં કુમારે તે વિદ્યાધરેંદ્રને કહ્યું 'તું ફોગટ શામાટે બીવરાવે છે. આવા રૂપથી બાળકો બીવે છે. શૂરવીરને તો બળની ગણતરી હોય છે. સામાન્ય પક્ષીઓ તાળોટા પાડવાથી ઉડી જાય છે. પણ મઠમાંના પક્ષી ઢોલ પીટાય તો પણ ઉડતા નથી. હજી પણ હું કહું છું કે તું ચાલ્યો જા, નહિં તો તારા દશે મસ્તકો, દશ દિક્પાલોને બલિરૂપે આપીશ.' આ પછી બન્ને વચ્ચે ઘોર સંગ્રામ થયો. ચંદ્રચૂડ દેવતાએ મયૂરપક્ષીનું રૂપી મુકી શિઘ્ર દેવતાઇ રૂપ વિકુર્વ્યું તેણે એક પછી એક શસ્ત્રો કુમારના હાથમાં મુકયાં. કુમારે અને વિદ્યાધરેન્દ્રે આકાશને બાણ અને વિવિધ શસ્ત્રોથી છાઈ નાંખ્યું. આમ થોડો વખત તો સેલ્લ, બાવલ્લ, તોમર વગેરે બાણોનું યુદ્ધ ચાલ્યું. પણ પછીથી વિદ્યાધરેન્દ્રે અનેક વિદ્યાઓ મુકી યુદ્ધ કરવા માંડયું. કુમારે તેની સર્વ વિદ્યાઓ પ્રતિવિદ્યાઓ મુકી નિષ્ફળ કરી. છેવટે કુમારે વિદ્યાધરેન્દ્ર સામે જોયું તો ચારે બાજુ વિદ્યાધરેન્દ્ર રાજા સિવાય તેને કાંઇ ન દેખાયું. કુમારે ચારે બાજુ બાણો ફેંકયાં. ચંદ્રચૂડે મુદ્દગાર લઇ વિદ્યાધરના મૂખ્યરૂપ ઉપર પ્રહાર કર્યો કે તુર્ત તેની બહુરૂપ ધારણ કરનાર મહાવિદ્યા નાસી ગઇ. વિદ્યાધરેન્દ્ર તેની સાથેજ નાઠયો અને કુમારનો જય-જયારવ થયો. કુમાર અને દેવતા આવાસે આવ્યા. હંસીએ આવતાં વેંત 'હે ક્ષમાશીલ, દયાળુ, પરદુઃખભંજન કુમાર! તમે જયવંતા વર્તો, મારે કાજે તમે જે ઘોર કષ્ટ અને યાતના

સહન કરી છે તેની મને ક્ષમા આપજો.' કુમારે કહ્યું 'હે પક્ષિ શરણાગતની રક્ષા કરવી એ વીરપુરૂષોની ફરજ છે. પણ મનુષ્યભાષાએ બોલનાર હે પક્ષિ ! તું કોણ છે! અને તારૂં સ્વરૂપ શું છે, તે કહે,' હંસી કહેવા લાગી.

"હે કુમાર 'રથનપૂર' નગરનો તરૂણીમૃગાંક નામે સ્રીલંપટ વિદ્યાધર રાજા છે. એક વખત તે આકાશ માર્ગે જતો હતો તેવામાં તેણે કનકપુરીમાં હીંચકા ખાતી અશોકમંજરી નામે કન્યાને જોઇ. આને જોતાંજ તે ક્ષુબ્ધમુગ્ધ બન્યો અને અશોકમંજરીને હીંચકા સાથે ઉપાડી શબરસેના અટવીમાં લાવ્યો. ત્યાં તેણે અશોકમંજરીને કહ્યું કે 'તું બીશ નહિ, હું તને મારી પ્રાણપ્રિયા બનાવવા ઈચ્છું છું.' કુંવરી કાંઇ પણ બોલી શકી નહિ. વિદ્યાધરે માન્યું કે સમય જતાં ઠેકાણે આવશે, એમ માની તેનું રૂપ પરાવર્તન કરી તાપસકુમાર બનાવી ત્યાં રાખ્યો. અહિં તમારો તાપસ કુમાર સાથે સમાગમ થયો અને વિશ્વાસથી તાપસકુમાર તમને વાત કરે તેટલામાં તો તેણે પવન વિકુર્વી તેને ઉપાડયો અને ધમકાવી તેને કહેવા લાગ્યો, 'હું તારી ઉપર આટલો આટલો પ્રેમ રાખું છું છતાં તું મારો તિરસ્કાર કરે છે અને આ રત્નસાર કુમાર સાથે પ્રેમથી વાતો કરતી હતી' અશોકમંજરીએ ધૈર્ય ધારણ કરી કહ્યું 'હે વિદ્યાધરેન્દ્ર બળાત્કારે પ્રેમ સધાતો નથી.' વિદ્યાધરને ઘડીકવાર ક્રોધ ચઢયો પણ તુર્ત તેને પોતાની ભૂલ સમજાઈ અને 'નીતિશાસ્ત્રનું સ્રીઓની સાથે સરળતાથી કામ લેવું.' તે વચન તેને યાદ આવ્યું. તુર્ત તેણે અશોકમંજરીને મનુષ્યભાષા બોલનારી હંસી બનાવી. આ વાતની બધી જાણ વિદ્યાધરની સ્રી કમલાને થઈ, તેને ઈર્ષા ઉપજી અને તેથી તેણે એક વખત સમય જોઈ હંસીને છોડી મુકી. તે હંસી ત્યાંથી શરણાર્થે આપના ખોળામાં આવી પડી અને વિદ્યાધરથી બચાવવાની તેણે આપની પાસે માગણી કરી. હે કુમાર! તે મનુષ્ય-ભાષા બોલનાર હંસી હું પોતે છું."

તિલકમંજરી પોતાની બ્હેનનો વૃત્તાંત સાંભળી ડુસકે ડુસકે રોવા લાગી અને બોલી 'તેં આ બધું દુઃખ શી રીતે સહન કર્યું ? આ તિર્યંચપણું તને પ્રાપ્ત થયું અને તે શી રીતે દૂર થશે ?' તિલકમંજરી વિલાપ કરે છે તેવામાં ચંદ્રચૂડદેવે હંસી ઉપર પાણી છાંટી પૂર્વવત્ અશોકમંજરી બનાવી; આ પછી બન્ને બેનો હર્ષથી એકબીજાને ભેટી પડી.

કુમારે કૌતુકથી કહ્યું 'તિલકમંજરિ! બીજું તો ઠીક પણ આ બંન્ને તમો બેનોને ભેગી કરી આપી તેનું અમને કાંઈ ઇનામ મળવું જોઈએ.' તિલકમંજરીએ કહ્યું 'હું આપને સર્વસ્વ આપું તો પણ આપનો ઉપકાર વળી શકે તેમ નથી.' એમ કહી તેણે પોતાનો મોતીનો હાર કુમારના ગળામાં પહેરાવ્યો. કુમારે પ્રેમભીની દૃષ્ટિથી તેનો સ્વીકાર કર્યો, આજ અવસરે ચંદ્રચૂડદેવે કહ્યું 'કુમાર ! તિલકમંજરી અને અશોકમંજરી શરમાય છે તેમણે તને મનથી વરેલ છે માટે તું તેમનું પાણિગ્રહણ કર.'

ચંદ્રચૂડદેવે વિવાહની સામગ્રી ઉભી કરી. ચક્રેશ્વરી દેવી પણ જ્ઞાનથી જાણી ત્યાં તુર્ત આવી. અને આ પછી લગ્નવિધિ આરંભાઈ. લગ્નબાદ ચક્રેશ્વરી દેવીએ ત્યાં સૌધર્મા-

તંસક વિમાન જેવો પ્રાસાદ દૈવમાયાથી આંખના પલકારામાં ઉભો કર્યો. આ પ્રાસાદમાં નસાર કુમાર બે સ્ત્રીઓ સાથે દોગુંદક દેવની પેઠે વિષયસુખ ભોગવવા લાગ્યો.

આ તરફ ચંદ્રચૂડદેવદ્વારા કનકધ્વજ રાજાને પોતાની પુત્રીઓની ભાળ અને લગ્નોત્સવની ખબર પડી. રાજા હર્ષપૂર્ણ બની અવિરત પ્રમાણે રત્નસારકુમારના આવાસ નજીક આવી પહોંચ્યો. કુમાર, પોપટ અને તેની બે પુત્રીઓએ રાજાનું અને તેના પરિવારનું પૂર્વ સ્વાગત કર્યું. રાજાએ થોડા દિવસ બાદ પોતાને નગરે પધારી કૃતાર્થ કરવાની લાગણી કરી; કુમારે રાજાની માગણી કબુલ રાખી પ્રયાણ કર્યું અને થોડા દીવસમાં મહોત્સવપૂર્વક કનકપુર નગરમાં પ્રવેશ કર્યો. રાજાએ કુમારને અનેક ભેટણાં અને એક સુંદર આવાસ આપ્યો. કુમારે અહિં એક વર્ષ ક્ષણની પેઠે પસાર કર્યું.

એક વખત કુમાર પોપટની સાથે વાતચિત કરી સુખશય્યામાં સુતો હતો તેવામાં મધ્યરાત્રિએ કોઇ ચોર તેના શયનખંડમાં દાખલ થયો. ભાગ્યવશાત્ કુમારની આંખો ઉઘડી ગઇ. તેણે જોયું તો ઘરમાં સમગ્ર બારણાં બંધ હતાં અને કોઈક માણુસ ઘરમાં ફરતો હતો. કુમાર વિચાર કરે તેટલામાં તે માણુસ બોલ્યો. 'કુમાર! સંગ્રામ કરવા તૈયાર થા. વાણીયાના પુત્રને તો આવું પરાક્રમ છાજે ખરૂં.' તેમ બોલતો પોપટનું પાંજરૂં ઉપાડી તે ચાલવા માંડયો કુમાર પાછળ પડયો પણ જોત જોતામાં તે તેને દૂર સુધી લઈ ગયો અને પછી પોપટસહિત આકાશમાં ચાલ્યો ગયો. કુમારને ખુબ ખેદ થયો, પરમમિત્ર પોપટનું નામ સંભાળી તે ખેદ કરવા લાગ્યો.

ચોર જે દિશાએ ઉડયો હતો તે દિશાએ કુમાર સર્વ ઠેકાણે ફર્યો પણ પોપટ કે ચોરની ભાળ ન મળી તેણે માન્યું કે જરૂર કોઈ દેવ કે વિદ્યાધર, મારો વૈરી જાગ્યો છે અને તે પોપટને ઉઠાવી ગયો આમ ફરતાં ફરતાં આખો દિવસ પસાર કર્યો. રાત્રિ પસાર કરી આગળ ચાલ્યો ત્યાં બીજે દીવસે તેણે એક સ્વર્ગ સમાન નગર જોયું. નગરના દરવાજે પેસતાંજ એક મેનાએ કુમારને રોકયો અને કહ્યું કે 'કુમાર! નગરમાં પ્રવેશ કરો નહિ કારણ કે આ નગરમાં પ્રવેશ કરનારને રાક્ષસ મારી નાંખે છે. આના સંબંધી વિગત આ પ્રમાણે છે—

આ રત્નપુર નામનું નગર છે. તે નગરનો રાજા પુરંદર નામે હતો. નગરમાં કોઇક ચોર ઠેર ઠેર ચોરી કરી નગરને રંજાડતો હતો. તલારક્ષ વિગેરે ચોરને પકડી શકતા નહોતા. આથી પ્રજાએ રાજા આગળ પોકાર ઉઠાવ્યો. રાજાએ ચોરને પકડવાનું માથે લીધું એક વખત મુદ્દામાલ સાથે ચોરી કરી નાસતા ચોરને રાજાએ દીઠો, રાજાએ તેનો પીછો પકડયો ચોર એક મઠમાં ભરાયો. મઠનો અધિપતિ તાપસ ઉંઘતો હતો તેનો લાભ લઈ ચોર મુદ્દામાલ તાપસ આગળ મુકી નાસી ગયો. રાજાએ તાપસને મુદ્દામાલ સાથે પકડયો. તાપસે ઘણી આજીજી કરી પણ રાજાએ તે ન માની અને તેને શૂળીએ ચઢાવ્યો. તાપસ મૃત્યુ પામી રાક્ષસ થયો. તેને પૂર્વવૈર યાદ આવ્યું. તેણે તુર્ત રાજાને

મારી નાંખ્યો અને લોકોને નસાડી મુકયા છે. નગર ધન ધાન્યથી ભરપુર છે પણ કોઈ પ્રવેશ કરતું નથી. કારણ કે જે પ્રવેશે છે તેને રાક્ષસ મારી નાંખે છે

રત્નસાર કુમાર નગરમાં દાખલ થયો તેણે નગરને ધનધાન્યથી ભરેલું અને સુવર્ણ તથા રત્નથી ભરપૂર દેખ્યું. અનુક્રમે તે રાજમહેલમાં પેઠો ત્યાં તેણે સુની સુંદર શય્યા જોઈ કુમાર તેમાં સુતો કે તુર્ત ઉંઘી ગયો. રાક્ષસ ધમપછાડા કરતો ત્યાં આવ્યો. તેણે કુમારને ઘસઘસાટ ઉંઘતો જોયો. ક્ષણભર હું આને કઈ રીતે મારૂં ? તે વિચાર કરવા લાગ્યો પછી તુર્ત તે વિચાર બદલી તે તેના ભૂતોના ટોળાંને તેડી લાવ્યો. ભૂતોના અવાજે કુમારની ઉંઘ ઉડી ગઈ. તેણે રાક્ષસને કહ્યું. "રાક્ષસરાજ ! હું ઘસઘસાટ ઉંઘતો હતો તમે મારી નિદ્રા ભાંગી તમે ઘોર પાપ કર્યું છે. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે–'૧ ધર્મની નિંદા કરનાર ૨ પંક્તિનો ભેદ કરનાર, ૩ વગર કારણે નિદ્રાનો છેદ કરનાર ૪ ચાલતી કથામાં અંતરાય કરનાર અને ૫ જરૂર વિના રસોઈ કરનાર એ પાંચે પુરૂષો મહાપાપી ગણાય છે.' માટે પાછી મને ઉંઘ આવે તે સારૂ મારા પગના તળીયે તેલ મસળો." રાક્ષસ સ્થિર થયો. તે વિચારવા લાગ્યો કે આને મારો કે ભૂતોનો નથી જરાપણ ક્ષોભ કે નથી જરાપણ ભય. જરૂર કોઇ આ મહાન સિદ્ધિસંપન્ન પુરૂષ હોવો જોઇએ. ભલે તેના કહ્યા મુજબ સેવા કરૂં.' રાક્ષસે તેલ લઈ કુમારનાં પગનાં તળીયાં મસળવા માંડયાં. થોડીવારે કુમાર બેઠો થયો. અને કહેવા લાગ્યો. 'રાક્ષસરાજ ! હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. તમે માગો તે આપીશ.' રાક્ષસના આશ્ચર્યમાં વધારો થયો. તે વિચારવા લાગ્યો હું દેવ અને આ માનવ, માનવ ઉપર દેવ પ્રસન્ન થાય તે તો જાણ્યું છે. પણ આ મારા ઉપર પ્રસન્ન થઈ મને વરદાન માગવાનું કહે છે. આતો કોઈ અજબ પુરૂષ છે. તે બોલ્યો 'કુમાર ! મને વરદાન આપ્યું છે તો હું માગું છું કે તમે આ નગરના રાજવી થાઓ અને સુખ વૈભવ ભોગવો.' કુમાર ઘડીકમાં વિચાર મગ્ન બન્યો, તેને ગુરૂ પાસે રાજ્ય નહિ સ્વીકારવાનું લીધેલ વ્રત યાદ આવ્યું, બીજી તરફ રાક્ષસને આપેલ વચન પણ યાદ આવ્યું. તેણે રાક્ષસને કહ્યું, 'રાક્ષસરાજ ! તમે મને રાજ્ય આપો છો પણ મેં પૂર્વે વ્રત લીધું હોવાથી રાજ્ય લઈ શકું તેમ નથી.' રાક્ષસને આ વચન સાંભળી ક્રોધ ચઢયો, તેણે કુમારને ઉપાડયો અને આકાશમાંથી સમુદ્રમાં ફેંકયો. સમુદ્રમાં પટકાઇ કુમાર બહાર આવતાં ફરી તેનો પગ ઝાલી અદ્ધર કર્યો અને બોલ્યો, 'કુમાર ! એક બાજુ વરદાન આપે છે અને બીજી બાજુ વ્રતની વાત કરે છે. તને અત્યારે શિલા સાથે અફાળી મારી નાંખું છું,' કુમારે કહ્યું, 'રાક્ષસરાજ ! જરાપણ વિલંબ વિના તમને ઉચિત લાગે તે કરો, પણ હું મારૂં વ્રત છોડીશ નહિ.' રાક્ષસે કુમારનો દૃઢ નિશ્ચય જાણ્યો. તેણે રાક્ષસરૂપ સંહર્યું. અને અસલ દેવરૂપ પ્રગટ કર્યું અને કહ્યું, "કુમાર ! હું ચંદ્રશેખર દેવ છું. એક પ્રસંગે હરિણૈગમેષી દેવને મેં પૂછ્યું કે 'જગત્‌માં કોઇ એવો પુરૂષ છે કે જે લોભને આધીન ન થાય. બત્રીસ લાખ અને અઠયાવીસ લાખ વિમાનના અધિપતિ ઈન્દ્રો પણ લોભને આધીન થઇ લડે છે. તો પછી

બીજાની શી વાત કરવી ?' હરિણૈગમેષીએ મને કહ્યું, 'તું કહે છે તે વાત સત્ય છે પણ હાલ જગતમાં વસુસારનો પુત્ર રત્નસાર જરાપણ લોભને આધીન બને તેમ નથી. કારણકે તેણે પરિગ્રહ પરિમાણ વ્રત ગ્રહણ કરેલ છે.' મને પરીક્ષા કરવાની ઈચ્છા થઈ અને મેં પોપટ હર્યો, નગર વિકુર્વ્યું, મેના વિકુર્વી અને તને ઉપદ્રવ કરી તારા સત્ત્વની પરીક્ષા કરી. કુમાર! ખરેખર તું ધન્ય છે. કુમાર! તું કાંઇ વરદાન માગ.' કુમારે કહ્યું 'દેવ! હું વરદાન એટલું જ માગું છું કે તમે નંદીશ્વરાદિદ્વીપોની યાત્રા કરી પૂન્ય મેળવો. જેથી તમારો દેવભવ સફળ થાય.' દેવ અંતર્ધાન થયો અને કુમારને દેવમાયાથી કનકપુરીમાં મુકયો.

થોડા દીવસ બાદ કનકધ્વજ રાજાની રજા મેળવી બે સ્ત્રીઓ સહિત કુમારે પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. અને અનુક્રમે રત્નવિશાળા નગરીમાં રાજા અને નગરજનોથી સત્કારપૂર્વક પ્રવેશ કર્યો. પોપટે રાજા, શેઠ અને નગરવાસીઓને રત્નસારની પરાક્રમ કથા કહી આનંદિત કર્યા.

સમય જતાં એક વખત વિદ્યાનંદ નામના આચાર્ય પધાર્યા. નગરના રાજાએ આચાર્ય ભગવંતને કુમારનો પૂર્વભવ પૂછયો. આચાર્ય ભગવંતે પૂર્વભવ કહેતાં જણાવ્યું.

"પૂર્વે રાજપુર નગરમાં શ્રીસારનામે રાજપુત્ર હતો. તેને શ્રેષ્ઠિપુત્ર, મંત્રિપુત્ર અને ક્ષત્રિયપુત્ર એ ત્રણ મિત્ર હતા. આ ચારમાં ક્ષત્રિયપુત્ર મિત્રોની કળાકૌશલ્ય દેખી તેમના જ્ઞાનની પ્રશંસા કરતો હતો અને પોતાની જડતાની નિંદા કરતો હતો. એક વખત કોઇ ચોરે રાણીને ત્યાં ચોરી કરી. સુભટોએ તેને પકડ્યો. રાજાએ તેને મારી નાંખવાને હુકમ આપ્યો. કુમારે ચોરને શૂલિ ચડાવનારાઓને કહ્યું, 'મારી માતાના દ્રવ્ય ચોરનાર ચોરને હુંજ મારીશ.' તેમ કહી તણે ચોરનો કબજો લીધો અને એકાંત જંગલમાં તેને લઈ જઇ હિતશિક્ષા આપી છોડી મુકયો. આ છૂપી વાત પણ જતે દીવસે પ્રગટ થઈ અને તે વાત રાજાને કાને પહોંચી. રાજાએ શ્રીસારનો તિરસ્કાર કર્યો. શ્રીસારને આથી માઠું લાગ્યું અને તે નગરમાંથી નીકળી ગયો. ત્રણ મિત્રો પણ તેની સાથે નગર બહાર નીકળ્યા. પણ આગળ જતાં માર્ગમાં ભૂલા પડ્યા. અને ભૂખ તરસથી પીડાઈ કોઈક ગામ નજીક આવી ભોજનની તૈયારી કરે છે તેવામાં કોઇ જિનકલ્પિ મુનિરાજ પધાર્યા. શ્રીસારે ચઢતે પરિણામે મુનિને ભિક્ષા આપી શ્રેષ્ઠિપુત્ર અને પ્રધાનપુત્રે કુમારના દાનની અનુમોદના આપી પણ 'સર્વ આપો આવો યોગ ફરી ફરી થોડો મળવાનો છે.' એક કહી કપટયુક્ત ભાવે અધિક શ્રદ્ધા દેખાડવા પ્રયત્ન કર્યો. મૂઢ ક્ષત્રિય-પુત્ર બોલ્યો, 'કુમાર! અમને ઘણી ભૂખ લાગી છે માટે અમારે માટે કાંઇક થોડું રાખો.' આ પ્રસંગથી ક્ષત્રિય કુમારે દાનાંતરાયકર્મ ઉપાર્જન કર્યું અને તેથી તે મૃત્યુ પામી શુક થયો. શ્રેષ્ઠિપુત્ર અને પ્રધાન પુત્ર મૃત્યુ પામી કપટયુક્ત વચનને લઇ રત્નાસારની બે સ્ત્રીઓ થઇ અને શ્રીસારકુમાર રત્નસાર થયો. શ્રીસારે છોડાવેલો ચોર તાપસવ્રત પાળી ચંદ્રચૂડ દેવ થયો.

રાજા આદિ લોકો મુનિરાજનું વચન સાંભળી સુપાત્ર દાનને વિષે આદરવાળા થયા. રત્નસાર કુમારે રથયાત્રા, તીર્થયાત્રા, પ્રતિષ્ઠા, જિનમંદિર, ચતુર્વિધસંઘ વાત્સલ્ય, દીનજન

ઉદ્ધાર વિગેરે સારાં કૃત્યો લાંબા વખત સુધી કર્યાં કુમારના પરિચયથી તેની બે સ્ત્રીઓ પણ ધર્મનિષ્ઠ થઇ. અંતે રત્નસાર કુમાર બે સ્ત્રીઓ સહિત ધર્મધ્યાન કરી મૃત્યુ પામી અચ્યુતદેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાંથી રત્નસારનો જીવ ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈ મુક્તિસુખને પામશે. આ રીતે પાત્રદાન અને પરિગ્રહ પરિમાણ વ્રત ઉપર રત્નસારની કથા સાંભળી હે ભવ્યજીવો ! તમારે પરિગ્રહ પરિમાણ અને પાત્રદાન ઉપર આદર કરવો જોઇએ.

વિવેકી પુરૂષ સાધુ આદિનો યોગ હોય તો ઉપર કહેલી રીતે દરરોજ વિધિ પ્રમાણે અવશ્ય સુપાત્રદાન કરે. તેમજ ભોજનને વખતે અથવા પહેલાં આવેલા સાધર્મિઓને પણ શકિત પ્રમાણે પોતાની સાથે જમાડે. કારણકે સાધર્મી પણ પાત્ર જ કહેવાય છે. સાધર્મિ-વાત્સલ્યનો વિધિ વગેરે આગળ ઉપર જણાવવામાં આવશે

**શ્રાવકે પોતાનું દ્વાર અભંગ રાખવું.**

તેમજ આ સિવાય બીજા પણ ભીખારી વગેરે લોકોને ઉચિતદાન આપવું. તેમને નિરાશ કરી પાછા કાઢવા નહીં. તેમને કર્મબંધ કરાવવો નહીં. ધર્મની હીલના ન કરાવવી. પોતાનું મન નિર્દય ન રાખવું. ભોજનને અવસરે દ્વાર બંધ કરવું એ મ્હોટા સારા અથવા દયાળુ પુરૂષોનું લક્ષણ નથી.

આ સંબંધી સાંભળવામાં પણ આવે છે કે, ચિત્રકૂટને વિષે ચિત્રાંગદ રાજા હતો. તેના ઉપર ચઢાઇ કરનાર શત્રુની સેનાએ ચિત્રકૂટગઢને ઘેરી નાંખ્યો. શત્રુઓની અંદર પેસવાની ઘણી ધાસ્તી હોવા છતાં પણ ચિત્રાંગદ રાજા દરરોજ ભોજનને વખતે પોળનો દરવાજો ઉઘડાવતો હતો. તે છુપી વાત ગણિકાએ જાહેર કરવાથી શત્રુઓએ ગઢ તાબામાં લીધો. એવી રીતે છે માટે શ્રાવકે અને તેમાં પણ વિશેષે કરી ઋદ્ધિવંત શ્રાવકે ભોજનને વખતે દ્વાર બંધ કરવાં નહિ. કહ્યું છે કે—'કોણ પોતાનું ઉદરપોષણ કરતો નથી ? પરંતુ ઘણા જીવોને નિર્વાહ ચલાવે તેનીજ પુરૂષમાં ગણત્રી છે. માટે ભોજન વખતે આવેલા પોતાના બાંધવ આદિને જરૂર જમાડવા. ભોજનને વખતે આવેલા મુનિરાજને ભક્તિથી, યાચ-કોને શક્તિના અનુસારથી અને દુઃખી જીવને અનુકંપાથી યથાયોગ્ય સંતુષ્ટ કર્યા પછીજ મ્હોટા પુરૂષોને ભોજન કરવું ઉચિત છે.' આગમમાં પણ કહ્યું છે કે—

नेव दारं पिहावेइ, भुंजमाणो सुसावओ ॥  
अणुकंपा जिणिंदेहिं, सड्ढाणं न निवारिआ ॥ १ ॥  
दट्ठूण पाणिनिवहं, भीमे भवसायरंमि दुक्खत्तं—  
अविसेस ओणुकंपं दुहावि सामत्थओ कुणइ ॥ २ ॥

સુશ્રાવક ભોજન કરતાં દ્વાર બંધ કરે નહિં. કેમકે, જિનેંદ્રોએ શ્રાવકોને અનુકંપાદાનની મનાઈ કરી નથી. શ્રાવકે ભયંકર ભવસમુદ્રમાં જીવોના સમુદાયને

દુઃખથી હેરાન થયેલો જોઈ નાતજાતનો અથવા ધર્મનો તફાવત મનમાં ન રાખતાં દ્રવ્યથી અન્નાદિક દઇને તથા ભાવથી સન્માર્ગે લગાડીને યથાશક્તિ અનુકંપા કરવી શ્રી ભગવતી આદિ સૂત્રોમાં શ્રાવકના વર્ણનને પ્રસંગે શ્રાવકને ‘અવગુઅદુવારા’ એવું વિશેષણ આપેલ છે તેનો અર્થ ‘શ્રાવકે સાધુ આદિ લોકોને પ્રવેશ કરવા માટે હંમેશાં ઘરનાં દ્વાર ઉઘાડાં રાખવાં.” એમ કહેલ છે. વળી તીર્થંકરો ભગવંતોએ પણ સાંવત્સરિક દાન દઈ દીન લોકોનો ઉદ્ધાર કર્યો. વિક્રમરાજાએ પણ પોતાના રાજ્યમાંના સર્વે લોકોને ઋણ વિનાના કર્યા, તેથી તેના નામનો સંવત ચાલ્યો. દુકાળ આદિ આપદા આવી પડે ત્યારે અનાથ લોકોને સહાય્ય આપવાથી ઘણી ફળ પ્રાપ્તિ થાય છે કહ્યું છે કે—‘શિષ્યની વિનય ઉપરથી, સુભટની સંગ્રામનો સમય આવવાથી, મિત્રની આપદાનો પ્રસંગ આવવાથી અને દાનની દુર્ભિક્ષ પડવાથી પરીક્ષા થાય છે.’

સંવત ૧૩૧૫ મે વર્ષે દુકાળ પડયો ત્યારે ભદ્રેશ્વર નગરના રહીશ શ્રીમાલજ્ઞાતના જગડુશાહે એકસોબાર સદાવ્રતો રાખી દાન આપ્યું. કહ્યું છે કે—‘દુકાળ પડે છતે હમ્મીરે બાર, વીસળદેવે આઠ, બાદશાહે એકવીસ અને જગડુશાહે હજાર મૂડા ધાન્યના આપ્યા.’ તેમજ અણહિલપુર પાટણમાં સિંધાકનામે એક મ્હોટો સરાફ થયો. તેણે અશ્વ ગજ, મ્હોટા મહેલ આદિ ઘણી ઋદ્ધિ ઉપાર્જન કરી સંવત ૧૪૨૯ મે વર્ષે તેણે આઠ મંદિરો બંધાવ્યાં, અને ઘણી મહાયાત્રાઓ કરી એક વખતે તેણે જ્યોતિષીના કહેવા ઉપરથી આવતા કાળમાં દુર્ભિક્ષ પડવાનો છે તે તેણે જાણ્યું, અને સિંધાકે બે લાખ મણ ધાન્ય એકઠું કરી રાખ્યું. તેથી દુર્ભિક્ષ પડે ભાવની તેજીથી તેને ઘણો લાભ થયો, આ વખતે ચોવીશ હજાર મણ ધાન્ય અનાથ લોકોને આપ્યું. હજાર બંદીવાન છોડાવ્યા છપ્પન રાજાઓને છોડાવ્યા. જિનમંદિરો ઉઘડાવ્યાં. શ્રી જયાનંદસૂરિ તથા શ્રી દેવસુંદરસૂરિ વિગેરેના પગલાં સ્થાપન કર્યાં. આ આદિ અનેક તેનાં ધર્મકૃત્યો જાહેર છે. માટે શ્રાવકે વિશેષે કરી ભોજન વખતે અવશ્ય અનુકંપાદાન કરવું, દરિદ્રી ગૃહસ્થે પણ ઘરમાં અન્ન—રસોઈ વગેરે એટલી કરવી કે જેથી કોઈ ગરીબ આવે તો તેની યથાશક્તિ આસનાવાસના કરાય. એમ કરતાં તેને કાંઈ બહુ ખરચમાં ઉતરવું પડતું નથી. કારણ કે, ગરીબ લોકોને થોડામાં પણ સંતોષ થાય છે. કહ્યું છે કે—‘કોળિયામાંથી એક દાણો નીચે ખરી પડે તો તેથી હાથીના આહારમાં શું ઓછું પડવાનું હતું ? પણ તે એક દાણા ઉપર કીડીનું તો આખું કુટુંબ પોતાનો નિર્વાહ કરી લે છે.’ બીજું એવો નિરવદ્ય આહાર ઉપર કહેલી રીતે કિંચિત અધિક તૈયાર કર્યો હોય તો તેથી સુપાત્રનો યોગ મળી આવે ત્યારે શુદ્ધ દાન પણ અપાય છે.

**બધાની સાર સંભાળ લીધા પછી જ પોતે ભોજન કરવું.**

તેમજ માતા, પિતા, બાંધવ, બ્હેન, પુત્ર, પુત્રીઓ, પુત્રની સ્ત્રીઓ, સેવક. ગ્લાન. બંધનમાં રાખેલા લોકો તથા ગાય વગેરે જાનવરો આદિને ઉચિત ભોજન આપીને, પંચ પરમેષ્ઠીનું ધ્યાન કરીને તથા પચ્ચક્ખાણનો અને નિયમનો બરાબર ઉપયોગ રાખીને

પોતાને સદતું હોય તેવું ભોજન કરવું. કહ્યું છે કે—'ઉત્તમ પુરૂષોએ પહેલાં પિતા. માતા, બાળક. ગર્ભિણી, વૃધ્ધ અને રોગી એમને ભોજન કરાવીને પછી પોતે ભોજન કરવું. ધર્મના જાણ પુરૂષે સર્વે જાનવરોની તથા બંધનમાં રાખેલા લોકોની સાર સંભાળ કરીને પછી પોતે ભોજન કરવું, તે વિના ન કરવું.'

**પરિમિત અને માફક આવે તે અન્નનું ભોજન કરવું.**

હવે જે વસ્તુ સાત્મ્ય–અનુકુળ હોય તે વસ્તુ વાપરવી. 'આહાર, પાણી, વગેરે વસ્તુ સ્વભાવથી વિરૂદ્ધ હોય તો પણ કોઇને તે માફક આવે છે તેથી તેને સાત્મ્ય કહે છે.' જન્મથી માંડીને પ્રમાણસર વિષ ભક્ષણ કરવાની ટેવ પાડી હોય તો તે વિષ પણ અમૃત સમાન થાય છે. અને ખરેખર અમૃત હોયતો પણ કોઇ વખતે ન વાપરવાથી પ્રકૃતિને માફક ન આવતું હોયતો તે વિષ માફક થાય છે. એવો નિયમ છે. તથાપિ પથ્ય વસ્તુનું સાત્મ્ય–અનુકુળતા ન હોય તો પણ તેજ વાપરવી અને અપથ્ય વસ્તુનું સાત્મ્ય–અનુકુળ હોય તો પણ તે ન વાપરવી. "બલિષ્ટ પુરૂષને સર્વે વસ્તુ પથ્ય હિતકારી છે." એમ સમજી કાળકૂટ વિષ ભક્ષણ ન કરવું વિષશાસ્ત્રનો જાણ પુરૂષ સુશિક્ષિત હોય તો પણ કોઇ વખતે વિષ ખાવાથી મરણ પામે છે. તેમજ કહ્યું છે કે–'જે ગળાની નીચે ઉતર્યું તે સર્વ અશન કહેવાય છે. માટે ડાહ્યા લોકો ગળાની નીચે ઉતરે ત્યાં સુધીના ક્ષણ માત્ર સુખને અર્થે જિન્હાની લોલુપતા રાખતા નથી.' એવું વચન છે માટે જિન્હાની લોલુપતા દુર કરી અભક્ષ્ય, અનંતકાય અને બહુ સાવદ્ય વસ્તુ પણ વર્જવી.

પોતાની જઠરાગ્નિને માફક આવે તે પ્રમાણે પરિમિત ભોજન કરવું. જે પરિમિત ભોજન કરે છે તે ખરેખર બહુ ભોજન કર્યા જેવું કરે છે અતિશય ભોજન કરવાથી અજીર્ણ, ઉલટી, જુલાબ તથા મરણ વગેરે પણ થોડીવારમાં થાય છે, કહ્યું છેકે "હે જીભ! તું ભક્ષણ કરવાનું અને બોલવાનું માપ રાખ કારણકે, અતિશય ભક્ષણ કરવાનું અને અતિશય બોલવાનું પરિણામ ભયંકર નીપજે છે. હે જીભ! જો તું દોષ વિનાનું તથા પરિમિત ભોજન કરે, તેમજ જો દોષ વિનાનું અને પરિમિત બોલે, તો કર્મરૂપ વીરોની સાથે લડતા એવા જીવ દ્વારા તનેજ જયપત્રિકા–સાબાશી મળશે એમ નક્કી જાણ હિતકારી, પરિમિત અને પરિપકૂવ –બરોબર રાંધેલું અન્ન ભક્ષણ કરનારો, ડાબે પાસે શયન કરનારો, હંમેશાં ફરવા હરવાની મહેનત કરનારો, વિલંબ ન લગાડતાં મળમૂત્રનો ત્યાગ કરનારો અને સ્ત્રીઓની બાબતમાં પોતાનું મન વશમાં રાખનારો એવો પુરૂષ રોગોને જીતે છે."

**હવે ભોજન કરવાનો વિધિ વ્યવહાર શાસ્ત્રાદિકના અનુસારે નીચે પ્રમાણે જાણવો.**

અતિશય પ્રભાત કાળમાં, તદ્દન સંધ્યાને વખતે અથવા રાત્રિએ તથા ગમન કરતાં ભોજન ન કરવું. ભોજન કરતી વખતે અન્નની નિંદા ન કરવી. જમતી વખતે ડાબા પગ ઉપર હાથ પણ ન રાખવો. તથા એક હાથમાં ખાવાની વસ્તુ લઈ બીજે હાથે ભોજન ન કરવું ૧. ઉઘાડી જગ્યામાં, તડકામાં, અંધકારમાં અથવા વૃક્ષને તળે કોઈકાળે ભોજન ન કરવું, તથા

ભોજન કરતી વખતે અંગૂઠા પાસેની આંગળી ઉભી ન રાખવી ૨. મુખ, કપડાં અને પગ ધોયા વિના, નગ્નપણે, મેલાં કપડાં પહેરીને તથા ડાબો હાથ થાળીને લગાડયા વિના ભોજન કરવું નહીં ૩. એકજ વસ્ત્ર પહેરીને, મસ્તકે ભીનું વસ્ત્ર વીંટીને, અપવિત્ર શરીરે તથા અતિશય જીભની લોલુપતા રાખીને વિચક્ષણ પુરૂષે ભોજન કરવું નહિં ૪. પગમાં પગરખાં પહેરીને, ચિત્ત સ્થિર રાખ્યા વિના, કેવળ જમીન ઉપરજ અથવા પલંગ ઉપર બેસીને, ખુણામાં અગર દક્ષિણ દિશામાં મુખ કરીને તેમજ પાતળા આસન ઉપર બેસીને ભોજન કરવું નહીં ૫. આસન ઉપર પગ રાખીને, તથા શ્વાન, ચાંડાળ અને પતિત લોકની નજર પડતી હોય તેવી જગ્યાએ ભોજન કરવું નહીં. તેમજ ભાગેલા અથવા મલિન વાસણમાં ભોજન કરવું નહીં ૬. અપવિત્ર વસ્તુથી ઉત્પન્ન થએલું, ગર્ભહત્યા વગેરે કરનાર લોકોએ જોએલું, રજસ્વળા સ્ત્રીએ સ્પર્શ કરેલું તથા ગાય, શ્વાન, પક્ષિ વગેરે જીવોએ, સુંઘેલું એવું અન્ન ખાવું નહીં ૭. જે ભક્ષ્ય વસ્તુ કયાંથી આવી ? તેની ખબર ન હોય, તથા જે વસ્તુ અજાણી હોય તે ખાવી નહીં. એક વાર રાંધેલું અન્ન ફરી વાર ઉન્નું કર્યું હોય તો તે પણ ન ખાવું. તથા ભોજન કરતી વેળાએ બચ બચ એવો શબ્દ અથવા વાંકુંચુકું મૂખ કરવું નહીં ૮. ભોજન કરતી વખતે આસપાસ રહેલા લોકોને ભોજન કરવા બોલાવીને પ્રીતિ ઉપજાવવી. પોતાના ઇષ્ટ દેવનું નામ સ્મરણ કરવું. તથા સરખું, પહોળું અને ઘણું નીચું ઉંચું નહીં એવા સ્થિર આસન ઉપર બેસીને પોતાની માસી, માતા બ્હેન અથવા સ્ત્રી વગેરે લોકોએ રાંધેલું તથા પવિત્ર અને ભોજન કરેલા લોકોએ આદરથી પીરસેલું અન્ન એકાંતમાં ખાવું ૯–૧૦. ભોજન કરતી વેળાએ મૌન કરવું, તથા શરીર વાંકુંચુંકું ન રાખવું, જમણો સ્વર વહેતો હોય ત્યારે ભોજન કરવું અને પ્રત્યેક ખાવા યોગ વસ્તુ સૂંઘવી; કેમકે, તેથી દૃષ્ટિદોષ ટળે છે ૧૧. ઘણું ખારૂં, ઘણું ખાટું, ઘણું ઉન્હું તથા ઘણું ઠંડુ અન્ન ખાવું નહીં. શાક ઘણું ન ખાવું, અતિશય મીઠી વસ્તુ ન ખાવી. તથા રૂચિકર વસ્તુ પણ ઘણી ન ખાવી ૧૨. અતિશય ઉનું અન્ન રસનો નાશ કરે, અતિશય ખાટું અન્ન ઇંદ્રિયોની શક્તિ ઓછી કરે, અતિશય ખારૂં અન્ન નેત્રોને વિકાર કરે અને અતિશય ચીકણું અન્ન ગ્રહણીને (કોઠામાંની છઠ્ઠી કોથળીને) બગાડે ૧૩ કડવા અને તીખા આહારથી કફનો, તૂરા અને મીઠા આહારથી પિત્તનો, સ્નિગ્ધ અને ઉષ્ણ આહારથી વાયુનો તથા ઉપવાસથી બાકીના રોગોનો નાશ કરવો ૧૪. જે પુરૂષ શાકભાજી બહુ ન ખાય, ઘીની સાથે અન્ન ખાય, દૂધ આદિ ચીકણી વસ્તુ સેવે, બહુ પાણી ન પીએ, અજીર્ણ છતાં ભોજન ન કરે, મૂત્રલ તથા વિદાહી વસ્તુ ન સેવે, ચાલતાં ખાય નહિં અને ખાધેલું પચ્યા પછી અવસરે ભોજન કરે, તેને શરીરે રોગ કદાચ થાય તો બહુજ થોડો થાય ૧૫. નીતિના જાણ પુરૂષો પ્રથમ મધુર, વચ્ચે તીખું અને છેડે કડવું એવું દુર્જનની મૈત્રી સરખું ભોજન ઇચ્છે છે. ઉતાવળ ન કરતાં પ્રથમ મધુર અને સ્નિગ્ધ રસ ભક્ષણ કરવા, મધ્યે પાતળા. ખાટા અને ખારા રસ ભક્ષણ કરવા, તથા અંતે કડવા અને તીખા રસ ભક્ષણ કરવા. ૧૬–૧૭. પુરૂષે પહેલા પાતળા, મધ્યે કડવા રસ અને અંતે

પાછા પાતળા રસનો આહાર કરવો તેથી બળ અને આરોગ્ય જળવાય છે. ૧૮. ભોજનની શરૂઆતમાં જળ પીએ તો અગ્નિ મંદ થાય, મધ્યભાગમાં પીએ તો રસાયન માફક પુષ્ટિ આપે અને અંતે પીએ તો વિષ માફક નુકશાન કરે. ૧૯ માણસે ભોજન કરી રહ્યા પછી સર્વ રસથી ખરડાએલા હાથ ધોઇ તેના પાણીનો કોગળો હરરોજ પીવો, ૨૦. પાણી પશુની માફક ગમે તેટલું ન પીવું, એઠું રહેલું પણ ન પીવું તથા ખોબેથી પણ ન પીવું. કેમકે પાણી પરિમત પીવું તેજ હિતકારી છે. ૨૧. ભોજન કરી રહ્યા પછી ભીને હાથે બે ગાલને ડાબા હાથને અથવા નેત્રોને સ્પર્શ ન કરવો. પરંતુ કલ્યાણને માટે બે ઢીંચણને હાથ લગાડવા. ૨૨ બુદ્ધિશાળી પુરૂષે ભોજન કરી રહ્યા પછી કેટલીક વાર સુધી શરીરનું મર્દન મળમૂત્રનો ત્યાગ, ભાર ઉપાડવો, બેસી રહેવું, ન્હાવું વગેરે કરવું નહીં. ૨૨. ભોજન કર્યા પછી તુરત બેસી રહે તો પેટ મેદથી જાડું થાય, ચિતો સુઇ રહે તો બળની વૃદ્ધિ થાય, ડાબે બાજુ સુઇ રહે તો આયુષ્ય વધે, અને દોડે તો મૃત્યુ સામું આવે. ૨૪. ભોજન કરી રહ્યા પછી તુરત ડાબે પાસે સુઈ રહેવું પણ ઉંઘવું નહી. અથવા સો પગલાં ચાલવુ. ૨૫ આ રીતે ભોજનનો લૌકિક વિધિ કહ્યો છે.

**સિદ્ધાંતમાં જણાવેલ ભોજન વિધિ—**

સિદ્ધાંતમાં કહેલો ભોજન વિધિ નીચે પ્રમાણે છે:—સુશ્રાવકો નિર્વદ્ય, નિર્જીવ અને પરિત્તમિશ્ર એવા આહાર વડે પોતાનો નિર્વાહ કરનારા હોય છે ૧. શ્રાવકે સાધુની માફક સર સર અથવા ચબચબ શબ્દરહિત, ઘણી ઉતાવળ અથવા ઘણી સ્થિરતારહિત નીચે દાણા અથવા બિંદુ ન પડે તેમ મન વચન કાયાની બરોબર ગુપ્તિ રાખીને ઉપયોગથી ભોજન કરવું. ૨. એક અગર ઘણા ધુમ્ર અને અગાર વિગેરે દોષોને વર્જીને ભોજન કરવું, એટલે ભોજન કરતી વખતે આહારને નિંદીને કે વખાણીને ખાવો નહિં ૩. જેવી ગાડી ખેડવાના કામમાં તેલ પુરવાની રીત હોય છે તે પ્રમાણે સંયમ રૂપ રથ ચલાવવાને માટે સાધુઓને આહાર કહ્યો છે, ૪. અન્ય ગૃહસ્થોએ પોતાને અર્થે કરેલું, તીખું, કડવું, તુરૂં, ખાટું, મીઠું અથવા ખારૂં એ જે અન્ન મળે તે સાધુઓએ મીઠા ઘૃતની માફક ભક્ષણ કરવું. ૫. તેમજ રોગ, મોહનો ઉદય, સ્વજન વગેરેને ઉપસર્ગ થએ છતે, જીવદયાનું રક્ષણ કરવાને માટે, મોટી તપસ્યાને તથા આયુષ્યનો અંત આવે શરીરનો ત્યાગ કરવાને અર્થે આહારનો ત્યાગ કરવો. ૬. એ વિધિ સાધુ આશ્રયિ કહ્યો. તેમજ શ્રાવક આશ્રયિ જમવાનો વિધિ પણ યથાયોગ્ય જાણવો.

બીજે સ્થળે પણ કહ્યું છે કે–'વિવેકી પુરૂષે શક્તિ હોય તો દેવ, સાધુ, નગરનો સ્વામી, તથા સ્વજન સંકટમાં પડયા હોય, અથવા સૂર્ય ચંદ્રને ગ્રહણ લાગ્યું હોય ત્યારે ભોજન કરવું નહીં.' તેમજ અજીર્ણથી રોગો ઉત્પન્ન થાય છે માટે અજીર્ણ, તાવ નેત્રવિકાર વગેરે રોગ થયા હોય તો ભોજન કરવું નહીં. કહ્યું છે કે–'તાવની શરૂઆતમાં શક્તિ ઓછી ન થાય એટલી લાંઘણ કરવી. પણ વાયુથી, થાકથી, ક્રોધથી, શોકથી, કામવિકારથી, અને પ્રહાર થવાથી ઉત્પન્ન થયેલા તાવમાં લાંઘણ કરવી નહીં.' તથા દેવ, ગુરૂને વંદનાદિકનો યોગ ન હોય;

તીર્થને અથવા ગુરૂને વંદના કરવી હોય, વિશેષ વ્રત પચ્ચક્ખાણ લેવાં હોય, મ્હોટું પુણ્યકાર્ય આરંભવું હોય તે દિવસે તેમજ અષ્ટમી ચતુર્દશી વગેરે મ્હોટા પર્વના દિવસે પણ ભોજન કરવું નહીં, ઉપવાસ વગેરે તપસ્યાથી આ લોકમાં તથા પરલોકમાં ઘણા ગુણ ઉત્પન્ન થાય છે. કહ્યું છે કે—' તપસ્યાથી અસ્થિર કાર્ય હોય તે સ્થિર, વાંકુ હોય તે સરળ, દુર્લભ હોય તે સુલભ, તથા અસાધ્ય હોય તે સુસાધ્ય થાય છે.' વાસુદેવ, ચક્રવર્તિ વગેરે લોકોનાં તે તે દેવતાને પોતાના સેવક બનાવવાં વગેરે ઇહલોકનાં કાર્યો પણ અટ્ઠમ વગેરે તપસ્યાથીજ સિદ્ધ થાય છે; પણ તે વિના સિદ્ધ થતાં નથી. આ રીતે ભોજન વિધિ કહ્યો છે.

સુશ્રાવક ભોજન કરી રહ્યા પછી નવકાર સ્મરણ કરીને ઊઠે. અને ચૈત્યવંદન વિધિ વડે દેવને તથા ગુરૂવંદનવડે ગુરૂને યોગ હોય તે પ્રમાણે વાંદે. ચાલુ ગાથામાં 'सुपत्तदाणाइजुत्तीए' એ પદમાં આદિ શબ્દનું ગ્રહણ કર્યું છે, તેથી આદિ શબ્દ દ્વારા ભોજન વિધિ વગેરે વિગતો જણાવી.

હવે ગાથાના ઉત્તરાર્ધની વ્યાખ્યા કરીએ છીએ— ભોજન કરી રહ્યા પછી દિવસચરિમ અથવા ગ્રંથિ સહિત પ્રમુખ પચ્ચક્ખાણ ગુરૂ પ્રમુખને બે વાંદણાં દઇને અથવા તે વિના ગ્રહણ કરવું. આ પછી ગીતાર્થ મુનિરાજ પાસે અથવા ગીતાર્થ શ્રાવક પાસે અગર સિદ્ધપુત્ર વગેરેની પાસે યોગ હોય તે મુજબ પાંચ પ્રકારનો સ્વાધ્યાય કરવો. ૧ વાચના ૨ પૃચ્છના, ૩ પરાવર્ત્તના, ૪ ધર્મકથા અને ૫ અનુપ્રેક્ષા એ સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે, તેમાં નિર્જરાને માટે યથાયોગ્ય સૂત્ર વગેરેનું દાન કરવું અથવા ગ્રહણ કરવું તે વાચના કહેવાય છે. વાચનામાં કાંઇ સંશય રહ્યા હોય તે ગુરૂને પૂછવો તે પૃચ્છના કહેવાય છે. પૂર્વે ભણેલા સૂત્રાદિકને ભૂલી ન જવાય તે માટે વારંવાર ફેરવવું તે પરાવર્ત્તના કહેવાય છે. જંબૂસ્વામી વગેરે સ્થવિરોની કથા સાંભળવી, અથવા કહેવી તે ધર્મકથા કહેવાય છે. મનમાંજ સૂત્રાદિકનું વારંવાર સ્મરણ કરવું તે અનુપ્રેક્ષા કહેવાય છે. તેમજ ગુરૂ મુખથી સાંભળેલા શાસ્ત્રાર્થને જાણ પુરૂષો પાસે વિચાર કરવારૂપ સ્વધ્યાય વિશેષ કૃત્ય તરીકે જાણવું કારણ કે, "તે તે વિષયના જાણ પુરૂષોની સાથે શાસ્ત્રાર્થના રહસ્યની વાતોનો વિચાર કરવો" એવું શ્રીયોગશાસ્ત્રનું વચન છે આ સ્વાધ્યાય ઘણો ગુણકારી છે. કહ્યું છે કે—'સ્વાધ્યાયથી શ્રેષ્ઠ ધ્યાન થાય છે, સર્વ પરમાર્થનું જ્ઞાન થાય છે, તથા સ્વાધ્યાયમાં રહેલો પુરૂષ ક્ષણે ક્ષણે વૈરાગ્યદશા મેળવે છે' પાંચ પ્રકારના સ્વાધ્યાય ઉપર દૃષ્ટાંત વગેરે આચારપ્રદીપ ગ્રંથમાં અમે કહ્યાં છે, તેથી અત્રે તે કહ્યાં નથી. આ રીતે આઠમી ગાથાનો અર્થ પુરો થયો. (૮)

**સાંજની જિનપૂજા, પ્રતિક્રમણ, સ્વાધ્યાય અને ઘરના માણસોને ઉપદેશ આપવાનું શ્રાવકકૃત્ય જણાવે છે.**

**संझाइ जिणं पुणरवि, पूयइ पडिक्कमइ कुणइ तह विहिणा ।**
**विस्समणं सज्झायं, गिहं गओ तो कहइ धम्मं ॥ ९ ॥**

[सन्ध्यायां जिनं पुनरपि, पूजयति प्रतिक्रामति करोति तथा विधिना ।
विश्रामणं स्वाध्यायं गृहं गतो ततः कथयति धर्मम् ॥ ९ ॥]

અર્થ:—સંધ્યા વખતે ફરીથી જિનપૂજા કરવી, પ્રતિક્રમણ કરવું અને ત્યાર-બાદ વિધિપૂર્વક મુનિરાજની સેવાભક્તિ કરવી અને સ્વાધ્યાય કરવો. આ પછી ઘેર જઇ સ્વજનોને ધર્મોપદેશ આપવો.

---

**સન્ધ્યા વખતે દિવસચરિમ પચ્ચક્ખાણ લેવું તથા જિનપૂજા કરવી.**

વિશેષ:—શ્રાવકે હંમેશાં એકાસણાં કરવાં એવો ઉત્સર્ગ માર્ગ છે. કહ્યું છે કે–'શ્રાવક ઉત્સર્ગ માર્ગે સચિત્ત વસ્તુને વર્જનારો, હંમેશાં એકાસણુ કરનારો તેમજ બ્રહ્મચર્યવ્રત પાળનારો હોય છે.' પરંતુ જેનાથી દરરોજ એકાસણું થઇ ન શકે એમ હોય તેણે દિવસના આઠમા ચોઘડિયામાં પહેલી બે ઘડીએ અર્થાત્ બે ઘડી દિવસ બાકી રહે છતે ભોજન કરવું – વાળું કરવું. છેલ્લી બે ઘડી દિવસ રહે ત્યારે ભોજન કરે તો રાત્રિભોજનનો મહાદોષ લાગવાનો પ્રસંગ આવે છે સૂર્ય અસ્ત થયા પછી કે રાત્રિએ મોડું ભોજન કરે તો ઘણા દોષ લાગે છે. તેનું દૃષ્ટાંત સહિત સ્વરૂપ અમારી કરેલી અર્થદીપિકા ઉપરથી જાણવું. ભોજન કરી રહ્યા પછી સૂર્યનો ઉદય થાય, ત્યાં સુધીનું ચઉવિહાર, તિવિહાર અથવા દુવિહાર દિવસચરિમ પચ્ચક્ખાણ કરે, એ પચ્ચક્ખાણ મુખ્ય પણે તો દિવસ છતાંજ કરવું જોઈએ, પણ ગૌણપણે રાત્રિએ કરે તો પણ ચાલે એમ છે.

શંકા—દિવસચરિમ પચ્ચક્ખાણ નિષ્ફળ છે, કારણ કે, એકાશન વગેરે પચ્ચક્ખાણોમાં તે સમાઇ જાય છે, **સમાધાન**—એમ નહિ એકાસણ વગેરે પચ્ચખાણના આઠ આગાર છે. અને દિવસચરિમના ચાર આગાર છે માટે આગારનો સંક્ષેપ એજ દિવસ-ચરિમમાં મુખ્ય છે. તેથી તે સફળ છે, તેમજ રાત્રિભોજન પચ્ચક્ખાણવાળાંને પણ તે દિવસ બાકી છતાં કરાતું હોવાથી તથા રાત્રિભોજન પચ્ચક્ખાણનું યાદ કરાવનારૂં છે માટે ફળ-દાયી છે. એમ આવશ્યક લઘુવૃત્તિમાં કહ્યું છે. આ પચ્ચક્ખાણ સુખે કરી શકાય તેવું છે તેમજ બહુ ફળદાયક છે. એના ઉપર નીચે પ્રમાણે એક દૃષ્ટાંત છે:—

દશાર્ણનગરમાં એક શ્રાવિકા સાંજે ભોજન કરીને પ્રતિદિન દિવસચરિમ પચ્ચક્ખાણ કરતી હતી. તેનો ધણી મિથ્યાદૃષ્ટિ હતો. તે "સંધ્યાએ જમ્યા પછી રાત્રિએ કોઈ કાંઇ ભક્ષણ કરતું નથીજ. એમાં મોટું દિવસચરિમ શું પચ્ચક્ખાણ કરે છે." એવી રીતે શ્રાવિ-કાની હંમેશાં હાંસી કરતો હતો. એક વખતે શ્રાવિકાએ "તું ભાગીશ" એમ કહી ના પાડી તો પણ તેના ધણીએ દિવસચરિમ પચ્ચક્ખાણ કર્યું. રાત્રિએ સમ્યગ્દૃષ્ટિ દેવી પરીક્ષા કરવા માટે તથા શિખામણ દેવાને માટે તેની બ્હેનનું રૂપ ધારણ કરી તેને ઘેબર વગેરે આપવા લાગી. શ્રાવિકાએ ઘણો વાર્યો, તો પણ જીભની લોલુપતાથી તેણે તે ખાવા

માંડયું. એટલામાં દેવીએ તેને માથા ઉપર એવો પ્રહાર કર્યો કે જેથી તેના ડોળા બહાર નીકળી ભૂમિ ઉપર પડયા. "મ્હારો અપશય થશે" એમ ધારી શ્રાવિકાએ કાઉસ્સગ્ગ કર્યો. કાઉસ્સગથી સમ્યગદષ્ટિ દેવી હાજર થઈ અને પછી શ્રાવિકાના કહેવાથી દેવીએ તત્કાળ કોઈએ મારી નાંખેલા બોકડાનાં નેત્ર લાવી તે પુરૂષને લગાડયાં. તેથી તેનું એડકાક્ષ એવું નામ પડયું. આ પછી પ્રત્યક્ષ ખાત્રી થવાથી તે પુરૂષ શ્રાવક થયો. લોકો કૌતુકથી તેને જોવા માટે આવવા લાગ્યા. તેથી તે નગરનું પણ એડકાક્ષ નામ પાડયું. તેને જોવાથી ઘણા લોકો શ્રાવક થયા. આ રીતે દિવસચરિમ ઉપર એડકાક્ષનું દષ્ટાંત કહ્યું છે.

પછી સંધ્યા વખતે એટલે છેલ્લી બે ઘડી દિવસ રહે ત્યારે સૂર્યબિંબનો અર્ધો અસ્ત થતા પહેલાં ફરીથી ત્રીજી વાર યથાવિધિ જિનપૂજા કરવી.

'શ્રાદ્ધવિધિ પ્રકરણમાં 'શ્રાવકનું દિનકૃત્ય' નામનો પ્રથમ પ્રકાશ સંપૂર્ણ

---

# પ્રકાશ ૨.

## રાત્રિ કૃત્ય.

શ્રાવકનું દિનકૃત્ય કહ્યું; હવે રાત્રિકૃત્ય કહીએ છીએ તેમાં સૌ પ્રથમ 'पडिक्कमइ' શબ્દની વ્યાખ્યા કરે છે.

**પ્રતિક્રમણ કરવું.**

શ્રાવક ત્રીજીવાર જિનપૂજા કર્યા બાદ મુનિમહારાજ પાસે અગર પૌષધશાળામાં જયણાપૂર્વક પ્રમાર્જન કરી સામાયિક લેવા વગેરે વિધિપૂર્વક પ્રતિક્રમણ કરે–છ પ્રકારના અવશ્યક રૂપ પ્રતિક્રમણ કરે. આ પ્રતિક્રમણમાં સ્થાપનાચાર્યની સ્થાપના, મુહપત્તિ, રજોહરણ વિગેરે ધર્મોપકરણ ગ્રહણ કરવાં તથા સામાયિક લેવાની વિધિ વિગેરે હકીકત શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિમાં કહેલી છે. આથી અહિં કહી નથી. શ્રાવકે સમ્યક્ત્વ અને બાર વ્રતના અતિચારોની વિશુદ્ધિને માટે પ્રતિક્રમણ કરવું. અને તે દરરોજ તેમજ બન્ને સંધ્યાએ અતિચારોની વિશુદ્ધિની ટેવ માટે કરવું. રોગ થયો હોય તો હણે અને રોગ ન હોય તો કાંતિ ઉત્પન્ન કરે તેવા ત્રીજા ઔષધની પેઠે અતિચાર ન લાગ્યા હોય તો પણ શ્રાવકે અવશ્યમેવ પ્રતિક્રમણ કરવું. કેમકે તે અતિચાર લાગ્યા હોય તો દૂર કરે છે અને ન લાગ્યા હોય તો તે જીવનમાં વૈરાગ્ય વૃદ્ધિ કરે છે. સિદ્ધાંતમાં પણ કહ્યું છે કે 'પહેલા અને છેલ્લા જિનેશ્વરના શાસનમાં સપ્રતિક્રમણ ધર્મ છે. એટલે અતિચાર લાગ્યા હોય કે નહિ તો પણ અવશ્ય હંમેશાં પ્રતિક્રમણ કરવું. અને મધ્યમ જિનેશ્વરના શાસનમાં અતિચાર લાગ્યા હોયતોજ પ્રતિક્રમણ કરવું. એથી અતિચાર ન લાગ્યા હોય તો પૂર્વક્રોડ વર્ષે પણ પ્રતિક્રમણ ન કરે અને અતિચાર લાગે તો મધ્યાહ્નમાં પણ પ્રતિક્રમણ કરવું.' 'ત્રણ પ્રકારના ઔષધમાં પહેલું ઔષધ વ્યાધિ હોય તો દૂર કરે અને ન હોયતો નવી ઉત્પન્ન કરે,

બીજું ઔષધ વ્યાધિ હોય તો દૂર કરે અને ન હોય તો લાભ કે નુકશાન કાંઇ ન કરે. ત્રીજું ઔષધ વ્યાધિ હોય તો દુર કરે અને ન હોય તો રસાયણની પેઠે બળ બુદ્ધિ વગેરેને વધારે છે.' આ ત્રીજા ઔષધ સરખુ પ્રતિક્રમણ છે. જો અતિચાર લાગ્યા હોય તો તેની શુદ્ધિ કરે છે અને ન લાગ્યા હોય તો ચારિત્ર ધર્મની પુષ્ટિ આપે છે.

શંકા—આવશ્યક ચૂર્ણિને વિષે કહેલ સામાયિક વિધિ તેજ શ્રાવકનું પ્રતિક્રમણ છે, કારણ કે આવશ્યક ચૂર્ણિમાં જણાવેલ તે સામાયિક વિધિમાં પ્રતિક્રમણના છ ભેદ તથા બન્ને સંધ્યાએ અવશ્ય કરવું, એ સર્વ તેમાંજ ઘટાવી શકાય તેમ છે. પ્રતિક્રમણના છ ભેદ આ રીતે સમાય છે. '૧ સામાયિક કરીને ૨ ઇરિયાવહી પડિક્કમી, ૩ કાયોત્સર્ગ કરી ૪ ચતુર્વિંશતિ સ્તવ બોલી ૫ વાંદણા દઇ શ્રાવક ૬ પચ્ચકખાણ કરે,' આ વચનથી આમાં છ આવશ્યક પુરાં થાય છે. તેમજ सामाईअमुभयसंझं એવું ચૂર્ણિનું વચન છે તેથી પ્રભાત અને સંધ્યાએ કરવાનું પણ નક્કી થાય છે. આથી સામાયિક વિધિ તેજ પ્રતિક્રમણ છે.

સમાધાનઃ—ઉપરોક્ત શંકા તે બરોબર નથી. કેમકે, સામાયિક વિધિમાં છ આવશ્યક અને કાળ નિયમ સિદ્ધ થતા નથી. તે આ રીતેઃ—ત્હારા (શંકાકારના) અભિપ્રાય મુજબ પણ ચૂર્ણિકારે સામાયિક, ઇરિવાવહી અને વાદણાં એ ત્રણજ મૂખ્યત્વે દેખાડયાં છે, બાકીનાં દેખાડયાં નથી. તેમાં પણ ઇરિયાવહી પ્રતિક્રમણ કહ્યું છે, તે ગમનાગમન સંબંધી છે, પણ આવશ્યકના ચોથા અધ્યયન રૂપ નથી. કારણ કે, 'ગમનાગમન તથા વિહાર કરે છતે, રાત્રિએ નિદ્રાના અંતે, સ્વપ્ન જોયા પછી, નાવમાં બેસવું પડે તો તથા નદી ઉતરવી પડે તો ઇરિયાવહી પ્રતિક્રમણ કરવું,' એવું વચન છે. બીજું શ્રાવકને સાધુની માફક ઇરિયાવહિમાં કાઉસ્સગ્ગ અને ચોવીસત્થો જેમ કહ્યાં છે, તેમ સાધુની માફક પ્રતિક્રમણ પણ કેમ ન કહેવાય? વળી 'શ્રાવકે સાધુ તથા ચૈત્યનો યોગ ન હોય તો પૌષધશાળામાં અથવા પોતાના ઘરમાં સામાયિક તથા પ્રતિક્રમણ કરવું.' એ રીતે આવશ્યક ચૂર્ણિમાં પણ સામાયિકથી પ્રતિક્રમણ જૂદું કહ્યું છે. તેમજ સામાયિકનો કાળ પણ નિયમિત નથી. કારણકે, "જ્યાં વિશ્રાંતિ લે, અથવા નિર્વ્યાપારપણે બેસે, ત્યાં સર્વત્ર સામાયિક કરવું." તેમજ "જ્યારે અવસર મળે ત્યારે સામાયિક કરવું." આ પ્રમાણે ચૂર્ણિકારના વચનથી સ્પષ્ટસિદ્ધ થાય છે કે સામાયિકથી પ્રતિક્રમણ જુદું છે.

હવે "सामाइअमुभयसंझं" એવું જે વચન છે તે સામાયિક પ્રતિમાની અપેક્ષાથી કહ્યું છે. કેમકે, ત્યાંજ સામાયિકનો નિયમિત કાળ સંભળાય છે. અનુયોગદ્વાર સૂત્રમાં તો ખાસ શ્રાવકને પ્રતિક્રમણ કરવાનું કહ્યું છે તે આ રીતે—'સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકા એ સર્વ જણ પોતાના ચિત્ત, મન, લેશ્યા, સામાન્ય અધ્યવસાય, તિવ્ર અધ્યવસાય તથા ઇંદ્રિયો પણ આવશ્યકને વિષેજ તલ્લીન કરી તથા અર્થ ઉપર બરોબર ઉપયોગ રાખી આવશ્યકનીજ ભાવના ભાવતાં પ્રભાતકાળે તથા સંધ્યાએ પ્રતિક્રમણ કરે.' વળી તેજ સૂત્રમાં કહ્યું છે કે, 'જે માટે સાધુને અને શ્રાવકને રાત્રિના તથા દિવસના અંતભાગે અવશ્ય

પ્રતિક્રમણ કરવું પડે છે, માટે પ્રતિક્રમણને આવશ્યક કહે છે.' માટે સાધુની પેઠે શ્રાવકે પણ શ્રીસુધર્માસ્વામિ આદિ આચાર્યની પરંપરાથી ચાલતું આવેલું પ્રતિક્રમણ મુખ્ય માર્ગે ઉભય કાળ કરવું. કેમકે તેથી દિવસે તથા રાત્રિએ કરેલાં પાપોની શુદ્ધિ થતી હોવાથી ઘણી ફળ પ્રાપ્તિ થાય છે. વળી અમે બીજે કહ્યું છે કે—'પાતકોને જીવ પ્રદેશમાં કાઢી નાખનારૂં, કષાયરૂપ ભાવશત્રુને જીતનારૂં, પુણ્યને ઉત્પન્ન કરનારૂં અને મુક્તિનું કારણ એવું પ્રતિક્રમણ દરરોજ બેવાર કરવું,' પ્રતિક્રમણ ઉપર એક દૃષ્ટાંત સંભળાય છે તે નીચે પ્રમાણે છે.

દિલ્હીમાં દેવસી રાઇ પ્રતિક્રમણનો અભિગ્રહ પાળનારો એક શ્રાવક રહેતો હતો. રાજવ્યાપારમાં કાંઈ તહોમતમાં આવવાથી બાદશાહે તેને સર્વાંગે બેડીઓ જડીને બંદીખાનામાં નાંખ્યો. તે દિવસે તેને લાંઘણ થઈ હતી, તો પણ તેણે સંધ્યા વખતે પ્રતિક્રમણ કરવાને સારૂ રખેવાળોને એક ટંક પ્રમાણ સોનું આપવાનું કબૂલ કરી બેઘડી સુધી હાથ છોડાવ્યા, અને પ્રતિક્રમણ કર્યું. એ રીતે તેણે એક મહિનામાં સાઠ ટંક પ્રમાણ સોનું પ્રતિક્રમણને માટે આપ્યું. પોતાનો નિયમ પાળવામાં તેની એવી દૃઢતા જાણીને બાદશાહ સંતુષ્ટ થયો અને તેણે તેને બંદીખાનાથી છોડી મુકી પહેરામણી આપી, અને પછી અગાઉની માફક તેનું વધુ સન્માન કર્યું. આ રીતે પ્રતિક્રમણ કરવામાં યતના અને દૃઢતા રાખવી જરૂરની છે.

### પ્રતિક્રમણના પાંચ પ્રકાર અને સમય.

પ્રતિક્રમણના, ૧ દેવસી, ૨ રાઇ, ૩ પખ્ખી, ૪ ચોમાસી અને ૫ સંવત્સરી એવા પાંચ પ્રકાર છે. એમનો સમય ઉત્સર્ગ માર્ગે કહ્યો છે તે આ પ્રમાણે. 'ગીતાર્થ પુરૂષો સૂર્યબિંબનો અર્ધ ભાગ અસ્ત થાય ત્યારે પ્રતિક્રમણ સૂત્ર કહે છે. એ વચન પ્રમાણભૂત છે તેથી દેવસી પ્રતિક્રમણનો સમય સૂર્યનો અર્ધો અસ્ત એજ જાણવો.' રાઇ પ્રતિક્રમણનો કાળ આ રીતે કહ્યો છે કેઃ—'આચાર્યો આવશ્યક (પ્રતિક્રમણ) કરવાનો વખત થાય છે ત્યારે ઉંઘ તજી દે છે, અને આવશ્યક એ રીતે કરે છે કે, જેથી દશ પડિલેહણા કરતાં વારજ સૂર્યોદય થાય.' અપવાદ માર્ગથી તો દેવસી પ્રતિક્રમણ દિવસના ત્રીજા પહોરથી અર્ધી રાત્રિ સુધી કરાય છે. યોગશાસ્ત્રની વૃત્તિમાં તો દેવસી પ્રતિક્રમણ બપોરથી માંડી અર્ધી રાત્રિ સુધી કરાય એમ કહ્યું છે. તેમજ રાઇ પ્રતિક્રમણ મધ્યરાત્રિથી માંડી બપોર સુધી કરાય. તેમ કહ્યું છે કે 'રાઇ પ્રતિક્રમણ આવશ્યક ચૂર્ણિના અભિપ્રાય પ્રમાણે ઉગ્ધાડા પોરિસિ સુધી કરાય છે, અને વ્યવહાર સૂત્રના અભિપ્રાય પ્રમાણે પુરિમડ્ઢ—બપોર સુધી કરાય છે.' પાક્ષિક પ્રતિક્રમણ પખવાડિયાના છેડે, ચાતુર્માસિક ચોમાસાને અંતે અને સાંવત્સરિક વર્ષને અંતે કરાય છે.

શંકાઃ—પખ્ખી પ્રતિક્રમણ ચૌદશે કરાય ? કે અમાસ પૂનમે કરાય ? ઉત્તર—ચૌદશેજ કરાય એમ અમારૂં કહેવું છે. જો અમાસે તથા પૂનમે પખ્ખી પ્રતિક્રમણ કરાય તો

શાસ્ત્રમાં ઠેર ઠેર ચૌદશે તથા પખ્ખીને દિવસે પણ ઉપવાસ કરવાનો કહ્યો છે, તેથી પખ્ખી આલોયણા પણ છઠવડે થાય. અને તેમ કરવાથી આગમ વચનને વિરોધ આવેછે. આગમમાં કહ્યું છે કે [1]अट्ठमछट्ठ चउत्थं, संवच्छर चाउमास पक्खेसु બીજું આગમમાં જ્યાં પાક્ષિક શબ્દનું ગ્રહણ કર્યું છે, ત્યાં ચતુર્દશી શબ્દ જૂદો લીધો નથી, અને જ્યાં ચતુર્દશી શબ્દનું ગ્રહણ કર્યું છે, ત્યાં પાક્ષિક શબ્દ જૂદો લીધો નથી, તે આ રીતેઃ— [2]अट्ठमि चउद्दसीसु उपववासकरणं એ વચન પાક્ષિક ચૂર્ણિમાં છે. [3]सो अट्ठमिचउद्दसीसु उपवास करेइ" એ વચન આવસ્યક ચૂર્ણિમાં છે. [4]चउत्थछट्ठट्ठमकरणे अट्ठमिपक्खचउमासवरिसे अ એ વચન વ્યવહારભાષ્ય પોઠિકામાંછે. 'अट्ठमिचउद्दसीनाण पंचमीचउमास'—વગેરે વચન મહાનિશીથમાં છે. વ્યવહાર સૂત્રના છઠ્ઠા ઉદ્દેશામાં 'पक्खस्स अट्ठमी खलु, मासस्स य पक्खिअं मुणेयव्वं' એ વચનની વ્યાખ્યા કરતાં વૃત્તિકારે પાક્ષિક શબ્દનો અર્થ ચતુર્દશી એમ જ કર્યો છે. જો પખ્ખી અને ચતુર્દશી જૂદાં હોત તો આગમમાં બે શબ્દ જૂદા જુદા આવત, પણ તેમ નથી. તેથી અમે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે, પખ્ખી ચતુર્દશીને દિવસેજ થાય.

અગાઉ ચોમાસી પૂનમે અને સંવત્સરી પાંચમે કરતા હતા, પણ હાલના વખતમાં શ્રી કાલિકાચાર્યની આચરણાથી ચોમાસી ચૌદશે અને સંવત્સરી ચોથે કરાય છે. એ વાત સર્વ સમંત હોવાથી પ્રામાણિક છે. શ્રી કલ્પભાષ્ય આદિ ગ્રંથોમાં કહ્યું છે કે–'કોઈપણ આચાર્યે કોઇ પણ વખતે મનમાં શઠતા ન રાખતાં જે કાંઈ નિરવદ્ય આચરણ કર્યું હોય અને અન્ય આચાર્યોએ તેનો જો પ્રતિષેધ ન કર્યો હોય, તો તે બહુમત આચરિતજ સમજવું. પણ અનાચરિત નહિં, તીર્થોદ્ગાર નામના ગ્રંથમાં પણ કહ્યું છે કે–'શાલિવાહન રાજાએ સંઘના આદેશથી શ્રીકાલિકાચાર્ય પાસે ચૌદસને દિવસે ચોમાસી અને ચોથને દિવસે સંવત્સરી કરાવી. નવસો ત્રાણુંની સાલમાં ચતુર્વિધ શ્રી સંઘે ચૌદશને દિવસે ચૌમસી પ્રતિક્રમણ કર્યું તે આચરણ પ્રમાણભૂત છે. આ વિષયમાં અધિક ચર્ચા જોવી હોય તો પૂજ્ય શ્રી કુલમંડનસૂરિએ કરેલો વિચારામૃતસંગ્રહ નામનો ગ્રંથ જોવો.

પ્રતિક્રમણ કરવાનો વિધિ યોગશાસ્ત્રની વૃત્તિમાં ચિરંતનાચાર્ય કૃત ગાથાઓ કહી છે, તે ઉપરથી ધારવો. તે નીચે પ્રમાણે છેઃ—

पंचविहायारविसु–द्धि हेउमिह साहु सावगो वावि ।
पडिकमणं सह गुरुणा, गुरुविरहे कुणइ इक्को वि ॥ १ ॥

અર્થઃ—આ મનુષ્યભવમાં સાધુએ તથા શ્રાવકે પણ પંચવિધ આચારની શુદ્ધિ કરનારૂં પ્રતિક્રમણ ગુરુની સાથે, અથવા ગુરૂનો યોગ ન હોય તો એકલાએ અવશ્ય કરવું. (૧)

---

૧ સંવત્સરીએ અઠમ, ચોમાસીએ છઠ, અને પખ્ખીએ ઉપવાસ કરવો. ૨ આઠમ ચઉદશે ઉપવાસ કરવો. ૩ તે આઠમ ચઊદશે ઉપવાસ કરે. ૪ આઠમે તથા પખ્ખીએ ઉપવાસ, ચોમાસીએ છઠ્ઠ અને સંવત્સરીએ અઠ્ઠમ કરવો.

वंदित्तु चेइयाइं, दाउं चउराइए खमासमणे ।
भूनिहिअसिरो सयला-इआरमिच्छोकडं देइ ॥ २ ॥

અર્થ—ચૈત્યવંદન કરી ચાર પ્રમુખ ખમાસમણાં દઈ ભૂમિને વિષે મસ્તક રાખી સર્વે અતિચારનું मिच्छामि दुक्कडं દેવું (૨)

सामाइअपुव्वमिच्छा-मि ठाइउं काउसग्गमिच्चाइ ।
सुत्तं भणिअंप लंबिअ-भुअकुप्परधरिअ पहिरणओ ॥ ३ ॥
घोडगमाई दोसे-हिं विरहिअं तो करेइ उस्सग्गं ।
नाहिअहो जाणुड्ढं, चउरंगुलठइअकडिपट्टो ॥ ४ ॥

અર્થઃ—પ્રથમ સામાયિક લઇ इच्छामि ठामि काउस्सग्गं ઇત્યાદિ સૂત્ર બોલવું. અને પછી ભુજાઓ તથા કોણિ લાંબી કરી રજોહરણ અથવા ચરવળો તથા મુહપત્તિ હાથમાં રાખી ઘોડગ વગેરે દોષ ટાળી કાઉસગ્ગ કરે. તે વખતે પહેરેલો ચોળપટ્ટો કે વસ્ત્ર નાભિથી નીચે અને ઢીંચણથી ચાર આંગળ ઉંચો હોવો જોઈએ. (૧-૪)

तत्थय धरेइ हिअए, जहक्कमं दिणकए अईआरे ।
पारेत्तु णमोक्कारे-ण पढइ चउवीसथयदंडं ॥ ५ ॥

અર્થ:—કાઉસગ્ગ કરતાં મનમાં દિવસે કરેલા અતિચાર અનુક્રમે ચિંતવવા. પછી નવકારવડે કાઉસગ્ગ પારી લોગસ્સ કહેવો. (૫)

संडासगे पमज्जिअ, उवविसिअ अलग्ग विअय बाहुजुगो ।
मुहणंतगं च कायं, च पेहए पंचवीसइहा ॥ ६ ॥

અર્થ—સંડાસક પૂંજી નીચે બેસી અલગી અને લાંબી બે ભુજાઓએ કરી મુહપત્તિની તથા કાયાની પચ્ચીશ પચ્ચીશ પડિલેહણા કરવી (૬)

उट्ठिअठिओ सविणयं, विहिणा गुरुणो करेइ किइकम्मं ।
बत्तीसदोसरहिअं, पणवीसावस्सगविसुद्धं ॥ ७ ॥

અર્થ—ઉઠી, ઉભા રહી વિનયથી વિધિપૂર્વક ગુરૂને કૃતિકર્મ વંદના કરવી. તેમાં બત્રીશ દોષ ટાળવા, અને પચ્ચીશ આવશ્યકની વિશુદ્ધિ સાચવવી.

अह संममवणयंगो, करजुअ विहिधरिअ पुत्तिरयहरणो ।
परिचिंतइ अइआरे, जहक्कमं गुरुपुरो विअडे ॥ ८ ॥

અર્થ:—પછી સમ્યક્ પ્રકારે શરીર નમાવી બે હાથમાં યથાવિધિ મુહપત્તિ અને રજોહરણ અથવા ચરવળો લઇ ગુરૂ આગળ અનુક્રમે પ્રકટપણે અતિચાર ચિંતવવા. (૮)

अह उवविसित्तु सुत्तं सामाइअमाइअं पढिअ पयओ ।
अब्भुट्ठिअम्हि इच्चा-इ पढइ दुहओठिओ विहिणा ॥ ९ ॥

અર્થ:—પછી નીચે બેસી સામાયિકવગેરે સૂત્ર યતનાથી કહે. તે પછી ઉઠીને “अब्भुट्ठिओम्हि” વગેરે પાઠ વિધિપૂર્વક કહે. (૯)

दाऊण वंदणं तो, पणगाइसु जइसु खामए तिण्णि ॥
किइकम्मं करिआयरि-अमाइ गाहातिगं पढए ॥ १० ॥

અર્થ—પછી વાંદણાં દઇ પાંચ આદિ સાધુ હોય તો ત્રણ આદિ સાધુઓને ખમાવે. આ રીતે વંદના કરી आयरियं ઈત્યાદિ ત્રણ ગાથાનો પાઠ કહે. ૧૦)

इअ सामाइअउस्स-ग्गसुत्तमुच्चरिअ काउसग्गट्ठिओ ।
चिंतइ उज्जोअदुगं, चरित्तअइआरसुद्धिकए ॥ ११ ॥

અર્થ—આ રીતે સામાયિકસૂત્ર તથા કાયોત્સર્ગ સૂત્રનો પાઠ કહી પછી ચારિત્રાચાર શુદ્ધિને અર્થે કાઉસગ્ગ કરી બે લોગસ્સ ચિંતવવા. (૧૧)

विहिणा पारिअ सम्म-त्तसुद्धिहेउं च पढइ उज्जोअं ॥
तह सव्वलोअअरिहं-तचेइआराहणुस्सग्गं ॥ १२ ॥
काउं उज्जोअगरं, चिंतिअ पारेइ सुद्धसम्मत्तो ॥
पुक्खरवरदीवड्ढं, कड्ढइ सुअसोहणनिमित्तं ॥१३॥

અર્થ-પછી યથાવિધિ કાઉસ્સગ્ગ પારીને સમ્યક્ત્વ શુદ્ધિને અર્થે પ્રગટ લોગસ્સ કહે. તેમજ સર્વ લોકને વિષે રહેલા અરિહંત ચૈત્યોની આરાધનાને માટે કાઉસ્સગ્ગ કરી તેમાં એક લોગસ્સ ચિંતવે, અને તેથી શુદ્ધ સમ્યક્ત્વધારી થઇને કાઉસ્સગ્ગ પારે. તે પછી શ્રુતશુદ્ધિને માટે પુક્ખરવરદી કહે. (૧૨-૧૩)

पुण पणवीसोस्सासं उस्सगं कुणई पारए विहिणा ॥
तो सयलकुसलकिरिआ-फलाणसिद्धाण पढइ थयं ॥१४॥

અર્થ:—પછી પચીસ ઉચ્છ્વાસનો કાઉસ્સગ્ગ કરે, અને યથાવિધિ પારે. તે પછી સકલ શુભ ક્રિયાનાં ફળ પામેલા એવા સિદ્ધ પરમાત્માનો સ્તવ કહે (૧૪)

अह सुअसामिद्धिहेउं, सुअदेवीए करेइ उस्सग्गं ।
चिंतेइ नमोकारं, सुणइ व देई व तीइ थुइं ॥ १५ ॥

અર્થ:—પછી શ્રુતસમૃદ્ધિને અર્થે શ્રુતદેવીનો કાઉસ્સગ્ગ કરે. અને તેમાં નવકાર ચિંતવે. તે પછી શ્રુતદેવીની થુઈ-સ્તુતિ સાંભળે, અથવા પોતે કહે. (૧૫)

एवं खेत्तसुरीए, उस्सग्गं कुणइ सुणइ देइ थुइं ।
पढिऊण पंचमंगलमुववसिइ पमज्जसंडासे ॥ १६ ॥

અર્થ:—એજ રીતે ક્ષેત્રદેવીનો કાઉસ્સગ્ગ કરી તેની થુઇ-સ્તુતિ સાંભળે, અથવા પોતે કરે પછી પંચ મંગલ કહી સંડાસા ( સંધિ-પગના તથા શરીરના અમુક ભાગ કે જ્યાં બેસતાં જીવની વિરાધના થાય તે ) પ્રમાર્જીને નીચે બેસે. (૧૬)

पुव्वविहिणेव पेहिअ, पुत्तिं दाऊण वंदणं गुरुणो ।
इच्छामो अणुसट्ठिं, ति भणिअ जाणूहिं तो ठाइ ॥ १७ ॥

અર્થઃ—પછી પૂર્વોક્ત વિધિએજ મુહપત્તિ પડિલેહી ગુરુને વાંદણાં દેવાં. તે પછી "इच्छामो अणुसट्ठिं" કહી ઢીંચણ ઉપર બેસવું. (૧૭)

गुरुथुइ गहणे थुइति–ण्णि वद्धमाणक्खरस्सरा पढइ ।
सक्कत्थयंथयं पढि–अ कुणइ पच्छित्तउस्सग्गं ॥ १८ ॥

અર્થ—ગુરૂ સ્તુતિ કહી નમોસ્તુ વર્દ્ધમાનાય વગેરે ત્રણ થુઇ–સ્તુતિ ઉચ્ચ સ્વરે કહેવી. તે પછી નમોત્થુણં કહી પ્રાયશ્ચિત્તને માટે કાઉસ્સગ્ગ કરવો (૧૮)

एवं ता देवसिअं, राइअमवि एवमेव नवरि तहिं ।
पढमं दाउं मिच्छा–मि दुक्कडं पढइ सक्कथयं ॥ १९ ॥

અર્થઃ—આ રીતે દેવસી પ્રતિક્રમણવિધિ કહ્યો. રાઈ પ્રતિક્રમણ વિધિ પણ એ પ્રમાણે જ છે. તેમાં એટલો વિશેષ કે, પ્રથમ મિચ્છામિ દુક્કડં દઇને પછી શક્રસ્તવ કહેવું.(૧૯)

उट्ठिअ करेइ विहिणा, उस्सग्गं चिंतए अ उज्जोअं ।
वीअं दंसणसुद्धी–इ चिंतए तत्थ इणमेव । २० ॥

અર્થઃ—ઉઠીને યથાવિધિ કાઉસ્સગ્ગ કરે. અને તેમાં પણ લોગસ્સ ચિંતવે તથા દર્શનશુદ્ધિને માટે બીજો કાઉસ્સગ્ગ કરી તેમાં પણ લોગસ્સ જ ચિંતવે. (૨૦)

तइए निसाइआरं, जहक्कमं चिंतिऊण पारेइ ।
सिद्धत्थयं पढित्ता, पमज्ज संडासमुवविसइ ॥ २१ ॥

અર્થઃ—ત્રીજા કાઉસ્સગ્ગમાં રાત્રિએ થએલા અતિચાર અનુક્રમે ચિંતવે. અને પછી પારે. તે પછી સિદ્ધસ્તવ કહી સંડાસા પ્રમાર્જી બેસે. (૨૧)

पुव्वं व पुत्तिपेहण–वंदणमालोअ सुत्तपढणं च ।
वंदण खामण वंदण–गाहातिगपढणमुस्सग्गो ॥ २२ ॥

અર્થ:—પૂર્વની પેઠે મુહપતિની પડિલેહણા, વંદના, આલોચના તથા લોગસ્સ સૂત્રના પાઠ સુધી કરવું. તે પછી વંદના, ખામણાં, પાછી વંદના કરી આયરિય ઉવજ્ઝાયની ત્રણ ગાથા કહી કાઉસ્સગ્ગ કરવો. (૨૨)

तत्थय चिंतइ संजम–जोगाण न होइ जेण मे हाणी ।
तं पडिवज्जामि तवं छम्मासं ता न काउमलं ॥ २३ ॥

અર્થ:—તે કાઉસ્સગ્ગમાં આ રીતે ચિંતવે કે, "જેથી મારા સંયમયોગની હાનિ ન થાય, તે તપસ્યાનો હું અંગીકાર કરૂં, સૌ પ્રથમ છમાસી તપ કરવાની તો મ્હારામાં શક્તિ નથી, (૨૪)

एगाइ इगुणतीसू–णयं पि, न सहो न पंचमासमवि ।
एवं चउ–ति–दु–मासं, न समत्थो एगमासंपि ॥ २४ ॥

અર્થ:—છમાસીમાં એક દિવસ ઓછો, બે દિવસ ઓછા એમ કરતાં ઓગણત્રીશ દિવસ ઓછા કરીએ તોપણ તેટલી તપસ્યા કરવાની મ્હારામાં શક્તિ નથી, તેમજ પંચમાસી, ચોમાસી, ત્રિમાસી, બેમાસી, તથા એક માસખમણ પણ કરવાની મ્હારામાં શક્તિ નથી. (૨૪)

जा तं पि तेरसूणं, चउतीसइमाइओ दुहाणीए ।
जा चउत्थंतो आयं–बिलाइ जा पोरिसि नमो वा ॥ २५ ॥

અર્થ:—માસખમણમાં તેર ઉણા કરીએ ત્યાં સુધી તથા સોળ ઉપવાસથી માંડી એકેક ઉપવાસ ઓછો કરતાં ઠેઠ ચોથભક્ત (એક ઉપવાસ) સુધી તપસ્યા કરવાની પણ મ્હારામાં શક્તિ નથી. એમજ આયંબિલ આદિથી, મોટી પોરિસિ તથા તથા નવકારસી સુધી ચિંતવવું. (૨૫)

जं सक्कइ तं हिअए, धरेत्तु पारेत्तु पेहए पोत्तिं ।
दाउं वंदणमसढो, तं चिअ पच्चक्खए विहिणा ॥ २६ ॥

અર્થ:—ઉપર કહેલી તપસ્યામાં જે તપસ્યા કરવાની પોતાની શક્તિ હોય તે હ્રદયમાં ધારવી, અને કાઉસ્સગ્ગ પારી મુહપત્તિ પડિલેહવી, પછી સરળ ભાવથી વાંદણાં દઇ જે તપસ્યા મનમાં ધારી હોય તેનું યથાવિધિ પચ્ચક્ખાણ લેવું. (૨૬)

इच्छामो अणुसट्ठिं, ति णिअ उवविसिअ पढइ तिण्णि थुइ ।
मिउसद्देणं सक्क–त्थयाई ता चेईए वंदे ॥ २७ ॥

અર્થ:—પછી इच्छामो अणुसट्ठिं કહી નીચે બેસી ધીમા સ્વરથી ત્રણ થુઈ–સ્તુતિનો પાઠ કહે. તે પછી नमोत्थुणं વગેરે કહી ચૈત્યવંદન કરે. (૨૭)

अह पक्खिअं चउद्दसि–दिणंमि पुव्वं व तत्थ देवसिअं ।
सुत्तंतं पडिक्कमिउं, तो सम्ममिमं कमं कुणइ ॥ २८ ॥

અર્થ:—હવે ચૌદશે કરવાનું પખ્ખી પ્રતિક્રમણ કહીએ છીએ. તેમાં પહેલા અગાઉ કહ્યા પ્રમાણે દેવસી પ્રતિક્રમણ સૂત્રના પાઠ સુધી વિધિ કહી પ્રતિક્રમણ કરી પછી આગળ કહેવાશે. તે અનુક્રમ પ્રમાણે સારી પેઠે કરવું. (૨૮)

मुहपोत्ती वंदणयं, संबुद्धाखामणं तहा लोए ।
वंदणपत्तेअक्खा–मणं च वंदणयमह सुत्तं ॥ २९ ॥

અર્થ—પ્રથમ મુહપત્તિ પડિલેહવી તથા વંદના કરવી, પછી સંબુદ્ધા ખામણાં તથા અતિચારની આલોચના કરી, પછી વંદના તથા પ્રત્યેક ખામણાં કરવાં તે પછી પક્ખીસૂત્ર કહેવું. (૨૯)

सुत्तं अब्भुट्ठाणं, उस्सग्गो पुत्तिवंदणं तहय ।
पज्जंति अ खामणयं, तह चउरो छोभवंदणया ॥ ३० ॥

અર્થ—પછી અબ્ભુઠાણુ સૂત્ર–પ્રતિક્રમણ સૂત્રનો તથા કાઉસ્સગ્ગનો પાઠ કહી કાઉસ્સગ્ગ કરવો. તે પછી મુહપત્તિ પડિલેહી, વંદના કરી પાર્યંતિક ખામણાં કરવાં અને ચાર થોભવંદના કરવાં. (૩૦)

पुव्वविहिणेव सव्वं, देवसिअं वंदणाइ तो कुणइ ।
सिज्जसूरी उस्सग्गे, भेओ संतिथयपढणे अ ॥ ३१ ॥

અર્થ—પછી અગાઉ કહેલી વિધિ પ્રમાણે દેવસી વંદનાદિક કરવું તેમાં સિજ્જસૂરી કાઉસ્સગ્ગ કરે અને અજિત શાંતિ કહે, આટલો પાઠમાં ફેરફાર છે. (૩૧)

एवं चिअ चउमासे, वरिसे अ जहक्कमं विही णेओ ।
पक्खचउमासवरिसे–सु–नवरि नामंमि नाणत्तं ॥ ३२ ॥

અર્થઃ—એ રીતેજ ચોમાસી પ્રતિક્રમણનો તથા સંવત્સરી પ્રતિક્રમણનો વિધિ જાણવો. તેમાં એટલો વિશેષ કે—પખ્ખી, પ્રતિક્રમણ હોય **પખ્ખી** ચોમાસી હોય તો **ચોમાસી** અને સંવત્સરી હોય તો **સંવત્સરી** એવાં જૂદાં જૂદાં નામ આવે છે. (૩૨)

तह उस्सग्गोज्जोआ, बारसवीसा समंगलचत्ता ।
संबुद्धखामणं तिप ण सत्त साहुण जहसंखं ॥ ३३ ॥

અર્થઃ—તેમજ પખ્ખીના કાઉસ્સગ્ગમાં બાર, ચોમાસીના કાઉસ્સગ્ગમાં વીસ અને સંવત્સરીના કાઉસ્સગ્ગમાં ચાલીશ લોગ્ગસ્સનો કાઉસ્સગ્ગ નવકાર સહિત ચિંતવવો. તથા સંબુદ્ધખામણા પખ્ખી ચોમાસી અને સંવત્સરીએ અનુક્રમે ત્રણ, પાંચ તથા સાત સાધુનાં અવશ્ય કરવાં. (૩૩) આ રીતે ચિરંતનાચાર્યોક્ત પ્રતિક્રમણ ગાથા કહી.

હરિભદ્રસૂરિ કૃત આવશ્યક વૃત્તિમાં વંદનક નિર્યુક્તિની અંદર આવેલી ચત્તારિ પડિક્કમણે એ ગાથાની વ્યાખ્યાને અવસરે સંબુદ્ધ ખામણાના વિષયમાં કહ્યું છે. તે એ છે કે—દેવસી પ્રતિક્રમણમાં જઘન્ય ત્રણ, પખ્ખી તથા ચોમાસીમાં પાંચ અને સંવત્સરીમાં સાત સાધુઓને જરૂર ખમાવવા. પ્રવચનસારોદ્ધારની વૃત્તિમાં આવેલી વૃદ્ધસામાચારીમાં પણ એ જ પ્રમાણે કહ્યું છે.

હવે પ્રતિક્રમણના અનુક્રમનો વિચાર પૂજ્ય શ્રીજયચંદ્રસૂરિ કૃત પ્રતિક્રમણ ગર્ભહેતુ નામના ગ્રંથમાંથી જાણવો. આ રીતે પ્રતિક્રમણ વિધિ જણાવ્યો છે.

**મુનિરાજની સેવા કરવી.**

તેમજ આશાતના ટાળવા વગેરે વિધિથી મુનિરાજની અથવા ગુણવંત તથા અતિધર્મિષ્ટ શ્રાવક આદિની સેવા કરવી. વિશ્રામણા શબ્દ એક ઉપલક્ષણ છે, એથી સુખ સંયમયાત્રાની પૃચ્છા વગેરે પણ કરે, પૂર્વભવે પાંચસો સાધુઓની સેવા કરવાથી ચક્રવર્તી કરતાં અધિક બળવાન થએલા બાહુબળિ વગેરેના દૃષ્ટાંતથી સેવાનું ફળ વિચારવું. ઉત્સર્ગ માર્ગે જોતાં

સાધુઓએ કોઇ પાસે પણ સેવા ન કરાવવી. કારણ કે, 'संवाहणा दंत पहोअणाअ' એ આગમ વચનથી સેવા કરાવવાનો નિષેધ કર્યો છે. અપવાદથી સાધુઓએ સેવા કરાવવી હોય તો સાધુ પાસેજ કરાવવી. તથા કારણ પડે સાધુને અભાવે લાયક શ્રાવક પાસે કરાવવી. જો કે મ્હોટા મુનિરાજ સેવા કરાવતા નથી તથાપિ મનના પરિણામ શુદ્ધ રાખી સેવાને બદલે મુનિરાજને ખમાસમણ દેવાથી પણ નિર્જરાનો લાભ થાય છે, અને વિનય પણ સચવાય છે.

**સ્વાધ્યાય કરવો.**

આ પછી પ્રથમ ભણેલા 'શ્રાદ્ધ દિન કૃત્ય' વિગેરે શ્રાવકની વિધિની દેખાડનાર ગ્રન્થોની, ઉપદેશમાળા, કર્મગ્રંથ વિગેરે ગ્રંથોના પુનરાવર્તન રૂપ, તેમજ શિલાંગાદિ રથની ગાથાઓના ગણવા રૂપ અને નવકારનું વલયાકારે પુનરાવર્તન કરવું વિગેરે વિવિધ સ્વાધ્યાય પોતાની બુદ્ધિ પ્રમાણે મનની એકાગ્રતા માટે કરવો.

*શીલાંગ રથ આ ગાથા ઉપરથી જાણવો.

करणे ३ जोए ३ सन्ना ४, इंदिअ ५ भूमाइ १० समणधम्मो अ १० ।
सिलंगसहस्साणं, अट्ठारसगस्स निप्फत्ती ॥ १ ॥

અર્થઃ—કરણ, કરાવણ, અનુમોદન એ ત્રણ કરણ, એ ત્રણેને મન, વચન અને કાયાના ત્રણ યોગથી ગુણતાં નવ થયાં. તે નવને આહાર, ભય મૈથુન અને પરિગ્રહ એ ચાર સંજ્ઞાથી ગુણતાં છત્રીશ થયા. તેને ચક્ષુ. સ્પર્શ, શ્રોત્ર. રસ અને ઘ્રાણ એ પાંચ ઇંદ્રિયોથી ગુણતાં ૧૮૦ એકસો એંશી થયા. તેને પૃથિવીકાય, અપકાય. તેઉકાય, વાયુકાય, વનસ્પતિ કાય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરેંદ્રિય, પંચેંદ્રિય અને અજીવકાય એ દસ જીવ ભેદની સાથે ગુણતાં ૧૮૦૦ અઢારસો થયા. તેને ૧ ક્ષાંતિ, ૨ માર્દવ, ૩ આર્જવ, ૪ મુક્તિ ( નિર્લોભતા ), ૫ તપ, ૬ સંયમ, ૭ સત્ય, ૮ શૌચ. ( પવિત્રતા ) ૯ અકિંચનતા ( પરિગ્રહત્યાગ ) અને ૧૦ બ્રહ્મચર્ય એ દસ પ્રકારના સાધુ ધર્મે ગુણતાં ૧૮૦૦૦. અઢાર હજાર થાય. એ રીતે શીલાંગ રથના અઢાર હજાર અંગની ઉત્પત્તિ જાણવી. હવે શીલાંગ રથનો ભાવના પાઠ આ રીતે છેઃ—

---

*મનની એકાગ્રતા, કર્મ નિર્જરા, ભાવશુદ્ધિ અને સ્વાધ્યાય માટે શીલાંગાદિ રથનો વિચાર દર્શાવવામાં આવ્યો છે. આ રથના પ્રકાર એકવીશ છે અને તેની ગાથા ૪૯ છે.

૧ શીલાંગરથ, ગાથા ૪, ૨ દશવિધ ચક્રવાલ સમાચારી રથ ગાથા ૩, ૩ ક્ષમણા રથ ગાથા ૪, ૪ શ્રમણ ધર્મરથ ગાથા ૨, ૫ સામાચારી રથ ગાથા ૨, ૬ નિયમ રથ ગાથા ૨, ૭ નિંદારથ ગાથા ૨, ૮ તપોરથ ગાથા ૨, ૯ સંસાર રથ ગાથા ૨. ૧૦ ધર્મરથ ગાથા ૨, ૧૧ સંયમ રથ ગાથા ૧, ૧૨ શુભલેશ્યાત્રિક રથ ગાથા ૪, ૧૩ અશુભ લેશ્યાત્રિક રથ ગાથા ૩, ૧૪ અકરરથ ગાથા ૪, ૧૫ ઇર્યાપથિકી રથ ગાથા ૨, ૧૬ આલોચના રથ ગાથા ૨, ૧૭ રાગત્રિક રથ ગાથા ૨, ૧૮ જ્ઞાન દર્શન ચારિત્ર રથ ગાથા ૩ ૧૯ પચ્ચક્ખાણ રથ ગાથા ૨, ૨૦ ધર્માંગ રથ ગાથા ૧, ૨૧ કામાવસ્થા રથ ગાથા ૧

जे नो करंति मणसा, निज्जिअ आहार सन्न सोइंदी ।
पुढविकायारंभं, खंतिजुआ ते मुणी वंदे ॥ १ ॥

આહાર આદિ સંજ્ઞા અને શ્રોત્ર વગેરે ઇંદ્રિયોને જીતનાર જે મુનિઓ પૃથ્વીકાય વગેરે આરંભ મનથી પણ નથી કરતા, તે ક્ષાંતિ વગેરે દશવિધ ધર્મના પાળનાર મુનિઓને હું વંદના કરૂં છું.

એનું વિશેષ સ્વરૂપ યંત્ર ઉપરથી જાણવું. હવે સાધુ ધર્મરથનો પાઠ આ રીતે છે:–

न हणेइ सयं साहू, मणसा आहार सन्नि संवुडओ ।
सोइंदिअ संवरणो, पुढवि जिए खंतिसंपन्नो ॥ १ ॥

અર્થ—આહાર વિગેરે સંજ્ઞાઓનો, શ્રોત્ર આદિ ઇંદ્રિયોનો સંવર કરનાર, પૃથ્વી કાય વિગેરે આરંભને વર્જનાર તથા ક્ષાંતિ આદિ દશવિધ ધર્મને પાળનાર એવા સાધુ મનથી પણ હિંસા કરતો નથી.

[करणाइ तिन्निजोगा, मण माईणिअ हवन्ति करणाइं ।
आहाराइ सन्ना, चउसोया इन्दिया पंच ॥ २ ॥

અર્થ—ત્રણ કરણ કરવું, કરાવવું. તથા અનુમોદવું, મન વિગેરે ત્રણ–મન વચન અને કાયા રૂપ ત્રણ યોગ, આહારાદિ ચાર સંજ્ઞા, શ્રોત્રેંદ્રિયાદિ પાંચ ઈંદ્રિયો આ બધાને પરસ્પર જોડવાથી સંયમરથ થાય છે.

ત્રણ કરણની સાથે ત્રણ યોગને ગુણતાં ૯ તેને ચાર સંજ્ઞાએ ગુણતાં ૩૬. તેને પાંચ ઇંદ્રિયોએ ગુણતાં ૧૮૦. તેને પૃથ્વીકાયાદિ દસે ગુણતાં ૧૮૦૦ અને તેને ક્ષાંતિ વિગેરે દશવિધ યતિધર્મ સાથે ગુણતાં ૧૮૦૦૦ ભેદ થાય છે. આ પ્રમાણે સાધુ ધર્મ-રથ થાય છે. ]

વગેરે સામાચારી રથ, ક્ષમણા રથ, નિયમ રથ, આલોચના રથ, તપો રથ, સંસાર રથ, ધર્મ રથ, સંયમ રથ વગેરેના પાઠ પણ આ રીતેજ જાણવા ÷ વધુ લંબાણ થવાની બીકથી તે અહીં દાખલ કર્યા નથી.

નવકારની વલઠ ગુણનામાં તો પાંચ પદ આશ્રયી એક (૧ ૨ ૩ ૪ ૫) પૂર્વાનુપૂર્વી, એક પશ્ચાનુપૂર્વી (૫ ૪ ૩ ૨ ૧) અને બાકી એકસો ને અઢાર (૧૧૮) અનાનુપૂર્વીઓ આવે છે. નવ પદ આશ્રયી અનાનુપૂર્વિ તો (૩૬૨૮૭૮) ત્રણ લાખ બાસઠ હજાર આઠસો અઠોતેર થાય છે. અનાનુપૂર્વિ વગેરે ગણવાનો વિચાર તથા તેનું સ્વરૂપ પૂજ્યથી જિનકીર્તિસૂરિ કૃત સટીક પરમેષ્ઠીસ્તવથી જાણવું. આ રીતે નવકાર ગણવાથી દુષ્ટ એવા શાકિની, વ્યંતર વૈરી. ગ્રહ, મહારોગ વગેરેનો શીઘ્ર નાશ થાય છે. અને એનું આ લોકમાં પણપ્રત્યક્ષ ફળ છે. પરલોક આશ્રયી એનું ફળ તો અનંત કર્મક્ષય પ્રમુખ છે. કેમકે—'જે પાપકર્મની નિર્જરા માસની અથવા એક વર્ષની તીવ્ર તપસ્યાથી થાય છે તેજ પાપની નિર્જરા નવ

÷ આનું વિશેષ સ્વરૂપ શીલાંગાદિ રથ સંગ્રહ પુસ્તકમાં જોવું.

કારની અનાનુપૂર્વિ ગુણવાથી અર્ધ ક્ષણમાં થાય છે. શીલાંગ રથ વગેરેના ગણવાથી પણ મન વચન કાયાની એકાગ્રતા થાય છે, અને તે થકી ત્રિવિધ ધ્યાન થાય છે સિદ્ધાંતમાં કહ્યું છે કે—ભંગિક શ્રુત ગણનારો પુરૂષ ત્રિવિધ ધ્યાનમાં વર્તે છે.

આ રીતે સ્વાધ્યાય કરવાથી ધર્મદાસની માફક પોતાને કર્મક્ષયાદિ તથા બીજાને પ્રતિબોધાદિક ઘણો ગુણ થાય છે. ધર્મદાસનું સ્વાધ્યાય ઉપર દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

ધર્મદાસ હંમેશ સંધ્યા વખતે દેવસી પ્રતિક્રમણ કરીને સ્વાધ્યાય કરતો હતો. તેનો પિતા સુશ્રાવક હોવા છતાં સ્વભાવથીજ ઘણો ક્રોધી હતો. એક સમયે ધર્મદાસે પોતાના પિતાને ક્રોધનો ત્યાગ કરવાને માટે ઉપદેશ કર્યો. તેથી તેનો પિતા ઘણો ગુસ્સે થયો. અને હાથમાં લાકડી લઈ દોડતાં રાત્રિનો વખત હોવાથી થાંભલા સાથે અથડાઈને મરણ પામ્યો, અને દુષ્ટ સર્પની યોનિમાં ઉત્પન્ન થયો એક વખતે તે દુષ્ટ સર્પ અંધકારમાં ધર્મદાસને કરડવા સારૂ આવતો હતો. એટલામાં સ્વાધ્યાય કરવા બેઠેલા ધર્મદાસના મુખમાંથી એક ગાથા તેણે સાંભળી. તે ગાથા આ હતીઃ—

तिव्वं पि पुव्वकोडी, कयंपि सुकयं मुहुत्तमित्तेण ।
कोहग्गहिओ हणिओ, ह हा हवइ भवदुगे वि दुही ॥१॥

અર્થ—પૂર્વક્રોડ વર્ષની તીવ્ર તપશ્ચર્યાથી કરેલું પૂણ્ય ક્રોધી માણસ મુહૂર્ત્ત માત્રમાં ગુમાવે છે અને આ ભવ અને પરભવ બંનેમાં દુઃખી થાય છે.

વગેરે સ્વાધ્યાય ધર્મદાસના મુખથી સાંભળતાંજ તે સર્પને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. પછી તે અનશન કરી સૌધર્મ દેવલોકે દેવતા થયો, અને પુત્રને (ધર્મદાસને) સર્વે કામોમાં મદદ આપવા લાગ્યો. એક વખતે સ્વાધ્યાયમાં તલ્લીન છતાંજ ધર્મદાસને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું માટે અવશ્ય સ્વાધ્યાય કરવો જોઈએ.

### ઘરના માણસોને ધર્મોપદેશ આપવો.

પ્રતિક્રમણ પછી શ્રાવકે સામાયિક પારીને પોતાને ઘેર જવું. અને પોતાની સ્ત્રી, પુત્ર, મિત્ર, ભાઇ, સેવક, બ્હેન, પુત્રની વહુ, પુત્રી, પૌત્રો, પૌત્રી, કાકો, ભત્રીજો અને વાણોતર તેમજ બીજા સ્વજનોને પણ જેની જેવી યોગ્યતા હોય તે પ્રમાણે ધર્મનો ઉપદેશ કરવો. ઉપદેશમા ૧ સમ્યકત્વ મૂળ બાર વ્રત સ્વીકારવાં ૨ સર્વે ધર્મકૃત્યોમાં પોતાની શક્તિ વડે યતના વગેરે કરવી. ૩ જ્યાં જિનમંદિર તથા સાધર્મી ન હોય એવા સ્થાનકમાં ન રહી કુસંગતિ તજવી ૪ નવકાર ગણવા. ૫ ત્રિકાળ ચૈત્યવંદન તથા જિનપૂજા કરવી. અને ૬ પચ્ચક્ખાણ વગેરે અભિગ્રહ લેવા. ૭ શક્તિ પ્રમાણે ધર્મનાં સાતે ક્ષેત્રોને વિષે ધન વાપરવું વગેરે વિષય કહેવા. દિનકૃત્યમાં કહ્યું છે કે—જો ગૃહસ્થ પોતાના સ્ત્રી પુત્ર વગેરેને સર્વજ્ઞ પ્રણીત ધર્મને વિષે ન લગાડે, તો તે ગ્રહસ્થ આ લોકમાં તથા પરલોકમાં તેમના કરેલા કુકર્મોથી લેપાય કારણ કે એવો લોકમાં રિવાજ છે કે જેમ ચોરને અન્ન પાન

વગેરે સહાય આપનાર માણુસ પણ ચોરીના અપરાધમાં સપડાયછે તેમ ધર્મની બાબતમાં પણ જાણવું માટે તત્ત્વના જાણ. શ્રાવકે દરરોજ સ્ત્રી પુત્ર વગેરેને દ્રવ્યથી યથાયોગ્ય વસ્ત્ર વગેરે આપીને તથા ભાવથી ધર્મોપદેશ કરીને તેમની સારી અથવા માઠી સ્થિતિની ખબર લેવી.

'पोष्य पोषक' એવું વચન છે, માટે શ્રાવકે સ્ત્રી પુત્રાદિકને વસ્ત્રાદિ દાન અવશ્ય કરવું અન્યસ્થળે પણ કહ્યું છે કે–'દેશનું કરેલું પાપ રાજાને માથે,રાજાનું કરેલું પાપ પુરોહિતને માથે, સ્ત્રીનું કરેલું પાપ ભર્તારને માથે અને શિષ્યનું કરેલું પાપ ગુરૂને માથે છે,' સ્ત્રી પુત્ર વગેરે કુટુંબના લોકો ઘરના કામમાં વળગી રહેલા હોવાથી તથા પ્રમાદી વગેરે હોવાને લીધે તેમનાથી ગુરૂ પાસે જઇ ધર્મ સંભળાતો નથી. માટે ગૃહસ્થ શ્રાવકે ઉપર કહ્યા પ્રમાણે ઘેરે આવી ધર્મોપદેશ કરે તો તે ધર્મને વિષે પ્રવર્તે છે. અહિં ધન્યશ્રેષ્ઠિના કુટુંબનું દૃષ્ટાંત નીચે પ્રમાણે જાણવું—

ધન્યપુર નગરમાં રહેનાર ધન્યશેઠ ગુરૂના ઉપદેશથી સુશ્રાવક થયો. તે દરરોજ સંધ્યા વખતે પોતાની સ્ત્રીને અને ચાર પુત્રોને ધર્મોપદેશ કરતો હતો. આથી અનુક્રમે સ્ત્રી અને ત્રણ પુત્ર પ્રતિબોધ પામ્યા; પણ ચોથો પુત્ર નાસ્તિકની માફક પુણ્ય પાપનું ફળ કયાં છે? એમ કહેતો હોવાથી પ્રતિબોધ ન પામ્યો. તેથી ધન્યશ્રેષ્ઠિના મનમાં ઘણો ખેદ થતો હતો એક વખતે પડોશમા રહેનારી એક વૃદ્ધ સુશ્રાવિકાને મરણ વખતે તેણે નિર્યામણા કરી ધર્મ સંભળાવ્યો અને તેની સાથે એવો નિશ્ચય કરાવ્યો કે, "દેવતા થઇને ત્હારે મ્હારા પુત્રને પ્રતિબોધ પમાડવો." તે વૃદ્ધ સ્ત્રી મરણ પામીને સૌધર્મ દેવલોકમાં દેવી થઈ. પછી તેણે પોતાની દિવ્ય ઋદ્ધિ વગેરે દેખાડીને ધન્યશ્રેષ્ઠિના પુત્રને પ્રતિબોધ પમાડયો. આ રીતે ઘરના સ્વામિએ પોતાની સ્ત્રી પુત્ર વગેરેને પ્રતિબોધ કરવો. એમ કરતાં પણ કદાચ તેઓ પ્રતિબોધ ન પામે, તો પછી ઘરના માલીકને માથે દોષ નથી. કહ્યું છે કે–'સર્વે શ્રોતાજનોને હિતવચન સાંભળવાથી ધર્મ મળેજ છે; એવો નિયમ નથી; પરંતુ ભવ્ય જીવો ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી ધર્મોપદેશ કરનારને તો જરૂર ધર્મપ્રાપ્તિ થાય છે.' આ રીતે નવમી ગથાનો વિસ્તાર પૂર્વક અર્થ છે. (૯)

બ્રહ્મચર્ય પાળે અલ્પનિંદ્રા કરે અને અશુચિ ભાવના ભાવે.

पायं अवंभविरओ, समये अप्पं करेइ नो निद्दं ।
निद्दोवरमे थीतणु–असुइत्ताइ विचिंतिज्जा ॥ १० ॥

[प्रायः अब्रह्मविरतो, समये अल्पं करोति निद्रां ॥
निद्रोपरमे स्त्रीतनुअशूचित्वादि विचिन्तयेत् ॥ १० ॥]

અર્થ—તે પછી સુશ્રાવકે ઘણું કરીને સ્ત્રી સંભોગથી છુટા રહીને થોડો વખત ઉંઘ લેવી અને ઉંઘ ઉડી જાય ત્યારે મનમાં સ્ત્રીના શરીરનું અશુચિપણું ચિંતવવું. (૧૦)

વિશેષઃ—સુશ્રાવક સ્વજનોને ધર્મોપદેશ કરી રહ્યા પછી એક પહોર રત્રિ ગયા પછી

અને મધ્યરાત્રિ થયા પહેલાં અગર પોતાની શરીર પ્રકૃતિને અનુકુળ આવે તે વખતે સુવાના સ્થળે જઇને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે થોડી ઉંઘ લે.

**ઉંઘવા જતી વખતે શ્રાવકે કેવું રહેવું જોઇએ ? તે વિષે કહે છે** અબ્રહ્મ એટલે-સ્ત્રીસંભોગથી વિરક્ત રહેવું. કારણ કે—યાવજ્જીવ ચતુર્થ વ્રત પાળવાને અસમર્થ એવા તરૂણ શ્રાવકે પણ પર્વતિથિ આદિ ઘણા દિવસોને વિષે બ્રહ્મચારીપણેજ રહેવું જોઇએ. કેમકે, બ્રહ્મચર્યનું ફળ બહુ મોટું છે મહાભારતમાં પણ કહ્યું છે કે—'હે ધર્મરાજ ! એક રાત્રિ સુધી બ્રહ્મચર્ય પાળનાર બ્રહ્મચારીને જે શુભગતિ થાય છે, તે શુભગતિ હજારો યજ્ઞ કરવાથી પણ થાય કે નહીં ? તે માટે શંકા રહે છે.'

ચાલતી ગાથામાં निद्दं એ વિશેષ્ય છે, અને अप्पं એ નિદ્રાનું વિશેષણ છે. આ સંબંધમાં એવો ન્યાય છે કે, "કોઈપણ વિધિ અથવા નિષેધ વિશેષણ સહિત કહ્યો હોય તો તે વિધિ અથવા નિષેધ પોતાનો સબંધ વિશેષણની સાથે રાખે છે." તેથી "ઉંઘ લેવી હોય તો થોડી લેવી" એમ અહીં કહેવાનો ઉદ્દેશ છે, પણ ઉંઘ લેવી એવો ઉદ્દેશ નથી. કારણ કે, દર્શનાવરણીય કર્મનો ઉદય થવાથી ઉંઘ એની મેળે આવે છે. માટે ઉંઘ લેવાની વિધિ શાસ્ત્ર શું કરવા કહે ? જે વસ્તુ બીજે કોઈ પ્રકારે મળતી નથી, તેનો વિધિ શાસ્ત્રકાર બતાવે છે. એવો નિયમ છે. આ વાત અગાઉ પણ એક વખત આગળ કહેવામાં આવી છે.

બહુ નિદ્રા લેનાર માણસ આ ભવથી તથા પરભવથી પણ ભ્રષ્ટ થાય છે, ચોર, વૈરી, ધૂતારા, દુર્જન વગેરે લોકો પણ સહજમાં તેની ઉપર હુમલો કરી શકે છે. આથી થોડી ઉંઘ લેવી એ મહાપુરૂષનું લક્ષણ છે આગમમાં પણ કહ્યું છે કે—'જે પુરૂષ અલ્પાહારી. અલ્પવચની, અલ્પ નિદ્રા લેનારો તથા અલ્પ ઉપાધિ અને અલ્પ ઉપકરણ રાખનારો એવો હોય છે, તેને દેવતા પણ પ્રણામ કરે છે.'

**નીતિશાસ્ત્રાદિકમાં કહેલો નિદ્રા વિધિ નીચે પ્રમાણે છે:—**

માંકડ વગેરે જીવોથી ભરેલો, ટૂંકો, ભાંગેલો, હેરાન કરનાર, મેલો, પડપાયાવાળો, તથા બળેલા બાવળના લાકડાથી બનાવેલો એવો ખાટલો સૂવાના કામમાં વાપરવો નહીં. ૧. સુવાના તથા બેસવાના કામમાં ચાર સુધી જોડેલાં લાકડાં હોય તે સારાં; પણ પાંચ આદિ લાકડાનો યોગ, સુનાર ધણીનો તથા તેના કુળનો નાશ કરે છે ૨. પોતાના પૂજનીક પુરૂષથી ઊંચે સ્થાનકે ન સુવું, તથા પગ ભીના રાખીને, ઉત્તર અથવા પશ્ચિમદિશાએ મસ્તક કરીને, વાંસની પેઠે લાંબા થઇને, પગ મુકવાને ઠેકાણે મસ્તક કરીને ન સૂવું; પરંતુ હસ્તિના દંતની માફક સુવું ૩. દેવમંદિરમાં, રાફડા ઉપર, વૃક્ષની નીચે, શ્મશાનમાં તથા વિદિશાએ (ખૂણાની દિશાએ) મસ્તક કરીને ન સુવું. ૪. કલ્યાણની ઇચ્છા કરનાર પુરૂષે સૂવાને વખતે મલમૂત્રની શંકા હોય તો તે દૂર કરવી. મળમૂત્ર કરવાનું સ્થાનક કયાં છે તે બરોબર જાણી લેવું, પાણી નજીકમાં કયાં છે તે જોવું. અને બારણું બરોબર બંધ કરવું. ૫. ઇષ્ટદેવને નમસ્કાર કરીને અપમૃત્યુનો ભય ટાળવો. પવિત્ર થવું, તે પછી વસ્ત્ર બરોબર પહેરીને રક્ષામંત્રથી પવિત્ર

કરેલી પહોળી પથારીને વિષે સર્વ આહારનો પરિત્યાગ કરીને ડાબે પડખે સુઈ રહેવું. ૬–૭. ક્રોધથી, ભયથી, શોકથી, મદ્યપાનથી, સ્ત્રીસંભોગથી, ભાર ઉપાડવાથી, વાહનમાં બેસવાથી તથા માર્ગે ચાલવાથી ગ્લાનિ પામેલા, અતિસાર, શ્વાસ, હેડકી, શુળ, ક્ષત (ઘા), અજીર્ણ વગેરે રોગથી પીડાયેલા, વૃદ્ધ, બાળ, દુર્બળ, ક્ષીણ થયેલા અને તૃષાતુર થએલા એટલા પુરૂષોએ કોઈ વખતે દિવસે પણ સુઈ રહેવું. ૮–૯. ગ્રીષ્મઋતુમાં વાયુનો સંચય, હવામાં રૂક્ષતા તથા ટૂંકી રાત્રિ હોય છે માટે તે ઋતુમાં દિવસે ઊંઘ લેવી લાભકારી છે; પણ બીજી ઋતુમાં દિવસે નિદ્રા લે તો તેથી કફ પિત્ત થાય છે. ૧૦. ઘણી આસક્તિથી અથવા અવસર વિના ઉંઘ લેવી સારી નથી. કારણ કે, તેવી ઉંઘ કાલ રાત્રિની માફક સુખનો તથા આયુષ્યનો નાશ કરે છે ૧૧. સુતી વખતે પૂર્વદિશાએ મસ્તક કરે તો વિદ્યાનો અને દક્ષિણ દિશાએ કરે તો ધનનો લાભ થાય. પશ્ચિમ દિશાએ મસ્તક કરે તો ચિંતા ઉપજે, તથા ઉત્તર દિશાએ કરે તો મૃત્યુ અથવા નુકશાન થાય. ૧૨ આ રીતે નીતિશાસ્ત્રાદિકમાં શયનવિધિ કહ્યો છે.

આગમમાં શયનવિધિ આ પ્રમાણે કહેલો છે—સુતી વખતે ચૈત્યવંદન વગેરે કરીને દેવને તથા ગુરૂને વંદના કરવી. ચઉવિહાર વગેરે પચ્ચક્ખાણ ઉચ્ચરવું, તથા પૂર્વે ગ્રહણ કરેલા વ્રતમાં રાખેલા પરિમાણનો ગ્રંથિ સહિત પચ્ચક્ખાણવડે સંક્ષેપ કરવા રૂપ દેશાવકાશિક વ્રત સ્વીકારવું. દિનકૃત્યમાં કહ્યું છે કે—

पाणिवह मुसादत्तं, मेहुणदिणलाभणत्थदंडं च ॥
अंगीकयं च मुत्तुं, सव्वं उपभोगपरिभोगं ॥ १ ॥
गिहमज्झं मुत्तूणं, दिसिगमणं मुत्तु मसगजूआई ॥
वय काएहिं न करे, न कारवे गंठिसहिएणं ॥ २ ॥

અર્થઃ—પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, દિનલાભ, (પ્રભાત સમયે વિદ્યમાન પરિગ્રહ,) અનર્થદંડ અને સ્વીકારેલ વસ્તુ સિવાય બીજા સમગ્ર ઉપભોગ પરિભોગનો, ગૃહમધ્યભાગ છોડીને દિશાગમનનો તેમજ મશકજૂઆદિ જીવોને છોડી ત્રસ જીવોનો આરંભ જ્યાંસુધી ગાંઠ છોડું નહિ ત્યાંસુધી વચન અને કાયાથી કરીશ નહિ અને કરાવીશ નહિં.

આ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ પૂર્વે નિયમિત ન હતા તેનો હું હવે નિયમ કરૂં છું, તે આ રીતે, એકેન્દ્રિય તથા મચ્છર જૂ આદિ ત્રસજીવોને છોડી સમગ્ર આરંભથી તથા અપરાધી ત્રસજીવ સંબંધી કે બીજી કોઇ પણ હિંસા હું ગાંઠ ન છોડું ત્યાં સુધી વચન અને કાયાથી કરીશ નહિ. મન અતિ ચંચળ હોવાથી તેનું નિયંત્રણ કરવું અશકય હોવાથી મનનું પ્રત્યાખ્યાન તો અશકય છે, આજ રીતે, મૃષાવાદ, અદત્તાદાન અને મૈથુનનો પણ નિયમ કરૂં છું. દિનલાભનો અત્યાર સુધી તો નિયમ નહોતો પણ હવે હું સુવા જતી વખતે તેનો પણ સંક્ષેપનિયમ કરૂં છું. અનર્થદંડનો

સંક્ષેપ કરૂં છું. શયન આસન અને આચ્છાદન છોડીને ભોગ ઉપભોગનાં સાધનોનો ત્યાગ કરૂંછું અને ગૃહમધ્યભાગ છોડીને બીજી દિશાગમનનો ત્યાગ કરૂં છું. અર્થાત્ ગ્રંથિ ન છોડું ત્યાં સુધી વચન અને કાયાથી પાપના કારણરૂપ પ્રાણાતિપાતાદિ પાંચ અને ભોગોપભોગ, દિશિગમન અને અનર્થદંડ નહિ કરૂં કે નહિ કરાવું.

આ દેશાવકાસિક વ્રત સ્વીકારવાથી મહાન ફલ થાય છે અને તેથી મુનિરાજની પેઠે શ્રાવકને સંસારમાં રહ્યા છતાં નિસંગપણું પ્રાપ્ત થાય છે. આ વ્રત વૈદ્યના જીવ વાનરે પ્રાણાંત સુધી પાળ્યું અને તેથી તે જેમ આવતે ભવે સર્વોત્કૃષ્ટ ફળ પામ્યો તેમ વિશેષ ફળના અર્થિ બીજા જીવોએ પણ મૂખ્યપણે તે દેશાવકાસિકવ્રતનું પાલન કરવું. સંપૂર્ણ પણે દેશાવકાસિક પાળવાની શક્તિ ન હોય તો અનાભોગાદિ ચાર આગારપૂર્વક સ્વીકારવાથી ચોથા આગાર વડે અગ્નિ વિગેરે સળગે તેવા પ્રસંગે દેશાવકાશિક વ્રત મુકે તો પણ વ્રતભંગ ન થાય. દેશાવકાશિક વ્રત પાળવા ઉપર વૈદ્યના જીવ [40]વાનરનું દૃષ્ટાંત છે. તે અમારા બનાવેલ આચાર પ્રદીપ ગ્રંથમાં આપેલ છે તો ત્યાંથી જોઇ લેવું.

---

૪૦ દેશાવકાશિક ઉપર વાનરનું દૃષ્ટાન્ત.

પૂર્વકાળમાં કાંતિમતી નામે નગરી હતી. તે નગરીમાં સિધ્ધ નામે મહાવૈદ્ય રહેતો હતો તે વૈદ્ય મહાન લોભી હતો, જેથી તે પોતાના સગા, મિત્ર કે ગરીબ ગરબાનું પણ ધ્યાન રાખ્યા સિવાય પૈસા પડાવતો હતો તેમજ બહુ પાપવાળી ઔષધિઓ વાપરતો હતો.

એક વખત તે નગરમાં મુનિમહારાજ પધાર્યા. સર્વ લોકોની સાથે સિધ્ધવૈદ્ય પણ દેશના સાંભળવા ગયો, મુનિરાજે દેશના આરંભી. આ દેશનામાં તેમણે માનવભવની દુર્લભતા ઉપર વિવેચન કર્યું; દેશનાને અંતે વૈદ્યને વિશેષ બોધ આપ્યો અને જણાવ્યું કે, 'વૈદ્યનું જીવન બહુ કપરું છે. કારણકે તે લોકના ભલા કરતાં ભુંડામાં વધારે રાજી રહે છે તે માને છે કે લોકો વધુ માંદા પડે તે સારૂ. આમ છતાં સારો વૈદ્ય દયા ભાવે અને હિતબુદ્ધિએ વૈદ્યકપણું કરે તો કલ્યાણ સાધી શકે છે.'

મુનિની આ દેશના સાંભળી વૈદ્યનું હૃદય કુણું પડયું. તે પોતાને ઘેર ગયો પણ પાછો પૂર્વના અભ્યાસને લઈ મહાલોભથી પોતાનો ધંધો કરવા માંડયો. અંતે તે મૃત્યુ પામી એક જંગલમાં વાનરરૂપે ઉત્પન્ન થયો. આ વાનર પોતાના ટોળાનો અગ્રણી બની વાનરીઓ સાથે ક્રીડા કરતો પોતાનો કાળ પસાર કરવા લાગ્યો.

એક વખત જ્યાં આ વાનર વસે છે તે જંગલમાં સંમેતશિખરની યાત્રાએ નીકળેલો એક મુનિઓનો સમુદાય આવી ચડયો અહિં એક મુનિના પગે કંટક વાગ્યો. કાંટો એટલો બધો ઉંડો ઉતર્યો કે તે ખેંચી શકાયો નહિ. પગ સુજી ગયો. મુનિ પગલું પણ આગળ ચાલવા માટે સમર્થ થયા નહિ. મુનિઓ અટકયા. ઘોર જંગલમાં કોઇ પ્રતિકારનો માર્ગ તેમને દેખાયો નહિ. કાંટાથી વિંધાએલ મુનિએ બીજાઓને કહ્યું કે 'મારે માટે તમારે બધાયે રોકાઇ રહેવાની જરૂર નથી આપ સુખેથી પધારો હું અહિં રહ્યોરહ્યો મનથી સંમેતશિખરની ભાવના

તથા ચાર શરણાંને ગ્રહણ કરવાં, સર્વ જીવરાશિને ખમાવવી. અઢાર પાપસ્થાનકનો ત્યાગ કરવો, પાપની નિંદા કરવી, પુણ્યની અનુમોદના કરવી, તથા પ્રથમ નમસ્કાર ગણી.

जइ मे हुज्ज पमाओ इमस्स देहस्स इमाइ रयणीए,
आहारमुवहिदेहं सव्वं तिविहेण वोसिरिअं ॥ १ ॥

અર્થઃ—જો આ રાત્રિને વિષે આ દેહ વડે મારાથી પ્રમાદ થાય તો આ દેહ, આહાર અને ઉપધિ એ સર્વને ત્રિવિધે વોસિરાવું છું, આ ગાથા ત્રણવાર બોલી ત્રણ વખત સાગારિક અણસણનો સ્વીકાર કરવો. ત્યારબાદ સુવાની વખતે નવકારનું સ્મરણ કરવું

---

ભાવી જીવન પવિત્ર કરીશ.' મુનિઓ થોડીવાર તો અચકયા પણ છેવટે તેમને લાગ્યું કે તાત્કાલિક કાંઇ પણ પ્રતિકાર થાય તેમ નથી તેમ જાણી એક બીજાને ખમાવી સૌ નીકળ્યા. કંટક વિદ્ધ મુનિ એક શિલાતળને પોતાનો ઉપાશ્રય માની ધ્યાન મગ્ન રહ્યા, તેવામાં થોડી વારે કેટલાક વાનરોનું ટોળું આવ્યું કેટલાકે મુનિને મારવા પથરા તો કેટલાકે લાકડાના કરચાઓ ઉપાડયા, તેવામાં વૈદ્યનો જીવ જે વાનર થયો હતો તે ત્યાં આવ્યો મુનિને જોતાં સ્થંભ્યો. તેને આવા મુનિને કયાંય ને કયાંય જોયાછે. એમ વિચારતાં પૂર્વભવ યાદ આવ્યો તેણે મુનિઓને મારવા તૈયાર થયેલ વાનર અને વાનરીઓને દૂર કર્યાં અને સિદ્ધવૈદ્યની પેઠે મુનિનો પગ હાથમાં લઈ પૂર્વભવના અભ્યાસથી મુનિનાં પગમાંથી કંટક ખેંચી કાઢયો. તુર્ત વાનર જંગલમાં ઉપડયો અને સંરોહિણી ઔષધિ લગાવી મુનિના પગને સારો બનાવ્યો. મુનિએ વાનરને ઉદ્દેશી કહ્યું 'હે વાનર! તું તિર્યંચ છે છતાં આ તિર્યંચપણામાં પણ તું પ્રયત્ન કરે તો તારૂં કલ્યાણ સાધી શકે છે, કંબલ અને સંબલે તિર્યંચપણામાં પણ ધર્મ કરી દેવગતિ મેળવી. ભગવાનને ડંખ દેનાર ચંડકૌશિક સર્પે પણ સમભાવ રાખી કલ્યાણ સાધ્યું છે. માટે સમ્યક્ત્વ મૂળ બારવ્રતને શકિત મુજબ આરાધ. જેથી ઘણા પાપો પણ નાશ પામશે. તેમજ બારવ્રતમાં પણ વિશેષે કરીને દેશાવકાસિક વ્રત આરાધવા યોગ્ય છે. આ વ્રત સામાયિક સહિત અને સામાયિક રહિત એમ બે પ્રકારે થાય છે મનથી પણ પાપ વ્યાપાર નહિ કરવાનો નિર્ણય કરી નિયમિત કરેલી ભૂમિમાં રહેવું તે સામાયિક દેશાવકાસિક છે, અને બીજાથી- નિયમિત કરેલી ભૂમિમાં સર્વવ્રતના સંક્ષેપરૂપ દેશાવકાસિક કરવાથી તે ભૂમિ સિવાય બીજા બધા સ્થળના પાપનો નિષેધ થાય છે. વાનરનું ચિત્ત દેશાવકાસિક ઉપર ચોટયું. મુનિએ વાનરને ધર્મમાં સ્થિર કરી ત્યાંથી આગળ વિહાર કર્યો અને ક્રમે કરી સમેતશિખર પહોંચ્યા વાનરને સંપુર્ણ ફળની ઇચ્છા થઇ તેથી તેણે તેજ રાત્રિએ એક પર્વત ઉપર સમાયિક સહિત દેશાવકાસિક વ્રત સ્વીકાર્યું. રાત્રે સિંહે વાનર ઉપર હૂમલો કર્યો. વાનર વ્રતને સંભાળી પગલું પણ ખસ્યો નહી આ રીતે સિંહે વાનરને ફાડીનાખ્યો. વાનરે મન સ્થિર રાખ્યું. અને ત્યાંથી ધર્મ ધ્યાનમાં મૃત્યુ પામી ભુવનપતિમાં હજારો વર્ષના આયુષ્યવાળો દેવ થયો.

એકાંત શય્યામાં સુવું. પણ જ્યાં સ્ત્રી આદિનો સંસર્ગ હોય ત્યાં ન સુવું. કારણકે વિષયવાસનાનો અભ્યાસ જીવને અનાદિ કાળનો છે. અને વેદના ઉદયની ઉત્કટતાને લઇ જીવ, સ્ત્રી આદિ સંસર્ગવાળા સ્થાનને લીધે કામવાસનાથી કદાચ બાધા પામે. માટે કહ્યું છે કે–'જેમ લાખની વસ્તુ અગ્નિની પાસે મુકવાની સાથે પીંગળી જાય છે તેમ ધીર અને દુર્બલ શરીરવાળો હોય છતાં પુરૂષ સ્ત્રી પાસે હોય તો તુર્ત પિંગળી જાય છે (કામવશ થાય છે) તેમજ પુરૂષ મનમાં જે વાસના રાત્રે રાખી સુઇ જાય છે. તેજ વાસનામાં તે ઉઠે નહિ ત્યાં સુધી રહે છે.' આ પ્રમાણે ડાહ્યા પુરૂષોનું ઉપદેશ કથન છે. આથી મોહને સર્વથા શાંત કરી ધર્મ વૈરાગ્ય વગેરે ભાવનાથી ભવિત થવા પૂર્વક નિદ્રા લેવી. આમ કરવાથી રાત્રે કુસ્વપ્ન કે દુઃસ્વપ્ન આવતાં નથી અને ધર્મમય પવિત્ર સ્વપ્ન આવે છે. આ ઉપરાંત ક્રોધ અને મોહનો ત્યાગ કરી શાંત ભાવનાથી ભાવિત થઇ સૂનો હોય તો રાત્રે ઉંઘની પરાધીનતાથી, આપત્તિની બહૂલતાથી, આયુષ્યના સોપક્રમપણાથી કે કર્મની વૈચિત્ર્યતાને લઈ મૃત્યુ થાય તો પણ શુભગતિ થાય છે. 'મરતી વખતે જેવી મતિ તેવી ગતિ' થાય છે તે શાસ્ત્રવચનથી કપટ પણે સાધુનો વેષ ધારણ કરનાર ક્ષત્રિયે પૌષધગ્રહણ કરેલ ઉદયન રાજાને માર્યો તો પણ તે વખતે મનની શુદ્ધતાને લઇ ઉદયન રાજા દેવગતિને પામ્યા.

ગાથાના ઉત્તરાર્દ્ધની વ્યાખ્યા.

આ પછી પાછલી રાત્રે નિદ્રા પુરી થાય કે ઉડી જાય. ત્યારે ૧ અનાદિકાળના અભ્યાસ તથા ભવ પરંપરાની ટેવને લઇ ઉત્પન્ન થતી કામબુદ્ધિને જીતવા માટે સ્ત્રીના શરીરનું અપ-

ભુવનપતિમાં દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી વાનરનો જીવ મણિમંદીર નામના નગરમાં મણિશેખર રાજાની પટરાણી મણીમાલાની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. પૂર્ણ માસે જન્મ થયો. અહીં માતપિતાએ તેનું નામ અરૂણદેવ રાખ્યું.

અરૂણદેવ કુમાર ચક્રવર્તિ પુત્રની પેઠે પાંચ ધાવમાતાથી લાલનપાલન કરાતો અનુક્રમે બાલ્યકાળ પસાર કરી યૌવનપણાને પામ્યો. તે હજારો વિદ્યાધર કન્યાઓને પરણ્યો અને તેણે પ્રજ્ઞપ્તિ વિગેરે હજારો વિદ્યાઓને મેળવી. સમય જતાં બન્ને વિદ્યાધર શ્રેણિઓનો અધિપતિ વિદ્યાધર ચક્રવર્તિ રાજા થયો. અને પિતાના રાજ્યનો પણ અધિષ્ઠાતા થયો. વળી એક વખત મણિમંદિર નગરમાં રથયાત્રાનો ઉત્સવ આરંભાયો. સંઘે ગામેગામ આમંત્રણ મોકલ્યા. આ પ્રસંગે અનેક શ્રાવકગણ અને સુવિહિત સાધુસમુદાય મણિનગરમાં પધાર્યો. રથયાત્રાના વરઘોડાનો ઘેર ઘેર સત્કાર થયો. ફરતો ફરતો રથ રાજાના મંદિરે આવ્યો. રાજાએ રથ જોયો અને જૈન શાસનની પ્રભાવનાને તે અનુમોદવા લાગ્યો. તેવામાં તેની નજર ઉત્સવમાં વચ્ચે રહેલ સાધુસમુદાય ઉપર પડી. આ સાધુસમુદાયના અગ્રેસર શ્રી પ્રભસૂરિ હતા. તેમની પાસે રહેલા એક વૃદ્ધ સાધુ ઉભા હતા. આ સાધુને દેખતાં રાજાને ચક્કર આવ્યા અને તુર્ત મૂર્છાખાઇ જમીન ઉપર ઢળી પડયો. થોડીવારે શુદ્ધિ આવતાં તેણે સૌ પ્રથમ તે વૃદ્ધ-

વિત્રપણું વિચારવું. તેમજ મૂલમાં 'આદિ' શબ્દ લખેલ હોવાથી વિષયવાસનાથી અટકેલા જંબુસ્વામિ, સ્થુલિભદ્ર અને સુદર્શન શેઠ વગેરે આદર્શરૂપ શ્રાવકોએ દુઃખે પાળી શકાય તેવા શિયળવ્રતને પાળવામાં કરેલી એકાગ્રતા વિગેરેનો વિચાર કરવો. ૨ તેમજ ક્રોધ માન માયા લોભ રૂપ કષાયને જીતવાનો ઉપાય ચિંતવવો. ૩ સંસારની નશ્વર અને વિષમ સ્થિતિનો વિચાર કરવો. અને ૪ વિવિધ ઉત્તમ પ્રકારના ધર્મ કરવાના મનોરથ ચિંતવવા.

કામરાગને જીતવો.

સ્ત્રીનું શરીર અપવિત્ર અને જુગુપ્સનીય છે એ વાત પ્રસિદ્ધ છે. પૂજ્ય મુનિચંદ્ર સૂરિજીએ આધ્યાત્મકલ્પદ્રુમમાં કહ્યું છે કે—

'હે જીવ! ચામડી, હાડકાં, મજ્જા, આંતરડાં, ચરબી, લોહી, માંસ, વિષ્ટા વિગેરે અશુચિ અને અસ્થિર પુદ્ગલોનો સમુહ સ્ત્રીના શરીરના આકારે પરિણમ્યો છે. તેમાં તને શું રમણીય લાગે છે? ૧. હે જીવ! વિષ્ટા વગેરે અપવિત્ર વસ્તુ દૂર પડેલી તારા જોવામાં આવે તો પણ તું થુ થુ કરે છે અને નાક મરડે છે આમ છતાં હે મૂર્ખ! એજ વિષ્ટા પ્રમુખ અશુચિથી ભરેલા સ્ત્રીના શરીરની તું કેમ ઈચ્છા કરે છે? ૨. વિષ્ટાની કોથળી સરખી, શરીરના છિદ્રમાંથી નીકળતા મલથી મલિન થયેલી, ઉત્પન્ન થયેલા કૃમિઓના સમૂહથી ખદબદતી તથા ચપળતા, કપટ અને અસત્યથી પુરૂષને ઠગનારી સ્ત્રીને બહારની ટાપટીપથી આકર્ષાઇ જે જીવ ભોગવે છે. તે નરકગતિને પામે છે ૩. કામવિકાર ત્રણે લોકને વિડંબના કરનાર છે. તથાપિ મનમાં વિષય સંકલ્પ કરવાનું તું છોડે તો તે કામવિકાર જલદી જીતાય છે ૪. કહ્યું છે

---

મુનિને વાંધા. લોકોએ કહ્યું 'રાજન્! આચાર્યને છોડી આ મુનિને તમે કેમ વાંદ્યા? રાજાએ પોતાનો પૂર્વભવ વાનરપણાનો કહી બતાવ્યો અને જણાવ્યું કે 'આ મારા પરમ ઉપકારી છે.' આચાર્યે કહ્યું, રાજન્! તિર્યંચપણાંમાં પણ તમે ધર્મ કરી આવી રાજ્યઋધ્ધિ પામ્યા તો માનવભવમાં શુદ્ધ રીતે ધર્મ કરો તો જગતમાં એવી કઇ વસ્તુ છે કે જે ન મેળવી શકાય? રાજા પ્રતિબોધ પામ્યો; તેણે પોતાના પુત્ર પદ્મશેખરને રાજ્યગાદી ઉપર સ્થાપી તુર્ત આચાર્ય પાસે દીક્ષા લીધી અને ઉગ્ર તપશ્ચર્યા આરંભી.

એક વખત અરૂણદેવ રાજર્ષિ વિહાર કરતા હતા તે વખતે આકાશમાંથી પસાર થતી લક્ષ્મીદેવીએ જોયા. તેને તેમની પરીક્ષા કરવાનું મન થયું. તેણે નીચે ઉતરી મુનિની સમક્ષ અનેક દેવાંગનાઓ વિકુર્વી અનુકુળ ઉપસર્ગ કર્યા. અનુકુળ ઉપસર્ગથી જ્યારે તે ક્ષોભ ન પામ્યા ત્યારે તેણે ઘણા પ્રતિકુળ ઉપસર્ગ કર્યા આમ છ માસ અનેકવિધ ઉપસર્ગો કરી દેવી થાકી અને મુનિવરનો અપરાધ ખમાવી તેમની સ્તવના કરતી અંતર્ધાન થઇ. અરૂણદેવ રાજર્ષિએ તે ભવમાં ઉગ્ર તપશ્ચર્યા કરી નિરતિચાર ચારિત્ર પાળી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું અને આયુષ્ય પૂર્ણ કરી દસમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ તીર્થંકર થઇ મુક્તિપદને વરશે. આ પ્રમાણે દેશાવકાસિક વ્રત ઉપર વાનરજીવ કથા. આચાર પ્રદીપ પૃ ૬૬.

કે 'હે કામ! હું ત્હારૂં મૂળ જાણું છું. તું સંકલ્પ વિકલ્પથી ઉત્પન્ન થાય છે માટે હું વિષય સંકલ્પજ ન કરૂં જેથી તું મારા ચિત્તમાં ઉત્પન્નજ ન થાય.'

આ વિષય ઉપર પોતે નવી પરણેલી આઠ શ્રેષ્ઠિ કન્યાઓને પ્રતિબોધ પમાડનાર અને નવ્વાણું ક્રોડ સોનૈયાનો ત્યાગ કરનાર [41]જંબુસ્વામિનું, કોશ્યા વેશ્યાને વિષે આસકત થઈ સાડાબાર ક્રોડ સોનૈયા ખરચી કામવિલાસ કરનાર અને દીક્ષા લીધા પછી તત્કાળ તેજ કોશ્યાના મહેલમાં ચોમાસું રહેનાર [42]સ્થુલિભદ્ર સ્વામિનું તથા અભયા રાણીએ કરેલા જુદા જુદા પ્રકારના અનુકુળ અને પ્રતિકુળ ઉપસર્ગથી મનમાં સ્હેજ પણ કામવિકાર ન પામનાર [43]સુદર્શનશ્રેષ્ઠિ વિગેરેનું દૃષ્ટાંત જાણવું. આ સર્વ દૃષ્ટાન્તો પ્રસિદ્ધ હોવાથી અહિં સવિસ્તર જણાવ્યાં નથી.

---

૪૧-૪૨-૪૩ જંબુસ્વામી, સ્થૂલિભદ્ર અને સુદર્શન શેઠની કથા.

રાજગૃહ નગરમાં ઋષભદત્ત નામે શેઠ રહેતો હતો. તેને ધારિણી નામે ભાર્યા હતી. એક વખત મધ્યરાત્રિએ ધારિણીએ જંબુવૃક્ષ જોયું. પ્રાતઃકાળે તેણે ઋષભદત્તને સ્વપ્નની વાત કહી. ઋષભદત્તે પોતાની બુદ્ધિ અનુસાર કહ્યું કે 'તારે જાંબુસરખાવર્ણવાળો પુત્રથશે.' ધારિણી ગર્ભવતી થઈ તેને પુત્ર થયો. મા બાપે સ્વપ્નને અનુસરી તેનું નામ જંબુકુમાર પાડયું. જંબુકુમાર બાલ્યકાળ પસાર કરી યૌવન વય પામ્યો. માત પિતાએ તે નગરના જુદા જુદા આઠ શ્રેષ્ઠિની આઠ કન્યાઓ સાથે તેનો વિવાહ કર્યો.

એક વખત રાજગૃહમાં સુધર્માસ્વામિ પધાર્યા. કોણિક રાજા નગરવાસીઓ સાથે દેશના સાંભળવા આવ્યો જંબુકુમાર પણ તે દેશનામાં ગયો. સુધર્માસ્વામિએ દેશનામાં કહ્યું કે 'જીવન ચંચળ છે. જેમ પાણીનો પરપોટો સહેજમાં ફુટી જાય છે તેમ આ જીવન નશ્વર છે;' સુધર્માસ્વામિની દેશના જંબુકુમારના હૃદયમાં આરપાર ઉતરી, તેને જીવન અસ્થિર સમજાયું. અને આ જીવનમાંથી સ્વશ્રેય સાધવાનું સુજ્યું. તે તુર્ત ઉભો થયો અને પોતાનો ઉદ્ધાર કરવા દીક્ષા આપવાની માગણી કરી. સુધમાસ્વામિએ 'मा पडिंबधं करेह' તારી સારી ભાવનામાં તું વિલંબ ન કર તેમ કહી તેને પ્રોત્સાહન આપ્યું. જંબુકુમાર 'હું તુર્ત માબાપની રજા લઇ આવું છું.' એમ ગુરૂમહારાજને કહી નગરતરફ વળ્યો. માર્ગમાં જતાં શસ્ત્રો વાપરવાની ટેવ પાડતા કુમારો તરફથી ફેંકાયેલ મોટો લોઢાનો ગોળો તેની નજીક પડયો. જંબુકુમારની વિચારધારા પલટાણી તેને લાગ્યું કે જીવનમાં ક્ષણનો કયાં ભરોંસો છે. તેણે વિચાર્યું કે 'મને આ લોઢાનો ગોળો વાગ્યો હોત તો હું મરી જાત અને મારી મનની મનમાં રહી જાત.' જંબુકુમાર પાછો વળ્યો અને સુધર્માસ્વામિ પાસે આવ્યો તેણે ત્યાં બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું અને પછી માત પિતા પાસે આવ્યો. માત પિતાની આગળ દીક્ષા લેવાનો પોતાનો વિચાર જણાવ્યો. ઋષભદત્ત અને ધારિણી પુત્રના આ વચન સાંભળી મૂર્ચ્છિત થયાં. થોડીવારે શાંતિ પામી તેમણે જંબુકુમારને દીક્ષા એ કેટલી આકરી છે તે સમજાવ્યું. જંબુકુમારે પણ તેનો યોગ્ય પ્રત્યુત્તર આપ્યો છેવટે માત

૨ કષાય પ્રમુખ દોષના જયનો ઉપાય વિચારવો.

કષાયાદિ દોષના જયનો ઉપાય તે તે દોષોના પ્રતિપક્ષને સેવવાથી થાય છે. ૧. ક્રોધનો જય ક્ષમા કરવાથી, ૨. માનનો જય નિરભિમાનપણું રાખવાથી, ૩ માયાનો જય સરળતા કરવાથી, ૪ લોભનો જય સંતોષ રાખવાથી, ૫ રાગનો જય વૈરાગ્યથી,

---

પિતાએ મળી એટલી માગણી કરી કે 'પુત્ર! જે આઠ કન્યાઓ સાથે વિવાહ કર્યો છે. તેની સાથે તું લગ્ન કર. આ લગ્ન પછી તારે દીક્ષા લેવી હોય તો સુખેથી બીજે દિવસે દીક્ષા લે જે.' આમ કહેવામાં તેઓની ધારણા હતી કે પરણ્યા પછી એ સ્ત્રીઓના પ્રેમમાં લપટાઈ આપોઆપ દીક્ષાનો વિચાર માંડી વાળશે. પરણ્યા પહેલાં કન્યાઓના માત પિતાને જાહેર કરવામાં આવ્યું કે પરણ્યા પછી તુર્ત જંબુકુમાર દીક્ષા લેવાની ભાવના રાખે છે કન્યાઓના માતપિતાએ આ ખબર કન્યાઓને આપી. તેમણે પ્રત્યુત્તરમાં કહ્યું કે 'તેમની ઈચ્છા હોય તે પ્રમાણે ભલે કરે. અમારાથી બનશે તો અમે સમજાવી તેમને દીક્ષા નહિ લેવા દઈએ, અને આમ છતાં પણ અમારાથી નહિ સમજે તો તેમની સાથે અમે પણ દીક્ષા લઈશું.' લગ્નોત્સવ ઉજવાયો. એક એક કન્યાના દાયજામાં નવ નવક્રોડ સોના મહોર જંબુકુમારને આપવામાં આવી આઠ ક્રોડ સોના મહોર કન્યાઓના મોસાળ તરફથી મળી. એક ક્રોડ સોનામહોર જંબુકુમારને પોતાના મોસાળ તરફથી મળી. અને અઢાર ક્રોડ સોના મહોર પ્રમાણુ મિલ્કત પોતાના પિતાની હતી. આમ નવ્વાણું ક્રોડ સોના મહોરનો અધિપતિ જંબુકુમાર થયો.

જંબુકુમાર પ્રથમ રાત્રિએ આઠવધૂઓ સાથે શયનગૃહમાં દાખલ થયો. સ્ત્રીઓએ ઘણા હાવભાવ કર્યા પણ જંબુકુમાર સ્થિર રહ્યા આ પ્રસંગે ચોરી કરવા પ્રભવ નામે ચોર પોતાના પાંચસો સાથીદારો સાથે દાખલ થયો. તેણે જંબુકુમારના ઘરમાંથી ધન ઉપાડી જવા ગાંસડીઓ બાંધી પણ ઉઠાવી જાય તે પહેલાં તો જંબુકુમારે ગણેલ નવકાર માહાત્મ્યથી કોઈ દેવતાએ તેમને સ્તબ્ધ કર્યા અને તે આઠે સ્ત્રીઓ સાથેનો જંબુકુમારનો વાર્તાલાપ સાંભળવામાં તલ્લીન બન્યો આ પછી તેણે જંબુકુમારને કહ્યું 'ભાગ્યશાળિ! હું તમારી ચોરી કરવા માગતો નથી પણ તમારી પાસે જે સ્તબ્ધ કરનારી વિદ્યા છે તે મને આપો અને હું મારી પાસે અવસ્વાપિની અને તાલોદ્ઘાટિની નામની જે બે વિદ્યા છે. તે હું તમને આપું છું' જવાબમાં જંબુકુમારે કહ્યું 'મેં તમને સ્તબ્ધ કર્યા નથી. મારે કોઈ વિદ્યાઓની જરૂર નથી. હું તો તૃણની માફક આ સર્વ ઋદ્ધિ અને ભોગોને તજી પ્રાતઃકાળે દીક્ષા ગ્રહણ કરવાનો છું. કારણ કે આ ભોગો મધુબિંદુ જેવા છે.' પ્રભવે કહ્યું 'મધુબિંદુનું દૃષ્ટાંત શું છે?' આ પછી જંબુકુમારે મધુબિન્દુનું દૃષ્ટાંત કહી તેને પ્રતિબોધ કર્યો અને તેમની પ્રથમ સ્ત્રી સમુદ્રશ્રીને તેણે આપેલ ખેડૂતના દૃષ્ટાંતનો પ્રત્યુત્તર કાગડાનું દૃષ્ટાન્ત આપી આપ્યો અને તેને પ્રતિબોધિત કરી. આ પછી પદ્મશ્રી, પદ્મસેના, કનકસેના, નભસેના કનકશ્રી, રૂપશ્રી અને જયશ્રીએ અનુક્રમે વાનરદૃષ્ટાંત, નુપૂર પંડિતાનું દૃષ્ટાંત, કણબીનું

૬ દ્વેષનો જય મૈત્રીથી, ૭ મોહનો જય વિવેકથી, ૮ કામનો જય સ્ત્રીના શરીર ઉપર અશુચિ ભાવના ભાવવાથી. ૯ મત્સરનો જય બીજાની વધી ગયેલી સંપત્તિ જોવામાં આવે તો પણ મનમાં અદેખાઇ ન રાખવાથી, ૧૦ વિષયનો જય ઇંદ્રિયોને દમન કરવાથી,

દષ્ટાંત, સિદ્ધિબુદ્ધિનું દષ્ટાંત, વિપ્રપુત્રનું દષ્ટાન્ત, માસાહસ પક્ષિનું દષ્ટાંત, અને બ્રાહ્મણપુત્રીનું દષ્ટાન્ત કહ્યાં. આ દષ્ટાન્તોનો પ્રત્યુત્તર જંબુસ્વામિએ અનુક્રમે કઠીઆરાનું દષ્ટાન્ત, વિદ્યુન્માલીની કથા, વાનર દષ્ટાંત, ઘોટકનું દષ્ટાંત, વિપ્રકથા. ત્રણમિત્રનું દષ્ટાન્ત અને લલિતાંગ કુમારનું દષ્ટાન્ત કહી આપ્યો. આ પછી આઠ સ્ત્રીઓ પ્રતિબોધ પામી.

પ્રાતઃકાળે જંબુકુમારે પ્રભવચોર તેના પાંચસો સાથીદારો, આઠ સ્ત્રીઓ. સાસુ સસરા અને માત પિતા સાથે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા બાદ જંબુસ્વામિ નિરતિચાર શુધ્ધ ચારિત્રપાળી ચૌદપૂર્વી થયા અને અનુક્રમે ચારઘાતિ કર્મ ખપાવી કેવળજ્ઞાન મેળવી મુક્તિપદને વર્યા. જંબુસ્વામી પછી તેમની પાટે પ્રભવસ્વામિ થયા.

સ્થુલિભદ્ર—પાટલીપુત્રમાં નંદ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને શકડાળ નામે મંત્રી હતો. આ મંત્રીને લાચ્છલદે નામે ભાર્યા હતી. આ શકડાળમંત્રીને લાચ્છલદેથી સ્થૂલિભદ્ર અને શ્રીયક નામે બે પુત્રો થયા. અને યક્ષા યક્ષદિન્ના વિગેરે સાત પુત્રીઓ થઇ.

એક દીવસ મિત્રોથી પરિવરી સ્થૂલિભદ્ર ઉદ્યાનમાં ગયા. પાછા વળતાં કોશા નામની વેશ્યાએ તેમને જોયા. જોતાંજ તે મુગ્ધ બની અને આકર્ષાઇ પોતાના આવાસે લઇ ગઈ. સ્થુલિભદ્ર પણ તેનામાં લુબ્ધ બન્યા. આ પછી પુત્રના મોહવાળા પિતાએ પુત્રની ઈચ્છા મુજબ ધન મોકલવાનું રાખ્યું. આમ બાર વર્ષ સ્થૂલભદ્રે કોશ્યાને ઘેર પસાર કર્યાં. અને સાડા બાર ક્રોડ સોનૈયા ખર્ચ્યાં.

પાટલીપુત્રમાં એક વરરૂચિ નામનો બ્રાહ્મણ હતો તેણે કપટથી નંદનું મન શકડાલ મંત્રી ઉપરથી ફેરવ્યું શકડાલને આથી ખોટું લાગ્યુ અને તેણે વિષ ખાઇ મૃત્યુ આણ્યું. પાછળથી રાજાને ખબર પડી કે વરરૂચિની આમાં કપટક્રિયા હતી. તેણે વરરૂચિને જેલમાં નાંખ્યો અને મંત્રિપદ સ્વીકારવા શ્રીયકને કહ્યું. શ્રીયકે રાજાને કહ્યું. 'હે રાજન્! મારો મોટો ભાઈ સ્થૂલિભદ્ર વેશ્યાને ઘેર છે. અને તે મોટો હોવાથી પ્રધાનપદનો અધિકારી તે હોવાથી તેને બોલાવી આપ તે પદ તેમને આપો.' રાજાએ સ્થુલિભદ્રને બોલાવ્યો. અને મંત્રીપદ લેવા આગ્રહ કર્યો. સ્થૂલિભદ્રે જવાબમાં કહ્યું 'રાજન! હું વિચારી આપને જવાબ આપીશ.' રાજાએ 'ભલે વિચાર કરીને કહેજો' એમ કહી તેને રજા આપી. સ્થૂલિભદ્ર અશોકવાટિકામાં ગયો તેણે મંત્રીપદ માટે વિચાર કરવા માંડયો વિચારતાં વિચારતાં તેને સમગ્ર જગત્ સ્વાર્થી જણાવા લાગ્યું. તેને મંત્રીપદ, રાજ્યઋદ્ધિ કે સંપત્તિ સર્વ અસ્થિર અને અનર્થકારક દેખાવા લાગ્યાં. તેણે પોતાના હાથે પંચમુષ્ઠિ લોચ કર્યો અને શાસનદેવીએ આપેલ સાધુવેષ ગ્રહણ કરી રાજા આગળ હાજર થયો. રાજા આ જોઇ આશ્ચર્ય

૧૧ મન વચન અને કાયાના અશુભ યોગનો જય ત્રણ ગુપ્તિથી, ૧૨ પ્રમાદનો જય સાવધાનતાથી અને ૧૩ અવિરતિનો જય વિરતિના સેવનથી સહેજે થઈ શકે છે. આ બધી વાતો તક્ષકનાગના મસ્તકે રહેલ મણિગ્રહણ કરે તો ખુબ લાભ થાય અને અમૃત પાન કરે તો રોગ શોક ઉપદ્રવ ટળી અમર બને તેવા ઉપદેશની પેઠે અશક્ય છે તેમ

---

પામ્યો અને બોલ્યો 'આ શું ?' સ્થૂલિભદ્રે કહ્યું 'રાજન્! મેં તમે કહ્યા મુજબ ખુબ ખુબ વિચાર કર્યો તો જણાયું કે સંસારમાં જન્મી યોગ્યપદ લેવા જેવું હોયતો આ સાધુપદ છે. આથી મેં સાધુપદ ગ્રહણ કર્યું છે' તુર્ત રાજમહેલ છોડી સ્થુલિભદ્ર સંભૂતિવિજય આચાર્ય પાસે ગયા. અને વિધિપૂર્વક તેમની પાસે દીક્ષા ગ્રહણ કરી.

કોશા સ્થૂલિભદ્રના દીક્ષા સમાચાર સાંભળી તુર્ત તેમની પાસે આવી અને વિલાપ કરતાં કહેવા લાગી કે 'મંત્રીપદ છોડી આ તમે શું લીધું ? અને તમારાથી લેવાયું પણ કેમ ?' સ્થૂલિભદ્ર મૌન રહ્યા. ત્યાંથી તેમણે ગુરૂસાથે વિહાર કરવો આરંભ્યો.

ચાતુર્માસ સમય નજીક આવ્યો. ગુરૂ પાસે રહેલા સાધુઓમાંથી એકે ગુરૂમહારાજ પાસે આવી સિંહની ગુફા આગળ રહી ચાતુર્માસ કરવાની માગણી કરી. બીજાએ મહા સર્પના બીલ આગળ ખડે પગે રહી ચાતુર્માસની અનુજ્ઞા માગી. ત્રીજાએ કુવાના કાંઠાની ભારવટ ઉપર રહી ચાતુર્માસ કરવાની રજા આપવા વિજ્ઞપ્તિ કરી. ત્યારે સ્થૂલિભદ્રે કહ્યું 'ભગવાન્! હું કોશા વેશ્યાના ઘરમાં રહી ચાતુર્માસ કરવાની ઇચ્છા રાખું છું.' ગુરૂએ ચારે શિષ્યોને જ્ઞાનથી તેમની યોગ્યતા પારખી તે તે સ્થળે ચાતુર્માસ કરવાની અનુજ્ઞા આપી.

ગુરુની અનુજ્ઞા મુજબ એક સિંહની ગુફાદ્વારે. બીજા સર્પના બીલ ઉપર અને ત્રીજા કુવાના કાંઠાની ભારવટે ચાતુર્માસ રહ્યા. સ્થૂલિભદ્રને આવતા જોઇ કોશા સામે આવી પગે પડી. સ્થૂલિભદ્રે ચાતુર્માસ રહેવા તેની ચિત્રશાળાની માગણી કરી. કોશાએ આનંદ પામી વસતિ આપી. સ્થૂલિભદ્ર કોશાની ચિત્રસભામાં ચાતુર્માસ રહ્યા. રોજ વેશ્યા મુનિને ષટ્રસનો આહાર વહોરાવે છે તેમજ નેત્રોના વિકારો અને હાવભાવ તેમની સન્મુખ કરે છે. વર્ષાઋતુ હોવાથી ઠંડો પવન અને મોરોના આવાજો વાતાવરણને ઉત્તેજિત કરે છે, પ્રતિદીન નાટ્ય વિનોદ વેશ્યાના આવાસમાં ચાલે છે, વધુમાં કોશા મુનિ પાસે આવી પૂર્વના પ્રસંગો યાદ કરાવેછે અને કહે છે કે 'મારા જેવી આપને સ્વાધીન છતાં, યૌવન વય છતાં, આપે આ દીક્ષા શા માટે ગ્રહણ કરી ?' સ્થૂલિભદ્ર આ બધું અક્ષુબ્ધ મને નિહાળે છે અને વેશ્યાને જવાબ આપતાં કહેવા લાગ્યા. 'હે કોશા! સ્રીનું શરીર અશૂચિથી ભરેલું છે. સ્રીના સ્તન એ માંસ ગ્રંથિ છે. સ્રી એ મલમૂત્રની કયારી છે. આમાં કાંઇ મુગ્ધ થવા જેવું નથી. સ્રીસંભોગ અનેક જીવોનો ઘાત કરનાર છે. નરકે લઈ જનાર છે, અને ભવોભવ જીવને મોહિત કરી રખડાવનાર છે.' આમ છેવટે સ્થૂલિભદ્ર, નિશ્ચલ રહ્યા. કોશા છેવટે થાકી, અને બોલી 'આપ ધન્ય છો. કૃતાર્થ છો. નિશ્ચલ છો' તેણે સ્થૂલિભદ્ર પાસે

માનવું નહિં. કારણ કે આપણે આપણી નજર સમક્ષ સાધુ મુનિરાજો કષાયાદિના પ્રતિપક્ષને સેવી તે તે દોષોનો ત્યાગ કરી સદ્‌ગુણી થયેલા પ્રત્યક્ષ જોઈએ છીએ તદુપરાંત દૃઢ પ્રહારી, ચિલાતી પુત્ર અને રૌહિણેય ચોર વગેરે પુરૂષોનાં દૃષ્ટાંતો કષાય જય ઉપર પ્રસિદ્ધ છે. કહ્યું છે કે—

' હે લોકો ! જગતમાં જેઓ પૂજ્યપણાને પામ્યા તે પ્રથમ આપણા સરખા

---

શ્રાવકવ્રત લીધાં. શ્રાવિકા થઈ અને નિયમ લીધો કે ' રાજાએ મોકલેલ પુરૂષ સિવાય અન્ય પુરૂષોનો વચનથી પણ હું સ્વીકાર કરીશ નહિ.'

ચાતુર્માસ પૂર્ણ થયે કોશાને પ્રતિબોધી સ્થૂલિભદ્ર ગુરૂપાસે આવ્યા. ગુરૂએ તેમને કહ્યું 'ખરેખર તમે દુષ્કર દુષ્કર કાર્ય કર્યું છે' ગુરૂના આ વચને સિંહની ગુફા, સર્પના બીલ, અને કુવાને કાંઠે ચતુર્માસ કરી આવેલ મુનિઓના મનને દુભાવ્યું. કારણકે તેમને ગુરૂએ તમે 'દુષ્કર કાર્ય કર્યું છે' તેમ કહ્યું હતું અને રોજ ષટ્‌રસ ભોજન કરી કોશાને ઘેર રહેલ સ્થૂલિભદ્રને 'દુષ્કર દુષ્કરકારક' કહ્યું. આથી તેમને સ્થૂલિભદ્ર ઉપર ઇર્ષા ઉત્પન્ન થઈ.

એક દિવસ નંદની પ્રસન્નતા મેળવી તેની પરવાનગીથી કોઇક રથકાર કોશાને ઘેર આવ્યો, કોશા સ્થૂલિભદ્રના ગુણથી મોહિત હતી. રથકારને વિદ્યાઓ બતાવી કોશાને આકર્ષવાનું મન થયું. તેણે પોતાની વિદ્યાવડે કોશાની બારીમાં બેઠાં બેઠાં એક બાણ પર બીજું બાણ મુકી આમ્રફળની લુંબ લાવી વેશ્યાને આપી. કોશાએ પણ તેનો ગર્વ ઉતારવા સરસવના ઢગલા ઉપર સોય રાખી તેના ઉપર પુષ્પ મુકી નાચ કરી બતાવી તેનું અભિમાન ઉતાર્યું અને બોલી.

'આંબાની લુંબ તોડવી કે સરસવ ઉપર નાચવું એ કાંઈ મુશ્કેલ નથી. પણ અતિ દુષ્કર કાર્યતો સ્થૂલિભદ્રે કર્યું તે છે. કે જે સ્ત્રીના સહવાસમાં રહ્યા છતાં જરા પણ ક્ષુબ્ધ ન પામ્યા. વન જંગલ કે એકાન્તમાં રહીને તો સંયમ ઘણા પાળે છે પણ સુંદર મહેલમાં ષટ્‌રસ ભોજન ખાઈ સ્ત્રીને સમીપે રહી સંયમ જીવનાર તો શકડાલ નંદન સ્થૂલિભદ્ર એક જ છે.'

કોશાએ કરેલી સ્થૂલિભદ્રની આ પ્રશંસાથી વિદ્યાગર્વિષ્ટ રથકાર પ્રતિબોધ પામ્યો, કોશા પાસેનો વિષયરાગ વિસરી તે સ્થૂલિભદ્ર પાસે ગયો અને તેણે તેમની પાસે દીક્ષા લીધી.

બીજા ચાતુર્માસનો પ્રસંગ આવ્યો. સિંહ ગુફાવાસી મુનિ ગુરૂપાસે આવ્યા અને તેમણે વેશ્યાને ત્યાં ચાતુર્માસ રહેવાની અનુજ્ઞા માગી. ગુરૂએ કહ્યું કે 'આ કાર્ય મહા દુષ્કર દુષ્કર છે માટે રહેવા દો.' પણ તેમને તો સ્થૂભદ્રની સરસાઇ કરવી હતી તેમણે આગ્રહ પકડયો. છેવટે ગુરૂએ કહ્યું કે 'જવું હોય તો ભલે જાઓ, પણ તમે ચારિત્ર સાચવી નહિ શકો.' સિંહ ગુફાવાળા મુનિ વેશ્યાને ત્યાં આવ્યા અને સ્થૂલિભદ્ર જે ચિત્ર શાળામાં રહ્યા હતા ત્યાં રહ્યા. સંધ્યા વિતતાં કોશાની બેન ઉપકોશા રંગરાગ સજી ત્યાં આવી વર્ષોના તપ કરનાર અને મનથી મારા જેવો કોઇ નિશ્ચલ નથી તેવાં અભિમાન રાખનાર સિંહગુફાવાસી મુનિ ઓગળી ગયા. તેમને તેમનું તપ, જપ અને સંયમ કષ્ટમય લાગ્યાં

સામાન્ય માણસો હતા. પણ તેમણે દોષોનો ત્યાગ કર્યો અને ગુણને મેળવ્યા તેથી પૂજ્ય થયા માટે તમે પણ દોષનો ત્યાગ કરવામાં ખુબ ઉત્સાહવાળા બનો. કોઇ કાંઇ એવું ખેતર નથી કે જેમાં સત્પુરૂષો ઉત્પન્ન થાય છે. તેમજ શરીર ઇંદ્રિયો વગેરે વસ્તુ જેમ માણસને સ્વાભાવિક મળે છે તેમ સાધુપણું સ્વાભાવિક મળતું નથી પણ જે ગુણોને ધારણ કરે છે તે સત્પુરૂષ કહેવાય છે માટે ગુણોને ઉપાર્જન કરો. ૧. હે પ્રિયમિત્ર વિવેક! તું મને ઘણા પુણ્યથી પ્રાપ્ત થયો છે. તારે અમારી પાસેથી થોડા દીવસ માટે પણ કયાંય ન જવું, હે મિત્ર! તારી સોબતથીજ હું ઉતાવળે જન્મ મરણનો ઉચ્છેદ કરી શકું છું.

---

અને યૌવન જીવનનો લાવ ઉપકોશા વેશ્યાના શરીરથી લેવાનું સુજ્યું. તે વર્ષોનું ચારિત્ર વિસરી વેશ્યા પાસે ભોગની પ્રાર્થના કરવા લાગ્યા. વેશ્યાએ કહ્યું 'તમે જાણો છો કે આ ઘર વેશ્યાનું છે તેને મેળવવા ધન જોઈએ; તેમણે મુનિપણું છોડયું અને ભર ચોમાસે નેપાળ દેશ જઇ રાજાની સ્તુતિ કરી દાનમાં રત્ન કંબલ મેળવી. પાછા વળતાં ચોરોએ લુટયા, વિષય લોભથી મુનિ આમ ત્રણ વખત દાનમાં રત્ન કંબલ લાવ્યા અને ત્રણ વખત લુંટયાા, છેવટે ચોથી વખતે માંડ માંડ ચોમાસું પૂર્ણ થવાના સમયે કંબલ લઇ ઉપકોશા વેશ્યા પાસે આવ્યા. તેમણે રત્નકંબલ આપી ભોગની પોતાની માગણી તાજી કરી. ઉપકોશાએ પગે લુંછી તે રત્નકંબલને અશુચિ સ્થાનમાં ફેંકી. મુનિ. 'હેં હેં આ શું કરે છે? આ રત્નકંબલ મેળવવી દુર્લભ છે,' ઉપકોશાએ કહ્યું 'મૂર્ખ મુનિ! આ દુર્લભ છે કે માનવ જીવન અને તેમાં પણ તેં વર્ષો સુધી આચરેલું તપ જપ અને સંયમ દુર્લભ છે! મારૂં શરીર તો અશુચિનું ભરેલું છે. આની સાથે ભોગ ભોગવી સંયમ જીવન હારી તું કયાં રખડીશ તેનો તેને ખ્યાલ છે?' વેશ્યાથી હડધૂત થયેલ અને તેના વચનથી સાન ઠેકાણે આવેલ મુનિને પોતાના કૃત્ય માટે પશ્ચાતાપ થયો. તે ગુરૂ પાસે આવ્યા અને કહેવા લાગ્યા 'હે ભગવંત! ખરેખર આપે જણાવ્યું તેમ સ્થૂલિભદ્ર અતિ દુષ્કર દુષ્કર કારક છે. એ મહા સત્ત્વશાળી છે. હું સત્વહીન છું' આ પછી તેમણે પોતાના પાપની ગુરૂ સમક્ષ આલોચના કરી પ્રાયશ્ચિત્ત લીધું.

સ્થૂલિભદ્ર આ પછી ચૌદપૂર્વી થયા, તેમણે હજારો જીવોને પ્રતિબોધ પમાડયા. આમ સ્થૂલિભદ્ર ત્રીસ વર્ષ ઘરવાસમાં, ચોવીસવર્ષ મુનિપણામાં અને પીસ્તાલીસ વર્ષ યુગપ્રધાન પણામાં એમ નવ્વાણું વર્ષનું આયુષ્ય પાળી ભગવાન મહાવીર પરમાત્માના નિર્વાણ પછી ૨૧૫ વર્ષે સ્વર્ગે ગયા.

સુદર્શન શેઠ—સુદર્શન શેઠને ચલિત કરવા અભયા રાણીએ ઘણી માગણી કરી પણ શેઠ 'હું પુરૂષત્વ વિનાનો છું' તેમ કહી તેની પાસેથી છટકયા; સમય જતાં અભયા રાણીએ સુદર્શન શેઠની પત્નીને પુત્રોથી વીંટાએલી દેખી, રાણીને લાગ્યું કે 'સુદર્શન મને ઠગી ગયેલ છે' તેણે સુદર્શનને ધ્યાનમાંથી ઉપાડયા, અને ચલિત કરવા ઘણા પ્રયત્ન કર્યા પણ તે ચલિત ન થયા. ત્યારે રાણીએ કોલાહાલ કરી તેમના ઉપર આરોપ મુકી પકડાવ્યા અંતે શેઠના દ્રઢ સમ્યક્ત્વથી પ્રસન્ન થઈ સમકિતી દેવે શેઠને આપવાની શૂળિના સ્થાને સિંહાસન બનાવ્યું.

પણ તું જાય તો કોણ જાણે ફરી તારો અને મારો મેળાપ થાય કે ન થાય. માટે ક્ષણ પણ મારાથી તું જુદો ન પડીશ. ૨. ગુણો પ્રયત્નસાધ્ય છે. અને યત્ન કરવો તે પોતાના હાથમાં છે. આમ છતાં 'અમુક માણસ ગુણમાં મૂખ્ય છે' એવી વાત કોણ જીવતો પુરૂષ સહન કરે.' અર્થાત્ પોતાએજ પ્રયત્નથી ગુણ મેળવી ગુણીઓમાં અગ્રેસર થવું જોઇએ ૩. ગુણોજ ગૌરવને વધારનારા છે નહિ કે જ્ઞાતિ, કુળ કે જાતિના આડંબરો, કારણકે વનમાં થએલું પણ સુગંધી પુષ્પ લોકો લે છે; પરંતુ પોતાના શરીરમાંથી ઉત્પન્ન થયેલા છતાં મલને તો ફેંકીજ દે છે. ૪. આથી ગુણથીજ મ્હોટાઈ છે નહિ કે મોટા શરીરથી કે મોટી ઉંમરથી મ્હોટાઈ ગણાય. કેતકીનાં જુનાં અને મોટાં પાંદડાં નિર્ગંધ હોવાથી કોઇ લેતું નથી પણ તેનાં સુગંધી નાના પાંદડાં લોકો ગ્રહણ કરે છે ૫. તેમજ જેથી કષાયાદિની ઉત્પત્તિ થતી હોય તે વસ્તુનો અને તે સ્થાનનો ત્યાગ કરવો. કે જેથી તે તે દોષોનો ત્યાગ થાય ૬. કહ્યું છે કે. 'જે વસ્તુથી કષાયાગ્નિ ઉત્પન્ન થાય તે વસ્તુ છોડી દેવી. અને જેનાથી કષાયની શાંતિ થાય તે વસ્તુ ગ્રહણ કરવી,' સાંભળીએ છીએ કે સ્વભાવે ક્રોધી એવા ચંડરૂદ્રાચાર્ય ક્રોધની ઉત્પત્તિ ન થાય માટે શિષ્યોથી જુદા રહેતા હતા. આમ કષાયાદિ દોષોનો જય કરવા પ્રયત્ન કરવો.

### ૩ સંસારની વિષમ સ્થિતિનો વિચાર કરવો.

સંસારની અતિશય વિષમ સ્થિતિ પ્રાયે ચારે ગતિમાં ઘણું દુઃખ ભોગવાય છે તે ઉપરથી વિચારવી, આ ચાર ગતિમાં નારકી અને તિર્યંચગતિમાં બહુ દુઃખ ભોગવવું પડે છે. તેતો પ્રસિદ્ધ છે. કહ્યું છે કે 'સાતે નરક ભૂમિમાં ક્ષેત્ર વેદના અને શસ્ત્ર-વિના એકબીજાએ પૂર્વવૈર સંભાળી કરેલ વેદના હોય છે. પાંચ નરક ભૂમિમાં આ ઉપરાંત શસ્ત્રજન્ય વેદના છે. અને ત્રણમાં પરમાધામિદેવોની કરેલા વેદના પણ હોય છે ૧. આમ નરકમાં નિરંતર પકાતા નારકના જીવોને આંખ મિંચાય તેટલા કાળસુધી પણ સુખ નથી માત્ર દુઃખજ છે. ૨. હે ગૌતમ! નારકીના જીવો નરકમાં જે તીવ્ર દુઃખ પામે છે તેના કરતાં અનંત ઘણું દુઃખ નિગોદમાં જાણવું ૩. તિર્યંચગતિમાં તિર્યંચ જીવો ચાબુક, અંકુશ વિગેરેના મારને સહન કરી વિવિધ દુઃખ ભોગવે છે મનુષ્ય ભવમાં પણ જીવોને ગર્ભા-વાસ, જન્મ, ઘડપણ, મરણ, વિવિધ પીડા, રોગ, નિર્ધનતા વિગેરે ઉપદ્રવોથી અનેક પ્રકારે દુઃખ છે. કહ્યું છે કે, 'હે ગૌતમ અગ્નિમાં તપાવી લાલ ચોળ કરેલી સોયો એક સરખી શરીરમાં નાંખવાથી જે દુઃખ થાય છે તે કરતાં આઠગણી વેદના ગર્ભાવાસમાં છે ૧. જીવ ગર્ભમાંથી નીકળતાં યોનિયંત્રમાં પીલાય છે, ત્યારે તેને ગર્ભાવાસની વેદના કરતાં લાખ ગણી અથવા ક્રોડ ગણી વેદના થાય છે. ૨. જન્મ પામ્યા પછી પણ માનવો કેદખાનામાં અટકાયત, વધ, બંધન, રોગ, ધનનો નાશ, મરણ, આપત્તિ,મનની ચિન્તાઓ, અપકીર્તિ અને નિંદા વિગેરે અનેક દુઃખ મનુષ્ય ભવમાં ભોગવે છે ૩. કેટલાક જીવો મનુષ્ય ભવ પામીને પણ કેવળ ચિન્તા સંતાપ દારિદ્ર અને રોગ વિગેરે ઉપદ્રવોમાં જ

આયુષ્ય પૂર્ણ કરી મૃત્યુ પામે છે ૪. દેવ ભવમાં પણ ચ્યવન, પરાભવ, અદેખાઈ વગેરે વડે કરીને દુઃખ નિરંતર ભર્યું છે. કહ્યું છે કે 'અદેખાઈ અહંકાર, ક્રોધ, માયા, લોભ ઇત્યાદિ દોષોથી દેવો પણ ઘેરાયેલા છે. તેથી તેઓને પણ ક્યાંથી સુખ હોય? ૫ આ રીતે દરેક ગતિમાં દુઃખ વિચારી સંસારની વિષમ સ્થિતિનો વિચાર કરવો.

૪ ધર્મના મનોરથ ભાવવા.

ધર્મના મનોરથ આ રીતે ભાવવા.

सावयघरंमि वरं हुज्ज चेडओ नाणदंसणसमेओ ।
मिच्छत्तमोहिअमई मा राया चक्कवट्टी वि ॥ १ ॥
कइआ संविग्गाणं गीअत्थाणं गुरुण पयमूले ।
सयणाइसंगरहिओ, पव्वज्जं संपवज्जिस्सं ॥ २ ॥
भयभेरव निक्कंपो, सुसाणमाइसु विहिअउस्सग्गो ।
तवतणुअंगो कइआ, उत्तम चरिअं चरिस्सामि" ॥ ३ ॥

અર્થ:—શ્રાવકના ઘરમાં જ્ઞાનદર્શન સહિત દાસ થઉં તો સારૂં પણ મિથ્યાત્વથી ભ્રમિત બુદ્ધિવાળો ચક્રવર્તિ પણ અન્ય ઠેકાણે થાઉં તે સારૂં નથી. હું સ્વજન, પુત્ર, સ્ત્રી ધન વગેરેનો સંગ છોડીને ક્યારે ગીતાર્થ અને સંવેગી ગુરૂમહારાજના ચરણ કમળ પાસે દીક્ષા અંગીકાર કરીશ. હું ક્યારે તપથી સુકાયેલ શરીરવાળો થઇ વાઘ, વરૂ વગેરે ભયો અને ભયંકર ઉપસર્ગોથી બીના વિના શ્મશાન વગેરેમાં કાઉસ્સગ્ગ કરી ઉત્તમ પુરૂષોના જીવનને જીવીશ.' આ પ્રકારે ધર્મકરણી કરવાના મનોરથ ભાવવા.

આ રીતે શ્રી રત્નશેખર સૂરિ વિરચિત શ્રાદ્ધવિધિમાં રાત્રિકૃત્ય નામનો
દ્વિતીય પ્રકાશ સંપૂર્ણ.

---

## પ્રકાશ ૩. પર્વકૃત્ય.

રાત્રિકૃત્ય કહ્યું હવે પર્વકૃત્ય કહે છે.

पव्वेसु पोसहाइ, बंभअणारंभतवविसेसाइ ।
आसोअ चित्त अट्ठाहिअपमुहेसु विसेसेणं ॥ ११ ॥
[ पर्वसु पौषधादि ब्रह्म–अनारंभ–तप–विशेषादि ।
आश्विन चैत्राद्याह्निकप्रमुखेषु विशेषेण ॥ ११ ॥ ]

અર્થ—સુશ્રાવક પર્વદીવસોને વિષે તેમાં પણ વિશેષે કરીને આસો તથા ચૈત્ર મહિનાની ઓળીમાં પૌષધ આદિ કરવું, બ્રહ્મચર્યનું પાલન કરવું. આરંભનો ત્યાગ કરવો અને વિશેષ તપસ્યા વિગેરે કરવી.

ભાવાર્થ—પોષ ( ધર્મની પુષ્ટિને ) ધ–એટલે ધારણ કરે તે પૌષધ કહેવાય. આ પૌષધવ્રત શ્રાવકે અવશ્ય આગમમાં જણાવેલ આઠમ ચૌદશ વગેરે પર્વદીવસે કરવું જોઇએ. આગમમાં કહ્યું છે કે 'જિન મતમાં સર્વ કાળપર્વને વિષે પ્રશસ્તયોગ જણાવેલો છે. તેમાં પણ શ્રાવકે આઠમ તથા ચૌદશને દીવસે તો અવશ્ય પૌષધ કરવો' મૂળ ગાથામાં 'पोसहाइ' કહ્યું છે તેમાં आदि શબ્દથી શરીર સારૂં ન હોય અથવા બીજા એવાજ કોઈ મહત્ત્વના કાર્યને લઈ પૌષધ ન થાય તો બેવાર પ્રતિક્રમણ, ઘણાં સામાયિક, દિશા વિગેરેના અતિશય સંક્ષેપવાળું દેશાવકાશિક વ્રત વિગેરે જરૂર કરવું. તેમજ પર્વોને વિષે બ્રહ્મચર્ય પાળવું, આરંભ વર્જવો, ઉપવાસ વગેરે તપસ્યા શક્તિ માફક પહેલાં કરતાં વધારે કરવી

'तवविसेसाइ' ગાથામાં आदि શબ્દ છે, તેથી સ્નાત્ર, ચૈત્યપરિપાટી, સર્વ સાધુઓને વંદના, સુપાત્રદાન વગેરે કરીને હંમેશાં જેટલું દેવ ગુરૂ પૂજન, દાન વગેરે કરાય છે તે કરતાં, પર્વને દિવસે વિશેષ કરવું, કહ્યું છે કે—'જો દરરોજ ધર્મની ક્રિયા સમ્યક્ પ્રકારે પાળો, તો તો ઘણો લાભ છે; પણ જો તેમ કરી શકાતું ન હોય, તો પર્વને દિવસે તો અવશ્ય પાળો.' દસેરા, દીવાળી, અખાત્રીજ વગેરે લૌકિક પર્વોને વિષે જેમ મિષ્ટાન્ન ભક્ષણ તથા વસ્ત્ર આભૂષણ પહેરવાની વિશેષ યતના રખાય છે, તેમ ધર્મના પર્વ આવે ધર્મને વિષે પણ વિશેષ યતના રાખવી જોઈએ.

અન્યદર્શની લોકો પણ અગિયારસ અમાસ વગેરે પર્વોને વિષે કેટલોક આરંભ વર્જે છે, અને ઉપવાસ વગેરે કરે છે; તથા સંક્રાંતિ, ગ્રહણ વગેરે પર્વોને વિષે પોતાની સર્વ શક્તિથી દાનાદિક આપેછે માટે શ્રાવકે તો પોતાના સર્વ પર્વ દિવસો અવશ્ય પાળવા જોઇએ.

પર્વ દિવસો-પર્વ દિવસો કહ્યા છે તે આ રીતે છે–આઠમ ૨, ચૌદશ ૨, પૂનમ ૧ અને અમાસ ૧ એ છ પર્વ દરેક માસમાં આવે છે, અને દરેક પખવાડિયામાં ત્રણ (આઠમ ૧ ચૌદશ ૧ અને પૂનમ ૧ અથવા અમાસ ૧) પર્વ આવે છે. તેમજ "ગણધર શ્રી ગૌતમસ્વામિએ બીજ, પાંચમ, આઠમ, અગિઆરસ અને ચૌદશ ' એ પાંચ શ્રુત તિથિઓ–પર્વ તિથિઓ કહી છે. બીજ બે પ્રકારનો ધર્મ આરાધવાને અર્થે, પાંચમ પાંચ જ્ઞાન આરાધવાને અર્થે આઠમ આઠે કર્મ ખપાવવાને અર્થે, અગિયારસ અગિયાર અંગની આરાધનાને અર્થે તથા ચૌદશ ચૌદ પર્વોની આરાધના માટે જાણવી." આ પાંચ પર્વમાં અમાસ પૂનમ ઉમેરીએ તો પ્રત્યેક પખવાડિયામાં ઉત્કૃષ્ટ છ પર્વ થાય છે. આખા વર્ષમાં તો અઢાઇ ચોમાસી વગેરે ઘણા પર્વો છે.

### પર્વના દીવસે આરંભ તથા સચિત્ત વસ્તુનો ત્યાગ કરવો.

પર્વના દિવસે આરંભ સર્વથા વર્જી ન શકાય તો થોડામાં થોડો આરંભ કરવો, સચિત્ત આહાર જીવહિંસામય હોવાથી, તે કરવામાં ઘણો આરંભ થાય છે, માટે ચાલતી ગાથામાં આરંભ વર્જવાનું કહ્યું છે, તેથી પર્વને દિવસે સચિત્ત આહાર અવશ્ય વર્જવો

એમ સમજવું. 'માછલાઓ ( સચિત્ત ) આહારની અભિલાષાથી સાતમી નરક ભૂમિએ જાય છે, માટે સચિત્ત આહારની અભિલાષા કરવી તે મનથી પણ યોગ્ય નથી.' એવું વચન છે. માટે મુખ્ય માર્ગે તો શ્રાવકે હંમેશાં સચિત્ત-આહાર વર્જવો જોઈએ, પણ કદાચ તેમ ન કરી શકે તો પર્વને દિવસે તો જરૂર વર્જવોજ જોઈએ તેમજ પર્વને દિવસે સ્નાન, માથાના વાળ વગેરે સમારવા, માથું ગુંથવું, વસ્ત્ર વગેરે ધોવાં અથવા રંગવાં, ગાડાં હળ વગેરે ખેડવાં, ધાન્ય વગેરેના મૂડા બાંધવા, ચરખા વગેરે યંત્ર ચલાવવા, દળવું, ખાંડવું, પીસવું, પાનફુલ ફળ વગેરે તોડવાં, સચિત્ત ખડી, રમચી આદિ વાટવી, ધાન્ય આદિ લણવાં, લીંપવું, માટી વગેરે ખણવી, ઘર વગેરે બનાવવું ઇત્યાદિ સર્વ આરંભ યથા શક્તિ વર્જવો. પોતાના કુટુંબનો. નિર્વાહ આરંભ વિના કરી ન શકે તો કેટલોક આરંભ ગૃહસ્થે કરવો પડે તો કરવો. પણ સચિત્ત આહારનો ત્યાગ કરવો તે પોતાના હાથમાં હોવાથી અને સહજમાં કરી શકાય તેમ હોવાથી તે અવશ્ય કરવો. ઘણી માંદગી વગેરે કારણોથી સર્વ સચિત્ત આહારનો ત્યાગ કરી ન શકાય, તો એક બે આદિ સચિત્ત વસ્તુ નામ લઈને મોકળી રાખી બાકીની સર્વ સચિત્ત વસ્તુનો નિયમ કરવો.

તેમજ આસોની તથા ચૈત્રની અઠાઈ,તથા ગાથામાં પ્રમુખ શબ્દ છે તેથી, ત્રણ ચોમાસાની તથા સંવત્સરીની અઠાઈ (અષાઢ, કાર્તિક અને ફાગણ એ) ત્રણ ચોમાસા અને સંવત્સરી વગેરે પર્વોને વિષે ઉપર કહેલી વિધિ મુજબ વિશેષ ધર્માનુષ્ઠાન કરવું. કહ્યું છે કે—'સુશ્રાવકે સંવત્સરીની, ચોમાસીની તથા અઠાઈ વિગેરેની તિથિયોને વિષે પરમ આદરથી જિનરાજની પૂજા તપસ્યા તથા બ્રહ્મચર્યાદિક ગુણોને વિષે તત્પર રહેવું.' સર્વે અઠાઇઓમાં ચૈત્રની અને આસોની અઠાઇઓ શાશ્વતી છે. કારણ કે, તે બન્ને અઠાઇઓને વિષે વૈમાનિક દેવતા પણ નંદીશ્વર દ્વીપ આદિ તીર્થોને વિષે તીર્થયાત્રા આદિ ઉત્સવ કરે છે. કહ્યું છે કે 'બે યાત્રાઓ શાશ્વતી છે. તેમાં એક ચૈત્ર માસને વિષે અને બીજી આસો માસને વિષે જે અઠાઈ મહિમારૂપ થાય છે. એ બન્ને યાત્રાઓ શાશ્વતી છે. કેમકે તેમાં અઠાઈ મહોત્સવ સર્વે દેવતાઓ તથા વિદ્યાધરો નંદીશ્વરદ્વીપને વિષે કરે છે, તથા મનુષ્યો પોતપોતાના સ્થાનકોને વિષે કરે છે તેમજ ત્રણ ચોમસા, સંવત્સરી, છ પર્વ તિથિઓ, તથા તીર્થંકરનાં જન્માદિ કલ્યાણક વગેરેને વિષે જે યાત્રાઓ કરે છે, તે યાત્રા અશાશ્વતી જાણવી.' જીવાવિગમ સૂત્રમાં તો આ રીતે કહ્યું છે કે—'ઘણા ભવનપતિ, વાણુમંતર, જ્યોતિષી અને વૈમાનિક દેવતાઓ નંદીશ્વર દ્વીપને વિષે ત્રણ ચોમાસીએ તથા સંવત્સરીએ ઘણા મહિમાથી અઠાઈ મહોત્સવ કરે છે.

## તિથિની વ્યાખ્યા તથા પર્વતિથિની ક્ષયવૃદ્ધિ પ્રસંગે કઇ પર્વતિથિ કરવી.

तिथिश्च प्रातः प्रत्याख्यानवेलायां या स्यात् सा प्रमाणं ।
सूर्योदयानुसारेणैव लोकेऽपि दिवसादिव्यवहारात् ।
आहुरपि "चाउम्मासिअवरिसे, पक्खिअपंचट्ठमीसु नायव्वा ।
ताओ तिहिओ जासिं" उदेइ सूरो न अण्णाओ ॥ १ ॥

पूआ पच्चक्खाणं पडिक्कमणं तहय निअमगहणं च,
जीए उदेइ सुरो, तीइ तिहीए उ कायव्वं ॥ २ ॥
उदयंमि जा तिही सा पमाणमिअरीइ कीरमाणीए ।
आणाभंगणवत्था मिच्छत्त विराहणं पावे ॥ ३ ॥
पाराशरस्मृत्यादावपि– "आदित्योदयवेलायां, या स्तोकापि तिथिर्भवेत् ।
सा संपूर्णेति मन्तव्या–प्रभूता नोदयं विना ॥ १ ॥
उमास्वातिवचः—प्रघोषश्चैवं श्रूयते–
*"क्षये पूर्वा तिथिः कार्या, वृद्धौ कार्या तथोत्तरा ।
श्रीवीरज्ञाननिर्वाणं कार्यं लोकानुगैरिह ॥ १ ॥"

અર્થઃ—(પર્વનાં કૃત્યોને જણાવતાં પર્વતિથિઓ માટે જ જણાવે છે કે) સવારે પચ્ચક્ખાણની વખતે જે તિથિ હોય તેજ તિથિ પ્રમાણ કરવી જે માટે લોકમાં પણ સૂર્યોદયને અનુસારેજ દિવસાદિનો વ્યવહાર થાય છે કહ્યું છે કે—ચોમાસી, સંવત્સરી પક્ખી, પંચમી અને અષ્ટમીમાં તે તિથિઓ જણાવી કે જેમાં સૂર્યોદય હોય પણ બીજી નહિ. પૂજા, પચ્ચક્ખાણ, પ્રતિક્રમણ અને નિયમો તે તિથિએ કરવાં કે જે તિથિમાં સૂર્યનો ઉદય હોય ૨ ઉદયમાં જે તિથિ હોય તે પ્રમાણ કરવી બીજી (પૂર્વાહ્નવ્યાપિની, મધ્યાહ્નવ્યાપિની વગેરેથી) તિથિ કરવામાં આવે તો આજ્ઞાભંગ અનવસ્થા મિથ્યાત્વ અને વિરાધના થાય ૩ પારાશર સ્મૃતિ વિગેરેમાં પણ સૂર્ય ઉદય વખતે થોડી પણ તિથિ હોય તે સંપૂર્ણ આખી છે એમ માનવું. ઉદય વિનાની ઘણી પણ તે દિવસે તિથિ હોય તો ન માનવી. (એમ જણાવ્યું છે) (ક્ષય વૃદ્ધિના પ્રસંગ સિવાય તિથિની સંજ્ઞા રાખવાનું જણાવીને ક્ષયવૃદ્ધિના પ્રસંગને માટે તો એમ કહે છે કે (શ્રી ઉમાસ્વાતિ વાચકજીના વચનનો પ્રઘોષ તો એમ સંભળાય છે કે,–"પર્વતિથિનો ટીપ્પણામાં ક્ષય હોય ત્યારે (પર્વતિથિઓપણે એટલે આઠમ ચૌદશ આદિ પણે) પહેલાની તિથિ કરવી અને ટીપ્પણામાં પર્વતિથિની વૃદ્ધિ હોય ત્યારે (પર્વતિથિપણે એટલે આઠમ ચૌદશ આદિ પણે બીજી તિથિને કરવી. શ્રી મહાવીર મહારાજાનું જ્ઞાન નિર્વાણ–દીવાળી તો લોકોને અનુસારે કરવું.

અરિહંત ભગવાનનાં જન્મ આદિ પાંચ કલ્યાણક પણ પર્વતિથિરૂપે જાણવાં. બે ત્રણ કલ્યાણક જે દીવસે હોય તે દીવસને તો વિશેષે પર્વતિથિરૂપે ગણવો.

---

* જિજ્ઞાસુઓએ ક્ષયેપૂર્વાની વ્યાખ્યા, વિશેષ તિથિનું સ્વરૂપ, ક્ષયવૃદ્ધિનું સ્વરૂપ, જૈનશાસ્ત્રો પ્રમાણે તિથિની ક્ષયવૃદ્ધિનું સ્વરૂપ, લૌકિક ટિપ્પણાને અનુસરી ક્ષયવૃદ્ધિનું સ્વરૂપ અને પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ કઈ તિથિને પર્વતિથિ ગણવી વિગેરે વિગેરે વિગતો 'પર્વતિથિ નિર્ણય' નામના અમારા ગ્રંથના 'પ્રાક્કથન'માંથી જોવી.

સાંભળવામાં આવે છે કે—સર્વે પર્વતિથિઓની આરાધના કરવાને અસમર્થ એવા કૃષ્ણ મહારાજે શ્રીનેમિનાથ ભગવાનને પૂછ્યું કે, "હે સ્વામિન્! આખા વર્ષમાં આરાધવા યોગ્ય ઉત્કૃષ્ટ પર્વ કયું?" ભગવાને કહ્યું કે "હે મહાભાગ! જિનરાજના પાંચ કલ્યાણકોથી પવિત્ર થયેલી માગશર શુદિ અગિઆરશ (મૌન અગિઆરશ) આરાધવા યોગ્ય છે. કારણ કે આ તિથિને વિષે પાંચ ભરત અને પાંચ ઐરવત મળી દશ ક્ષેત્રમાં એકએકનાં પાંચ પાંચ પ્રમાણે સર્વ મળી પચાસ કલ્યાણક થયાં છે." આ પછી કૃષ્ણ મહારાજે મૌનસહિત પૌષધ ઉપવાસ કરીને તે દિવસની આરાધના કરી. તે પછી "જેવો રાજા તેવી પ્રજા" એવો ન્યાય હોવાથી સર્વ લોકોમાં આ એકાદશી આરાધવા યોગ્યપણાએ પ્રસિદ્ધ થઈ.

પર્વતિથિએ વ્રત પચ્ચખ્ખાણ વગેરે કરવાથી મોટું ફળ મળે છે. કેમકે, તેથી શુભ ગતિનું આયુષ્ય બંધાય છે. આગમમાં કહ્યું છે કે—પ્રશ્ન:—'હે ભગવન્! બીજ વગેરે તિથિઓને વિષે કરેલું ધર્માનુષ્ઠાન શું ફળ આપે છે? ઉત્તર:—હે ગૌતમ! બહુ ફળ આપે છે. કેમકે, પ્રાયે આ પર્વતિથિઓને વિષે પરભવનું આયુષ્ય બંધાય છે. માટે એને વિષે જાત જાતની તપસ્યા તથા ધર્માનુષ્ઠાન કરવાં, કે જેથી શુભ આયુષ્ય ઉપર્જન કરાય.' પ્રથમથીજ આયુષ્ય બંધાએલું હોય તો પાછળથી ઘણુંએ ધર્માનુષ્ઠાન કરવામાં આવે તો પણ તે બાંધેલું આયુષ્ય ટળતું નથી. જેમ પૂર્વે શ્રેણિક રાજાએ ગર્ભવંતી હરિણીને હણી, તેનો ગર્ભ જુદો પાડી પોતાના ખભા તરફ દૃષ્ટિ કરી પોતાના ભૂજાબળની પ્રશંસા કરી ચિકણા અધ્યવસાયે નરકગતિનું આયુષ્ય ઉપાર્જ્યું. પાછળથી તેને ક્ષાયિક સમ્યક્ત્વ થયું, તો પણ તે બાંધેલું આયુષ્ય ટળ્યું નહીં.

અન્યદર્શનમાં પણ પર્વતિથિએ તેલ ચોપડી ન્હાવું તેમજ મૈથુન વગેરે કરવાની ના કહી છે. વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કે—'હે રાજેંદ્ર! ચૌદશ આઠમ, અમાસ, પુનમ, અને સૂર્યની સંક્રાંતિ એટલાં પર્વ કહેવાય છે. જે પુરૂષ આ પર્વોને વિષે અભ્યંગ કરે. સ્ત્રી ભોગવે, અને માંસ ખાય, તે પુરૂષ મરણ પામીને વિણ્મુત્રભોજન નામે નરકે જાય. અનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે—'ઋતુને વિષે જ સ્ત્રી સંભોગ કરનારો અને અમાવાસ્યા, અષ્ટમી, પૂર્ણિમા અને ચતુર્દશી એ તિથિયોને વિષે સંભોગ ન કરનારો બ્રાહ્મણ હંમેશાં બ્રહ્મચારી કહેવાય છે.' માટે પર્વ આવે તે વખતે પોતાની સર્વ શક્તિવડે ધર્માચરણને વિષે યત્ન કરવો.

**પર્વના દિવસે થોડું પણ કરેલ ધર્મ કાર્ય વધુ ફળ આપે છે.**

અવસરે થોડું પણ પાન કે ભોજન કરવાથી જેમ વિશેષ ગુણ થાય છે, તેમ અવસરે થોડું પણ ધર્માનુષ્ઠાન કરવાથી ઘણું ફળ મળે છે. વૈદ્યકશાસ્ત્રમાં કહ્યું છે કે —'શરદઋતુમાં જે કાંઇ જળ પીધું હોય, પોષ માસમાં તથા માહા માસમાં જે કાંઈ ભક્ષણ કર્યું હોય, અને જ્યેષ્ઠ માસમાં તથા અસાડ માસમાં જે કાંઇ ઉંઘ લીધી હોય તે ઉપર માણસો જીવે છે. વર્ષાઋતુમાં મીઠું. શરદઋતુમાં પાણી, હેમંત (માગશર પોષ)

ઋતુમાં ગાયનું દૂધ, શિશિર (માહા તથા ફાગણ) ઋતુમાં આમળાનો રસ, વસંત (ચૈત્ર તથા વૈશાખ) ઋતુમાં ઘી અને ગ્રીષ્મ (જ્યેષ્ઠ તથા અસાડ) ઋતુમાં ગોળ અમૃત સમાન છે.' પર્વનો મહિમા એવો છે કે, તેથી પ્રાયે અધર્મીને ધર્મ કરવાની, નિર્દયને દયા કરવાની, અવિરતિ લોકોને વિરતિનો અંગીકાર કરવાની, કૃપણ લોકોને ધન વાપરવાની, કુશળ પુરૂષોને શીળ પાળવાની અને કોઇ કાળે તપસ્યા ન કરનારને પણ તપસ્યા કરવાની બુદ્ધિ થાય છે. આ વાત હાલમાં સર્વ દર્શનોને વિષે દેખાય છે. કહ્યું છે કે—'જે **પર્વોના પ્રભાવથી નિર્દય અને અધર્મી પુરૂષોને પણ ધર્મ કરવાની બુદ્ધિ થાય છે, એવાં સંવત્સરી અને ચોમાસી પર્વો જેણે યથાવિધિ આરાધ્યાં, તે પુરૂષ જયવંત રહો.'** માટે પર્વને વિષે પૌષધ વગેરે ધર્માનુષ્ઠાન જરૂર કરવું. તેમાં પૌષધનાં ચાર પ્રકાર વગેરે વિષય અર્થદિપીકામાં કહ્યો છે, અત્રે વિસ્તારના લીધે તે કહ્યો નથી.

## પૌષધના પ્રકાર અને તેનો વિધિ.

૧ અહોરાત્રિ પૌષધ, ૨ દિવસ પૌષધ અને ૩ રાત્રિ પૌષધ એવા ત્રણ પ્રકારના પૌષધ છે. તેમાં અહોરાત્રિ પૌષધનો વિધિ આ પ્રમાણે છે.—શ્રાવકે જે દિવસે પૌષધ લેવો હોય તે દિવસે સર્વે ગૃહ વ્યાપાર તજવા, અને પૌષધનાં સર્વે ઉપકરણ લઇ પૌષધશાળાએ અથવા સાધુની પાસે જવું. પછી અંગનું પડિલેહણ કરીને વડી નીતિની તથા લઘુનીતિની ભૂમિ પડિલેહવી. તે પછી ગુરૂની પાસે અથવા નવકાર ગણી સ્થાપનાચાર્યની સ્થાપના કરી ઈરિયાવહી પડિક્કમવા. પછી એક ખમાસમણે વંદના કરી પૌષધ મુહપત્તિ પડિલેહવી. ફરી એક ખમાસમણ દઇ ઉભા રહીને કહેવું કે, ईच्छाकारेण संदिसह भगवन् पोसहं संदेसावेमि ફરી વાર એક ખમાસમણ દેઈ કહે કે, पोसहं ठावेमि એમ કહી નવકાર ગણી પૌષધ ઉચ્ચરાવે તે આવી રીતે:—

करेमि भंते पोसहं आहारपोसहं सव्वओ देसओ वा, सरीरसक्कार पोसहं सव्वओ, बंभचेर पोसहं सव्वओ, अव्वावारपोसहं सव्वओ, चउव्विहे पोसहं ठामि, जाव अहोरत्तं पज्जुवासामि, दुविहं तिविहेणं मणेणं वायाए काएणं, न करेमि न कारवेमि तस्स भंते पडिक्कमामि निंदामि गरिहामि, अप्पाणं वोसिरामि

પછી મુહપત્તિ પડિલેહી બે ખમાસમણાં દઇ સામાયિક કરવું. ફરીવાર બે ખમાસમણ દઇ જો ચોમાસું હોય તો કાષ્ઠાસનનો અને બાકીના આઠ માસ હોય તો પાઉંછનગનો बेसणे संदिसावेमि એમ કહી આદેશ માગવો, તે પછી બે ખમાસમણ દઈ સ્વાધ્યાય કરે પછી પડિક્કમણું કરી બે ખમાસમણ દઇ बहुवेलं संदिसावेमि એમ કહેવું તે પછી એક ખમાસમણ દઈ पडिलेहणं करेमि એમ કહે. તથા મુહપત્તિ, પુછણું, અને પહેરવાનું વસ્ત્ર પડિલેહે. શ્રાવિકા હોય તો તે મુહપત્તિ, પુછણું, ઓઢેલું કપડું, કાંચળી અને ચણિયો પડિલેહે. પછી એક ખમાસમણ દઈ इच्छकारि भगवन् पडिलेहणा पडिलेहावो એમ કહે. તે પછી इच्छं કહી સ્થાપનાચાર્ય પડિલેહી સ્થાપીને એક ખમાસમણ દેવું. ઉપધિ મુહપત્તિની

પડિલેહણા કરી ઉપધિ સંદિસાવો એમ કહેવું. પછી વસ્ત્ર, કંબળ વગેરે પડિલેહી, પૌષધશાળા પ્રમાર્જી, કાજો ઉપાડીને પરઠવવો. તે પછી ઇરિયાવહી પડિક્કમી ગમણા ગમણે આલોઇ એક ખમાસમણુ દઇ માંડલામાં બેસે, અને સાધુની માફક સ્વાધ્યાય કરે. પછી પોણી પોરિસી થાય ત્યાં સુધી ભણે ગણે અથવા પુસ્તક વાંચે પછી એક ખમાસણુ દઈ મુહપત્તિ પડિલેહી કાલવેળા થાય ત્યાં સુધી પૂર્વની પેઠે સ્વાધ્યાય કરે. જો દેવ વાંદવા હોય તો આવસ્સઇ કહી જિનમંદિરે જઈ દેવ વાંદે. જો આહાર કરવો હોય તો પચ્ચક્ખાણુ પૂર્ણ થયે એક ખમાસમણુ દઈ મુહપત્તિ પડિલેહી, પાછું એક ખમાસમણુ દઈ કહે કે, पारावह पोरिसी पुरिमड्ढो वा चउहार कओ तिहार कओ वा आसि. निव्विएण आयंबिलेणं एगासणेणं पाणाहारेणं वा जा काई वेला तीए આ રીતે કહી; દેવ વાંદી, સ્વાધ્યાય કરી, ઘેર જઈ, જો ઘર સો હાથ કરતાં વધારે દૂર હોય તો ઇરિયાવહી પડિક્કમી આગમન આલોઇ સંભવ હોય તે પ્રમાણે અતિથિસંવિભાગ વ્રત સાચવે. પછી સ્થિર આસને બેસી, હાથ, પગ તથા મુખ પડિલેહી એક નવકાર ગણી પ્રાસુક અન્ન રાગદ્વેષ ન રાખતાં જમે. અથવા પૂર્વે કહી રાખેલા સ્વજને લાવેલું અન્ન ખાય; પરંતુ ભિક્ષા ન માગે, પછી પૌષધશાળાએ જઈ ઇરિયાવહી પડિક્કમી, દેવ વાંદી, વાંદણાં દઈ તિવિહારનું અથવા ચઉવિહારનું પચ્ચક્ખાણુ કરે. જો શરીરચિંતા કરવી હોય તો આવસ્સઈ કહી સાધુની માફક ઉપયોગ રાખતો જીવ રહિત શુદ્ધ ભૂમિએ જઈ વિધિ માફક મળ-મૂત્રનો ત્યાગ કરી, શુદ્ધતા કરી પૌષધશાળાએ આવે. પછી ઇરિયાવહી પડિક્કમી એક ખમા-સમણુ દઇ કહે કે, ઈच्छाकारेण सदिसह भगवन् गमणागमणं आलोउं " પછી 'इच्छं' કહી "आवस्सई" કરી વસતિથકી પશ્ચિમ તથા દક્ષિણુ દિશાએ જઈ દિશાઓ જોઇને अणुजाणह जस्सुग्गहो એમ કહે. પછી સંડાસગ અને સ્થંડિલ પ્રમાર્જીને વડી નીતિ તથા લઘુનીતિ વોસિરાવે. તે પછી निसिही કહીને પૌષધશાળામાં પ્રવેશ કરે અને आवंत जंतेहिं जं खण्डिअं जं विराहिजं तस्स मिच्छामि दुक्कडं એમ કહે. પછી પાછલો પહોર થાય ત્યાં સુધી સ્વાધ્યાય કરે. તે પછી એક ખમાસમણુ દઈ પડિલેહણનો આદેશ માગે. બીજું ખમાસમણુ દઇ પૌષધશાળા પ્રમાર્જવાનો આદેશ માગે. પછી શ્રાવકે મુહપત્તિ, પુંછણું, પહેરવાનું વસ્ત્ર પડિલેહવું, અને શ્રાવિકાએ મુહપત્તિ, પુંછણું, ચણિયો, કાંચળી અને ઓઢેલું વસ્ત્ર પડિલેહવું. પછી સ્થાપનાચાર્યની પડિલેહણા કરી પૌષધશાળા પ્રમાર્જીને એક ખમાસમણુ દઇ ઉપધિ મુહપત્તિનું પડિલેહણુ કરી એક ખમાસમણુ દઇ મંડળીમાં ઢીંચણુ ઉપર બેસી સ્વાધ્યાય કરો. પછી વાંદણા દઇને પચ્ચખાણુ કરે. બે ખમાસમણુ દઇ ઉપધિ પડિલેહવા આદેશ માગે, પછી વસ્ત્ર, કાંબળી વગેરે પડિલેહીને જો ઉપવાસ કર્યો હોય તો સર્વ ઉપધિને છેડે પહેરવાનું વસ્ત્ર પડિલેહે. શ્રાવિકા તો પ્રભાતની માફક ઉપધિનું પડિલેહણુ કરે. સાંજનો સમય થાય, ત્યારે પથારીને વિષે અંદર તથા બાહિર બાર બાર માત્રાની તથા સ્થંડિલની ભૂમિ પડિલેહે. પછી દેવસી પડિક્કમણુ કરીને યોગ હોય તો સાધુની સેવા કરી એક ખમાસમણુ દઈ પોરિસિ થાય ત્યાં સુધી સ્વાધ્યાય કરે. પોરિસિ પૂરી થાય ત્યારે એક

ખમાસમણુ દઇ इच्छाकारेण संदिसह भगवन् बहु पडिपुन्ना पोरिसी राइ संथारए ठामि એમ કહે. પછી દેવ વાંદી શરીરે મળમૂત્રની શંકા હોય તો તપાસી સર્વે બહારની ઉપધિ પડિલેહે, ઢીંચણુ ઉપર સંથારાનો ઉત્તરપટ મૂકીને જ્યાં પગ મુકવા હોય ત્યાં ભૂમિ પ્રમાર્જીને ધીરે ધીરે પાથરે. પછી 'મહારાજ આદેશ આપો" એમ કહેતો સંથારા ઉપર બેસી નવકારને આંતરે ત્રણુ વાર करेमि भंते सामाइअं કહે. પછી આ ચાર ગાથા કહે.

अणुजाणह परमगुरु, गुणगणरयणेहिं भूसिअसरीरा ! ॥
बहुपडिपुन्ना पोरिसि, राई संथारए ठामि ॥ १ ॥
अणुजाणह संथारं, बाहुवहाणेण वामपासेण ॥
कुक्कुडियपायपसारण–अंतरं तु पमज्जए भूमिं ॥ २ ॥
संकोइअ संडासं, उव्वट्टंते अ कायपडिलेहा ॥
दव्वाई उवओगं ऊसासनिरुंभणाऽऽलोए ॥ ३ ॥
जइ मे हुज्ज पमाओ, इमस्स देहस्स इमाइ रयणीए ॥
आहारमुवहिदेहं, सव्वं तिविहेण वोसिरिअं ॥ ४ ॥

એ ચાર ગાથા કહી "चतारि मंगलं" વગેરેની ભાવના ભાવીને નવકારનું સ્મરણુ કરવાપૂર્વક ચરવાળા વગેરેથી શરીરને સંથારા ઉપર પ્રમાર્જીને ડાબે પાસે બાહુનું ઓશિકું કરીને સુઇ રહે. જો શરીર ચિંતાએ જવું પડે તો સંથારો બીજાને સંઘટ્ટાવી–ભળાવી आवस्सई કહી પહેલાં પડિલેહી કાયચિંતા કરે. પછી ઇરિયાવહી કરી ગમણાગમણુ આલોઈ જઘન્યથી પણુ ત્રણુ ગાથાઓની સજ્ઝાય કરીને નવકારનું સ્મરણુ કરતો પૂર્વની માફક સુઇ રહે. રાત્રિને પાછલે પહોરે જાગૃત્ થાય ત્યારે ઇરિયાવહી પડિક્કમીને કુસુમિણુ દુસુમિણુનો કાઉસ્સગ્ગ કરે. પછી ચૈત્યવંદન કરી આચાર્ય વગેરેને વાંદી પ્રતિક્રમણુની વેળા થાય ત્યાં સુધી સ્વાધ્યાય કરે. તે પછી પૂર્વની પેઠે પ્રતિક્રમણુથી માંડી મંડળીમાં સ્વાધ્યાય કરવા સુધીની સર્વ ક્રિયા કરે. જો પૌષધ પારવાની ઇચ્છા હોય તો એક ખમાસમણુ દઇ इच्छाकारेण संदिसह भगवन् मुहपत्तिअं पडिलेहेमि એમ કહે. ગુરૂ કહે पडिलेहह પછી મુહપત્તિ પડિલેહી એક ખમાસમણુ દેઇ इच्छाकारेण संदिसह भगवन् पोसह पारूं ? ગુરુ કહે. पुणो वि कायव्वो પછી કહેવું કે, पोसहं पारिअं ગુરૂ કહે आयारो न मुत्तव्वो પછી ઉભા રહી નવકાર ગણી ઢીંચણે બેસી તથા ભૂમિએ મસ્તક લગાડી આ બે ગાથાઓ કહેવી:—

सागरचंदो कामो, चंदवडिंसो सुदंसणो धन्नो ॥
जेसिं पोसहपडिमा, अखंडिआ जीविअंते वि ॥ १ ॥
धन्ना सलाहणिज्जा, सुलसा आणंदकामदेवा अ
जास पसंसइ भयवं दढव्वयत्तं महावीरो ॥ २ ॥

પછી પોસહ વિધિએ લીધો, વિધિએ પાર્યો, વિધિ કરતાં જે કાંઈ અવિધિ, ખંડના તથા વિરાધના મન, વચન, કાયાએ કરીથઈ હોય તો 'તસ્સ મિચ્છામિ દુક્કડં' એમ કહેવું

સામાયિકનો વિધિ પણ આ રીતેજ જાણવો. તેમાં એટલું વિશેષ કે, સાગરચંદોને બદલે આ ગાથાઓ કહેવી: —

सामइअवयजुत्तो, जाव मणे होइ निअमसंजुत्तो ॥
छिन्नइ असुहं कम्मं, सामाइय जत्तिआ वारा ॥ १ ॥
छउमत्थो मूढमणो, कित्तिअमित्तं च संभरइ जीवो ॥
जं च न सुमरामि अहं, मिच्छा मे दुक्कडं तस्स ॥ २ ॥
सामाइय पोसहसं–ठिअस्स जीवस्स जाइ जो कालो ॥
सो सफलो बोधव्वो, सेसो संसारफलहेऊ ॥ ३ ॥

પછી સામાયિક વિધિએ લીધું. ઈત્યાદિ કહે. દિવસ પોસહ પણ આ રીતેજ જાણવો. વિશેષ એટલોજ છે કે પૌષધ દંડકમાં 'जाव दिवसं पज्जुवासामि' એમ કહેવું. દેવસી પ્રતિક્રમણ કરી રહ્યા પછી દિવસનો પૌષધ પારી શકાય છે. રાત્રિ પૌષધ પણ આ રીતેજ જાણવો, તેમાં એટલોજ ફેર છે કે, પોસહ દંડકમાં जाव दिवससेसं रत्तिं पज्जुवासामि એમ કહેવું. બપોર પછી બે ઘડી દિવસ રહે ત્યાંસુધી રાત્રિપૌષધ લેવાય છે. પૌષધના પારણાને દિવસે સાધુનો જોગ હોય તો જરૂર અતિથિસંવિભાગ વ્રત કરીને પારણું કરવું. આ રીતે પૌષધ વિધિ કહ્યો છે.

આ રીતે પૌષધ આદિ કરીને પર્વ દીનની આરાધના કરવી. આના ઉપર નીચે પ્રમાણે દૃષ્ટાંત છે: —

ધન્યપુરમાં ધનેશ્વર નામે શેઠ, ધનશ્રી નામે તેની સ્ત્રી અને ધનસાર નામે તેનો પુત્ર એવું એક કુટુંબ રહેતું હતું. ધનેશ્વર શેઠ પરમ શ્રાવક હતો. તે કુટુંબ સહિત દર પખવાડિયે વિશેષ આરંભ વર્જવા વિગેરે નિયમ પાળતો હતો, અને "ચતુર્દશી, અષ્ટમી અમાવાસ્યા તથા પૂર્ણિમા એ તિથિયોને વિષે પરિપૂર્ણ પૌષધ કરનારો હતો." આ રીતે ભગવતી સૂત્રમાં તુંગિકા નગરીના શ્રાવકના વર્ણનને પ્રસંગે કહ્યું છે, તે પ્રમાણે દર માસે છ પર્વતિથિઓને વિષે તે પૌષધ વગેરે યથાવિધિ કરતો હતો, એક વખતે ધનેશ્વરશ્રેષ્ઠિ અષ્ટમીનો પૌષધ કરેલો હોવાથી રાત્રિએ શૂન્ય ઘરમાં પ્રતિમા અંગીકાર કરીને રહ્યો. ત્યારે સૌધર્મેંદ્રે તેની ધર્મની દૃઢતાની ઘણી પ્રશંસા કરી. તે સાંભળી કોઇ મિથ્યાદૃષ્ટિ દેવતા તેની પરીક્ષા કરવા આવ્યો. પહેલાં તેણે શેઠના મિત્રનું રૂપ પ્રકટ કરી 'આ ક્રોડો સોનૈયાનો નિધિ છે. તમે આજ્ઞા કરો તો હું લઉં.' એમ ઘણીવાર શેઠને વિનંતિ કરી પછી તે દેવતાએ, શેઠની સ્ત્રીનું રૂપ પ્રકટ કર્યું અને આલિંગન વગેરે કરીને તેના (શેઠની) ઘણી કદર્થના કરી. તે પછી મધ્યરાત્રિ છતાં પ્રભાત કાળનો પ્રકાશ, સૂર્યનો ઉદય,

તથા સૂર્યનાં કિરણુ વગેરે વિકૂર્વીને તે દેવતાએ શેઠનાં સ્ત્રી પુત્ર વગેરેનાં રૂપ પ્રકટ કરી શેઠને પૌષધનું પારણું કરવાને માટે ઘણીવાર પ્રાર્થના કરી. એવા ઘણા અનુકૂળ ઉપસર્ગ કર્યા તો પણ સ્વાધ્યાય ગણવાને અનુસારે હજી મધ્યરાત્રિ છે એમ શેઠ જાણતો હતો. તેથી તિલમાત્ર પણ ભ્રમમાં પડ્યો નહીં, તે જોઈ દેવતાએ પિશાચનું રૂપ વિકુર્વ્યું અને ચામડી ઉખેડવી, તાડના કરવી, ઉછાળવું, શિલા ઉપર પછાડવું, સમુદ્રમાં ફેંકી દેવું, વગેરે ઘણા પ્રાણાંત પ્રતિકૂળ ઉપસર્ગ કર્યા તો પણ શેઠ ધર્મધ્યાનથી ચલિત થયો નહીં. કહ્યું છે કે—'આ પૃથ્વીને દિશાઓના હસ્તી, કાચબો, કુલપર્વત અને શેષનાગ એમણે પકડી રાખી છે તો પણ ચલિત થાય છે; પરંતુ શુદ્ધ અંતઃકરણવાળા સત્પુરૂષોનું અંગીકાર કરેલું વ્રત પ્રલય થાય તો પણ ચલિત થતું નથી.

પછી દેવતાએ પ્રસન્ન થઇ ધનેશ્વર શેઠને કહ્યું. "હું તમારા વ્રતથી સંતોષ પામ્યો છું. તું વાંછિત વરદાન માગ." એમ કહ્યું તો પણ શેઠે પોતાનું ધર્મધ્યાન છોડયું નહીં, આથી અતિશય પ્રસન્ન થએલા દેવતાએ શેઠના ઘરમાં ક્રોડો સોનૈયાની અને રત્નોની વૃષ્ટિ કરી. તે મહિમા જોઇ ઘણા લોકો પર્વ પાળવાને વિષે આદરવંત થયા. તેમાં પણ રાજાનો ધોબી, ઘાંચી, અને એક કૌટુંબિક ( ખેડુત નોકર ) એ ત્રણે જણા જો કે રાજાની પ્રસન્નતા મેળવવા ઉપર એમને ઘણું ધ્યાન આપવું પડતું હતું, તો પણ છએ પર્વોને વિષે પોતપોતાનો ધંધો તેઓ બંધ રાખતા હતા. ધનેશ્વર શેઠ પણ નવા સાધર્મી જાણી તેમને પારણાને દિવસે સાથે જમાડી, પહેરામણી આપી, જોઇએ તેટલું ધન વગેરે આપી તેમનો ઘણો આદર સત્કાર કરતો હતો. કહ્યું છે કે—'સુશ્રાવક સાધર્મિનું જેવું વાત્સલ્ય કરે છે, તેવું વાત્સલ્ય માતા, પિતા અથવા બાંધવ જનો પણ કોઈ કાળે કરી ન શકે.' આ રીતે શેઠનો ઘણો સહવાસ થવાથી તે ત્રણે જણા સમ્યક્ત્વધારી થયા. કહ્યું છે કે—જેમ મેરૂ પર્વતે વળગી રહેલું તૃણ પણ સુવર્ણ બની જાય છે, તેમ સત્પુરૂષોનો સમાગમ કુશિલયાને પણ સુશીલ કરે છે.' એક દિવસે કૌમુદી મહોત્સવ થવાનો હતો, તેથી રાજાના અધિકારીઓએ 'આજે ધોઇને લાવ' એમ કહી ચતુર્દશીને દિવસે રાજાના અને રાણીનાં વસ્ત્ર તે શ્રાવક ધોબીને ધોવા આપ્યાં. ધોબીએ કહ્યું. ' મને તથા મ્હારા કુટુંબને બાધા હોવાથી અમે પર્વને દિવસે વસ્ત્ર ધોવા આદિ આરંભ કરતા નથી.' રાજાના અધિકારીઓએ કહ્યું કે, 'રાજાની આગળ ત્હારી બાધા તે શી ? રાજાની આજ્ઞાનો ભંગ થશે તો પ્રાણાંત દંડ થશે.'

આ પછી ધોબીના સ્વજનોએ તથા બીજા લોકોએ પણ વસ્ત્ર ધોવાને માટે તેને ઘણું કહ્યું. ધનેશ્વર શેઠે પણ ' રાજદંડ થવાથી ધર્મની હીલના વગેરે ન થાય. એમ વિચારી रायाभिओगेणं એવો આગાર છે, ઇત્યાદિ યુક્તિ દેખાડી.' તો પણ ધોબીએ 'દઢતા વિનાનો ધર્મ શા કામનો ?' એમ કહી પોતાના નિયમની દઢતા ન મૂકી. એણે આવા દુઃખના વખતમાં પણ કોઈનું કહ્યું ન માન્યું. પોતાના અધિકારીઓના કહેવાથી રાજા પણ રૂષ્ટ થયો. અને મ્હારી ' આજ્ઞા તોડશે તો સવાર થતાં તને તથા તારા કુટુંબને શિક્ષા કરીશ ' એમ

કહેવા લાગ્યો. એટલામાં રાત્રિએ કર્મયોગથી રાજાના પેટમાં એવો શૂળરોગ થયો, કે જેથી આખા નગરમાં હાહાકાર વર્તી રહ્યો. એમ કરતાં ત્રણ દિવસ ચાલ્યા ગયા. ધર્મનાં પ્રભાવથી ધોબીએ પોતાનો નિયમ બરાબર પાળ્યો. પછી પડવાને દિવસે રાજાનાં તથા રાણીનાં વસ્ત્ર ધોયાં. બીજને દિવસે રાજાના માણસોએ માગ્યાં, ત્યારે તે તેણે તુરત આપ્યાં. એજ પ્રમાણે કાંઈ ખાસ કામને સારૂ બહુ તેલનો ખપ પડવાથી રાજાએ શ્રાવક ઘાંચીને ચતુર્દશીને દિવસે ઘાણી ચલાવવાનો હૂકમ આપ્યો, ઘાંચીએ પોતાના નિયમની દૃઢતા જણાવી, તેથી રાજા ગુસ્સે થયો, એટલામાં પરચક્ર આવ્યું, રાજાને પોતાની સેના લઈ શત્રુની સામે જઈ સંગ્રામમાં ઉતરવું પડ્યું. પછી રાજાનો જય થયો. પણ એ કામમાં રાજા વ્યગ્ર થઇ જવાથી તેલનો ખપ પડયો નહીં; અને ઘાંચીનો નિયમ સચવાયો.

હવે રાજાએ એક વખતે અષ્ટમીને શુભ મુહૂર્તે તે શ્રાવક કણબીને હળ ખેડવાની આજ્ઞા કરી. ત્યારે તેણે પોતાનો નિયમ કહ્યો. તેથી રાજાને ક્રોધ ચઢયો. પણ એટલામાં ધારાબંધ એક સરખો વર્ષાદ પડવા માંડવાથી તેનો નિયમ સુખેથી સચવાયો. આ રીતે પર્વનો નિયમ અખંડ પાળવાના પુણ્યથી તે ત્રણે જણા અનુક્રમે મરણ પામી છઠ્ઠા લાંતક દેવલોકમાં ચૌદ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા. ધનેશ્વર શેઠ સમાધિએ મરણ પામી બારમા અચ્યુત દેવલોકે ગયો. દેવલોકમાં પણ તે ચારે દેવતાઓની ઘણી મૈત્રી થઈ. શેઠનો જીવ જે દેવતા થયો હતો, તેની પાસે બીજા ત્રણે દેવતાઓએ પોતપોતાના ચ્યવનને અવસરે કબૂલ કરાવ્યું હતું કે; "ત્હારે પૂર્વભવની માફક આવતે ભવે પણ અમને પ્રતિબોધ કરવો." પછી તે ત્રણે જણા દેવલોકથી જૂદા જૂદા રાજકુળને વિષે અવતર્યા અને અનુક્રમે યૌવન અવસ્થા પામી મ્હોટા દેશના અધિપતિ થઈ ધીર, વીર અને હીર એવે નામે જગત્માં પ્રસિદ્ધ થયા તેમાં ધીર રાજાના નગરમાં એક શેઠને પર્વને દિવસે સદા કાળ પરિપૂર્ણ લાભ થતો હતો, પરંતુ કોઇક વખતે પર્વતિથિએ હાનિ પણ બહુ થતી હતી. તેણે એક વખતે જ્ઞાનીને આ વાત પૂછી. જ્ઞાનીએ કહ્યું "તેં પૂર્વભવને વિષે દરિદ્રાવસ્થામાં સ્વીકારેલા નિયમને દૃઢપણે વળગી રહી યથશકિત પર્વ દિવસો સમ્યક્ પ્રકારે પાળ્યા; પરંતુ એક વખતે ધર્મસામગ્રિનો જોગ છતાં પણ તું ધર્માનુષ્ઠાન કરવામાં આલસ્ય વગેરે દોષને લઈ પ્રમાદી થયો. તેથી આ ભવને વિશે તને આ રીતે લાભ હાનિ થાય છે.' વળી કહ્યું છે કે—' ધર્મને વિષ પ્રમાદ કરનારો માણસ જે કાંઇ પોતાનું નુકશાન કરે છે, તે તેને ચોરના લુંટવાથી અગ્નિના બાળવાથી, અથવા જૂગટામાં હાર ખાધાથી પણ થતું નથી. અર્થાત્ તે કરતાં પણ વધુ નુકશાન કરે છે.

જ્ઞાનીનું આ વચન સાંભળી તે શેઠ પોતાના કુટુંબ સહિત હંમેશા ધર્મકૃત્યોને વિષે સાવધાન રહેવા લાગ્યો અને પોતાની સર્વશકિતથી સર્વે પર્વોની આરાધના કરવા લાગ્યો, અને ઘણો જ થોડો આરંભ કરી તથા વ્યવહારશુદ્ધિ બરોબર સાચવીને વ્યાપાર વગેરે બીજ આદિ પર્વને દિવસેજ કરતો હતો. પરંતુ બીજે દીવસે નહીં. તેથી સર્વ ગ્રાહકોને વિશ્વાસ પડી ગયો. અને સર્વે તેની સાથેજ વ્યવહાર કરવા લાગ્યા, બીજાઓની સાથે

કોઈ વ્યવહાર કરવા ન માંડયું. આથી થોડા દિવસમાં તે ક્રોડો સોનૈયાનો ધણી થયો. 'કાગડા, કાયસ્થ અને કૂકડા એ ત્રણ જણા પોતાના કુળનું પોષણ કરેછે,અને વણિક્, શ્વાન,ગજ તથા બ્રાહ્મણ એ ચારે જણ પોતાના કુળનો નાશ કરે છે. એવી કહેવત છે,' તે પ્રમાણે બીજા વણિક લોકોએ અદેખાઇથી રાજાની પાસે ચાડી ખાધી કે, "એને ક્રોડો સોનૈયાનું નિધાન મળ્યું." તેથી રાજાએ શેઠને ધનની વાત પૂછી. શેઠે કહ્યું "મેં સ્થૂલ મૃષાવાદ, સ્થૂળ અદત્તાદાન વગેરેનો ગુરૂ પાસે નિયમ લીધો છે આ નિયમના પ્રભાવથી હું કોઇને ઠગતો નથી તેથી મને ઘણો લાભ થયો છે." આ પછી બીજા વાણિયાઓના કહેવાથી કોઇ વાર રાજાએ "એ ધર્મઠગ છે"એમ વિચારી તેનું સર્વ ધન પોતાના કબજામાં લઇ તેને તથા તેના પરિવારને પોતાના મહેલમાં કબજે રાખ્યો. શેઠે મનમાં વિચાર્યું કે, "આજે પંચમી પર્વ છે તેથી આજે મને કોઇ પણ રીતે અવશ્ય લાભ થવોજ જોઇએ."

પ્રભાત વખતે રાજા પોતાના સર્વ ભંડાર ખાલી થયેલા અને શેઠનું ઘર સોનામ્હોરથી તથા ઝવેરાતથી સંપૂર્ણ ભરાઇ ગએલું જોઈ ઘણું આશ્ચર્ય અને ખેદ પામ્યો. પછી તેણે શેઠને ખમાવીને પૂછયું કે, "હે શેઠજી! આ ધન શી રીતે તમારે ઘેર ગયું?" શેઠે કહ્યું કે "હે રાજા! હું કાંઇ જાણતો નથી, પરંતુ પર્વના દિવસે પુણ્યના મહિમાથી મને લાભજ થાય છે." આ રીતે સર્વ વાત શેઠે કહી, ત્યારે પર્વનો મહિમા સાંભળી જાતિસ્મરણ જ્ઞાન પામેલા રાજાએ પણ છએ પર્વો પાળવાનો યાવજ્જીવ નિયમ લીધો. તેજ વખતે ભંડારીએ આવી રાજાને વધામણી આપી કે, "વર્ષાકાળના વરસાદથી જેમ સરોવર ભરાય છે, તેમ આપણા સર્વે ભંડાર ધનથી હમણાંજ પરિપૂર્ણ થયા છે." તે સાંભળી રાજા ઘણું અજાયબ અને હર્ષ પામ્યો. એટલામાં ચંચળ અને રત્નમય કુંડળ આદિ આભૂષણોથી દેદીપ્યમાન એવો એક દેવતા પ્રકટ થઈ કહેવા લાગ્યો કે, "હે રાજન્! ત્હારો પૂર્વ ભવનો મિત્ર કે જે શેઠનો પુત્ર હતો, હાલ તે દેવતાનો ભવ ભોગવે છે, તેને તું ઓળખે છે? મેં પૂર્વભવે તને વચન આપ્યું હતું તેથી તને પ્રતિબોધ કરવાને અર્થે તથા પર્વ દિવસની આરાધના કરનાર લોકોમાં અગ્રેસર એવા એ શેઠને સહાય્ય કરવાને સારૂ આ કામ મેં કર્યું છે. માટે તું ધર્મકૃત્યમાં પ્રમાદ ન કર હવે હું ઘાંચીનો અને કૌટુંબિકનો જીવ જે રાજાઓ થયા છે, તેમનો પ્રતિબોધ કરવા જઉં છું."

એમ કહી દેવતા ગયો. પછી તેણે તે બન્ને રાજાઓને સમકાળે સ્વપ્નમાં પૂર્વભવ દેખાડયો. તેથી તેમને પણ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પછી તેઓ શ્રાવક ધર્મની અને વિશેષે કરી પર્વ દિવસોની સમ્યક્ પ્રકારે આરાધના કરવા લાગ્યા પછી તે ત્રણે રાજાઓએ દેવતાના કહેવાથી પોત પોતાના દેશને વિષે અમારિની પ્રવૃત્તિ, ઠેકાણે ઠેકાણે નવ નવા જિનમંદિરો, પૂજા, યાત્રા, સાધર્મિક વાત્સલ્ય, પર્વને પહેલે દિવસે પડહની ઉદ્ઘોષણા તથા સર્વે પર્વોને વિષે સર્વે લોકોને ધર્મકૃત્યને વિષે લગાડવા વગેરે ધર્મની ઉન્નતિ એવી રીતે કરી કે, જેથી એક છત્રી સામ્રાજ્ય જેવો જૈનધર્મ પ્રવર્તી રહ્યો./અને

તેના પ્રભાવથી તથા શેઠના જીવ દેવતાની મદદથી તે ત્રણે રાજાઓના દેશોમાં તીર્થંકરની વિહારભૂમિની માફક અતિવૃષ્ટિના, અનાવૃષ્ટિના, દુર્ભિક્ષના, સ્વચક્ર-પરચક્રના, વ્યાધિના, મરકીના તથા દારિદ્ર વગેરેના ઉપદ્રવ સ્વપ્નમાં પણ રહ્યા નહીં; એવી દુઃસાધ્ય વસ્તુ શી છે કે, જે ધર્મના પ્રભાવથી સુસાધ્ય ન થાય? આ રીતે સુખમય અને ધર્મમય રાજ્યલક્ષ્મીને ચિરકાળ ભોગવી તે ત્રણે રાજાઓએ સાથે દીક્ષા લઈ ઘણી તપસ્યાથી શિઘ્ર કેવળજ્ઞાન ઉપાર્જ્યું. અને શેઠનો જીવ જે દેવતા હતો તે તેમનો મહિમા ઠેકાણે ઠેકાણે ઘણોજ વધારવા લાગ્યો. પછી પ્રાયે પોતાનુંજ દૃષ્ટાંત કહી ઉપદેશ કરી પૃથ્વીને વિષે સર્વ પર્વરૂપ સમ્યક્ ધર્મનું સામ્રાજ્ય અતિશય વિસ્તાર્યું. અને ઘણા ભવ્ય જીવોનો ઉદ્ધાર કરી પોતે મોક્ષે ગયા, શેઠનો જીવ દેવતા પણ અચ્યુત દેવલોકથી ચ્યવી મ્હોટો રાજા થઈ ફરી વાર પર્વનો મહિમા સાંભળવાથી જાતિસ્મરણ જ્ઞાન પામ્યો. અને દીક્ષા લઈ મોક્ષે ગયો. આ રીતે પર્વની આરાધના ઉપર કથા કહી, અગિઆરમી ગાથાનો અર્થ ઉપર પ્રમાણે છે. (૧૧)

આ રીતે શ્રી રત્નશેખરસૂરિ વિરચિત શ્રાદ્ધવિધિમાં 'રાત્રિકૃત્ય' નામનો
તૃતીય પ્રકાશ સંપૂર્ણ.

---

## પ્રકાશ ૪—ચાતુર્માસિક કૃત્ય.

પર્વકૃત્ય કહ્યું. હવે અર્ધ ગાથાવડે ચાતુર્માસિક કૃત્ય કહેવામાં આવે છે.

**पइचउमासे समुचिअ नियमगहो पाउसे विसेसेणं ॥**
[ प्रति चातुर्मासे समुचितनियमग्रहः प्रावृषि विशेषेण ॥ ]

સંક્ષેપાર્થ—શ્રાવકે દરેક ચોમાસામાં તથા ઘણું કરી વર્ષાકાળના ચોમાસામાં ઉચિત નિયમ ગ્રહણ કરી પાળવા.

### ઉચિત નિયમ.

વિસ્તરાર્થ—જે શ્રાવકે પરિગ્રહ પરિમાણ વ્રત લીધું હોય, તેણે દરેક ચોમાસાને વિષે પૂર્વે લીધેલા નિયમમાં કાંઈક ઓછું કરવું, જેણે પરિગ્રહ પરિમાણ વ્રત પૂર્વે ન લીધું હોય, તેણે પણ દરેક ચોમાસામાં યોગ્ય એવા નિયમ અંગીકાર કરવા. વર્ષાકાળના ચોમાસામાં તો વિશેષે કરી ઉચિત નિયમ ગ્રહણ કરવાજ જોઈએ. તેમાં જે નિયમ જે સમયે લીધાથી બહુ ફળ થાય, તથા જે નિયમ ન લીધાથી ઘણી વિરાધના અથવા ધર્મની નિંદા વગેરે દોષ થાય, તે નિયમ તે વખતે ઉચિત કહેવાય છે. જેમ વર્ષાકાળમાં ગાડાં ગાડી ચલાવવાની બાધા વગેરે લેવી તથા વાદળ, અને વર્ષાદ આદિ થવાથી ઇયળો વગેરે પડવાને લીધે રાયણ તથા કેરી વગેરેનો ત્યાગ કરવો તે ઉચિત નિયમ જાણવા. અથવા દેશ, પુર, ગામ, જાતિ, કુળ, વય, અવસ્થા વગેરેની અપેક્ષાએ ઉચિત નિયમ જાણવા.

ઉચિત નિયમના બે પ્રકાર.

તે નિયમ બે પ્રકારના છે. ૧ એક દુઃખે પળાય એવા, તથા ૨ બીજા સુખે પળાય એવા, ધનવંત વ્યાપારી એવા અવિરતિ લોકોને સચિત્ત રસનો તથા શાકનો ત્યાગ અને સામાયિકનો સ્વીકાર વગેરે નિયમ દુઃખે પળાય એવા છે, પરંતુ પૂજા, દાન વિગેરે નિયમો તેમનાથી સુખે પળાય તેમ છે. દરિદ્રી પુરૂષોની વાત એથી ઉલટી છે. આમ છે, છતાં પણ ચિત્તની એકાગ્રતા હોય તો ચક્રવર્તિ તથા શાલિભદ્ર જેવા ઋદ્ધિવંત લોકોએ જેમ દીક્ષાદિ કષ્ટ સહન કર્યાં, તેમ સર્વે નિયમ સર્વેથી સુખે પળાય તેવા છે, કહ્યું છે કે–'જ્યાં સુધી ધીર પુરુષો દીક્ષા લેતા નથી, ત્યાંસુધી મેરૂ પર્વત ઉંચો છે, સમુદ્ર દુસ્તર છે, અને કામની ગતિ વિષમ છે.' આમ છતાં પાળી ન શકાય એવા કઠીન નિયમ લેવાની શકિત ન હોય, તો જે સુખે પળાય એવા હોય તે નિયમો તો શ્રાવકે જરૂર લેવા જ જોઈએ, જેમ વર્ષાકાળમાં કૃષ્ણ મહારાજે તથા કુમારપાળ રાજા વગેરેએ સર્વે દિશાએ જવાનો ત્યગ કર્યો હતો તેમ સર્વે દીશાએ જવાનો ત્યાગ કરવો ઉચિતછે. તેમ કરવાની શકિત ન હોય તો જેવખતે જે દિશાઓને વિષે ગયા વિના પણ નિર્વાહ થઇ શકે એમ હોય, તે વખતે તે દિશાઓ તરફ જવું નહી. તેમજ સર્વ સચિત્ત વસ્તુનો ત્યાગ કરી ન શકે, તો જે વખતે જે વસ્તુ વિના નિર્વાહ થઇ શકે એમ હોય તે વખતે તે વસ્તુનો નિયમ લેવો.

અછતી કે અપ્રાપ્ત વસ્તુના નિયમથી પણ લાભ થાય છે.

માણસને જે ઠેકાણે, જે વખતે, જે વસ્તુ મળવાનો સંભવ ન હોય, (જેમ કે, દરિદ્રી પુરૂષને હાથી વગેરે, મરૂ દેશમાં નાગરવેલના પાન વગેરે, તથા આંબા વગેરે ફળની ઋતુ ના હોય તે વખતે તે તે ફળો દુર્લભ છે,માટે) છતાંપણ પુરૂષે તે ઠેકાણે તે વખતે તે વસ્તુનો નિયમ ગ્રહણ કરવો. આ રીતે અછતી વસ્તુનો નિયમ કરવાથી પણ વિરતિ વગેરે મ્હોટું ફળ થાય છે.

એમ સંભળાય છે કે—રાજગૃહી નગરીમાં એક ભિખારીએ દીક્ષા લીધી, તે જોઈ લોકો "અહો ! એણે ઘણું ધન છોડી દીક્ષા લીધી !" એ રીતે તેની હાંસી કરવા લાગ્યા. આથી ગુરૂમહારાજે વિહાર કરવાની વાત કરી,ત્યારે અભયકુમારે ચૌટામાં ત્રણક્રોડ સોનૈયાનો મહોટો ઢગલો કરી સર્વે લોકોને બોલાવીને કહ્યું કે, 'જે પુરૂષ કુવા વગેરેનું પાણી, દેવતા અને સ્રીનો સ્પર્શ, એ ત્રણે વાનાં યાવજ્જીવ મૂકી દે, તેણે આ ધનનો ઢગલો ગ્રહણ કરવો." લોકોએ વિચાર કરીને કહ્યું કે, "ત્રણ ક્રોડ ધન છોડી શકાય, પરંતુ પાણી વગેરે ત્રણ વસ્તુ ન છોડાય." પછી મંત્રીએ કહ્યું કે, " અરે મૂઢ લોકો ! તો તમે આ દ્રમક મુનિની હાંસી કેમ કરો છો? એણે તો જળાદિ ત્રણ વસ્તુનો ત્યાગ કરેલો હોવાથી ત્રણ ક્રોડ કરતાં પણ વધુ ધનનો ત્યાગ કર્યો છે." પછી પ્રતિબોધ પામેલા લોકોએ દ્રમક મુનિને ખમાવ્યા. આ રીતે અછતી વસ્તુનો ત્યાગ કરવા ઉપર દાખલો કહ્યો છે. માટે અછતી વસ્તુના પણ નિયમ ગ્રહણ કરવા. તેમ ન કરે તો તે તે વસ્તુ ગ્રહણ કર-

વામાં ન આવે છતાં પશુની માફક અવિરતિપણું રહે છે અને તે વસ્તુના નિયમ ગ્રહણ કરવાના ફળથી દૂર થાય છે, ભર્તૃહરિએ કહ્યું છે કે—'અમે ક્ષમાવડે ખમ્યું નહીં. ઘરનો ઉચિત સુખનો (વિષય સુખનો) સંતોષથી ત્યાગ કર્યો નહીં. ખમી ન શકાય એવી ટાઢ, તાપ અને પવનની પીડા સહન કરી, પણ તપસ્યા કરી નહી; અહર્નિશ મનમાં ધનનો વિચાર કર્યો પણ પ્રાણાયામ કરી મુક્તિનું પદ ચિંતવ્યું નહીં, સારાંશ—મુનિઓ જે જે કાર્ય કરે છે તે બધું અમે કર્યું છતાં તેના ફળથી અમે વંચિત રહ્યા.' અહો રાત્રિમાં દિવસે એક વાર ભોજન કરે, તો પણ પચ્ચકૂખાણ કર્યા વિના એકાશણનું ફળ મેળવી શકતો નથી. લોકમાં પણ એવી જ રીતિ છે કે, કોઈ માણસ કોઇનું ઘણું ધન ઘણા કાળ સુધી વાપરે તો પણ નક્કી કર્યા વિના તે ધનનું થોડું વ્યાજ પણ તેના માલીકને મળતું નથી. અછતી વસ્તુનો નિયમ ગ્રહણ કર્યો હોય તો, કદાચ કોઈ રીતે તે વસ્તુનો યોગ આવી જાય તો પણ નિયમ લેનાર માણુસ તે વસ્તુ લઈ ન શકે, અને નિયમ ન લીધો હોય તો લઈ શકે. આ રીતે અછતી વસ્તુનો નિયમ ગ્રહણ કરવામાં પણ પ્રકટ ફળ દેખાય છે. જેમ પલ્લીપતિ વંકચૂલને ગુરૂ મહારાજે 'અજાણ્યાં ફળ ભક્ષણ ન કરવાં" એવો નિયમ આપ્યો હતો, તેથી તેને ભુખ ઘણી લાગી હતી, અને લોકોએ ઘણું કહ્યું, તોપણ અટવીમાં કિંપાકફળ અજાણ્યાં હોવાથી ભક્ષણ કર્યાં નહીં અને તેની સાથેના લોકોએ ખાધાં, તેથી તે લોકો મરણ પામ્યા અને વંકળ બચી ગયો.

ચોમાસામાં ગ્રહણ કરવા યોગ્ય કેટલાક નિયમો.

દરેક ચોમાસામાં નિયમ લેવાનું કહ્યું, તેમાં ચોમાસુ એ ઉપલક્ષણ જાણવું. તેથી પખવાડિયાના અથવા એક, બે, ત્રણ માસના તથા એક, બે અથવા તેથી વધુ વર્ષના પણ નિયમ શક્તિ મુજબ ગ્રહણ કરવા. જે નિયમ જ્યાં સુધી અને જે રીતે આપણાથી પળાય તે નિયમ ત્યાં સુધી અને તે રીતે લેવો. નિયમ એવી રીતે ગ્રહણ કરવા કે, જેથી નિયમ વિના એક ક્ષણપાત્ર પણ રહી ન શકાય. કેમકે 'વિરતિ કરવામાં મ્હોટો ફળનો લાભ છે, અને અવિરતિપણામાં ઘણા કર્મ બંધનાદિક દોષ છે' એ વાત પૂર્વે કહેવામાં આવી છે.

પૂર્વે જે નિત્ય નિયમ કહેવામાં આવ્યા છે તેજ નિયમ વર્ષાકાળના ચોમાસામાં વિશેષ પણે કરવા. તેમાં દિવસમાં ૧ બે વાર અથવા ત્રણ વાર પૂજા, અષ્ટપ્રકારી પૂજા,૨ સંપૂર્ણ દેવવંદન ૩, જિનમંદિરે સર્વે જિનબિંબની પૂજા અથવા વંદના, ૪ સ્નાત્ર મહોત્સવ મહાપૂજા, પ્રભાવના વગેરેના અભિગ્રહ લેવા, ૫ તથા ગુરૂને મ્હોટી વંદના ૬ દરેક સાધુને વંદના. ૭ ચોવીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ,૮ નવા જ્ઞાનનો પાઠ, ૯ ગુરૂની સેવા,૧૦ બ્રહ્મચર્ય,૧૧ અચિત્ત પાણી પીવું, ૧૨ સચિત્ત વસ્તુનો ત્યાગ ઇત્યાદિ અભિગ્રહ લેવા તથા ૧૩ વાસી, વિદળ, પૂરી, પાપડ, વડી, સુકું શાક, તાંદલજા વગેરે પાંદડાની ભાજી, ટોપરૂ, ખારેક, ખજૂર, દ્રાક્ષ, ખાંડ સૂંઠ વગેરે વસ્તુનો વર્ષાકાળના ચોમાસામાં ત્યાગ કરવો. કેમકે, એ વસ્તુમાં લીલફુલ, કુંથુઆ, અને ઇયળો વગેરે સંસક્ત જીવો ઉત્પન્ન થવાનો સંભવ રહે

છે ઔષધ વગેરે કામમાં ઉપર કહેલી વસ્તુ લેવી હોય તો સારી પેઠે તપાસીને ઘણીજ સંભાળથી લેવી. તેમજ ૧૪ વર્ષાકાળના ચોમાસામાં ખાટલો, ન્હાવું, માથામાં ફુલ વગેરે ગુંથવાં, લીલું દાતણ, પગરખાં વગેરે વસ્તુનો યથાશક્તિ ત્યાગ કરવો. ૧૫ ભૂમિ ખોદવી, વસ્ત્ર વગેરે રંગવાં, ગાડાં વગેરે ખેડવાં, બીજે ગામે જવું વગેરેની પણ બાધા લેવી. ૧૬ ઘર, હાટ, ભીંત, થાંભલો, કપાટ, પાટ, પાટિયું, પાટી, શીકું, ઘીનાં તેલનાં તથા પાણી વગેરેનાં તથા બીજાં વાસણ, ઇંધણાં ધાન્ય વગેરે સર્વે વસ્તુઓને નીલફુલ વગેરે જીવથી સંસક્ત ન થાય. તે માટે જેને જે યોગ્ય હોય તે પ્રમાણે કોઇને ચૂનો લગાડવો, કોઇમાં રાખ ભેળવવી, તથા મેલ કાઢી નાખવો, તડકામાં મૂકવું, શરદી અથવા ભેજ ન હોય તેવા સ્થાનકમાં રાખવું વગેરે સંભાળ લેવી. ૧૭ પાણીની પણ બે ત્રણ વાર ગળવા વગેરેથી યતના કરવી. ૧૮ ચીકણી વસ્તુ, ગોળ, છાસ, પાણી વગેરેની પણ સારી પેઠે ઢાંકણું વગેરે મુકીને સંભાળ કરવી. ઓસામણના તથા સ્નાનના પાણી વગેરેને લીલફુલ વળેલી ન હોય એવી ધૂળવાળી શુદ્ધ ભુમિને વિષે છુટું છુટું અને થોડું થોડું નાંખવું. ૧૯ ચૂલાને અને દીવાને ઉઘાડો ન મૂકવો પડે તે માટે ખાસ સંભાળ લેવી. ૨૦ ખાંડવું, દળવું, રાંધવું, વસ્ત્ર પાત્ર વગેરે ધોવાં ઇત્યાદિ કામમાં પણ સમ્યક્ પ્રકારે જોઈ કરીને સંભાળ રાખવી. ૨૧ જિનમંદિરની તથા પૌષધશાળા વગેરેની પણ જોઇએ તેવી રીતે સમારવાવડે ઉચિત યતના રાખવી. તેમજ ૨૨ ઉપધાન, માસાદિ પ્રતિમા, કષાયજય, ઇંદ્રિયજય, યોગવિશુદ્ધિ, વીશ સ્થાનક, અમૃત આઠમ, અગિયાર અંગ, ચૌદ પૂર્વ વગેરે તપસ્યા તથા નમસ્કાર ફળતપ, ચતુર્વિંશતિકા તપ, અક્ષયનિધિ તપ, દમયંતી તપ, ભદ્રશ્રેણી તપ, મહાભદ્રશ્રેણિ તપ સંસારતારણ તપ, અઠાઈ, પક્ષખમણ, માસખમણ વગેરે વિશેષ તપસ્યા પણ યથાશક્તિ કરવી. ૨૩ રાત્રિએ ચઉવિહાર અથવા તિવિહારનું પચ્ચખ્ખાણ કરવું. ૨૨ પર્વને વિષે વિગઇનો ત્યાગ તથા પૌષધ ઉપવાસ વગેરે કરવું. ૨૫ દરરોજ અથવા પારણાને દિવસે અતિથિસંવિભાગનો અવશ્ય લાભ લેવો. વગેરે વગેરે.

**ચોમાસામાં જુદા જુદા અભિગ્રહ ધારણ કરવા.**

પૂર્વાચાર્યોએ ચોમાસાના અભિગ્રહ કહ્યા છે, તે આ પ્રમાણેઃ—'જ્ઞાનાચાર, દર્શનાચાર ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર. આશ્રયી દ્રવ્યાદિ ભેદથી અનેક પ્રકારના ચાતુર્માસિક અભિગ્રહ હોય છે. (૧)

તેનો અનુક્રમ આ પ્રમાણેઃ—તત્ર જ્ઞાનાચારને વિષે ૧ મૂળસૂત્રવાંચવારૂપ સજ્ઝાય કરવી. ૨ વખાણ સાંભળવું. ૩ સાંભળેલા ધર્મનું ચિંતવન કરવું અને ૪ શક્તિ પ્રમાણે અજવાળી પાંચમને દિવસે જ્ઞાનની પૂજા કરવી. (૨)

દર્શનાચારને વિષે ૧ જિનમંદિરમાં કાજો કાઢવો, લીંપવું, ગુંહલી માંડવી વગેરે. ૨ જિનપૂજા, ચૈત્યવંદન અને જિનબિંબને ઉવટણાં કરીને નિર્મળ કરવા વિગેરે વિગેરે કાર્યો કરવાં (૩)

ચારિત્રાચારને વિષે૧ જળો મુકાવવી નહિં. ૨ જૂ તથા શરીરમાં રહેલા ગંડોળા પાડવા નહિં, ૩ કીડાવાળી વનસ્પતિને ખાર ન દેવો, ૪ લાકડામાં, અગ્નિમાં તથા ધાન્યમાં ત્રસ જીવની રક્ષા કરવી. (૪) ૫ કોઇને આળ ન દેવું, ૬ આક્રોશ ન કરવો, ૭ કઠોર વચન ન બોલવું, ૮ દેવ ગુરૂના સોગન ન ખાવા, ૯ ચાડી ન કરવી તથા ૧૦ પારકો અવર્ણવાદ ન બોલવો (૫) ૧૧ પિતાની તથા માતાની દૃષ્ટિ ચૂકાવીને કામ ન કરવું, ૧૨ નિધાન, દાન અને પડેલી વસ્તુને વિષે યતના કરવી. ૧૩ દિવસે બ્રહ્મચર્ય પાળવું, ૧૪ રાત્રિને વિષે પુરૂષે પરસ્ત્રીની તથા સ્ત્રીએ પરપુરૂષની સેવા ન કરવી.(૬) ૧૫ ધન ધાન્ય વગેરે નવવિધિ પરિગ્રહનું પરિમાણ જેટલું રાખ્યું હોય તેમાં પણ ઘટાડો કરવો. ૧૬ દિશાપરિમાણ વ્રતમાં પણ કોઇને મોકલવું, સ દેશો કહેવરાવવો, અધોભુમિએ જવું વગેરે તજવું, (૭)૧૭ સ્નાન, ઉવટણું, ધૂપ, વિલેપન, આભૂષણ, ફૂલ, તાંબૂલ, બરાસ, અગર, કેસર, પોહિસ અને કસ્તુરી એ વસ્તુનું પરિમાણ રાખવું.(૮) ૧૮ મજીઠથી,લાખથી, કસુંબાથી અને ગળીથી રંગેલા કપડાનું પરિમાણ કરવું. ૧૯ તથા રત્ન, હીરા, મણિ, સોનું, રૂપું, મોતી વગેરેનું પરિમાણ કરવું. (૯) ૨૦ ખજૂર, દ્રાક્ષ, દાડમ, ઉત્તત્તિય, નાળિયેર, કેળાં, મીઠાંલિંબુ, જામફળ જાંબુ,રાયણ, નારંગી, બીજોરાં, કાકડી, અખોડ, વાયમફળ, કોઠ, ટિંબરૂં, બિલીફળ, આમલી, બોર, બિલ્લુક ફળ, ચીભડાં,ચીભડી ૧૧ કેરાં, કરમદાં ભોરેડ, લિંબુ, આમ્લવેતસ વિગેરેનું અથાણું, અંકુરા, જાત જાતનાં ફૂલ તથા પત્ર, સચ્ચિત્ત,બહુબીજ, તેમજ અનંતકાય પણ એક પછી એક વર્જવા. ૨૧ તથા વિગઇનું અને વિગિઇની અંદર આવનારી વસ્તુનું પરિમાણ કરવું.(૧૦–૧૩)૨૨ વસ્ર ધોવા,લિંપવું,ખેત્ર ખણવું, ન્હવરાવવું, બીજાની જૂ કાઢવી, ક્ષેત્ર સંબંધી જાતજાતનાં કામો,ખાંડવું,દળવું,પાણીમાં ઝીલવું, અન્ન રાંધવું, ઉવટણુ લગાડવું વગેરેનો ઘટાડો કરવો. તથા ૨૩ ખોટી સાક્ષી પૂરવી નહીં (૧૪–૧૫). ૨૪ દેશાવકાશિક વ્રતને વિષે ભુમિ ખોદવાનું, પાણી લાવવાનું, કપડાં ધોવાનું, ન્હાવાનું, પીવાનું, અગ્નિસળગાવવાનું, દીવો કરવાનું, પવન નાખવાનું, લીલોત્રી કાપવાનું, મ્હોટા વડિલોની સાથે છૂટથી બોલવાનું, અદત્તાદાનનું, તથા સ્રીએ પુરૂષની સાથે તથા પુરૂષે સ્રીની સાથે બેસવું, સૂવું, બોલવું, જવું વગેરેનું વ્યવહારના સંબંધમાં પરિમાણ રાખવું ૨૫ દિશિનું માન રાખવું, તથા ૨૬ ભોગોપભોગનું પણ પરિમાણ રાખવું. (૧૬–૧૮). તેમજ ૨૭ સર્વે અનર્થ દંડનો સંક્ષેપ કરવો. ૨૮ સામાયિક પૌષધ તથા અતિથિસંવિભાગમાં પણ જે છુટ રાખી હોય, તેમાં દરરોજ કાંઇ કમી કરવું. (૧૯). ૨૯ ખાંડવું, દળવું,રાંધવું, જમવું, ખણવું, વસ્રાદિ રંગવુ, કાંતવું, પીંજવું, લોઢવું, ઘર વગેરે ધોળાવવું, લીપવું, ઝાટકવું. વાહન ઉપર ચઢવું, લીખ વગેરે જોવી, પગરખા પહેરવાં,ખેતર નીંદવું, લણવું,અનાજ એકઠું કરવું, રાંધવું, દળવું વગેરે કાર્યોને વિષે દરરોજ બનતાં સુધી સંવર રાખવો. ૩૦ ભણવું, જિનમંદિરે દર્શન કરવું, વ્યાખ્યાન સાંભળવું, ગણવું, એટલા કામોને વિષે તથા જિનમંદિરના સર્વે કામોને વિષે ઉદ્યમ કરવો. (૨૦–૨૧–૨૨) તથા ૩૧ વર્ષની અંદર ધર્મને અર્થે આઠમ, ચૌદશ, વિશેષ તપસ્યા અને કલ્યાણક તિથિને વિષે ઉજમણાનો મહોત્સવ કરવો. (૨૨) ધર્મને અર્થે સુહપત્તિ, પાણીનાં ગળણાં તથા ઔષધ વિગેરે આપવારૂપ યથાશક્તિ સાધર્મી વાત્સલ્ય

કરવો, અને ગુરૂનો વિનય સાચવવો. (૨૩-૨૪) ૩૪ દરમહિને સામાયિક તથા દરવર્ષે પૌષધ તથા અતિથિસવિભાગ યથાશક્તિ કરવો. (૨૫) આ રીતે શ્રાવક શ્રાવિકાના ચોમાસા સંબંધી નિયમ કહ્યા છે.

**ચોમાસાના નિયમ પાળવા ઉપર રાજપુત્રની કથા.**

વિજયપુરમાં વિજયસેન નામે રાજા હતો. તેને ઘણા પુત્રો હતા. તેમાં વિજયશ્રી રાણીનો પુત્ર રાજ્ય ચલાવવા લાયક થયો છે, એમ જાણી રાજાએ તેનું આદર સન્માન મૂકી દીધું. એમ કરવામાં રાજાનો એવો અભિપ્રાય હતો કે, "બીજા પુત્રો અદેખાઇથી એને મારી નાખે નહી." પણ આ અભિપ્રાયને નહિ જાણતા રાજકુમારને ઘણું દુઃખ થયું. તે મનમાં વિચારવા લાગ્યો કે, "પગથી હણાયેલી ધૂળ પણ હણનારને માથે ચઢે છે. માટે મૂગે મોઢે અપમાન સહન કરનાર માણસ કરતાં ધૂળ ઉત્તમ છે,' એવું નીતિશાસ્ત્રનું વચન છે, માટે મ્હારે અહિં રહીને શું કરવું છે હું હવે પરદેશ જઇશ. કેમકે-'જે પુરૂષ ઘરમાંથી બહાર નીકળીને સેંકડો આશ્ચર્યથી ભરેલી સંપૂર્ણ પૃથ્વી મંડળને જોતો નથી. તે કુવાના દેડકા જેવો છે. પૃથ્વીમંડળને વિષે ભ્રમણ કરનાર પુરૂષો દેશ દેશની ભાષાઓ જાણે છે. દેશ દેશના વિચિત્ર રિવાજ જાણે છે. અને વિવિધ પ્રકારના આશ્ચર્યકારી ચમત્કાર જુએ છે." રાજકુમાર એમ વિચારી રાત્રિએ કોઈ ન જાણે તેવી રીતે હાથમાં તલવાર લઇ બહાર નીકળ્યો, અને પૃથ્વીને વિષે પોતાની ઇચ્છા પ્રમાણે ફરવા લાગ્યો. કોઈ વખતે અટવીમાં ફરતાં બપોરના વખતે ભુખ તરસથી બહુ હેરાન થયો. એટલામાં સર્વાંગે દિવ્ય આભૂષણ પહેરેલો એક દિવ્ય પુરૂષ આવ્યો. તેણે સ્નેહપૂર્વક તેની સાથે કેટલી વાતો કરી અને કુમારને એક સર્વે પ્રકારના ઉપદ્રવને દુર કરનારૂં અને બીજું સર્વ ઉત્તમ વસ્તુને આપનારૂં એવા બે રત્ન આપ્યાં. કુમારે "તું કોણ છે?" એમ તેને પુછયું, ત્યારે તેણે કહ્યું કે, "જ્યારે તું પોતાના શહેરમાં જઇશ, ત્યારે મુનિરાજના વચનથી મ્હારૂં ચરિત્ર જાણીશ."

પછી રાજકુમાર તે રત્નોના મહિમાથી સર્વ ઠેકાણે યથેચ્છ વિલાસ કરતો હતો. એક વખત પડહની ઉદ્‌ઘોષણા સાંભળવાથી તેના જાણવામાં આવ્યું કે, "કુસુમપુરનો દેવશર્મા નામે રાજા આંખના દરદથી ઘણી જ વેદના ભોગવે છે." પછી રાજકુમારે તુર્તજ ત્યાં જઈ રત્નના પ્રભાવથી તેની આંખની ઇજા દૂર કરી. રાજાએ પ્રસન્ન થઈ રાજકુમારને પોતાનું રાજ્ય તથા પુણ્યશ્રી નામે પુત્રી આપી પોતે દીક્ષા લીધી. આ પછી કુમારના પિતાએ પણ રાજકુમારને પોતાના નગરે બોલાવ્યો અને કુમારને રાજ્યગાદી સોંપી દીક્ષા લીધી. આ રીતે રાજકુમાર બે રાજ્ય ચલાવવા લાગ્યો. એક વખતે ત્રણ જ્ઞાનને ધારણ કરનાર દેવશર્મા રાજર્ષિએ કુમારનો પૂર્વભવ કહ્યો. તે એ રીતે કેઃ-"ક્ષેમાપુરીને વિષે સુવ્રત નામે શેઠ હતો, તેણે ગુરૂની પાસે પોતાની શક્તિ પ્રમાણે ચોમાસા સબંધી નિયમ લીધા હતા. તેનો એક ચાકર હતો, તે પણ દરેક વર્ષાકાળના ચોમાસામાં રાત્રિ ભોજનનો તથા મદ્ય માંસસેવનનો નિયમ કરતો હતો. પછી તે ચાકર મરણ પામ્યો અને તેનો જીવ તું રાજકુમાર થયો, અને સુવ્રત શેઠનો જીવ મ્હોટો ઋદ્ધિવંત દેવતા થયો. તેણે પૂર્વ ભવની પ્રીતિથી તને બે રત્નો

આપ્યાં" આ રીતે પૂર્વ ભવ સાંભળી કુમાર જાતિ સ્મરણ જ્ઞાન પામ્યો, અને ઘણા પ્રકાર૨ના નિયમ પાળીને સ્વર્ગે ગયો. ત્યાંથી ચ્યવીને તે કુમાર મહાવિદેહમાં ઉત્પન્ન થઇ સિદ્ધ થશે. આ રીતે ચોમાસાના નિયમ ઉપર કથા કહી છે.

**અન્ય ધર્મમાં પણ ચોમાસામાં પાળવાના જણાવેલ નિયમો.**

લૌકિક ગ્રંથમાં પણ આ વાત કહી છે. તે આ રીતે—વસિષ્ઠ ઋષિએ પુછ્યું કે, 'હે બ્રહ્મદેવ! વિષ્ણુ ક્ષીરસમુદ્રમાં શી રીતે નિદ્રા કરે છે? અને તે નિદ્રા કરે, ત્યારે શી શી વસ્તુ વર્જવી! અને તે વસ્તુ વર્જવાથી શું શું ફળ થાય ૧. બ્રહ્મદેવે કહ્યું હે વસિષ્ઠ! વિષ્ણુ ખરેખર નિદ્રા કરતો નથી, અને જાગૃત્ પણ થતો નથી, પરંતુ વર્ષાકાળ આવે છતે ભક્તિથી વિષ્ણુને એ સર્વ ઉપચાર કરાય છે. ૨. હવે વિષ્ણુ યોગનિદ્રામાં રહે, ત્યારે શું શું વર્જવું? તે સાંભળ જે પુરૂષ ચોમાસામાં મુસાફરી ન કરે, માટી ન ખણે, તથા રિંગણાં, ચોળા, વાલ, કલથી, તુવેર, કાલિંગડા, મૂળા, અને તાંદલજો એટલી વસ્તુનો ત્યાગ કરે. ૩-૪ તથા હે વસિષ્ઠ! જે પુરૂષ ચોમાસામાં એક અન્ન ખાય, તે પુરૂષ ચતુર્ભુજ થઈ પરમપદે જાય. ૫. જે પુરૂષ હંમેશાં તથા ઘણું કરી ચોમાસામાં રાત્રિભોજન ન કરે, તે આ લોકમાં તથા પરલોકમાં સર્વ અભિષ્ટ વસ્તુ પામે. ૬. જે પુરૂષ ચોમાસામાં મદ્ય માંસ વર્જે છે, તે દરેક માસમાં એક એમ સો વર્ષ સુધી કરેલા અશ્વમેઘ યજ્ઞનું પુણ્ય પામે છે. ૭ વગેરે.

તથા ભવિષ્યોત્તર પુરાણમાં પણ કહ્યું છે તે આ રીતે 'માર્કંડેયઋષિ બોલ્યા, હે રાજન્! જે પુરૂષ ચોમાસામાં તૈલમર્દન કરતો નથી, તે ઘણા પુત્ર તથા ધન પામે છે, અને નિરોગી રહે છે ૧. જે પુરૂષ પુષ્પાદિકના ભોગ છોડી દે છે, તે સ્વર્ગ લોકને વિષે પૂજાય છે. જે પુરૂષ કડવો, ખાટો તીખો, તૂરો, મીઠો, અને ખારો એ રસને વર્જે, તે પુરૂષ કુરૂપતા તથા દૌર્ભાગ્ય કોઇ ઠેકાણે પણ પામતો નથી. તાંબૂલ ભક્ષણ કરવાનું વર્જે તો ભોગી થાય, અને શરીરે લાવણ્યપણાને પામે ૨-૩. જે ફળ, શાક અને પાંદડાંને વર્જે. તે ધન તથા પુત્ર પામે. હે રાજન્! ચોમાસામાં ગોળ ન ખાય તો મધુર સ્વરવાળો થાય. ૪ તાવડી ઉપર પાકેલું અન્ન ભક્ષણ કરવાનું તજે તો, બહુ સંતતિ પામે. ભૂમિને વિષે સંથારે સૂઇ રહે તો વિષ્ણુનો સેવક થાય ૫. દહીં તથા દૂધ વર્જે તો ગોલોક નામે દેવલોકે જાય. બપોર સુધી પાણી પીવાનું તજે તો રોગોપદ્રવ ન થાય. ૬. જે પુરૂષ ચોમાસામાં એકાંતર ઉપવાસ કરે તે બ્રહ્મલોકમાં પૂજાય. જે પુરૂષ ચોમાસામાં નખ અને કેશ ન ઉતારે તે દરરોજ ગંગાસ્નાનનું ફળ પામે. ૭. જે પારકું અન્ન તજે તે અનંત પુણ્ય પામે. ચોમાસામાં ભોજન કરતી વેળાએ જે મૌન ન રહે, તે કેવળ પાપજ ભોગવે એમ જાણવું ૮ મૌનપણે ભોજન કરવું ઉપવાસ સમાન છે. માટે ચોમાસામાં જરૂર મૌન ભોજન તથા બીજા નિયમ રાખવા વિગેરે.

આ રીતે શ્રી રત્નશેખરસૂરિ વિરચિત શ્રાદ્ધવિધિમાં 'ચાતુર્માસી કૃત્ય'

**ચોથો પ્રકાશ સંપૂર્ણ.**

# પ્રકાશ ૫. વર્ષકૃત્ય.

ચોમાસી કૃત્ય કહ્યું. હવે ગ્રંથકાર બારમી અર્ધ ગાથા તથા તેરમી ગાથાવડે વર્ષમાં કરવા યોગ્ય અગિયાર કાર્યો જણાવે છે.

( મૂળગાથા )

पइवरिसं संघच्चण–साहम्मिअभत्तिजत्ततिगं ॥ १२ ॥
जिणगिहि ण्हवणं जिणधण वुड्ढी–महपूअ–धम्मजागरिआ ॥
सुअपूआ उज्जवणं, तह तित्थपभावणा सोही ॥ १३ ॥
[ प्रतिवर्षं संघार्चन–सार्धर्मिकभक्ति यात्रात्रिकं ॥ १२ ॥
जिनगृहे नवपनं जिनधनवृद्धि–महापूजा–धर्मगारिका ।
श्रुतपूजा उद्यापनं तथा तीर्थप्रभावना शोधिः ॥ १३ ॥ ]

અર્થ:—સુશ્રાવકે વર્ષોવર્ષ ૧ સંઘની પૂજા, ૨ સાધર્મિક વાત્સલ્ય, ૩ ત્રણ યાત્રાઓ, ૪ જિનમંદિરે સ્નાત્રમહોત્સવ, ૫ દેવદ્રવ્યની વૃદ્ધિ, ૬ મહાપૂજા, ૭ રાત્રિએ ધર્મ જાગરિકા—રાત્રિજગો ૮ શ્રુતજ્ઞાનપૂજા, ૯ ઉજમણું, ૧૦ શાસનની પ્રભાવના, અને ૧૧ આલોયણા એટલાં ધર્મકૃત્ય અવશ્ય કરવાં. ૧૨-૧૩.

વિસ્તારાર્થ:—શ્રાવકે દર વર્ષે જઘન્યથી એકવાર પણ ૧ ચતુર્વિધ શ્રી સંઘની પૂજા ૨ સાધર્મિક વાત્સલ્ય, ૩ તીર્થયાત્રા, રથયાત્રા, અને અઠાઈ યાત્રા એ ત્રણ યાત્રાઓ, ૪ જિનમંદિરને વિષે સ્નાત્ર મહોત્સવ, ૫ માળા પહેરવી, ઈંદ્રમાળા વગેરે પહેરવી, પહેરામણી કરવી, ધોતિયાં વગેરે આપવાં તથા દ્રવ્યની વૃદ્ધિ થાય તેવી રીતે આરતી ઉતારવી વગેરે ધર્મકૃત્યો કરીને દેવદ્રવ્યની વૃદ્ધિ, ૬ મહાપૂજા, ૭ રાત્રિને વિષે ધર્મજાગરિકા ૮ શ્રુતજ્ઞાનની વિશેષપૂજા, ૯ અનેક પ્રકારનાં ઉજમણાં, ૧૦ જિનશાસનની પ્રભાવના, અને ૧૧ આલોયણા એટલાં ધર્મકૃત્યો યથાશકિત કરવાં.

### ૧ સંઘપૂજા.

**સાધુસાધ્વીની ભકિત તથા બહુમાન.**

શ્રીસંઘની પૂજામાં પોતાના કુળ તથા ધન વગેરેને અનુસરીને ઘણા આદરથી અને બહુમાનથી સાધુ સાધ્વીના ખપમાં આવે એવી આધાકર્માદિ તથા ખરીદવાદિ દોષ રહિત વસ્તુ ગુરૂ મહારાજને આપવી. તે વસ્તુઓ આ પ્રમાણે–વસ્ત્ર, કંબળ, પ્રોંછનક, સૂત્ર, ઉન પાત્રાં, પાણીનાં તુંબડાં વગેરે પાત્ર, દાંડો, દાંડી, સોય, કાંટાને ખેંચી કાઢનારો ચીપીયો, કાગળ, ખડીયા, લેખિનીનો–કલમનો સંગ્રહ અને પુસ્તક વગેરે. દિનકૃત્યમાં કહ્યું છે કે– "વસ્ત્ર, પાત્ર, પાંચ પ્રકારનું પુસ્તક, કંબળ પાદપ્રોંછનક, દાંડો, સંથારો, સિજ્જા તથા બીજું પણ ઓઘિક તથા ઔપગ્રહિક, મુહપત્તિ તથા આસન વગેરે જે કાંઇ શુદ્ધ સંયમને ઉપકારી

હોય તે આપવું." પ્રવચનસારોદ્ધાર વૃત્તિમાં વળી કહ્યું છે કે—"જે વસ્તુ સંયમને ઉપકારી હોય, તે વસ્તુ ઉપકાર કરનારી હોવાથી ઉપકરણ કહેવાય છે. તેથી અધિક વસ્તુ રાખવી તે અધિકરણ કહેવાય છે અસંયતપણે વસ્તુનો પરિહાર એટલે પરિભોગ (સેવન) કરનારો અસંયત કહેવાય છે." (અહિં 'પરિહાર' શબ્દનો અર્થ પરિભોગ કરનારો એવો કર્યો. કારણ કે परिहारः परिभोगः એવું વચન છે તેથી અસંયતપણે જે પરિભોગ કરવો એવો અર્થ પરિહારનો થાય છે અને તેથીજ પરિહાર કરનાર અસંયમી કહેવાય છે એમ પ્રવચન સારોદ્ધાર વૃત્તિમાં કહ્યું છે. ) તેમજ પ્રાતિહારિક, પીઠ, ફલક, પાટલો, વગેરે સંયમોપકારી સર્વે વસ્તુઓ સાધુ મુનિરાજને શ્રદ્ધાથી આપવી. સોય વગેરે વસ્તુઓ પણ સંયમના ઉપકરણ છે એમ શ્રીકલ્પમાં કહ્યું છે તે આ રીતે–असणाई वत्थाई सूआइ चउक्कागा तिन्नि અર્થ:—અશનાદિક, વસ્ત્રાદિક, અને સોયાદિક એ ત્રણ ચતુષ્ક મળીને બાર પ્રકારના સંયમના ઉપકરણ થાય છે જેમકે, ૧ અશન ૨ પાન, ૩ ખાદિમ અને ૪ સ્વાદિમ એ અશનાદિક ચાર; ૫ વસ્ત્ર, ૬ પાત્ર, ૭ કંબલ અને ૮ પાદપ્રોંછનક એ વસ્ત્રાદિક ચાર; તથા ૯ સોય ૧૦ અસ્ત્રો ૧૧ નરણી અને ૧૨ કાન ખોતરવાની સળી એ સોયાદિક ચાર; આ રીતે ત્રણ ચતુષ્ક મળીને બાર વસ્તુ સંયમનાં ઉપકરણ છે.

**શ્રાવક શ્રાવિકાનું ભકિત તથા બહુમાન.**

સાધુ સાધ્વીની પેઠે શ્રાવક શ્રાવિકારૂપ સંઘનો પણ શક્તિ માફક ભક્તિથી પહેરામણી વગેરે આપીને સત્કાર કરવો. તેમજ દેવ ગુરૂ વગેરેના ગુણ ગાનારા યાચકાદિકોને પણ ઉચિત લાગે તેમ ધન ધાન્યાદિક આપી સંતોષ પમાડવો.

આ સંઘપૂજા ત્રણ પ્રકારની છે. ૧ ઉત્કૃષ્ટ. ૨ મધ્યમ અને ૩ જઘન્ય. જિનમતધારી સર્વ સંઘને પહેરામણી આપે તો તેથી ઉત્કૃષ્ટ સંઘપૂજા થાય છે. સર્વ સંઘને માત્ર સૂત્ર વગેરે આપે તો જઘન્ય સંઘપૂજા થાય. બાકી રહેલી સર્વે મધ્યમ સંઘપૂજા જાણવી. તેમાં જેને વધારે ધન ખરચવાની શક્તિ ન હોય, તેણે પણ ગુરૂ મહારાજને સૂત્ર, મુહપત્તિ વગેરે તથા બે ત્રણ શ્રાવક શ્રાવિકાઓને સોપારી વગેરે આપીને પણ દરવર્ષે સંઘપૂજા ભક્તિથી સાચવવી. દરિદ્રી પુરૂષ એટલું કરે, તો પણ તેને ઘણો લાભ થાય છે. કહ્યું છે કે—'લક્ષ્મી ઘણી છતાં નિયમ આદરવો, શકિત છતાં સહન કરવું. યૌવન અવસ્થામાં વ્રત લેવું, અને દરિદ્રી અવસ્થામાં થોડું પણ દાન આપવું એ ચારે વસ્તુથી બહુ ફળ મળે છે.' વસ્તુપાળ મંત્રી વગેરે ઋદ્ધિવંત લોકો તો દરેક ચોમાસામાં સંઘપૂજા વગેરે વાર્ષિક કૃત્યો કરતા હતા અને ઘણા ધનનો વ્યય કરતા હતા, એમ આજે પણ સાંભળીએ છીએ.

**સંઘપૂજા ઉપર મહણસિંહનું દૃષ્ટાન્ત.**

દિલ્હીમાં જગસી શેઠનો પુત્ર મહણસિંહ શ્રીતપાગચ્છાધિપ પૂજ્ય શ્રીદેવસુંદરસૂરિજીનો ભક્ત હતો. તેણે એકજ સંઘપૂજામાં જિનમતધારી સર્વસંઘને પહેરામણી વગેરે આપીને ચોરાશી હજાર ટંકનો વ્યય કર્યો. બીજેજ દિવસે દૈવયોગે પંડિત દેવમંગળગણિ ત્યાં

પધાર્યા. પૂર્વે મહણસિંહે બોલાવેલા શ્રીગુરૂ મહારાજે તે ગણિજીને ત્યાં મોકલ્યા હતા તેમના પ્રવેશને વખતે મહણસિંહે જો કે ટુંકામાં સંઘપૂજા કરી, તોપણ તેમાં છપ્પનહજાર ટંકનો તેણે વ્યય કર્યો. આવી વાર્તાઓ સાંભળવામાં આવે છે. આ પ્રકારે સંઘપૂજાવિધિ શાસ્ત્રમાં કહી છે.

## ૨ સાધર્મિક વાત્સલ્ય.

સાધર્મિક વાત્સલ્ય પણ સર્વે સાધર્મિક ભાઇઓનું અથવા કેટલાકનું શક્તિ પ્રમાણે કરવું. કેમકે સાધર્મિ ભાઇઓનો યોગ મળવો પ્રાયે દુર્લભ છે. અમે એક ઠેકાણું કહ્યું છે કે 'સર્વે જીવો સર્વે પ્રકારના સંબંધો માંહેમાંહે પૂર્વે પામેલા છે. પરંતુ સાધર્મિક આદિ સંબંધને પામનારા જીવો તો કોઇક ઠેકાણે વિરલાજ હોય છે' સાધર્મિક ભાઈનો મેળાપ પણ ઘણો પુણ્યકારી છે. તો પછી સાધર્મિનો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરેલો આદર સત્કાર તો ઘણો પુણ્યબંધ કરે એમાં શું કહેવું ? કહ્યું છે કે—'એક તરફ સર્વે ધર્મ અને બીજી તરફ સાધર્મિક વાત્સલ્ય રાખી બુદ્ધિરૂપી ત્રાજુવાએ તોળિયે તો બન્ને સરખાં ઉતરે છે.' સાધર્મિકનો આદર સત્કાર આ રીતે કરવો:—

૧ પોતાના પુત્ર વગેરેનો જન્મોત્સવ, વિવાહ વગેરે હોય તો સાધર્મિક ભાઈઓને નિમંત્રણ કરવું અને તેમને ઉત્તમ ભોજન, તાંબૂલ, વસ્ત્ર આભરણ વગેરે આપવું. ૨ કદાચ તેઓ કોઇ વખતે બહુ મુશ્કેલીમાં આવી પડે તો પોતાનું ધન ખરચીને પણ તેમને આફતમાંથી ઉગારવા ૩ પૂર્વકર્મનાં અંતરાયના દોષથી કોઇ સાધર્મિભાઈનું ધન જતું રહે તો તેને પાછો પૂર્વની અવસ્થામાં લાવવો. ૪ જે પોતાના સાધર્મિક ભાઇઓને પૈસે ટકે સુખી ન કરે, તે પુરુષની મ્હોટાઇ શા કામની ? કહ્યું છે કે—'જેમણે દીન જીવોનો ઉદ્ધાર ન કર્યો, સાધર્મિકોનું વાત્સલ્ય ન કર્યું અને હૃદયને વિષે વીતરાગનું ધ્યાન ન ધર્યું તેમણે પોતાનો જન્મ વૃથા ગુમાવ્યો.' ૫ પોતાના સાધર્મિક ભાઇઓ જો ધર્મથી ભ્રષ્ટ થતા હોય તો ગમે તે રીતે તેમને ધર્મને વિષે દૃઢ કરવા. ૬ જો તેઓ ધર્મકૃત્ય કરવામાં પ્રમાદ કરતા હોય તો, તેમને ધર્મકૃત્ય યાદ કરાવવું, અનાચારથી નિવારવા પ્રયત્ન કરવો અને ભૂલે તો પ્રેરણા અને પ્રતિપ્રેરણા કરવી. કહ્યું છે કે—'પ્રમાદ કરે તો યાદ કરાવવું અનાચારને વિષે પ્રવૃત્ત થાય તો નિવારવા, ભૂલે તો પ્રેરણા કરવી અને વારંવાર ચૂકે તો વખતો વખત પ્રેરણા કરવી.' ૭ તેમજ પોતાના સાધર્મિકોને વાચના પૃચ્છના, પરાવર્ત્તના, અનુપ્રેક્ષા, અને ધર્મકથા વગેરેને વિષે જોગ મળે તો તેમાં જોડવા, તથા ૮ શ્રેષ્ઠ ધર્માનુષ્ઠાનને કરવા માટે સાધારણ પૌષધશાળા વગેરે કરાવવી ઇત્યાદિ.

શ્રાવિકાઓનું વાત્સલ્ય પણ શ્રાવકની માફક કરવું; તેમાં કાંઇપણ ઓછુંવધતું ન કરવું. જ્ઞાન, દર્શન અને ચારિત્રને ધારણ કરનારી, ઉત્કૃષ્ટ શિયળને પાળનારી તથા સંતોષવાળી એવી સધવા કે વિધવા શ્રાવિકાઓ જૈનધર્મને વિષે અનુરાગવાળી હોય છે, માટે તેમને પણ સાધર્મિકપણે બરાબર માનવી.

શંકા—લોકમાં તથા શાસ્ત્રમાં સ્ત્રીઓ ઘણી પાપી કહેવાય છે, તેઓ માટે જણાવ્યું છે કે "એઓ તો ભૂમિ વિનાની ઝેરી કેળના ઝાડ સરખી, મેઘ વિનાની વિજળી સરખી, જેના ઉપર ઔષધ ચાલતું નથી એવી વ્યાધિ સરખી, કારણ વિનાની મૃત્યુ સરખી, નિમિત્ત વિનાના ઉત્પાત સરખી, ફેણા વિનાની સર્પિણી સરખી અને ગુફા વિનાની વાઘણ સરખી છે. એમને તો પ્રત્યક્ષ રાક્ષસી સમાનજ ગણવી, ગુરૂ ઉપરનો તથા ભાઇ ઉપરનો સ્નેહ તૂટવાનું કારણ પણ એઓજ છે. તેમજ તે અસત્ય અને માયાથી ભરેલી છે. કહ્યું છે કે—'અસત્ય વચન, સાહસિકપણું, કપટ, મુર્ખતા, અતિલોભ, અશુચિપણું અને નિર્દયપણું એટલા સ્ત્રીઓના દોષ સ્વાભાવિક છે.' વળી આગમમાં કહ્યું છે કે—'હે ગૌતમ ! જ્યારે અનંતી પાપની રાશિઓ ઉદય આવે છે, ત્યારે સ્ત્રીપણું પમાય છે, એમ તું સમ્યક્ પ્રકારે જાણ.' આ રીતે સર્વે શાસ્ત્રોમાં સ્ત્રીઓની નિંદા પગલે પગલે જોવામાં આવે છે માટે તેઓથી દૂર રહેવું." એમ છતાં તેમનું દાન સન્માન રૂપ વાત્સલ્ય કરવું એ શી રીતે ઘટે ?

સમાધાનઃ—"સ્ત્રીઓજ પાપી હોય છે" એવો એકાંત પક્ષ નથી. જેમ સ્ત્રીઓમાં તેમ પુરૂષોમાં પણ પાપીપણું સરખું જ છે. કેમકે, પુરૂષો પણ ક્રૂરમનવાળા, ઘણા દુષ્ટ, નાસ્તિક, કૃતઘ્ન, પોતાના શેઠની સાથે દુશ્મનાવટ કરનારા, વિશ્વાસઘાતી, જુઠું બોલનાર પારકું ધન તથા પારકી સ્ત્રી હરણ કરનાર, નિર્દય તથા ગુરૂને પણ ઠગનારા એવા ઘણા જોવામાં આવે છે પુરૂષ જાતિમાં કેટલાક એવા લોકો છે, તેથી સત્પુરૂષોની અવજ્ઞા કરવી જેમ ઘટતી નથી. તેજ પ્રમાણે સ્ત્રીજાતિમાં પણ કેટલીક દુષ્ટ સ્ત્રીઓ છે, તેથી સારી સ્ત્રીઓની અવજ્ઞા કરવી એ પણ ઉચિત નથી. જેમ ઘણી પાપી તેમ ઘણી ગુણવંતી સ્ત્રીઓ પણ જગતમાં છે. જેમકે 'તીર્થંકરની માતાઓ ઉત્તમ ગુણવડે યુક્ત હોય છે. માટે ઇંદ્રો પણ તેમની પૂજા કરે છે, અને મુનિઓ પણ સ્તુતિ કરે છે.' લૌકિક શાસ્ત્રના જાણ પુરૂષો પણ કહે છે કે, 'સ્ત્રીઓ એવો કોઈ અદ્ભુત ગર્ભ ધારણ કરે છે કે, જે ત્રણે જગત્‌નો ગુરૂ થાય છે. માટે જ પંડિત લોકો સ્ત્રીઓની ઘણી મ્હોટાઈ કબૂલ કરે છે.' કેટલીક સ્ત્રીઓ પોતાના શિયળના પ્રભાવથી અગ્નિને જળ સમાન, જળને સ્થળ સમાન, ગજને શિયાળ સમાન, સર્પને દોરડી સમાન અને ઝેરને અમૃત સમાન કરે છે. તેમજ ચતુર્વિધ શ્રીસંઘનું ચોથું અંગ શ્રાવિકાઓ છે. શાસ્ત્રમાં જે સ્ત્રીઓની ઘણી નિંદા સંભળાય છે, તે પુરૂષોએ તેમને વિષે આસક્તિ ન કરવી એવા ઉપદેશ માટે જ છે. સુલસા વગેરે શ્રાવિકાઓના ગુણોની તો ખુદ તીર્થંકર ભગવાને પણ ઘણી પ્રસંશા કરી છે. તેમની ધર્મને વિષે રહેલી દૃઢતાને ઇંદ્રોએ પણ દેવસભામાં વખાણી છે; અને જબરા મિથ્યાત્વીઓ પણ એમને સમકિતથી ચલાવી શકયા નથી. તેમજ કેટલીક શ્રાવિકાઓ તો ચરમ દેહવાળી તથા કેટલીક બે ત્રણ વગેરે ભવ કરીને મોક્ષે જનારી શાસ્ત્રમાં સંભળાય છે. માટે તે શ્રાવિકાનું માતાની માફક, બ્હેનની માફક તથા પુત્રી માફક વાત્સલ્ય કરવું ઉચિત છે. આ વિષય ઉપર અહીં અમે વધુ વિસ્તાર કરતા નથી.

**સાધર્મિક વાત્સલ્ય ઉપર દંડવીર્યની કથા.**

સાધર્મિકવાત્સલ્યવડે કરીને જ રાજાઓ પોતાનું અતિથિસંવિભાગ વ્રત સાચવે છે. કેમકે, મુનિઓને રાજપિંડ કલ્પતો નથી આ વિષય ઉપર ભરત મહારાજાના વંશમાં થયેલા ત્રણે ખંડના અધિપતિ દંડવીર્ય રાજાનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

દંડવીર્ય રાજા હંમેશાં સાધર્મિકભાઈને જમાડી પછીજ પોતે ભોજન કરતો હતો. એક વખતે ઈંદ્રે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોના સૂચક સુવર્ણની જનોઇ અને બાર વ્રતોના સૂચક બાર તિલકને ધારણ કરનારા તથા ભરતે રચેલા ચાર વેદનો મુખે પાઠ કરનારા એવા તીર્થયાત્રા કરતા આવેલા ક્રોડો શ્રાવક પ્રગટ કર્યા. દંડવીર્ય તેમને ભક્તિથી નિમંત્રણ કરી જમાડી રહે છે, એટલામાં સૂર્ય આથમ્યો. એ રીતે લાગલાગટ આઠ દિવસ ઇન્દ્રે શ્રાવક પ્રકટ કર્યા. તેથી રાજાને આઠ ઉપવાસ થયા. પણ તેની સાધર્મિકભક્તિ તો તરૂણ પુરુષની શક્તિની માફક દિવસે દિવસે વધતી જ રહી. આથી ઈંદ્ર પ્રસન્ન થયો અને તેણે તેને દિવ્ય ધનુષ્ય. બાણ, રથ, હાર તથા બે કુંડળ આપી શત્રુંજયની યાત્રા કરવા માટે પ્રેરણા કરી. દંડવીર્યે પણ તે પ્રમાણે શત્રુંજયની યાત્રા કરી.

**સાધર્મિક ભક્તિ ઉપર સંભવનાથ ભગવાનનું દૃષ્ટાન્ત.**

શ્રી સંભવનાથ ભગવાન્ પણ પૂર્વના ત્રીજા ભવમાં ધાતકી ખંડની અંદર આવેલી ઐરવત ક્ષેત્રની ક્ષેમાપુરી નગરીમાં વિમળવાહન નામે રાજા હતા, ત્યારે તેમણે મ્હોટા દુષ્કાળમાં સર્વે સાધર્મિભાઇઓને ભોજનાદિક આપીને જિનનામ કર્મ બાંધ્યું. પછી દીક્ષા લઇ મૃત્યુ પામી આનત દેવલોકમાં દેવતાપણું ભોગવી શ્રી સંભવનાથ તીર્થંકર થયા. તેઓ ફાગણ સુદિ આઠમને દિવસે અવતર્યા, ત્યારે મ્હોટો દુષ્કાળ છતાં તેજ દિવસે ચારે તરફથી સર્વ જાતનું ધાન્ય આવી પહોંચ્યું. તેથી તેમનું સંભવ એવું નામ પડયું. બૃહદ્ભાષ્યમાં કહ્યું છે કે—'શં' શબ્દનો અર્થ સુખ કહેવાયછે. ભગવાનના દર્શનથી સર્વે ભવ્ય જીવોને સુખ થાય છે, માટે તેમને શંભવ કહે છે. આ વ્યાખ્યાનને અનુસરીને સર્વે તીર્થંકરો શંભવ નામથી બોલાવાયછે. (૧) સંભવનાથજીને સંભવ નામથી ઓળખવાનું બીજું પણ એક કારણ છે; કોઈ વખતે શ્રાવસ્તી નગરીમાં કાળ દોષથી દુષ્કાળ પડયો, ત્યારે સર્વે માણસો દુઃખી થયા. એ અરસામાં સેનાદેવીની કુક્ષિમાં સંભવનાથજી અવતર્યા (૨-૩) ત્યારે ઈંદ્રે પોતે આવીને સેનાદેવી માતાની પૂજા કરી, અને જગતને વિષે એક સૂર્ય સમાન એવા પુત્રની પ્રાપ્તિ થયાની તેને (સેનાદેવીને) વધામણી આપી (૪) તેજ દિવસે ધાન્યથી પરિપૂર્ણ ભરેલા ઘણા સાર્થો ચારે તરફથી આવ્યા, અને તેથી ત્યાં સારૂં સુભિક્ષ થયું (૫) જે માટે તે ભગવાનના સંભવને (જન્મને) વિષે સર્વ ધાન્યોનો સંભવ થયો, તે માટે માતા પિતાએ તે ભગવાનનું સંભવ નામ આપ્યું ૬

**સાધર્મિક વાત્સલ્ય ઉપર જગસિંહ, આભુ અને સારંગનું દૃષ્ટાન્ત.**

દેવગિરિને વિષે જગસિંહ નામે શેઠ પોતાના જેવા સુખી કરેલા ત્રણસો સાઠ વાણો

તર નોકર પાસે હંમેશાં બહોંતેરહજાર ટંકનો વ્યય કરાવી પ્રતિદિવસ એકેક સાધર્મિક વાત્સલ્ય કરાવતો હતો. આ રીતે દર વર્ષે તે શેઠના ત્રણસો સાઠ સાધર્મિક વાત્સલ્ય થતાં હતાં. થરાદમાં શ્રીમાળ આભૂનામા સંઘપતિએ ત્રણસો સાઠ સાધર્મિક ભાઈઓને પોતાના સરખા કર્યા. કહ્યું છે કે—'તે સુવર્ણ પર્વતનો× તથા રૂપાના પર્વતનો÷ શું ઉપયોગ ? કારણકે, જેનો આશ્રય કરી રહેલાં વૃક્ષો તો કાષ્ટમયના કાષ્ટમયજ રહે છે, પણ સોના રૂપાનાં થતાં નથી. એક મલય પર્વતનેજ અમે ઘણું માન આપીએ છીએ; કેમકે, તેનો આશ્રય કરી રહેલાં આંબા લિંમડા અને કુટજ નામનાં વૃક્ષો પણ ચંદનમય થાય છે.' સારંગ નામા શ્રેષ્ટિએ પંચપરમેષ્ઠિ મંત્રનો પાઠ કરનારા લોકોને પ્રવાહ વડે દરેકને સુવર્ણના ટંક આપ્યા. એક ચારણને શેઠે ફરી 'નવકાર બોલ' એમ ફરી ફરી કહેવાથી તે નવ વાર નવકાર બોલ્યો; ત્યારે તેણે તેને નવ સોનૈયા આપ્યા. આ રીતે સાધર્મિક વાત્સલ્યનો વિધિ કહ્યો છે.

## ૩ દર વર્ષે ત્રણ યાત્રા કરવી

અટ્ઠાઇ યાત્રા.—

આમજ દરવર્ષે જઘન્યથી એક પણ યાત્રા કરવી. યાત્રાઓ ત્રણ પ્રકારની છે. તે આ પ્રમાણેઃ—૧ અટ્ઠાહી યાત્રા, ૨ રથયાત્રા, અને ૩ તીર્થયાત્રા. આ રીતે ત્રણ પ્રકારની યાત્રા પંડિત જનો કહે છે. તેમાં ૧ અટ્ઠાઇ યાત્રાનું સ્વરૂપ પૂર્વે કહ્યું છે. તેમાં સવિસ્તર સર્વ ચૈત્યપરિપાટિ કરવા વગેરે જે અટ્ઠાઈ યાત્રા તે ચૈત્યયાત્રા પણ કહેવાય છે.

## રથયાત્રા.

સંપ્રતિ મહારાજે કરેલ રથયાત્રા.

રથયાત્રા તો હેમચંદ્રસૂરિ વિરચિત પરિશિષ્ટ પર્વમાં કહી છે તે આ પ્રમાણેઃ—પૂજ્ય શ્રી સુહસ્તિ આચાર્ય અવંતીનગરીમાં વસતા હતા. ત્યારે એક વર્ષે સંઘે ચૈત્ય યાત્રા ઉત્સવ કર્યો. ભગવાન સુહસ્તિ આચાર્ય પણ નિત્ય સંઘની સાથે ચૈત્ય યાત્રામાં આવી મંડપને શોભાવતા હતા. ત્યારે સંપ્રતિ રાજા ન્હાનામાં ન્હાના શિષ્યની પેઠે હાથ જોડી સુહસ્તિસ્વામીની આગળ બેસતો હતો. ચૈત્યયાત્રા ઉત્સવ થઇ રહ્યા પછી સંઘે રથયાત્રા શરૂ કરી. કારણ કે, યાત્રાનો ઉત્સવ રથયાત્રા કરવાથી સંપૂર્ણ થાય છે. સુવર્ણની તથા માણિકય રત્નોની કાંતિથી દિશાઓને પ્રકાશિત કરનાર એવો સૂર્યના રથ સરખો રથ રથશાળામાંથી નીકળ્યો. વિધિના જાણ અને ધનવાન શ્રાવકોએ રથમાં પધરાવેલી જિન પ્રતિમાનું સ્નાત્ર પૂજા વિગેરે કૃત્ય કર્યું. અરિહંતનું સ્નાન-સ્નાત્ર કર્યું. ત્યારે જન્મ કલ્યાણકને અવસરે જેમ મેરૂના શિખર ઉપરથી; તેમ રથમાંથી સ્નાત્ર જળ નીચે પડવા લાગ્યું, તેમજ ભગવાનને કાંઈ વિનંતિજ કરતા હોયને શું! એવા મુખે મુખકોશ બાંધેલા શ્રાવકોએ સુગંધિ ચંદનાદિ વસ્તુથી ભગવાનને વિલેપન કર્યું: તથા તેઓવડે માલતી,કમળ વગેરે ફુલોની માળાઓથી ભગવાનની પ્રતિમા પૂજાઇ, ત્યારે તે પ્રતિમા શરત્કાળના મેઘોથી વીંટાયેલી ચંદ્રકળાની માફક શોભવા લાગી. બળતા મલયાગિરિના ધૂપથી ઉત્પન્ન થએલી ધૂમાડાની

× મેરૂ પર્વત. ÷ વૈતાઢ્ય પર્વત.

રેખાઓથી વિંટાયેલી ભગવાનની પ્રતિમા જાણે નીલ વસ્ત્રોથી પૂજાયેલી હોયને શું એવી રીતે શોભવા લાગી. જેની અંદર દીપતી દીપશિખાઓ છે એવી ભગવાનની આરતી શ્રાવકોએ કરી ત્યારે તે દીપતી ઔષધિવાળા પર્વતની ટૂંક માફક શોભતી હતી. અરિહંતના પરમ ભક્ત એવા તે શ્રાવકોએ ભગવાનને વંદના કરી અશ્વની માફક આગળ આવી પોતે રથ ખેંચ્યો. તે વખતે નગરવાસી જનોની સ્ત્રીઓએ હલ્લીસક રાસ શરૂ કર્યો. શ્રાવિકાઓ ચારે તરફ ઘણાં મંગળ ગીતો ગાવા લાગી. પાર વિનાનું કેશરનું જળ રથમાંથી નીચે પડતું હોવાથી આગળના રસ્તામાં છંટકાવ થવા માંડયો. આ રીતે પ્રત્યેક ઘરની પૂજા ગ્રહણ કરતો રથ દરરોજ સંપ્રતિ રાજાના દ્વારમાં હળવે હળવે આવતો હતો. તે જોઈ સંપ્રતિ રાજા પણ રથની પૂજા કરવાને તૈયાર થતો. અને કૃણુસ ફળની માફક સર્વાંગે વિકસ્વર રોમરાજીવાળો થઇ ત્યાં આવતો અને પછી નવા આનંદ રૂપ સરોવરમાં હંસની માફક ક્રીડા કરતો સંપ્રતિ રાજા, રથમાં વિરાજમાન થએલી પ્રતિમાની અષ્ટપ્રકારી પૂજા કરતો હતો.

## મહાપદ્મચક્રી અને કુમારપાળે કરેલ રથયાત્રા.

મહાપદ્મ ચક્રીએ પણ પોતાની માતાના મનોરથ પૂર્ણ કરવાને સારૂ ઘણા આડંબરથી રથયાત્રા કરી. કુમારપાળે કરેલી રથયાત્રા આ રીતે કહી છે :—ચૈત્ર માસની આઠમને દિવસે ચોથે પહોરે જાણે ચાલતો મેરૂ પર્વતજ હોયને શું ! એવો અને સુવર્ણમય મ્હોટા દંડ ઉપર રહેલી ધ્વજા, છત્ર, ચામર વગેરે વસ્તુથી દીપતો એવો સુવર્ણમય રથ જ્યારે ઘણી ઋદ્ધિની સાથે નીકળે છે, તે વખતે હર્ષથી નગરવાસી લોકો એકઠા મળીને મંગળકારી જય જય શબ્દ કરે છે. શ્રાવકો સ્નાત્ર તથા ચંદનનું વિલેપન કરી સુગંધી પુષ્પોથી પૂજાયેલી શ્રી પાર્શ્વજિનની પ્રતિમાને કુમારપાળના બંધાવેલા મંદિર આગળ ઉભા રહેલા રથમાં ઘણી ઋદ્ધિથી સ્થાપન કરે છે. વાજિંત્રના શબ્દથી જગતને પૂર્ણ કરતો તે રથ હર્ષથી મંગળ ગીતો ગાનારી સુંદર સ્ત્રીઓની સામંતની અને મંત્રીઓની મંડળીની સાથે કુમારપાળના રાજમહેલ આગળ જાય છે. પછી રાજા રથની અંદર પધરાવેલી પ્રતિમાની પટ્ટવસ્ત્ર, સુવર્ણમય આભૂષણ વગેરે વસ્તુઓથી પોતે પૂજા કરે છે અને વિવિધ પ્રકારનાં ગાયન, નાટક વગેરે કરાવે છે. પછી તે રથ ત્યાં એક રાત રહી સિંહદ્વારની બહાર નીકળે છે, અને ફરકતી ધ્વજાઓથી જાણે નૃત્યજ કરી રહેલો હોયની ! એવા પટમંડપમાં આવીને રહે છે. પ્રભાત કાલે રાજા ત્યાં આવી રથમાં શોભતી જિનપ્રતિમાની પૂજા વગેરે કરે છે અને ચતુર્વિધ સંઘ સમક્ષ પોતે આરતી ઉતારે છે. પછી હાથી જોતરેલો રથ સ્થાનકે સ્થાનકે બંધાવેલા ઘણા પટ્ટમંડપમાં રહેતો નગરમાં ફરે છે. ઈત્યાદિ રથયાત્રાની વિધિ જાણવી.

## તીર્થયાત્રા.

હવે ૩ તિર્થયાત્રાનું સ્વરૂપ કહું છું. તેમાં શ્રી શત્રુંજય, ગિરનાર વગેરે તીર્થો સમજવાં, તેમજ તીર્થંકરોની જન્મ, દીક્ષા, જ્ઞાન, નિર્વાણ અને વિહારની ભૂમિઓ પણ ઘણા ભવ્ય જીવોને શુભ ભાવ ઉત્પન્ન કરે છે અને ભવ સમુદ્રમાંથી તારે છે, માટે તે

ભૂમિઓ પણ તીર્થજ કહેવાય છે. આ તીર્થોને વિષે સમ્યક્ત્વ શુદ્ધિને સારૂં ગમન કરવું, તે તીર્થયાત્રા કહેવાય છે. તેનો વિધિ આ પ્રમાણે છેઃ-૧ 'એક આહાર, સચિત્ત પરિહાર, ભૂમિશયન, બ્રહ્મચર્ય વ્રત વગેરે કઠણ અભિગ્રહ યાત્રા કરાય ત્યાંસુધી પળાય એવા પ્રથમ ગ્રહણ કરવા. તેમજ પાલખી, સારા ઘોડા, પલંગ વગેરે સમગ્ર ઋદ્ધિ હોય તો પણ યાત્રા કરવા નીકળેલા ધનાઢ્ય શ્રાવકને પણ શક્તિ હોય તો પગે ચાલવુંજ ઉચિત છે. અમે એક ઠેકાણે કહ્યું છે કે 'યાત્રા કરનાર શ્રાવકે ૧ એકાહારી, ૨ સમકિતધારી, ૩ ભૂમિશયનકારી, ૪ સચિત્ત પરિહારી, ૫ પાદચારી, અને ૬ બ્રહ્મચારી રહેવું,' લૌકિક શાસ્ત્રમાં પણ કહ્યું છે કે 'યાત્રા કરતાં વાહનમાં બેસે, તો યાત્રાનું અર્ધું ફળ જાય, પગરખાં પહેરે તો ફળનો ચોથો ભાગ જાય. મુંડન ન કરે તો ત્રીજો ભાગ જાય, અને તીર્થે જઈને દાન લે તો યાત્રાનું સર્વ ફળ જતું રહે. માટે તીર્થયાત્રા કરનાર પુરૂષે એક ટંક ભોજન કરવું. ભૂમિ ઉપર સુવું, અને સ્ત્રી ઋતુવંતી છતાં પણ બ્રહ્મચારી રહેવું.'

૨ ઉપર કહ્યા પ્રમાણે અભિગ્રહ લીધા પછી શક્તિ પ્રમાણે રાજાને ભેટણું વગેરે આપી પ્રસન્ન કરી તેની આજ્ઞા લેવી. ૩ યાત્રામાં સાથે લેવા માટે શક્તિ પ્રમાણે ઉત્તમ મંદિર તૈયાર કરવાં. ૪ સ્વજનના તથા સાધર્મિક ભાઈઓના સમુદાયને યાત્રાએ આવવા માટે નિમંત્રણ કરવું. ૫ પરમભક્તિથી પોતપોતાના સદ્‌ગુરૂને પણ નિમંત્રણ કરવું. ૬ અમારિ પ્રવર્તાવવી ૭ જિનમંદિરોમાં મહાપૂજાદિ મહોત્સવ કરાવવા. ૮ જેની પાસે ભાતુ ન હોય તેને ભાતું તથા જેને વાહન ન હોય તેને વાહન આપવું. ૯ નિરાધાર માણસોને પૈસાનો તથા સારા વચનનો આધાર આપવો ૧૦ યોગ્ય મદદ આપીશ એવી ઉદ્‌ઘોષણા કરી ઉત્સાહ વિનાના યાત્રાળુ લોકોને પણ સાર્થવાહની પેઠે હિમ્મત આપવી. ૧૧ આડંબરથી મ્હોટા અને અંદરના ભાગમાં ઘણા સમાસવાળી કોઠીઓ, શરાવલાં, કનાતો, તંબૂઓ, મ્હોટી કઢાઈઓ તથા બીજાં પણ પાણીનાં મ્હોટા વાસણો કરાવવાં. ૧૨ ગાંડાં, પડદાવાળા રથ, પાલખી, પોઠિયા ઉંટ, અશ્વ વગેરે વાહનો સજ્જ કરાવવાં. ૧૩ શ્રીસંઘની રક્ષાને સારૂ ઘણા શૂરવીર અનેક સુભટોને સાથે લેવા; અને કવચ; શિરસ્ત્રાણ વગેરે ઉપકરણ આપીને તેમનો સત્કાર કરવો. ૧૪ ગીત, નૃત્ય વાજિંત્ર વગેરે સામગ્રી તૈયાર કરાવવી. પછી સારા શુકન, નિમિત્ત વિગેરે જોઈને ઘણા ઉત્સાહવાળા થઈ સારા મુહૂર્તે પ્રમાણ કરવું,

૧૫ માર્ગમાં યાત્રાળુના સર્વ સમુદાયને એકઠો કરવો. ૧૬ સારા પકવાનો જમાડી તેમને તાંબૂલ વગેરે આપવું.૧૭ તેમને અંગે આભૂષણ તથા વસ્ત્રો પહેરાવવાં. ૧૮ સારા પ્રતિષ્ઠિત, ધર્મિષ્ઠ પૂજ્ય અને ઘણા ભાગ્યશાળી પુરૂષો પાસે સંઘવીપણાનું તિલક કરાવવું. ૧૯ સંઘપૂજા વગેરે મ્હોટો ઉત્સવ કરવો. ૨૦ બીજાઓ પાસે પણ યોગ્યતા પ્રમાણે સંઘવીપણા વગેરેનું તિલક કરવાનો ઉત્સવ કરાવવો. ૨૧ સંઘનું જોખમ સાથે લેનાર, આગળ ચાલનારા, પાછળ રહી રક્ષણ કરનારા તથા મુખ્યપણે સંઘનું કામ કરનારા વગેરે લોકોને યોગ્ય સ્થાનકે રાખવા. ૨૨ શ્રીસંઘના ચાલવાના તથા મુકામ વગેરેના જે ઠરાવ થયા હોય તે સર્વ પ્રસિદ્ધ કરવા.

૨૩ માર્ગમાં સર્વે સાધર્મિઓની સારી પેઠે સાર સંભાળ કરવી.૨૪ કોઈનું ગાડાનું પૈડું ભાગે, અથવા બીજી કાંઇ હરકત આવે તો પોતે તેમને સર્વ શક્તિએ યોગ્ય મદદ કરવી. ૨૫ દરેક ગામમાં તથા નગરમાં જિનમંદિરને વિષે સ્નાત્ર કરવું તથા મ્હોટી ધ્વજા ચઢાવવી. ૨૬ ચૈત્ય-પરિપાટિ વગેરે મ્હોટો ઉત્સવ કરવો. ૨૭ જીર્ણોદ્ધાર વગેરેનો પણ વિચાર કરવો. ૨૮ તીર્થનાં દર્શન થએ સોનું, રત્ન, મોતી આદિ વસ્તુવડે વધામણી કરવી. ૨૯ લાપસી, લાડુ આદિ વસ્તુ મુનિ-રાજોને વહોરાવવી. ૩૦ સાધર્મિકવાત્સલ્ય કરવું.૩૧ ઉચિતપણે દાન વગેરે આપવું, તથા ૩૨ મ્હોટો પ્રવેશોત્સવ કરવો. ૩૩ તીર્થમાં દાખલ થયા પછી સૌ પ્રથમ હર્ષથી પૂજા–ઢૌકન વગેરે આદરથી કરવું.૩૪ અષ્ટપ્રકારી પૂજા કરવી તથા ૩૫ સ્નાત્ર વિધિથી કરવું. ૩૬ માળ પહેરાવવી વગેરે કરવું. ૩૭ ઘીની ધારાવાડી દેવી. ૩૮ પહેરામણી મૂકવી. ૩૯ જિનેશ્વર ભગવાનની નવાંગે પૂજા કરવી. તથા ૪૦ ફૂલઘર,કેલિઘર વગેરે મહાપૂજા, રેશમી વસ્ત્રમય ધ્વજાનું દાન, કોઈને હરકત ન પડે એવું દાન ( સદાવર્ત્ત ), રાત્રિજાગરણ, ગીત નૃત્ય વગેરે નાનાવિધ ઉત્સવ કરવા. ૪૧ તીર્થપ્રાપ્તિનિમિત્તે ઉપવાસ છઠ્ઠ વગેરે તપસ્યા કરવી. ૪૨ ક્રોડ લાખ ચોખા વગેરે વિવિધ વસ્તુ વિવિધ ઉજમણામાં મુકવી.

૪૩ જાત જાતનાં ચોવીશ, બાવન, બહોંતેર અથવા એકસો આઠ ફળો અથવા બીજી જાત જાતની એટલી જ વસ્તુઓ તથા સર્વ ભક્ષ્ય અને ભોજ્ય વસ્તુથી ભરેલી થાળી ભગવાન આગળ ધરવી.૪૭ તેમજ રેશમી વગેરે ઉત્તમ વસ્ત્રના ચંદૂઆ, પહેરામણી, અંગ-લુહણાં, દીવાને સારૂં તેલ, ધોતિયાં, ચંદન, કેસર, ભોગની વસ્તુ, પુષ્પ લાવવાની છાબડી, પિંગાનિકા, કળશ, ધૂપધાણું, આરતી, આભૂષણ, દીવીઓ, ચામર, નાળવાળા કળશ, થાળીઓ, કચોળા, ઘંટાઓ, ઝલ્લરી. પડહ વગેરે વાજિંત્રો આપવાં.૪૮ ગોઠી રાખવા. ૪૯ સૂતાર વગેરેનો સત્કાર કરવો. ૫૦ તીર્થની સેવા કરવી તેમજ વિણસતા તીર્થનો ઉદ્ધાર તથા તીર્થના રક્ષક લોકોનો સત્કાર કરવો. ૫૧ તીર્થને ગરાસ આપવો.૫૨ સાધર્મિક વાત્સલ્ય, ગુરૂની ભક્તિ તથા સંઘની પહેરામણી વગેરે કરવું.૫૩ યાચક વગેરેને ઉચિત દાન આપવું વિગેરે જિનમંદિરનાં ધર્મકૃત્યો કરવાં. યાચકોને દાન આપવાથી કીર્તિમાત્ર થાય છે, એમ સમજી તે નિષ્ફળ છે એમ ન માનવું. કેમકે,યાચકો પણ દેવના, ગુરૂના તથા સંઘના ગુણો ગાય છે માટે તેમને આપેલું દાન બહુ ફળદાયિ છે. ચક્રવર્તી વગેરે લોકો જિનેશ્વર ભગવાનના આગમનની વધામણી આપનારને પણ સાડાબાર ક્રોડ સોનૈયા વગેરે દાન આપતા હતા. સિદ્ધાંતમાં કહ્યું છે કે— ‘સાડાબાર લાખ તથા સાડા બાર ક્રોડ સોનૈયા જેટલું ચક્રવર્તીનું પ્રીતિદાન જાણવું.’ આ રીતે યાત્રા કરી પાછો વળતો સંઘવી ઘણા ઉત્સવથી પોતાના ઘરમાં પ્રવેશ કરે. અને જેમાં દેવોનું આહ્વાન હોય તેવો મહોત્સવ એક વર્ષ સુધી કરે, અને તીર્થનિમિત્તે ઉપવાસાદિક કરે, આ રીતે તીર્થયાત્રાનો વિધિ કહ્યો છે.

## તીર્થયાત્રા ઉપર વિક્રમાદિત્ય, કુમારપાળ, પેથડ અને વસ્તુપાળનું દ્રષ્ટાંત.

શ્રીસિદ્ધસેન દિવાકરે પ્રતિબોધ પમાડેલો વિક્રમાદિત્ય રાજા શત્રુંજયની યાત્રાએ

ગયો, ત્યારે તેના સંઘમાં એકસો અગણોતેર (૧૬૯) સુવર્ણમય અને પાંચસો (૫૦૦) હાથીદાંત-મય, તથા ચંદનાદિમય જિનમંદિર હતાં. શ્રી સિદ્ધસેન દિવાકર વગેરે પાંચ હજાર (૫૦૦૦) આચાર્ય હતા. ચૌદ મુકુટબદ્ધ રાજાઓ હતા. તથા સીત્તેર લાખ (૭૦૦૦૦૦૦) શ્રાવકનાં કુટુંબ, એક ક્રોડ દસલાખ નવહજાર(૧૧૦૦૯૦૦૦) ગાડાં, અઢાર લાખ (૧૮૦૦૦૦૦) ઘોડાં, છોતેરસો (૭૬૦૦) હાથીઓ અને આ રીતેજ ઉંટ, બળદ વગેરે હતાં. કુમારપાળે કાઢેલા સંઘમાં સુવર્ણરત્નાદિમય અઢારસે ચુમ્મોતેર (૧૮૭૪) જિનમંદિર હતાં થરાદમાં પશ્ચિમ મંડળિક નામે પ્રસિદ્ધ એવા આભુ સંઘવી હતા. તેમની યાત્રામાં સાતસો (૭૦૦) જિનમંદિર હતાં, અને તેણે યાત્રામાં બાર ક્રોડ સોનૈયાનો વ્યય કર્યો હતો. પેથડ નામના શ્રેષ્ઠીએ તીર્થનાં દર્શન કર્યાં ત્યારે અગિઆર લાખ રૂપામય ટંકનો વ્યય કર્યો. અને તેના સંઘમાં બાવન દેરાસર અને સાત લાખ માણુસ હતા. વસ્તુપાળમંત્રીએ કરેલી સાડીબાર યાત્રાઓ પ્રસિદ્ધ છે. આ રીતે ત્રિવિધ યાત્રાઓનું સ્વરૂપ કહ્યું છે.

**૪ સ્નાત્ર મહોત્સવ કરવો.**

તેમજ જિનમંદિરમાં હરરોજ ઘણુા આડંબરથી સ્નાત્રોત્સવ કરવો, તેમ કરવાની શક્તિ ન હોય તો દરેક પર્વને વિષે કરવો, તેમ પણ ન કરી શકાય તો વર્ષમાં એકવાર તો અવશ્ય સ્નાત્રોત્સવ કરવો. તેમાં મેરૂની રચના કરવી. અષ્ટમંગળિકની સ્થાપના કરવી. નૈવેદ્ય ધરવું, તથા ઘણા બાવનાચંદન, કેશર, સુગંધી પુષ્પો અને ભોગ વગેરે સકળ વસ્તુનો સમુદાય એકઠો કરવો. સંગીત આદિની સામગ્રી સારીરીતે તૈયાર કરવી. રેશમી વસ્ત્રમય મહાધ્વજા આપવી અને પ્રભાવના કરવી. સ્નાત્રોત્સવમાં પોતાની સંપત્તિ, કુળ, પ્રતિષ્ઠા વગેરેને અનુસરી સર્વ શક્તિવડે ધનનો વ્યય વગેરે કરી સર્વ આડંબરથી જિન-મતની ઘણી પ્રભાવના કરવાને સારૂ પ્રયત્ન કરવો. સંભળાય છે કે—પેથડ શેઠે શ્રી ગિર-નારજી ઉપર સ્નાત્ર મહોત્સવને અવસરે છપ્પન ઘડી પ્રમાણુ સુવર્ણ આપી ઇન્દ્રમાળા પહેરી અને તેણે શ્રી શત્રુંજય ઉપર તથા ગિરનારજી ઉપર એક એક સુવર્ણમય ધ્વજા આપી અને તેના પુત્ર ઝાંઝણુ શેઠે રેશમી વસ્ત્રમય ધ્વજા આપી. આ રીતે સ્નાત્રોત્સવનું સ્વરૂપ કહ્યું છે.

**૫ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી.**

વળી દેવદ્રવ્યની વૃદ્ધિને સારૂ દરેક વર્ષે માલોદ્ઘટ્ટન કરવું, તેમાં ઇન્દ્રમાળા અથવા બીજી માળા દર વર્ષે શકિત પ્રમાણે ગ્રહણ કરવી, શ્રી કુમારપાળના સંઘમાં માલોદ્ઘટ્ટન થયું, ત્યારે વાગ્ભટ મંત્રી વગેરે સમર્થ લોકો ચાર લાખ આઠ લાખ ઈત્યાદિ સંખ્યા બોલવા લાગ્યા. તે સમયે સોરઠ દેશનો મહુવાનો રહીશ પ્રાગ્વાટ હંસરાજ ધારૂનો પુત્ર જગ-ડુશા, કે જે મલીન શરીરે મલીન વસ્ત્ર પહેરીને ત્યાં ઉભો હતો. તેણે એકદમ સવાક્રોડની રકમ કહી, આશ્ચર્યથી કુમારપાળ રાજાએ તેને પૂછયું, ત્યારે તેણે કહ્યું કે, 'મ્હારા પિતાએ નૌકામાં બેસી દેશ દેશાંતર વ્યાપાર કરી ઉપાર્જન કરેલા દ્રવ્યથી સવા ક્રોડ

સોનૈયાની કિંમતનાં પાંચ માણિક્ય રત્ન ખરીદ્યાં હતાં, અને અંત વખતે મને તેમણે કહ્યું કે, 'શ્રી શત્રુંજય, ગિરનાર અને કુમારપાળ પટ્ટન એમાં નિવાસ કરનારા ભગવાનને એકેક રત્ન ત્હારે આપવું. અને બે રત્ન પોતાને સારૂ રાખવાં.' પછી જગડુશાએ તે ત્રણે રત્નો સુવર્ણજડિત કરી શત્રુંજયનિવાસી ઋષભ ભગવાનને, ગિરનારવાસી શ્રી નેમિનાથજીને તથા પટ્ટણવાસી શ્રી ચંદ્રપ્રભુજીને કંઠાભરણ તરીકે આપ્યાં.

એક વખતે શ્રી ગિરનારજી ઉપર દિગંબર તથા શ્વેતાંબર એ બન્નેના સંઘ સમકાળે આવી પહોંચ્યા, અને બન્ને જણા અમારૂં તીર્થ કહી ઝઘડો કરવા માંડયા. ત્યારે 'જે ઈન્દ્રમાળા પહેરે તેનું આ તીર્થ છે.' એવા વૃદ્ધ જનોના વચનથી પેથડ શેઠે છપ્પન ઘડી પ્રમાણ સુવર્ણ આપી ઇન્દ્રમાળા પહેરી અને યાચકોને ચાર ઘડી પ્રમાણ સુવર્ણ આપી તીર્થ પોતાનું છે એમ સિદ્ધ કર્યું. આ રીતેજ પહેરામણી, નવાં ધોતીયાં, જાત જાતના ચંદુઆ, અંગલૂહણાં. દીપકને સારૂ તેલ, ઉંચુ ચંદન, કેસર, ભોગ, વગેરે જિનમંદિરે ખપમાં આવતી વસ્તુઓ દર વર્ષે શકિત પ્રમાણે આપવી.

૬–૭ મહાપૂજા તથા રાત્રિ જાગરણ કરવું.

તેમજ ઉત્તમ આંગી, વેલબુટ્ટિની રચના, સર્વાંગના આભુષણ, ફૂલઘર, કેલિઘર, પૂતળીના હાથમાં ફુવારા વગેરેની રચના તથા વિવિધ પ્રકારનાં ગાયન નૃત્ય વગેરે ઉત્સવ વડે મહાપૂજા તથા રાત્રિ જાગરણ કરવાં. જેમ એક શેઠે સમુદ્રમાં મુસાફરી કરવા જતાં એક લાખ દ્રવ્ય ખરચીને મહાપૂજા ભણાવી, અને મનગમતો લાભ થવાથી બાર વર્ષે જ્યારે પાછો આવ્યો ત્યારે હર્ષથી એક ક્રોડ રુપિયા ખરચી ફરી જિનમંદિરે મહાપૂજા વગેરે ઉત્સવ કર્યો.

૮ શ્રુતજ્ઞાનપૂજા.

તેમજ પુસ્તક વગેરેમાં રહેલા શ્રુતજ્ઞાનની કપૂર ધૂપ આદિ વસ્તુ વડે, સામાન્ય પૂજા તો ગમે ત્યારે બની શકે તેમ છે. માટે તે દરરોજ કરવી. મૂલ્યવાન વસ્ત્ર વગેરે વસ્તુ વડે વિશેષ પૂજા દર માસે અજવાળી પાંચમને દિવસે શ્રાવકને કરવી યોગ્ય છે. તેમ કરવાની શકિત ન હોય તો જઘન્યથી વર્ષમાં એકવાર તો અવશ્ય કરવીજ. આ વાત અમે જન્મકૃત્યની અંદર આવેલા જ્ઞાનભકિત દ્વારમાં વિસ્તારથી કહીશું.

૯ અનેક પ્રકારનાં ઉદ્યાપન કરવાં.

તેમજ નવકાર, આવશ્યક સૂત્ર, ઉપદેશમાળા, ઉત્તરાધ્યયન વગેરે જ્ઞાન, દર્શન અને જુદા જુદા પ્રકારના તપ સંબંધી ઉજમણામાં જઘન્યથી એક ઉજમણું તો દર વર્ષે યથાવિધિ જરૂર કરવું, કહ્યું છે કે—'માણસોને ઉજમણું કરવાથી લક્ષ્મી સારે સ્થાનકે જોડાય. તપસ્યા પણ સફળ થાય, નિરંતર શુભ ધ્યાન, ભવ્ય જીવોને સમકિતનો લાભ, જિનેશ્વર મહારાજની ભકિત તથા જિનશાસનની શોભા થાય, એટલા ગુણ થાય છે. તપસ્યા પૂરી થયા પછી ઉજમણું કરવું તે નવા બનાવેલા જિનમંદિરે કળશ ચઢાવવા,

સમાન, ચોખાથી ભરેલા પાત્ર ઉપર ફળ મુકવા સમાન, અથવા ભોજન કરી રહ્યા પછી તાંબૂલ દેવા સમાન છે.' શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે લાખ અથવા ક્રોડ વાર નવકાર ગણી જિનમંદિરે સ્નાત્રોત્સવ, સાધર્મિક વાત્સલ્ય, સંઘપૂજા વગેરે ઘણા આડંબરથી કરવાં. લાખ અથવા ક્રોડ ચોખા, અડસઠ સોનાની અથવા રૂપાની વાડકિયો, પાટિયો. લેખણો તથા રત્ન, મોતી, પરવાળાં, રૂપીયા, તેમજ નાળિએર વગેરે અનેક ફળો, જાત જાતના પકવાનો, ધાન્યો, તથા ખાદ્ય અને સ્વાદ્ય એવી અનેક વસ્તુઓ, કપડાં વગેરે વસ્તુઓ મૂકી નવકારનું ઉજમણું કરનારા, તથા ઉપધાન વહેવા આદિ વિધિ સહિત માળા પહેરી આવશ્યક સૂત્રનું ઉજમણું કરનારા, અને ગાથાની સંખ્યા માફક એટલે પાંચસો ચુંમાલીસ પ્રમુખ મોદક, નાળિએર વાટકીયો વગેરે વિવિધ વસ્તુ મૂકીને ઉપદેશમાળાદિકના ઉજમણાં કરનારા, તેમજ સોનૈયા વગેરે વસ્તુ લાડવા આદિમાં નાંખી તેવી વસ્તુની પ્રભાવના કરી દર્શનાદિકનાં ઉજમણાં કરનારા ભવ્ય જીવો હાલના કાળમાં પણ જૈન શાસનમાં દેખાય છે.

ઉપધાનની માળા પહેરવી એ મ્હોટું ધર્મકૃત્ય છે. કેમ કે, નવકાર, ઈરિયાવહિ ઈત્યાદિ સૂત્રો શક્તિ પ્રમાણે તથા વિધિ સહિત ઉપધાન વહ્યા વિના ભણવાં ગણવાં એ અશુદ્ધ ક્રિયા ગણાય છે, શ્રુતની આરાધના માટે જેમ સાધુઓને યોગ વહેવા તે પ્રમાણે શ્રાવકોને ઉપધાન તપ જરૂર કરવો જોઈએ. માળા પહેરવી એજ ઉપધાન તપનું ઉજમણું છે. અમે કહ્યું છે કે—'કોઇ શ્રેષ્ઠ જીવ ઉપધાન તપ યથાવિધિ કરી, પોતાના કંઠમાં નવકાર આદિ સૂત્રની માળા તથા ગુરૂએ પહેરાવેલી સૂતરની માળા ધારણ કરે છે. તે બે પ્રકારની શિવશ્રી (નિરૂપદ્રવપણું અને મોક્ષલક્ષ્મી) ઉપાર્જે છે. મુક્તિરૂપ કન્યાની વરમાળાજ હોયની! સુકૃતરૂપ જળ ખેંચી કાઢવાની ઘડાની માળા હોયની! તથા પ્રત્યક્ષ ગુણોની ગુંથેલી માળાજ હોયની! એવી માળા ધન્યવાનથીજ પહેરાય છે.' આ રીતે જ્ઞાનપંચમી વગેરે વિવિધ તપસ્યાઓનાં ઉજમણાં પણ તે તે તપસ્યાના ઉપવાસ વગેરેની સંખ્યા પ્રમાણે નાણું, વાટકિયો, નાળિએર, લાડુ વગેરે જુદી જુદી વસ્તુ મૂકી શાસ્ત્ર તથા સંપ્રદાયને અવલંબીને કરવાં.

**૧૦ જિન શાસનની પ્રભાવના કરવી.**

તેમજ તીર્થની પ્રભાવનાને માટે શ્રીગુરૂ મહારાજ પધારવાના હોય, ત્યારે તેમનું સામૈયું વિગેરે કરી શાસનની પ્રભાવના દર વર્ષે જઘન્યથી એક વાર તો શક્તિ પ્રમાણે જરૂર કરવીજ જોઇએ. તેમાં શ્રીગુરૂ મહારાજનો પ્રવેશોત્સવ બધી રીતે ઘણા આડંબરથી ચતુર્વિધ સંઘ સહિત સમા જઈ તથા શ્રીગુરૂ મહારાજ તથા સંઘનો સત્કાર વગેરે કરીને શક્તિ પ્રમાણે કરવો. કહ્યું છે કે—'શ્રીગુરૂ મહારાજની સન્મુખ ગમન, વંદન, નમસ્કાર અને સુખશાતાની પૃચ્છા કરવાથી ચિરકાળથી સંચિત કરેલું પાપ પણ એક ઘડી વારમાં શિથિલબંધવાળું થાય છે.' પેથડ શેઠે તપાગચ્છી શ્રીધર્મઘોષસૂરિજીના પ્રવેશોત્સવમાં બહોંતેર હજાર ટંકનો વ્યય કર્યો હતો. 'સંવેગી સાધુઓનો પ્રવેશોત્સવ કરવો એ વાત અનુચિત છે' એવી ખોટી કલ્પના કરવી નહી કેમકે, સિદ્ધાંતમાં 'સામું' જઇ તેમનો સત્કાર કર્યાનું પ્રતિપાદન કરેલું છે. એજ વાત સાધુની પ્રતિમાના અધિકારમાં શ્રીવ્યહારભાષ્યમાં કહી છે. તે આ પ્રમાણેઃ—

तीरिअउब्भामनिओ–अ दरिसणं सन्निसाहुमप्पाहे ॥
दंडिअ भोइअ असई, सावगसंघो व सक्कारं ॥ १ ॥

અર્થ:—પ્રતિમા પૂરી થાય ત્યારે પ્રતિમાવાહક સાધુ જ્યાં સાધુઓનો સંચાર હોય એવા ગામમાં પોતાને પ્રકટ કરે, અને સાધુને અથવા શ્રાવકને સંદેશો કહેવરાવે,

પછી ગામનો રાજા, અધિકારી અથવા તે ન હોય તો શ્રાવક શ્રાવિકાઓનો અને સાધુ સાધ્વીઓનો સમુદાય તે પ્રતિમાવાહક સાધુનો આદર સત્કાર કરે. આ ગાથાનો ભાવાર્થ એવો છે કે, પ્રતિમા પૂરી થયે છતે જે નજીકના ગામમાં ઘણા ભિક્ષાચરો તથા સાધુઓ વિચરતા હોય, ત્યાં આવી પોતાને પ્રકટ કરે, અને તેમ કરતાં જે સાધુ અથવા શ્રાવક જોવામાં આવે, તેની પાસે સંદેશો કહેવરાવે કે, 'મેં પ્રતિમા પૂરી કરી છે અને અહિં હું આવ્યો છું." પછી ત્યાં આચાર્ય હોય તે રાજાને આ વાત જાહેર કરે, કે 'અમુક મોટા તપસ્વી સાધુએ પોતાની તપસ્યા યથાવિધિ પૂરી કરી છે, તેથી તેને ઘણા સત્કારથી ગચ્છમાં પ્રવેશ કરાવવો છે.' પછી જો રાજા ન હોય તો ગામનો અધિકારી, અને તે ન હોય તો સમૃદ્ધ શ્રાવક અને તે પણ ન હોય તો સાધુ સાધ્વી આદિ ચતુર્વિધ શ્રી સંઘ પ્રતિમાવાહક સાધુનો યથાશકિત સત્કાર કરે. ઉપર ચંદુઆ બાંધવા, મંગળ વાજીંત્રો વગાડવાં, સુગંધી વાસક્ષેપ કરવો વગેરે સત્કાર કહેવાય છે. મુનિનો આવો સત્કાર કરવામાં આ પ્રમાણે ગુણો છે:—

[1]उब्भावणा पवयणे, [2]सद्धाजणणं तहेव [3]बहुमाणो ॥
[4]उहावणा कुतित्थे, [5]जीअं तह [6]तित्थवुड्ढीअ ॥ १ ॥

અર્થ:—૧ પ્રવેશને વખતે સત્કાર કરવાથી જૈનશાસન ઘણું શોભે છે, ૨ બીજા સાધુઓને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, કે 'જેથી આવી શાસનની ઉન્નતિની ઘણી શોભા થાય છે, તે સત્કૃત્ય અમે પણ આવી રીતે કરીશું:' તેમજ, ૩ શ્રાવક શ્રાવિકાઓની તથા બીજાઓની પણ જિનશાસન ઉપર બહુમાન બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે આ રીતે 'અહો! જેમાં આવા મ્હોટા તપસ્વીઓ થાય છે, તે જિનશાસન મહા પ્રતાપી છે.' તેમજ ૪ કુતીર્થિઓની હીલના થાય છે, કેમકે તેમનામાં એવા મહા સત્ત્વવંત પુરૂષો નથી. તેમજ ૫ પ્રતિમા પૂરી કરનાર સાધુનો સત્કાર કરવો એ જીત આચાર છે. ૬ તેમજ તે કરવાથી તીર્થની વૃદ્ધિ થાય છે એટલે પ્રવચનનો અતિશય જોઇને ઘણા ભવ્ય જીવો સંસાર ઉપર વિરાગ પામી દીક્ષા લે છે. આ રીતે વ્યવહારભાષ્યની વૃત્તિમાં કહ્યું છે.

તેમજ શક્તિ પ્રમાણે શ્રીસંઘની પ્રભાવના કરવી, એટલે બહુમાનથી શ્રીસંઘને આમંત્રણ કરવું, તિલક કરવું. ચંદન, જવાદિ, કપૂર, કસ્તુરી વગેરે સુગંધી વસ્તુનો લેપ કરવો, સુગંધી ફુલ અર્પણ કરવાં, નાળિએર આદિ વિવિધ ફળ આપવાં તથા તાંબૂલ અર્પણ કરવું. વગેરે પ્રભાવના કરવાથી તીર્થંકરપણું વગેરે શુભ ફળ મળે છે. કહ્યું છે કે—"અપૂર્વ જ્ઞાન ગ્રહણ, શ્રુતની ભક્તિ, અને પ્રવચનની પ્રભાવના આ ત્રણ કારણોવડે જીવને તીર્થંકરપણું પ્રાપ્ત થાય

છે.' ભાવના શબ્દ કરતાં પ્રભાવના શબ્દમાં 'પ્ર' એ અક્ષર વધારે છે. તે યુક્તજ છે. કેમકે, ભાવના તો તેનાં કરનારનેજ મોક્ષ આપે છે, અને પ્રભાવના તો તેના કરનારને તથા બીજાને પણ મોક્ષ આપે છે."

૧૧ દરેક વર્ષે આલોચના કરવી;

તેમજ ગુરૂનો યોગ હોય તો દરવર્ષે જઘન્યથી એક વાર તો ગુરૂ પાસે જરૂર આલોયણા લેવી. કહ્યું છે કે—'દરવર્ષે ગુરૂ આગળ આલોયણા લેવી. કારણ કે, પોતાના આત્માની શુદ્ધિ કરવાથી તે આત્મા દર્પણની માફક નિર્મળ થાય છે. આગમમાં શ્રી અવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે, તે આ પ્રમાણે:—'ચોમાસી તથા સંવત્સરીને વિષે આલોયણા તથા નિયમ ગ્રહણ કરવા તેમજ અગાઉ ગ્રહણ કરેલા અભિગ્રહ કહીને નવા અભિગ્રહ લેવા.' શ્રાદ્ધજીતકલ્પ આદિ ગ્રંથોમાં આલોયણા વિધિ કહ્યો છે, તે, નીચે પ્રમાણે:—

पक्खिअचाउम्मासे, वरिसे उक्कोसओ अ बारसहिं ॥
नियमा आलोइज्जा, गीआइगुणस्स भणिअं च ॥ १ ॥

અર્થ:—પખ્ખી, ચોમાસી અથવા સંવત્સરીને દિવસે તેમ ન બને તો, ઘણામાં ઘણુ બાર વરસ જેટલા કાળે તો અવશ્ય ગીતાર્થ ગુરૂ પાસે આલોયણા લેવી, કહ્યું છે કે—

सल्लुद्धरणनिमित्तं, खित्तंमि सत्तजोअणसयाइं ॥
काले बारस वरिसा, गीअत्थगवेसणं कुज्जा ॥ २ ॥

અર્થ:—આલોયણા લેવાને સારૂ ક્ષેત્રથી સાતસો યોજન પ્રમાણ ક્ષેત્રમાં તથા કાળથી બાર વરસ સુધી ગીતાર્થ ગુરૂની ગવેષણા કરવી.

હવે આલોયણા આપનાર આચાર્યનું લક્ષણ કહે છે.

¹गीअत्थो ²कडजोगी, ³चारित्ति तहय ⁴गाहणा कुसलो ॥
⁵खेअन्नो ⁶अविसाई, भणिओ आलोयणायरिओ ॥ ३ ॥

અર્થ—૧ આલોયણા આપનાર આચાર્ય ગીતાર્થ એટલે નિશીથ વગેરે સૂત્રના અર્થનો જાણ, ૨ કૃતયોગી એટલે મન વચન કાયાના શુભયોગ રાખનારા અથવા વિવિધ તપસ્યા કરનારા, અર્થાત્ વિવિધ પ્રકારના શુભ ધ્યાનથી તથા વિશેષ તપસ્યાથી પોતાના જીવને તથા શરીરને સંસ્કાર કરનારા. ૩ ચારિત્રી એટલે નિરતિચાર ચારિત્ર પાળનારા, ૪ ગ્રાહણા કુશળ એટલે આલોયણા લેનાર પાસે બહુયુક્તિથી જુદા જુદા પ્રકારનાં પ્રાયશ્ચિત્ત તથા તપ આદિ કબૂલ કરાવવામાં કુશળ, ૫ ખેદજ્ઞ એટલે આલોયણા તરીકે આપેલી તપસ્યા વગેરે કરવામાં કેટલો શ્રમ પડે છે? તેના જાણ અથવા આલોયણાવિધિનું જેમણે ઘણા અભ્યાસથી જ્ઞાન મેળવ્યું છે એવા, ૬ અવિષાદી એટલે આલોયણા લેનારનો મ્હોટો દોષ સાંભળવામાં આવે. તો પણ વિષાદ ન કરનારા. આલોયણા લેનારને જૂદાં જૂદાં દૃષ્ટાંત કહી વૈરાગ્યના વચનથી ઉત્સાહ આપનારા એવા શાસ્ત્રમાં કહ્યા છે.

આલોયણા આપનારા ગુરૂ કેવા ગુણવાળા હોય.

[1]आयारव [2]माहारव, [3]ववहारु[4]व्वीलए [5]पकुव्वीय ॥
[6]अपरिस्सावी [7]निज्जेव[8]अवायदंसी गुरु भणिओ ॥ ४ ॥

અર્થ–૧ આચારવાન્ એટલે જ્ઞાનાદિ પાંચ આચારને પાલન કરનારા, ૨ આધારવાન એટલે આલોએલા દોષનું બરાબર મનમાં સ્મરણ રાખનારા, ૩ વ્યવહારવાન એટલે પાંચ પ્રકારનો વ્યવહાર જાણી પ્રાયશ્ચિત્ત આપવામાં સમ્યક્ પ્રકારે વર્ત્તન કરનારા, પાંચ પ્રકારનો વ્યવહાર છે તે આ રીતેઃ—૧ પહેલો આગમ વ્યવહાર તે કેવળી, મનઃપર્યવજ્ઞાની, અવધિજ્ઞાની ચતુર્દશપૂર્વી, દશપૂર્વી અને નવપૂર્વીનો જાણવો. ૨ બીજો શ્રુત વ્યવહાર તે આઠથી અર્ધ પૂર્વ સૂધીનાં પૂર્વધર, અગિઆર અંગના ધારક તથા નિશીથાદિક સૂત્રના જાણ વગેરે સર્વ શ્રુતજ્ઞાનીઓનો જાણવો.. ૩ ત્રીજો આજ્ઞા વ્યવહાર તે ગીતાર્થ બે આચાર્યો દૂર દેશમાં રહેલા હોવાથી એક બીજાને મળી ન શકે તો તેનું કોઇ જાણી ન શકે એવી રીતે જે માંહોમાંહે આલોયણા પ્રાયશ્ચિત્ત આપે છે તે રૂપ જાણવો. ૪ ચોથો ધારણા વ્યવહાર તે પોતાના ગુરૂએ જે દોષનું જે પ્રાયશ્ચિત્ત આપ્યું હોય તે ધ્યાનમાં રાખી તેમુજબ બીજાને આપવું તે રૂપ જાણવો. ૫ પાંચમો જીત વ્યવહાર તે સિદ્ધાંતમાં જે દોષનું જેટલું પ્રાયશ્ચિત્ત કહ્યું હોય તે કરતાં ઓછું અથવા અધિક પ્રાયશ્ચિત્ત પરંપરાને અનુસરીને આપવું. એ રૂપ જાણવો. ૪ અપવ્રીડક એટલે આલોયણા લેનાર શરમથી બરાબર ન કહેતો હોય તો તેને વૈરાગ્ય ઉત્પન્ન કરનારી કથાઓ એવી રીતથી કહે કે તે સાંભળતાંજ આલોયણા લેનાર શરમ છોડીને સારી રીતે આલોવે. એવા. ૫ પ્રકુર્વી એટલે આલોયણા લેનારની સમ્યક્ પ્રકારે શુદ્ધિ કરે એવા. ૬ અપરિશ્રાવી એટલે આલોયણા આપી હોય તે બીજાને ન કહેનારા એવા ૭ નિર્યાપ એટલે જે જેટલું પ્રાયશ્ચિત્ત લઈ શકે તેને તેટલુંજ આપનારા. ૮ અપાયદર્શી એટલે સમ્યક્ આલોયણા અને પ્રાયશ્ચિત્ત ન કરનારને આ ભવમાં તથા પરભવમાં કેટલું દુઃખ થાય છે તે જાણનારા; એવા આઠ ગુણવાળા ગુરૂ આલોયણા આપવાને સમર્થ છે એમ કહ્યું છે.

आलोअणापरिणओ, सम्मं संगपट्ठिओ गुरुसगासे ॥
जइ अंतरावि कालं, करिज्ज आराहओ तहवि ॥ ५ ॥

અર્થઃ—આલોયણા લેવાના શુભ પરિણામથી ગુરૂની પાસે જવા નીકળેલો ભવ્ય જીવ, જો કદાચ આલોયણા લીધા વિના વચ્ચેજ કાળ કરી જાય, તોપણ તે આરાધક થાય છે.

आयरिआइ सगच्छे, संभोइअ इअर गीअ पासत्थे ॥
सारुवी पच्छाकड, देवयपडिमा अरिहसिद्धे ॥ ६ ॥

અર્થ—૧ સાધુએ અથવા શ્રાવકે પહેલા તો પોતાના ગચ્છનાજ જે આચાર્ય હોય, તેમની પાસે જરૂર આલોયણા લેવી, તેમનો જોગ ન હોય તો પોતાના ગચ્છનાજ ઉપાધ્યાય, તે ન હોય તો પોતાના ગચ્છનાજ પ્રવર્ત્તક, સ્થવિર અથવા ગણાવચ્છેદી એમની પાસે આ-

લોચણા લેવી. ૨ પોતાના ગચ્છમાં ઉપર કહેલા પાંચેનો જોગ ન હોય તો સંભોગિક પોતાની સામાચારીને મળતા એવા બીજા ગચ્છમાં આચાર્ય આદિ પાંચેમાં જેનો જોગ મળે તેની પાસે આલોયણા લેવી. ૩ પોતાની સામાચારીને મળતા પરગચ્છમાં આચાર્યાદિ પાંચેનો યોગ ન હોય તો ભિન્ન સામાચારીવાળા પરગચ્છમાં પણ સંવેગી આચાર્યાદિકમાં જેનો યોગ હોય તેની પાસે આલોયણા લેવી ૪ તેમ ન બને તો ગીતાર્થ પાસત્થાની પાસે આલોયણા લેવી ૫ તેમ ન બને તો ગીતાર્થ એવા સારૂપિક પાસે આલોયણા લેવી. ૬ તેનો પણ જોગ ન મળે તો ગીતાર્થ પશ્ચાત્કૃત પાસે આલોવવું. સફેદ કપડાં પહેરનારો, મુંડી, કચ્છ વિનાનો રજોહરણ વગેરે ન રાખનારો, બ્રહ્મચર્ય પાળનારો ભાર્યા રહિત અને ભિક્ષાવૃત્તિએ નિર્વાહ કરનારો એવો હોય તે સારૂપિક કહેવાય છે. સિદ્ધપુત્ર તો શિખા અને ભાર્યા સહિત હોય છે. ચારિત્ર તથા સાધુનો વેષ મૂકી ગૃહસ્થ થયેલો તે પશ્ચાત્કૃત કહેવાય છે ઉપર કહેલા પાસત્થાદિકને પણ ગુરૂની માફક વંદન વગેરે યથાવિધિ કરવું. કારણ કે, ધર્મનું મૂળ વિનય છે. જો પાસત્થાદિક પોતાને ગુણ રહિત માને અને તેથીજ તે વંદના ન કરાવે, તો તેને આસન ઉપર બેસાડી પ્રણામ માત્ર કરવો, અને આલોયણા લેવી. પશ્ચાત્કૃતને તો બે ઘડીનું સામચિક તથા સાધુનો વેષ આપી વિધિ સહિત તેની પાસેથી આલોયણા લેવી. ૭ ઉપર કહેલા પાસત્થાદિકનો પણ યોગ ન મળે તો રાજગૃહી નગરીમાં ગુણશિલાદિક ચૈત્યને વિષે જ્યાં ઘણી વાર જે દેવતાએ અરિહંત, ગણધર વગેરે મહા પુરૂષોને આલોયણા આપતાં દેખ્યા હોય, ત્યાં તે સમ્યક્દૃષ્ટિ દેવતાને અઠ્ઠમ વગેરે તપસ્યાથી પ્રસન્ન કરી તેની પાસેથી આલોયણા લેવી. કદાચ તે સમયનો દેવતા ચવ્યો હોય, અને બીજો ઉત્પન્ન થયો હોય તો તે મહાવિદેહક્ષેત્રમાં જઈ અરિહંત ભગવાનને પૂછી પ્રાયશ્ચિત્ત આપે છે. ૮ તેમ ન બને તો અરિહંતની પ્રતિમા આગળ આલોઇ પોતેજ પ્રાયશ્ચિત્ત અંગીકાર કરે. ૯ અરિહંતની પ્રતિમાનો પણ જોગ ન હોય તો પૂર્વ અથવા ઉત્તર દિશાએ મૂખ રાખીને અરિહંતોની તથા સિદ્ધોની સમક્ષ પોતે આલોવે, પણ આલોવ્યા વિના ન રહે. કેમકે, શલ્ય સહિત જીવ આરાધક કહેવાતો નથી.

अग्गीओ न वि जाणइ, सोहिं चरणस्स देइ ऊणहिअं ॥
तो अप्पाणं आलोअगं च पाडेइ संसारे ॥ ७ ॥

અર્થ:—અગીતાર્થ પોતે ગીતાર્થ નહિ હોવાથી ચરણશુદ્ધિ જાણતો નથી અને લાગેલા પાપથી ઓછી અધિકી આલોયણા આપી દે છે આથી તે પુરૂષ પોતાને અને આલોયણા લેનારને પણ સંસારમાં પાડે છે.

जह बालो जंपंतो, कज्जमकज्जं च उज्जुअं भणइ ॥
तं तह आलोइज्जा, मायामयविप्पमुक्को अ ॥ ८ ॥

અર્થ:—જેમ બોલતું બાળક કાર્ય અથવા અકાર્ય જે હોય તે સરળતાથી કહે છે, તેમ આલોયણા લેનારે માયા અથવા મદ ન રાખતાં જેમ કર્યું હોય તેમ સાફ સાફ જણાવી આલોવવું.

मायाइ दोसरहिओ, पइसमयं वड्ढमाणसंवेगो ॥
आलोइज्ज अकज्जं, न पुणो काहिंति निच्छयओ॥ ९ ॥

અર્થ:—માયા મદ વગેરે દોષ ન રાખતાં વખતે વખતે સંવેગ ભાવનાની વૃદ્ધિ કરી અકાર્યની આલોયણા કરે, અને તે અકાર્ય જરૂર ફરીથી ન કરે એવો નિશ્ચય કરે.

लज्जाइगारवेणं, बहुसुअमएण वा वि दुच्चरिअं ॥
जो न कहेइ गुरूणं, न हु सो आराहओ भणिओ॥ १० ॥

અર્થ—જે પુરૂષ શરમ વગેરેથી, રસાદિ ગારવમાં લપટાઈ રહ્યાથી એટલે તપસ્યા ન કરવાની ઈચ્છાથી અથવા હું બહુશ્રુત છું એવા અહંકારથી, અપમાનની બીકથી અથવા આલોયણા ઘણી આવશે એવા ડરથી ગુરૂની પાસે પોતાનો દોષ કહીને ન આળોવે તે જરૂર આરાધક કહેવાતો નથી.

संवेगपरं चित्तं, काऊणं तेहिं तेहिं सुत्तेहिं ॥
सल्लाणुद्धरणविवागदंसगाईहिं आलोए ॥ ११ ॥

અર્થ:—તે તે સંવેગ ઉત્પન્ન કરનાર આગમ વચનોનો વિચાર કરી તથા શલ્યનો ઉદ્ધાર ન કરવાનાં ખોટાં પરિણામ ઉપર નજર દઈ પોતાનું ચિત્ત સંવેગવાળું કરવું. અને આલોયણા લેવી.

**હવે આલોયણા લેનારના દસ દોષ કહે છે.**

[1]आकंपइत्ता [2]अणुमाणइत्ता, जं [3]दिट्ठं [4]बायरं व [5]सुहुमं वा ॥
[6]छन्नं [7]सद्दाउलयं, [8]बहुजण [9]अव्वत्त [10]तस्सेवी ॥ १२ ॥

અર્થ:—જો ગુરૂની વૈયાવચ્ચ કરી હશે તો તે ગુરૂ થોડી આલોયણા આપશે, એમ ધારી તેમને વૈયાવચ્ચ વગેરેથી પ્રસન્ન કરી પછી આલોયણા લેવી, તે પહેલો દોષ. ૨ તેમજ આ ગુરૂ થોડી તથા સહેલી આલોયણા આપનાર છે એવી કલ્પના કરી આલોવવું તે બીજો દોષ. ૩ જે પોતાના દોષ બીજા કોઈએ જોયા હોય, તેજ આલોવે પણ બીજા છાના ન આલોવે તે ત્રીજો દોષ ૪ સૂક્ષ્મ(ન્હાના) દોષ ગણત્રીમાં ન ગણવા, અને બાદર (મ્હોટા) દોષનીજ માત્ર આલોયણા લેવી તે ચોથો દોષ ૫ સૂક્ષ્મની આલોયણા લેનાર બાદર દોષ મૂકે નહિ એમ જણાવવાને સારૂ તૃણ ગ્રહણાદિ નાના દોષની માત્ર આલોયણા લેવી, અને બાદરની ન લેવી તે પાંચમો દોષ. ૬ છન્ન એટલે પ્રકટ શબ્દથી ન આળોવવું તે છઠો દોષ. ૭ તેમજ શબ્દાકુળ એટલે ગુરૂ સારી પેઠે ન જાણે એવા શબ્દના આડંબરથી અથવા આસપાસના લોકો સાંભળે તેવી રીતે આલોવવું તે સાતમો દોષ. ૮ આલોવવું હોય તે ઘણા લોકોને સંભળાવે, અથવા આલોયણા લઇ ઘણા લોકોને સંભળાવે તે આઠમો દોષ. ૯ અવ્યક્ત એટલે છેદ ગ્રંથના જાણ નહિ એવા ગુરૂ પાસે આલોવવું તે નવમો દોષ. ૧૦ લોકમાં નિંદા વગેરે થશે એવા ભયથી પોતાના જેવાજ દોષને સેવન કરનાર ગુરૂની પાસે આલોવવું તે દસમો

દોષ. આ દસ દોષ આલોયણા લેનારે તજવા જોઇએ.

હવે સમ્યક્ પ્રકારે આલોવે તેના ગુણ કહે છે.

लहुं आल्हाइजणणं, अप्पपरनिवत्ति अज्जवं सोही ॥
दुक्करकरणं आणा, निस्सल्लत्तं च सोहिगुणा ॥ १३ ॥

અર્થ:—૧ જેમ ભાર ઉપાડનારને ભાર ઉતારવાથી શરીર હલકું લાગે છે, તેમ આલોયણા લેનારને પણ શલ્ય કાઢી નાંખ્યાથી પોતાનો જીવ હલકો લાગે છે, ૨ આનંદ થાય છે. ૩ પોતાના તથા બીજાઓના પણ દોષ ટળે છે, એટલે પોતે આલોયણા લઈ દોષમાંથી છુટો થાય છે એ પ્રગટ છે, તથા તેને જોઇને બીજાઓ પણ આલોયણા લેવા તૈયાર થાય છે તેથી તેમના દોષ પણ દૂર થાય છે. ૪ સારીરીતે આલોયણા કરવાથી સરળતા પ્રકટ થાય છે ૫ અતિચાર રૂપ મળ ધોવાઇ ગયાથી આત્માની શુદ્ધિ થાય છે. ૬ તેમજ આલોયણા લેવાથી દુષ્કર કામ કર્યું એમ થાય છે. કેમકે દોષનું સેવન કરવું તે કાંઈ દુષ્કર નથી. કેમકે. અનાદિ કાળથી દોષ સેવનનો અભ્યાસ પડી ગયો છે. પણ દોષ કર્યા પછી તે આલોવવા એ દુષ્કર છે. કારણકે મોક્ષ સુધી પહોંચે એવા પ્રબળ આત્મવીર્યના વિશેષ ઉલ્લાસથીજ એ કામ બની શકે છે. નિશીથચૂર્ણિમાં પણ કહ્યું છે કે—'જીવ જે દોષનું સેવન કરે છે, તે સેવવું દુષ્કર નથી; પણ સમ્યક્ પ્રકારે આળોવવું એ જે વાત છે તેજ દુષ્કર છે, માટેજ સમ્યક્ આલોયણાની ગણતરી પણ અભ્યંતર તપમાં ગણી છે અને તેથીજ તે માસખમણ વગેરેથી પણ દુષ્કર છે.' લક્ષણા સાધ્વી વગેરેની આલોયણા સંબંધી તેવી વાત સંભળાય છે, તે નીચે આપી છે:—

### લક્ષણા સાધ્વીનું દષ્ટાંત.

આ ચોવીશીથી અતીત કાળની એંસીમી ચોવીશીમાં એક બહુ પુત્રવાન રાજાને સેંકડો માન્યતાથી એક બહુમાન્ય પુત્રી થઈ. તે સ્વયંવર મંડપથી પરણી, પણ દુર્દૈવથી ચોરીની અંદરજ પતિના મરણથી વિધવા થઈ. પછી તે સમ્યક્ પ્રકારે શિયળ પાળી સતી સ્રીઓમાં પ્રતિષ્ઠા પામી અને જૈનધર્મને વિષે ઘણીજ તત્પર બની. એક વખતે તે ચોવીશીના છેલ્લા અરિહંતે તેને દીક્ષા આપી. પછી તે લક્ષણા એવા નામથી જાણીતી થઇ. એક વખતે ચકલા ચકલીનો વિષયસંભોગ જોઇને તે મનમાં વિચારવા લાગી કે, "અરિહંત મહરાજે ચારિત્રીયાને વિષયભોગની કેમ અનુમતિ ન આપી? અથવા તે (અરિહંત) પોતે વેદ રહિત હોવાથી વેદનું દુઃખ જાણતા નથી." વગેરે મનમાં ચિંતવીને ક્ષણવારમાં લક્ષણા સાધ્વીને ઉંડો વિચાર કરતાં પોતાથી સર્વજ્ઞ ભગવાનની આશાતના થઇ તે વિચાર આવ્યો અને પસ્તાવો કરવા લાગી. હવે હું આની આલોયણા શી રીતે કરીશ? એવી તેને લજ્જા ઉત્પન્ન થઇ. તથાપિ શલ્ય રાખવાથી કોઇપણ રીતે શુદ્ધિ થતી નથી એ વાત ધ્યાનમાં લઈ તેણે આલોયણા કરવા પોતાના આત્માને ધીરજ આપી, અને તે ત્યાંથી ગુરૂ પાસે આલોયણ લેવા નીકળી એટલામાં ઓચિંતો એક કાંટો પગમાં ભાગ્યો તેથી અપશકુન થયા એમ સમજી લક્ષણા

મનમાં ખીજવાઈ, અને "જે એવું માઠું ચિંતવે, તેને શું પ્રાયશ્ચિત્ત ?" એમ બીજા કોઈ અપરાધીને બ્હાને પૂછી પોતે આલોયણા લીધી, પણ શરમને મારે અને પોતાની મ્હોટાઈનો ભંગ થશે એવી બીકથી લક્ષ્મણાએ પોતાનું નામ જાહેર કર્યું નહિ, પછી તે દોષના પ્રાયશ્ચિત્ત તરીકે તેણે પચાસ વર્ષ સુધી ઉગ્ર તપસ્યા કરી. કહ્યું છે કે—'વિગય રહિતપણે છઠ, અઠમ, દશમ (ચારઉપવાસ) અને દુવાલસ (પાંચ ઉપવાસ) એ તપસ્યા દસ વર્ષ; તેમજ ઉપવાસ સહિત બે વર્ષ; ભોજનવડે બે વર્ષ; માસખમણ તપસ્યા સોળવર્ષ અને આંબિલ તપસ્યા વીસ વર્ષ. આ રીતે લક્ષ્મણા સાધ્વીએ પચાસ વર્ષ સુધી તપસ્યા કરી આ તપસ્યા કરતાં તે સાધ્વીએ પ્રતિક્રમણ વગેરે આવશ્યક ક્રિયા અદિ મૂકી નહિ તથા મનમાં દીનપણું કિંચિત્ પણ આણ્યું નહિં.' આ રીતે દુષ્કર તપસ્યા કરી તો પણ લક્ષ્મણા સાધ્વી શુદ્ધ થઇ નહિ છેવટે આર્ત્તધ્યાનમાં તેણે કાળ કર્યો. દાસીપણા વગેરે અસંખ્યાત ભવોમાં ઘણા આકરાં દુઃખ ભોગવી અંતે શ્રીપદ્મનાભ તીર્થંકરના તીર્થમાં તે સિદ્ધિગતિ પામશે કહ્યું છે કે–'શલ્યવાળો જીવ ગમે તો દિવ્ય હજાર વર્ષ સુધી ઘણી ઉગ્ર તપસ્યા કરે, તો પણ શલ્ય હોવાથી તેની તે તપસ્યા તદ્દન નકામી છે, જેમ ઘણો કુશળ એવો પણ વૈદ્ય પોતાનો રોગ બીજા વૈદ્યને કહીને જ સાજો થાય છે, તેમ જ્ઞાની પુરૂષના પણ શલ્યનો ઉદ્ધાર બીજા જ્ઞાની પાસેથી જ થાય છે.'

૭ તેમજ આલોયણા કરવાથી તીર્થંકરોની આજ્ઞા આરાધિત થાયછે. ૮ નિઃશલ્યપણું જાહેર થાય છે. ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં કહ્યું છે કે—'હે ભગવંત! જીવ આલોયણા લેવા વડે શું ઉત્પન્ન કરે છે? (જવાબ) ઋજુભાવને પામેલો જીવ અનંત સંસારને વધારનાર એવા માયાશલ્ય અને નિયાણશલ્ય અને મિથ્યાદર્શનશલ્ય એ ત્રણ પ્રકારના શલ્યથી રહિત નિષ્કપટ થઈ સ્ત્રીવેદને તથા નપુંસકવેદને બાંધતો નથી અને પૂર્વે બાંધ્યો હોય તો તેની નિર્જરા કરે છે.' આલોયણાના આ આઠ ગુણ છે આ રીતે શ્રાદ્ધજીતકલ્પમાંથી તથા તેની વૃત્તિમાંથી લેશમાત્ર ઉદ્ધાર કરી કાઢેલો આ આલોયણા વિધિ પૂર્ણ થયો.

અતિશય તીવ્ર પરિણામથી કરેલ મ્હોટા તથા નિકાચિત થએલાં પાપ બાળહત્યા, સ્ત્રીહત્યા, યતિહત્યા, દેવ, જ્ઞાન વગેરેના દ્રવ્યનું ભક્ષણ, રાજાની સ્ત્રી સાથે ગમન વગેરે મહાપાપની સમ્યક્ પ્રકારે આલોયણા કરી ગુરૂએ આપેલું પ્રાયશ્ચિત્ત યથાવિધિ કરે તો તે જીવ તેજ ભવમાં શુદ્ધ થાય છે. એમ ન હોત તો દૃઢપ્રહારી વગેરેને તેજ ભવે મુક્તિ શી રીતે સંભવે? માટે આલોયણા દરેક ચોમાસે અથવા દરવર્ષે જરૂર લેવી. આ રીતે વર્ષકૃત્ય ગાથાના ઉત્તરાર્ધનો અર્થ કહ્યો છે.

આ પ્રમાણે રત્નશેખરસૂરિ વિરચિત શ્રાદ્ધવિધિ પ્રકરણમાં 'વર્ષકૃત્ય' નામનો

## પાંચમો પ્રકાશ સંપૂર્ણ.

---

# પ્રકાશ ૬. જન્મકૃત્ય.

વાર્ષિક કૃત્ય કહ્યું. હવે જન્મકૃત્ય ત્રણ ગાથાદ્વારા અઢાર દ્વારવડે કહે છે.

जम्मंमि वासठाणं, तिवग्गसिद्धीइ कारणं उचिअं ॥
उचिअं विज्जागहणं, पाणिग्गहणं च मित्ताई ॥ १२ ॥
[जन्मनि वासस्थानं त्रिवर्गसिद्धेः कारणं उचितं ॥
उचितं विद्याग्रहणं पाणिग्रहणं च मित्रादि ॥ १२ ॥ ]

**સંક્ષિપ્તાર્થ**:—જન્મમાં ત્રિવર્ગ એટલે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગ સધાય એવી રીતનું ૧ નિવાસસ્થાન, ૨ વિદ્યા સંપાદન, ૩ પાણિગ્રહણ અને ૪ મિત્રાદિક આ ચાર વાનાં કરવા યોગ્ય છે. (૧૨)

**૧ નિવાસસ્થાન.**

**વિસ્તારાર્થ**:—૧ જન્મરૂપ બંદીખાનામાં સૌ પહેલાં નિવાસસ્થાન ઉચિત લેવું. નિવાસસ્થાન કેવું ઉચિત લેવું ? તે માટે વિશેષણવડે કહે છે. જેથી ત્રિવર્ગ એટલે ધર્માર્થકામની સિદ્ધિ એટલે ઉત્પત્તિ થાય એવું, તાત્પર્ય કે, જ્યાં રહેવાથી ધર્મ, અર્થ અને કામ સધાય ત્યાં શ્રાવકે રહેવું, બીજે ન રહેવું. કેમકે, ધર્મ અર્થ કામની સિદ્ધિ ન થાય તેવા સ્થાને રહેવાથી આ ભવ તથા પરભવથી ભ્રષ્ટ થવાનો સંભવ રહે છે.

**સારા શહેરમાં કે સારા ગામમાં વસવાટ કરવો.**

વળી કહ્યું છે કે—"ભિલ્લ લોકોની પલ્લીમાં, ચોરના રહેઠાણમાં, જ્યાં પહાડી લોકો રહેતા હોય તેવી જગ્યામાં અને હિંસક તથા પાપી લોકોનો આશ્રય કરનારા લોકોની પાસે સારા માણસે ન રહેવું. કેમકે, કુસંગત સજ્જનને વખાણવા યોગ્ય નથી, ૧. જે સ્થાનકે રહેવાથી મુનિરાજો પોતાને ત્યાં પધારે, તથા જે સ્થાનકની પાસે જિનમંદિર હોય, તેમજ જેની આસપાસ શ્રાવકોની વસ્તી હોય, એવા સ્થાનકમાં ગૃહસ્થે રહેવું. ૨. જ્યાં ઘણા ખરા વિદ્વાન્ લોકો રહેતા હોય, જ્યાં શિયલ જીવતર કરતાં પણ વધારે વહાલું ગણાતું હોય, અને જ્યાંના લોકો હંમેશાં સારા ધર્મિષ્ઠ ગણાતા હોય, ત્યાં સારા માણસે રહેવું. કેમકે, સત્પુરૂષોની સોબત કલ્યાણને સારૂ છે. ૩. જે નગરમાં જિનમંદિર, સિદ્ધાંતના જાણ સાધુ અને શ્રાવકો હોય, તથા જળ અને ઇંધણાં પણ ઘણાં હોય, ત્યાં હંમેશાં રહેવું. ૪.

**સુગ્રામ વાસ ઉપર દૃષ્ટાન્ત.**

ત્રણસો જિનમંદિર તથા ધર્મિષ્ઠ, સુશીલ અને જાણ એવા શ્રાવક વિગેરેથી શોભતું અજમેરની નજીક હર્ષપુર નામનું એક સારૂં નગર હતું. તે નગરમાં રહેનારા અઢાર હજાર બ્રાહ્મણો

અને બ્રાહ્મણોના શિષ્યરૂપ છત્રીસ હજાર મ્હોટા શેઠીઆઓ જ્યારે શ્રીપ્રિયગ્રંથસૂરિ તે નગરમાં પધાર્યા, ત્યારે તેમના ઉપદેશથી તે સર્વ પ્રતિબોધ પામ્યા. સારા સ્થળમાં રહેવાથી પૈસાવાળા, ગુણી અને ધર્મિષ્ઠ લોકોનો સમાગમ થવાથી અનુક્રમે ધન, વિવેક,વિનય, વિચાર, આચાર ઉદારતા, ગંભીરપણું, ધૈર્ય, પ્રતિષ્ઠા વગેરે ગુણો તથા સર્વ પ્રકારનાં ધર્મકૃત્ય કરવામાં કુશળતા વિગેરે વિના પ્રયત્ને મળે છે. એ વાત હમણાં પણ સાક્ષાત્ નજરે જણાય છે. આથી અંત પ્રાંત ગામડા વગેરેમાં ધનપ્રાપ્તિ વગેરેથી સુખે નિર્વાહ થતો હોય તોપણ ત્યાં ન રહેવું. કેમકે 'જ્યાં જિન, જિનમંદિર અને સંઘનું મુખકમળ એ ત્રણ વસ્તુ દેખાતી નથી, તેમજ જિનવચન સંભળાતું નથી; ત્યાં ઘણી સંપદા હોય તોપણ શા કામની? જો ત્હારે મૂર્ખતા જોઈતી હોય, તો તું ગામડામાં ત્રણ દિવસ રહે. કારણકે, ત્યાં નવું અધ્યયન થાય નહિં, અને પૂર્વે ભણેલું હોય તે પણ ભૂલી જવાય છે.'

**કુગ્રામવાસ ઉપર દૃષ્ટાંત.**

એવી વાત સંભળાય છે કે—કોઇ નગરનો રહીશ વણિક્ થોડા વણિકોની વસતિવાળા એક ગામડામાં દ્રવ્યલાભને માટે જઇ રહ્યો. ત્યાં તેણે ખેતી તથા બીજા ઘણા વ્યાપાર કરી ઘણું ધન મેળવ્યુ. એટલામાં તેનું રહેવાનું ઘાસનું ઝુંપડું હતું તે એકવખત બળી ગયું. આ રીતે ફરી ફરી ધન મેળવ્યા છતાં કોઇ વખતે ચોરની ધાડ, તો કોઈ વખતે દુષ્કાળ, તો કોઈ વખતે રાજદંડ વગેરેથી તેનું ધન જતું રહ્યું. એક વખતે તે ગામડાના રહીશ ચોરોએ કોઇ નગરમાં ધાડ પાડી, તેથી રાજાએ ગુસ્સે થઈ તેમનું (ચોરોનું) ગામડું બાળી નાંખ્યું, અને શેઠના પુત્રાદિકને સુભટોએ પકડયા. આથી શેઠ પુત્રોને છોડાવવા સુભટોની સાથે લઢતાં માર્યો ગયો. આ રીતે કુગ્રામવાસ ઉપર દષ્ટાંત છે.

**ઉપદ્રવ પ્રસંગે સારા ગામનો પણ ત્યાગ કરવો.**

રહેવાનું સ્થાનક ઉચિત હોય તો પણ ત્યાં સ્વચક્ર, પરચક્ર, વિરોધ, દુષ્કાળ, મરકી અતિવૃષ્ટિ વગેરે, પ્રજાની સાથે કલહ, નગર આદિનો નાશ ઇત્યાદિ ઉપદ્રવથી અસ્વસ્થતા ઉત્પન્ન થતી હોય તો, તે સ્થાન શિઘ્ર છોડી દેવું. તેમ ન કરે તો ધર્માર્થ કામની કદાચ હાનિ થાય. જેમ યવન લોકોએ દિલ્હી શહેર ભાગી નાંખ્યું, ત્યારે ભય ઉત્પન્ન થવાથી જેમણે દિલ્હી છોડી અને ગુજરાત વગેરે દેશમાં નિવાસ કર્યો તેમણે પોતાના ધર્મ અર્થ કામની પુષ્ટિ કરીને આ ભવ તથા પરભવને સફળ કર્યા, અને જેમણે દિલ્હી છોડી નહિ તે લોકોએ બંદીખાનામાં પડવા આદિના ઉપદ્રવ પામી પોતાના બંન્ને ભવ પાણીમાં ગુમાવ્યા. નગર ક્ષય થએ સ્થાન ત્યાગ ઉપર ક્ષિતપ્રતિષ્ઠિત પુર. વનકપુર, ઋષભપુર વગેરેના દાખલા જાણવા. સિદ્ધાંતમાં પણ કહ્યું છે કે—'ક્ષિતિપ્રતિષ્ઠિત, વણકપુર, ઋષભપુર કુશાગ્રપુર, રાજગૃહ, ચંપા, પાટલીપુત્ર વગેરે.' અહિં સુધી રહેવાનું સ્થાનક એટલે નગર ગામ વગેરેનો વિચાર કર્યો.

**સારા પાડોશવાળા ઘરમાં રહેવું, પ્રકટ કે ગુપ્ત ઘર ન બનાવવું.**

હવે ઘર પણ રહેવાનું સ્થાનક કહેવાય છે. માટે તેનો વિચાર કરીએ છીએ.

સારા માણુસે પોતાનું ઘર જ્યાં સારા પાડોશી હોય ત્યાં કરવું, તથા માર્ગ ઉપર અતિ પ્રકટ કે બહુ ખૂણામાં ગુપ્ત ન કરવું, શાસ્ત્રમાં કહેલ વિધિ પ્રમાણે પરિમિત બારણાં આદિ ગુણ જે ઘરમાં હોય તે ઘર ધર્માર્થ કામને સાધનારૂં હોવાથી રહેવાને ઉચિત છે. ખરાબ પાડોશીનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે તે આ પ્રમાણે :—' વેશ્યા, તિર્યંચયોનિના પ્રાણી, તલાર, બૌદ્ધ વગેરેના સાધુ, બ્રાહ્મણ, શ્મશાન, વાઘરી, વ્યાધ, ગુપ્તિપાળ (જેલર), ધાડપાડુ, ભિલ્લ, મચ્છીમાર, જુગારી, ચોર, નટ, નાચનાર, ભટ્ટ, ભવૈયા, અને કુકર્મ કરનારા એટલા લોકોનો પાડોશ પોતાના ઘર આગળ અથવા દુકાન આગળ પણ સારા માણસે તજવો. તથા એમની સાથે દોસ્તી પણ કરવી નહી.' તેમજ 'દેવ મંદિર પાસે ઘર હોય તો દુઃખ થાય. ચૌટામાં હોય તો હાનિ થાય, અને ઠગ તથા પ્રધાન વિગેરે લોકોના ઘર પાસે આપણું ઘર હોય તો પુત્રનો તથા ધનનો નાશ થાય. પોતાનું હિત ઇચ્છનારો બુદ્ધિશાળી પુરૂષ, મૂર્ખ, અધર્મિ પાખંડી, પતિત, ચોર, રોગી, ક્રોધી, ચંડાળ, અહંકારી, ગુરૂની સ્ત્રીને ભોગવનાર, વૈરી, પોતાના સ્વામિને ઠગનાર, લોભી અને મુનિહત્યા, સ્ત્રીહત્યા અથવા બાલહત્યા કરનારા એમનો પાડોશ તજે.'' કુશીલિયા વગેરે પાડોશી હોય તો તેમનાં વચન સાંભળવાથી તથા તેમની ચેષ્ટા જોવાથી માણુસ પોતે સદ્‌ગુણી હોય તો પણ તેના ગુણની હાનિ થાય છે. પાડોશણોએ જેને ખીર સંપાદન કરી આપી તે સંગમ નામના શાલિભદ્રનો જીવ સારા પાડોશીના દાખલા તરીકે, તથા પર્વ દિવસે મુનિને વહોરાવનાર પાડોશણના સાસુ સસરાને ખોટું સમજાવનારી સોમભટ્ટની ભાર્યા ખરાબ પાડોશણના દાખલા તરીકે જાણવી.

અતિશય જાહેર સ્થળમાં ઘર કરવું સારૂ નથી. કેમકે, આસપાસ બીજાં ઘર ન હોવાથી તથા ચારે તરફ ખુલ્લો ભાગ હોવાથી ચોર વગેરે ઉપદ્રવ કરે છે. તેમજ અતિશય ગીચ વસ્તીવાળા ગુપ્ત સ્થળમાં પણ ઘર હોય તે પણ સારૂં નહિ કેમકે, ચારે તરફ બીજાં ઘરો આવેલાં હોવાથી તે ઘરની પોતાની શોભા જતી રહે છે. તેમજ આગ વગેરે ઉપદ્રવ થએ ઝટ અંદર જવું અથવા બહાર આવવું કઠણ થઇ પડે છે.

**ઘરની ભૂમિનો વિચાર.**

ઘરને માટે શલ્ય, ભસ્મ, ખાત્ર, વગેરે દોષથી તથા નિષિદ્ધ આયથી રહિત સારી જગ્યા હોવી જોઈએ. તેમજ દૂર્વાઓ, કૂંપલો, દર્ભના ગુચ્છ વગેરે જ્યાં ઘણા હોય, તથા સારા વર્ણની અને સારા ગંધની માટી, મધુરજળ તથા નિધાન વગેરે જેમાં હોય, એવી જગ્યાવાળું હોવું જોઇએ. કહ્યું છે કે—' ઉનાળામાં ઠંડા સ્પર્શવાળી અને શિયાળામાં ઉન્હા સ્પર્શવાળી, તથા વર્ષાઋતુમાં ઠંડા તથા ઉન્હા એમ સમ સ્પર્શવાળી જે ભૂમિ હોય, તે સર્વેને શુભકારી જાણવી ૧. એક હાથ ઉંડી ભૂમિ ખોદીને પાછી તેજ માટીથી તે ભૂમિ પૂરી નાંખવી. જો માટી વધે તો શ્રેષ્ઠ, બરાબર થાય તો મધ્યમ અને ઓછી થાય તો અધમ ભૂમિ જાણવી ૨. જે ભૂમિમાં ખાડો કરીને જળ ભર્યું હોય તે જળ સો પગલાં જઇએ ત્યાં સુધીમાંજ જેટલું હતું તેટલુંજ રહે તો તે ભૂમિ સારી. આંગળ જેટલું ઓછું થાય તે

મધ્યમ અને તે કરતાં વધારે ઓછું થાય તો અધમ જાણવી ૩. અથવા જે ભૂમિના ખાડામાં રાખેલાં પુષ્પ બીજે દિવસે તેવાંને તેવાંજ રહે તો તે ઉત્તમ ભૂમિ, અર્ધાં સુકાઈ જાય તો મધ્યમ અને સર્વે સુકાઈ જાય તો અધમ જાણવી ૪ જે ભૂમિમાં વાવેલું ડાંગર વગેરે ધાન્ય ત્રણ દિવસમાં ઉગે તે શ્રેષ્ઠ, પાંચ દિવસમાં ઉગે તે મધ્યમ અને સાત દિવસમાં ઉગે તે અધમ ભૂમિ જાણવી ૫. ભૂમિ રાફડાવાળી હોય તો વ્યાધિ. પોલી હોય તો દારિદ્ર, ફાટવાળી હોય તો મરણ અને શલ્યવાળી હોય તો દુઃખ આપે છે. માટે શલ્ય ઘણાજ પ્રયત્નથી તપાસવું ૬' ભૂમિ ખોદતાં માણસનું હાડકું વગેરે શલ્ય નીકળે તો તેથી માણસનીજ હાનિ થાય, ગધેડાંનું શલ્ય નીકળે તો રાજાદિકથી ભય ઉત્પન્ન થાય. શ્વાનનું શલ્ય નીકળે તો બાળકનો નાશ થાય, બાળકનું શલ્ય નીકળે તો ઘરધણી મુસાફરીએ જાય. ગાયનું અથવા બળદનું શલ્ય નીકળે તો ગાય બળદોનો નાશ થાય અને માણસના કેશ, કપાળ ભસ્મ વિગેરે નીકળે તો તેથી મરણ થાય. ઇત્યાદિ.

**ઘરના ગુણદોષનો શબ્દ, શુકન, સ્વપ્ન તથા દેવસ્થાનનો વિચાર કરી નિર્ણય કરવો.** 'પહેલો અને ચોથો પહોર મૂકી બીજા અથવા ત્રીજા પહોરે ઘર ઉપર આવનારી ઝાડની અગર ધ્વજા વગેરેની છાયા સદા કાળ દુઃખ આપનારી છે, અરિહંતની પૂંઠ, બ્રહ્મા અને વિષ્ણુનું પડખું, ચંડિકા અને સૂર્ય એમની નજર તથા મહાદેવનું ઉપર કહેલું સર્વ (પૂંઠ, પડખું અને નજર) વર્જવું. ૮. વાસુદેવનું ડાબુ અંગ, બ્રહ્માનું જમણું અંગ, નિર્માલ્ય ન્હવણ જળ. ધ્વજની છાયા, વિલેપન પોતાનું કલ્યાણ ઇચ્છનારે આટલાં વાનાં શંભુનાં હોય તો છોડવાં પણ જિનમંદિરના શિખરની છાયા અને અરિહંતમી દૃષ્ટિ એટલાં વાનાં ઉત્તમ છે ૯—૧૦. તેમજ કહ્યું છે કે—'અરિહંતની પૂંઠ, સૂર્ય અને મહાદેવ એ બેની દૃષ્ટિ, અને વાસુદેવનો વાસ એ વર્જવાં, ચંડી સર્વ ઠેકાણે અશુભ છે, માટે તેને સર્વથા વર્જવી. ૧. ઘરના જમણે પાસે અરિહંતની દૃષ્ટિ પડતી હોય અને મહાદેવની પૂંઠ ડાબે પાસે પડતી હોય તો તે કલ્યાણકારી છે. પણ એથી વિપરીત હોય તો બહુ દુઃખ થાય. તેમાં પણ વચ્ચે માર્ગ હોય તો કોઈ દોષ નથી. ૨ શહેરમાં અથવા ગામમાં ઇશાનાદિ કોણ દિશામાં ઘર ન કરવું, કારણકે ખુણામાં ઘર કરવું તે ઉત્તમ જાતિના લોકને અશુભ કારી છે; પણ ચંડાળ વગેરે નીચ જાતિને ઋદ્ધિકારી છે ૩. રહેવાના સ્થાનકના ગુણ તથા દોષ, શુકન, સ્વપ્ન, શબ્દ વગેરે નિમિત્તોના બળથી જાણવા.

**તૈયાર ઘર ખરીદવું.**

સારૂં સ્થાન પણ ઉચિત મૂલ્ય આપી તથા પાડોશીની સમ્મતિ વગેરે લઇ ન્યાયથીજ ગ્રહણ કરવું. પણ કોઇનો પરાભવ આદિ કરીને લેવુ નહિ, પરાભવ કરી લેવાથી ધર્માર્થ કામનો નાશ થવાનો સંભવ છે. આ રીતેજ ઈંટો, લાકડાં, પથ્થર વગેરે વસ્તુ પણ દોષ વિનાની, મજબૂત હોય તેનું ઉચિત મૂલ્ય આપીને વેચાતી લેવી. અગર મંગાવવી. અને તે વસ્તુઓ પણ વેચનારે એની મેળે તૈયાર કરેલી લેવી પણ પોતાને માટે તેની પાસે તૈયાર કરાવીને ન લેવી. કેમકે તેથી મહાઆરંભ વગેરે દોષ લાગવાનો સંભવ રહે છે.

ઉપર કહેલી વસ્તુ જિનમંદિર વગેરેની હોય તો લેવી નહિ. કેમકે તેથી ઘણી હાનિ થાય છે. એવી વાત સંભળાય છે કે, 'કોઈ બે વણિક પાડોશી હતા. તેમાં એક પૈસાદાર હતો, તે બીજાનો પગલે પગલે પરાભવ કરતો હતો. બીજો દરિદ્રી હોવાથી પહેલાનું નુકશાન કોઈ બીજીરીતે કાંઇ કરી શકયો નહીં. ત્યારે તેણે પહેલાંનું ઘર નવું બંધાતું હતું તેની ભીંતમાં કોઇ ન જાણે તેવીરીતે જિનમંદિરનો પડેલો એક ઇંટનો કટકો નાંખ્યો. ઘર બંધાઈને તૈયાર થયું ત્યારે દરિદ્રી પાડોશીએ શ્રીમંત પાડોશીને જે વાત બની હતી તે પ્રમાણે કહી દીધી. ત્યારે શ્રીમંત પાડોશીએ કહ્યું કે, 'એટલામાં શું દોષ છે?' એવી અવજ્ઞા કરવાથી વિદ્યુત્પાત્ વગેરે થઇ શ્રીમંત પાડોશીનો સર્વ પ્રકારે નાશ થયો. કહ્યું છે કે—'જિનમંદિર, કૂવા, વાવ. શ્મશાન. મઠ અને રાજમંદિરનો સરસવ જેટલો પણ પત્થર ઈંટિ કે કાષ્ઠ તજવાં. ૧'

## શાસ્ત્રમાં જણાવેલ વિધિ મુજબ ઘર બનાવવું.

પાષણમય સ્તંભ, પીઠ, પાટિયા બારસાખ વગેરે વસ્તુઓ ગૃહસ્થને વિરૂદ્ધ કારક છે પરંતુ તે ધર્મસ્થાનકે શુભ જાણવી. ૨. પાષાણમય વસ્તુ ઉપર કાષ્ઠ અને કાષ્ઠમય વસ્તુ ઉપર પાષાણના સ્તંભ વગેરે વસ્તુઓ ઘરમાં અથવા જિનમંદિરમાં પ્રયત્નથી વર્જવી ૩. હળ, ઘાણી, શકટ વગેરે વસ્તુ, તથા રહેંટ આદી યંત્રો, સર્વ કાંટાવાળા વૃક્ષ, વડ આદિ પાંચ ઉંબર તથા જેમાંથી દૂધ નીકળતું હોય એવા આકડા વગેરે ઝાડનાં લાકડાં વર્જવાં ૪. વળી ઉપર કહેલી વસ્તુઓ, બીજોરી, કેળ, દાડમ, મીઠાં લીંબુ, બે જાતની હળદર, આમલી, બાવળ, બોરડી તથા ધંતૂરા એમનાં લાકડાં પણ વર્જવાં ૫. જો ઉપર કહેલાં વૃક્ષોનાં મૂળો પાડોશથી ઘરની ભૂમિમાં પેસે, અથવા એ ઝાડોની છાયા ઘર ઉપર આવે, તો તે ઘરધણીના કુળનો નાશ થાય છે. ૬. ઘર પૂર્વ ભાગમાં ઉંચું હોય તો ધન જતું રહે છે, દક્ષિણ ભાગમાં ઉંચુ હોય તો ધનની સમૃદ્ધિ થાય છે, પશ્ચિમ ભાગમાં ઉંચું હોય તો વૃદ્ધિ થાય છે. અને ઉત્તર દિશામાં ઉંચું હોય તો શૂન્ય થાય છે. ૭. વલયાકારવાળું, ઘણા ખૂણાવાળું, અથવા એક બે કે ત્રણ ખુણાવાળું, જમણી તથા ડાબી બાજુએ લાંબુ એવા ઘરમાં રહેવું નહિ ૮. જે કમાડ પોતાની મેળે બંધ થાય, અથવા ઉઘડે તે સારાં નહિ. ઘરના મૂળ બારણામાં ચિત્રમય કળશાદિકની શોભા બહુ સારી કહેવાય છે. ૯. જે ચિત્રમાં યોગિનીના નૃત્યનો આરંભ, ભારત રામાયણમાંનો અથવા બીજા રાજાઓનો સંગ્રામ; ઋષિના અથવા દેવનાં ચરિત્ર હોય તે ચિત્ર ઘરને વિષે સારાં ન જાણવાં. ૧૦. ફળેલાં ઝાડ, ફુલની વેલડીઓ, સરસ્વતી નવનિધાન યુક્ત લક્ષ્મી, કળશ, વધામણાં, ચૌદ સ્વપ્નની શ્રેણિ વગેરે ચિત્રો શુભ જાણવાં ૧૧. જે ઘરમાં ખજૂરી, દાડમ, કેળ. બોરડી અથવા બિજોરી એમનાં ઝાડ ઉગે છે, તે ઘરનો સમૂળ નાશ થાય છે ૧૨. જે ઘરમાં દૂધ નીકળે એવાં ઝાડ હોય તો તે લક્ષ્મીનો નાશ કરે છે, જે ઘરમાં કાંટાવાળા વૃક્ષો હોય તો તે શત્રુથી ભય આપે છે. ફળવાળા હોય તો સંતતિનો નાશ કરે છે, માટે એમનાં લાકડાં

પણ ઘર બનાવવામાં વાપરવાં નહિ ૧૩ કોઈ ગ્રંથકાર કહે છે કે, ઘરના પૂર્વ ભાગમાં વડનું ઝાડ, દક્ષિણ ભાગમાં ઉંબર, અને પશ્ચિમ ભાગમાં પિંપળો અને ઉત્તર ભાગમાં પ્લક્ષનુ ઝાડ શુભકારી છે. ૧૪.

ઘરના પૂર્વ ભાગમાં લક્ષ્મીનું ઘર (ભંડાર), અગ્નિ ખુણામાં રસોડું, દક્ષિણ ભાગમાં સુવાનું સ્થાનક, નૈરૃત્ય ખુણામાં આયુધ વગેરેનું સ્થાનક, ૧૫ પશ્ચિમ દિશામાં ભોજન કરવાનું સ્થાનક, વાયવ્ય ખૂણામાં ધાન્યનો સંગ્રહ કરવાનું સ્થાનક, ઉત્તર દિશામાં પાણિયારૂં અને ઇશાન ખૂણામાં દેવમંદિર કરવું ૧૬ ઘરના દક્ષિણ ભાગમાં અગ્નિ, જળ, ગાય, વાયુ અને દીપક એમનાં સ્થાનક કરવાં અને ઉત્તર તથા પશ્ચિમ ભાગમાં ભોજન, ધાન્ય, દ્રવ્ય અને દેવ એમનાં સ્થાનક કરવાં ૧૭. ઘરના દ્વારની અપેક્ષાએ એટલે જે દિશામાં ઘરનું બારણું હોય તે પૂર્વ દિશા અને તેને અનુસરતી બીજી દિશાઓ જાણવી. જેમ છીંકમાં તેમ અહિં પણ જેમાં સૂર્યનો ઉદય થાય છે તે પૂર્વ દિશા ન જાણવી ઈત્યાદિ ૧૮."

તેમજ ઘર બનાવનાર સૂતાર તથા બીજા મજૂર વગેરેને જે ઠરાવ કર્યો હોય, તે કરતાં પણ વધુ ઉચિત આપી તેમને રાજી રાખવા, પરંતુ કોઈ ઠેકાણે પણ તેને ઠગવા નહિં, જેટલામાં પોતાના કુટુંબાદિકનો સુખે નિર્વાહ થાય, અને લોકમાં પણ શોભા બિગેરે દેખાય, તેટલોજ વિસ્તાર (લાંબા પહોળા) ઘર બંધાવવામાં કરવો. સંતોષ ન રાખતાં વધારે ને વધારેજ વિસ્તાર કરવાથી નાહક ધનનો વ્યય અને આરંભ વગેરે થાય છે.

### ઘરને બારણાં પરિમિત રાખવાં.

ઉપર કહ્યા પ્રમાણે કરેલું ઘર પણ પરિમિત (પ્રમાણવાળા) દ્વારવાળુંજ જોઇએ. કેમકે, ઘણાં બારણાં હોય તો દુષ્ટ લોકોની આવજાવ ઉપર નજર ન રહે, અને તેથી સ્ત્રી, ધન વગેરેનો નાશ થવાનો સંભવ રહે છે. પરિમિત (પ્રમાણવાળા) બારણાનાં પણ પાટિયાં, ઉલાળો, સાંકળ, ભૂંગળ વગેરે ઘણાં મજબૂત કરવાં. તેથી ઘર સુરક્ષિત રહે છે, નહિ તો ઉપર કહ્યા પ્રમાણે સ્ત્રી વગેરેનો નાશ થવાનો સંભવ રહે છે. કમાડ પણ સુખે વસાય અને ઉઘડાય એવી જોઇએ તેવી સ્થિતિમાં હોય તો સારાં; નહિ તો અધિક અધિક જીવ વિરાધના થાય અને જવું આવવું વગેરે કાર્ય જેટલું તરતજ થવું જોઈએ તેટલું શિઘ્ર ન થાય. ભીંતમાં રહેનારી ભૂંગળ કોઈ પણ રીતે સારી નહિ. કારણકે, તેથી પંચેંદ્રિય વગેરે જીવની વિરાધના થવાનો સંભવ રહે છે. એવાં કમાડ પણ કદાચ વાસવાં હોય તો જીવજંતુ વગેરે બરાબર જોઈને જ વાસવાં. આ રીતેજ પાણીની પરનાળ ખાળ વગેરેની પણ યથાશક્તિ યતના રાખવી, ઘરનાં પરિમિત બારણાં રાખવાં વગેરે સંબંધી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

'જે ઘરમાં વેધ આદિ દોષ ન હોય, આખું દળ ( પાષણ, ઇંટ અને લાકડાં ) નવાં હોય, ઘણાં બારણાં ન હોય, ધાન્યનો સંગ્રહ હોય, દેવપૂજા થતી હોય, આદરથી જળ વગેરેનો છંટકાવ થતો હોય, લાલ પડદો હોય, વાળવું વગેરે સંસ્કાર હમેશાં થતા હોય, ન્હાના મ્હોટાની મર્યાદા સારીરીતે પળાતી હોય, સૂર્યનાં કિરણ અંદર આવતાં ન હોય દીપક પ્રકાશિત રહેતો હોય, રોગીયોની ચાકરી ઘણી સારી રીતે થતી હોય, અને થાકી ગએલા માણસોનો થાક દૂર કરાતો હોય, તે ઘરમાં લક્ષ્મી વાસો કરે છે.'

બંધાવેલ ઘરમાં સ્નાત્રપૂજા વિગેરે કર્યા પછી રહેવું કરવું.

આ રીતે દેશ, કાળ, પોતાનું ધન તથા જાતિ વગેરેને ઉચિત દેખાય એવું બંધાવેલું ઘર યથાવિધિ સ્નાત્ર, સાધર્મિ વાત્સલ્ય, સંઘપૂજા વગેરે કરીને શ્રાવકે વાપરવું. સારાં મુહૂર્ત્ત તથા શકુન વગેરેનું બળ પણ ઘર બંધાવવાના તથા તેમાં પ્રવેશ કરવાના વખતે જરૂર જોવું. આ રીતે યથાવિધિ બનાવેલા ઘરમાં લક્ષ્મીની વૃદ્ધિ વગેરે થવું દુર્લભ નથી.

એમ સંભળાય છે કે, ઉજ્જયિની નગરીમાં દાંતાક નામના શેઠે અઢાર ક્રોડ સોનૈયા ખરચી વાસ્તુશાસ્ત્રમાં કહેલી રીત પ્રમાણે એક સાત માળવાળો મહેલ તૈયાર કરાવ્યો. તેને તૈયાર થતાં બાર વર્ષ લાગ્યાં હતાં. તે મહેલમાં દાંતાક રહેવા ગયો, ત્યારે રાત્રિએ પડું કે ? પડું કે ? એવો શબ્દ તેના સાંભળવામાં આવ્યો તેથી ભય પામી શેઠે મૂલ્ય તરીકે કેટલુંક ધન લઇ તે મહેલ વિક્રમરાજાને આપ્યો. વિક્રમરાજા તે મહેલમાં ગયો, અને 'પડું કે ? પડું કે ?' એવો શબ્દ સાંભળતાંજ રાજાએ કહ્યું. 'પડ' આ કહેતાં તુરત સુવર્ણ પુરૂષ પડ્યો, વગેરે

તેમજ વિધિ પ્રમાણે બનાવેલા અને વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરેલા શ્રીમુનિસુવ્રત સ્વામિના સ્તૂપના મહિમાથી કોણિક રાજા પ્રબળ સેનાનો ધણી હતો તથાપિ તે વિશાળા નગરીને બાર વર્ષમાં પણ લઈ શકયો નહિ. પણ જ્યારે ભ્રષ્ટ થયેલા કુલવાલકના કહેવાથી તેણે સ્તૂપ પાડી નંખાવ્યો, ત્યારે તેજ વખતે તે નગરી તાબામાં આવી. આ રીતેજ એટલે જેમ ઘરની યુક્તિ કહી, તે પ્રમાણેજ દુકાન પણ સારો પાડોશ જોઈ ઘણી જાહેર નહિ, તથા ઘણી ગુપ્ત નહિ એવી જગ્યાએ પરિમિત બારણાવાળી પૂર્વે કહેલ વિધિ પ્રમાણે બનાવવી એજ સારૂં છે કારણ કે, તેથીજ ધર્મ, અર્થ અને કામ એમ ત્રણ વર્ગની સિદ્ધિ થાયછે. ઇતિ પ્રથમ દ્વાર સંપૂર્ણ. ૧

૨ વિદ્યા સંપાદન કરવી.

(૨) ત્રિવર્ગસિદ્ધેઃ કારણં એ પદોનો સંબંધ બીજા દ્વારમાં પણ લેવાય છે, તેથી તેનો અર્થ એવો થાય છે કે ધર્મ, અર્થ અને કામ એ ત્રણની સિદ્ધિ જેથી થતી હોય, તે વિદ્યાઓનું એટલે લખવું, ભણવું વ્યાપાર વગેરે કળાઓનું ગ્રહણ એટલે અધ્યયન સારીરીતે કરવું. કારણકે, જેને કળાઓનું શિક્ષણ ન મળ્યું હોય, તથા તેમનો અભ્યાસ જેણે ન કર્યો હોય તેને પોતાની મૂર્ખતાથી તથા હાંસી કરવા યોગ્ય હાલતથી પગલે પગલે તિરસ્કાર ખમવો પડે છે. જેમ કે, કાળીદાસ કવિ પહેલાં તો ગાયો ચારવાનો ધંધો કરતો હતો. એક વખત રાજાની સભામાં 'स्वस्ति' એમ કહેવાને બદલે તેણે 'उशरट' એમ કહ્યું એથી તે ઘણો તિરસ્કાર પામ્યો. પછી દેવતાને પ્રસન્ન કરી મ્હોટો પંડિત તથા કવિ થયો. ગ્રંથ સુધારવામાં, ચિત્રસભા દર્શનાદિક કામોમાં જે કળાવાન્ હોય તે જો કે પરદેશી હોય તો પણ વસુદેવાદિકની માફક સત્કાર પામે છે. કહ્યું છે કે, 'પંડિતાઇ અને રાજાપણું એ બે સરખાં નથી કારણકે, રાજા પોતાના દેશમાંજ પૂજાય છે, અને પંડિત સર્વ ઠેકાણે પૂજાય છે.'

સર્વ કળાઓ શિખવી–કેમકે, દેશ, કાળ વગેરેને અનુસરી સર્વે કળાઓનો વિશેષ ઉપયોગ થવાનો સંભવ છે. તેમ ન કરે તો કદાચ માણસ પડતી દશામાં આવે છે. કહ્યું છેકે–अट्टमट्ट પણ શીખવું. કારણ કે, શિખેલું નકામું જતું નથી. 'अट्टमट्ट'ના પ્રસાદથી ગોળ અને તુંબડું ખવાય છે.' સર્વે કળાઓ આવડતી હોય તો પહેલાં કહેલા આ આજીવિકાના સાત ઉપાયોમાંના એકાદ ઉપાયથી સુખે નિર્વાહ થાય છે. તથા વખતે સમૃદ્ધિ આદિ

પણ મળે છે. સર્વે કળાઓનો અભ્યાસ કરવાની શક્તિ ન હોય તો, શ્રાવકપુત્રે જેથી આ લોકમાં સુખે નિર્વાહ અને પરલોકમાં શુભ ગતિ થાય, એવી એક કળાનો પણ સમ્યક્ પ્રકારે અભ્યાસ જરૂર કરવો. વળી કહ્યું છે કે–'શ્રુતરૂપ સમુદ્ર અપાર છે, આયુષ્ય થોડું છે. હાલના જીવ ઓછી બુદ્ધિના છે માટે એવું કાંઇક શિખવું કે, જે થોડું અને જે સારૂં કાર્ય સાધી શકે એટલું હોય. આ લોકમાં ઉત્પન્ન થએલ મનુષ્યને બે વાત જરૂર શિખવી જોઇએ. એક તો જેથી પોતાનો સુખે નિર્વાહ થાય તે, અને બીજી મરણ પછી જેથી સદ્ગતિ પામે તે.' નિંદ્ય અને પાપમય વ્યાપાર વડે નિર્વાહ કરવો તે અનુચિત છે. મૂળ ગાથામાં 'ઉચિત' પદ છે માટે નિંદ્ય તથા પાપમય વ્યાપારનો નિષેધ થયો એમ જાણવું. ઇતિ બીજું દ્વાર સંપૂર્ણ. ૨

### ૩ પાણિગ્રહણ.

(૩) પાણિગ્રહણ એટલે વિવાહ. તે પણ ત્રિવર્ગની એટલે ધર્મ, અર્થ અને કામની સિદ્ધિનું કારણ છે. માટે ઉચિતપણાથી કરવો જોઇએ. તે (વિવાહ) પોતાથી જૂદા ગોત્રમાં થએલા તથા કુળ, સારો આચાર, શિયળ, રૂપ, વય, વિદ્યા, સંપત્તિ, વેષ, ભાષા, પ્રતિષ્ઠા, વગેરેથી પોતાની બરાબરીના હોય તેની સાથે જ કરવો. બન્નેનાં કુળ, શિયળ વગેરે સરખાં ન હોય તો માંહોમાંહે હીલના, કુટુંબમાં કલહ, કલંક વગેરેની પ્રાપ્તિ થાય છે. જેમ પોતનપુર નગરમાં શ્રીમતી નામે એક શ્રાવક કન્યા આદર સહિત કોઈ અન્યધર્મીની સાથે પરણી હતી. તે ધર્મને વિષે ઘણી દૃઢ હતી, પણ તેનો પતિ પરધર્મી હોવાથી તેના ઉપર રાગ રહિત થયો. એક વખતે પતિએ ઘરની અંદર ઘડામાં સર્પ રાખી શ્રીમતીને કહ્યું કે. 'ફલાણા ઘડામાં પુષ્પની માળા છે તે લાવ.' નવકાર સ્મરણના મહિમાથી સર્પની પુષ્પમાળા થઇ. પછી શ્રીમતીના પતિ વગેરે લોકો શ્રાવક થયા. બંનેના કુળ શિયળ, વગેરે સરખાં હોય તો ઉત્તમ સુખ, ધર્મ તથા મ્હોટાઈ આદિ મળે છે, એ ઉપર પેથડ શેઠ તથા પ્રથમિણી સ્ત્રી વગેરેનાં દૃષ્ટાંત સમજવાં.

### કન્યા તથા વરની પરીક્ષા કરવી.

સામુદ્રિકાદિક શાસ્ત્રોમાં કહેલાં શરીરનાં લક્ષણ તથા જન્મપત્રિકાનો તપાસ વગેરે કરીને કન્યાની તથા વરની પરીક્ષા કરવી. કહ્યું છે કે—૧ કુળ, ૨ શીળ, ૩ સગાંવહાલાં ૪ વિદ્યા, ૫ ધન, ૬ શરીર અને ૭ વય એ સાત ગુણ વરને વિષે કન્યાદાન કરનારે જોવા. એ પછી તો કન્યા પોતાના ભાગ્યના આધાર ઉપર રહે છે. ૧. મૂર્ખ, નિર્ધન, દૂર દેશાંતરમાં રહેનારો, શૂર, મોક્ષની ઇચ્છા કરનારો અને કન્યાથી ત્રણ ગુણી કરતાં પણ વધુ ઉમ્મરવાળો એવા વરને ડાહ્યા માણસે કન્યા ન આપવી. ૨. ઘણું આશ્ચર્ય લાગે એટલી બધી સંપત્તિવાળો, ઘણોજ ઠંડો અથવા ઘણોજ ક્રોધી, હાથે, પગે, અથવા કોઇ પણ અંગે અપંગ તથા રોગી એવા વરને પણ કન્યા ન આપવી. ૩. કુળ તથા જાતિવડે હીણ, પોતાના માતા પિતાથી છુટા રહેનારા અને જેને પૂર્વે પરણેલી સ્ત્રી તથા પુત્ર હોય એવા વરને

કન્યા ન આપવી. ૪. ઘણું વૈર તથા અપવાદવાળા, હંમેશાં જેટલું ધન મળે તે સર્વનું ખરચ કરનારા, આળસ્યથી શૂન્ય મનવાળા એવા વરને કન્યા ન આપવી. ૫. પોતાના ગોત્રમાં થએલા, જુગાર, ચોરી વગેરે વ્યસનવાળા, તથા પરદેશી એવા વરને કન્યા ન આપવી. ૬. પોતાના પતિ વગેરે લોકોની સાથે નિષ્કપટપણે વર્તનારી, સાસુ વગેરે ઉપર ભક્તિ કરનારી સ્વજન ઉપર પ્રીતિ રાખનારી, બંધુવર્ગ ઉપર સ્નેહવાળી અને હંમેશાં પ્રસન્ન મુખવાળી એવી કુળ સ્ત્રી હોય છે. ૭. જે પુરૂષના પુત્ર આજ્ઞામાં રહેનારા તથા પિતા ઉપર ભક્તિ કરનારા હોય, સ્ત્રી પતિના મન મુજબ વર્તનારી હોય, અને મળેલી સારી સંપત્તિમાં સંતોષ હોય તે પુરૂષને આ મર્ત્યલોક સ્વર્ગ સમાન છે.

### વિવાહના પ્રકાર

અગ્નિ તથ દેવ વગેરેની રૂબરૂ હસ્તમેળાપ કરવો, તે વિવાહ કહેવાય છે. તે લોકમાં આઠ પ્રકારનો છે. ૧ કન્યાને આભૂષણ પહેરાવી કન્યાદાન કરવું તે બ્રાહ્મવિવાહ કહેવાય છે. ૨ ધન ખરચીને કન્યાદાન કરવું તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય છે, ૩ ગાય બળદનું જોડું આપીને કન્યાદાન કરવું તે આર્ષ વિવાહ કહેવાય છે. ૪ યજમાન બ્રાહ્મણને યજ્ઞની દક્ષિણા તરીકે કન્યા આપે તે દૈવવિવાહ કહેવાય છે. આ ચાર પ્રકારના વિવાહ ધર્મને અનુસરતા છે. ૫ માતા, પિતા અથવા બંધુવર્ગ એમને ન ગણતાં માંહોમાંહે પ્રેમ બંધાયાથી કન્યા મનગમતા વરને વરે તે ગાંધર્વ વિવાહ કહેવાય છે. ૬ કાંઇ પણ ઠરાવ કરીને કન્યાદાન કરે, તે આસુરી વિવાહ કહેવાય છે. ૭ જબરાઇથી કન્યા હરણ કરવી તે રાક્ષસ વિવાહ કહેવાય છે. ૮ સૂતેલી અથવા પ્રમાદમાં રહેલી કન્યાનું ગ્રહણ કરવું તે પૈશાચ વિવાહ કહેવાય છે. આ ચારે વિવાહ ધર્મને અનુસરતા નથી. જો વહુની તથા વરની માંહોમાંહે પ્રીતિ હોય તો છેલ્લા ચાર વિવાહ પણ ધર્મને અનુસરતાજ કહેવાય છે. પવિત્ર સ્ત્રીનો લાભ એજ વિવાહનું ફળ છે. પવિત્ર સ્ત્રીનો લાભ થાય અને પુરૂષ તેનું જો બરાબર રક્ષણ કરે તો તેથી સંતતિ સારી થાય છે, મનમાં હંમેશા સમાધાન રહે છે, ગૃહકૃત્ય વ્યવસ્થાથી ચાલે છે. કુલીનપણું જળવાઇ રહે છે. આચાર વિચાર પવિત્ર રહે છે, દેવ, અતિથિ તથા બાંધવજનનો સત્કાર થાય છે અને પાપનો સંબંધ થતો નથી.

હવે સ્ત્રીનું રક્ષણ કરવાના ઉપાય કહીએ છીએ. તે આ પ્રમાણેઃ—૧ તેને ઘરકામમાં જોડવી, ૨ તેના હાથમાં ખરચ માટે માફકસર રકમ રાખવી. ૩ તેને સ્વતંત્રતા આપવી નહિ ૪ હંમેશાં માતા સમાન સ્ત્રીઓના સહવાસમાં તેને રાખવી. આ વગેરે સ્ત્રીના સંબંધમાં પૂર્વે જે યોગ્ય આચરણ કહ્યું છે, તેમાં આ વાતનો વિચાર ખુલ્લી રીતે કહી ગયા છીએ. વિવાહ વગેરેમાં જે ખરચ તથા ઉત્સવ વગેરે કરવો, તે આપણું કુળ, ધન, લોક વગેરેનાં ઉચિતપણા ઉપર ધ્યાન દઇ જેટલું કરવું જોઇએ તેટલુંજ કરવું પણ વધારે ન કરવું, કારણ કે, વધુ ખરચ આદિ કરવું તે તો ધર્મકૃત્યમાંજ ઉચિત છે. આ રીતેજ બીજે ઠેકાણે પણ જાણવું. વિવાહ વગેરેને વિષે જેટલું ખરચ થયું હોય તે અનુસારે સ્નાત્ર, મહાપૂજા,

મહાનૈવેદ્ય, ચતુર્વિધ સંઘનો સત્કાર વગેરે ધર્મકૃત્યમાં પણ આદરથી ખર્ચ કરવું. સંસારને વધારનાર વિવાહ વગેરે પણ આ રીતે પુણ્ય કરવાથી સફળ થાય છે ઇતિ ત્રીજું દ્વાર સંપૂર્ણ (૩)

૪ મિત્રાદિક કરવા.

તેમજ મિત્ર તે સર્વ કામમાં વિશ્વાસ રાખવા યોગ્ય હોવાથી અવસરે મદદ આદિ કરે છે. ગાથામાં ' આદિ ' શબ્દ છે, તેથી વણિક્પુત્ર, મદદ કરનાર નોકર વગેરે પણ ધર્મ, અર્થ તથા કામના કારણ હોવાથી ઉચિતપણાથી જરૂર કરવા. તેમનામાં ઉત્તમ પ્રકૃતિ, સાધર્મિકપણું, ધૈર્ય, ગંભીરતા, ચાતુર્ય, સારી બુદ્ધિ આદિ ગુણ અવશ્ય હોવા જોઇએ આ વાત ઉપરના દૃષ્ટાંતો પૂર્વે વ્યવહારશુદ્ધિ પ્રકરણમાં કહી ગયા છીએ. ઇતિ ચતુર્થ દ્વાર સંપૂર્ણ. (૪) ૧૪મી ગાથાનો અર્થ પૂરો થયો.

( मूळगाथा )

चेइअ पडिमं पइट्ठा सुआइ पव्वावणार्य पयठवणा ॥
पुत्थलेहणवायणं पोसहसालाइकारवणं ॥ १५ ॥
[ चैत्य-प्रतिमा-प्रतिष्ठा, सुतादि प्रवाजना पदस्थापना ।
पुस्तक लेखन वाचन-पौषधशालादि विधापनं ॥ १५ ॥ ]

સંક્ષિપ્તાર્થઃ—૫ જિનમંદિર કરાવવું, ૬ તેમાં પ્રતિમા પધરાવવી. ૭ જિનબિંબની પ્રતિષ્ઠા કરવી, ૮ પુત્ર વગેરેનો દીક્ષાઉત્સવ કરવો, ૯ આચાર્યાદિ પદની સ્થાપના કરવી. ૧૦ પુસ્તકોનું લખાવવું, વંચાવવું, અને ૧૧ પૌષધશાળા વગેરે કરાવવું. ( ૧૫ )

૫ જિન મંદિર બનાવવું.

વિસ્તારાર્થઃ—તેમજ ( ૫ ) ઉંચાં તોરણ, શિખર, મંડપ વગેરેથી શોભતું, ભરત ચક્રવર્તી વગેરેએ જેમ કરાવ્યું તેમ રત્નમય સોનામય. રૂપામય વગેરે અથવા શ્રેષ્ટ પાષાણાદિમય મ્હોટું જિનપ્રાસાદ કરાવવું. તેટલી શક્તિ ન હોય તો ઉત્તમ કાષ્ઠ. ઇંટો વગેરેથી જિનમંદિર કરાવવું. તેમ કરાવવાની પણ શક્તિ ન હોય તો જિનપ્રતિમાને અર્થે ઘાસની ઝુંપડી પણ ન્યાયથી કમાએલા ધનવડે બંધાવવી. કહ્યું છે કે—ન્યાયથી ઉપાર્જન કરેલા ધનનો ધણી, બુદ્ધિમાન્, શુભ પરિણામી અને સદાચારી એવો શ્રાવક ગુરૂની આજ્ઞાથી જિનમંદિર કરાવવાનો અધિકારી થાય છે. ૧. દરેક જીવે પ્રાયે અનદિ ભવમાં અનંતાં જિનમંદિર અને અનંતી જિનપ્રતિમાઓ કરાવી પણ તે કૃત્યમાં શુભ પરિણામ ન હોવાને લીધે તેથી સમકિતનો લવલેશ પણ તેને મળ્યો નહિ. ૨. જેમણે જિનમંદિર તથા જિનપ્રતિમા કરાવી નહિ, સાધુઓને પૂજ્યા નહિ, અને દુર્ધર વ્રત પણ અંગીકાર કર્યું નહિ, તેમણે પોતાનો મનુષ્યભવ નકામો ગુમાવ્યો ૩. જે પુરૂષ જિનપ્રતિમાને સારૂ એક ઘાસની ઝુંપડી પણ કરાવે, તથા ભક્તિથી પરમ ગુરૂને એક ફુલ પણ અર્પણ કરે તેવા પુણ્યશાળિ પુરૂષના

પુણ્યની ગણત્રી ક્યાંથી થાય ? ૪ વળી જે પુણ્યશાળિ મનુષ્યો શુભ પરિણામથી મ્હોટું, મજબૂત અને નક્કુર પત્થરનું જિનમંદિર કરાવે છે. તેમની તો વાતજ શી ? કેમકે, તે અતિ ધન્ય પુરૂષો તો પરલોકે વિમાનવાસી દેવતા થાય છે ૫.

જિનમંદિર બનાવવાની વિધિ.

જિનમંદિર કરાવવાના વિધિમાં તો પવિત્ર ભૂમિ તથા પવિત્ર દળ ( પત્થર લાકડાં વગેરે) મજૂર વગેરેને ન ઠગવું, મુખ્ય કારીગરનું સન્માન કરવું વગેરે પૂર્વે કહેલ ઘરના વિધિ પ્રમાણે સર્વ ઉચિત વિધિ અહિ વિશેષે કરી સમજી લેવો કહ્યું છે કે—'ધર્મ કરવાને સારૂં ઉદ્યમવાન થએલા પુરૂષે કોઈને પણ અપ્રીતિ થાય એમ કરવું નહિં, આ રીતેજ સંયમ ગ્રહણ કરવો તે શ્રેયસ્કર છે. આ વાતમાં ભગવાન મહાવીર સ્વામીનું દૃષ્ટાંત છે૧. કે તેમણે 'મ્હારા રહેવાથી આ તાપસોને અપ્રીતિ થાય છે. અને તે અપ્રીતિ અબોધિનું બીજ છે' એમ જાણી ચોમાસાના કાળમાં પણ તાપસનો આશ્રમ તજી દઈ વિહાર કર્યો. ૨. જિનમંદિર બનાવવાને અર્થે કાષ્ટ વગેરે દળ પણ શુદ્ધ જોઇએ. કોઈ અધિષ્ઠાયક દેવતાને રોષ પમાડી અવિધિથી લાવેલું અથવા પોતાને સારૂ આરંભ સમારંભ લાગે એવી રીતે બનાવેલું પણ જે ન હોય તેવાં કાષ્ઠ વિગેરે કામ આવે ૩. રાંક એવા મજૂર લોકો વધુ મજૂરી આપવાથી ઘણો સંતોષ પામે છે અને સંતોષવાળા થઈ પહેલાં કરતાં વધારે કામ કરે છે. ૪.'

જિનમંદિર અથવા જિનપ્રતિમા કરાવે ત્યારે ભાવશુદ્ધિને સારૂ ગુરૂ તથા સંઘ રૂબરૂ એમ કહેવું કે, 'આ કામમાં અવિધિથી જે કાંઇ પારકું ધન આવ્યું હોય, તેનું પુણ્ય તે માણસને થાઓ.' ષોડશકમાં કહ્યું છે કે—'જેની માલિકીનું દ્રવ્ય આ કામમાં કાંઈપણ અનુચિત પણે આવ્યું હોય તો તેનું પુણ્ય તે ધણીને થાઓ આ રીતે શુભ પરિણામથી કહે. તો તે ધર્મકૃત્ય ભાવ શુદ્ધ થાય.' પાયો ખોદવો, પૂરવો, કાષ્ટનાં દળ પાડવાં, પત્થર ઘડાવવા, ચણાવવા વગેરે મહારંભ સમારંભ જિનમંદિર કરાવવામાં કરવો પડે છે, એવી શંકા ન કરવી કારણકે, કરાવનારની યતના પૂર્વક પ્રવૃતિ હોવાથી તેમાં દોષ નથી. તથા જિનમંદિર કરાવવાથી નાનાવિધ સ્થાપન, પૂજન, સંઘનો સમાગમ, ધર્મદેશના કરણ, સમકિતવ્રત વગેરેનો અંગિકાર, શાસનની પ્રભાવના, અનુમોદના વગેરે અનંત પુણ્યની પ્રાપ્તિ હોવાથી તેનાં સારાં પરિણામ નિપજે છે. કહ્યું છે કે—'સૂત્રોક્ત વિધિનો જાણ પુરૂષ યતનાપૂર્વક કોઇ કામમાં પ્રવર્તે, અને જો કદાચ તેમાં કાંઈ વિરાધના થાય, તો પણ અધ્યવસાયની શુદ્ધિ હોવાને લીધે તે વિરાધનાથી નિર્જરાજ થાયછે. દ્રવ્યસ્તવ ઉપર કુવાનું દૃષ્ટાંત વગેરે અગાઉ કહી ગયા છીએ.

જિર્ણોદ્ધાર કરાવવો.

જીર્ણોદ્ધાર કરવાના કામમાં પણ ઘણોજ પ્રયત્ન કરવો. કેમકે—'જેટલું પુણ્ય નવું જિનમંદિર કરાવવામાં છે, તે કરતાં આઠગણું પુણ્ય જીર્ણોદ્ધાર કરાવવામાં છે.' જીર્ણ જિનમંદિર સમરાવવામાં જેટલું પુણ્ય છે, તેટલું નવું કરાવવામાં નથી. કારણકે, નવું

મંદિર કરાવવામાં ઘણા જીવોની વિરાધના તથા મ્હારૂં મંદિર એવી પ્રખ્યાતિ પણ ખરી માટે તેમાં જીર્ણોદ્ધારના જેટલું પુણ્ય નથી.' તેમજ કહ્યું છે કે—' જિનકલ્પી સાધુ પણ રાજા, પ્રધાન, શેઠ તથા કૌટુંબિક એમને ઉપદેશ કરી જીર્ણ જિનમંદિર સમરાવે. જે પુરૂષો જીર્ણ થયેલાં, પડેલાં જિનમંદિરોનો ભક્તિથી ઉદ્ધાર કરે છે. તેઓ ભયંકર સંસાર સમુદ્રમાં પડેલા પોતાના આત્માનો ઉદ્ધાર કરે છે.' આ વાત ઉપર નીચે પ્રમાણે દૃષ્ટાંત છે.

## જીર્ણોદ્ધાર ઉપર વાગ્ભટ તથા આંબડમંત્રીનું દ્રષ્ટાંત.

શત્રુંજયનો જીર્ણોદ્ધાર કરવાનું પોતાના પિતા ઉદયને અભિગ્રહ સહિત ધાર્યું હતું. તેથી મંત્રી વાગ્ભટ્ટે તે કામ શરૂ કરાવ્યું. તેની ટીપમાં મ્હોટા મ્હોટા શેઠીઆ લોકોએ પોતાનું ઘણું દ્રવ્ય તે કામમાં આપ્યું. છ દ્રમ્મની મૂડી રાખનાર ભીમનામે એક ઘી વેચનાર શ્રાવક હતો, તેની પાસે ફરતી ફરતી ટીપ આવી.ત્યારે તેણે ઘી વેચી જે મૂડી એકઠી કરી હતી તે સર્વ દ્રવ્ય તેમાં આપ્યું તેથી તેનું નામ સર્વની ઉપર લખાયું, અને તેને ત્યાર પછી સુવર્ણનિધિનો લાભ થયો વગેરે વાતો જાહેર છે. આ પછી કાષ્ઠમય ચૈત્યને સ્થાનકે શિલામય મંદિર તૈયાર થવાની વધામણી દેનારને મંત્રીએ બત્રીશ સુવર્ણની જીભો આપી આ પછી એક વખતે તે જિનમંદિર વીજળી પડવાથી તુટી પડયું એવી વાત કહેનારને તો મંત્રીએ ચોસઠ સુવર્ણની જીભો આપી.તેનું કારણ એ હતું કે, મંત્રીએ મનમાં વિચાર્યું કે, " હું જીવતો છતાં બીજો ઉદ્ધાર કરવા સમર્થ થયો છું." બીજા જીર્ણોદ્ધારમાં બે ક્રોડ સત્તાણું હજાર જેટલું દ્રવ્ય ખર્ચાયું. વાગ્ભટે ભગવાનની પૂજાને સારૂ ચોવીશ ગામ અને ચોવીશ બગીચાઓ આપ્યા, વાગ્ભટમંત્રીના ભાઈ આંબડ મંત્રીએ ભરૂચમાં દુષ્ટ વ્યંતરીના ઉપદ્રવને ટાળનાર શ્રી હેમચંદ્રસૂરિની મદદથી અઢાર હાથ ઊંચો શકુનિકા વિહાર નામે પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને મલ્લિકાર્જુન રાજાના ભંડારમાંનો બત્રીશ ઘડી સુવર્ણનો બનાવેલો સુવર્ણકળશ શકુનિકા વિહાર ઉપર ચઢાવ્યો તથા સુવર્ણમય દંડ, ધ્વજા વગેરે આપી અને મંગળિક દીપને અવસરે બત્રીશ લાખ દ્રમ્મ યાચક જનોને આપ્યા. પ્રથમ જીર્ણોદ્ધાર કરી પછીજ નવું જિનમંદિર કરાવવું ઉચિત છે. માટે જ સંપ્રતિરાજાએ પણ પહેલાં નેવ્યાશી હજાર જીર્ણોદ્ધાર કરાવ્યા, અને ત્યારબાદ નવાં જિનમંદિર છત્રીશ હજાર કરાવ્યાં. આ રીતે કુમારપાળ, વસ્તુપાળ, વગેરે ધર્મિષ્ઠ લોકોએ પણ નવાં જિનમંદિર કરતાં જીર્ણોદ્ધારજ ઘણા કરાવ્યા છે તેની સંખ્યા વગેરે પણ પૂર્વે કહી ગયા છીએ.

## જિન પ્રતિમા પધરાવવી.

જિનમંદિર તૈયાર થયા પછી વગર વિલંબે જિનપ્રતિમા સ્થાપન કરવી શ્રીહરિભદ્ર સૂરિજીએ કહ્યું છે કે, 'બુદ્ધિશાળી પુરૂષે જિનમંદિરમાં જિનબિંબની શિઘ્ર પ્રતિષ્ઠા કરાવવી. કેમકે, એમ કરવાથી અધિષ્ઠાયક દેવતા તુરત ત્યાં આવી વસે છે, અને તે મંદિરની આગળ જતાં વૃદ્ધિ થતી જાય છે.' મંદિરમાં તાંબાની કુંડીઓ, કળશ, ઓરસીઓ, દીવા વગેરે સર્વે પ્રકારની સામગ્રી પણ આપવી, તથા શક્તિ પ્રમાણે મંદિરનો ભંડાર કરી તેમાં

રોકડ નાણું તથા વાડી, બગીચા વગેરે આપવા. રાજા વગેરે જો મંદિરના કરાવનારા હોય તો તેણે ભંડારમાં ઘણું નાણું તથા ગામ, ગોકુળ વગેરે આપવું જોઈએ.

### જિનમંદિરના નિભાવ માટે દ્રવ્ય આપવા ઉપર સિદ્ધરાજ અને ચંડપ્રદ્યોતનું દૃષ્ટાન્ત.

જેમકે માલવ દેશના જાકુડી પ્રધાને પૂર્વે ગિરનાર ઉપર કાષ્ઠમય ચૈત્યને સ્થાનકે પાષાણમય જિનમંદિર બંધાવવું શરૂ કરાવ્યું પરંતુ પૂર્ણ થાય તે પહેલાં માઠા કર્મથી તે સ્વર્ગે ગયો. પછી એકસો પાંત્રીશ વર્ષ પસાર થયાં છતાં તે પૂર્ણ ન થયું. આ પછી સિદ્ધરાજ જયસિંહના દંડાધિપતિ સજ્જને ત્રણ વર્ષમાં સૌરાષ્ટ્રદેશની ઉપજ જે સત્તાવીસ લાખ દ્રમ્મ આવી હતી, તે ખરચી જિનપ્રાસાદ પૂરું કરાવ્યું. સિદ્ધરાજ જયસિંહે ત્રણ વર્ષનું પેદા કરેલું દ્રવ્ય જ્યારે સજ્જન પાસે માગ્યું, ત્યારે તેણે કહ્યું કે "મહારાજ! ગિરનાર પર્વત ઉપર તે દ્રવ્યનો સંગ્રહ કરી રાખ્યો છે" પછી સિદ્ધરાજ ત્યાં આવ્યો અને નવું સુંદર જિનમંદિર જોઇ હર્ષ પામી બોલ્યો કે, "આ મંદિર કોણે બનાવ્યું?" સજ્જને કહ્યું, "મહારાજ સાહેબે કરાવ્યું" આ વચન સાંભળી સિદ્ધરાજ બહુજ અજાયબ થયો પછી સજ્જને જે બની હતી તે સર્વ વાત કહીને અરજ કરી કે, "આ સર્વ મહાજનો આપ સાહેબનું દ્રવ્ય આપે છે તે લ્યો; અથવા જિન મંદિર કરાવ્યાનું પુણ્ય લ્યો. આપની મરજી હોય તે મુજબ કરો." પછી વિવેકી સિદ્ધરાજે પુણ્યજ ગ્રહણ કર્યું, અને તેણે નેમિનાથજીના મંદિરને ખાતે પૂજાને સારૂ બાર ગામ આપ્યાં.

તેમજ જીવંતસ્વામિની પ્રતિમાનું મંદિર પ્રભાવતી રાણીએ કરાવ્યું, અને પછી અનુક્રમે ચંડપ્રદ્યોત રાજાએ તે પ્રતિમાની પૂજાને સારૂ બાર હજાર ગામ આપ્યાં તે સંબંધી વાત નીચે પ્રમાણે છે.

ચંપા નગરીમાં સ્રીલંપટ એવો એક **કુમારનંદી** નામનો સોની રહેતો હતો. તે પાંચસે સોનૈયા આપીને સુંદર સ્રી પરણતો હતો. આમ તે પાંચસો સ્રીઓ પરણ્યો આ રીતે પરણેલી પાંચસે સ્રીઓની સાથે તે કુમારનંદી એક થંભવાળા પ્રાસાદમાં ક્રીડા કરતો હતો. એક વખતે પંચશૈલ દ્વીપની રહીશ હાસા તથા પ્રહાસા નામની બે વ્યંતરીઓએ પોતાનો પતિ વિદ્યુન્માળી ચવ્યો, ત્યારે ત્યાં આવી પોતાનું રૂપ દેખાડીને કુમારનંદીને વ્યામોહ પમાડયો. કુમારનંદી ભોગની પ્રાર્થના કરવા લાગ્યો, ત્યારે "પંચશૈલ દ્વીપમાં આવ" એમ કહી તે બન્ને જણીઓ નાસી ગઈ. પછી કુમારનંદીએ રાજાને સુવર્ણ આપી પડહ વજડાવ્યો કે, "જે પુરૂષ મને પંચશૈલ દ્વીપે લઈ જાય. તેને હું કોડ દ્રવ્ય આપું" પછી એક વૃદ્ધ ખલાસી હતો તેણે કોટી દ્રવ્ય લઇ તે પોતાના પુત્રોને આપી કુમારનંદીને વહાણમાં બેસાડી સમુદ્રમાં બહુ દૂર લઇ ગયો. અને પછી કહેવા લાગ્યોકે, 'આ વડવૃક્ષ દેખાય છે તે સમુદ્રને કિનારે આવેલી ડુંગરની તલાટીએ થએલ છે. એની નીચે આપણું વહાણુ જાય, ત્યારે તું વડની શાખાને વળગી રહેજે, અહિં ત્રણ પગવાળાં ભારંડપક્ષી પંચશૈલ દ્વીપથી આ વડ ઉપર આવીને સૂઇ રહે છે. તેમના વચલે પગે તું પોતાના શરીરને વસ્રવડે મજબૂત બાંધી

રાખીશ તો પ્રભાત થતાં ભારંડપક્ષી ઉડશે ત્યારે તેની સાથે તું પણ પંચશૈલ દ્વીપે પહોંચી જઈશ. આ વહાણુ તો હવે મ્હોટા ભમરમાં સપડાઈ જશે.” આ પછી નિર્યામકના કહેવા પ્રમાણે કરી કુમારનંદી પંચશૈલ દ્વીપે ગયો ત્યારે હાસા પ્રહાસાએ તેને કહ્યું કે, ‘ત્હારાથી આ શરીર વડે અમારી સાથે ભોગ કરાય નહિ. માટે અમારા નિયાણા પૂર્વક અગ્નિપ્રવેશ કર.’ એમ કહી તે સ્ત્રીઓએ કુમારનંદીને હાથના તળપર બેસાડી ચંપાનગરીના ઉદ્યાનમાં મૂકયો. દેવીઓથી મુગ્ધ થયેલ સોનીને અગ્નિમાં પ્રવેશી મૃત્યુ ન કરવા બદલ તેના મિત્ર નાગિલ શ્રાવકે તેને ઘણો વાર્યો, તો પણ તે નિયાણું કરી અગ્નિમાં પડયો, અને મરણ પામી પંચશૈલ દ્વીપનો અધિપતિ વ્યંતર દેવતા થયો. નાગિલને તેથી વૈરાગ્ય ઉત્પન્ન થયો. અને તે પણ દીક્ષા લઈ કાળ કરી બારમા અચ્યુત દેવલોકે દેવતા થયો.

એક વખતે નંદીશ્વર દ્વીપે જનારા દેવતાઓની આજ્ઞાથી હાસા પ્રહાસાએ કુમારનંદીના જીવ વ્યંતરને કહ્યું કે, ‘તું પડહ ગ્રહણ કર.’ તે અહંકારથી હુંકાર કરવા લાગ્યો; એટલામાં પડહ તેને ગળે આવીને વળગ્યો. અને કોઇ પણ ઉપાયે તે (પડહ) છૂટો પડયો નહિ. તે વખતે અવધિજ્ઞાનથી જાણીને નાગિલ દેવતા ત્યાં આવ્યો. જેમ ઘૂવડ સૂર્યના તેજથી તેમ તે દેવતાના તેજથી કુમારનંદી વ્યંતર નાસવા લાગ્યો. ત્યારે નાગિલ દેવતાએ પોતાનું તેજ સંહરીને કહ્યું કે, “તું મને ઓળખે છે?” વ્યંતરે કહ્યું ‘ઇંદ્ર આદિ દેવતાઓને કોણ ઓળખે નહિં?’ પછી નાગિલ દેવતાએ પૂર્વભવના પોતાનો શ્રાવકપણાનો પૂર્વભવ કહી વ્યંતરને પ્રતિબોધ પમાડયો. ત્યારે વ્યંતરે કહ્યું. “હવે મારે શું કરવું?’ દેવતાએ કહ્યું ‘હવે તું ગૃહસ્થપણામાં કાયોત્સર્ગ કરી રહેલા ભાવયતિ શ્રી મહાવીર સ્વામિની પ્રતિમા કરાવ. એમ કરવાથી તને આવતે ભવે બોધિલાભ થશે.’ દેવતાનું આ વચન સાંભળી વ્યંતરે શ્રી મહાવીર સ્વામિને પ્રતિમાસ્થ જોયા. અને તે પછી નમસ્કાર કરી. મહાહિમવંત પર્વતથી લાવેલા ગોશીર્ષ ચંદન વડે તેવીજ તેમની પ્રતિમા તૈયાર કરી પછી પ્રતિષ્ઠા કરાવી સર્વાંગે આભૂષણ પહેરાવી તેની પુષ્પાદિક વસ્તુ વડે પૂજા કરી, અને જાતિવંત ચંદનના ડાભડામાં રાખી.

પછી એક વખતે તે વ્યંતરે સમુદ્રમાં એક વહાણના છ મહિનાના ઉપદ્રવ તે પ્રતિમાના પ્રભાવથી દૂર કર્યો; અને તે વહાણના ખલાસીને કહ્યું કે, “તું આ પ્રતિમાનો ડાબડો સિંધુસૌવીર દેશમાંના વીતભય પાટણે લઈ જા. અને ત્યાંના ચૌટામાં ‘દેવાધિદેવની પ્રતિમા લ્યો.’ એવી ઉદ્ઘોષણા કર.” ખલાસીએ તે પ્રમાણે કર્યું. ત્યારે તાપસનો ભક્ત ઉદાયન રાજા તથા બીજા પણ ઘણા દર્શનીઓ પોત પોતાના દેવનું સ્મરણ કરી તે ડાબડા ઉપર કુહાડાવડે પ્રહાર કરવા લાગ્યા. તેથી કુહાડા ભાગી ગયા. તો પણ ડાબડો ઉઘડ્યો નહિ. સર્વે લોકો ઉદ્વિગ્ન થયા. બપોરનો અવસર પણ થઈ ગયો. આ સમયે પ્રભાવતી રાણીએ રાજાને ભોજન કરવા બોલાવવા માટે એક દાસી મોકલી. રાજાએ તેજ દાસીને હાથે સંદેશો મોકલી પ્રભાવતીને કૌતુક જોવાને સારૂ તેડાવી. પ્રભાવતી રાણીએ આવતાંજ કહ્યું કે,

"આ ડાબડામાં દેવાધિદેવ શ્રી અરિહંત છે, બીજા કોઈ નથી હમણાં કૌતુક જુવો" એમ કહી રાણીએ યક્ષકર્દમવડે ડાબડા ઉપર અભિષેક કર્યો, અને પુષ્પની એક અંજલિ મૂકીને કહ્યું કે, "દેવાધિદેવ ! મને દર્શન આપો." એમ કહેતાંજ પ્રભાત સમયમાં જેમ કમલકલિકા પોતાની મેળે ખીલે છે તેમ ડાબડો પોતાની મેળે ઉઘડી ગયો. નહિ સુકાઇ ગએલા ફુલની માળાવાળી પ્રતિમા અંદરથી બ્હાર દેખાઈ. આથી જૈનધર્મની ઘણી ઉન્નતિ થઇ. આ પછી પ્રભાવતી રાણી તે પ્રતિમાને પોતાના અંતઃપુરે લઈ ગઇ, અને પોતે તે પ્રતિમાને નવા બંધાવેલા ચૈત્યમાં સ્થાપન કરી દરરોજ ત્રણ ટંક પૂજા કરવા લાગી.

એક વખતે રાણીના આગ્રહથી રાજા વીણા વગાડતો હતો, અને રાણી ભગવાન આગળ નૃત્ય કરતી હતી. એટલામાં રાજાને રાણીનું શરીર માથા વિનાનું જોવામાં આવ્યું, તેથી રાજા ગભરાઇ ગયો. અને વીણા વગાડવાની કંબિકા તેના હાથમાંથી નીચે પડી ગઈ. નૃત્યમાં રસભંગ થવાથી રાણી કોપાયમાન થઇ ત્યારે રાજાએ યથાર્થ જે હતું તે કહ્યું. એક વખતે દાસીએ લાવેલું વસ્ત્ર સફેદ છતાં પ્રભાવતીએ રાતા રંગનું જોયું ક્રોધથી દર્પણવડે દાસીને પ્રહાર કર્યો, તેથી તે ( દાસી ) મરણને શરણ થઈ. આ પછી તે વસ્ત્ર પ્રભાવતીએ બરાબર જોયું તો સફેદજ દેખાયું, તે દુર્નિમિત્તથી તથા નૃત્ય કરતાં રાજાને માથા વિનાનું શરીર દેખાયું તેથી પોતાનું આયુષ્ય થોડું રહ્યું છે એવો રાણીએ નિશ્ચય કર્યો, અને સ્ત્રીહત્યાથી મેં પહેલા પ્રાણાતિપાત વિરમણ વ્રતનો ભંગ કર્યો, આમ વૈરાગ્ય પામી દીક્ષા લેવાની રજા લેવા સારૂ રાજા સમીપે ગઇ. રાજાએ કહ્યું "તું મરી દેવ થાય તો દેવતાના ભવમાં તું મને સમ્યક્ પ્રકારે ધર્મને વિષે પ્રવર્તાવજે" એમ કહી આજ્ઞા આપી. પછી પ્રભાવતીએ તે પ્રતિમાની પૂજાને સારૂ દેવદત્તા નામની કુબ્જાને રાખીને પોતે ઘણા ઉત્સવ સહિત દીક્ષા લીધી, અને અનશન વડે કાળ કરી સૌધર્મ દેવલોકે દેવતા થઇ. પછી પ્રભાવતીના જીવ દેવતાએ રાજાને ઘણો બોધ કર્યો. તોપણ ઉદાયન રાજા તાપસની ભકિત ન મૂકે, દૃષ્ટિરાગ તોડવો એ ઘણોજ મુશ્કેલ છે ! આ પછી દેવતાએ તાપસના રૂપે રાજાને દિવ્ય અમૃત ફળ આપ્યું. તેનો રસ ચાખતાંજ લુબ્ધ થએલા રાજાને તાપસરૂપી દેવતા પોતે વિકૂર્વેલા આશ્રમમાં લઇ ગયો. ત્યાં વેષધારી તાપસોએ રાજાને ઘણી તાડના કરવાથી તે (રાજા) નાઠો, તે જૈન સાધુઓના ઉપાશ્રયે આવ્યો. સાધુઓએ તેને અભયદાન આપ્યું. આથી રાજાએ જૈનધર્મ અંગીકાર કર્યો. આપછી દેવતાએ પોતાની ઋદ્ધિ દેખાડી, રાજાને જૈનધર્મને વિષે દૃઢ કર્યો અને "આપદા આવે મને યાદ કરજે" એમ કહી અદ્રશ્ય થયો.

હવે સમય જતાં ગાંધાર નામનો કોઇ શ્રાવક સર્વઠેકાણે ચૈત્યવંદન કરવા નીકળ્યો હતો. એક વખત ઘણા ઉપવાસ કરવાથી તુષ્ટ થએલી દેવીએ તેને વૈતાઢયપર્વતે લઇ જઇ ત્યાંની પ્રતિમાઓને વંદાવ્યો અને પોતાની ઈચ્છા પાર પડે તેવી એકસો આઠ ગોળીઓ આપી. તેણે તેમાંની એક ગોળી મોંમાં નાંખીને ચિંતવ્યું કે. 'હું વીતભય પાટણ જાઉં.' ચિંતવતાની સાથે ગુટિકાના પ્રભાવથી તે ત્યાં આવ્યો કુબ્જા દાસીએ તેને તે પ્રતિમાને વંદાવ્યો. પછી તે ગાંધાર શ્રાવક

ત્યાં માંદો પડયો. કુબ્જા દાસીએ તેની સારવાર કરી, પોતાનું આયુષ્ય થોડું રહ્યું એમ જાણી તે શ્રાવકે બાકીની સર્વે ગુટિકાઓ કુબ્જા દાસીને આપી પોતે દીક્ષા લીધી. કુબ્જા દાસી એક ગુટિકા ભક્ષણ કરવાથી ઘણી સુંદર થઇ. તેથી તેનું સુવર્ણગુલિકા એવું નામ પ્રસિદ્ધ થયું. બીજી ગોળી ભક્ષણ કરીને તે દાસીએ ચિંતવ્યું કે "ચૌદ મુકુટધારી રાજાઓએ સેવિત એવો ચંડપ્રદ્યોત રાજા મ્હારો પતિ થાઓ, એટલે ઉદાયન રાજા પિતા સમાન થશે. અને બીજા રાજાઓ તો ઉદાયનના સેવક છે."

આ પછી દેવતાના વચનથી ચંડપ્રદ્યોત રાજાએ સુવર્ણગુલિકાને ત્યાં દૂત મોકલ્યો, પણ સુવર્ણગુલિકાએ ચંડપ્રદ્યોતને બોલાવ્યાથી તે પોતે અનિલવેગ હાથી ઉપર બેસી સુવર્ણગુલિકાને તેડવા માટે ત્યાં આવ્યો. સુવર્ણગુલિકાએ કહ્યું કે, 'આ પ્રતિમા લીધા વિના હું ત્યાં ન આવું. માટે આ પ્રતિમા સરખી બીજી પ્રતિમા કરાવીને અહિં સ્થાપન કરો. એટલે આ પ્રતિમા સાથે લઈ જવાશે' પછી ચંડપ્રદ્યોતે ઉજ્જયિનીમાં જઈ બીજી પ્રતિમા કરાવી. અને કપિલ નામા કેવળીને હાથે તેની અંજન શલાકા કરાવી. તે પ્રતિમા સહિત પાછો વીતભય પાટણ આવ્યો. નવી પ્રતિમા ત્યાં સ્થાપન કરી જુની પ્રતિમાને તથા સુવર્ણગુલિકા દાસીને લઈ ચંડપ્રદ્યોત કોઈ ન જાણે તેવી રીતે રાત્રિએ પાછો પોતાને નગરે આવ્યો. પછી સુવર્ણગુલિકા અને ચંડપ્રદ્યોત બન્ને વિષયાસકત થયાં. આથી તેમણે વિદિશાપુરીના રહીશ ભાયલસ્વામી શ્રાવકને તે પ્રતિમા પૂજા કરવાને સારૂ આપી.

એક વખતે કંબલ શંબલ નાગકુમાર તે પ્રતિમાની પૂજા કરવા આવ્યા. પાતાળમાંની જિનપ્રતિમાઓને વાંદવાની ઇચ્છા કરનાર ભાયલને તે નાગકુમારો દ્રહને માર્ગે પાતાળે લઈ ગયા, તે વખતે ભાયલ પ્રતિમાની પૂજા કરતો હતો, પણ જવાની ઉતાવળથી તે અધીં પૂજા કરી તેમની સાથે પાતાળમાં ગયો. પાતાળમાં તેની અપૂર્વ જિનભક્તિથી પ્રસન્ન થએલ ધરણેંદ્રને ભાયલે કહ્યું કે, "જેમ મ્હારા નામની પ્રસિદ્ધિ થાય તેમ કરો." ધરણેંદ્રે કહ્યું 'તેમજ થશે. ચંડપ્રદ્યોત રાજા વિદિશાપુરીનું ત્હારા નામને અનુસરી દેવકીયપુર એવું નામ રાખશે. પણ તું અધીં પૂજા કરી અહિં આવ્યો તેથી ભવિષ્ય કાળમાં તે પ્રતિમા પોતાનું સ્વરૂપ ગુપ્ત રાખશે અને મિથ્યાદષ્ટિઓ તેની પૂજા કરશે. "આ દિવ્ય ભાયલસ્વામી છે," એમ કહી અન્યદર્શનીઓ તે પ્રતિમાની પ્રતિકૃતિને બહાર સ્થાપના કરશે. તું વિષાદ ન કરીશ, દુષમકાળના પ્રભાવથી એમ થશે" ભાયલ, નાગેંદ્રનું આ વચન સાંભળી જે માર્ગે આવ્યો હતો તે માર્ગે પાછો ગયો.

હવે વીતભય પાટણમાં પ્રાતઃકાળે પ્રતિમાની માળા સૂકાઈ ગએલી, દાસી જતી રહેલી અને હાથીના મદનો સ્રાવ થએલો જોઇ ઉદયને નિર્ણય કર્યો કે, ચંડપ્રદ્યોત રાજા આવ્યો હશે. અને તેજ દાસી અને પ્રતિમા ઉપાડી ગયો લાગે છે. પછી સોળ દેશના અને ત્રણસો ત્રેસઠ પુરના સ્વામી ઉદાયન રાજાએ મહાસેનાદિક દસ મુકુટધારી રાજાઓને સાથે લઇ ચંડપ્રદ્યોત ઉપર ચઢાઈ કરી. માર્ગમાં ઉન્હાળાની ઋતુને લીધે પાણી નહિ મળવાથી રાજાએ પ્રભાવતીનો જીવ

જે દેવતા હતો. તેનું સ્મરણ કર્યું. તેણે તુરત આવી જળથી પરિપૂર્ણ એવાં ત્રણ તળાવો ભરી નાંખ્યાં. અનુક્રમે યુદ્ધ કરવાનો અવસર આવ્યો. ત્યારે રથમાં બેસીને યુદ્ધ લડવાનો ઠરાવ છતાં ચંડપ્રદ્યોત રાજા અનિલવેગ હાથી ઉપર બેસીને આવ્યો. તેથી પ્રતિજ્ઞા ભંગ કરવાનો દોષ ચંડપ્રદ્યોતને માથે આવ્યો. યુદ્ધ ચાલ્યું, યુદ્ધમાં અનિલ વેગ હાથીના પગ શસ્ત્રવડે વિંધાયાથી તે પડયો ત્યારે ઉદાયને ચંડપ્રદ્યોતને બાંધી તેના કપાળે 'મ્હારી દાસીનો પતિ' એવી છાપ ચોંઢી. ત્યારબાદ ઉદાયન રાજા ચંડપ્રદ્યોતને સાથે લઇ પ્રતિમા લેવાને સારૂ વિદિશા નગરીએ ગયો. પ્રતિમાને ત્યાંથી લાવવા ઘણો પ્રયત્ન કર્યો તથાપિ તે કિંચિત્ માત્ર પણ પોતાના સ્થાનકથી ખસી નહિ. પછી પ્રતિમાએ કહ્યું કે, "રાજાઆગ્રહ ન કર.વીતભય પાટણમાં ધૂળની વૃષ્ટિ થશે, માટે હું આવતીનથી" તે સાંભળી ઉદાયન રાજા પાછો વળ્યો. રસ્તામાં ચોમાસું આવ્યું ત્યારે એક ઠેકાણે પડાવ કરી સેનાની સાથે રહ્યો. સંવત્સરી પર્વને દિવસે ઉદાયન રાજાએ ઉપવાસ કર્યો. રસોઇયાએ ચડપ્રદ્યોતને પૂછ્યું કે,—'આજે રસોઇ શી કરવાની છે?' ચંડપ્રદ્યોતના મનમાં એ મને કદાચ અન્નમાં વિષ આપશે એવો ભય ઉત્પન્ન થયો, તેથી તેણે કહ્યું કે, "તેં ઠીક યાદ કરાવ્યું મ્હારે પણ ઉપવાસ છે. મ્હારા માતાપિતા શ્રાવક હતા અને હું પણ શ્રાવક છું." તે વાત રસોઇયા દ્વારા ઉદાયને જાણી અને કહ્યું કે, "એનું શ્રાવકપણું જાણ્યું, તથાપિ તે જો એમ કહેછે, તો તે નામ માત્રથી પણ મ્હારો સાધર્મિ થયો, માટે તે બંધનમાં હોય ત્યાં સુધી મ્હારૂં સંવત્સરી પ્રતિક્રમણ કેવી રીતે શુદ્ધ થાય?" એમ કહી ઉદાયને ચંડપ્રદ્યોતને બંધનપણાથી મુક્ત કર્યો, ખમાવ્યો, અને કપાળે લેખવાળો પટ્ટ બાંધી તેને તેનો અવંતી દેશ પાછો આપ્યો. ઉદાયન રાજાના ધર્મિષ્ઠપણાની તથા સંતોષ વગેરેની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. ચોમાસું પુરૂં થયા પછી ઉદાયન રાજા વીતભય પાટણે ગયો. સેનાને સ્થાનકે આવેલા વણિક્ લોકોના રહેઠાણથી દશપુર નામે એક નવું નગર વસ્યું તે નગર ઉદાયન રાજાએ જીવંતસ્વામિની પૂજાને માટે અર્પણ કર્યું. તેમજ વિદિશા પુરીને ભાયલસ્વામીનું નામ દઈ તે તથા બીજાં બાર હજાર ગામ જીવંતસ્વામિની સેવામાં આપ્યાં.

હવે ઉદાયન રાજા, પ્રભાવતીનો જીવ જે દેવતા થયો હતો તેના વચનથી કપિલ કેવળીએ પ્રતિષ્ઠા કરેલી પ્રતિમાનું નિત્ય પૂજન કરતો હતો. એક વખતે પક્ખી પૌષધ હોવાથી તેણે રાત્રિજાગરણ કર્યું, ત્યારે તેને એકદમ ચારિત્ર લેવાના દઢ પરિણામ ઉત્પન્ન થયા. પછી પ્રાતઃકાળે તેણે કપિલ કેવળીએ પ્રતિષ્ઠિત કરેલ પ્રતિમાની પૂજાને સારૂ ઘણાં ગામ, આકાર, પુર વગેરે આપ્યાં. "રાજ્ય અંતે નરક આપનારૂં છે, માટે તે પ્રભાવતીના પુત્ર અભીચિને શી રીતે આપું?" એવો મનમાં વિચાર આવ્યાથી રાજાએ કેશિનામના પોતાના ભાણેજને રાજ્ય આપ્યું, અને કેશિ રાજાએ કરેલ દિક્ષા ઉત્સવ પૂર્વક ઉદાયન રાજાએ શ્રીવીર ભગવાન પાસે ચારિત્ર લીધું.

એક સમયે અકાળે અપથ્ય આહારના સેવનથી ઉદાયન રાજર્ષિના શરીરે મહા વ્યાધિ ઉત્પન્ન થયો. "શરીર એ ધર્મનું મુખ્યસાધન છે." એમ વિચારી વૈદ્યે ભક્ષણ

કરવા કહેલા દહિંનો યોગ થાય તે માટે ગોવાળોના ગામોમાં મુકામ કરતાં કરતાં તે વીતભય પાટણે ગયા. કેશી રાજા ઉદાયન મુનિનો રાગી હતો, તો પણ તેના પ્રધાનવર્ગે તેને સમજાવ્યો કે, "ઉદાયન રાજ્ય પાછું લેવા માટે અહિં આવ્યો છે." પ્રધાનોની વાત ખરી માનીને કેશી રાજાએ ઉદાયન મુનિને વિષમિશ્ર દહિં અપાવ્યું, પ્રભાવતી દેવતાએ વિષ અપહરી ફરીથી દહિં લેવાની મના કરી દહિં બંધ થવાથી પાછો મહાવ્યાધિ વધ્યો, દહિંનું સેવન કરતાં ત્રણ વાર દેવતાએ વિષ અપહર્યું. એક વખતે પ્રભાવતી દેવતા પ્રમાદમાં હતો ત્યારે વિષમિશ્ર દહિં ઉદાયન મુનિના આહારમાં આવી ગયું ક્ષમાપૂર્વક એક માસનું અનશન કરી કેવળજ્ઞાન પામી ઉદાયન રાજર્ષિ સિદ્ધ થયા. આ પછી પ્રભાવતી દેવતાએ રોષથી વીતભય પાટણ ઉપર ધૂળની વૃષ્ટિ કરી પણ ઉદાયન રાજાનો જે એક શય્યાતર કુંભાર હતો તેને સિનપલ્લીમાં લઇ જઇ તે પલ્લીનું નામ કુંભારકૃતપલ્લી એવું રાખ્યું.

ઉદાયન રાજાનો પુત્ર અભીચિ, પિતાએ યોગ્યતા છતાં રાજ્ય આપ્યું નહિ તેથી દુખી થયો, અને તેની માસીના પુત્ર કોણિક રાજાની પાસે જઈ સુખે રહ્યો, ત્યાં સમ્યક્ પ્રકારે શ્રાવક ધર્મની આરાધના કરતો હતો, તો પણ "પિતાએ રાજ્ય ન આપી મ્હારૂં અપમાન કર્યું." એમ વિચારી પિતાની સાથે બાંધેલા વૈરની આલોચના કરી નહિ. અભિચિ સમય જતાં પંદર દિવસ અનશન વડે મરણ પામી એક પલ્યોપમના આયુષ્યવાળો શ્રેષ્ઠ ભવનપતિ દેવતા થયો. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ થશે.

સમય જતાં કુમારપાળ રાજા થયો તેમણે હેમચંદ્રસૂરિના વચનથી પ્રભાવતી દેવતાએ ધૂળની વૃષ્ટિ કરી ત્યારે નગર સાથે કપિલ કેવળી પ્રતિષ્ઠિત પ્રતિમા પણ તેમાં દટાઈ ગઇ છે તે વાત જાણી. પછી તેણે પ્રતિમા જ્યાં દટાઇ હતી તે જગ્યા ખોદાવી, ત્યારે અંદરથી પ્રતિમા જાહેર થઈ, અને ઉદાયને આપેલો તામ્રપટ્ટ પણ નીકળ્યો, યથાવિધિ પૂજા કરી કુમારપાળ તે પ્રતિમાને ઘણા ઉત્સવથી અણહિલ્લપુર પાટણે લઈ આવ્યો. અને નવા કરાવેલા સ્ફટિકમય જિનમંદિરમાં તે પ્રતિમાની તેણે સ્થાપના કરી, ઉદાયન રાજાએ તામ્રપટ્ટમાં જેટલાં ગામ, પુર વગેરે આપ્યાં હતાં, તે સર્વ કબૂલ રાખી ઘણા વખત સુધી તે પ્રતિમાની પૂજા કરી, આ પ્રતિમાને તે રીતે સ્થાપન કરવાથી રાજા સર્વ પ્રકારે ઋદ્ધિ સિદ્ધિ પામ્યો. આ રીતે દેવાધિદેવની પ્રતિમાનો તથા ઉદાયનરાજા વગેરેનો સંબંધ કહ્યો છે,

આવી રીતે દેવને ગરાસ આપવાથી નિરંતર ઉત્તમ પૂજા વગેરે તથા જિનમંદિરની જોઈએ તેવી સાર સંભાળ, રક્ષણ આદિ પણ સારી યુક્તિથી થાય છે. કહ્યું છે કે—'જે જિન-મંદિરને પોતાની યથાશક્તિ ઐશ્વર્યવાળું કરે, તે પુરૂષ દેવલોકમાં દેવતાઓથી વખણાયો છતો ઘણા કાળ સુધી પરમ સુખ પામે છે.' **પાંચમું દ્વાર સમાપ્ત.**

**૬ જિન પ્રતિમા ભરાવવી.**

૬ તેમજ રત્નની, સુવર્ણની, ધાતુની, ચંદનાદિક કાષ્ઠની, હસ્તિદંતની, શિલાની અથવા માટી વિગેરેની જિનપ્રતિમા યથાશક્તિ કરાવવી. તેનું પરિમાણ જઘન્ય અંગુઠા

પ્રમાણ જેટલું અને ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્ય જાણવું. કહ્યું છે કે—'જે લોકો સારી મૃતિકાનું નિર્મળ શિલાનું, હસ્તિદંતનું, રૂપાનું, સુવર્ણનું, રત્નનું, માણેકનું અથવા ચંદનનું સુંદર જિનબિંબ શક્તિ માફક આ લોકમાં કરાવે છે, તે લોકો મનુષ્યલોકમાં તથા દેવલોકમાં પરમ સુખ પામે છે, જિન બિંબ કરાવનાર લોકોને દારિદ્ર, દુર્ભાગ્ય, નિંદ્ય જાતિ, નિંદ્ય શરીર, માઠી ગતિ, દુર્બુદ્ધિ, અપમાન, રોગ અને શોક એટલાં વાનાં ભોગવવાં પડતાં નથી. વાસ્તુશાસ્ત્રમાં કહેલ વિધિ પ્રમાણે તૈયાર કરેલી શુભ લક્ષણવાળી જિન પ્રતિમાઓ આ લોકમાં પણ ઉદય વગેરે ગુણ પ્રકટ કરે છે, કહ્યું છે કે—'અન્યાયથી ઉપાર્જન કરેલા ધનથી કરાવેલી, પારકી વસ્તુના દળથી કરાવેલી તથા ઓછા અથવા અધિક અંગવાળી પ્રતિમા પોતાની તથા પરની ઉન્નતિનો વિનાશ કરે છે.' ૧. જે મૂળનાયકજીનાં મુખ, નાક, નયન, નાભિ અથવા કટિ એટલામાંથી કોઇ પણ અવયવનો ભંગ થયો હોય તો તે મૂળનાયકજીનો ત્યાગ કરવો, પણ જેનાં આભૂષણ, વસ્ત્ર, પરિવાર, લંછન અથવા આયુધ એમનો ભંગ થયો હોય, તે પ્રતિમા પૂજવાને કાંઇ પણ હરકત નથી ૨. જે જિનબિંબ સો વર્ષ કરતાં વધારે જુનું હોય તથા ઉત્તમ પુરૂષે પ્રતિષ્ઠા કરેલું હોય તે બિંબ કદાચ અંગહીણ થાય, તો પણ તેની પૂજા કરવી કારણકે તે બિંબ લક્ષણ હીણ થતું નથી ૩. પ્રતિમાના પરિવારમાં અનેક જાતની શિલાઓનું મિશ્રણ હોય તે શુભ નહિ. તેમજ બે, ચાર, છ આદિ સમ આંગુલવાળી પ્રતિમા કોઇ કાળે પણ શુભ કારી ન થાય ૪. એક આંગળથી માંડી અગિઆર આંગળ પ્રમાણની પ્રતિમા ઘરમાં પૂજવા યોગ્ય છે. અગિઆર આંગળ કરતાં વધારે પ્રમાણની પ્રતિમા જિનમંદિરે પૂજવી. એમ પૂર્વાચાર્યો કહી ગયા છે ૫. નિરયાવલી સૂત્રમાં કહ્યું છે કે—લેપની, પાષાણની, કાષ્ઠની, દંતની તથા લોઢાની અને પરિકર વિનાની અથવા પ્રમાણ વિનાની પ્રતિમા ઘરમાં પૂજવા યોગ્ય નથી ૬. ઘર દેરાસરમાંની પ્રતિમા આગળ બલિનો વિસ્તાર (નૈવેદ્ય ઘણું મુકવું) ન કરવો, પણ દરરોજ ભાવથી ન્હવણ અને ત્રણ ટંક પૂજા તો જરૂર કરવી. ૭ "

સર્વે પ્રતિમાઓ મુખ્ય માર્ગે તો પરિકર સહિત અને તિલકાદિ આભૂષણ સહિત કરવી. મૂળનાયકજીની પ્રતિમા તો અવશ્ય પરિકર અને આભૂષણ સહિત હોવી જોઇએ, તેમ કરવાથી વિશેષ શોભા દેખાય છે. અને પુણ્યાનુબંધિ પુણ્યનો બંધ વગેરે થાય છે. કહ્યું છે કે—'જિન પ્રાસાદમાં બિરાજતી પ્રતિમા સર્વ લક્ષણ સહિત તથા આભૂષણ સહિત હોય તો, મનને જેમ જેમ આલ્હાદ ઉપજાવે છે, તેમ તેમ કર્મ નિર્જરા થાય છે.' જિનમંદિર, અને જિનબિંબ વગેરેની પ્રતિષ્ઠા કરાવવામાં બહુપુણ્ય છે કારણકે, તે મંદિર અથવા પ્રતિમા વગેરે જ્યાં સુધી રહે, તેટલા અસંખ્યાત કાળ સુધી તેનું પુણ્ય ભોગવાય છે. જેમકે, ભરતચક્રિએ ભરાવેલી અષ્ટાપદજી ઉપરના દેરાસરની પ્રતિમા. ગિરનાર ઉપર બ્રહ્મેન્દ્રે કરેલ કાંચનબલાનકાદિ દેરાસરની પ્રતિમા, ભરતચક્રવર્તિની મુદ્રિકામાંની કુલ્યપાક તીર્થે વિરાજતી માણિક્યસ્વામિની પ્રતિમા તથા સ્તંભનપાર્શ્વનાથ વગેરેની પ્રતિમાઓ હજી સુધી પૂજાય છે. કહ્યું છે કે—'જળ, ઠંડુ અન્ન, ભોજન, માસિક આજીવિકા, વસ્ત્ર, વર્ષની આજીવિકા, જાવ-

જીવની આજીવિકા એ વસ્તુઓના દાનથી તેમજ સામાયિક, પોરિસી, ઉપવાસ, માસખમણ, અભિગ્રહ અને વ્રત વિગેરે કરવાથી અનુક્રમે ક્ષણવાર, એક પહોર, એક દિવસ, એક માસ, છ માસ, એક વર્ષ અને જાવજ્જીવ સુધી ભોગવાય એટલું પૂણ્ય થાય છે' પરંતુ જિનમંદિર, જિનપ્રતિમા વગેરે કરાવવાથી તો તેનાં દર્શન વિગેરેથી થએલું પુણ્ય અસંખ્યાત કાળ સુધી ભોગવાય છે. માટેજ આ ચોવીશીમાં પૂર્વકાળે ભરતચક્રવર્તિએ શત્રુંજય પર્વત ઉપર રત્નમય ચતુર્મુખથી વિરાજમાન ચોરાશી મંડપોથી શોભતું, એક ગાઉ ઉંચુ, ત્રણ ગાઉ લાંબું એવું જિનમંદિર જ્યાં પાચ ક્રોડ મુનિ સહિત શ્રીપુંડરિકસ્વામિ જ્ઞાન અને નિર્વાણ પામ્યા હતા ત્યાં કરાવ્યું

**ભરત, હરિષેણ, સંપ્રતિ મહારાજા, આમરાજા, કુમારપાળ વસ્તુપાળ અને પેથડે કરાવેલ જિનબિંબો.**

તેમજ બાહુબલિની તથા મરૂદેવી વગેરેની ટુંકોને વિષે, ગિરનાર ઉપર, આબુ ઉપર, વૈભાર પર્વતે, સમ્મેત શિખરે તથા અષ્ટાપદ વગેરેને વિષે પણ ભરતચક્રવર્તીએ ઘણા જિન પ્રસાદ, અને પાંચસો ધનુષ્યના પ્રમાણવાળી તથા સુવર્ણ વગેરેની પ્રતિમાઓ કરાવી. દંડવીર્ય, સગર ચક્રવર્તી આદિ રાજાઓએ તે મંદિરોના તથા પ્રતિમાઓના ઉદ્ધાર પણ કરાવ્યા. હરિષેણ ચક્રવર્તીએ જિનમંદિરથી પૃથ્વીને સુશોભિત કરી, સંપ્રતિ રાજાએ પણ સો વર્ષના આયુષ્યના સર્વે દિવસની શુદ્ધિને માટે છત્રીશ હજાર નવાં તથા બાકીના જીર્ણોદ્ધાર મળી સવા લાખ જિનદેરાસર બનાવ્યાં. સુવર્ણ વગેરેની સવાક્રોડ પ્રતિમાઓ ભરાવી. આમરાજાએ ગોવર્દ્ધન પર્વત ઉપર સાડા ત્રણક્રોડ સોના મ્હોર ખરચી સાત હાથ પ્રમાણ સુવર્ણની પ્રતિમા યુક્ત એક મહાવીર સ્વામીનું દેરાસર કરાવ્યું. તેમાં મૂળ મંડપમાં સવા લાખ સુવર્ણ તથા રંગમંડપમાં એકવીસ લાખ સુવર્ણ લાગ્યું. કુમારપાળે તો ચૌદસો ચુંમાલીશ નવાં જિનમંદિર તથા સોળસો જીર્ણોદ્ધાર કરાવ્યા. તેમજ છન્નું ક્રોડ દ્રવ્ય ખરચીને પિતાના નામથી બનાવેલા ત્રિભુવન વિહારમાં એકસો પચીશ આંગળ ઉંચી મૂળ નાયકજીની પ્રતિમા, અરિષ્ટરત્નમયી ફરતી બહોત્તેર દેરીઓમાં ચૌદ ભાર પ્રમાણની ચોવીશ રત્નમયી, ચોવીશ સુવર્ણમયી અને ચોવીશ રૂપામયી પ્રતિમાઓ બનાવી પ્રતિષ્ઠિત કરી

વસ્તુપાળ મંત્રીએ તેરસો તેર નવાં જિનમંદિર અને બાવીસો જીર્ણોદ્ધાર કરાવ્યા. તથા સવા લાખ જિન બિંબ ભરાવ્યાં. પેથડ શાહે ચોરાશી જિનપ્રાસાદ કરાવ્યાં. તેમાં સુરગિરિને વિષે ચૈત્ય ન હતું તે બનાવવાનો વિચાર કરી વીરમદ રાજાના પ્રધાન વિપ્ર હેમાદેના નામથી તેની પ્રસન્નતાને સારૂ પેથડ શાહે માંધાતાપુરમાં તથા ઓંકારપુરમાં ત્રણ વર્ષ સુધી દાનશાળા મંડાવી. હેમાદે તુષ્ટમાન થયો અને સાત રાજમહેલ જેટલી ભૂમિ પેથડને આપી. પાયો ખોદ્યો એટલે મીઠું પાણી નીકળ્યું, ત્યારે કોઇએ રાજા પાસે જઈ ચાડી ખાધી કે, "મહારાજ! મીઠું પાણી નીકળ્યું છે માટે વાવ બંધાવો." તે વાત જાણતાંજ રાતો રાત પેથડ શાહે બાર હજાર ટંકનું મીઠું પાણીમાં નંખાવ્યું. આ ચૈત્ય બનાવવા સારૂ સોનૈયાથી ભરેલી બત્રીશ ઊંટડીઓ પેથડ શાહે મોકલી. પાયામાં ચોરાશી

હજાર ટંકનું ખરચ થયું. ચૈત્ય તૈયાર થયું ત્યારે વધામણી આપનારને ત્રણ લાખ ટંક આપ્યા. અને આ રીતે પેથડ વિહાર બન્યો. વળી તે પેથડેજ શત્રુંજય પર્વત ઉપર શ્રીઋષભદેવ ભગવાનનું ચૈત્ય એકવીશ ઘડી પ્રમાણ સુવર્ણથી ચારે તરફ મઢાવીને મેરૂપર્વતની માફક સુવર્ણમય કર્યું. ગિરનાર પર્વત ઉપરના સુવર્ણમય બલાનકનો (ઝરૂખાનો)સબંધ નીચે પ્રમાણે છેઃ—

ગઈ ચોવીશીમાં ઉજ્જયિની નગરીને વિષે ત્રીજા શ્રીસાગર તીર્થંકરની કેવળી પર્ષદા જોઈ નરવાહન રાજાએ પુછ્યું કે, "હે ભગવન્! હું ક્યારે કેવળી થઇશ?" ભગવાને કહ્યું "આવતી ચોવીશીમાં બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથ ભગવાનના તીર્થમાં તું કેવળી થઇશ." તે સાંભળી નરવાહન રાજાએ દીક્ષા લીધી, અને આયુષ્યને અંતે બ્રહ્મેંદ્ર થઈ શ્રીનેમિનાથ ભગવાનની વજ્રમૃત્તિકામય પ્રતિમા કરી દશ સમારોપમ સુધી તેણે તેની પૂજા કરી. પોતાના આયુષ્યનો અંત નજીકઆવ્યો, ત્યારે ગિરનાર પર્વત ઉપર સુવર્ણરત્ન મય પ્રતિમાવાળા ત્રણ ગભારા કરી તેની આગળ એક સુવર્ણમય બલાનક (ઝરૂખો) કર્યો; અને તેમાં તે વજ્રમૃતિકામય પ્રતિમાની સ્થાપના કરી. અનુક્રમે સંઘવી શ્રીરત્નશ્રેષ્ઠી મ્હોટા સંઘ સહિત ગિરનાર ઉપર યાત્રા કરવા આવ્યો, ઘણા હર્ષથી સ્નાત્ર કરવાથી ત્યાં રહેલ મૃત્તિકામય (લેપ્યમય) પ્રતિમા ગળી ગઇ. તેથી રત્નશ્રેષ્ટિ ઘણો ખેદ પામ્યો. તેણે સાઠ ઉપવાસની તપશ્ચર્યા કરી. તે તપ કરવાથી પ્રસન્ન થએલ અંબા દેવીના વચનથી સુવર્ણમય બલાનકમાંથી જે કાચા સૂત્રથી વીંટાયલી હતી તે પ્રતિમા લાવ્યો. ચૈત્યના દ્વારમાં આવતાં પાછળ જોયું તેથી તે પ્રતિમા ત્યાંજ સ્થિર થઇ. પછી તેણે ચૈત્યનું તે દ્વાર ફેરવી નાંખ્યું. અને તે હજુ સુધી તેમજ છે. કેટલાક એમ કહે છે કે, સુવર્ણમય બલાનકમાં બહોંત્તેર મ્હોટી પ્રતિમાઓ હતી. તેમાં અઢાર સુવર્ણમયી અઢાર રત્નમયી, અઢાર રૂપામયી અને અઢાર પાષાણમયી હતી; આ રીતે શ્રીગિરનાર ઉપરના શ્રીનેમિનાથ ભગવાનનો પ્રબંધ છે. અત્રે છટ્ઠું દ્વાર સમાપ્ત થયું.

### ૭ પ્રતિષ્ઠા તથા અંજન શલાકા કરાવવી.

૭ તેમજ પ્રતિમાની પ્રતિષ્ઠા અંજનશલાકા શિઘ્ર કરાવવી. કેમકે ષોડશકમાં કહ્યું છે કે—'પૂર્વે કહેલ વિધિ પ્રમાણે બનાવેલી જિનપ્રતિમાની પ્રતિષ્ઠા તત્કાળ દશ દિવસની અંદર કરવી. તે પ્રતિષ્ઠા સંક્ષેપથી ત્રણ પ્રકારની છે. એક વ્યક્તિ પ્રતિષ્ઠા, બીજી ક્ષેત્ર પ્રતિષ્ઠા અને ત્રીજી મહા પ્રતિષ્ઠા સિદ્ધાંતના જાણલોકો એમ કહે છે કે, જે સમયમાં જે તીર્થંકરનો વારો ચાલતો હોય, તે સમયમાં તે તીર્થંકરની એકલી પ્રતિમાની પ્રતિષ્ઠા હોય તે વ્યક્તિ પ્રતિષ્ઠા કહેવાય છે, ઋષભદેવ આદિ ચોવીશ ભગવાનની પ્રતિષ્ઠા તે ક્ષેત્ર પ્રતિષ્ઠા કહેવાય છે, અને એકસો સિત્તેર ભગવાનની પ્રતિષ્ઠાને મહાપ્રતિષ્ઠા કહેવાય છે. બૃહદ્ભાષ્યમાં કહ્યું છે કે—'એક વ્યક્તિ પ્રતિષ્ઠા, બીજી ક્ષેત્ર પ્રતિષ્ઠા અને ત્રીજી મહા પ્રતિષ્ઠા તે અનુક્રમે એક, ચોવીશ અને એકસો સિત્તેર ભગવાનની જાણવી.' સર્વે પ્રકારની પ્રતિષ્ઠાની સામગ્રિ સંપાદન કરવી. જુદા જુદા સ્થળના સંઘ તથા શ્રીગુરૂ મહારાજને બોલાવવા તેમનો પ્રવેશ વગેરે ઘણા ઉત્સવથી કરી સમ્યક્ પ્રકારે તેમની આગતા સ્વાગતા કરવી. ભોજન

વસ્ત્ર વગેરે આપી તેમનો સર્વ પ્રકારે સત્કાર કરવો. બંદીવાનોને છોડાવવા. અમારિ પ્રવર્ત્તાવવી. કોઈ ને પણ હરકત ન પડે એવી દાનશાળા ચલાવવી. સૂતાર વગેરેનો સત્કાર કરવો. ઘણા ઠાઠથી સંગીત આદિ અદ્ભુત ઉત્સવ કરવો. અઢાર સ્નાત્ર–અભિષેક કરવા. વગેરે પ્રતિષ્ઠા વિધિ પ્રતિષ્ઠાકલ્પ આદિ ગ્રંથોથી જાણવી.

પ્રતિષ્ઠામાં સ્નાત્રને અવસરે ભગવાનની જન્માવસ્થા ચિંતવવી. તથા ફળ, નૈવેદ્ય, પુષ્પ, વિલેપન, સંગીત વગેરે ઉપચારને વખતે કુમાર આદિ ઉત્તરોત્તર અવસ્થા ચિંતવવી. છદ્મસ્થપણાના સૂચક વસ્ત્રાદિકવડે શરીરનું ઢાંકવું કરવું વગેરે ઉપચાર વડે ભગવાનની શુદ્ધ ચારિત્રાવસ્થા ચિંતવવી. અંજનશલાકાવડે નેત્રનું ઉઘાડવું કરતાં ભગવાનની કેવળી અવસ્થા ચિંતવવી. તથા પૂજામાં સર્વ પ્રકારના મ્હોટા ઉપચાર કરવાને અવસરે સમવસરણમાં રહેલી ભગવાનની અવસ્થા ચિંતવવી આ પ્રમાણે શ્રાદ્ધસામાચારીવૃત્તિમાં કહ્યું છે પ્રતિષ્ઠા કર્યા પછી બાર માસ સુધી મહિને મહિને તે દિવસે ઉત્તમ પ્રકારે સ્નાત્ર વગેરે કરવું. વર્ષ પુરૂં થાય ત્યારે અઠ્ઠાઇ ઉત્સવ કરવો. અને આયુર્ગ્રંથિ–વર્ષગાંઠ બાંધવી. તથા ઉત્તરોત્તર વિશેષ પૂજા કરવી, વર્ષગાંઠને દિવસે સાધર્મિક વાત્સલ્ય તથા સંઘપૂજા વગેરે શક્તિ પ્રમાણે કરવું. પ્રતિષ્ઠાષોડશકમાં તો વળી કહ્યું છે કે—'ભગવાનની આઠ દિવસ સુધી એક સરખી પૂજા કરવી. તથા સર્વ પ્રાણિઓને યથાશક્તિ દાન આપવું.' આ રીતે સાતમું દ્વાર સમાપ્ત થયું. ૭

## ૮ પુત્રાદિકનો દીક્ષા ઉત્સવ ઉજવવો.

તેમજ પુત્ર, પુત્રી, ભાઇ, ભત્રીજો, પોતાનો મિત્ર, સેવક આદિનો દીક્ષાનો તથા વડીદીક્ષાનો ઉત્સવ ઘણા આડંબરથી કરવો. કહ્યું છે કે—'ભરત ચક્રવર્તીના પાંચસો પુત્ર અને સાતસો પૌત્ર એટલા કુમારોએ ઋષભદેવ ભગવાનના સમવસરણમાં સાથે દીક્ષા લીધી.' શ્રીકૃષ્ણે તથા ચેટક રાજાએ પોતાની સંતતિને ન પરણવાનો નિયમ કર્યો હતો, તથા પોતાની પુત્રી આદિને તથા બીજા થાવચ્ચા પુત્ર વગેરેને ઘણા ઉત્સવથી દીક્ષા અપાવી તે વાત પ્રસિદ્ધ છે. દીક્ષા અપાવવી એમાં ઘણું પુણ્ય છે. કહ્યું છે કે—'જેમના કુળમાં ચારિત્રધારી ઉત્તમ પુત્ર, થાય છે, તે માતા, પિતા અને સ્વજનવર્ગ ઘણા પુણ્યશાળી અને ધન્યવાદને યોગ્ય છે.' લૌકિક શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—'જ્યાં સુધી કુળમાં કોઈ પુત્ર પવિત્ર સંન્યાસી થતો નથી, ત્યાં સુધી પિંડની ઇચ્છા કરનારા પિતરાઈઓ સંસારમાં ભમે છે.' આઠમું દ્વાર સમાપ્ત થયું.

## ૯ આચાર્ય પદ વિગેરેનો ઉત્સવ કરવો.

તેમજ પદસ્થાપના એટલે ગણિ, વાચનાચાર્ય, વાચકાચાર્ય વિગેરે પદની સ્થાપના કરવી. દીક્ષા લીધેલા પોતાના પુત્ર આદિ તથા બીજા પણ જે યોગ્ય હોય, તેમની પદ સ્થાપના શાસનની ઉન્નતિ વગેરેને સારૂ ઘણા ઉત્સવથી કરાવવી. સંભળાય છે કે, અરિહંતના પ્રથમ

સમવસરણને વિષે ઈન્દ્ર પોતે ગણધર પદની સ્થાપના કરાવે છે, વસ્તુપાળમંત્રીએ પણ એકવીશ આચાર્યોની પદ સ્થાપના કરાવી. નવમું દ્વાર સમાપ્ત થયું.

## આગમગ્રંથો વિગેરે પુસ્તકો લખાવવાં.

૧૦ તેમજ શ્રીકલ્પ આદિ આગમ, જિનેશ્વર ભગવાનનાં ચરિત્ર વગેરે પુસ્તકો ન્યાયથી સંપાદન કરેલા દ્રવ્યવડે શુદ્ધ અક્ષરે સારાં પાનાં વગેરેમાં યુક્તિથી લખાવવાં. તેમજ વાંચના એટલે સંવેગી ગીતાર્થ એવા મુનિરાજ પાસે ગ્રંથનો આરંભ થાય, તે દિવસે ઘણો ઉત્સવ વગેરે કરી અને દરરોજ બહુમાનથી પૂજા કરી વ્યાખ્યાન કરાવવું. તેથી ઘણા ભવ્ય જીવો પ્રતિબોધ પામે છે. તેમજ વ્યાખ્યાન વાંચનાર તથા ભણનાર મુનિરાજોને કપડાં વગેરે વહોરાવી તેમને સાહાય્ય કરવી. કહ્યું છે કે—'જે લોકો જિનશાસનનાં પુસ્તકો લખાવે, વ્યાખ્યાન કરાવે, ભણે, ભણાવે, સાંભળે અને પુસ્તકોની ઘણી યતનાથી રક્ષા કરે, તે લોકો મનુષ્ય લોકનાં, દેવલોકનાં તથા નિર્વાણનાં સુખ પામે છે.' જે પુરૂષ કેવળી ભાષિત સિદ્ધાંતને પોતે ભણે, ભણાવે અથવા ભણનારને વસ્ત્ર, ભોજન, પુસ્તક વગેરે આપી સહાય કરે, તે પુરૂષ આ લોકમાં સર્વજ્ઞ થાય છે.' જિનભાષિત આગમની કેવળજ્ઞાન કરતાં પણ શ્રેષ્ઠતા દેખાય છે. કહ્યું છે કે—'ઓઘથી શ્રુતોપયોગ રાખનાર શ્રુતજ્ઞાની સાધુ જો કદાચ અશુદ્ધ વસ્તુ વહોરી લાવે તો તે વસ્તુને કેવળી ભગવાન પણ ભક્ષણ કરે છે. કારણ કે, એમ ન કરે તો શ્રુતજ્ઞાન અપ્રમાણ થાય.' સંભળાય છે કે, અગાઉ દુષમ કાળના વશથી બાર વર્ષ સુધી દુકાળ પડયો. તેથી તથા બીજા અનેક કારણોથી સિદ્ધાંત ઉચ્છિન્ન પ્રાય થયેલો જોઈ ભગવાન નાગાર્જુન, સ્કંદિલાચાર્ય વગેરે આચાર્યોએ તેને પુસ્તકારૂઢ કર્યો. માટે સિદ્ધાંતને માન આપનાર શ્રાવકે તે સિદ્ધાંતને પુસ્તકને વિષે લખાવવું, તથા રેશમી વસ્ત્ર આદિ વસ્તુ વડે તેની પૂજા કરવી. સંભળાય છે કે, પેથડશાહે સાતક્રોડ તથા વસ્તુપાળમંત્રીએ અઢાર ક્રોડ દ્રવ્ય ખરચીને ત્રણ જ્ઞાનભંડાર લખાવ્યા. થરાદના સંઘવી આભુએ ત્રણક્રોડ ટંક ખરચીને સર્વ આગમની એકેક પ્રત સુવર્ણમય અક્ષરથી અને બીજી સર્વ ગ્રંથની એકેક પ્રત શાહિથી લખાવી. દસમું દ્વાર સમાપ્ત. ૧૦

## ૧૧ પોષધશાળા બનાવવી.

૧૧ તેમજ પૌષધશાળા એટલે શ્રાવક વગેરેને પૌષધ લેવાને સારૂ ખપમાં આવતી સાધારણ જગ્યા. આ પૌષધશાળા પણ પૂર્વે કહેલ ઘર બનાવવાની વિધિ માફક કરાવવી. સાધર્મિઓને સારૂ કરાવેલી તે પૌષધશાળા સારી સગવડવાળી અને નિરવદ્ય યોગ્ય સ્થાનક હોવાથી અવસર ઉપર સાધુઓને પણ ઉપાશ્રય તરીકે આપવી, કારણકે તેમ કરવામાં ઘણું પુણ્ય છે, કહ્યું છે કે—'જે પુરૂષ તપસ્યા તથા બીજા ઘણા નિયમ પાળનાર એવા સાધુ મુનિરાજોને ઉપાશ્રય આપે, તે પુરૂષે વસ્ત્ર, અન્ન, પાન, શયન આસન વગેરે સર્વ

વસ્તુઓ મુનિરાજને આપી એમ સમજવું.' વસ્તુપાળ મંત્રીએ નવસો ચોરાશી પૌષધશાળાઓ કરાવી. સિદ્ધરાજ જયસિંહના મુખ્ય મંત્રી સાન્તુએ પોતાનો નવો મહેલ વાદિ દેવસૂરિને દેખાડીને કહ્યું કે, "આ કેવો છે ?" ત્યારે તેમના શિષ્ય માણિક્યે કહ્યું કે, "જો એની પૌષધશાળા કરો તો અમે એને વખાણીએ." મંત્રીએ કહ્યું, "એ પૌષધશાળા થાઓ." આ પૌષધશાળાની બહારની પરશાળમાં ધર્મધ્યાન કરી રહ્યા પછી શ્રાવકોને પોતાનું મુખ જોવા પુરૂષ પ્રમાણ મોટા બે આરિસા રાખ્યા હતા. અગિઆરમું દ્વાર સંપૂર્ણ.

(मूलगाथा)

**आजम्मं सम्मत्तं जहसत्ति वयाइ दिक्खगहं अहवा ।**
**आरंभचाउ बंभं पडिमाइ अंतिआरहणा ॥ १६ ॥**

[ आ जन्म सम्यक्त्वं यथाशक्ति व्रतानि दीक्षाग्रहः अथवा ।
आरंभत्यागः ब्रह्म प्रतिमादि अंतिमाराधना ॥ १६ ॥ ]

સંક્ષેપાર્થઃ— ૧૨ જાવજ્જીવ સમકિત પાળવું. ૧૩ યથાશક્તિ વ્રત પાળવાં. ૧૪ અથવા દીક્ષા લેવી. ૧૫ આરંભનો ત્યાગ કરવો ૧૬ બ્રહ્મચર્ય પાળવું, ૧૭ શ્રાવકની પ્રતિમા વહેવી, ૧૮ તથા અંતે આરાધના કરવી. ॥ ૧૬ ॥

**૧૨ ૧૩ સમકિત તથા અણુવ્રતનું પાલન કરવું.**

વિસ્તારાર્થઃ— ૧૨ ૧૩ આજન્મ એટલે બાલ્યાવસ્થાથી માંડીને જાવજ્જીવ સુધી સમકિત અને અણુવ્રત આદિ યથાશક્તિ પાળવાં. આનું સ્વરૂપ અર્થદીપિકામાં કહ્યું છે, માટે અહિં કહ્યું નથી.

**૧૪ દીક્ષા ગ્રહણ કરવી.**

૧૪ તેમજ દીક્ષા ગ્રહણ એટલે અવસર આવે ચારિત્ર સ્વીકારવું. એનો ભાવાર્થ એ છે કે—શ્રાવક બાલ્યાવસ્થામાં દીક્ષા ન લેવાય તો પોતે પોતાને ઠગાયેલાની પેઠે સમજે, કેમ કે —'જેમણે સર્વ લોકને દુઃખદાયી કામદેવને જીતીને કુમાર અવસ્થામાં જ દીક્ષા લીધી, તે બાળ મુનિરાજોને ધન્ય છે.' શ્રાવકે પોતાના કર્મના વશથી મળેલું ગૃહસ્થપણું, સર્વ વિરતિના પરિણામને એકાગ્રચિત્તથી અહર્નિશ રાખીને પાણીનું બેડું માથે ધારણ કરનારી સામાન્ય સ્ત્રીની માફક પાળવું. કહ્યું છે. કે—' એકાગ્ર ચિત્તવાળો યોગી અનેક કર્મ કરે, તો પણ પાણી લાવનારી સ્ત્રીની માફક તેના દોષથી લેપાય નહિ ૧. જેમ પર પુરૂષને વિષે આસક્ત થએલી સ્ત્રી ઉપરથી પતિની મરજી રાખે છે, તેમ તત્ત્વજ્ઞાનમાં રાચી રહેલો યોગી ઉપર ઉપરથી સંસારને અનુસરે છે ૨. જેમ શુદ્ધ વેશ્યા મનમાં પ્રીતિ ન રાખતાં 'આજે અથવા કાલે એને છોડી દઈશ' એવો ભાવ રાખી જાર પુરૂષને સેવે છે ૩. અથવા જેનો પતિ પરદેશ ગયો છે; એવી કુલીન સ્ત્રી પ્રેમરંગમાં રહી પતિના ગુણોનું

સ્મરણ કરતી છતી ભોજન પાન વગેરેથી શરીરનો નિર્વાહ કરે છે, તેમ સુશ્રાવક સર્વ વિરતિના પરિણામ નિત્ય મનમાં રાખી પોતાને અધન્ય માનતો છતો ગૃહસ્થપણું પાળે. ૪-૫. જે લોકોએ પ્રસરતા મોહને રોકીને જૈની દીક્ષા લીધી, તે સત્પુરુષોને ધન્ય છે, અને તેમના વડે આ પૃથ્વી મંડળ પવિત્ર થએલું છે ૬.'

ભાવશ્રાવકનાં લક્ષણ પણ આ રીતે કહ્યાં છે—૧ સ્ત્રીને વશ ન થવું; ૨ ઈન્દ્રિયો વશ રાખવી, ૩ ધન અનર્થનો હેતુ છે એમ માનવું, ૪ સંસાર અસાર જાણવો, ૫ વિષયનો અભિલાષ રાખવો નહિ, ૭ આરંભ તજવો. ૭ ગૃહવાસ બંધન સમાન ગણવો, ૮ આજન્મ સમકિત પાળવું, ૯ સાધારણ માણસો ગાડરિયા પ્રવાહે ચાલે છે, એમ ન ચાલવું પણ વિચારીને ચાલવું, ૧૦ આગમના અનુસારે સર્વ ઠેકાણે પ્રવર્તવું ૧૧ દાનાદિ ચતુર્વિધ ધર્મ યથાશક્તિ આચરવો, ૧૨ ધર્મ કરતાં કોઈ અજ્ઞ જન હાંસી કરે તો તેની શરમ ન રાખવી, ૧૩ ગૃહકૃત્યો રાગદ્વેષ રાખ્યા વિના કરવાં, ૧૪ મધ્યસ્થપણું રાખવું, ૧૫ ધનાદિક હોય તો પણ તેમાં જ લપટાઈ ન રહેવું, ૧૬ ઇચ્છા વિના કામોપભોગ સેવવા, ૧૭ વેશ્યા સમાન ગૃહવાસમાં રહેવું, આ સત્તર પદવાળું ભાવ શ્રાવકનું લક્ષણ સંક્ષેપમાં જાણવું.

હવે પ્રત્યેક પદોના ખુલાસા વિસ્તારથી જણાવે છે.

૧ અનર્થને ઉત્પન્ન કરનાર, ચંચળ ચિત્તવાળી અને નરકે જવાના રસ્તા સરખી એવી સ્ત્રીને જાણી પોતાનું હિત વાંછનાર શ્રાવકે તેના વશમાં ન રહેવું, ૨ સંસારનું સ્વરૂપ યથાર્થપણે જાણનાર શ્રાવકે સમ્યગ્ જ્ઞાનરૂપ લગામ વડે જે ઈંદ્રિયરૂપ ચપળ અશ્વો હંમેશાં દુર્ગતિને માર્ગે દોડે છે તેમને ખોટા માર્ગે જતા અટકાવવા. ૩ બધા અનર્થોનું, પ્રયાસનું તથા ક્લેશનું કારણ અને અસાર એવું ધન જાણીને બુદ્ધિશાળિ પુરૂષે અલ્પ માત્ર પણ દ્રવ્યનો લોભ ન રાખવો. ૪ સંસાર દુઃખરૂપ, દુઃખદાયિ ફળ આપનાર પરિણામે પણ દુઃખની સંતતિ ઉત્પન્ન કરનાર, વિટંબણારૂપ અને અસાર છે એમ જાણી બુદ્ધિમાને તેના ઉપર પ્રીતિ રાખવી નહિં ૫ વિષ સરખા વિષયો ક્ષણ માત્ર સુખ દેનારા છે. એવો હમેશાં વિચાર કરનારો પુરૂષ સંસારથી ડરનારો અને તત્ત્વોનો જાણ થવાથી તેમની અભિલાષા ન કરે.. ૬ તિવ્ર આરંભ વર્જે, નિર્વાહ ન થાય તો સર્વે જીવ ઉપર દયા રાખી અનીચ્છાએ થોડો આરંભ કરે. અને નિરારંભી સાધુઓની સ્તુતિ કરે. ૭ ગૃહવાસને પાશ સમાન ગણતો તેમાં દુઃખથી રહે, અને ચારિત્રમોહનીય કર્મ ખપાવવાનો ઘણો ઉદ્યમ કરે. ૮ બુદ્ધિશાળી પુરૂષ મનમાં ગુરૂભક્તિ અને ધર્મની શ્રદ્ધા રાખીને ધર્મની પ્રભાવના, પ્રશંસા વગેરે કરતો છતો નિર્મળ સમકિત પાળે ૯ વિવેકથી પ્રવૃત્તિ કરનારો ધીર પુરૂષ 'સાધારણ માણસો ગાડરીયા પ્રવાહથી એટલે જેમ એકે કર્યું તેમ બીજાએ કર્યું' એમ અસમજણથી ચાલનારા છે,' એમ જાણી પોતે લોકસંજ્ઞાનો ત્યાગ કરે. ૧૦ એક જિનાગમ મૂકીને બીજું કંઇ પ્રમાણ નથી, અને બીજો મોક્ષ માર્ગ પણ નથી, એમ જાણી જાણ પુરૂષ સર્વે ક્રિયાઓ આગમને અનુસારે કરે. ૧૧ જીવ પોતાની શક્તિને ન ગોપવતાં

જેમ ઘણાં સંસારનાં કૃત્યો કરે છે, તેમ બુદ્ધિમાન પુરૂષ શક્તિ ન ગોપવતાં દાનાદિ ચતુર્વિધ ધર્મ જેમ આત્માને બાધા પીડા ન થાય તેવીરીતે આદરે. ૧૨ ચિંતામણિ રત્નની માફક દુર્લભ એવી હિતકારી અને નિરવદ્ય ધર્મક્રિયા પામીને સમ્યક્ પ્રકારે આચરણ કરતાં આપણને જોઇ અજ્ઞાન લોકો આપણી હાંસી કરે, તોપણ તેથી મનમાં લજ્જા લાવવી નહિં.૧૩ દેહ સ્થિતિનાં મૂળ કારણ એવી ધન, સ્વજન, આહાર, ગૃહ વગેરે સંસારગત વસ્તુઓને વિષે રાગ-દ્વેષ નહિ રાખી સંસારમાં રહેવું. ૧૪ પોતાનું હિત વાંછનાર પુરૂષ મધ્યસ્થપણામાં રહી તથા તથા નિત્ય મનમાં સમતાનો વિચાર રાખી રાગ દ્વેષને વશ ન થાય તથા કદાગ્રહને પણ સર્વથા છોડી દે. ૧૫ નિત્ય મનમાં સર્વ વસ્તુઓની ક્ષણભંગુરતાનો વિચાર કરનારો પુરૂષ ધનાદિકનો ધણી છતાં પણ ધર્મકૃત્યને હરકત થાય એવો તેમનો સંબંધ ન રાખે. ૧૬ સંસારથી વિરક્ત થયેલો શ્રાવક ભોગોપભોગથી જીવની તૃપ્તિ થતી નથી, એમ વિચારી સ્ત્રીના આગ્રહથી પરાણે કામભોગ સેવે. ૧૭ વેશ્યાની માફક આશંસા રહિત શ્રાવક આજે અથવા કાલે છોડી દઇશ એમ વિચાર કરતો પારકી વસ્તુની માફક શિથિલ ભાવથી ગૃહવાસ પાળે. આ રીતે સત્તર ગુણવાળો પુરૂષ, જિનાગમમાં ભાવ શ્રાવક કહેવાય છે અને એજ ભાવશ્રાવક શુભ કર્મના યોગથી શિઘ્ર ભાવ સાધુપણું પામે છે. આ રીતે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.

ઉપર કહેલી રીતે શુભ ભાવના કરનારો, પૂર્વે કહેલ દિનકૃત્યને વિષે તત્પર એટલે "આ નિર્ગ્રંથ પ્રવચનજ અર્થરૂપ તથા પરમાર્થરૂપ છે,' બાકી સર્વ અનર્થ છે, એવી સિદ્ધાંતમાં કહેલી રીતિ મુજબ સર્વ કાર્યોમાં સર્વ પ્રયત્નથી યતનાવડે પ્રવૃત્તિ કરનારો, કોઈ ઠેકાણે પણ જેનું ચિત્ત પ્રતિબંધ પામ્યું નથી એવો અને અનુક્રમે મોહને જીતવામાં નિપુણ થયેલો પુરૂષ પોતાના પુત્ર, ભત્રીજા વગેરે ઘરનો ભાર ઉપાડવા લાયક ત્યાંસુધી અથવા બીજા કોઇ કારણસર કેટલોક વખત ગૃહવાસમાં ગાળી, ઉચિત સમયે ચારિત્ર પાળવાની તુલના કરે. પછી ચારિત્ર લેવાને અવસરે જિનમંદિરે અઠ્ઠાઈ ઉત્સવ ચતુર્વિધ સંઘની પૂજા, અનાથ વગેરેની યથાશક્તિ અનુકંપા દાન અને મિત્ર સ્વજન આદિને ખમાવવું વગેરે કરીને સુદર્શન આદિ શેઠની માફક વિધિ પૂર્વક ચારિત્ર ગ્રહણ કરે. કહ્યું છે કે—"કોઇ પુરૂષ સર્વથા રત્નમય એવા જિનમંદિરવડે સમગ્ર પૃથ્વીને અલંકૃત કરે, તે પુણ્ય કરતાં પણ ચારિત્રની ઋદ્ધિ અધિક છે. તેમજ ચારિત્રમાં પાપકર્મ કરવાની પ્રવૃત્તિ નથી, ખરાબ સ્ત્રી, પુત્ર તથા ધણી એમનાં દુર્વચન સાંભળવાથી થનારૂં દુઃખ નથી, રાજા આદિને પ્રણામ કરવો પડતો નથી, અન્ન, વસ્ત્ર, ધન સ્થાન એની ચિંતા કરવી પડતી નથી, જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, લોકથી પૂજાય છે. ઉપશમ સુખમાં રતિ રહે છે અને પરલોકે મોક્ષ વગેરે પ્રાપ્ત થાય છે. ચારિત્રમાં આટલા ગુણ રહ્યા છે. માટે હે બુદ્ધિશાળી પુરૂષો ! તમો તે ચારિત્ર આદરવાને અર્થે પ્રયત્ન કરો." ચૌદમું દ્વાર સંપૂર્ણ.

**આરંભનો ત્યાગ કરવો.**

૧૫ હવે કદાચ કાંઇ કારણથી અથવા પાળવાની શક્તિ વગેરે ન હોવાથી શ્રાવક

જો ચારિત્ર ન આદરી શકે, તો આરંભ વર્જનાદિક તો જરૂર કરે. તેજ વાત કહે છે એટલે દીક્ષા આદરવાનું ન બને તો આરંભનો ત્યાગ કરવો. તેમાં પુત્રાદિક કોઈ પણ ઘરનો સર્વ કારભાર નભાવે એવો હોય તો સર્વ આરંભ છોડવો અને જો તેમ ન હોય તો સચિત્ત વસ્તુનો આહાર વગેરે કેટલોક આરંભ જેમ નિર્વાહ થાય તેમ તજવો. બની શકે તો પોતાને સારૂ અન્નનો પાક વિગેરે પણ ન કરે કે કરાવે. કહ્યું છે કે—"જેને માટે અન્નપાક (રસોઇ) થાય, તેને માટેજ આરંભ થાય છે. આરંભમાં જીવહિંસા છે, અને જીવહિંસાથી દુર્ગતિ થાય છે." એમ પંદરમું દ્વાર સમાપ્ત.

**૧૬ બ્રહ્મચર્યનું પાલન કરવું.**

૧૬ શ્રાવકે યાવજ્જીવ બ્રહ્મચર્ય પાળવું. જેમ પેથડશ્રેષ્ઠિએ બત્રીશમે વર્ષે બ્રહ્મચર્ય વ્રત સ્વીકાર્યું અને પછી તે ભીમસોનીની મઢીમાં ગયો, બ્રહ્મચર્ય વગેરેનું ફળ અર્થદીપિકામાં કહ્યું છે. ઇતિ સોળમું દ્વાર

**૧૭ શ્રાવકની પ્રતિમા વહેવી.**

૧૭ તેમજ શ્રાવકે પ્રતિમાદિ તપસ્યા કરવી આદિ શબ્દથી સંસારતારણાદિક કઠણ તપસ્યા વિશેષ પણ જાણવી. તેમાં એક માસિકી આદિ ૧૧ પ્રતિમાઓ કહી છે. તે બતાવે છે:—

दंसण १ वय २ सामाइअ ३ पोसह, ४ पडिमा ५ अबंभ ६ सच्चित्ते ७ ॥
आरंभ ८ पेस ९ उद्दिट्ठवज्जए १० समणभूए ११ अ ॥ १ ॥

અર્થ:—૧ પહેલી દર્શન પ્રતિમા તે રાજાભિયોગાદિ છ આગાર રહિત, શ્રદ્ધાન પ્રમુખ ચાર ગુણે કરી સહિત એવા સમકિતને ભય, લોભ, લજ્જા આદિ દોષવડે અતિચાર ન લાગે તેમ એક માસ સુધી પાળવું, અને ત્રિકાળ દેવપૂજા વગેરે કરવું તે રૂપ જાણવી. ૨ બીજી વ્રતપ્રતિમા તે બે માસ સુધી ખંડના તથા વિરાધના વગર પાંચ અણુવ્રત પાળવાં, તથા પ્રથમ પ્રતિમાની ક્રિયા પણ સાચવવી, તે રૂપ જાણવી. ૩ ત્રીજી સામાયિક પ્રતિમા તે ત્રણ માસ સુધી ઉભયકાળ પ્રમાદ તજી બે ટંક સામાયિક કરવું તથા પૂર્વે કહેલ બે પ્રતિમાની ક્રિયા પણ સાચવવી તે રૂપ જાણવી. ૪ ચોથી પૌષધ પ્રતિમા, તે, પૂર્વોકત પ્રતિમાના નિયમ સહિત ચાર માસ સુધી ચાર પર્વતિથિએ અખંડિત અને પરિપૂર્ણ પૌષધ કરવો તે રૂપ જાણવી ૫ પાંચમી પ્રતિમા એટલે કાયોત્સર્ગ પ્રતિમા તે પૂર્વોકત પ્રતિમાની ક્રિયા સહિત પાંચ માસ સુધી સ્નાન વર્જી, રાત્રિએ ચઉવિહાર પચ્ચક્ખાણ કરી, દિવસે બ્રહ્મચર્ય પાળવું. તથા કાછડી છૂટી રાખી ચાર પર્વતિથિએ ઘરમાં, ઘરના દ્વારમાં અથવા ચૌટામાં પરીસહ કે ઉપસર્ગથી ન ડગમગતાં આખી રાત સુધી કાઉસ્સગ્ગ કરવો તે રૂપ જાણવી. હવે કહીશું તે સર્વ પ્રતિમામાં પણ પૂર્વોકત પ્રતિમાની ક્રિયા સાચવવી તે જાણી લેવું, ૬ છઠ્ઠી બ્રહ્મચર્ય પ્રતિમા તે છ માસ સુધી નિરતિચાર બ્રહ્મચર્ય પાળવા સ્વરૂપ જાણવી. ૭. સાતમી સચિત્ત પરિહાર પ્રતિમા તે, સાત માસ સુધી સચિત્ત વર્જવી તે રૂપ જાણવી. ૮ આઠમી આરંભ પરિહાર પ્રતિમા તે આઠ

માસ સુધી પોતે કાંઇ પણ આરંભ ન કરવો તે રૂપ જાણવી. ૯ નવમી પ્રેષણ પરિહાર પ્રતિમા તે નવ માસ સુધી પોતાના નોકર વગેરે પાસે પણ આરંભ ન કરાવે તે રૂપ જાણવી. ૧૦ દશમી ઉદ્દિષ્ટ પરિહાર પ્રતિમા તે દસ માસ સુધી માથું મુંડાવવું, અથવા ચોટલીજ માત્ર રાખવી, નિધાનમાં રાખેલા ધન સંબંધી કોઇ સ્વજન સવાલ કરે તો તે જાણમાં હોય તો દેખાડવું, અને ન હોય તો હું જાણતો નથી એમ કહેવું, બાકી સર્વ ગૃહકૃત્ય તજવું. તથા પોતાને સારૂ તૈયાર કરેલો આહાર પણ ભક્ષણ કરવો નહિં તે રૂપ જાણવી. ૧૧ અગ્યારમી શ્રમણભૂત પ્રતિમા તે અગિઆર માસ સુધી ઘર આદિ છોડવું, લોચ અથવા મુંડન કરાવવું, ઓઘો, પાત્રાં આદિ મુનિવેષ ધારણ કરવો, પોતાની આધીનતામાં રહેલાં ગોકુલ વગેરેને વિષે વાસ કરવો, અને 'प्रतिमावाहकाय श्रमणोपासकाय भिक्षां दत्त' એમ કહી સાધુની માફક આચાર પાળવો, પણ 'ધર્મલાભ' શબ્દ ન ઉચ્ચારવો તે રૂપ જાણવી. આ રીતે અગિઆર શ્રાવક પ્રતિમાનું સ્વરૂપ કહ્યું છે. ઇતિ સત્તરમું દ્વાર સંપૂર્ણ.

**અંત સમયે આરાધના કરવી.**

૧૮. તેમજ અંતે એટલે આયુષ્યનો અંત સમીપ આવે, ત્યારે આગળ કહીશું તે પ્રમાણે સંલેખના આદિ આરાધના વિધિ સહિત કરવી, એનો ભાવાર્થ એ રીતે છે કેઃ– ' શ્રાવક અવશ્ય કરવા યોગ્ય કાર્યનો ભંગ થએ છતે અને મૃત્યુ નજદીક આવે છતે પ્રથમ સંલેખના કરી પછી ચારિત્ર સ્વીકાર કરે વગેરે ગ્રથોક્ત વચન છે. માટે શ્રાવક અવશ્ય કર્તવ્ય—જે પૂજા પ્રતિક્રમણ વગેરે ક્રિયા તે કરવાની તેનામાં શક્તિ ન હોય તો અથવા મૃત્યુ નજદીક આવી પહોંચે ત્યારે દ્રવ્યથી તથા ભાવથી બે પ્રકારે સંલેખના કરે, તેમાં અનુક્રમે આહારનો ત્યાગ કરવો તે દ્રવ્ય સંલેખ ના અને ક્રોધાદિ કષાયનો ત્યાગ કરવો તે ભાવ સંલેખનના કહેવાય છે.' કહ્યું છે કે—'શરીર સંલેખનવાળું ન હોય તો મરણ વખતે સાત ધાતુનો એકદમ પ્રકોપ થવાથી જીવને વિરતિપરિણામ ન હોવાથી આર્ત્તધ્યાન ઉત્પન્ન થાય છે. હું ત્હારૂં આ (શરીર) વખાણતો નથી. શરીર કોનું સારૂં છે ? જરા નજર કરી નિહાળ ત્હારી.આંગળી ભાંગી ગઇ કે શું ? માટે હે જીવ ! તું ભાવ સંલેખના કર. સ્વપ્ન શકુન તથા દેવતાના વચન વગેરેથી પોતાનું મરણ નજીક છે કે કેમ તે વિચારવું' કહ્યું છે કે— ' માઠાં સ્વપ્ન ' પોતાની હમેશની પ્રકૃતિમાં થયેલી જૂદી રીતનો ફેરફાર, માઠાં નિમિત્ત અવળા ગ્રહ, સ્વરના સંચારમાં વિપરીતપણું એટલા કારણોથી પુરૂષે પોતાનું મરણ નજીકજ આવેલું છે તે જાણવું.' આ રીતે સંલેખના કરી સકળ શ્રાવક ધર્મના ઉદ્યાપનને સારૂજ હોયની શું એવી રીતે અંતકાળને વિષે પણ ચરિત્ર ગ્રહણ કરે.' કહ્યું છે કે—જીવ શુભ પરિણામથી એક દિવસનું પણ શુદ્ધ ચારિત્ર પાળે તો કદાચ મોક્ષ ન પામે તોપણ વૈમાનિક તો જરૂર થાય છે.'

**અંત સમયે દીક્ષા લેવા ઉપર કુબેરપુત્ર, હરિવાહન અને આભુશેઠનું દૃષ્ટાન્ત.**

નળ રાજાના ભાઇ કુબેરનો પુત્ર નવો પરણ્યો હતો, તો પણ હવે ' તારૂં આયુષ્ય પાંચ દિવસ છે. ' એમ જ્ઞાનીનું કહેવું સાંભળીને તત્કાળ તેણે દીક્ષા લીધી અને છેવટે

તે સિદ્ધપદને પામ્યો. હરિવાહન રાજા જ્ઞાનીના વચનથી પોતાનું આયુષ્ય નવ પહોર બાકી જાણી દીક્ષા લઇ સર્વાર્થસિદ્ધિવિમાને પહોંચ્યો. સંથારાને અવસરે (અંત વખતે) શ્રાવક દીક્ષા લે, ત્યારે શાસનપ્રભાવના વગેરેને અર્થે શકિત પ્રમાણે ધર્મમાં ધનનો વ્યય કરે થરાદના આભુ સંઘવીએ જેમ આતુર દીક્ષાને અવસરે (અંત વખતે) સાતક્ષેત્રોમાં સાતકોડ ધન વાપર્યું.

હવે અંતઃકાલે સંયમ લેવાનું જેનાથી ન બને; તે શ્રાવક અંતસમય આવે સંલેખના કરી શત્રુંજય આદિ શુભ તીર્થે જાય, અને નિર્દોષ સ્થંડિલને વિષે (જીવ જંતુ રહિત ભૂમિને વિષે ) શાસ્ત્રોકત વિધિ પ્રમાણે ચતુર્વિધ આહારનું પચ્ચક્ખાણ કરી આનંદાદિક શ્રાવકોની માફક અનશન સ્વીકારે કહ્યું છે કે-'તપસ્યાથી અને વ્રતથી મોક્ષ થાય છે, દાનથી ઉત્તમ ભોગ મળે છે, દેવપૂજાથી રાજ્ય મળે છે, અને અનશન કરી મરણ પામવાથી ઇંદ્રપણું પમાય છે.' લૌકિકશાસ્ત્રમાં પણ કહ્યું છે કે-'હે અર્જુન! વિધિપૂર્વક પાણીમાં અંત વખતે રહે તો સાત હજાર વર્ષ સુધી, અગ્નિમાં પડે તો દસ હજાર વર્ષ સુધી, ઝંપાપાત કરે તો સોળ હજાર વર્ષ સુધી, મ્હોટા સંગ્રામમાં પડે તો સાઠ હજાર વર્ષ સુધી, ગાય છોડાવવાને સારૂ દેહ ત્યાગ કરે તો એંશી હજાર વર્ષ સુધી, શુભ ગતિ ભોગવે, અને અંતકાળે અનશન કરે તો અક્ષય ગતિ પામે.'

પછી સર્વ અતિચારના પરિહારને સારૂ ચાર શરણરૂપ આરાધના કરે. દશ દ્વાર રૂપ આરાધના આ રીતે કહી છે.—૧ અતિચારની આલોયણા કરવી, ૨ વ્રતાદિક ઉચ્ચરવાં, ૩ જીવોને ખમાવવા, ૪ ભાવિતાત્મા એવો શ્રાવક અઢાર પાપસ્થાનકને વોસિરાવે, ૫ અરિહંત આદિ ચારે શરણ કરવાં, ૬ કરેલા દુષ્કૃતની નિંદા કરવી, ૭ કરેલા શુભ કર્મોની અનુમોદના કરવી, ૮ શુભ ભાવના ભાવવી, ૯ અનશન આદરવું, અને ૧૦ પંચપરમેષ્ઠિ નવકાર ગણવા. એવી આરાધના કરવાથી પણ જો તેજ ભવમાં સિદ્ધ ન થાય, તો પણ શુભ દેવતાપણું તથા શુભ મનુષ્યપણું પામી આઠ ભવની અંદર સિદ્ધ થાય છે. કારણકે સાત અથવા આઠ ભવ ગ્રહણ કરે, તેથી વધારે ન કરે એવું આગમ વચન છે. ઇતિ અઢારમું દ્વાર તથા સોલમી ગાથાનો અર્થ સંપૂર્ણ.

હવે પ્રકરણનો ઉપસંહાર કરતાં દિનકૃત્યાદિકનું ફળ કહે છે

(मूलगाथा)

एवं गिहिधम्मविहिं, पइदिअहं निव्वहंति जे गिहिणो ॥
इह भवि परभवि निव्वुइसुहं लहुं ते लहंति धुवं ॥ १७ ॥
[ एवं गृहधर्मविधिं प्रतिदिवसं निर्वहन्ति ये गृहिणः ।
इह भवे परभवे निवृत्तिसुखं लघु ते लभन्ते ध्रुवं ॥ १७ ॥]

સંક્ષેપાર્થઃ—જે શ્રાવકો આ ગ્રન્થમાં કહેલા શ્રાવક ધર્મની વિધિને દરરોજ આચરે તે શ્રાવક આ ભવમાં નિવૃત્તિ સુખ અને અનુક્રમે પરભવમાં શિઘ્ર મુક્તિ સુખ અવશ્ય પામે છે. ૧૭

વિસ્તારાર્થ :—આ ઉપર કહેલો દિનકૃત્ય આદિ છ દ્વારવાળો શ્રાવકનો જે ધર્મ વિધિ, તેને નિરંતર જે શ્રાવકો સમ્યક્ પ્રકારે પાળે છે, તેઓ આ વર્તમાન ભવને વિષે સારી અવસ્થામાં રહી સુખ પામે છે, તથા પરલોકે સાત આઠ ભવની અંદર પરંપરાએ મુક્તિસુખ તત્કાળ જરૂર પામે છે.

## શ્રી રત્નશેખર સૂરિવિરચિત
## શ્રાદ્ધવિધિ વિધિકૌમુદી નામની ટીકા સહિત સંપૂર્ણ.

---

### પ્રશસ્તિ.

विख्याततपेत्याख्या जगति जगच्चन्द्रसूरयोऽभूवन् ॥
श्रीदेवसुन्दरगुरू–त्तमाश्च तदनु क्रमाद्विदिताः ॥ १ ॥

અર્થઃ—આ જગતમાં તપા એવું પ્રખ્યાત નામ ધારણ કરનાર શ્રીજગચ્ચંદ્રસૂરિ થયા. તેમના પછી અનુક્રમે પ્રખ્યાત શ્રીદેવસુંદર ગુરૂ મહારાજ થયા.

पञ्च च तेषां शिष्या–स्तेष्वाद्या ज्ञानसागरा गुरवः ॥
विविधावचूर्णिलहरि–प्रकटनतः सान्वयाह्वानाः ॥ २ ॥

અર્થઃ—શ્રીદેવસુંદર ગુરૂવર્યના પાંચ શિષ્યો હતા. તેમાં પ્રથમ શિષ્ય શ્રીજ્ઞાનસાગર ગુરૂ થયા. વિવિધ પ્રકારની અવચૂર્ણિ (અવચૂરિ) રૂપ લહેરો પ્રકટ કરી તેમણે પોતાનું જ્ઞાનસાગર નામ યથાર્થ કર્યું. ॥ ૨ ॥

श्रुतगतविविधालापक–समुद्धृताः समभवंश्च सूरीन्द्राः ॥
कुलमण्डना द्वितीयाः, श्रीगुणरत्नास्तृतीयाश्च ॥ ३ ॥

અર્થઃ—શાસ્ત્રમાં રહેલાં વિવિધ આલાપાના ઉદ્ધાર કરનારા કુલમંડન નામા સૂરીન્દ્ર બીજા શિષ્ય થયા અને શ્રીગુણરત્ન નામા ત્રીજા શિષ્ય થયા. ૩

षड्दर्शनवृत्ति–क्रियारत्नसमुच्चयविचारनिचयसृजः ॥
श्रीभुवनसुन्दरादिषु, भेजुर्विद्यागुरुत्वं ये ॥ ४ ॥

અર્થઃ—જે શ્રીગુણરત્ન ગુરૂવર્ય ષડ્દર્શનસમુચ્ચયવૃત્તિ અને ક્રિયારત્નસમુચ્ચય ગ્રંથના રચનારા હતા અને શ્રી ભુવનસુંદર વિગેરે આચાર્યોના વિદ્યાગુરૂ થયા. ૪

श्रीसोमसुन्दरगुरुप्रवरास्तुर्या अहार्यमहिमानः ॥
येभ्यः संततिरुच्चै–रभवद्द्वेधा सुधर्मभ्यः ॥५॥

અર્થઃ—ઉત્કૃષ્ટ મહિમાવાળા શ્રીસોમસુંદર ગુરૂવર્ય ચોથા શિષ્ય થયા. દ્રવ્યથી તથા ભાવથી ભલા ધર્મવંત એવા જે ગુરૂવર્યથી ઘણી શિષ્યસંતતિ વૃદ્ધિ પામી; ૫

यतिजीतकल्पविवृत-श्च पञ्चमाः साधुरत्नसूरिवराः ॥
यैर्मादृशोऽप्यकृष्यत, करप्रयोगेण भवकूपात् ॥ ६ ॥

અર્થ:—યતિજીતકલ્પની વ્યાખ્યા કરનારા શ્રી સાધુરત્નસૂરિવર પાંચમા શિષ્ય થયા. જેમણે મ્હારા જેવાનો સંસાર રૂપ કૂવામાંથી હસ્તપ્રયોગવડે ઉદ્ધાર કર્યો. ૬

श्रीदेवसुन्दरगुरोः, पट्टे श्रीसोमसुन्दरगणेन्द्राः ॥
युगवरपदवीं प्राप्ता-स्तेषां शिष्याश्च पञ्च ते ॥ ७ ॥

અર્થ:—શ્રી દેવસુંદર ગુરૂની પાટે યુગપ્રધાન પદવી પામેલા શ્રીસોમસુંદર ગુરૂ થયા. તેમને આ પાંચ શિષ્યો થયા. ૭

मारीत्यवमनिराकृति–सहस्रनामस्मृतिप्रभृतिकृत्यैः ।
श्रीमुनिसुन्दर गुरव–श्चिरंतनाचार्यमहिमभृतः ॥ ८ ॥

અર્થ:—મારી, ઇતિ પ્રમુખ ઉપદ્રવનું વારવું તથા જિનસહસ્ર નામ સ્મરણ કરવું ઇત્યાદિ કૃત્યોવડે આ શ્રીમુનિસુંદર ગુરૂ ચિરંતન આચાર્યનો મહિમા ધારણ કરનારા થયા ૮

श्री जयचन्द्रगणेन्द्रा -निस्तन्द्राः संघगच्छकार्येषु ।
श्रीभुवनसुन्दरवरा, दूरविहारैर्गणोपकृतः ॥ ९ ॥

અર્થ:—બીજા સંઘના તથા ગચ્છના કાર્યમાં પ્રમાદ ન કરનારા એવા શ્રી જયચંદ્ર આચાર્ય થયા તથા ત્રીજા દૂર વિહાર કરીને સંઘ ઉપર ઉપકાર કરનારા શ્રીભુવનસુંદરસૂરિ થયા. ॥ ૯ ॥

विषममहाविद्यात–द्विडम्बनाब्धौ तरीव वृत्तिर्यैः ।
विदधे यज्ज्ञाननिधिं, मदादिशिष्या उपाजीवन् ॥ १० ॥

અર્થ:—જેમણે વિષમ મહાવિદ્યાના અજ્ઞાનથી વિટંબણારૂપ સમુદ્રમાં પડેલા લોકોને નાવ સમાન એવી મહાવૃત્તિ કરી અને જેમના જ્ઞાનનિધિને પામી મ્હારા જેવા શિષ્યો પોતાનો નિર્વાહ કરી રહ્યા. ૧૦

एकाङ्गा अप्येकादशाङ्गिनश्च जिनसुन्दराचार्याः ।
निर्ग्रन्था ग्रन्थकृतः, श्रीमज्जिनकीर्तिगुरवश्च ॥ ११ ॥

અર્થ—ચોથા એક અંગ (શરીર) ધારણ કરનાર છતાં પણ અગિઆર અંગ (સૂત્ર) ધારણ કરનારા શ્રી જિનસુંદરસૂરિ તથા પાંચમા નિગ્રંથ (ગ્રંથ–પરિગ્રહ વિનાના) છતાં પણ ગ્રંથ રચના કરનારા એવા શ્રી જિનકીર્તિ ગુરૂ થયા. ૧૧

एषां श्रीसुगुरूणां, प्रसादतः षट्खतिथिमिते (१५०६) वर्षे ।
श्राद्धविधिसूत्रवृत्तिं, व्यधित श्रीरत्नशेखरः सूरिः ॥ १२ ॥

અર્થઃ—શ્રી રત્નશેખરસૂરિએ ઉપર કહેલા શ્રી ગુરુઓના પ્રસાદથી વિક્રમ સંવત ૧૫૦૬ માં શ્રાદ્ધવિધિ સૂત્રની વૃત્તિ કરી. ॥ ૧૨ ॥

अत्र गुणसत्रविज्ञावतंसजिनहंसगणिवरप्रमुखैः ।
शोधनलिखनादिविधौ, व्यधायि सांनिध्यमुद्युक्तैः ॥ १३ ॥

અર્થઃ—પરમ ગુણવંત અને વિદ્વદ્રત્ન શ્રીજિનસંહગણિ પ્રમુખ વિદ્વાનોએ આ ગ્રંથના સંશોધન અને લેખન વિગેરે કાર્યમાં પરિશ્રમ લઈ સાહાય્ય કરી. ॥ ૧૩ ॥

विधिवैविध्याच्छ्रुतगत—नैयत्यादर्शनाच्च यत्किंचित् ।
अत्रोत्सूत्रमसूत्र्यत, तन्मिथ्यादुष्कृतं मेऽस्तु ॥ १४ ॥

અર્થઃ—વિધિની વિવિધતાથી તથા સિદ્ધાંતમાં નિશ્ચિત વાતને નહિ દેખાવાથી આ ગ્રંથમાં મેં જે કાંઇ ઉત્સૂત્ર રચના કરી હોય, તો તે મ્હારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ॥૧૪॥

विधिकौमुदीति नाम्न्यां, वृत्तावस्यां विलोकितैर्वर्णैः ।
श्लोकाः सहस्रषट्कं, सप्तशती चैकषष्टयधिका ॥ १५ ॥

અર્થઃ—વિધિકૌમુદી નામની આ વૃત્તિમાં અક્ષરે અક્ષરની સંખ્યા કરતાં આ ગ્રંથની શ્લોક સંખ્યા ૬૭૬૧ થાય છે. ॥ ૧૫ ॥

श्राद्धहितार्थं विहिता, श्राद्धविधिप्रकरणस्य सूत्रयुता ।
वृत्तिरियं चिरसमयं, जयताज्जयदायिनी कृतिनाम् ॥ १६ ॥

અર્થઃ—શ્રાદ્ધવિધિ નામના મૂળગ્રંથ સહિત તેની આ વૃત્તિ મેં શ્રાવકોના હિતાર્થે રચી. તે ( વૃત્તિ ) કુશલ પુરૂષોને જય આપનારી થઈ ચિરકાળ જયવંતી વર્તો. ॥ ૧૬ ॥

શ્રી રત્નશેખરસૂરિ રચિત શ્રાદ્ધ વિધિ સંપૂર્ણ.





# શ્રી રત્નશેખરસૂરિ વિરચિત
# શ્રાદ્ધવિધિ સંપૂર્ણ

